( ખાંનગી વાકેફીને સારૂં )

# મુંબઇથી યૂરોપ તરફના પ્રવાસની નોંધ પત્રીકા

ઈયાને

તા૦ ૧૨ મી મેએ થીતે તા૦ ૨૨ મી નવેમબર ૧૮૮૧

સુધી યૂરોપનાં જુદાં જુદાં દેશો તરફ

કરેલી મુસાફરીની નોંધ.

રચનાર

ફરાંમજી દીનશાજી પીટીટ.



મુંબઈ:

અંગ્રેજી તથા ગુજરાતી જૉબ પ્રીંટીંગ પ્રેસ.

સને ૧૮૮૩ ઇસ્વી.

૧૮૫૪

# દીબાચો.

યુરોપ તરફની મુસાફરીમાં અમે જયારે પ્રવાસ કરતા, ત્યારે અમારી સાથના ભાઇ પીરોજશા મેરવાંનજી જીજીભાઈ જે કાંઈ જોતા તેની નોંધ પોતાની "ડાયરી" એટલે દરરોજનો અહેવાલ રાખવાની ચોપડીમાં ટપકાવતાં હતા. તેની અમે નકલ ઉતરાવીને તે અમારા મુરબીજી શેઠ દીનશાજી માંણેકજી પીટીટ ઉપર રવાનાં કરતા હતા. તે તેઓ શાહેબ તથા બીજા અમારા દોસ્ત અને સગાંવાહાલાંઓને ઘણી પસંદ પડેથી અમે જયારે મુંબઈ પાછા આવ્યા ત્યારે અમારી મુસાફરીની ફકત 'નોંધ' દાખલ છપાવવાની તેઓએ ભલામણ કરી; તેથી આ ચોપડી–આમ વર્ગે વેચવા નહી–પણ અમારા દોસ્ત આશનાવોમાં વેહેંચવા સારૂંજ બાહેર પાડીછે. એમાં આપેલી વીગત જેવી કે શેહેરોની વસ્તી, વેપાર, તેમજ કેટલીક ઇમારતોની લંબાઇ પોહોળાઈ વગેરે, બીજી જાણવાજોગ ગણત્રી, ઘણી ખરી અંગ્રેજી "ગાઇડ–બુક" ઉપરથી તથા જુદાં જુદાં શેહેરોમાં ત્યાંને લગતા અમે ભોમીયા રાખ્યા હતા તેમનાથી અથવા જાહેર ઇમારતો માંહેલા રખેવાળો પાસેથી અમે ઊતારી લીધીછે. હુન્નરનાં કારખાનાંઓમાં થતી બનાવટોની અમે જે કાંઈ વીગત આપીછે તે ફકત યાદદાસ્ત પરથીજ લખેલી જાણવી; સબબ, જે વખતે કારખાનાંનાં ઉપરી અથવા ધણી પોતાના હુન્નરની બનાવટની અમને સમજણ આપતા, તે વખતે જો કાંઈ લખવા ઉભા રહીયે તો તેઓ ઇયા તો અમને અંદર ઉભા પણ રેહેવા દીયે નહી ઇયા પુરતી શમજણ આપવાની આનાકાંની કરે. માટે કારખાંનામાં ચાલતી બનાવટ જોઈ તે વીશેનો ખુલાસો ત્યાંથી સાંભળી ઉતારાપર આવીને એ વીગતો અમે નોધીછે તેથી તેમાં કમબેશ ઇયા ભુલ માલમ પડે, તો તે વાંચનારા શાહેબોએ દરગુજર કરવી. છેલ્લાં, અમે ખુલ્લો એકરાર કરીયે છીયે કે મુસાફરીનાં રસીક ચીતાર ચીતરવાની ચતુરાઈ બતાવવાનાં ડોળથી નહી, . પણ અમારા દોસ્ત આશનાવોને યુરોપની મોતેબરીનો કાંઈ ભાસ આવે અને શાહેબ જોરતવાળાને જોવાનો શોખ ઉતપંત થાય, એવા હેતુંથી આ નાનું પુસ્તક રચ્યુંછે.

# અનુક્રમાણીકા.

## ઈંગલાંડ.

## સ્કાટલંડ.

## આએરલંડ.



## વેલસ.



## ફ્રાંન્સ.

## બેલજીઅમ.



## હાલંડ.



## જરમની.

## સ્વીટઝરલાંન્ડ.



## પોલંડ.



## રૂશીઆ.

## તરકી.

## હંગરી.



## આસ્ત્રીઆ.



## ઇજીપત.

# મુંબઇથી યૂરોપ તરફના પ્રવાસની નોંધ પત્રીકા.



તા૦ ૧૨ મી મે ૧૮૮૧ ને દીને હમો (ફરામજી દીનશાજી પીટીટ) તથા ભાઇઓ દાદી નસરવાંનજી દાદીશેઠ, પીરોજશાજી મેહરવાનજી જીજીભાઈ, કાવશજી દાદી લીમજી, નવરોજજી નસરવાંનજી વાડીઆ—એટલા જણ પી૦ અને ઓ૦ કંપનીની સ્ટીમર "શુરત" મધે પાલવા બંદર ઉપરથી સાંજનાં ૫ાા કલાકને અમલે ઉપડી ગયા. એ સ્ટીમર જોકે આસરે ૩,૦૦૦) ટનનીછે તોપણ દરીયો થંભ હોવા છતાં ડોલીઆ કરતી હતી, અને જુની હોવાને લીધે એજ કંપનીની બીજી આગબોટો કરતાં ધીમે ચાલતી હતી. એ દીવસથી તે તા૦ ૧૭ મી મે ૧૮૮૧ સુધીના દીવસો દરીયામાં એડન તરફ જતાં લાગા તેથી તેનું સહજ કે સવીસતર પણ કાંઈ લખવાજોગ નથી. રસતામાં તાપ ઘણો લાગો હતો એ જાણવાજોગ હતું, અને સખત ગરમીને લીધે રાતનાં કેબીનોમાં સુવાઈ શકાતું ન હતું કેમકે અંગોઅંગ બલત્રાં ત્રાહે ત્રાહે પોકરાવતા હતા.

તા૦ ૧૮ મી મે ૧૮૮૧—આજ દીન એડનને લગતો જમીનનો છેડો પેહેલ વેહેલો સાંજનાં ૬) વાગે દુરથી જોયો અને સાત વાગતે દીવાદાંડી નજરે પડી તોપણ એડન પાહાડની કઢણમાં આવવાને લીધે તે પાહાડ રાતનાં દસ વાગતે વટાવી રહ્યા પછી ત્યાંની દીવા બતીઓ નજરે પડવા લાગી. રાતનાં ૧૧) વાગે એ ગામનાં બારાંમાં લંગર કીધું, અને કીનારેથી બોટો હમોને લેવા આવી તેમાં બેસીને "સ્ટીમર પોઈનટ" નામનો ડકકોછે ત્યાં અરધા કલાકમાં કીનારે ઉતરયા હતા. એ વખત રાતનો હોવાથી એડન શેહેર જોવાને બરોબર બનયું નહી. એ ગામનાં જાણીતા વેપારીઓ શેઠો કાવશજી દીનશાહ એડનવાલા તથા મનચેરજી એદલજી કોલાબેવાલા અને બીજા સાહેબો સ્ટીમર ઉપર લેવાને આવ્યા હતા, તેથી મંડલીની રૂઢી ધ્યાનમાં રાખીને કીનારે ઉતરતી વેળા તે સાહેબોનાં મુકામ ઉપર તેઓને વલતી મુલાકાત આપવાની હમોને ફરજ પડી હતી. એ સાહેબો જયાં રેહેછે તે જગા ઉપર ઘણી સારી હવેલીઓ અર્ધચંદ્રાકારમાં (મુંબાઈમાં એલફીનસટન સરકલની બીલડીંગશની માફક) બાંધેલીછે. તેની આગલ ગાડીઘોડા જવાનો રસતો અને તે રસતાની અડોઅડ દરીયો આવેલોછે ત્યાં ફરવા નીકલયા. તે વખતે ખુશનુંમાં ચાંદનું પડતું હોવાથી દેખાવ ઘણો સારો અને રમણીક લાગતો હતો. એતો એડન શેહેરનો વેપારી લત્તોછે; પણ એડનનું ગાંમ હીયાંથી પાંચ મૈલ દુરે હોવાને લીધે, તથા આએ વખતે રાતનાં બાર વાગાનો અમલ થઈ જવાથી સ્ટીમર બે વાગે ઉપડશે એવું સાંભલી હમોએ માત્ર એનો આગળો ભાગ જોઈ બાકીનું બીજું પાછા ફરતી વેળાએ જોઇશું એવી ધારણાએ પુડતું મુકી માંડી વાળયું હતું. એડન શેહેરની વસ્તી આએ શાલનાં વસ્તી પત્રક અથવા ખાનેશુમારી મુજબ આસરે ૩૦,૦૦૦) માંણસોની કેહેવાએછે. તેમાં આપણાં જરથોસતીઓ આસરે ૨૦૦) જન હશે. તેઓનાં વપરાસને માટે એક દરેમેહેર તથા દોખમું ઈ. સ. ૧૮૪૭ માં બંધાયલું છે. એ ગાંમની હવા જેટલે દરજજે મુંબઇગરાઓ ધારેછે તેટલી ગરમ નથી એવું ત્યાંનાં રેહેવાસીઓ તર-

ફથી હમોએ સાંભળ્યું હતું, હમારો જાતી અનુભવ તો એજછે કે હમો કીનારે ઉતરયા તયારથી તે સ્ટીમર ભર પાછા સવાર થયા ત્યાંસુધી આખો વખત લેંહકી ઘણી સારી લાગી હતી. બપોરનાં પણ કોઇ વખતે ઉશ્ણતામાપક યંત્રનો પારો ૯૦) ડીગ્રી ઉપર જતો નથી એવુંબી હમારા સાંભળ્યામાં આવ્યું હતું. એ સબબોને લીધે એડનવાસી ગ્રહસ્થો પોતાના કસબાને તનદરોસ્તીની બાબદમાં પણ ઘણો સારો કેહવાને અચકાતા નથી. એ શેહરનો વેપાર ઘણો ખરો આરબસ્થાંનના માહેલા ભાગોમાંથી દરીયાને રસ્તે બીજે ગામ માલ મતા મોકલ ચાકલ કરવામાં સમાયલોછે. તેમાં મોખાની કાફી તથા ગુંદર (Gum Arabic) નો મોટો ભાગ વિલાયત તરફ જાયછે, ને મુંબઇનાં કારખાનાંઓનું કાપડ તથા સુતરનો ખપ પણ હાલ સારો ચાલેછે. એ ગામમાં વરસાદ ઘણો ખરો પડતો નથી. ગયાં ત્રણ શાલ થયાં તો વરસાદ મુદલ ટીપું પણ પડયો નથી. પણ હાલ ૧૫) દીવસની આગમજ મેઘરાજાએ ઇંદર દરબારથી દરશન દઇને બે દીવસ મેહર કીધાથી ત્યાંની મોટી મોટી ટાંકીઓ કે જે પાણી જાળવી રાખવા સારૂં બાંધેલીછે, અને જે વરસાદની તાંણને લીધે તદન સુકાઈ ગઈ હતી તે હાલ પાંણીથી ભરપુર બનીછે. એ ટાંકીઓ આગલનાં વખતની ઘણી જુની બાંધેલી હશે પણ પાછલથી તેની કોઇએ દરકાર નહીં કીધાથી તેઓ સઘલી ભાગીને રદ થઈ ગયલી તથા ઘણી ખરી રેતીથી પુરાઈગયલી હતી. તોપણ એ કસબો અંગ્રેજ સરકારના હસ્તક થયાથી એ બીસ્માર ને હાલહવાલી વાલી સાત ટાંકીઓને સાતથી આઠ લાખ રૂપીઆ ખરચીને એ દયાલુ સરકારે નવેસરથી સમારીછે. તેમાંનું પાણી આખાં એડનને એક શાલ સુધી પુરૂં પડી શકેછે. પણ જયારે વરસાદ તદન આવતો નથી (જો વરસાદ ત્રણ ઇંચ પડે તો ઘણો થઈ પડે અને જો ૭ થી ૧૦ ઇંચ એકદમ પડે તો ત્યાંની ઘણી ખરી ઇમારતો જે રેતી તથા મટોડીની બાંધેલીછે તે પડી જઇને ભારે ખરાબી નીપજે એમછે) ત્યારે એ ટાંકીઓ પાણી વગર તદન ખાલી રહેછે તે વખતે દરીયાનાં પાણીને સંચાથી વરાલ કરીને બીજી યુકતી સહીત મીઠાસદાર બનાવીને તેને વપરાસમાં લેયછે. એ ગાળેલું પાણી કાંઈ પીધામાં ઓર તરેહનું કે ખરાબ લાગતું નથી. ત્યાંનાં રહેવાસીઓને દરેક ગયાલને બે આના લેએ તે વેચવામાં આવેછે જેથી તે ઘણું મોઘું પડવાને લીધે ત્યાંનાં ગરીબ રેહેવાસીઓને દરીયાનું ખારૂં અગર અને દીલ ચચરાવનારૂં પાણી નાંહવા ધોવામાં લેવાને ફરજ પડેછે. ઉપર જણાવેલી રીતનું સંચાનું પાણી તો તેઓ માત્ર પીધામાં લેછે. અલબતાં ધનયથી માંતબર હોતા તવંગર લોકો પોતાનાં કુશાદેહ ગજાંને લીધે નાહવા ધોવામાંબી ઉપયોગ કરેછે. પાણીની એવી તંગીને લીધે એડન શેહેર તદન ઝાડપાન તથા ઘાસ વગર ખાલી અને સુકું દેખાયછે. અગરજો એ બંદર ઇંગ્લાંડ, હીંદુસ્તાંન અને ચીન વચ્ચે આવજાવ કરતી આગબોટો તથા મનવારોને લંગર કરવા સારૂં કામે નહીં લગાડતે તો એ શેહેરમાં તદન વસતી વઠીક રેહવી એને લીધે મુશકેલ પડતે. પણ એ બંદર મોહોલા વેપારનાં રસતામાં આવ્યાથી હાલ ટકી રહ્યુંછે અને ત્યાં દરરોજ પાંચ સાત આગબોટો તથા વહાણો આવજાવ કરતાં લંગર કરેછે. હીંઆંનાં ઘરોનો દેખાવ બાહેરથી ભપકા ભરેલો લાગેછે. એ સઘળું જયાં સ્ટીમર પોઇન્ટ નામનો દરીયે કીનારે મોહોલ્લોછે ત્યાંછે, અને તેજ જોઇને હમો પાછા સ્ટીમર ઉપર ૧૨ા વાગતે ગયા હતા તથા ૪) કલાકને અમલે લંગર ઉચકયું હતું તેથી આ નોધને થોડા કલાકની નોધ સમજવી.

**તા૦ ૧૯ મી મે ૧૮૮૧**—આજે બપોરનાં બાર વાગે "રેડ-સી"એટલે રાતા સમુદ્રમાં દાખલ થયા હતા. એ દરીઆમાં જવાના રસતાને "બાબલમાંડબની સામુદ્રધુની (Strait of Babelmandeb) કરીને કહેછે. તેની અંદર દાખલ થતાં બંન્ને બાજુઓપર કીનારા ઘણા નજદીક દેખાતા હતા. વળી એ કીનારા કંઈ જમીનના નાહના વીભાગોના નહી પણ મશ મોહટા બે ખંડોના એટલે જમણી બાજુપર એશીઆ અને ડાબી બાજુએ આફ્રીકાના કીનારા હતા, જે જોવાથી જગત કરતાનાં ગંજાવરકાંમનો કાંઇક એખ્યાલ આવતોહતો. એ દેખાવો જોઇને હમોને ઘણી ખુશાલી ઉપજી હતી, કારણકે જોવામાં ગોયા દુનીયાંનાં ચાર* મોટા ખંડોમાંનાં બે મોટા ખંડો એકજ વખતે નજર આગલ આવીને ઉભા હતા. એ સામુદ્રધુની ૨) મૈલ પોહોલીછે અને તેની વચમાં નાહનો ટાપુ આવેલોછે જેને "પેરીમ" (Perim) કહેછે. એ ટાપુ વીશે એક જાણવાજોગ બીનાં સાંભલવામાં આવી હતી. તે એમકે આસરે ૩૦) વરસ ઉપર એક ફ્રેંચ મનવારે એડનનાં બારામાં લંગર નાંખ્યું હતું તેનો કમાનડર એડન કીનારાના કમાનડરની મોલાકાતે ગયો. જેથી તે રાતનાં એડનનાં કમાનડરે પેલા મનવારનાં કમાનડરને પોતાને ત્યાં જમવા રાખ્યો. હવે દારૂ પીધા પછી પેલી ફ્રેંચ મનવારનાં કમાનડરને એડનનાં કમાનડરે પૂછ્યું કે તું કયાં હંકારી જનારછે! ત્યારે શરાબની જુમમાં પોતાનો ભરમ ખોલીને તે બોલ્યો કે લાલ સમુદ્રનાં મુખ આગલ "પેરીમ" ટાપુછે તે બાબલમાંડબની સામુદ્રધુનીનાં વચોવચમાં એવું આવેલુંછે, કે એશીઆ અને આફ્રીકાનાં કોસતાઓ તેથી એક મૈલને અંતરે પડેછે, વાસ્તે જે રાજવાલાના હાથમાં તે હોય તે ઘણી લડાઇની વખતે એ દરીયામાંથી દુશમનનાં કોઇબી વહાણ મનવારને ત્યાં કણેથી પસાર થતાં તોપનાં મારાથી અટકાવી શકે, એવું જાણીને ફ્રેંચ સરકારે મને ત્યાં પોહચી જઇને ગુપચુપ કબજો કરી દેવા ફરમાંવ્યુંછે. આ ફીફરીફાટ ભાખાલું સાંભળીને પેલો એડનવાલો અંગ્રેજ કમાનડર જે ઘણો બાહોશ હતો તેણે વીચાર્યું કે જો એ ટાપુ ફ્રેંચનાં હાથમાં જશે તો કોઈ વેળા ઇંગ્લંડથી લડાઇને વખતે અંગ્રેજ વહાણોને ત્યાંથી જતાં અટકાવી શકશે, તેથી પોતે તરતજ બહાર જઇને એક અંગ્રેજી મનવાર જે બાગમાં પડેલી હતી તેને થોડુંક લાહવ લશકર તથા સોલજર સીપાહી લેઇને તરતજ રાતોરાત હંકારી જવાનો, તથા તે ટાપુ ઉપર અંગ્રેજી વાવટો ચઢાવવાનો અને ત્યાં ૪૦) માણસો મુકીને પાછી એડન આવવાનો હુકમ કીધો. તે મુજબ અંગ્રેજી મનવારનાં કપતાંને તાબડતોબ કીધું. હવે બીજે દાહાડે જયારે ફ્રેંચ મનવાર તે ટાપુ પોતાને હસ્તક લેવા ગઈ ત્યારે તેને જોયું કે તે ઉપર અંગ્રેજી વાવટો ઉડતો હતો; તેથી અંગ્રેજ લોકોએ તે ટાપુ અગાઉથી લીધેલો હશે, એવું ધારીને તે મનવાર પાછી ફરી, અને તે દીવસથી એ ટાપુ અંગ્રેજ સરકારનાં હાથમાંછે. ત્યાં અંગ્રેજી સોલજરો મજબુત કીલ્લામાં રહેછે. જેથી કીલ્લા બાહેર ત્યાંના દેશીઓની થોડી ઘણી વસ્તી થઇછે. પણ એ ટાપુ એવું તો ઉજડછે કે ત્યાં ઝાડ તો શું પણ એક ઘાસનું તણખું વટીક ઉગેલું જણાતું નથી. ખોરાકી તથા પાણી વગેરે ત્યાંનાં રેહેવાસીઓને એડનથી પુરૂં પાડવામાં આવેછે. એ ટાપુ બરોબર વચોવચમાં આવેલુંછે, તેથી જયારે હમારી સ્ટીમર તેની નજદીકથી પસાર થઇ, ત્યારે બેહુ બાજુએ જમીન ઘણીજ નજદીક આવી ગયલી લાગતી હતી અને ત્યાંના પાહાડોનો દેખાવ કરતો દરીયાની બંને બાજુએ આવ્યાથી જાણે સ્ટીમર કોઈ

મોહોટા સરોવરમાં ફરતી હોય એવું રળ્યાંમણું દીસતું હતું.

**તા૦ ૨૧ મી તથા તા૦ ૨૨ મી મે ૧૮૮૧**—એ બે દીવસો હમોએ રાતા સમુદ્રમાં કાહાડ્યા હતા. એ સમુદ્ર મધ્યે પણ બહુજ ગરમી પડેછે એવું હમોએ એડનની માફક સાંભળ્યું હતું. પણ જેવી ગરમી ધારતા હતા તેવી કાંઈ માલમ પડી નહીં. "થરમોમીટર" એટલે ઉષ્ણતા માપક યંત્રનો પારો ચઢીને જાુલમમાં જાુલમ ૯૫) ડીગ્રી થયો હતો, પણ સાંમે ઉત્તર દીશાનો પવન મલવાથી ગરમી ઘણી લાગી હતી નહીં.

**તા૦ ૨૩ મી મે ૧૮૮૧**—આજે બપોરનાં સુએઝના અખાતમાં પેઠા. કીનારો બંને બાજુએ દેખાવા માંડયો હતો. એક સ્ટીમર કીનારા ઉપર અઠડાયલી તેનો "ભાગાં વાહણનો ભુકો" રસતામાં જોવામાં આવ્યો હતો. એ સ્ટીમર કોલસો ભરી જતી હતી અને તેમાંનો કોલસો ત્યાંનાં આરબ રેહેવાસીઓ કાઢીને સુએઝમાં દર ટણે પંદર રૂપીઆ લેખે વેચતા હતા. એ ખાડીમાં બે દીવાદાંડી વારાફરતી જોઇ હતી. જે ઉપર બતી કરવા સારૂં રેહતાં માંણસને દર ત્રણ માંસે સુએઝથી ખોરાકી પોહોંચાડયામાં આવેછે. દાખલા તરીકે જેમ અત્રેની "પરાંગસ લાઇટ હાઉસ" માટેખી મુંબઇથી ખોરાક વારેઘડીએ લાવલઇજાવ થાયછે તેમ.

**તા૦ ૨૪ મી મે ૧૮૮૧**—આજે સવારનાં પાછલી રાતે ૪ાા કલાકે સુએઝ આવી પુગા. નેહરમાં પેસવાની બહાર છુટી છુટી ગોદીઓ મુંબઈની પ્રીનસીસ ડાકનાં જેવી બાંધેલીછે, તેમાં પી૦ અને ઓ૦ કંપનીનાં ડક્કા આગલ સ્ટીમર અડોઅડ જઇને ઉભી. અમે આસરે સવારનાં ૬) વાગે ત્યાં લંગરવાર થયા. હીયાંથી એ જાણીતી નેહેરમાં જવાનો મારગ બરાબર દીસતો હતો. એ નેહેરમાં થોડીએક આગબોટો એ લંગર કીધેલાં દેખાયાં હતાં. તેનાં નાકાં ઉપર એક મોહોટી હવેલી બાંધેલીછે જેમાં એ "કનાલ" (નેહેર)ને લગતી હાફીસ રાખેલીછે. પુગા પછી તેજ ડક્કા ઉપર ખડી રહેલી આગગાડી હમોને શીકંદરીયા અથવા એલેકઝાંડ્રીઆ લઈ જવા સારૂં થોડા વખતમાં આવી પુગી હતી. એ આગગાડી ઇજીપ્ત અથવા (મીસર દેશ)ના ખેદીવનીછે. તેનો વડો એજંટ મુંબઇની જી૦ આઇ૦ પી૦ રેલવેનો આગલનો જાણીતો મી૦ લીમેજરર હાલછે. તેણે ઘણી સારી રીતે એ આગગાડી સુધારીછે. હમો આઠ કલાકને અમલે સ્ટીમર છોડીને આગગાડીમાં બેઠા, પણ કમનસીબે સુએઝનાં સ્ટેશન ઉપર એટલો થોડો વખત ગાડી ઉભી રહી કે એ ગાંમ જોવા જવાને બનયું નહીં, તેથી સ્ટેશન ઉપરથી તેનો દેખાતો દેખાવ સારી રીતે જોઇને તરતવેલા મનમંનાવી લીધું હતું. ગાંમનો દેખાવ જેમ ભપકાદારછે તેમ કંગાલ પણ લાગે છે. સારી સારી મોટી હવેલીઓ મજેના પોહોળા રસ્તાઓ ઉપર એક હારમાં બાંધેલી હોવાથી તેનો દેખાવ ઘણો સારો દીસેછે. પણ ગરીબોનાં ઘરો તો એવી કંગાલીયતમાં બાંધેલાં છે કે હીંદુસ્તાનમાં ગરીબ પણ એવાં કોઠડાંઓમાં કદાચજ ગોંધાઈ રેહેતો હશે. દીવાલો પથ્થર તથા મટોડાંની બાંધેલી તેને કલફાત પણ કીધેલી નહીં. છાપરાંને બદલે કામડાઓ છુટી છુટી બાંધીને તે ઉપર ઘાસ નાંખેલું તેથી જાણે કચરાનાં પુશકલ ઢગલાને ઢગલા પડયા હોય તેમ લાગતું હતું. છાપરાં બેઠાં બાંધેલાં તેથી વગર છાપરાંનાં ઊંઘાડાં ઘર હોય એમ જણાતાં હતાં. એ ગામનાં લોકો દેખાવે કદાવર તથા ઘઊંવરણા રંગનાંછે. સુએઝ તરફની જગા ઘણી ખરી રેતાળ હોવાથી ત્યાં સઘળું વનસ્પતી વગરનું ખાલી સુકમસુકું દેખાયછે. એ ગાંમ છોડીને આગગાડી આગલ ચાલવા માંડી.

હીયાંથી "ઝાગાઝીગ" કરીને સ્ટેશન ૯૮ા મૈલ દુરછે ત્યાંસુધી રસ્તામાં કાંઈ જોવા લાયક જણાતું નથી. ફક્ત રેતીનાં જંગલો આસપાસ નજરે આવતાં હતાં અને જેમ દરીયામાં ચારો બાજુપર આસમાન અને પાંણી દેખાયછે તેમ એ જંગલો અને આસમાંન સીવાય બીજુ કાંઈ નજરે પડતું હતું નહીં. રસતામાં એકુ મોટું ઝાડ વઠીક દેખાતું ન હતું, પણ છુટાં છવાયાં ઘણાં ઘણાં મૈલને તફાવતે કોઈ કોઈ જગો ઉપર નાનાં ગાંમડાંઓને લગતા ઝાડનાં ઝુમખા નજરે પડતાં હતા. ઝાગાઝીગ સ્ટેશન આગલ જેમ નજદીક આવતા ગયા તેમ દેખાવ આસતે આસતે બદલાવા લાગો, અને ખેતીવાડી તથા લીલોતરી નજરે પડવા લાગી. રસ્તામાં કોઈ જગા ઉપર રેતીનાં જંગલોમાં રેતીનાં નાધળા જેવા ડુંગરો થઇ ગયા હતા. અને પવનનાં જોરથી તે ઢગલાઓ એકગમથી ખીસીને બીજી ગમ એકઠા થાયછે તે મુજબ કોઈ કોઈ જગા ઉપર તેમાં થયલું જણાઇને તેમાં સરવસ્વ અરધો અરધ ડટાયલું નજરે પડતું હતું. એકગમતો રેતીથી આગગાડીનો રસ્તો પુરાઈ ગયલો હતો જેથી ત્યાં માણસો કામે લગાડીને રેતી પાતા ઉપરથી ખસાડી હતી. એ પ્રમાણે એ રેતી ત્યાંથી ઉડીને એકગમથી બીજીગમ નાહાનાં ડુંગરો બની જાયછે. આગગા । જેયાં સ્ટેશન ઉપર ઉભી રહેછે ત્યાં ચાહ તથા "રીફ્રેશમેંટ" એટલે નાસ્તો ખાવા પીવાની ચીજો મલેછે. તેમાં સૌથી પેહેલું સ્ટેશન "ફેડ" (Faid) કરીનેછે. ત્યાંના રીફ્રેશમેંટ રૂમમાં પરચુટણ ચીજોનો એક નાધળો "શો રૂમ" એટલે અજબ ઘર અથવા તો એક ઓરડો કે જયાં જોવા લાયક ચીજો મુકેલી હોયછે તે બનાવેલોછે. તેમાં હરણ તથા બીજાં જનાવરોનાં જાતજાતનાં શીંગડાંઓ, સોસવાટનાં દાંતો, કરવતી, તથા ચીનાઈ આરશીઓ વગેરે ગોઠવેલું હતું. તેનો દેખાવ લગરીક સારો લાગતો હતો. એ સ્ટેસન છોડીને વજતું સ્ટેશન ઝાગાઝીગનું આવ્યું. ત્યાં રીફ્રેશમેંટ મલેછે. તેનો ભાવ ચાર શીલીંગ એટલે બે રૂપીયાથી કાંઇક વધુલેછે, જે ભાવમાંજ કલારેટ દારૂની પી સમાયલી હોયછે. પણ બીજા બધા જાતનાં દારૂ તથા સોડાવાટરનાં પૈસા જુદા લેયછે. એ સ્ટેશનથી એક રસ્તે મીસરનાં પાયતખત શેહર "કેરો" ખાતે અને બીજે રસ્તે શીકંદરીયા શેહર ખાતે, બે અડફાતી તીરકશ રેલવે લાઇનોથી આગગાડી જાયછે. એ સ્ટેશન છોડયા પછી બાકીનાં ૧૨૬ મૈલની જગા ઘણીજ ફળવંત માલમ પડતી હતી. મીસરની જાણીતી "નાઇલ" નદીમાંથી એક મોટી નેહર ખણીને અત્રેથી છેક એલેકઝાંડ્રીયા સુધી લઈ જવામાં આવીછે. તેથી કરીને આસપાસનાં ખેતરોને બીજાં નાંધળાં નાળાઓથી પાંણી પોંહોંચતું થાયછે, અને તે સબબે જમીન જાહજી ફળવંત રહેછે જયારે રેલ આવેછે ત્યારે તો અલબતાં સઘલું પુરણપુર પાંણીથી ભરાઈ જાયછે. એ નેહેરથી પાણી પોંહોંચવા ઉપરાંત તેમાં નાહાની બોટોમાં એક ગામથી બીજે ગામ ખાતે માલ કે સરસામન લાવલઇજા કરવા સારૂં ઘણું સુખ થયું છે. કારણ કે રસ્તો એવો પાધરો દોર નથી કે ગાડી તથા ગાડાંની સોધી ગદેર અથવા વાટ મલી શકે. ગધેડાં તથા ઊંટો પ્રાણી માત્રમાંથી જઈ શકે એવી નાંધલી આસરે ત્રણ ફીટ પોહોળી પગથીઓ અથવા સેરડાઓ બનાવેલાછે તે ઉપરથી ઘણાં લોકો, ઊંટો, ગધેડાંઓ, તથા સામંનથી બાંધેલાં ખચરો આવજાવ કરતાં હતાં, અને આખો રસ્તો વસ્તીથી ભરેલો માલમ પડતો હતો. એ સઘળો ૧૨૬) મૈલનો રસ્તો જે હમોએ પસાર કીધો તે બધો ખેતીવાડીથી ભરેલો નજરે પડતો હતો. જેમ તેની આગલનો રસ્તો રેતીનાં જંગલોથી ઘેરાયલો દીસતો હતો તેમ હવે જયાં નજર કરયે ત્યાં સઘળે

ખેતીવાડી તથા ઝાડો તથા નાંધળાં નાધળાં ગામો નજરે પડતાં હતાં. કોઈ વખતે તો પાંચ છ ગામ કેરાંની લુંગર માફક એકત્ર નજરે પડતાં હતાં. એ સઘળાં ગામોમાં જીનીંગનાં કામને લગતાં એટલેકે રૂને કપાસીયાથી છુટા પાડવાનાં સાંચાનાં કારખાનાંની ચીમનીઓ દેખાતી હતી, અને દરેક ગામડાંમાં એક એક મોહોતી હવેલી કે જે કદાચ તે ગામોના પટેલીઆઓની હશે તે, તેમજ મસીદનાં મીનારાઓ દીસતા હતા. જોકે ત્યાંનાં બીજાં ઘરો સુએઝની માફક કંગાલ હાલતમાં બાંધેલાં હતાં તોપણ દુરથી પેલી હવેલીઓ, ચીમની, તથા મીનારાઓથી ગામો ખાસાં ખુશ રળીઆમણાં લાગતાં હતાં. અહીંયાં હીંદુસ્તાન કરતાં એક ઘણોજ સારો સુધારો ખેતીવાડી કરવા સારૂં વરાળથી ચાલતાં દાંતાળાં હળો ઉપયોગમાં લગાડવાથી થયોછે. એવા એવા યાંત્રીક દાંતાળોથી મોટાં મોટાં ખેતરો થોડાક વખતમાં જાણે અબઘડીની પેઠે ખેડી નખાયછે. એ તરફના મોટા ભાગપર એ દાંતાળોથી ખેતીવાડી ચાલતી હતી. આએ માસમાં અનાજ કપાઈ રહેલો હતો તેથી તે જમીન પાછી ખેડાતી હતી. મોટો ભાગ રૂનાં રોપાથી રોપેલો દીસતો હતો. રસ્તામાં "ડામનહર" ( Damanhour ) કરીને સ્ટેશન ઉપર કાફી તથા ચાહ મળેછે, જ્યાં માણસ દીઠ ૧) શીલીંગ લેયછે. એ બધાં સ્ટેશન ઉપરનાં રીફ્રેશમેંટ ફ્રેંચ લોકોએ રાખેલાંછે. સાંજનાં કલાક છને અમલે હમો ઠેઠ અલેકઝાંડ્રીયામાં પુગા હતા. એ શેહેરમાં દાખલ થતાં મોટા મોટા નમુનદાર મેહેલો તથા દીલને બેહલાવી રાહત બખશનારા બાગો નજરે પડેછે. આગલ વધ્યા કે ગામનાં ઘરો શારી રીતે બાંધેલાં દેખાયછે. પણ આગગાડીમાં હોવાથી તે બરોબર જોવાઈ શકાયું નહીં, તે છતાં જેટલું જોયું તે ઉપરથી કહી શકાયછે કે એ શેહેર ઘણું મોટું હશે કાંકે તેનો દેખાવ તો બંદર ઉપરથી ઘણોજ ભપકાદાર દીસેછે. એનો દરીયા કીનારો આપણા મુંબઇનાં "બેકબે" જેવો અર્ધ વેતુલી એટલે અરધો ગોળછે. તે કીનારે મોટા મોટા મેહેલો તથા મસીદો અને તે ઉપરાંત પવન ચક્કીઓ ફરતી દેખાવાથી એક જોવા જેવો દેખાવ લાગતો હતો. એ દીને આપણી નામદાર મહારાણી વીકટોરીઆની સાલગરી હોવાથી બારાંમાંનાં વહાણો ઉપર વાવટાનાં તોરણોનાં સણગાર કીધેલા હતા. જેને ઇંગ્રેજીમાં "બંટીંગ" કેહછે. ઘણી આગબોટો તથા વહાણો બારાંમાં હોવાથી બારાંનો દેખાવ પણ ભરાવદાર દબદબાથી રોબ મારતો હતો. હીંયાનો દરીયો જોરાવર હશે તેથી "બ્રેકવાટર" એટલે ઇજનેરોએ જલભંગક યુકતીનો તાજમેલ બાંધેલોછે. તેની અંદરનાં પાણી ઘણાં સ્તંભ હતાં. હમારી આગગાડી છેક બંદર સુધી જઇને ઉભી રાખી હતી અને ત્યાંથી એક નાહાની સ્ટીમટગમાં બેસાડી પી૦ અને ઓ૦ કંપનીની સ્ટીમર "ગોવાળીયર" ઉપર હમને પોંહચાડવામાં આવયા હતા. હમારો વીચાર એ શેહેર પાછાં ફરતી વખતે જોવાથી અતરે વધુ વીગતો ઉપલક ઉપલક લખવાનું મોકુફ કરયેછે. ચંદરોજમાં તે બરોબર જોઇશું ત્યારે લખીશું. સ્ટીમર "ગોવાળીયર" સહમી સાંજનાં ૭) વાગે (સાંજ લખ્યે છીયે તેનું કારણ એકે સાત વાગતે પણ સુરજ અસત પામ્યો ન હતો) ઉપડી હતી તેમાં "અલેકઝાંડ્રીયા"થી થોડાક નવા ઉતારૂઓને લીધા હતાં, જેઓ ઘણાખરા ફ્રેંચ અને ઇટાલીયનો હતા. આજ દંનથી ગરમી શું તે કાંઈ માલમ પડતી નથી, તથાપી સામી થંડી લાગવા માંડીછે. આ તકે જણાવવું જોઇયે કે "સુએઝ"થી "અલેકઝાંડ્રીયા" સુધીની મીસર દેશનાં રાજા (ઇજીપ્તનાં ખેદીવ)ની જે આગગાડી દોડેછે તે ઘણી સારી રીતે ચલાવીઆમાં આવેછે. તેનાં ઇજનેરો, ગારડો તથા

સ્ટેશન માસ્ટરો સઘળા ત્યાંનાં ગામડી મુસલમાનોછે જેઓ ઘણાં સાલસ તથા નમ્રનાછે. દરેક સ્ટેશન ઉપર ગાડી ઉભી રાખતી વખતે સઘળા ઉતારૂઓને ત્યાં કેટલો વખત ગાડી થોભશે તે એ અમલદારો કહી જતા હતા તથા ઉપડયા અગાઉ (ઘંટ વગાડયા પછીબી) ઉતારૂઓને તેડી લાવીને ગાડીમાં બેસાડતા અને બારણાં બંધ કરતી વેળા બધાઓ આવી રહ્યા કે નહીં તે પુછીને ખાતરી કીધા પછી ગાડી હંકારવા કેહેતા હતા. એ રેલવે બાબદ હમોએ જે ફરીયાદ સાંભળી હતી તેવી ફરીયાદ કરવા જેવું હાલ કસું દીસતું નથી. "સુએઝ"થી "અલેકઝાંડ્રીયા" સુધીનાં ૨૨૪॥ મૈલ દશ કલાકમાં પસાર કીધા તે મુસાફરીની જડફ કંઈ છેક ઓછીતો નહીજ કેહવાય. કદાચ આગલ એ બાબેની ફરીઆદ હશે, પણ હાલની બરદાસત હીંદુસ્તાનની રેલવેની બરાબર થાયછે એમ ખાતરીથી કેહવાઈ શકાશે.

**તા૦ ૨૫–૨૬ મી મે ૧૮૮૧**—એ બંને દીવસો "ભૂમધ્ય સમુદ્રના" દરીયામાં ગુજારયા હતા. એ "ભૂમધ્ય સમુદ્ર" ઘણો જોરમા હતો નહીં અને દીવસમાં થંડી સારી પડતી હતી. એ સમુદ્રમાંથી ગ્રીસનો અથવા અસલી કાબેલ ઓલમાં તથા કાબેલ હકીમોનું ઘલમસ્થાન નામે યુનાનનો કીનારો દુરથી જણાતો હતો. "કાનેડી"નાં ટાપુઓ પસાર કરતી વખતે દરીયો જોરમાં આવવાનો ધાસતી હોવાથી હમારી કેબીનોની બારીઓ સાવચેતી ખાતર આગમજથી બંધ રાખી હતી. પણ ઇશ્વર કરૂપાથી રત્નાગર સાગર આખો વખત સ્થીર હતો.

---

## પ્રકરણ ૨ જું.

### લંડનમાં પોંહોંચવું—લંડન.

**તા૦ ૨૭ મી મે ૧૮૮૧.**—આજે "એડરીઆટીક" સમુદ્રમાં પેઠા અને "કોરફયુ"નાં ટાપુઓ પસાર કીધા. બપોરનાં બાર વાગે "ઈટલી" દેશનો કીનારો દીસવા લાગો હતો. એ કાંઠા ઉપર વારા ફરતી નહાનાં નહાનાં ગામો દીસતાં હતાં. એ સઘલું જોતાં "બ્રીન્ડીસી" (Brindisi) સાંજના કલાક ૬। એ પુગા હતા. બ્રીન્ડીસીમાં પેવસ થતાં સમુદ્ર ઘણો સાંકડો હોયછે પણ અંદર ગયા પછી પાછું મોટું બારૂં મલેછે, જયાં સ્ટીમર છેક ડકકા આગલ જઇને ઉભી રહેછે. ત્યાંથી આગગાડીનું સ્ટેશન થોડુંક દુર હોવાથી ત્યાં ચાલતું જવા ગમે છે. બ્રીન્ડીસીનું શેહેર પણ એલેકઝાંદ્રીઆના માફક જોઈ શકાયું નહીં, કેમકે આગગાડીમાં તુરતાતુરત નીકલી જવાનો અમને પ્રસંગ પડેલો હતો, પરંતુ ઉપર ટપકે જે જોયું તે ઉપરથી ત્યાંના મોહોલાઓ એક સરખા જણાયા. ઘરો પણ માફકસરનાં છે, તેમાં દરીઆ કીનારા ઉપરનાં રસ્તાનાં ઘરો સારાં દીસે છે. અહીંયાની ગાડીમાં જે ઘોડા જોડવામાં આવેછે તેઓને ઘુંઘરા બાંધેછે તેથી તેઓ દોડતી વખતે ખણણણ છણણણના ખણખણાટા કરેછે. બ્રીન્ડીસીની વસ્તી ૧૨,૦૦૦ માણસોની કહેવાયછે અને એ શેહેર ઈટલીનાં રાજાને સવાધીન છે. ઉતારૂઓનાં સામનની તપાસ કુરજાવાલા જગાતદાર લોક લેયછે અને તમાકું, દારૂ, અથવા એવી કેફની જેખી

વસ્તુઓ હોયછે તે ઉપર જકાત લે છે. એક નવાઇ જેવો ધારો એ છે કે ઈટલીનાં મુલકમાં બીજે કોઇપણ ગામથી ફુલ યા ફલ આવવા દેતા નથી કારણ કે કદાચને તેનાં બીજથી એ મુલકનાં ફલ, ઝાહાડો તથા દરાખનાં વેલા અથવા ફુલોનાં ઝાડોમાં બીજાં ગામનાં હલકી જાતનાં બીયાં ભેળાયાથી ખરાબ થાય. એ મુજબ હમારી સાથે મુંબાઇથી કેગનાં કેટલાક કંડીયા નવાઈ તરીકે હમે લઇ ગયા હતા અને જે ઘણી તપાસથી જાળવી રાખ્યા હતા, તે વટીક સ્ટીમર ઉપરથી ઉતારૂવા દીધા નહીં, જેથી તે સઘલા આખરે સ્ટીમરનાં કપતાનને આપી દેવા પડયા હતા, કેમકે તેમ જો ન કરતે તો "મેહનત બરબાદ ને ગુનાહ લાજમ" થતે. અહીંયાનાં ગરીબ માણસો મુંબાઇમાં બાહાર ગામનાં વહાણો આવેછે તેનાં યુરોપીઅન ખલાસીનાં જેવાં સાદાં કપડાં પેહેરે છે, પણ બીજા ઊંચા વરગનાં લોકો ગ્રહસ્થની માફક સારાં કપડાં પેહેરે છે. દેખાવમાં ગરીબ લોકો જરાક સાંમલાછે તેમજ વલી ઉલટું તેઓ આંગને બાંધે બાવલની ગાંઠ જેવા મજબુત છે. ઊંચે વરગનાં લોકો સફેત ચામડીનાં તથા આંગે પાતળા દીશે છે. ઘરોની બાંધની ઇંટ ચુનાની કલફાત કીધેલી તથા જાત જાતની ઢબ પ્રમાંણે ઉઠાવેલી છે. (South and Upper Italy, Paris, Lyon, and Mediterranean Railway) "દખણ અને ઉપલુ ઇટલી, પેરીસ. લાયન અને ભુમધ્ય રેલવે" નામની કુંપનીની આગગાડીમાં હમો લોકોએ આઠ વાગતે બ્રીન્ડીસી છોડયું. એ આગગાડીની ગાડીઓ સાથે "પુલમેનસકાર" નામની એક ગાડી ઉતારૂઓને સુવા સારૂં જોડેછે કે જે આગમજથી રોકવી જોઇએ નહીં તો કે તે પાછલથી મલવી મુશકેલ છે. તે ઘણી મજાની છે. અંદર ફાંકડી મખમલની બેઠકો આમણસામણ કીધેલી છે અને તેની વચમાં લાંબી ખાલી જગા આવ જાવ કરવા સારૂં રાખેલી છે. સુતી વેળા પેલી આમણ સાંમણની બેઠકો જે બેહુ બાજુ ઉપર રહેછે તેને સેરવીને એક કરી નાંખેછે. અને વળી તેને મથાલેથી બીજું બીછાનું ઉતારીને ઉપરથી રાખેછે, જેથી વહાણોની કેબીનોનો માફક તેની એકગમ બે જણાં સેહેલાઇથી સુઈ શકેછે. ગાડીમાં બતી મોઠા રાખેલી છે અને બીજી રીતે ગાડીને એવી તો સણગારેલી છે કે જાણે કોઇ સારાં દીવાનખાંનામાં બેઠા હોય તેમ લાગેછે. બીછાંનાને સારૂં ઊંચા ગરમ કપડાંનાં પરદાઓ કીધેલાછે કે જેથી સુનાર ધણીને ગરમી મલવા ઉપરાંત કોઈ પણ શખસ બહારથી જોઈ શકે નહીં. એ ગાડીમાં બેસવા સારૂં પી૦ અને ઓ૦ કંપનીવાલા આગમજથી જે સરેસતાનું નુર લેયછે તેમાં બીજા ચાર પૌંડ આપવાથી એ પુલમેનની ગાડીની એક બેઠક મલેછે.

તા૦ ૨૮ મી મે ૧૮૮૧.— આજે સવારનાં ૪ વાગેથી ઉજરડું પડતું હતું, અને આગગાડીમાંથી જયાં જોયે ત્યાં ખુશનુમાં દેખાવો દીસતા હતા. ડુંગરો તથા જમીનો સઘળી જાત જાતની ખેતીવાડીથી ફુલફલાદી તથા રંગારંગ રંગીન ઘાસોથી ઠસોઠસ ભરાયલી હતી. જાણે સબીમાં ઉતારેલા ચીત્ર આપણી આગલથી ચાલી જતાં હોય તેમ લાગતું હતું. એ ખેતીવાડી તથા ઘાસ ઉપરાંત તેની ગોઠવણીઓખી સ્તુતી પાત્ર હતી. તેમની પછવાડે અથવા વચમાં ન્હાના ન્હાના ટેકરાઓ અને ડુંગરીઓ દીસતાં હતાં, જે ઉપર પણ જાતજાતની નમુનાદાર ખેતીવાડીનાં રોપાઓ તથા ઘાસો ઉગેલાં જણાંતાં હતાં. છેક પછવાડે "એપીન્નાઇન"ના ગંજાવર પર્વતો જેમની ટોંચ ઉપર હીમાલો બરફ બંધાયલું દીસતું હતું તેનો દેખાવ એટ-

લો તો ગંભીર રીતે માહાભારત લાગતો હતો કે તેની જેટલી તારીફ કર્યું તેટલી થોડી છે. હમોએ હીંદુસ્તાનમાં આગલ મુસાફરી કીધીછે ત્યાં તો શું પણ સીલાનનો ટાપુ જે રાવણની લંકા દાખલ ઘણોજ ફલવંત ગણાયછે ત્યાં પણ એવો દેખાવ હમોએ કદી દીઠો નથી, એ ઉત્તમ એતીવાડી તથા કેઆરાઓ ઉપરાંત દરેક જગાએ વારા ફરતી નાંધળા નાંધળાં ભીન્ન ભીન્ન કારીગરી લગાવીને બાંધેલાં છુટાં છુટાં ઘરો તથા ગામડાંઓ દર મૈલે મલતાં હતાં. જ્યાંનાં દેવલનાં મીનારા તથા પાહાડો ઉપરનાં ગામડાંઓથી આખો રસ્તો જાણેકે કોઈ શેહેરની વચમાંથી પસાર થતા હોયે તેવો લાગતો હતો. એતીવાડીનો મોટો ભાગ* અનાજ ઉપરાંત દરાખનાં વેલાનો હતો. એ દરાખનાં વેલાવાલાં એતરોમાં ખાસાં મોટાં જાહડો, આલીવ અને આરંજનાં એક સરખી હારમાં રોપેલાં અને તેમની વચમાંની જગાએ દરાખના વેલા લટકટા હતા તેથી જાણેકે એક નાંકેથી બીજે નાંકે તોરણો બાંધેલી હોય તેવું લાગતું હતું. એ સઘલાંની હેઠાણની જમીનમાં અનાંજના રોપા તથા જનાંવરોને ચરવા સારૂં ઘાસ રોપેલું હતું. જેમના ઉપર ચઢેલાં કલગીરદાર પુશપોમાં કોઇનો રંગ લાલ તો કોઈ લીલો અને વળી કોઈ પીલો તો કોઈ સફેદ એવી રંગદાર બલીહારીમાં ફુલો ખીલેલાં. વળી એ ફુલનાં રોપાઓ એક સરખી ઉંચાઇનાં હોવાથી તથા કેઆરાઓ છુટા છુટા અને જાત જાતના કીધેલા હોવાથી ભાંત ભાંતની તરાંહના ગલીચા બીછાવેલા હોય એવું લાગતું હતું. એવા એવા દેખાવો જોતાં જાતાં મૈલોના મૈલ મનની ગમતમાં અને વીચારની રમતમાં પસાર કીધા હતા. એક બાજુ ઉપર, ઉપર મુજબની એતીવાડી તથા પહાડો તથા ગાંમોનો દેખાવ અને બીજી બાજુ ઉપર દરીયો કીનારે આવેલો, અને તે દરીયો વળી સ્થિર તલાવ જેવો; તેથી સઘલો દેખાવ જોઇને દીલમાં એવું તો સુખચેન ને મઘન મઘન લાગે કે જાણે એ શેહેરમાંજ આવીને જાથુક રહીયે અને એવા બાગે બેહેસ્ત જેવા રોશન આરાસ્તાગીવાલા રસ્તાઓ ઉપર ફરીયા કરયે. હમારી ગાડી "એન્કોના" શેહેર સુધી આવીને સવારનાં આઠ વાગે ઉભી રહી. એ સ્ટેશન ઉપર રીફ્રેશમેંટ મલે છે તે લઇને પાછા નીકળેલા બપોરના સવા બાર વાગે "બોલોના" ખાતે પુગા હતા. એ જગ્યાએથી પુલમેનસકાર ને સાહેબજી સલાંમ કરીને હમોને ઉતરવું પડયું હતું કારણકે એ ગાડીને એ ગાંમથી વધારે લાંબે લઇ જવાનો રાબેતો રેલવેવાલાઓનો નથી; પણ ત્યાંથી એજ માફકની સુવાની ગાડી જોડી આપેછે જેને (Man's sleeping Car) મેનશ સલીપીંગ કાર કહેછે. હયાંથી નીકંલેલા એલેસંડીઆ (Alessandria) ગામનાં સ્ટેશન ઉપર શાંજનાં કલાક ૬॥ એ પુગા જાંહાંથી મેલ ટરેનથી છુટા પડયા હતા કારણકે "આલ્પસ"નાં પહાડો ઉપરનો એક બુગદો થોડા દીવસ થયાં ધસી પડયો હોવાથી મેલ ટરેનને લાંબે રસ્તે "મારસેલ્સ" (Marseilles)થી લઈજવાની હતી. એ ટરેનમાં સુવાની ગાડીઓ નહીં મલે એમ હોવાથી અમે ત્યાંની બીજી ગાડીમાં જવાનો વીચાર કીધો, અને સુવાની ગાડી (Man's Sleeping Car) મેલવવા સારૂં "ટયુરીન" (Turin) માં તાર કીધો હતો. હવે બીજી આગ ગાડી રાતે નવ વાગે ઉપડવાની હતી તેથી હમો સ્ટેશન ઉપર રીફ્રેશમેંટ લઇને એલેસંડીયાનું ગામ જોવા કીજે ફરવા નીકલયા. ત્યાં સારી સારી બાંધણીનાં ઘરો એક હારમાં બાંધેલાં અને તેની વચમાંનો રસ્તો પથરનાં ન્હાનાં કટકા, ચુનો તથા આસ્ફાલટીની મેળવણીનો બાંધેલો હતો. માણસોને તે ઉપર ચાલવાની અ-

ડચણ ન પડે તે સારૂં બેહુ બાજુ ઉપર તથા રસ્તાની અધવચમાં મોટી મોટી બાદીઓ એક સરખી હારમાં લાંબી ને બાંધી જડેલી હતી. એ રસ્તા ઉપર ગાડી દોડવાથી ખુદરતી રીતે અવાજ ઘણો થવો જોઇએ અને થાયછે. બેહુ બાજુનાં ઘરો નીચે હારબંધ જાત જાતનાં માલની દુકાનો તથા રીફ્રેશમેંટ રૂમો તથા કાફી પીવાની જગાઓથી એ રસ્તો ભરાઈ ગયલો હતો. એ વખતે રાત પડી હતી તેથી બતીઓ સળગાવેલી હતી, અને ગામનું સઘળું લોક ત્યાં ફરવા નીકળેલું હતું. તેથી દેખાવ ઘણો અમન ચમનની જાહોજલાલીમાં દમામ મારતો લાગતો હતો. રીફ્રેશમેંટ રૂમોની બાહાર ન્હાની ન્હાની ટેબલો લોકો સારૂં ખાવા પીવા તથા બેસવાને માટે મુકેલી હતી, રોશની કીધેલી હતી, વાજાં વાગતાં હતાં, લોકો ખાવા બેઠેલાં હતાં, એ તે રચનાની મુખ્ય બાબતો હતી. ગામમાં ફરવા નીકળતાં એક બાજુ ઉપર ચોકમાં પલટણનું વાજું વાગતું જોવામાં આવ્યું હતું. એ વાજાંનાં હથીયારો તદન પીત્તલનાં હતાં પણ બરોબર ઘણું સારૂં વજાડતાં ન હતાં. અહીંયાં કાચનાં બારણાં બારીવાલી ગાડીઓમાં દુકાંન માડીને જયાં લોકોની ભીડ હોયછે ત્યાં જાણે ઘરમાં દુકાંન હોય તેવી રીતે બતીઓ સળગાવીને એ ચાલતી દુકાંનો જેમનામાં સામન સારી રીતે ગોઠવેલો, તે ઉભી રાખીને લોકોને તરેહવાર જીણશોની વેચવાલ તેમાંથી થતી. એ ગામ ઇટલીને લગતું છે. એની વસ્તી આસરે ૫૮,૦૦૦ માણસોની કહેવાયછે. એ ગામમાં બીજું કાંઈ જોવા લાયક નથી તેથી ગામમાં ફરીને આગગાડીમાં પાછા રાતનાં નવ વાગે અમો નીસરયા અને ટયુરીન (Turin)નાં સ્ટેશન ઉપર રાતનાં ૧૧) વાગે આવી પોંહોચ્યા. જો કે ત્યાંથી આગલ જવાઈ શકાય તેમ હતું તોપણ પેલો ભાગેલો "ટનલ" વાટમાં આવવાનો તેથી કસ્સો ઊલ્લો હરકત ન નડે એવો ક્યાસ કરીને રાત રહેવાનો ઠેડાવ કીધો કે દીવસે જઇએ તો આલ્પસ પર્વત, જેનાં શીખરો આસમાનની બુલંદી સાથ તકરાર લડતાં કહેવાયછે, તે પણ બરાબર જોતા જઇયે. તેથી અત્રેનાં હૉટલ ડી એનગ્લીતેર (Hotel de Angleterre)માં ઉતારો લીધો એ હૉટલ ત્યાંનાં બીજાં હૉટલો કરતાં મોટું અને ભોભાભરેલું ગણાયછે. ટયુરીનનું સ્ટેશન ઘણુંજ પોખાલ તથા ભપકાદાર બાંધેલું છે. તેની વચમાં છાપરૂં ગુંબજરોકી ઢપનું આસરે ૮૦ ફુટ ઉંચું છે અને સ્ટેશન ઘણું કુશાદે હોવાથી દેખાવ ઘણોજ જેબદાર લાગેછે. એ સ્ટેશન યુરોપનાં સૌથી મોહોટાં સ્ટેશનોમાનું એક ગણાયછે.

તા૦ ૨૯ મી મે ૧૮૮૧—આજે સવારનાં આગગાડી ઉપડવાને તાઈમ હોવાને લીધે ઘોડાની ગાડીમાં બેસીને ટયુરીન શેહેર ફરી આવવાની ટક અમે લીકે હાથ કરી. એ શેહેર મોહોટું તેમજ ભપકાદારછે. જયાં જોયે ત્યાં એક સરખા મોહોલા મેલો સુધી લાંબા ને લાંબા લંબાયલાછે, અને તેમાં મોહોટી મોહોટી હવેલીઓ એવીતો રોનકદાર બાંધેલીછે કે તેવી ઇમારતોની થોડી ઘણી નકલની સરોબરી તો મુંબાઈમાં સરકારી ઇમારતો સીવાય કોઈ લોકોની ઘણ્યાતી મીલકતોથી કદીપણ ન થઈ શકે. મુંબાઈ કરતાં એ શેહેરને સો હીસ્સા સરસ ગણ્યે તો ચાલે. ત્યાંનાં ઘરો એવાંતો મોહોટાં કે જાણે એકેક ઘર તે ચોખ્ખો એકેક મોહોલો હોય તેવાં અને ઉંચાઇમાં કોઈ કોઇને છ માલા સુધી હોતા નજરે આવતા હતા. તેમની બાંધણીઓ વળી ખુબ શોભિતી બનાવવાને કસી કમી રાખી હતી નહીં. એક થોડા વખતની લટારમાં

અલબતાં અમોએ એ શેહેર બરાબર જોયું નથી તોબી તેની આ સ્તુતી અમે, સહરાવેલી નહી પણ ઘટમાનછે. અમે ફરીને ૮) વાગે આગગાડી ઉપર ગયા હતા. હમારો વીચાર પાછાં ફરતી વખતે બે ત્રણ દીવસો રહીને આ નામીચી નગરીનું અવલોકન ઠીક રીતે કરવાનોછે. ટયુરીન શેહેર આગલા વખતમાં "પીડમોન્ટ" (Piedmont)પ્રાંતનું પાયતખ્ત હતું, અને પાછલથી એટલે સને ૧૮૫૯થી તે ૧૮૬૫ સુધી આખા ઇટલી દેશનું પાયતખ્ત ગણાતું હતું. એની હાલની વસ્તી આસરે ૧,૯૫,૦૦૦)ની કહેવાયછે. હમોએ ટયુરીન શેહેર સવારનાં ૮) વાગે છોડયું હતું. જેવા સ્ટેશનપરથી બાહાર નીકળ્યા કે આલ્પસનાં પર્વતો, જાણે કોઈ મોહન જોગીઓનું મંડલ ઇશવરની ભકતીમાં ચીત ઘાલી બેઠા હોય એવા ગંભીર દેખાવા લાગા. તેમને મઠાલે બરફ બંધાયલું હતું તેથી જાણે પહાડોને ઘણોજ ચુનો ચોપડયો હોય અથવા મથાળાં ઉપર સફેદ ચંદની સરખી ચાદર પાંથરી હોય એમ દીસતું હતું. જરા આગલ વધ્યા કે એ પ્રમાણે ત્રણે બાજુપરથી દેખાવ લાગતો હતો. તેમને પસાર કરવા સારૂં આસરે ૨૮) પાહડી ટનલ બાંધેલીછે. તેમાં કોઈ કોઈ ટનલ મુંબાઈનાં ટનલ કરતાં ઘણી મોટી હતી. પણ સૌથી મોહોટી ટનલ મોંટ સેનીસ (Mount Cenis)ની છે. એ બુગડો ૮) મૈલ લાંબો છે. તે પસાર કરતાં આગગાડીને અરધો કલાક લાગો હતો. એ એકલો ટનલ બાધતાં સુમારે ૧૩) વરસ વીટીયાં હતાં તેમાં ૫) વરસ તો મજુરોનાં હાથ કામથી અને બાકીનાં ૮) વરસ સંચાથી કામ ચલાવ્યું હતું. તેનાં એ કામ ઉપર ત્રણ કરોડ રૂપીઆ ખરચલાગો હતો. હમારી આગગાડી ભાગી ગયલા ટનલ સુધી ગઇ કે ત્યાંથી ઉતરીને એકસો વારને આસરે છેટાં સુધી ચાલતા જઇને બીજી આગગાડી તઇયાર હતી ત્યાં ગયા, અને ટયુરીનથી તાર કરોઆ મુજબ સુવાની ગાડી આગમજથી તઇયાર આવી પુગી હતી તેમાં બેસીને ચાલ્યા તે "મેન્ડોના"નાં સ્ટેશન આગલ ફ્રેંચ સરકારની આલ્પસ પર્વત પસાર કીધા પછીની હદ છે, ત્યાં ઉતરીને ફ્રેંચ માંડવીવાલાને ધારા પ્રમાંણે અમે અમારો સરવ અસબાબ સરંજામ દેખાડવા માગ્યો, પણ હમારી સોડે કાંઈ તમાકુ છે કે નહીં તેટલીજ ટુકમાં પરપુછ કરીને અને તેનો જવાબ હમોએ ના કેહેવાથી સામન જોયા વગર પસાર થવા દીધો. હયાંથી પાછા નીકળેલા હમો તા૦ ૨૦ મી મે ૧૮૮૧ ને દીને સવારનાં છ વાગે ફ્રાંસ દેશનાં પાયતખ્ત શેહેર પારીસમાં પુગા હતા. ઇટલી છોડયા પછે ફ્રેંચની હદમાં પારીસ સુધી જો કે ઘણી ખરી ખેતીવાડીની જમીન મલી હતી, તોપણ બાગાયતી દેખાવમાં ઇટલીને પુગી શકે નહીં તેવી હતી. રસ્તામાં નાધળાં નાધળાં ગામો તથા વારા ફરીથી શેહેરો મલતાં હતાં. પારીસનાં સ્ટેશન ઉપરથી હમો ઘોડાની ગાડીમાં બેશીને એ શેહેરમાંથી પસાર થઇને બીજાં સ્ટેશન નામે "શમે ડી ફર ડીનોર" કરીને છે ત્યાં ગયા અને આગગાડીમાં બેઠા. પારીસ શેહેર હમોએ પસાર કરતી વેળા થોડાક નેણના પલકારામાં જોયું તે ઉપરથી તેની વીગત હમો બરાબર લખી શકતા નથી, કારણકે સવારનું પોહોર હતું તેથી સઘળું કામકાજ બંધબસ્ત હોવાથી સુમસામ લાગતું હતું, અને કોઈ મોહોટો રાખશશ ઊઘતો કે જુંફતો પડેલો હોય તેવી મનપર અસર થતી હતી. જે મોહોલા હમોએ પસાર કીધા તે ઘણાં મોહોટા તથા લાંબા સલંગ હતા. પાછાં ફરતી વેળા એ શેહેર બગરીક સારી પેઠે જોવાંનો ઇરાદો ધારેલો હોવાથી તેની કશી વીગત હમણાં ન લખતાં એટલેજ

અટકીયેછે. છેલ્લાં સ્ટેશન ઉપરથી ૭)કલાક અને ૪૦) મીનીટ ઉપડેલા કાલે(Calais) નાં બંદરવાલાં શેહેરમાં દ્રાહોડ વાગે પુગા હતા. એ નગર પણ સારૂં છે. હમારી ગાડી છેડ બંદરના ડંકાની આગલ જઈ ઉભી હતી કે જયાંથી હમો "ઈંગ્લીશ ચેનલ" (English Channel) જે ખાડીને ઈંગ્રેજો "ચાંદીનો પટો"ખી કેહેછે તે પસાર કરવા સારૂં નાખલી સ્ટીમરમાં બેઠા, અને પોણાં ચાર વાગે "ડોવર" (Dover) કે જે ઈંગ્લાંડની હદમાં છે ત્યાં આવી પુગા. એ ખાડીને વીશે એવું સાંભળ્યું કે તેનો દરીયો હમેશાં ઘણો તોફાની રેહેછે. પણ આ વખતે જરા થંડો હતો, તોપણ મોજા ડુંગર સરખા હોવાથી હમારી નાનકડી આગબોટ એમથી તેમ ડોલા ખાઈ હેરયાં બારયાં કરતી હતી. ડોવરમાં ઉતરયા ત્યારે ત્યાંનાં કોસ્તાનાં ચાકનાં ડુંગરો ધોતા ધોતા અને ઉજળા ઉજળા દીસતા હતા. અત્રેથી પાછા આગગાડીમાં બેસી લંડન શેહેરનાં "ચેરીંગ ક્રોસ (Charing Cross Station) સ્ટેશન ઉપર સાંજનાં છ વાગે પુગા અને ત્યાંજ હોટલમાં ઉતારો કીધો. લંડન શેહેરમાં હમો જયારે પેઠા ત્યારે આગગાડીમાંથી તેની મોહોટાઈ તરત માલમ પડવા લાગી. જયાં નજર કરયે ત્યાં ઘરોની ચીમનીઓનાં જાણે જંગલોના જંગલો દીસતાં હતાં. ઘરો કોઈ નાંધળાં તો કોઈ મોહોટાં છુટા છુટા ઘગલાઓમાં બાંધેલાં હતાં. તેમની બાંધણી દેખાવે સારી સોભાયમાન લાગતી હતી. જેમ જેમ સ્ટેશન નજદીક આવતા ગયા તેમ તેમ ત્યાંની અગણીત સંખ્યાબંધ આગગાડીઓની આવ જાવનો થોડોક વીચાર આવતો ગયો હતો. દર પાંચ મીનીટ આણી ગમથી પેલી ગમ ને પેલી ગમથી આણી ગમ ગાડીઓપર ગાડીઓ છુટવા માંડી. વચમાં એક સ્ટેશન ઉપરથી તો એકદમ બેથી ત્રણ ગાડીએ સામટી ઉપડતી તથા આવતી જણાઈ હતી. જેમ એક મોટાં શેહેરમાં ઘોડા ગાડીની આવ જાવ થાયછે તેમ આગગાડીની આવ જાવ હીયાં થતી હતી. અને તેબી કાંઈ ખાલી ખોખાં નહીં પણ ઉતારૂઓથી ખીચોખીચ ભરેલી આવતી હતી. હૉટલમાં ખાનું લઇને આસપાસનાં મોહોલાઓમાં રાતનાં ફરવા નીકળ્યા હતા તે વખતે રસ્તામાં ગ્યાશના દીવાઓ ઘણાં મોહોટા મોહોલાઓમાં નજદીક નજદીક બળતા હતા તેથી તથા આસપાસની હારબંધ દુકાનોમાં દીવા કીધેલા તેના ઝગઝગાટથી, તથા પેહેરેલાં હોરેલાં લોકો રસતાની બેહુ બાજુની પગથીઓ ઉપર હારકટાર ચાલયા જતા તેમની બે ઘડીની રચનાથી, તેમજ બેશુમાર ગાડી ઘોડાની મોટી આવ જાવથી, જાંણે મુંબાઈમાં દીવાળીનાં વખતમાંની ધામધુમ આપણી આગલ આવીને રજુ થયલી હોય તેવું માલમ પડ્યું હતું. "ગ્રાન્ડ હૉટલ" (Grand Hotel) પરથી "વાઇટ હાલ" (White Hall) નો મેહેલ મુકીને "પાર્લ્યૉમેંટ હાઉસ" (Parliament House) સુધી હમે ગયા. તેટલાં પાર્લ્યૅમેંટ હાઉસમાં દીવાની રોશની કીધેલી હતી તેથી એ રાજ સમાજની ઇમારતની અંદરખાનાની ભેટ લેવાને મન લલચાયું. એ હાઉસની વીગત હવે પછી બીયાન કરીશું. હમે ગયા તે વખતે પાર્લ્યૉમેંટ ભરાવાની હતી તથા પાર્લ્યૉમેંટનાં સભાસદોની આવજાવ ચાલુ થઈ હતી. બરીટીશ શેહનશાહતના એ સલાહકારોના પોખાયલાં મગજોવાલા, ગંભીર, સોભા ભરેલા અને કરચવાયલાં કપાલના ચેહરાઓનાં દરશણથી આપણાં મનમાં આપોઆપ એક માહીન પ્રજાનું બુલંદ ચીત્ર ઉઠતું હતું. મી૦ ગલાડશટન ૧૧) વાગે આવવાનો હતો તેને જોવા સારૂં હમોને ત્યાંનાં આવતા જતા માણસોએ

ભલામણ કીધી, પણ રખડ રખડ કરતાં થાકી ગયલા હોવાથી તરત પાછા ફરયા હતા. હમારાં માથાં ઉપર એ વખતે પારસી લોકના પેહરવેશની બાંધેલી કાલી પાગડી પેહેરેલી હતી, તેથી ત્યાંનાં લોકોને જરા નવાંઈ જેવું લાગવાથી હમોને ઘણાંજણાં જોવા ઉભા રેહેતા હતાં, અને એનો કોઇબી નવાઇની ચીજ ટીકટી વેલાએ લંડનના ગરદીખોર લોકની ટેવજ પડેલીછે. વળી અમે જેણી તરફબી જતા ત્યાં કોનશટેબલો હમોને ઘરોની તથા મોહોલાઓની પીછાન ઘણી નમનતાઇથી આપતા હતા. અહીંયાંની પોલીશની તકેદારી ઘણી સારી રીતે ચાલેછે. તેનો એક દાખલો જયારે રાતનાં એક ગમથી બીજી ગમ પાર્લ્યામેંટ હાઉસ આગલ મોહોલો પસાર કરતા હતા ત્યારે બે ત્રણ ગાડીઓ આંગ ઉપર આવી લાગી, પણ કોન્શટેબલ કેં જે ત્યાં ઉભેલો હતો તેણે "હેઇ" કરીને બોલીને હાથની ઇસારત કીધી કે પેલી બે ત્રણ ગાડીઓ જે આંગણ આવી હતી તેનાં હાંકનારાઓએ તરત ઉભી રાખી હમોને પસાર થવા દીધા હતા. એ પ્રમાંણે પોલીશનાં સીપાહીઓનો વાજબી હોકમ ત્યાંનાં લોકો માનેછે. હમો એ રસ્તાપરથી પાછાં ફરતાં "ટ્રાફાલગર સ્કુવેર" (Trafalgar Square) માં ગયા હતા. ત્યાં પણ તે ચોકમા સારી રોશની કીધેલી હતી, અને ઘણાં લોકો આસપાસ ફરતા હતા. ત્યાં વચમાં ઇંગ્લાંડના દરીયા વરધી સર સૈનયાધીપતી "લાર્ડ નેલશન"(Lord Nelson) નાં પુતળાંનો થંભ આવેલો હતો. ફરીને પાછા ૧૧) વાગે હમે હોટલમાં ગયા.

**તા૦ ૩૧ મી મે ૧૮૮૧.**—આજે સવારનાં અહીંયાંની દરજીઓની તથા એવીજ બીજી પરચુટણ કપડાંની મોહોટી મોહોટી દુકાંનોમાં સહવારથી સાંહાંજ સુધી ફરયા હતા, અને રાતનાં "અહલાંબ્રા થીયેટર"માં ગયા હતા. ત્યાં નવો બનાવેલ એક ઓપેરાનો ગાયણી નાટક તથા "બેલેટ ડાન્સ" જોઇ આવ્યા. એ ઑપેરા તથા ડાન્સીંગ અહીંયાં જો કે વચલે વાંધેનું કહેવાયછે. તોપણ એવું "આકટીંગ" હમોએ મુંબાઈમાં કદાચજ જોયું હશે. તેમાં બેલટનો ડાન્સ જાણે બેહેસ્તનાં પરીયાં નાંચતાં હોય તેવો લાગતો હતો. એ અહલાંબ્રાનો થીયેટર અહીંયાં માફકસર મોટો ગણાયછે. પણ હમોને તો તે ઘણો ભપકાદાર મેહલ સમાનો લાગતો હતો. તથા તેના નાટકનાં પરદાઓ પણ ઘણા જોવા લાયક હતા.

**તા૦ ૧ લી જુન ૧૮૮૧.**—આજે સવારમાં ૧૧) વાગે અતરેની જાણીતી સરસમાં સરસ ડરબી રેસ નામની સરત જોવા સારૂં ગાડીમાં ગયા હતા. રસ્તામાં ગાડી ઘોડાની ભીડ પુશકલ મલી હતી, અને તેજ માફક રસ્તામાં લોક પણ ઉભું રહીને એક ઘણોજ મોહોટો મેળો હોય તેમ જોતું હતું, આહીંયાં ડરબી રેસ જોવા જવા સારૂં આગગાડીઓ દર પાંચ મીનીટે ઉપડેછે, અને તેમાં મોહોટો ભાગ લોકનો જાયછે. પણ હમોને સરતનાં ઘોડા દોડતાં જોવા ઉપરાંત લોકોની ઠઠ તથા મજા જોવાની હતી તેથી એક મોહોટી ઊઘાડી ચાર ઘોડાની ગાડી ભાડે અગાઊથી રાખી જે સારૂં ગાડીવાલાને ૩૦) ગીની ભાડું પડયું હતું. એ ગાડી ઉપરથી જોવાને ઘણી તાલમેલ મજાહ પડતી હતી. આખો રસ્તો જે વીશ મૈલ દુર છે ત્યાં એટલે ઠેઠ ડરબી સુધી ગાડી ઘોડાની ભીડ અમોને મલી હતી. તેમાં ઘણાં ખરાં ઉતરતે વાંધેના રયતી લોક ખુબ નાચણ કુદણ અને મોજમાં આવેલાં હતાં. કોઈ ગીતો ગાય, કોઈ વાજીંત્ર વગાડે, કોઈ મસ્કેરીઓ કરે, લોકો ઉપર પાણીની પચુકરીઓ મારે, ઓણી નલીમાંથી વતેણાં ફુંક

ઉગાડે, હુ-ર-રે-ના પોકારો મારે, જાત જાતનાં સોવાંગો પેહેરે, અને એવાંજ લટપટ પંચી રમુજી ઢીંગાણું .મચાવે, જાણેકે છોકરા બનીને ઘેલાં ગાંડાં કાઢે તેમ પણ કોઇ કોઈ કરતું હતું, અને દારૂ પીવાના વકરાની ઉછલ ઉછલનો થાગજ લાગો નહીં. જયાં રસ્તામાં બીર કે બીજા દારૂની દુકાન મલે કે જોઇજ લેવોની ત્યાં ગાડીની ઠઠ ઉભેલી, અને દુકાનો લોકોની ભીડથી ઉભાઇ જતી હતી. ગાડી ઘોડાની દોડાદોડ પણ ઘણી થતી હતી તેથી અકસમાત પણ ઘણા થતા નજરે પડતા હતા. હમો એ પ્રમાંણે જોતા જોતા બે વાગે સરતના રસ્તાપર પુગા તો ત્યાં લોકોની મોહોટી રાખસસી અઠંગ ઠઠ જોઇને હમો અજાએબીથી દંગ થઈ ગયા. હમારા સાંભળવા મુજબ એ દીવસે દર શાલ ચાર લાખ માણસો એકઠાં થાયછે. હમો જયાં નજર કરયે ત્યાં માણસોની ગરદી એટલી તો બીચોબીચ હતી કે આપણાંમાં કેહેવત છે તે મુજબ કે એક ટાંચણી નાંખીએ તો તે પણ લોકનાં માથાં ઉપર અધ્ધરની અધ્ધર ઝીલઈ રહે. રેસ—સ્ટાંડ એટલે શરતનાં થંભા ઉપર લોકો બીચોબીચ ભરાયલા હતા. તે ઉપરાંત રસ્તા ઉપર તથા ગાડીઓમાં પણ બેસુમાર લોક હતું. જયાં ઘોડાઓની હારજીત નક્કી કરવાનો ઠામલો નામે "વીનીંગ પોસ્ત" હતો તેની સાંમે એક ટેકડી હતી ત્યાં હમારી ઊંચી ગાડીમાં કરારે ઉભા રહીને સઘલો તમાસો બીરજથી જોઇને તેનું ઘટતુ અવલોકન કરવા જેટલો અમને અવકાશ મલયો હતો. એ ટેકડી ઉપર ગાડી લઈ જવાનો હક્ક મેલવવા સારૂં પ્રાઈની બે ગીનો આપવી પડેછે. ઘોડાની સરતોમાં ઘણાંમાં ઘણાં બાર ઘોડા દોડયા હતા. આએ શાલ એક અમેરીકાનો ઘોડો જીત્યો હતો. સરત દોડતી જોવાનાં કરતાં ત્યાંના લોકોનો ઠઠ તથા મજાહ વધુ જોવા લાયક હતી. અહીંયાં નાચ કરનારાઓ, ગાયન કરનારાઓ, જાદુગરો, હાથ જોનારા એક જાતનાં રખડતા લોકો .જેમને ગીપસી કેહેછે તેઓ, વાંદરાનાં, બીલાડીનાં, ચલીયાંનાં, તથા એવા એવા બીજા જનાંવરોનાં નાચ કરનારાઓ, તથા ફરૂટ વેચનારાઓ ઇત્યાદી વારા ફરાથી આવીને લોકોની ભીડમાં નાચ કરતા કરાવતા, તેમજ માલ વેચતા વેચાવતા હતા. ગાડી ઘોડાવાલા લોકો ટોપલયા ઠાલોમાં (Hampers) ઠુંગાપાણીનો ફહલારની ચીજો તથા દારૂ સાથે લાવેલા તે ગાડીઓમાં તથા રસ્તા ઉપર ટેબલ કલાથ પાંહરીને ખાતા તથા ચંપેન અને બીજા દારૂનાં માથાં ધડાધડ ભાંજતાં હતા. સરત પાંચ વાગતે પુરી થવા બાદ હમો પાછા ઘરે જવા નોકળ્યા તે વખતે કંઈ બેશુમાર ગીરદી મલી હતી. કારણકે હવે બધું લોક એકદમ જવા નીકલ્યું હતું. તેમને સઘલાને રસ્તે ઘેરાએ પડતાં કંઈ વખત નીકળી ગયો. હમારી ગાડીને રસ્તાની બાહાર નીકળતાંજ, એક ઘણોજ સરસ હાંકનાર કોચમેનની હાથ ચાલાકી તથા બોલીદારીનો સઘલી મદદ સાથ નજદીક એક કલાક નીકળી ગયો હતો. એ વખતે લોકોના ઘોડા મસતી તોફાનો કરવાના સુરમાં આવ્યા હતા તેથી અકસ્માતો ઘણાં થયાં હતાં. હમારી નજર આગલ હમોએ ત્રણ ચાર બનાવતો જોયા હતા, તેમાં એક સારાં માણસની ગાડી જેમાં ઓરતો બેઠેલી હતી તેનાં ઘોડા ફરી ગયા અને હમારી મોહોટી "બ્રેક" (Brake) ગાડી સાથે અથડયાથી તે બાનુઓવાલી ગાડીનું પૈડું જેમ એક લીંબુની છાલ નીકલી જાય તેમ નીકળી ગયું, અને ગાડી ભાગી ગઈ હતી. એવા અકસ્માતની દાદ ફરીયાદ ત્યાં કોઈ લેતું નથી અને આટલી ખટપટ થવા છતાં પેલી ભાગેલી ગાડીનાં ધણીએ હમારા કોચમેનને એક બોલ પણ કહયો નહીં.

બીજો દાખલો એક બાજુ એક આમનીબશ જરા નીચાનમાં ગગડી ગઈ તેથી તેની ઉપર બેઠેલાં સઘળાં લોકો ઉપર નીચે આણીમેર પેલીમેર પડી ગયાં, અને તેમાંની એક બીચારી ઓરતને તદન બેભાંન હાલતમાં ઉંચકી લઈ જવામાં આવી. એ પ્રમાંણે બીજાં ઘણાં અકસ્માતો બન્યા હતા. હમો જયારે રસ્તાનાં ગામો ઉપરથી પસાર થતા હતા ત્યારે ત્યાંનુ બધું લોક ગાડી ઘોડા તથા લોકોની આવ જાવની મજાહ જોતું ઉભું હતું. તે એટલું બધુ લોક હતું કે એક લેખે તેનો થાગજ લાગે નહીં. તેમાં લંડન શેહેરને લગતા જીલ્લા વીભાગમાં પેઠા ત્યારથી તે નજદીક હૉટલમાં પુગા(કે જેમ કરતાં મીફકસર દોડતી ગાડીએ લગભગ એક કલાક ઉપર થયો હતો એટલું મોહોટું એ શેહેર છે) ત્યાંસુધી તેમાં મેહેલવેહેલી જગા તો તમાસગીર લોકોની એટલી ભીડથી ભરાઈ ગયલી હતી કે તેનું બયાન થઈ શકવું માહાલ છે. એ દીવસે લોકો એકબીજા સાથે વગર પીછાને એટલી બધી છુટ લેતા હતા કે જાણે કેટલાં વરસોની દોસ્તી હોય તેમ સલામો કરતા, હુરરે કરતા, તથા બીજી ઘણી રીતે એકમેક સાથે ગમત કરતા. એ મજાહની વીગત વર્ણવવાનું કામ નાહનું શુહનું નથી. દલગીર છૈયે કે હમે ઇછયેછ તેવી રીતે તે બજાવી શકતા નથી. પણ એટલો ઇસારો કરવો જરૂરજોગ ધારેંચ કે જે ધણી લંડન જાય અને એ સરત નહીં જોય તો તે ધણીને બરોબર લંડન જોઈ પાછો ફરેલા તરીકે કદીબી નહીં ગણવો જોઇયે. હમોને હૉટલમાં પાછા ફરતાં રાતનાં સાડા આઠ થયા હતા. આજનો દીવસ વાદલના ઘેરા વગરનો, વરસાદ વગરનો મજાનો ખોલ્લો હતો, અને અંહીયાંનાં રેહેવાસીઓનાં કેહેવા મુજબ ઘણે વરસે ડરબીની સરતને દાહાડે આવો ખોલ્લો દીવસ કુદરત તરફથી મલ્યો હતો. હમો હાલ લંડન શેહેરમાં છૈયે ત્યાં ઘણીથંડી પડતી નથી; માફકસરછે, સુરજ દરરોજ પ્રકાશેછે તેથી ઋતુ ઘણી સારી કહેવાયછે. સઘળાં હૉટલો ભરાઇ ગયલાંછે. લોકોને સારાં હૉટલમાં ઉતરવાની જગા પણ મલતી નથી. ગયાં અઠવાડીયાંમાં ગ્રાંડ હૉટલમાં જગા ન મલવાથી ૪૦૦) જણાંઓને પાછું ફરવું પડયું હતું એટલી ભીડ થયલીછે. હમો સરત જોવા ગયા ત્યારે અતરેનાં થોડાંક શેહરી વીભાગો પસાર કીધા હતા. ત્યાંનાં ઘરોમાં વચલે વાંગેનાં લોક રહેછે. પણ તે ઘરોની બાંધણી તથા તેની આગલનાં નાહાળા બાગો જોઇને હમો અચરત થતા હતા. ત્રણ અથવા ચાર અથવા તેથીબી વધારે ધણીઓ મલીને એક "બ્લોક" ઇમારતી જુખંડો બાંધેછે, અને તેને સરખા ભાગે અંદરથી છુટા રાખેછે, તેથી તેઓને બે બાજુની દેવાલનો ખરચ બચેછે. એ ઘરોનો દેખાવ અત્તીઘણો સારોછે. મોહલાઓની રોનકમાં જાણવાજોગ એકે એક મોહોલો એકજાતનો તો બીજો મોહોલો બીજીજ જાતની કારીગીરીનો બાંધેલો, એવું સઘળું મજાનું દીસતું હતું. એ એક બાજુનો જીલ્લા વીભાગ પસાર થતાં હમોને એક કલાક ગાડીમાં લાગો હતો.

તા૦ ૨ જી જુન ૧૮૮૧—આજે બપોરના બાર વાગે "ધી મોન્યુમેંટ" નામનો મીનારો શેહેરમાંછે તે જોવા ગયા. એ મીનારો ૨૦૨ ફુટ ઉંચોછે. એને લંડન શેહેરની સને ૧૬૬૬ માં લાગેલી માહ નાશકારક આગ કે જેને લીધે શેહેરનો મોટો ભાગ બલી ભશમ થયો હતો, તેની યાદદાસ્ત સારૂ બાંધેલો છે. એ મીનારો સને ૧૬૭૧ માં બાંધવા માંડયો હતો, અને તે ૧૬૭૭ માં ૭ વરસે પુરો થયો હતો. જે જગા ઉપરથી આગ પેહેલાં શરૂ થઈ ત્યાંથી નીશાન મારીને તેને

યાદદાસ્તી સારૂં બાંધ્યોછે. તેની ઉપર જવા સારૂં ૩૪૫ પગથીઓ છ ઇંચ ઉંચી અને જાડા દશ ઇંચ ઊંડી છે. એનાં મથાળાં ઉપર એક આતશનું આફરગાન્યું સરખું બનાવીને મુકેલું છે. તે તેની અંદરનાં બળતાં ભભુકાઓની ઊંચાઈ સુધાં ૪૨) ફુટ ઉંચું છે અને તેનાં મથાળાં ઉપર સોખંડનાં કટેરા ભરી લીધાછે. એની ઉપર તખ્તી લાટીન ભાષામાં લખીને મારેલી છે. તે ઉપરથી માલમ પડેછે કે તે આગ તા૦ ૪ થી શપટેમબર ૧૬૬૬ને દીને એ મીનારાથી ૨૦૨ ફુટ દુરથી પેહેલી લાગી હતી, કે જેને લીધે એ મીનારો પણ તેટલાજ ફુટ ઉંચો રાખેલો છે, અને ત્રણ દીવસ સુધી લાગતાગ સત્યાનાસવાલી જહલતી અને જહલાવતી જારી રહી હતી. તેથીને જે ભાગ "સીટી" અથવા શેહેરને નામે જણાયલો હતો તે તો આખો ને આખો સાફ થઈ ગયો હતો. તેમાં ૮૯) દેવલો, ૧૩,૨૦૦) ઘરો, ૪૦૦) મોહોલાઓ અને જે ૨૬) ભાગમાં લંડન તે વખતે વેહેંચાયલું હતું, તેમાંનાં ૧૫) ભાગ તદન બળીને ખાખ રાખ થઈ ગયા અને બીજા ૮) ભાગને રદ કીધા બરાબર જેવા અરધા બાલી નાંખ્યા હતા. એ આગથી આસરે ૩૧) કરોડ રૂપીઆ જેટલી માલ મીલકતની નુકશાની થયલી કેહેવાય છે. એ આગની આગમજનું લંડન ઘણું આડા અટાલા તથા સેરીયાં જેવા સાંકડા મોહોલાનું બાંધેલું હતું પણ ત્યાર પછી પાર્લ્યામેંટે ધારો પસાર કરી બંધીનો હુકમ કર્યો કે હવે જે ઘરો પાછાં બાંધે તે સારાં અને એક સરખાં બાંધે. તેથીજ લંડન શેહેર આજે ઘણું સરસ થયુંછે. એ મીનારો "ફીશ સ્ટ્રીટ હીલ" ની હગમણે આવેલોછે. તયાંથી હમો નીકળેલા લંડનનો વખાણાયલો કીલ્લો "ધી ટાવર" જોવા ગયા હતા. એ કીલ્લો "પેહેલા વીલ્યમ" જેને ફતેહમંદ વીલ્યમ કરી કેહતા હતા, તેણે ઇંગ્લીશ લોકની સરજમીન તેમના દેશનાં દેશી રાજા હારલ્ડ પાસથી હેસ્ટીંગસની લડાઇમાં ઇસવી સન ૧૦૬૬ નાં વરસમાં જીતી, તયારે ત્યાંનાં લોકો તેને ઘણું હેરાન કરવા લાગા, તથા બલવો વારા ફરતી ઉપરાસાપરી કરવા લાગા, તેથી પોતાનાં તથા પોતાની સાથનાં નારમન લોકનો ફીફરીફાટે તેવો નોકનો રોફ બેસાડવા તેમજ પોતાના બંચાવ સારૂ એ રાજાએ પ્રથમ બાંધ્યો હતો. તે ટાવર આજે "વ્હાઇટ--ટાવર"ને એલકાબથી ઓળખાયછે. એ રાજાની પછીનાં આવનારાઓએ એ ટાવરને વારાફરતી વધારવા તથા મજબુતી આપતા જવાનું કાંમ ચાલુજ રાખ્યું. પાછલથી એ ટાવરને રાજદરબારી મોહટાં બંદીખાના તરીકે કામે લગાડતા હતા. હમણાં તો તે હથીયારો, આગલનાં વખતનાં બખતરો, લડાઇની તથા બીજી જુની ચીજોનો સંગ્રહ કરવાની જગા દાખલ, તેમજ ઇંગ્લાંડનાં રાજનાં ઝવેરાતખાંનાં દાખલ વપરાયછે. એ ટાવર સઘળાઓને જોવા સારૂં દરરોજ ૧૦ થી ૪ વાગા સુધી ખોલેલો મુકેછે. પણ ઝવેરાતખાંનાં તથા હથીયારના હૉલ જોવા સારૂ વેચાતી ટીકીટ લેવી પડેછે. તેની ૧) સીલીંગ આપવી પડેછે. એ ટૉવરમાં પેહેલાં પેસતાં "ધી મીડલ ટૉવર" આવેછે કે જેને આગલ મારટીન ટૉવર કેહતા હતા. તેની પછી "બાઇવર્ડ ટૉવર" "ધી ત્રેટરશ ગેટ" એટલે દગલબાજ આસામીઓનો દરવાજો જેને "સેંટ ટૉમશ ટૉવર" પણ કહેછે તે, "ક્રેડલ ટાવર", એ પ્રમાણે સઘલા ટૉવર પસાર કરવા પડેછે. "વ્હાઇટ ટાવર" જે સૌથી પેહેલો બાંધેલોછે તેની દેવાલની કુશાદગી ૧૧૬ થી ૯૬ ફુટ લાંબી તથા પોહોળી અને ૯૨ ફુટ ઉંચીછે. તેની ઉપર પતરાંનું છાપરૂં કીધેલુંછે. એની બાહારની દેવાળ ૧૫ ફુટ જાડીછે. એ ટાવરમાં સર વૉલટર

રાલી નામના પંડીત, ફીલસુફ, કવી, ગરહસ્થ, દરબારી, ગ્રંથકાર એવા વીચીત્ર બત્રીશ લક્ષણયાને કેદ કર્યો હતો. તેનો ઓરડો ૧૦ થી ૮ ફુટનોછે, અને તે ઓરડામાં પોતાના કેદી એકાંતવાસમાં એણે "દુન્યાંની તવારીખ" લખી હતી. એ ટાવરમાં હાલ હથીયારખાનું કીધેલુંછે, જેમાં અસલી બખ્તરો, હથીયારો તથા બીજી પુરાની ચીજોનો જમાવ ઘણો ઠીક રીતનો સારો કીધોછે. એમાં કેટલાંક બખ્તરો આપણા અંગ્રેજ પાદશાહઓનાં પોતાના અંગત પેહેરેલાં હતાં. તે સઘલાં તેમના રાજ્યકાલના અનુક્રમ પ્રમાણે વખતસરનાં બરાબર ગોઠવેલાં હોવાથી ગોયા ઇંગ્લાંડનો તવારીખ તેમને જોત જોતાં આપણી નજર હજુર પાછી તાજી થતી હતી. એમાં ઘોડસ્વારીનાં પાખરનાં બખ્તરો (Horse Armoury) નો સંગ્રહ ચોથા હેનરી થોતે બીજા જેમસ રાજાનાં વખત ઇયાને સને૧૪૨૨થી૧૬૮૫ સુધીનો કીધેલોછે. એ છેલા વખતમાં બંદુક તથા દારૂગોળો વઠીક લડાઇમાં કામે લાગવા માંડવાથી લોખંડનાં બખ્તરો પેહેરવાનું ત્યારથો પોતા મેલે બંધ થયું હતું. આગલ નોર્મનનાં વખતમાં સને ૧૦૬૬ નાં ઇસવી સાલથી ચાંમડાંનાં બખ્તરો માછલીનાં ભીંગડાંનાં આકરનાં પેહેરતા હતા, અથવા ચાંમડાં ઉપર લોખંડની કરીઓ સીવણથી જડી દઇને બખ્તર બનાવતા હતા. પણ ત્યારપછે ત્રીજા હેનરીનાં સને ૧૨૧૬ થી તે ૧૨૭૨ સુધીનાં રાજમાં ક્રુઝેડરો, અથવા જે ખ્રીસ્તી ધર્મ જોધ્ધાઓ ઇસલામીઓ સામે જેરૂસલમનાં રણક્ષત્રમાં પોતાનાં ઇસા પૈગમબરની પવીત્ર ગણાતી ગોરનો કબજો મેલવવા સારૂં જીવ પર આવીને જાનફેસાંનીની જે લડાઈ કરતા હતા, તે લોકોએ એશીઆખંડમાંથી કદીમાં કદી ભરેલી બનાવેલાં સાંકલીયાલાં બખ્તરો દાખલ કીધાં. તયારપછી આખાં લોખંડનાં બખ્તરો બીજા એદવર્ડનાં વખતથી પેહેરવાસમાં આવવા લાગાં. એ સઘળાં બખ્તરોના નમુનાં ટૉવરમાં મુકેલાછે. એ ઓરડામાં જરમનીનું એક હાડકાનું જીન મુકેલુંછે, તેની ઉપર કોતરકામ તથા રંગ ઘણો સારો કીધોછે. જુનાં અસલી વખતનાં લડાઇથી ભાગેલા અથવા વખતની લંબાઇથી કાટ ખાઈ જઈ ખરાબ બનીને ભાગી ટુટી પડેલાં હથીયારોનાં છુટા છુટા કાચની ઢાંકણીઓવાલા દબ્બાઓમાં સાચવી રાખીને સંગ્રહ કીધોછે. આઠમા હેનરીનું પેહેરેલું બખ્તર એક ઘોડેસ્વાર પુતળાંને પેહેડાવીને મુકેલુંછે, તે ઉપર જાત જાતની તરાહ પાડેલીછે. એ બખ્તરનું લગોલગ વજન ૯૨) રતલ છે. એ બખ્તરોમાનું એક બખ્તર સાત ફુત ઉંચાં પુતળાંને પેહેડાવીને ઉભું રાખેલુંછે, તે જોઇને જરા અજાયબી લાગેછે કે આવાં જોરાવર અને ઉંચાં માણસો પણ આપણાં બાપદાદાઓનાં સુખવાસી વખતમાં હતાં. એ ઓરડામાં ડયુક આફ વેલીંગટને એ ટૉવરનાં કોન્સટેબલ દાખલ જે પોતાનાં હોદ્દાનો પોશાક પેહેરયો હતો તે એક કાચનાં ઢાંકણવાલા દબ્બામાં મુકેલોછે. આગલ એ ટૉવરમાં જે અમીર ઉમરાવ લારડોને તથા પંકાયલા બીજા ધણીઓને, રાજાને કે પારલામેંટને હુકમે ગરદન મારી જબેહ કીધેલા તેને લગતી કોહાડીઓ તથા ઢીમરાં પણ મુકેલાંછે. એ ઢીમરાં ઉપર તે કોહાડીનાં કરૂર પ્રાણઘાતક ઘા હજુર જેમનાં તેમ તાજા દીસેછે. "બલડી-ટાવર" એટલે લોહીનો ખુનખાર મનારો કે જયાં ચોથા એદવર્ડનાં બે છોકરાઓને તેઓનો કાકો જે પાછલથી ત્રીજો રીચરડ બન્યો તેણે મારી નાંખયા હતા, તે ટાવરની પડોશમાંજ એક મોહોટા ઓરડામાં બ્રીટીશ સલતનતનાં રાજા રાણીનું રાજય ઝવાહેરાત મુકેલુંછે કે જે સબબ ઉપરથી

તેને હમણાં "જ્યુવેલ ટાવર" કરી કહેછે. એ ટાવરમાં માથે મુકવાનાં બાદશાહી તાજો, ઝવેરાતો, તથા સોનાની પલેટો જોઈ હતી. એઓમાં સઉથી મથાળાં ઉપર સરદારીની નીશાન દાખલ આપણી નાંમદાર મહારાણીનું તાજ છે. એ તાજ એ તાજદાર બાનું કીન્ગે સને ૧૮૩૮માં ખાસ બનાવ્યું હતુ. તેમાં ૨૭૮૩ હીરાઓ નાઘલા મોહોટા મળીને છે. તેમાં એક ઘણું મોહોટું માણેક છે, જે આગલી બાજુ પરજ દીપતું જડેલું છે. તે નંગ કેશટાઇલનાં રાજા ડાન પેડરૂએ "બ્લેક પ્રીન્સ" એટલે "કાલા શાહજાદા"નાં નામથી ઓલખાતા ત્રીજા એદવર્ડ રાજાના બાહાદુર છોકરાએ તેને કરેલી કીમતી સેવાના બદલામાં ભેટ તરીકે સોગાત દીધું હતું. ઉપરાંત એ તાજમાં એક ઘણો મોહોટો શનીશચર જડેલો હતો. એ તાજની કીમત એક કરોડ સીત્તેર લાખ(૧,૭૦,૦૦,૦૦૦) રૂપીઆ અંકાયછે. શેંટ એદવર્ડસ ક્રાઉન ઉપર હીરા, માણેક, મોતી, પાણાં ઇતિયાદી જડત કામ છે. પ્રીન્સ ઓફ વેલ્સનું ક્રાઊન (તાજ) સાદું સોનાનું ખાલિસ કનચનથી બનાવેલું છે. પેહેલા ચારલસનુ રતન જડીત તાજ તેને ગરદન મારયાની અગાઊ બનાવ્યું હતું. ઇમ્પીરીયલ ઓર્બ નામનો સોનાં તથા ઝવેરાતનો એક સુલતાની દડો છે જે તખ્તનશીન થતી વેળા રાજા અથવા રાણીનાં હાથમાં આપેછે. માહારાણીજીનાં મરનાર ખાવંદ આલબર્ટ પ્રીન્સ કોન્સરટનું તાજ પણ ઝવેરાતનું છે. એ ઉપરાંત સોનાનાં વાસણો પણ સંખ્યાબંધ અને મોહટાં મોહટાં છે, તેમાં એક મોટું વાઇન દારૂનું વાસણ છે, તેમાંથી ચાર જાતનો વાઇન જુદો જુદો બહાર રેડાય એવી યુકતીવાલી ગોઠવણ કીધીછે. એક સોનાની ગીલીટનો બરૂજ છે જે વ્હાઈટ ટાવરનો નાંહનો નકલ કરેલો નમુનો છે. તે નીમકદાનીને ઠેકાણે તરત વેલા ટેબલ ઉપર કામ આવેછે. એ ઉપરાંત બીજી ઘણી ચીજો છે. એ ઝવેરાત ત્રીજા હેનરીનાં વખતનાં અને ૧૨૧૬ થી ૧૨૫૪ સુધી એ ટાવર આફ લંડનમાં મુક્યાં હતાં, પણ પેહેલા ચાર્લસ રાજાને તેની અનીચારી તથા બલવાખોર ચાલને લીધે ગરદન મારયા પછી ક્રોમવેલ નામનાં મહંત રાજ્યાધીકારીએ તે વેચી નાંખ્યા હતાં. અને બીજા ચાર્લસના વખતમા પાછાં અસલનાંજ જેવાં બનાવીને હાલ મુકેલાંછે. એ માહેલાં કેટલાંક ઝવેરાતો બીજા ચાર્લસનાં વખતમાં અને વલી જેમ શકછે તેમ તો તેની પોતાનીજ છુપી ઉશકેરણીથી કરનલ બ્લડ નામના લુચા પોશાગીર આપીસરે ચોરયાં હતાં. તે પણ પાછલથી પકડાયો હતો. તેને શીક્ષા કરવાને બદલે એ રાજાએ સાંસું ૫૦૦) પોંડનું વરસાન તથા રેહેવાનું ઘર આપ્યું હતું. એ ચોરવાનો શક રાજા ઉપર લાવવાનું કારણ એ છે કે એ રાજા ઘણોજ ખરચાલુ હતો અને હમેશાં કરજદાર રેહેતો હતો. તેથી નાણાંની ગરજ પડવાથી તે ચોરાવીને વેચી નાખવાનો વીચાર તેણે કદીકને રચ્યો હોય તો તે સંભવીત છે. એ સઘળાં ઝવેરાતની એકંદર કીમત ૩) કરોડની કેહેવાયછે. એ ઓરડામાં બીજી બાજુ ઉપર ઇંગ્લાંડ દેશનાં મોહોટા એતાબોના ચાંદો તથા હારો મુકેલા છે. તેમાં આરડર ઓફ ધી ઠીશટલ, ગારટર, સેંટ માઇકલ, સેંટજયોરજ, અને સ્ટાર ઓફ ઇંડયાનાબી જોવામાં જણાયા હતા. હથીઆર રાખવાના ઓરડામાં નવાં અને આજના સુધરેલા જમાનાની દારૂગોલાની લડાઈ લાયકનાં શહસ્રો તથા ઓજારો તરેહ તરેહ રીતે ગોઠવેલાં હતાં; તેમાં કોઇનો આકાર કમળફુલ તથા ગોલાબનાં ફુલ જેવો, કોઇ પાણીનાં મોજા માફક, કોઈ સાંપનાં ગુંછરટાનાં આકારનાં, પક્ષી તથા જનાવરનાં આકારનાં, તથા કોઈ

પ્રીન્સ ઑફ વેલ્સનાં લગનનાં કેકના આકારનાં જેવા બનાવેલાં છે. એ હથીઆરોનાં ઓરડાઓને "ક્વીન એલીઝાબેથ્સ આરમરી" કરીને નામ આપેલુંછે. તેના માથાં ઉપર સેંટ જોનનો ચેપલ (મંદીર) આવેલો છે, જે નોર્મન લોકોની અમલા ઉઠાવાની કારીગરીમાં આજે સઉથી સરસ ગણાયછે. "ધી બોયર ટૉવર" બરૂઝમાં ચોથા એડવર્ડનાં ભાઈ "ડયુક આફ કલેરેન્સે" રાજ સામું હુલડ કીધાથી તેની શીક્ષામાં તેને મોહોતની મુજ ફરમાવી હતી, તેને મામસી નામનો વાઈન દારૂ પીવાનો ઘણોજ શોખ હતો તેથી તેની પોતાની આજ્ઞા મુજબ તેને તેજ દારૂનાં પીપમાં ડુબાડીને મારી નાંખ્યો હતો. "બુશેમ્પ ટૉવર" તવારીખી ઇતીહાસથી ભરેલો જોવા લાયક છે, તે એક નાંધલો ઓરડો છે, તેમાં આગલ ઘણાં મોટા મોટા માણસોને કેદ કરતા હતા. થોમ્સ ડી બુશેમ્પ તે અરલ ઑફ વારવીકને રીચર્ડ બીજાનાં વખતમાં કેદ કીધો હતો તેથી એનું નામ "બુશેમ્પ ટૉવર" કરીને પડયુંછે. એમાં જેઓને કેદ કીધા હતા તેઓએ વખત ગુજારવા સારૂં પોતાનાં નામો તથા બીજી વીગતો દેવાલનાં પથરોમાં કોતરેલી હજુર જેમની તેમ છે. એ ટૉવરમાં જે જે સારાં સારાં માણસોને કેદ કીધા હતા તથા ગરદન મારીને દાતેલા છે તેની થોડીક વીગતો હું આપયે છીયે; સર થોમ્સ મુરને ૧૫૩૫ માં, રાણી એન બોલીન નામની આથમા હેનરી રાજાની બીજી રાણીને ૧૫૩૬ માં, થોમ્સ ક્રોમવેલ અરલ આફ એશેકશને ૧૫૪૦માં, કાઉન્ટેસ ઑફ સાલસબરીને ૧૫૪૧ માં, રાણી કેથેરાઈન હાવરડ નામની આઠમા હેનરી રાજાની પાંચમી રાણીને ૧૫૪૨ માં, લારડ એડમીરલ સેમાર ઑફ સડલીને ૧૫૪૯ માં, લારડ સોમરસેટ જેને "ધી પ્રોટેકટર" અથવા રાજય પાસબાનનો ઈલકાબ હતો તેને ૧૫૫૨ માં, અરલ ઑફ વારવીક અને ડયુક ઑફ નોરથમબરલાન્ડને ૧૫૫૩ માં, લેડી જેન ગ્રે અને તેણીના વર લારડ ગીલફોરડ ડડલીને ૧૫૫૪ માં, અરલ ઑફ એસેકસને ૧૬૦૧ માં, ડયુક ઑફ મોનમાઉથને ૧૬૮૫ માં, તથા બીજા ઘણાં લારડોને ટૉવર ઉપર ગરદન માર્યા હતા. તેમજ જોન બેલીઓલ સ્કાટલાંડનાં પાદશાહાને ૧૨૯૬ માં, વીલીયમ વોલેશ સ્કાટલાંડનાં "પેટ્રીઅટ" અથવા સ્વદેશાભીમાની લડવઈયાને ૧૩૪૭ માં, ફ્રાન્સનાં પાદશાહા જાનને ૧૩૫૭માં, ડયુક ઑફ ઓરલીયન્સ તે ફ્રાન્સના પાદશાહ બારમાં લુઈના બાપને ૧૪૧૫ માં, ઈંગ્લાંડનાં રાજા છઠા હેનરીને (એમ ધારવામાં આવેછેકે એને છુપી રીતે હઇયાં મારીનાખ્યો હતો,) તેમજ આરચબીશપ કેરનમોરને ૧૫૩૧ માં, અરલ ઑફ સાઉથેમપટન તે જગતપરસીધ નાટકચુરૂ શેકશપીઅરનાં મુરબીને ૧૫૬૨ માં, સર વોલટર રાલીને ૧૬૪૮ માં, ડયુક ઑફ મારલબરોને ૧૬૮૩ માં, અને એ ઉપરાંત બીજા ઘણા ઉમરાવોને અહીંયાં કેદ રાખ્યા હતા. એવી રીતે એ ટૉવરનું નામ વખણાયલું છે. રાણી એન બોલીનને જે જગા ઉપર ગરદન મારી હતી ત્યાં એક તખતી મુકીને જણાવેલુંછે. એ ઉપરાંત અત્રે અમે બીજું ઘણુંએક જોયુંછે કે જેની વીગત લખતાં ઘણું લંબાંન થઈ જાય એમછે.

ટૉવર જોઇને ઘરે આવ્યા બાદ રાત્રે કોવેન્ટ ગારટન થીયેટરમાં "ત્રેવેટાર" નો ઓપેરા જોવા ગયા હતા. આજે નાટકશાલામાં યુરોપનાં સરવેથી સરસ ગણાતા કેટલાક "એકટરો" એકઠા થઇને એ ઓપેરા કીધો હતો. તેમાં મેડમ પેટી કે જેણીની બરાબર આજે કોઈપણ ગાનાર નથી તેણીએ લ્યોનાડોનો ભાગ બજાવ્યો હતો, મેડમ ત્રેબીલી કરીને પેટીની હરીફણ હાલ નીકલીછે તેણીએ ગીપસી ઓરતનો ભાગ

લીધો હતો. મોંશીઓર લાશાલી નામના ઘણાજ સરસ ગાનારે કાંઉન ડી લીઓ-નાંનો ભાગ લીધો હતો, અને મેનરીકોનો પાર્ટ 'પેઠીના' વર નીંકાલોનીએ કીધો હતો. એટલુંજ કેહેવું બસ છે કે એવું "એકટીંગ" તથા ગાયન આજ સુધી કલકતા અને મુંબાઇમાં જોવામાં આવ્યું નથી અને જોવાશે પણ કવચીતજ.

તા૦ ૩ જુન ૧૮૮૧.—આજે સવારનાં અતરેનાં પ્રખ્યાત ફુલની કુંપની નામનાં ઝાહાડપાનવેચનારાઓને ત્યાં ગયા હતા, અને તેને ત્યાં જાત જાતનાં અને નવી નવી તરેહનાં રોપાઓ—ફુલનાં ઝાહાડનાં તથા રંગીન પાતરાંનાં—ઇત્યાદી જોયાં હતાં. એને તયાં તરીફ્રનસો વીશ ફુટ ઊંચાં અને જાડાઈમાં એક ફુટ ઉપરનાં હતાં. તેમાનાં એકની કીમત ૮૦) ગીની કેહેતો હતો. આરકાદસનો તો થાગજ નહીં, તેની ઉપર ફુલો એવાં તો રંગ બેરંગી હતાં તથા તરેહ તરેહનાં ખુશબોદાર હતાં કે કાંઈ તારીફ નહીં થઈ શકતી. એ જોઇને બપોરનાં ત્રણ વાગે "હોરટીકલચરલ ગારડનસ"માં ફુલોનું. "એકઝીબીશન" એટલે સંગ્રહસ્થાન હતું તે જોવા ગયા હતા. અહીંયા ફુલોનાં તરૂણ છોડવાઓ ઘણી તરાંહનાં દેખાડવા મુકેલા હતાં, તેમને ઉગારવા તથા ખીલવવા કીજે વપરાયલી કેળવણીની તારીફ બોલવી મુશકેલ છે. દાખલા તરીકે ગોલાબનાં ફુલનાં ઝાહાડને એવી કેળવણીથી ઉગારેલું કે જાણે તે સરખે ભાગે કાપીને છુટાં છુટાં ગોઠવેલાં હોય, તેમ ગોળ ઝાહાડ ઉપર તે ફુલોની તરાંહ પાડેલી હતી. એક જાતનાં ફુલોનાં ઝાહાડો તો જાણે તે ફુલનાં પડા રોકા ઢગલા કીધેલા હોય તેવા તડાને તડા ફાંકડા ચોસલાં જેવા લાગતા હતા. ફુલોનાં જુદા જુદા રંગનાં કુંડાઓ પાસે પાસે ગોઠવ્યાથી દેખાવની સુંદરતાની હદ થઈ હતી. કેકટશના (થુવરની જાતનાં) રોપાઓ પણ ઘણાં જોવા લાયક હતા. એક ધણી પાસે તેમાંની ૧૫૦ જાતો હતી. તેમાં કોઈ ઉપર તો જાણે સફેદ બાલની રૂપેરી કસબ જેવી લટો ઉગેલી હોય તેવા ઝુમખાઓ વળગેલા હતા. કોઇને ઝીણા કુંડાઓમાં ઉગારેલાં તેની ઉપર વળી ફુલ આવેલાં તેથી તે રમતયાલ રમકડાં જેવાં લાગતાં હતાં. ફરૂટનો સંગ્રહ પણ ઘણો સારો હતો. તેમાં કાળી દરાખનો એક મોટો ઝુમખો જોવા લાયક હતો. જો કે અહીયાં કેરાં મુંબાઈની માફક ઉગતાં નથી તોપણ "હોટ હાઉસ" એટલે વરાલવાં ઘરોમાં રાખી અકસીર જાતની તરતીબથી ઉગારયામાં આવેછે. તેમાંની કેલાંની એક લુંગર અતી ઘણી મોહોટી હતી. તેજ મુજબ "'પીચીસ," "એપરીકોટસ," "અનીનાશ," સ્ટ્રોબેરી ઇતયાદી ઘણાં સારાં હતાં. એના બાગમાં ઝાડપાનને લગતાં હથીયારો, ઘાસ કાપવાના તથા દાંખલીઓ કાપવાનાં સંચાઓ, બાગોમાં મુકવાનાં બાજતો, છતરદાર ફુલોનાં ઘરો, ઇતયાદી ઘણી જાતનાં હતાં. મરઘાં, સસલાં, કુતરાં તથા એવી બીજી જાતનાં પાળવાનાં જનાંવરોનાં પીજરાં તરેહ તરેહનાં મુકેલાં હતાં. એ હોરટીકલચરલ ગારડનસનો બાગ ઘણો મોહોટો છે, પણ તેમાં કાંઈ ફુલોનાં તથા બીજાં ઝાહાડો ઘણાં જોવા લાયક નથી. પરદેશની વનસપતી ઉગાડવા માટેનું એ બગીચાને લગતું કાચનું ઘર ઘણું મોહોટું છે, તે ૧૧૦૦ ફુટ લાંબુ, ૩૦ ફુટ પોહોળું, અને ૬૦ ફુટ ઊંચુ બાંધેલુછે. એ ઘરની આગલી બાજુનો બાહાર રાણી વીકટોરીઆનાં ધણી પ્રીન્સ આલબર્ટનું પુતળું અને ૧૮૫૧ માં એ એકઝીબીશન એ પાદશાહાજાદાએ ખુલ્લું મુકવાની કરેલી ક્રીઆની યાદગારી દાખલ મુકેલું છે. એ કાચનાં ઘરની બાજુઓ ઉપર લાંબી ને લાંબી ગેલરી બાંધી લીં-

ઘેલી છે અને તેની વચમાં બાગના કી-આરાઓ કીધેલાછે. એ રાયલ હોરટીકલચરલ સોસાયટી, હુન્નરની રીતે બાગોનાં કામને ઘટતું ઉત્તેજન દેવા કીજે સને ૧૮૦૪ માં ઉભી થઈ હતી, અને તેને વાસ્તે એ જગા ઉપરાંત બીજી ૩૩ એકર જમીન ચેસવીક બાતે કયુંની નજદીકમાં બીજી રાખેલી છે. જોઇને પાછા ફરતા "હાઇડ પાર્ક"ની વીસ્તીર્ણ વાડીમાંથી પસાર થયા હતા, ત્યાં તે વખતે મોહોટા મોહોટા આબરૂદાર લોકો ફરવા નીકળેલા હતા. જેમ મુંબાઈમાં આપણે સાંજનાં "બેંડ સ્ટાંડ" ઉપર તથા પાલવા બંદર ઉપર હવા ખાવા જઇએછે તેમ અહીંયાંનાં લોકો એ જગા ઉપર જાયછે, ફરક માત્ર એટલો કે ત્યાં આપણી માફક ગાડીઓ ઉભી રાખી મુકતા નથી પણ આસતે આસતે રસ્તા ઉપર આખો વખત ફેરવતા જઇને તેમાં પોતે ચેનથી ફરીઆ કરેછે. એજ ઠેકાંણે હોતા "રાટન રો"માં લોકો ઘોડા ઉપર સ્વાર થઇ એજ માફક ફરયા કરેછે. ઇંગ્લાંડની ગંજાવર દોલતવાલી તવંગરી મશહુર છે, તેથી તે જરનાં પ્રમાણમાં એ વખતે ગાડી ઘોડા ઘણી ઊંચી જાતનાં જોવામાં આવેછે. અને જે એ બાબતનો શોખીન હોય તે અત્રે આવી ઉભો રેહેવાથી પોતાને પેટપુર મન ગમતા ગાડી ઘોડા જોઇ જોઇને ધરાઈ ભરાઈ શકેછે.

**તા૦ ૪ થી જુન ૧૮૮૧**—આજે સવારનાં ધી હોરટીકલચરલ કુંપનીનો "નરસરી"નો બાગ જોવા ગયા હતા, જેમાં સંગ્રહ સારો કીધેલાછે. ત્યાંથી "ક્રીસ્ટલ પાલેસ" અથવા બીલોરી મેહેલમાંનો કુતરાંઓનો સંગ્રહ જોવા ગયા. એ જગા ઉપર ઘણી નવીન નવાઈ જાતનાં આસરે ૧,૧૪૭ કુતરાંઓ દેખાડવા મુકેલાં હતાં. અને તેની વરગણીના "કેટલાગ" બનાવેલા હતા. તેમાં કુતરાંઓની જાત તથા કીમતોના આંક માંડેલા હતા. કોઈ કોઈની કીમત એટલી તો મોહટી હતી કે તે નહી માનવા જોગ લાગતી હતી, અને જે ઉપરથી કોઇને તો એમ પણ અનુમાન જયા વીના ન રેહ કે એ કુતરા વેચવાના નહી હશે તેથી એમ કીમત માંડી હશે. પણ જે જાનવરો વેચવાનાં નહીં હતાં તેમને વાસ્તે વેચવાનાં નથી એમ સાફ લખેલું હતું. મોટી કીમતમાં રૂપીઆ ૧૦૦૦)થી તે વધતી જતી તે ૧૦૦૦૦) સુધીની સંખ્યા માંડેલી હતી. ત્યાંના રખેવાલને સવાલ કરતાં તેણે ઉત્તર આપ્યો કે કોઈ ઓદાના લાલ એવી કીમતથી આપેછે. પણ વલી તે ધણીને એ ફાયદો થાયછે કે એકઝીબીશનમાંથી મલેલાં ઇનામોથી તથા કુતરાંનાં પેદા થયલાં બચ્ચાં જેની કીમત મોટી મલેછે તે વેચવાથી તે પોતાનું નાણું પાછું ઉપજાવી શકેછે.

એ પછી ક્રીસ્ટલ પાલેસમાં ફરવા નીકલ્યા. એ ક્રીસ્ટલ પાલેસની ઉતપતી નીચે મુજબ થઈ હતી. સને ૧૮૫૧ માં જયારે વીલાયતનું મોહોટું એકઝીબીશન ઊંઘાડયુ ત્યારે તે બંધ કરતી વેલા તેની બીલડીંગ સરકારને વેચવા માગી. પણ તે માંગણી કબુલ મંજુર રાખવાને ચોખી ના પાડવામાં આવવાથી તેને ભાંજી નાખતાં અટકાવવા સારૂં અતરેનાં સારાં સારાં માણસોએ એક કંપની ઉભી કરીને તે વેચાતી લીધી, અને તે હાઇડ પાર્કમાં હતી ત્યાંથી ઉખેડી લાવીને હાલની જગા "સીડનહેમ" પર લાવી બાંધીછે. એ હવેલી તદન લોખંડ તથા કાચની બાંધેલીછે. એ બીલડીંગનો અસલ ખુકતીનો ફરમો સર જોસફ પેકસટને ઘડયો હતો. એ શખસને વીશે હમોએ એવું સાંભળયું છે કે તે ધણી ડયુક ઓફ દેવોનશાયર કે જે ઉમરાવનો બાગ આખાં ઇંગ્લાંડમાં સોથી સરસ ગણાયછે તેનો વડો માલી હતો. અને તેણે પોતાના ધણીના બાગમાં ગરમ દેશનાં ઝાડોને ઉગાડવા

સારૂં બાંધેલાં કાચનાં ઘરો વાલું "હોટ હાઉસ" બાંધ્યું હતું તેના પલાંન ઉપરથી એની ધારણા કીધી હતી, ખરેજ તેમ હશે. કારણ ક્રીસ્ટલ પાલેસનો દેખાવ પણ એક ગંજાવર હોટ હાઉસ હોય એમ લાગેછે. સીડનહામ ખાતેની ૩૦૦ એકર જમીન લઇને તે સારૂં ૭૦૦૦ મજુરોને કાંમે લગાડી મેલવેલી મેહનત મશકતથી તે બે વરસે બંધાઇને તૈયાર કરવામાં આવ્યો હતો. જે બાદ તેને તા૦ ૧૦ મી જુન સને ૧૮૫૪ ને દીને આપણી નાંમદાર મહારાણી તથા તેણીના ખાવંદની સનમુખ ખોલ્લો મુકાયો હતો. એ મેહેલના લંબાઈમાં ૧૬૦૮ ફુટનો વચલો હાલ અને તેની બે પાંખો જે દરેક ૫૭૪ ફુટછે તે તથા બીજી બીલડીંગ મલીને આખી સલંગ લંબાઈ ૩૪૭૬ ફુટછે, અથવા તો એકડે મીંડે સરેરાસ બોલતાં લગભગ પોણો મેલ જગ્યાને કાચનાં છાપરાંએ ઢાંકી લીધીછે. જો તેના થામલાને એક હારમાં લાંબાને લાંબા મુકયા હતે તો તે સવા સોલ માઇલ સુધી પોંહચી જતે, એવી પરવારતા ઘણીઓએ ગણત્રી કીધીછે. એમાં સઘલું મલીને લોખંડ કામ ૯૬૪૧ ટણ વજનનું વપરાયલુંછે. કાચ જે વપરાયોછે તે ૫૦૦ ટણ તોલમાંછે અને ૨૫) એકર જગા રોકે એટલા કદનાછે. જો એ કાચો પોહોલાઈમાં એક એક પાસે મુકયા હોય તો ૪૮ માઇલ સુધી જાય અને જો લંબાઇમાં મુકે તો ૨૪૨ માઇલ સુધી જાય. એમાં જે બીલા તથા અડગરા "સ્ટાપર્સ" વગેરે કામે લાગાછે તેમનો તોલ ૨૭૫ ટણછે. એનો વડી ઇમારતમાં ૧૫,૩૯૧ કયુબીક વાર ઈંટો વપરાવલીછે. એથી માલમ પડશે કે એ કેવી મોટી ગંજાવર બીલડીંગછે. એ મેહેલમાં થંડીના દીવસોપર વરાળની નલીઓ મુકીને તેની હવા મેડીરા ગાંમનાં જેવી માફકસર રાખેછે. એ નલીઓ પોણાં બે માઇલ લાંબીછે અને તે પાઠીઆંની જમીનની હેઠાંણમાંથી મુકેલીછે. એ મેહેલ જે હાલ બાંધેલોછે તે અસલનાં એકઝીબીશન બીલડીંગમાં સુધારો કરીને સારો બાંધેલોછે. વલી તે બાંધ્યાની આગમજ દેશદેશ માણસો મોકલીને ત્યાંની જુની જુની જાણવાજોગ બીલડીંગસો, પુતળાંઓ ઇત્યાદીનાં નકશાઓ તથા પલાનો કરાવી મંગાવ્યા હતાં. તે દરેક ગામના આરકીટેકચર અથવા કારીગીરીવાલાં બાંધકામનો નમુનદાર હુનર બતાવા સારૂં જુદી જુદી દેવાનખાંનાંની જગા કીધેલીછે. તેમાં ઈજીપશીયન કોર્ટ જેમાં મીસર દેશની અસલની ઇમારતો, પુતળાં ઇત્યાદી જેમ ત્યાં હશે તેમજ બાંધેલી તથા મુકેલાંછે તે, તેમજ ગ્રીક કોર્ટ, રોમન કોર્ટ, આલમબરા જે આગલનાં મુર લોકે સ્પેન દેશ જીત્યું હતું તે વખતનો બનાવેલો જાણીતો મેહેલ, ઇત્યાદી નમુનાછે. એ પાછલી નકશ્યાત જોવા લાયકછે. તેમાં નકસી તથા મેહેરાબો ઉપર આરબી ભાષાના કોરાનનાં તથા બીજા સબકો અને ધર્મોપદેશક વાકયો આરબી દસ્કતોથી કોતરીને ગીલીટ ઘણીજ સરસ રીતે કીધેલી હતી. તે એવી રીતે કે જાણે આબાદ તે જગાનો એક હાલ હોય એમ દીસેછે. બીજી દેવાનખાનાંવાલી "કોર્ટો" માં બાંઇજાનટાઇન (યુનાની); જરમન, તથા ઇંગ્લીશની આગલા વખતની અને ઇટાલીઅન કોર્ટ ઇત્યાદીછે. એ મુજબ જુદી જુદી રીત પ્રમાણે ઓરડા તથા હાલ બાંધેલાછે. પોમપીઆની, થીબેટની તથા બીજી જગાની તસવીરો, માણસો તથા જાનવરોનો સંગ્રહ પણ એજ મુજબ સારો કીધોછે. ઉપરાંત ત્યાં જાત જાતના સંચાકામ યંત્રથી ચલાવેછે તથા બીજી જોવા લાયક ચીજો ઘણીછે. પુતળાં તથા પીકચરો પણ જગેજગ દીસેછે. અંદર એક કાચનો મોહોટો ફુવારો ગોઠવેલોછે, તે ઘણો જોવા લાયકછે. એનો વચલો હાલ ૩૯૦ ફુટ લાંબો, ૧૨૦ ફુટ પોહોળો, ૧૭૫ ફુટ ઊંચોછે. એ ઇમારતની

બાજુ ઉપર પાણીનાં ફુવારાની ટાંકી સારૂં બે મીનારા બાંધ્યાછે, તે દરેક ૨૮૨ ફીટ ઊંચાછે. એ ઇમારત ઉપર તથા જમીન ખરીદવાના તથા બીજા પરચુટણ ખરચ મલીને ૧॥ કરોડ રૂપયાની થાપણ જુમલે બેઠીછે. એનાં માણસો રાખવાનાં વગેરે ખાતાં પછવાડે દરસાલ ૬,૦૦૦ પૌંડ ખરચ બેસેછે. એમાં જે બે મોહટી આરગીનોછે તેમાં વચલા હાલની આરગીન ઘણી મોહોટીછે. તે ૪,૫૬૮ નલીઓથી ગોઠવાઇ બનેલીછે. અત્રે "હેંડલ આર્ચેસ્ત્રા" નામની સરોદો વગાડવાની જગાછે તેની બેઠકોપર ૪,૦૦૦ તમાસગીરો સમાઇ શકેછે. તેજ મુજબ તેની બાજુ ઉપર એક ઓરડો, જેને ઓપેરા હાઉસ કહેછે તેમાં પણ ૪,૦૦૦ માણસો ગોઠવાઇ શકેછે. એ ઓરડામાં હમો ગયા ત્યારે સલીવનનો જોડેલો સંગીત નામે "આરેટારયો" વજાડવાના હતા તે સાંભલવાને બેઠા. હૉલ લોકોથી ભરાઇ ગયો હતો. એટલું લોક શનીવારે ત્યાં જોવા આવેછે. ત્યાં આસરે ૧૫૦ માણસો સાથે રાગનો ટેક જીલનારાઓ "કોરસ" મેળવતા હતા. તથા ૫૦ જણાં તે લોકો સાથે વાજીંત્રો વજાડતા હતા. એ ઉપરાંત અહીંયાં ગમતની ચીજો કીધેલીછે. જેમકે જાદુઇખાનાનો ઓરડો, કસરત તથા તાલીમબાજીની જીમનેશીઅમ, કેમેરા ઓબસક્યુરા (Camera Obscura)પેનોરામીક વીયુઝ ઇત્યાદી જોવા જાવાનાં સાધણો. ક્રીસ્ટલ પાલેસમાં પેહેલાં જતી વખતે રૂ ૦॥ ની ટીકીટ લેવી પડેછે. પણ તેની અંદર બીજી જે ગમતો થાયછે તે જોવા સારૂં જુદું દામ તોલવું પડેછે. એ મેહેલ એક મોહટા પલાટફાર્મ ઉપર બાંધેલોછે, તેની આસપાસનાં બાગોનો દેખાવ ઘણો સારો લાગેછે, અને આતશબાજી જોવા સારૂં હજારો લોકોને વાસ્તે તેમાં ખુરસીઓ ગોઠવી રાખીછે. હીંયાં ગમતો ઉપરાંત રીફ્રેશમેંટ રૂમો તથા દુકાનો પણ ઘણીછે. તેમાં પરચુટણ સામન ઘણી તરેહનો વેચાતો મલેછે. એનો બાગ ૨૦૦ એકર જમીન રોકેછે; તેમાં ઘણાં ફુવારાછે, તેમાંનાં બે ફુવારાનું પાણી ૨૮૦ ફીટ ઊંચે ઉડેછે, અને જયારે એ ઉડેછે ત્યારે ૧,૨૦,૦૦૦ ગ્યાલન પાણી દર મીનીટે તેમાંથી ખપી ફુટેછે. આખો દીવસ તેમાં ફરયા છતાં પણ એ મેહેલની અજાયબીનાં અરધો ભાગ વટીક અમે જોઇ શકયા નથી, તેથી વીચારછે કે બીજી વખતે પાછા ફરીને જોઇશું.

આજે રાતનાં ઇલીઝયુમ ઠીયેટરમાં ઓથેલો અથવા વીનીસ શેહેરના બાહદુર મુરનો નાટક જોવા ગયા હતા જયાં ઘણાં સરસ એકટરો પાર્ટ ભજી બતાવતા હતા. તેમાં "બુઠ" નામનો એક અમેરીકન અથવા દેશીઓમાં ચાલુ ઢપે બોલાયછે તેમ "મરીકન" જાતનો એકટર જે આજે દુનીઆમાં સૌથી સરસ ગણાયછે તેણે ઓઠેલાનો મુખ્ય પાર્ટ, Irving એરવીનગ જે સૌથી સરસ અંગ્રેજ એકટર ગણાયછે તેણે યાગો નામનાં કાવત્રાંબાજ કસરેવજનો, અને એલન ટેરીએ ખુબસુરત નાર ડેસડીમોનાનો પાર્ટ કીધો હતો. આકટીંગ એવું તો સરસ હતું કે તેની કાંઇ તારીફ નહીં થાય.

**તા૦ ૫ મી જુન ૧૮૮૧**—આજે સવારનાં "આલબર્ટ મેમોરીઅલ" જોવા ગયા હતા. એ પુતળું અગાઉ સને ૧૮૫૧ ના વરસમાં સંગ્રહસ્થાન બાંધ્યું હતું તે જગાએ આપણી માહરાણી વીકટોરીઆનાં વરની યાદગારી કાયમ રાખવા સારૂં રૂપીઆ બાર લાખ ખરચીને બાંધ્યુંછે. એ ખરચની એકંદર રકમમાંનો અરધો ભાગ લોકોમાં ઉઘરાણું ફેરવીને ભરાવ્યું હતું. એક ઘણો મોટો ચોતરો બાંધીને તે ઉપર એક થાંભલો બાંધીને બ્રોનસ આલબર્ટનું પુતળું મુકેલુંછે. એ લેટ

ફારમ ઉપર દુન્યાનાં જાણીતા હુનરવાલાઓનાં પુતળાંઓ કોતરેલાંછે. તેની દક્ષીણ બાજુએ શાહેરોનાં અને ગાયનકારોનાં, ઉગમણુ બાજુએ પીછીઓથી તસ્વીર ખેંચનાર ચીતારાઓનાં, ઉત્તર બાજુએ કારીગરોનાં, અને આથમણુ બાજુએ પથરનાં ખાંભ કોત્રી નકશ કાઢનાર સલાટી કોટરનારાઓનાં પુતળાંઓછે. તેમની સાંમટી સંખ્યા ૧૬૯ છે. એનાં ચાર ખુણાંપર ચાર બીજા થંભો ઉપર ખેતી, હુનર, વેપાર, અને એન્જીનીઅરીંગનાં ઉદયોગને લગતાં પુતળાંઓનો જમાવ, મોહોટાં ભારે કદોમાં બનાવીને મુકેલાંછે. સૌથી હેઠાંણમાં થાંભલાની છેક નીચે ચાર ખુણે એશીઆ, આફ્રીકા, અમેરીકા, અને યુરોપખંડનાં લોકો તથા જાનવરોનાં પુતળાંઓ મુકેલાંછે. એ સઘળું તદન સફેદ સંગેમરમરનું છે. થાંભલા ઉપર એક મોહોટો ગુંબજ કીધેલોછે જેનું મથાળું છેક તલયાંનાં હેઠાંણથી તે ટોંચનાં ઊંચાણ સુધી સલગો સલગ ૧૭૫ ફીટ ઊંચું છે. તેની અંદર પ્રીનસ આલબર્ટનું પુતળું "બ્રોન્ઝ" એટલે કાંસાના જેવી મેલવણીની ધાતુનું તદન ગીલીટ કીધેલું છે. તે ૧૫ ફીટ ઊંચું છે. એ સઘળાંનો દેખાવ ઓર તરાંહનો હુન્નરમંદી તથા ઉસ્તાદી લાગેછે. એ ગુંબજ ઉપર નીચે મુજબ લેખ કોતરેલાછે.

"Queen Victoria and her people to the memory of Albert, Prince Consort, as a tritute of their gratitude for a life devoted to the public good"

એટલેકે : "બાદશાહી ખાવીંદ આલબર્ટે, લોકનાં ભલાંને અરથે ગુજારેલી જીંદગીની યાદગારી કીજેની, નીમકહલાલ નીશાનની યાદદાસ્ત તરીકે, રાંણી વીક્ટોરીયા અને તેણીની પ્રજાએ અર્પણ કર્યુંછે."

બપોરનાંબે વાગે "હેમ્પટન" કોર્ટ "નામનો આપણી નામદાર મહારાંણીનો મેહેલ જોવા ગયા હતા. ત્યાં હાલે પેનશન ભોગવતાં જે સારાં સારાં માણસોએ પોતાનાં ચાલતા વખતમાં પ્રજાલાભનાં કામ કીધેલાં તેઓનાં કુટંબોને માન દાખલ રેહેવાનાં ઓરડાઓ આપેછે. જેમકે:—ઇંગ્રેજ સરકારનો સર લુઇ કેવેનરી નામનો કાબુલનો એલચી માર્યો ગયો તેની માયને, કાબુલના શુરા સીપાહ બરચા તે મધરાજનાં હાલી કમાનડર ઇનચીફ સર ફ્રેડરીક રોબર્ટશનાં કુટંબને તથા બીજાંઓને ત્યાં રાખેલાંછે. એ મેહેલ જોવા જવા સારૂં આગગાડીમાં જવું પડેછે. તે અસલમાં રાજા આઠમા હેનરીના ઉપમંત્રી કારડીનલ ઉલઝીએ બાંધી પોતાના રાજાને આપ્યો હતો. તે લાલ ઇંટોથી ચણેલો છે. તેની ચારે બાજુએ ઇમારતો તથા વચમાં ચોકછે. મેહેલમાં ઘણાં નાધલા નાધલા ઓરડાઓછે અને બે ત્રણ મોહોટા હાલછે. અસલના જાણીતા ચીતારાઓનાં હાથનાં જથાબંધ છબી ચીત્રો તથા હાથનાં ગુંડેલાં બુટ્ટાંદાર અને તરાંહદાર કીનખાબ (Tapestry) નો ઘણો સારો સંગ્રહ કીધેલો ત્યાં માલમ પડેછે. મેહેલ મોહોટો છતે તેમાં કાંઇ ઘણી તારીફ લાયક રીતની બાંધણી દીસતી નથી. પરંતું ઉપલી કીનખાબી બનાવટ ઘણી સરસ જાતની મુકેલીછે. એ તાકાવાર મોહોટાં કપડાં ઉપર હાથનું ભરતકામછે તેની ઉપર આગલની તવારીખ તથા બાઇબલને લગતી બીનાઓનાં ચીતારો ઘણી સરસ રીતે ગુથેલાંછે. જો કે એ ગુંઠણીઓને ૩૦૦ વરસો થઇ ગયાં તોપણ હાલ ઘણી સરસ હાલતમાં તે છે. એ મેહેલ આઠમાં હેનરીથી તે બીજા જયારજ સુધીનાં પાદશાહો ઓલાદ દર ઓલાદ વાપરતા આયા હતા. તેમાં ત્રીજા વીલીઅમ તથા તેની રાણી તથા બીજા જયારજનાં ઢોલીઆ હજુર ત્યાં મુકેલાછે; અને તે વખતની ખુરસીઓ, સ્ટાંડો તથા ઝુમરો પણ જેમના

તેમ રાખેલાંછે. તે ઉપરાંત ત્રેફાલગરની લડાઈ વખતે જે મનવાર ઉપર લારડ નેલશન હતો તે વહાણ નામે "વીકટરી" અથવા ફતેહનાં ડોલ પણ મુકેલાછે. એ મેહેલની એક બાજુ ઉપર આજે દુનીઆંમાં સૌથી જુનો તથા મોહોટો દરાખનો વેલોછે, જે વેલો સને ૧૭૬૯ નાં સાલમાં રોપેલો કહેવાયછે. તેનું થડ ૩૦ ઇંચ જાડું તથા તેની જાડી ડાંખલીઓ ૧૦૦ ફુટ ઉપર લાંબીછે. સારા વખતમાં તેની ઉપર ૨,૫૦૦ ઝુંમખા દરાખનાં આવેછે ત્યારે તે અકસર જોવા લાયક થઈ પડેછે.

**તા૦ ૬ થી જુન ૧૮૮૧**—આજે સવારનાં હીયાંથી આગગાડીમાં બેસીને આલેકઝાંડ્રીયા પાલેસ જોવા ગયા હતા. ખ્રીસ્તીઓનો "વ્હીટ મન્ડે" (Whit Monday) નામનો તેહેવાર હોવાથી આજે સઘળી હાપીસો તથા બેંકો બંધ હતી, જેથી પુશ્કળ લોક આગગાડીમાં આવ જા કરતું હતું. અહીંયાના લોકને એવા તેહેવારની રજા વરસમાં ચાર અથવા પાંચ દીવસ મલેછે તેથી એવી તક મલવાથી બધા બનેચ તેમ મોજ કરવા બાહાર ઉતરી પડેછે. તેમાં એલેકઝાંડ્રીયા પાલેસ, ક્રીસ્ટલ પાલેસ, તથા હેમ્પટન કોર્ટમાં ઘણાં લોક જાયછે. પેહલી બે જગા ઉપર એક સીલીંગનાં ખરચમાં ઘણી જાતની ગમતો જોવાઈ શકાયછે તેથી તાંહાં ઘણાં લોક જાયછે. તેમ એલેકઝાંડ્રીયા પાલેસમાં પણ આજે ઓછું લોક આવ્યું નથી. સ્ટેશન ઉપર એટલી તો ભીડ હતી કે બરાબર ઉભું રેહેવાના સાંસા પડયા હતા.

એલેકઝાંડ્રીયા પાલેસ તરફ જવા રસતાનો રેલના સાંધાપર આવેલું એક (Junction Station) હતું, ત્યાં આગગાડી બદલી બીજીમાં બેઠક લીધી હતી. એ જંકશન સ્ટેશન ઉપર આગગાડી આવી તેમાં એટલું તો લોક બેઠેલું તથા ઉભું રહેલું હતું કે તેથી હમોને ઘણેકોને તેમાં બેસવાને બન્યુ ન હતું. વળતી બીજી આગગાડી આવી તેમાં હમો જેમ તેમ કરીને બેઠા અને એલેકઝાંડ્રીયા પાલેસમાંજ સ્ટેશનછે ત્યાં ઉતરી પડયા. તે વખતે ગાડીમાંથી લોક છુટા તે જાણે એક મેલામાં પાંચ દશ હજાર લોક છુટું હોય તે મીસાલે લાગતું હતું. આખો દીવસ એ મેહેલમાં ભીડ હતી. તે એટલી બધી કે ચાલવાને પણ બની શક્યું નહીં. એવી અટકલ કરવામાં આવી હતી કે એ દને એખલા એ મેહેલમાં ૪૦ થી ૫૦ હજાર માણસો ભેગું થયું હશે. એ મેહેલ ક્રીસ્ટલ પાલેસની હરીફાઇ કરવા બાંધેલોછે અને તે પેહેલ વેહેલો સને ૧૮૬૨ નાં વરસનાં સંગ્રહસ્થાનનાં મેહેલ ઉપરથી બાંધેલો હતો. પણ તે ઉઘાડયાની પંદરજ દીવસ પછી એટલે તા૦ ૯ મી જુન ૧૮૭૩ ને દંને તદન બલી ગયો હતો. તો પણ એને બાંધનાર કંપનીએ પાછી મેહેનત લઇ તે મેહેલ બાંધીને સને ૧૮૭૫ માં પાછો ઉઘાડો મેલ્યો હતો. એનો "હાલ" ક્રીસ્ટલ પાલેસનાં જેવો કાંઈ મોહોટો નથી. "હાલ"નાં દીવાનખાનાની આસપાસ ઓરડા કરીને એ મેહલ બાંધેલોછે, અને જયારે ગમે ત્યારે એક આખો મોહટો હાલ કરી શકે એવી ગોઠવણ તેમાં રચીછે. એનો વચલો મોટો હાલ ૩૮૬ ફુટ લાંબો અને ૧૮૪ ફુટ પોહોળોછે; જેમાં ૧૨,૦૦૦ માણસની જગા થઈ શકેછે. એ ઓરડામાં એક મોહોટી વાજાંની પેટી મુકેલીછે જે સર માઈકલ કોસત નામના ઘણા વખણાયલા ગવૈયાની દેખરેખ હેઠલ બનાવી હતી. હાલની અંદર ઇંગ્લાંડનાં પાદશાહોનાં રંગીન પુતળાંઓ છુટે છુટે ઠેકાણે ગોઠવેલાંછે. વચલા ઓરડાની બાજુ ઉપર ૨૬૦ ફુટ લાંબી ચંદન ચોક બાંધેલીછે, તેમાં જાત જાતના માલો વેચવાની ઘણી દુકાનોછે. અહીંયાં એક દુકાન ઉપર બીડી પીવાની ચરૂટની નલીઓ ત્યાંજ મેટાડીમાં-

થી બનાવીને તૈયાર કરીને દેખાડતા હતા, તથા બીજીગમ મીઠાઇની બદામો સંચાથી બનાવી દેખાડતા હતા.. એ છેલી દુકાંન તરફ બચ્ચાંઓને વારેઘડીએ ભેટ લેવાનું મન થાય ખરૂં. એ જગા ઉપર ક્રીસ્ટલ પાલેસનાં જેવું કાંઈ જોવાનું નથી, પણ પીક્ચર ગ્યાલરી સારીછે. એની આસપાસના બાગમાં છુટી છુટી જગા ઉપર જુદી જુદી ગમત રમતોનાં ઘરો બાંધેલાંછે; તેમાં દરીયા તથા વહાણનો નમુનો ઘણો સરસ રીતે આબેહુબ બનાવેલોછે. હલકાં લાકડાંનાં વહાણો બનાવીને જમીન ઉપર દરીયાનાં જેવી રંગીન "મોહસમોનની" તરાંહ બનાવેલીછે તેમાં એ દરીયા અને વાહણના દેખાવ ઉપરાંત જાપાન દેશનાં ગાંમડાંઓના મેહેલ તથા "સરકસ"ના ઘોડેસવાર તમાશા અને સરોવર બનાવેલાંછે. અહીયાં ઘોડા, કુતરા, ફુલ ઇત્યાદીનાં સંગ્રહસ્થાંનો દેખાવો પણ વારા ફરતી ભરેછે. "પાર્ક" અથવા બાગ જે ૪૮૦ એકરનો વીસતાર રોકેછે તેની વચમે એ મેહેલ બાંધેલોછે. જાંહાંથી આસપાસનો દેખાવ ઘણો સારી રીતે જોવામાં આવેછે. ક્રીસ્ટલ પાલેસ કરતાં દેખાવ સારો નજરે પડેછે. બે માંણસ સાથનું એક બલુન ઉડાડીઆમાં આવ્યું તે ઉપરાંત' સરકસ, કેબની બગી, શરતો, વાજાંઓ તથા જાદુખેલો ઇત્યાદી એવા ખેલો ઘણાં જોવાનાં હતાં અને તે સઘલું જોવા સારૂં ફક્ત એક શીલીંગની ટીકીટ લેવી પડતી હતી. પણ જે ધણીઓને આગલની બેઠક ઉપર બેસીને જોવું હોયતો તેવી જગા ઉપર દરેકનું વધતું દામ આપવું પડતું હતું. જેઓ એક શીલીંગ આપતા તેઓને તો પછવાડે બેસીને જોવું પડતું હતું. એટલું સસતું હોવાને લીધે એટલાં બધાં હજારો લોકોને એ સરવે જોવા જવાને બનેછે. એ એલેકઝાંડ્રીયા પાલેસની દેવાલ પથરની સરસ ઢબની બાંધેલીછે; પરંતુ તેનું છાપરૂં તદન કાચનું ક્રીસ્ટલ પાલેસની માફક બાંધેલુંછે.

**તા૦ ૭ મી જુન ૧૮૮૧**—આજે "નેશનલ ગેલેરી" જોઈ. એ ગ્યાલરી ત્રેફાલગર સ્કુવેરમાં આવેલીછે. તેનો બહારનો દેખાવ તેના મોટા થાંભલાઓને લીધે આપણી મુંબાઇની ટાઉન હાલને કેટલેક દરજજે મલતો આવેછે. પણ હીંયાંની બીજી જાણીતી ઇમારતોનાં જેવી એની બાંધણી સોભીતી નથી. પણ તેની અંદરનો થોડોક ભાગ ઘણો સરસ જોવા લાયકછે. શીલીંગો તથા બીજી બાજુ ઉપર ગીલીટ કરયા ઉપરાંત જાત જાતની તરાંહ પાડેલીછે. થામલા તેમજ આરકાંઓ રંગીન સંગેમરમરનાં પથરાઓનાં બાંધેલાંછે. એ ઇમારત ૪૬૦ ફુટ લંબાઇમાંછે. એમાંની અસલ ઇમારત સને ૧૮૩૨–૩૬માં બંધાઈ હતી. તે ઉપર રૂપીઆ ૯,૬૦,૦૦૦) તથા પાછલથી તેની પાંખે જે બીજું બાંધકાંમ ઉમેરયું તેથી ૨૮૩,૦૦૦) વધુ બેઠા હતા. પેહેલાં એની પીક્ચર ગેલેરી ઉઘાડી ત્યારે તેમાં સને ૧૮૨૪ માં ફકત ૩૮) પીક્ચરો હતાં. તેમાં જમાવમાં આજે બીજાં ઉમેરાઇને ૧૦૦૦) પીક્ચરો ૧૮) ઓરડાઓમાં એકઠાં થયલાંછે. એ પીક્ચરો વખાણાયલા ચીતારાઓનાં હાથનાં પાડેલાંછે. એટલે બચીતજ જોવા લાયકછે. જેવાં કે માઇકલ એનજેલો, વેનડાઇક, રેફુલ, લેનડેસીઅર, વામગ્રાંટ, હોગારથ, રૂબન ઇત્યાદીનાં હાથનાં પાડેલાં પીછી કામનાં પ્રવીણ પંડીતોના ભેજાંમાંથી ઉપજેલી ચીત્રકલાના નાદર નમુના અહીંયાં દરશણ દેછે, અને જોનારાઓથી તેમને રંગનાર હુન્નરબાજ પંડીતોની વાહવાહ કહાવેછે. એ સઘળું જોઇને "વેસ્ટ મીનીસટર એબી" નું દેવલ જોવા ગયા. એ દેવલ પાર્લામેંટ હાઉસની નજદીકછે. એનો પેહેલો પાયો સને ૬૧૬ માં એંગલો સેકસન રાજા સીબુરટે નાખીઓ હતો. પણ ત્યાર પછી

વારા ફરતી દુશમનોએ જેમ તે ભાંજી નાખ્યો તેમ સ્વદેશી ઇંગ્રેજોએ તે પાછો બાંધ્યો. હાલનાં દેવલનો પાયો સેંટ એદવર્ડ ધી કનફેસર નામનો વીલાતનો સાધવો રાજા જે ઇસવી સન ૧૦૪૯ થી ૧૦૬૫ ની કાલમાં થઈ ગયો તેણે નાખેલો કેહેવાયછે. એ રાજાની ઘોર પણ એ દેવલમાં જોવામાં આવેછે. ત્યાર પછી બીજા પાદશાહોની કબરોનો તેમાં ઉમેરો થતો ચાલ્યોછે. ઇંગ્લાંડનાં પાદશાહોને તેમજ એ દેશનાં અતીઘણાં વખણાયલાં માણસોને ડાટવાથી તથા તેમની યાદગારીના સ્થંભો ઉભા કરવાથી એ દેવલ ઘણું પંકાયલું છે. તેમાં ફરી આવ્યાથી આગલી તવારીખો પાછી યાદ આવેછે. એમાં પાદશાહોની ઘોરોમાં સાતમાં હેનરી રાજા (જેણે પોતાની ઓલાદને વાસતે તેમાં ઘણો સરસ એક "ચેપલ" બાંધી તેઓને ડાટવાની જુદી જગા કીધેલીછે.) ની ઘોર ઘણી સરસછે. તેની આસપાસનાં ઓરડાઓમાં તેના પછી થયલા રાજા તથા રાંણીઓની ઘોરોછે. તેમાં રાંણી એલીઝાબેદ તથા સ્કાટલંડની રાંણી મેરી એઓની ઘોરો સારી જોવા લાયકછે. તેઓમાં આસરે ૧૦૦૦) પુતળાંઓ તથા આકારોછે. તેની બેહુ હાર ઉપર બંદગી કરવાની જગાઓ કીધેલીછે, જે "નાઈટ આફ ધી ઓરડર આફ ધી બાઠ" ના ખેતાબો ધરાવનારાઓને બેસવા સારૂં છે. એ બેઠકોની પીઠ ઉપર તે લોકોનાં પાહદશાહી દરજાની નીશાનોની આકરૂતીઓછે, તથા તેનાં મથાળાં ઉપર તે લોકોનાં જુના તથા ફાટી ગયલા વાવટાઓ હજુર ટાંગેલાછે. એ ચેપલની સાંબે એદવર્ડ ધી કનફેસરવાલો ચેપલ આવેછે, જે ઉપર ચઢતાં પાંચમાં હેનરીની ઘોરછે. એની પાસે અંદર જતાં દરવાજાનાં મથાળાં ઉપર ઘણે ઊંચે હેનરીએ ફ્રાન્સ દેશ જીત્યું તે વખતે એજીનકોર્ટની લડાઇમાં પોતે વાપડેલું ઘોડાનું જીન અને આંગમાં પેહરેલું લોખંડી બખતર મુકેલાંછે. એ ઘોર ઉપર એનું પુતળું સુતેલું પાડેલુંછે; તેનું દાકું જે અસલ તદન રૂપાંનું બનાવેલું હતું, તે સાતમાં હેનરીનાં વખતમાં ચોરાઈ ગયું હતું, તેથી હાલ તે દાકાં વગરનુંછે. એ ઉપરાંત તેમાં એદવર્ડ ધી કનફેસર, ત્રીજો હેનરી, ત્રીજો એદવર્ડ, બીજો રીચર્ડ, એ રાજાઓની તથા બીજી ઘોરોછે. એ સઘળી ઘોરોનાં ઉપર એકક સુવાડેલું પુતળું હોયછે. એજ ઓરડામાં ઇંગ્લાંડના પાદશાહઓનો તખ્તનશીન થવાનો રાજ્ય આસનની મસનદી ખુરશીઓ તથા ત્રીજા વીલ્યમ અને તેની જોડીદાર સુલતાના મેરી, જેઓએ એકી વખતે ભેગાં મલી રાજકારભાર ચલાવ્યો હતો, તે બંને જણ સારૂં નવીજ મોહોટી ખુરસી બે જણાને સાથે બેસાડી તખ્તનશીન કરવા સારૂં બનાવેલી તે મુકેલીછે. એ બંને ખુરસીઓ લાકડાંનીછે. પણ પેહેલેની બેઠકની હેઠાંણમાં એક પથરો મુકેલોછે જે સ્કાટલાંડમાંથી પેહેલો એદવર્ડ સને ૧૨૯૭ માં લાવ્યો હતો. એ પથર એણે જયારે એ શેહેર તદન તાબે કીધું ત્યારે લાવ્યો હતો. કારણકે અસલ સ્કાટલંડનાં પાદશાહોની પાદશાહી નીશાની એ પથરથીછે. તેને માટે એવી કેહણી છે, સ્કાચ લોકનો "પેટ્રીઆરક" એટલે મોહટા બાવા જેકબ પોતે સુવાના તકીઆ દાખલ વાપડતો હતો. પેહેલા એદવર્ડ પછી જે બધા ઇંગ્લાંડનાં રાજા તથા રાંણીઓ થઈ ગયાં, તે મધે આપણી મમતા ભરેલી રાંણી વીકટોરીયા સહીત, સઘલાંને રાજ્યપદ સોંપી તખ્તનશીન કરતી વેળા એ ખુરસી ઉપર બેસાડયાં હતાં. એદવર્ડ પેહલાની ઘોર પણ તાંહાંજછે અને તે ઘોરને થોડુંક ઉપર ઉખેડી હશે તે વખતે એનું મુરદું ઘણી સારી રીતે સુગંધીથી સીંચેલું ઠીક અવસ્થામાં જલવાયલું મલ્યું હતું. તેનાં માથાં ઉપર ટીનનું ગીલીટ કીધેલું તાજ અને હાથમાં

ત્રાંબાનું ગીલીટ કીધેલું રાજદંડ આપેલું હતું. એ ઉપરાંત ત્યાં બીજી ઘણી ઘોરો જોવા લાયકછે. તેમાં એક ઘોર કોઈ ગાસ્કોઇન નાઈટીંગગેલ તથા તેની બાઇડીનીછે, જે ઘણી જોવા લાયકછે. એ ઘોરની હેઠાણમાં જાણે બારણું ઉઘાડીને મોહોત અરધું બહાર નીકલીને પોતાનો ભાલો નાઈટીંગગેલની બાઇડી ઉપર ફેંકેછે. બચાવ કરવા તેનો વર તેણીને પોતાના ઓલા ઉપર લઇને હાથ લાંબો કરેછે. એ સઘલો દેખાવ સંગેમરમરનાં પથરનો બનાવેલોછે. એ ઉપરાંત યાદગારીનાં સ્તંભો દેવાળ ઉપર તથા આરકાઓમાં મુકેલાંછે તેબી સારા જોવા લાયકછે. ઇંગલંડના જે લડવૈયાઓ, કવીઓ, દેશહીતકારીઓ તથા બીજી નવી નવી શોધ કરનારાઓ થઇને જગતમાં વીખ્યાતી મેલવી ગયા તેમને લગતી યાદગીરીનાં તે છે. એ વતરેગે ત્યાંની કાચની રંગીન બારીઓ પણ ઘણી કીમતી તથા જોવા લાયકછે. એ દેવલની આખી લંબાઈ ૫૧૩ ફુટ, પોહોળાઈ ૭૫ ફુટ, ઉંચાઈ ૧૦૨ ફુટનીછે; તેના મીનારાઓ ૨૨૫ ફુટ ઉંચાછે.

**તા૦ ૮ મી જુન ૧૮૮૧**—આજે સવારે ઇંગ્લાંડની ટંકસાળ જોવા ગયા હતા. જોકે એ ટંકસાળ મોહોટીછે પણ આપણા મુંબાઈના જેવાંજ સંચાકામ તથા બનાવત કામ થાયછે તેથી તેની વીગત લખતા નથી. હમો ધારીયે છૈયે કે મુંબાઇની ટંકસાળથી હરીફાઈમાં એ ટંકસાળની બરોબરી કરી શકાય. હમો ગયા ત્યારે શીલીંગોના સીક્કા પાડતાં હતા. એ ટંકસાળમાં અસલી સીકાઓના છાપોનો એક સારો જમાવ કીધેલોછે. ત્યાં થઇને સેંટ પાલ કેઠડરલનું નામીચું દેવલ જોવા ગયા. એ દેવલ અસલતો પ્રાચીનકાલનું ઘણું જુનું બાંધેલું છે; પણ તે વારાફરીથી ખરાબ હાલતમાં આવ્યાથી તથા બલી ગયાથી પાછું બંધાયા કરતું હતું. સને ૧૬૬૬ ની મોટી આગમાં તે તદન બલી જવાથી એમાંની ઇમારત અને ૧૬૭૫ માં સર ક્રીસ્ટોફર રેનનાં પલાંન પરમાણે બંધાવા માંડી અને તે સને ૧૭૧૦ માં પુરી થઈ. એ બાંધવા પછવાડે ૭૫) લાખ રૂપીયાનો ખરચ થયો હતો, જેમાંનો મોહોટો ભાગ કોલસા ઉપર કર નાંખીને મેલવેલી આયપતનો હતો. એ દેવલ વેસ્ટ મીનીશટર એબી કરતાં ઘણું મોહોટું છે અને સરસ રીતે બાંધેલું છે. એની લંબાઈ ૬૧૦ ફુટ અને પોહોળાઈ ૧૨૦ ફુટછે. પણ સૌથી સરસ તો એના મીનારાના ગુંબજછે, જે જમીનથી આસરે ૨૨૫ ફુટ ઉંચોછે. તેને મથાળે દંડો તથા ઇસા પેગંબરને સુલીએ લટકાવ્યો તેની નીશાણનો ક્રુરસછે, જેનું મથાળું ૫૨૦ ફુટ ઉંચુંછે. એ દેવલને અંદરથી ઘણું સરસ રીતે સણગારીને આરાસ્ત કીધેલુંછે. મથાળાં ઉપર જતાં પેહેલાં એની એક ગેલેરી ગુંબજની અંદરથી ફરતી આવેછે તેને વીસ્પરીંગ ગેલેરી એટલે કાનમાં હલુસે ફુંક મારવાની ગેલરી કહેછે. એ ગેલેરીની બાંધણીની એવી ખુબીછે કે જો એક ગમથી કોઈ શખ્સ આસતે સાહવે દેવાલની બાજુ તરફ મોહોડું કરીને બોલે તો બીજીગમ આપણી સાથે કોઈ ખાસ્સી મોહટી બોલીથી વાત કરતું હોય તેમ સમજાયછે. એ ગેલેરીનો ગોલ ચક્રાવો ૧૪૦ વાર જેટલો મોહોટો હોવા છતાં એક નાકેનું બોલેલું બીજે નાકે સંભલાયછે, એ બડી આચંબાની વાતછે. એનાં ઘડીયાલનું સાંચાકામ પણ ઉપર જતાં એક ઓરડામાંથી દીસેછે. તેની ઉપર ગુંબજમાં એક ઘણો મોહોટો ઘાંટ મુકેલોછે; એ ઘાંટ જયારે રાજા તથા રાંણી અથવા કોઈ ઘણુંજ મોહોટું માણસ મરી જાયછે ત્યારે વગાડેછે. એ ઘડીયાલની ગોળાઈ ૫૭ ફીટછે. તેનો મીનીટનો કાંટો ૯ ફીટ અને ૮ ઇંચ લાંબોછે અને તે એકલો કાકાધીઆલ જેવો તોલમાં ૭૫ રતલછે;

કલાક બતાવવાનો નાહાનો કાંટો પાાા ફીટ લાંબોછે તથા ૪૪ રતલ તોલમાંછે. તે ઘડીયાલ ઉપરનાં કલાકનાં આંકડો દેખાડનાર દરકતો ૨ ફીટ ૨ાા ઇંચ લાંબાછે. એ ઘડીયાલનું લોલક ૧૬ ફીટ લાંબુ અને ૧૦૮ રતલ વજનમાંછે. એનો મોહોટો ઘાંટછે જે ૪૦ ફીટ જમીનથી ઊંચો ટાંગેલોછે તેનો ફરતો ઘેર ૧૦ ફીટ વ્યાસ, ૧૦ ઇંચ જાડાઇ અને ૧૧૪૭૪ રતલ વજનમાંછે. તેની હથોડી ૧૪૫ રતલ વજનમાંછે. એ હથોડી ઉપરથી ઉચકાઇને તેની ઉપર ઘડીયાલના કલાક વાગેછે ત્યારે પડેછે. પણ જયારે કોઈ મરી જાયછે ત્યારે એ ઘાંટને હેઠાણથી વચમે લટકતી હથોડીથી વજાડેછે, તે મરત્યુકની હથોડી ૧૮૦ રતલ વજનમાંછે. ઘડીયાલના ૦। તથા ૦।। કલાકના બીજા બે નાઘળા ઘાંટા ઉપર વાગેછે. મીનારાની અધવચમાં એક નાઘળા ગેલેરી કીધેલીછે, જયાંથી આખા લંડન શેહેરનો દેખાવ ઘણો સરસ લાગેછે. તે એટલી તો ઊંચાઈમાં આવેલીછે કે આસપાસનાં સઘળા મીનારા તથા દેવલો તેની હેઠાણમાં આવી ગયલા દીસેછે. એ ગેલેરી સુધી ઘણાંખરા જોનારાઓ જાયછે, પણ તેનેથી ઊંચાઈમાં એક દડો આવેલોછે, જે ઉપર જવા સારૂં છેક ભોંયતલીએથી ૬૧૬ સીડીનાં તપા ચહડવા પડેછે. ત્યાં જવાની ૧।। શીલીંગ જુદી લેછે અને તાંહાં ઘણાંજ થોડા જણાં જાયછે; કારણ કે ગેલેરી સુધી જતાં લોકોનો દમ ભરાઈ આવેછે. એ દડા ઉપર જવાને સીડી પણ ઘણી કઢંગીછે. હમો છેક ઉપર સુધી ગયા હતા તો ખરા; પણ ત્યાંથી બાહાર નીકલવા સારૂં લાંબા સલીઆ નજદીક નજદીકમાં ગોઠવેલા એટલે હમોથી બહાર જવાઈ શકાયું ન હતું. એ દડો જોકે નીચેથી ઘણોજ નાઘળો દીસેછે, તોબી ઉપરથી ઘણો મોહોટોછે. તેનો ૬) ફીટ વ્યાસ છે જેમાં ૧૨ માણસ ઉભાં રહી શકેછે. તેનું વજન ૫૬૦૦) રતલછે. તેની ઉપર કરોસછે તે ૧૫ ફીટ ઊંચો અને ૩૩૬૦) રતલ વજનમાંછે. બાહારની ગેલેરી, જેને પથરની ગેલેરી કહેછે તેની પાસે વચેનાં ઓરડામાં એક નાકું પાડેલુંછે; જેમાથી દેવલની છેક બંદગી કરવાની જગા સુધી જોવાઈ શકાયછે. જેમ જોવાથી હેઠલનાં બાજતો તથા માણસો અતીઘણાં નાહાનાં દીસેછે. એ જોવાનું નાકું જમીનથી ૩૦૦) ફીટ ઊંચાઈમાં આવેલુંછે, એમ તે જગાનો રખેવાળ કેહેતો હતો. દેવલમાં જે આરગીનછે તે ઘણી નવાઈ જેવીછે. એ આરગીન સને ૧૬૯૪ માં બનાવી હતી; પણ ત્યાર પછી એમાં સુધારો કરીને છેક હમણાં તેનાં છુટા છુટા ભાગો જુદા કીધાછે અને તે પ્રમાણે તેનાં ત્રણ ભાગ જુદા કરીને, જે મોટો અવાજ કરવાનો ભાગ (Swell and Choir) ની આરગીન દક્ષીણ તરફ, સોલો (Solo and great) ઉત્તર તરફ, અને પગે દાબવાનો ભાગ (Pedal Organ) આરકાંઓની હેઠાણમાં, એમ ત્રણ જુદા જુદા ભાગ એક આરગીનમાંથી કરીને દુર દુર મુકેલા છે; તેથી જાણે ત્રણ જુદી આરગીનો હોય એમ લાગેછે. હવે એ આરગીનની ધમણો તદન જુદીજ ઉગમણ બાજુ ઉપર "ક્રીપ્ટ"ની હેઠે મુકેલીછે, અને એ ધમણો ઘણી મોહોટી હોવાથી તેમને ત્રણ યંત્રથી ચલાવેછે. ત્યાંથી પવન એક જગામાં એકઠો થાયછે કે જેને લગતી હોજ દરેક આરગીનમાં રાખવામાં આવેછે. પણ તે લાવવા સારૂં જસદની નલીઓ પેલી ધમણવાલી જગા ઉપરથી મુકેલીછે. હવે એ જુદી જુદી વાજાંની પેટીઓ એકજ ઘણી વજાડી શકે તે સારૂં મી૦ વીલીસે એક નવી યુક્તી શોધી કાહાડીછે, અને જો કે એ વાજાંની પેટીઓના ત્રણે ભાગો એક એક કરતાં પચાસ ફીટને સુમારે દુર મુકેલાંછે તોપણ એકજ ઘણી ચાવી ડાકેછે

કે બધીગમથી તે લાગેછે. એ દેવલમાં વેસ્ટ મીનીસટર એબીની માફક ઇંગલીશ પાદશાહોની ઘોરો નથી.તોબી બીજા કંઇ કંઇ વખણાયલા લોકોને અહીંયા દાટેલાછે. તેમાંના સરસ નમુનાઓમાં ડયુક ઓફ વેલીંગટન તથા લોર્ડ નેલશનની ઘોરોછે. એ ઉપરાંત એ દેવલનાં બાંધનાર સર ક્રીસ્ટોફર રેનને પણ તાંહાં દાટેલોછે, અને વળી બીજાઓની યાદગારીનાં સ્તંભો પણ ઘણા મુકેલાછે. જેવા કે ડાકટર સેમ્યુઅલ જોનસન તે ઇંગ્રેજી ભાશાની એકલે હાથે ડીક્ષનેરી બનાવનાર પુજ્ય મગજવાલો ટીકાકારી પંડીત, સર્ ચારલસ નેપીઅર, સર જોન મુર, સર રાલફ એબર ક્રોમ્બી, સર વીલીઅમ જોનસ, સર જોશુઆ રેનલડ્શ, માઉન્ટ સ્ટુઅરટ એલફીનસ્ટન (મુંબાઇનો આગલો ગવરનર), લોર્ડ કોર્નવાલીસ (હીંદુસ્થાનનો ગવરનર જેનરલ), લોર્ડ કોલીંગ-ઉડ ઇત્યાદીઓનાં સ્તંભો મુકેલાછે. એ દેવલ એટલું મોહોટુંછે કે તેમાં દર શાલ ધરમખાતાંની સ્કુલોનાં ફંડને મદદ કરવા સારૂં એક ગંજાવર મેલો અથવા મેદની ભરેછે. તેમાં બહારનાં લોક જોવા આવેછે તે ઉપરાંત બીજા ૧૦,૦૦૦) છોકરાઓ અંદર બેસી શકેછે.

તા૦ ૯ મી જુન ૧૮૮૧—આજે સવારનાં ઇંગ્લાંડની બેંક જોવા ગયા હતા. એ બેંક સઉથી પેહેલી ઇંગ્લાંડમાં સને ૧૬૯૧ માં મી૦ વીલીઅમ પેતરશન નામના સ્કોચમેને સ્થાપી હતી, અને એને માટે મેલવેલી સનદ પ્રમાણે સને ૧૮૩૪ સુધી કોઇ બીજી બેંક લંડનમાં સ્થાપી શકયું ન હતું. એ સ્થાપી ત્યારે તેની થાપણ પૌંડ ૧૨,૦૦,૦૦૦)ની હતી. પણ હમણાં તે વધીને તેથી બાર ઘણી થઇ ગઇછે. તેમાં ૯૦૦) માણસો કામે લાગેછે જેઓનો પગાર વરસ દાહાડે પૌંડ ૨,૧૦,૦૦૦ થાયછે. એ બેંક સરકારનું કરજ જે ૭૮,૦૦,૦૦,૦૦૦) ઇઠોતેર કરોડ પૌંડછે તેનો વહીવટ ચલાવેછે. તે કડાકુટ કરવાના બદલામાં સરકાર તેમને દરસાલ પૌંડ ૨,૦૦,૦૦૦) બેએ લાખ આપેછે. એનો દરરોજનો વહીવટ પૌંડ ૨૦,૦૦,૦૦૦) વીશ લાખની ઉપરનો કેહેવાયછે. એની ઇમારત જો કે ચાર એકર જમીન રોકેછે તોબી કાંઇ ભપકાદાર બાંધેલી નથી, તથા તેની બાહારની બાજુપર બારીઓ કે એવું કસું હવાની આવજાવનું નાહનું સાધણ પણ રાખેલું નથી. અંદરના ભાગના ચોકોમાંથી ઉજરડું પડેછે. જયાં હમોને જુદાં જુદાં હીસાબ રાખવાનાં ખાતાંઓ, નોટો તપાસવાનાં તથા વટાવવાનાં ખાતાંઓ, તથા તીજોરીનો ઓરડો કે જયાં નજદીક ૫૦) કરોડ રૂપીઆનો અવેજ પરાંતમાં રાખેછે તે દેખાડયું હતું. એ ઓરડાની દેવાલો ઉપર મોટાં ખાનાંની કબતો કીધેલીછે, તેની અંદર જુદી જુદી જગા ઉપર નોટો, સુનાં તથા રૂપાંનાં સીક્કાના ઢેલાઓ ઇત્યાદી રાખેલાંછે. એ માંહેનું એક ખાંનું ૧૦૦૦) પૌંડની નોટોવાલું દેખાડયું હતું, જેમાં ૧૫) કરોડ રૂપીયાની નોટો મુકેલી હતી. નોટનાં જે બે બંડલનો ચોરો હમારા હાથમાં જોવાને આપ્યો તેની કીંમત એક કરોડ રૂપીઆની હતી. એ બેંકની સાખાઓ જુદે જુદે ઠેકાંણેછે. તે સાખા ગામની ચલણી નોટો પણ એ બેંક કાહાડેછે. તેનાં ખાનાંઓ જુદાં જુદાં રાખેલાંછે. સોનાના સોવરેનની ઢેલીઓ ૨,૦૦૦) પૌંડ સુધીની ભરેછે, તેનાં પાછા ઢગલાઓ એ ખાનાંમાં કરેછે. એ ખાનાં કબત રોકાંછે. આસરે ૩ા ફીટ ઉંચા અને ૨) ફીટ પોહોલાં હશે. એ જોઇને જાંહાં નાણું રોકડું બેંકમાં ભરાયછે તાહાં ગયા હતા. એ જગા ઉપર એક સંચો મુકેલોછે, જેની ઉપર સોવરેનનો ચોરો મુકછે, તેમાંથી એક સોવરેન આગલ ચાલીને તોલ ઉપર પડેછે. હવે જો ભારી હોય તો તે કાંટો હેઠે દબાયછે

કે તેથી તેની હેઠાણમાં એક નાંખલી ચાંપ તેની ઉપર દાબેછે અને જેથી તે જમણી બાજુ ઉપર ખાંચામાં પડીને તાંહાં એકઠા થાયછે. જો હલકો હોય તો તે કાંટો ઊંચકાયછે કે પેલી ચાંપ તેને આંચકો મારવાથી તે ડાબી બાજુનાં ખાંચામાં પડેછે. તે સઘળા તાંહાં એકઠા થાયછે કે પછી તેને પાસેનાં સંચામાં નાંખેછે એટલે ભારી હલકાઓને કાપીને રદ કરેછે અને પછી તેને ટંકસાળમાં ગાલવા સારૂં પાછા મોકલેછે. જે ગીનીઓ વજનમાં ઓછી નીકળેછે તે ભરનારા પાસે તેનો ફેર જેટલો પડેછે તેટલુ મજરે લેછે. ટંકસાળમાંથી જે સોવરેન નીકળેછે તેનો વજન હમેશાં ધારા કરતાં ૦।।। ગરેન વધારે રાખેછે. તે ચાર પાંચ વરસમાં ઘસાઇને બરોબર થઈ રહેછે. પણ જો વધતાં વરસ બાહાર ચાલે તો તે ઓછો થાયછે. બીજી બેંકવાલાઓ જો તે તપાસાવ્યા વગર લેછે તો તેનાં ફેરનાં પૈસા બેંક ઓફ ઇંગ્લાંડ જોગ તેઓએ ભરી આપવા પડેછે. વળી સોવરેન તપાસવા સારૂં એક સાંચો ઘણો સરસ બનાવેલોછે, અને તેનાં જેવો દુનીઆંમાં કોઈ પણ નથી એમ ગરૂરીથી કેહેવાયછે. એ કાંટા ઉપર બે બાજુ જોખ રતલ ૨૦૦) સુધી મુકીને સરખો કરેછે. તેમાંથી ૨૦૦) સોવરેન જેટલો તોલ કાહાડી નાંખીને મુકવા પછી પેલા તોલવા આવેલા સોવરેનોને ૨૦૦) ના જથ્થાથી તોલેછે અને તેમાંથી એક આઊંશનો ૧૦૦૦) મો ભાગનો ફેર વટીક એક કાંટો ફરેછે તેની હીલચાલ ઉપરથી ઝટ માલમ પડેછે. વખતે ભુલથી એ તોલોમાં એનો એક ભાગ બી તોલ વધતો મુકેછ તો કાંટો અટકી જાઇને એક ઘાંટનો અવાજ કરેછે. તેથી જહત દેતું માલમ પડેછે કે તોલ વધતો મુકેલોછે. એ કાંટામાં દર મીનીટે ૩૩) સોવરેન તોલાઈ શકેછે. એ ઉપરાંત સોનાના લાઠા મુકવાનાં ઓરડા જોયા હતા. તે ઓરડામાં નાખલી ગાડીઓ ઉપર સોનાનાં લાઠા મુકેલા હતા. જે લાઠા ઉપર સારા આબરૂદાર અને ભ સણાયલા વેપારીઓનાં મારકાનો છાપો આવેછે, તેને તપાસતા નથી કે સોનું છે કે અંદર બીજી ધાતું ભેલેલીછે દાખલા તરીકે રાડસચાઇલ્ડ,બેરીંગ બ્રધરસ વગેરે. પછી તે લાઠાઓમાંથી નાખેલો એક કાહાડીને એ બેંકનો પોતાનો કસોટીદાર આદમી હોયછે તે તેની ઉપર કેટલા તચનું સોનુંછે, તેનો તપાસ કરી કીમ્મત આંકી તે લોકોને મજરે આપેછે. એ ઉપરાંત નોટો બનાવવાનું કારખાનું હમોને બતલાવ્યું હતું. એનાં કાગજો બીજે ગામથી તૈયાર થઇને આવેછે, તેનો અંદર તે નોટોની કીમતનાં રૂપીઆનાં આંકડા ખુદ કાગજમાંજ "વાટર માર્ક"થી થઈ આવેછે; જેમ આપણી મુંબાઈની નોટોમાં હોયછે તેમ. ત્યારપછી દીબાં પાડેલાં તૈયાર હોયછે તે ઉપરથી સાધારણ રીતે એ કાગલ્યાંઓને સંચાપર દબાવી છાપી ઘાલેછે ; તેમાં નંબર તથા નોટવાલા અમલદારની સહીનો સંચો બીજા નયારા અને જુદાજ ધણીઓ પાસે કામ કરાવી છપાવેછે. જેટલી નોટો છપાયછે તેટલી એક ઘડાઆલમાં રજીસ્ટર થાયછે. એક દીવસમાં એક સંચો બે હજાર નોટ છાપેછે. એ મુજબ દરરોજની આસરે ૧૫૦૦૦ નોટો છાપવાની સરાસરી આવેછે. એ નોટો ઉપર સ્ટાંપ મારવાના દર શાલ સ્ટાંપ હાશીલને પૌંડ ૭૦૦૦) નો લાગો ભરેછે. એ જોઇને એ બેંકની આગલી રદ કીધેલી નોટોનું ખાતું જોવા ગયા. એમાં એવો ધારોછે કે એક વખત નોટો બાહાર જાઇને પાછી બેંકમાં આવે તો તેની ઉપરની સહી કીધેલી ફાડી નાંખીને રદ કરેછે અને તેને બદલે દરરોજ નવી નોટો આપેછે. તેવી રદ કીધેલી નોટો પાંચ વરસ સુધી એકઠી કરી રાખેછે અને પછી બાલી નાંખેછે. એમ કરવાનું કારણ એ

કે નોટો લોકોની ચોરાયલી અથવા તો ખોટી બનાવેલી વખતે મલે તો જે ધણીઓનાં નામ ઉપર તે આપેલી તેની વીગત વાર નોંધાયલી હોવાથી તરત માલમ પડી આવે. એવી રીતે નોટથી પુરવારી કરી અપાયછે. એમાંની એક નોટ ૧૧૦) વરસે પાછી આવી હતી તે, તથા એક નોટ રૂપીઆ એક કરોડની કીમતની જે સરકાર સાથે લેહણદેણમાં આપ લે કીધેલી તે, તથા બીજી નોટ જે ઘણીજ જુની હતી અને જેની કીમતનાં નાણાંની ભરપાઈ છુટ છુટ ભાગે જુદે જુદે વખતે કીધેલી, તે નવાઈ જેવી કાહણીનો નોટો હોવાથી દેખાડી હતી. એ બેંકમાં ઉપર લખવા મુજબ એટલી બધી ચોકાસી હોવા છતાં દરશાલ એ બેંકને પોંડ ૪૦,૦૦૦) જેટલી ફારજરીની એટલે ખોટી બનાવેલી નોટોની કીમતની ખોટ ખાતે રકમ ભરવી પડેછે. એ બેંકમાંથી બાહાર નીકલતી વખતે હમો સઘળાઓને એક છાપેલું કાગજ આપ્યું હતું જેમાં એ રદ કીધેલી નોટોની આવ જાવ કેટલીછે તેનાં સરવાયાંનો કાંઇક ખ્યાલ માત્ર માલમ પડશે. પાંચ વરસમાં છ કરોડ ને હેંસી ૮૦) લાખ નોટોનાં કટકાઓ પાછા આવ્યા હતા, જેથી ૧૩૦૦૦) બાક્સો ભરાયા હતા. જે બાક્સોને બાજુએ હારબંધ મુકે તો સવા બે માઇલ લંબાઇમાં થાય. જો એ નોટોનો ચોરો કરે તો ઊંચાઇમાં પાંચ માઇલ થાય અને જો તેને હારબંધ મુકે તો તેની લંબાઈ ૧૧,૦૦૦) મૈલની થાય, તથા ચોરસાઇમાં ગોઠવે તો હાઈડ પાર્ક વીસતારમાંછે તેથી જરા ઓછી થાય. એ કુલ નોટોની શુલ કીંમત ૨૨) અબજ રૂપીયાની થાયછે, તથા તેમનું સાંમટું વજન ૮૦) ટનનું થાયછે. એ જોઇને પછી એની સાંમેજ દેશાવર ખાતાંનું દસ્તાવેજી બજાર જેને "ધી ફારેન સ્ટાક એકસચેંજ" કેહેછે તે જોવા ગયા હતા. એ ઇમારતને બાહારથી દાખલ થતાં ઘણાં મોટા થામલાંછે અને અંદરથી એક મોટો ચોક રાખીને ફરતી ઈમારત બેઠી ઢપની સારી બાંધેલીછે. એ જગા ઉપર બાહાર દેશોની નોટો વેચ લે કરેછે, અને તે સારૂં જે દલાલો હોયછે તે લોકોને દરશાલ પોંડ ૧૦) લખે લાઇસિંસ ફી ભરવી પડેછે, તેમજ થોડા ઘણા અનામત રૂપીઆ પણ "ડીપાઝીટ" માં રાખવા પડેછે કે વખતે કોઈ દગો કરે તો તેમાંથી કાપી લે. એવી અનામત ન મુકે તેને અંદર દાખલ થવા દેતા નથી. હાલ એ વહીવટ ખાતાંનાં ૯૦૦) મેમબરો કેહેવાયછે.

રાયલ એગરીકલચરલ હાલમાં આજે બપોરનાં ઘોડાઓની ઉછરણી અને કેલવણની મેદનીનો "હારસ શો" જોવા ગયા હતા, જયાં ૩૭૯) ઘોડાઓ જોવા સારૂં મુકેલા હતા. એમાં જાત જાતનાં ઘોડા શીકાર સારૂં, ગાડી સારૂં, વાડ કુદનારા, તથા સવારીનાં ઘણાં સરસ અને જોવા લાયક હતા. એને દેખાડવા સારૂં એક મોહોટું કાચનાં છાપડાંનું ઘેર બાંધેલુંછે, તેની બાજુ ઉપર નાઘળાં છુટાં થાણોના તબેલાઓછે. એ ઘોડાઓને આજે વડા રાજકુવરની રૂપસુંદરી પ્રીનસેસ ઓફ વેલ્સ જોવા આવી હતી. તેના દેખત એ ઘોડાઓને એક મોહોટાં ચોગાંન ઉપર દોડાવ્યા, ગાડીમાં તથા અસવારીમાં જોડયા, તથા પાણીની ખાઇઓ કુદાવવાની કસરતમાં રોકયા હતા. એમાંના ચોકસ ઘોડાઓએ ઇનામો મેળવ્યાં હતાં, જેઓ ઘણાં દેખામણા જાણે રમતાં રમકડાં હોય તેવા લાગતાં, તથા તેઓની ચાલ ઘણી વખાણવા લાયક, અને તેમનો સ્વભાવ તે જાણે નરાધાર નીરમલ નીતરાં નીર જેવો નીરદોશ હતો. એ સરવે બાબતોની રચણા ઘણી સ્તુતી લાયક કીધી હતી. એ દેખાવમાં ગાડી ઘોડાનાં કપડાણનો બીજી રીતનો સરસામાનખી સારી રીતે ગોઠવેલો હતો..

**તા૦ ૧૦ મી જુન ૧૮૮૧**—આજે બપોરનાં "ઝુલોજીકલ ગારડંસ" જેને લાડમાં "ઝુ" કરીનેબી કેહછે તેમાંનો જાનવરો સંગ્રહ જોવા ગયા હતા. હીયાં પશુ પંખેરાં, ચરંદાં, પરંદાં, અને દરંદાં જાનવરો જે ચુનંદાંમાં ચુનંદાં તે લાવીને સારો ઠાટમાટ બનાવ્યોછે. તેમાં દરીયાઇ સીંહ, સોસવાટ અથવા દરીયાઈ ઘોડા, રાની પાડો, જંગલી ડુકરો જેમાં કોઇ કોઇનો રંગ પીલો તથા મોહોડાં અજબ તરેહનાં, ઘણાજ મોહોટા અને જોરાવર આફ્રીકાના લાલ પીલા થઈ જાય એવા મસ્તાન પાડાઓ, હરણો જેમાંનાં કોઈ કોઈ તો ઘોડા કરતાં પણ મોહોટાં, કાલાં પીલાં તથા સફેદ બાલાબોછો તેમાં કોઇને આખાં કદે લંબાઇમાં ભરયાં હોયતો સાત ફીટ થાય તે, સીંહ, વાઘ, ગેંડા, હાથી, ઊંટ એ ત્રણ જાતનાં એક ખુંધનાં—બે ખુંધનાં તથા ઠુમકાં કદનાં પેટકલાં ઊંઠડાંઓ જેમને બાકટ્રીઅન જાતનાં કેહછે તે, કોહોળાં, વરૂ, સીયાળ, જંગલી બીલાડી એ ત્રણ જાતના ચીત્તા, ઝીરાફ, આરમીદીલો જાતનું જાનવર જેનાં દીલપર બાલને બદલે ઘણાં મજબુત ભીંગડાં હોયછે અને કોઈ તેને મારવા જાયછે તો તે ભીંગડાંથી તેનો બચાવ કરેછે તે, કીડી ખાનારાં જાનવર જે ઘણાં લાંબાં આવેછે, તથા તેમનું દોકું પણ લાંબું હોયછે કે જેથી તેઓ પોતીકી લાંબી જીભ કીડીનાં દરમા મુકેછે, એટલે કીડીઓ તે ઉપર વલગેછે અને તે મોહોડામાં લઇને ગલી જાયછે તે, ઉડતી બલેરી, જેને આગલા તથા પાછલા પગની વચ્ચમેથી ચામડાંનો પડદો રહેછે, જેથી એક ઝાડપરથી બીજાં ઝાડ ઉપર ઉડતી ઉડતી ઠેકડા દેવીજ કે કુદી શકેછે તે, કાશમીરનાં બકરાંઓ, વાંદરા, સીસોલીયાં, જાત જાતના જંગલી જનાવરો, આસ્ટ્રેલીઆનાં કુતરાઓ, ઓપોસમસ, ઑટ્રર્સ, કેંગેરૂ ૭) ફીટ સુધીનાં ઊંચાં, ઉપરાંત બીજી ઘણી જાતનાં જાનવરો હતાં. જાત જાતની માછલીઓ પણ હતી.. તેમાં કોઇનું પુછડું તથા દોકું એટલું તો પાસે પાસે સાથે મેલાઈ ગયલું કે માલમ પડે નહી અને એ માછલીઓ તેમનાં વલગણથી જાણે જોડમછીઉ બન્યું હોય એમ લાગે. તરેહ તરેહનાં સાપ ઇત્યાદી પેટે ચાલનાર પ્રાણી પણ બકાત નહીં હતાં. હમોને સઘણું જોતાં વગર થોબવે હલેસ હલેસ કરીને ચાલતાં ચોખ્ખા ચાર કલાક લાગા હતા. એટલી જાતનો જનાંવરોનો સંગ્રહ તાંહાં કીધેલોછે.

આજે રાતનાં "રાયલ એકવેરીયમ" એટલે બાદશાહી જલસ્થાન જોવાને હમારી સ્વારી પધારી હતી. એ જગ્યામાં કાચના ઢાંકણમાં જીવતી માછલી રાખ્યા ઉપરવારી વલી તાલીમ કસરતની તથા બીજાં હસવાનાં નાટકોની ઢોંગી સોંગી રમતો થાયછે. એક છોકરી જે અઠાગ તરનારી હતી તેણીએ પણ પોતાનો તરવાનો હુનર બતાવ્યો હતો. કબી પોલકા તથા વૉલઝના ડાન્સો નાચતી પાણીમાં તરતી, કબી હાથ પગ બાંધીને જાણે એક મુડદું હોય તેમ તરતી. બીજા એક અઠંગ તરનાર મરદની સાથે પગમાં પગ ભેરવીને બંન્નોજણ ગોળ ચકરીઓ ખાતાં હતાં. તેમજ માણસ ડુબી જાયછે તેને શી રીતે બાહાર કાહાડેછે તે તથા બીજી ઘણીએક ગમતો અચરતીમાં નાખે એવી રીતે તેઓએ કીધી હતી. કસરતની રમત કરનારા છોકરાઓ પણ ઘણા હુશીઆર હતા, તથા માછલીઓ કોઈ કોઈ ઘણી સારી જોવા લાયક હતી.

**તા૦ ૧૧ મી જુન ૧૮૮૧**—આજે સવારનાં "રાયલ એકેડમી" ની વીખ્યાત બાદશાહી ચીત્રશાલા તથા તે બાદ બપોરને અમલે "ગ્રોસવેનર્સ પોરટ્રેટ ગેલરી" ની મુલાકાતે ગયા. ઉસતાદ ચીતારનારાઓનાં હાથની તસવીરો એ બન્ને ઠેકાણે

જોવા લાયક હતી. તેમાં પેહેલામાં ૧૫૭૧ અને બીજામાં ૩૨૫ ચીત્રો ઉપરાંત પુતળાંઓ ઘણાં હતાં. એ પેહેલી એકેડેમી સરકારીછે અને ત્યાં ઘણાં સરસ પીકચરોછે ને જો કે પાછલી ગેલેરીમાં કોઈ કોઈ સારી તસવીરોછે, પણ એકેડેમીને પોહોંચે નહીં. એ બેહું જોતાં છેક સાંજ પડી હતી.

રાતનાં સાત વાગે મેડમ તુશાડનું મીણનાં પુતળાંઓનું સંગ્રહસ્થાન જોવા ગયા હતા. એમાં મીણનાં પુતળાં આબેહુબ જાણીતાં માણસોની આકુરતીનાં છેત્રાઈ જઈયે તેવાં ખરેખર બનાવીને મુકેલાં હતાં કે જે જોઇને આપણે ઠગાયા વીનાં રહીયે નહીં. એમાં ઇંગ્લાંડનાં સઘળા પાદશાહો તથા રાંણીઓ તથા કાબુલની લડાઇનાં જાણીતા જનરાલો રોબરટસ બરોઝ, ફ્રેર, અંગ્રેજ એલચી લુઈ કેવેનરી, કાબુલી અમીર શેરઅલી, તેનો દીકરો તે પાછલથી પદભ્રષ્ટ અમીર યાકુબખાંન, ભોપાલની રાંણી, વડોદરાનો ગાયકવાડ, નાટક ગુરૂ શેકસપીઅર, કવી બાયરન, કલમકશ દીકનસ, પોપ પાયસ નવમો, તથા હમણાનો તેની પાછલનો હયાત પોપ, વાટરલુનો પરાણ ડયુક ઓફ વેલીંગટન. યુરોપનો રજપુત નેપોલીઅન બોનાપારટ, છેલો ફ્રેંચ બાદશાહ લુઈ નેપોલીઅન, તેની ત્રીયા સદગુણી યુજીનીને પેટનો રાજવંસી છોકરો પરીનસ ઈમપીરીઅલ જે જુલુની લડાઇમાં મારયો ગયો તે મરાતી જતી વખતે ઘોડાપર જેવી ઢપથી બેસવા જતો હતો તેવી ઢપ સુધાં, રૂશીઆનો શેહેનશાહ જે હમણાં નીહીલીસ્ટોનાં કાવત્રાંબાજ દારૂખાનાથી ઉડયો ગયો તેનું મુડદું જેમ મેહલ ખાતે સુવારેલું તેમજ, તેની આગલ તેનો છોકરો તે હાલનો શેહેનશાહ, રાંણીજીનો બીજો પુત્ર ડયુક ઓફ એડીનબરો, તેની બઇરી રૂસ્યાન મુલકની શાહનશાહજાદી તથા બીજાંઓને ઉભાં રાખેલાં, એ સઘલાં મીણનાં પુતલાં આબેહુબ કલા કૌશલથી બનાવેલાં હતાં. પાર્લામેંટનાં સભાસદોનાં તથા અમેરીકાનાં રાજના પ્રમુખો જેઓ પ્રેસીડંટનાં ઇલકાબથી આશકારછે તેમનાં પણ પુતલાં પાડયાં હતાં. એ બધાંમાં સઉથી સરસ એક ઓરતનું પુતળું સુવાડેલુંછે તેછે. તેમાં અંદર કીસબ લગાવી કારીગરીથી સંચાકામ એવું કરયુંછે કે જાણે જીવતું માણસ સુઇને ઊંઘમાં દમ લેછે તેમ દમ લેતું દીસતું હતું. નજદીક એક સીપાહી ઉભો રાખેલોછે તે એવો તો આબેહુબ છે કે હમારામાંનો એકજણ ઠગાઇને તેની સાથે વાત કરવા ઉભો રહયો. પછી માલમ પડયું કે તે પુતળુંછે. એ પુતળાંઓ એવાં કટોકટની નકલ્યાતથી બનાવેલાંછે કે લોકોની ડાઢી બોડેલી હોયછે તેને જાણે બે ત્રણ દાહડા થતાં વેત ઝીણાં ઝીણાં નીમાલાના જે ખુપરા ઉગે તે પણ દીસેછે. આપણે અતીઘણાં નજદીક જવા છતાંબી એ ચીજો મીણની બનાવેલીછે એવું દીસતું નથી. લાગેછે કે જાણે હમણાં ઓય અબી આપણી સાથે વાત કરશે. કોઈ કોઈ પુતળાંઓને લોકોની બેસવાની બેઠકો ઉપર છુટાં મુકેલાંછે, તેથી જાણે કોઈ જીવતું આદમીજ બેઠેલું હોય તેમ લાગેછે. ડયુક ઓફ વેલીંગટનને જે ચાંનનાં બેતાબો મલ્યા હતા તે એક કાચનાં ઢાંકણમાં ખોટા હીરાનાં બનાવીને મુકેલાછે. તેનાં નંબરો ઉપરથી ગણત્રી લઈ શકાયછે કે એ નાંમદારને ૬૩) બેતાબો તથા ચાંનો મલ્યા હતા. એક બાજુ ઉપર જુદા ઓરડાઓ કીધેલાછે જેને ધાસ્તી ધુજરીના ઓરડાનું નામ આપેલુંછે. હીંયાં ફાસી દેવાનાં લાકડાં, ગરદન મારવાની ફ્રેંચ ઢપનાં છરા ઢોમડાંની સન ૧૭૯૩ માં નીકલેલી ગીલોટીન નામની ધાટકી યુકતીનો માંચરો, ફાંસી ગયલાં માણસો તથા વખણાયલા ચોરો અને ખુનીઓનાં પુતળા રાખેલાંછે. એક ગી-

સોટીન ત્યાં મુકેલીછે તેથી ૨૨,૦૦૦) માણસોને ગરદન માર્યા હતા. એ ઉપરાંત દેશ દેશનાં ગુનેહગારોને રીબાવીને શીક્ષા કરેછે તેમને લગતા દેખાવની આરસીઓછે. વખણાયલા લોકો જેઓ જંમરાજાનાં કાલચક્રમાં મરી છુટયાં હોય તેમનાં બાલો, તેઓના પેહેરેલા દગલા તથા બીજાં કપડાં પણ ઘણાં રાખેલાંછે. એ ઉપરાંત જુની ગાડીઓ, હથીયારો ઇત્યાદી એકઠું કીધેલુંછે. તેની જો વીગત લખીયે તો ઘણું લંબાણ થઈ જાય. પણ એટલું તો લખવું ખસુસ ઘટમાનછે કે એ પુતળાં બનાવવામાં ઘણી ઉમદા ભાંતની કારીગરી બતાવેલીછે. તે લોકોનાં પોશાકો ( રેશમી તથા કસબી) ખરાં હોય એમ દીસતાં, ખોટાં બનાવતી ઝવેરાતો, બેઠકો, પડદાઓ, ઇત્યાદીની ટીપણ ટાપણ ઉપર પણ ખચીત ભારે ખરચ લાગ્યો હશે. એ સઘલું જોવા લાયકછે. હમો નજદીક બે કલાક ત્યાં ફરયા તોપણ બરાબર બધું જોઈ શકયા નહીં. કારણ કે એ સંગ્રહસ્થાન ઘણું મોટુંછે. એ મેડમ તુશાડ સ્વીટઝરલાંડ દેશમાં જનમેલી હતી. પણ ફ્રાંન્સમાં પુતળાં બનાવવાનું કામ તે શીખી હતી અને ત્યાર પછી તે સોલમાં લુઈની બેહનને શીખવવા રહી હતી. પાછલથી પોતાનાં હાથે પુતળાં બનાવીને દેશદેશ તે દેખાડવા લાગી અને છેહલે અંતે પોતાની કારીગીરીનું લંડનમાં બેકર સ્ટ્રીટમા સને ૧૮૪૦ માં સંગ્રહસ્થાન ઊઘાડીને પાછલથી ઉદયોગી ચંચલા સને ૧૮૫૦ માં મરણ પામી હતી. ત્યાર પછી તેણીનાં છોકરાઓ એ સંગ્રહસ્થાન ચલાવેછે અને દરશાલ તેમાં નવો નવો કંઈ નહી ને કંઈાણ ઉમેરો કરતા જાયછે.

**તા૦ ૧૨ મી જુન ૧૮૮૧**—આજે સવારનાં કલ્યોપેટ્રાઝ નીડલ નામનો સ્થંભ જે છેક ઇજીપ્તથી અતરે લાવીને મુકેલોછે તે જોવા ગયા હતા. એ થંભ એકજ અખંડ પથરાનો બનાવેલો ૬૮ાા ફીટ ઊંચોછે. લાલ ગ્રેનાઈટ જાતનો એ પઠરોછે. તેની ઉપર હાઇરોગ્લીફીકના જાનવરી આકારના ગુપચુપ્યા છુપા દસકતની કોત્રામણી કરેલીછે. એ થંભ ૮) ફીટ પોહોલાઇમાં તથા ૧૮૦) ટણ વજનમાંછે. તેની બેઠક ૧૮ાા ફીટ ઊંચાઈની બાંધીને તેને ટેમ્સ નદીનાં કીનારા ઉપર એક બાજુથી મુકેલોછે. એની ઉપરનાં કોતરેલા દસ્કતોનાં અરથ નીચે મુજબછે—

"આએ થંભને શુઇન ખાતે પથરમાંથી કોતરીઓ હતો. તેને "ઓન" (હેલીઓ પોલીશ)માં ફેરો Pharoah તોઠીમશ તરીજાએ (એ ધણી ક્રાઇસ્ટની અગાઉ ૧૫૦૦) વરસ ઉપર થઈ ગયો હતો) ઉભો કીધો હતો."

એ રીતે એ પ્રાચીન થંભને હસ્તીમાં આવવાને આજે નજદીક એક જમાનો વીટવા આવ્યોછે, એટલે ૩૩૮૦) વરસ થયાંછે. એ થંભ ઘણી સદી સુધી એલેકઝાંડ્રીયાની રેતીમાં છો પડી રહયો હતો. એને ગ્રીક વંશના વખતમાં એ જગ્યા ઉપર કલીયોપેટરા રાંણીએ લાવીને આગસ્ટસ સીઝરનાં આઠમાં વરસમાં યાને આજે ૧૯૦૩) વરસની વાત ઉપર ગોઠવ્યો હતો. પાછલથી સને ૧૮૧૯ માં ઇજીપ્તની લડાઇમાં અંગ્રેજો જીત્યા તેની યાદગારી દાખલ ઇજીપ્તના વાઇસરાય અથવા સરશુબા મહમદ અલીએ અંગ્રેજી પ્રજાને તે ભેટ સોગાદમાં દીધો હતો. તે મીસર ખાતે પડયો પડયો ૧૮૭૯ સુધી રહયો. પણ એ વરસમાં એક અંગ્રેજ મી૦ ઇરાઝમસ વીલસને ૧૦,૦૦૦) પૌંડ ખરચીને તેને અતરે મંગાવી ઉભો કીધોછે. એને લાવવા સારૂં એક લોખંડનું મોટું ભુંગરૂં બનાવીને તેમાં તે મુકયો અને લાંબા સાતકા જેવાં લાકડાંનાં પેઠયાંમાં લટકતો બાંધીને તેને અતરે આણવા કીજે વાહણે ચઢાવ્યો હતો. પણ રસ્તામાં સ્પેન દેશની સરહદમાં આવેલા બીસ્કેના અખાતમાં

મજાજર તોફાન લાગાથી તેને છોડી દીધા હતો; કે જયાંજ તેને આજ પર્યંત રામભરોસો થઈ સુઈ રેહવાની વકી હતી. પણ પાછળથી મોહટી રંજ અને જેહમત વેઠીને તેને ઘસડી આણ્યો હતો. એની સઘલી વ્યવસ્થા તપાસ્યા બાદ એજ જગોની નજદીકમાં વેલીંગટન બંદર ઉપરથી નાંઘલી સ્ટીમરો ફરેછે તેમાં રીચમંડ કરીને સોલ માઈલ પર ગામછે ત્યાં ગયા હતા. જતાં ૨॥ કલાક લાગા હતા. રસ્તામાં ઘણા માઇલ સુધી વેપારનાં ડંકાઓ તથા વખારો મલ્યા કીધી હતી. ટેમ્સ નદીનાં ઘણાં પુલોનાં તલીયાં પણ પસાર કીધાં હતાં. એ પુલો બધા એકબીજાથી જુદી તરાંહનાં રોનકદાર બાંધેલાછે. આસપાસનો દેખાવ પણ સારો હતો અને કીનારેનાં ઘરો પણ ખુલ્લાં મોટાં હતાં. રીચમંડમાં પુગા તેવાજ સ્ટાર એંડ ગારટર હૉટેલ કે જે ત્યાં ઘણું વખણાયલુંછે ત્યાં ગયા. રીચમંડનું ગામ બાહાર રસ્તાપરથી સારૂં લાગેછે. ત્યાંની ઈમારતો લંડનનાં શુબરબશાનો બાંધકામને મલતી આવેછે. પણ રસ્તાઓ એ રાજયધામ જેટલા સરસ હાલતમાં નથી. હમો કયુ ગારડન નામનો સરકારી મોટા બાગ જે હયાંથી બે માઇલ જેટલો દુરછે તે જોવા ગયા. એ બાગ ઈંગ્લાંડમાં સૌથી સરસ નામીચોછે અને તે સર જોશફ ડી હુકર નામના મોટા માલીની રખેવાલી તલે રાખેલોછે. એ બાગનો વીસતાર આઠ માઇલનોછે. તેમાં જુદાં જુદાં કાચનાં ઘરો ઝાડો સારૂં જુદી જુદી ડીગ્રીની હવા જેમ માફક આવે તેમ ઉતપંત કરવાની યારી રાખીને બાંધેલાંછે. તેમાં તરેહ તરેહનાં ફુલોનાં ઝાડો તથા ગરમ દેશમાં ઉગનારાં ઝાડોને ઉગાડેલાંછે. એ ઝાડો ઘણી તરેહનાં તથા જોવા લાયક છે. એ ઉપરાંત વનસ્પતીનો સંગ્રહ કરવા સારૂં બે જુદાં જુદાં ઘરો બેથી ત્રણ માળનાં બાંધેલાંછે. ઝાડો મુકવાનાં કાચનાં ઘરો દશછે તેમાં કોઈ કોઈ ઘણાં મોટાંછે. એક ઘર જેને "પામ હૉઉસ" એટલે ખજુરી, નાળ્યરી, તાર વગેરે છજયાં સાથ ઉગનારાં ઝાડોની ઉગવણ માટેનું ઘર કેહછે તે ૩૬૨) ફીટ લાંબું, ૧૦૦) ફીટ પોહોલું, અને ૬૬) ફીટ ઊંચુંછે. તેમાં હમેશાં બાફની નલીઓ મુકીને હેંસી અંશ શુધી ઠરમોમીટરનો પારો ચઢે તેટલી ગરમી રાખેછે. એક બીજું કાચનું ઘર બંધાયછે તેની ઉપર ૩૦,૦૦૦) પૌંડનો ખરચ થશે. તે ૫૮૨) ફીટ લાંબુ, ૧૩૭) ફીટ પોહોલું, અને ૬૦) ફીટ ઊંચું થશે. એ ઉપરાંત એક મીનારો અથવા "પગોડા" ચીનમાં બંધાયછે તેવો બાંધેલોછે; જેને દશ માળછે. એ ૧૬૫)ફીટ ઊંચોછે, એની ઉપર લોકો દસ્કતો તથા નામો કોતરી ખરાબ કરેછે તેથી ખાસ રજામંદી વના તેમાં જવાની મનાઇછે.

તા૦ ૧૩ મી જુન ૧૮૮૧—આજે સવારનાં "સોસાયટી ઓફ આરટસ" જાન સ્ટ્રીટમાં જોવા ગયા હતા. એ જગા ઉપર થોડાંક ચીત્રો શીવાય બીજું કાંઈ જોવાનું ન હતું તેથી હમો ત્યાંથી નીકલીને યુનાઇટેડ સરવીસ મ્યુઝીઅમનું સંગ્રહસ્થાન જોવા ગયા હતા. એ જગા ઉપર લડાઇને લગતાં દરયા તરફી તેમજ રણક્ષેત્રના રાજ ઘજનાં હથીયારો, પલાનો, ગામેગામનાં બીજાં દેશોનાં લડાઈનાં હથીયારો, બખતરો, ઇત્યાદી મુકેલાંછે. તે ઉપરાંત લડાઇઓને લગતી બીજી ચીજો પણ ઘણીછે. તેમાં રાજય પરતીનીધી ક્રોમવેલની તલવાર, લાર્ડ નેલસનની તલવાર, કપતાન કુકનું કરોનોમીટર યાને કાલમાપક યંત્ર, ચીનનો મોટા ઘાંટ જે સને ૧૮૪૧ ની લડાઇમાં લાવ્યા હતા, આઠમાં હેનરી રાજાના વખતમાં લડાઇમાં વહાણો ડુબી ગયલાં તે માંહેલી તોપો, સર જોન ફ્રાંકલીન ઉત્તર ધ્રુવ સોધવા ગયો હતો ત્યાં મરી ગયો તેની યાદગીરીની ત્યાંથી મલેલી ચીજો, ટીપુ

સુલતાંનનો પોશાક, બરમાં દેશનાં સફેદ હાથીનો દાંત જે દાંત ઉપર હાથીનાં જીવતાં જીવતમાંજ નકશીકામ તથા પુતળાંઓ કોતરી તેની સુંઢ વીચીત્ર બનાવી હતી, ચીન દેશમાં આગલ મીસીશ નોબલ નામની એક ઓરતને એક નાંધલું પીંજરૂં જેમાં માણસ આડું બેસી શકે તેટલી જગાછે તેમાં કેદ કીધી હતી તે, શીદાનની લડાઇમાં કેદી શેનશાહ નેપોલીયન તથા જરમન મુખ્ય મંત્રી પ્રીન્સ બીસમારક જે ખુરસીપર બેઠા હતા તે નેતરની ભરેલી નાહની ખુરસી, નેપોલીયન બોનાપારટ સેન્ટ હેલીનામાં કેદ હતો ત્યારે જે પેટી પોતે લખવાનાં કારણસર વાપડતો હતો તે તથા વાટરલુની લડાઇમાં એ પેહલવાન જે ઘોડા ઉપર બેઠેલો હતો તે ઘોડાનું હાડ પાંજરૂં, ક્રીમીઆની લડાઇમાં જે લશકર ગયું હતું તેમાંની એક પલટણ સાથે ગયલો કુતરો જે તે વખતની રૂશીઆ સાથની બધી લડાઇમાં હાજર હતો તે કુતરાનું ચરમાઢ્રતી પંજર, નેપોલીયન બોનાપારટ મોસ્કોથી પાછું હઠી પડતાં જે બધી તોપો છોડી દેવી પડી હતી તે તોપોના મોસ્કોમાં કીધેલા મીનારા ઉપરથી નકલયાત ઉતારીને સંગેમરમરનો આઠ માળાવાળો બનાવેલો સ્થંભ, ઉપરાંત બધી જાતની તોપો જે હાલ વપરાસમાં આવેછે તે, તથા તેના નાંધલા નમુના પણ રાખેલાછે. બીજી ઘણી ચીજો લડાઇઓની નીશાનોની પણ જાલવી રાખીછે. એક તોપનો ગોળો ઘણોજ મોહોટો હતો તે તદન ગોળ હતો અને તેનો બ્યાસ આસરે ત્રણ ફુટની ઉપરનો હશે. જયારે તેમાં દારૂ ભરેછે ત્યારે તેનું વજન એક ટનનું થાયછે. એક બીજો ગોળો અણ્યાલોછે જે આસરે ચાર ફીટ લાંબો અને પોણો ફુટ બ્યાસમાંછે. તેમાં ૬૦૦) રતલ દારૂ ભરી શકાયછે. એ ઉપરાંત નવી તરાંહની તોપો જેમાં "ગેટલીંગ ગન" કે જે રીવોલવરની માફક ફરેછે, અને જેની અંદર દારૂગોળાની કારતુસો એક પતરાંનાં ઢાંકણમાં ૪૦) નંગ ભરીને તેમાં પછવાડેથી ભરેછે, અને પછી એક ચક્કર ફેરવતાં વેતાં તેઓ ઉપરાં સાપરી જલદી જલદી ચઉદ પલના ટુંક અરસામાં સાહઠ ગોલા ફેંકવા જેટલી જડફ દઇ શકાયછે તે પણ તયાં હતી. બીજી એક નાધલી તોપ કીધેલીછે તેમાં કોઈ વહાંણ ખરાબા ઉપર ચડયું હોય અને તોફાનની વખતે તેમાંથી માણસોને બંચાવાનાં હોય, અને વાહણપર દરયાની મસ્તીના ઉછાલાને લીધે જવાઈ શકાય નહીં તો તે તોપમાં કીનારાપરથી એક ખાલી ગોળો ભરીને ફેંકે કે અંદર કપી ઉપર દોરી વીતાલેલી તે વાટમાં છોડતો છોડતો જઇને પેલાં કમનસીબ બારકસપર લાધેછે. એ દોરીથી એક બાજુપરથી બીજી બાજુપર જવાઈ શકાવાથી તે ખરાબાપર ચડેલા વહાણનાં માણસોનો બંચાવ થાયછે. વળી એક નાધલું જેવું બોઇજ લાખંડનું કીધેલુંછે, જેનાં મથાળાં ઉપર એક ફાનસ તથા બાકસ રાખેલાછે કે કોઈ વખતે કોઈ વહાણ કે મનવાર ભાગી જાય તો પેલાં બાકસ અંદર જાહજમાંનાં સરવે કાગજીઆં મુકીને પેલું ફાનસ સલગાવી બોઇજ દરીયામાં તરતું છોડી દેય તો તે કાગજીઆં કોઈ બીજાને હાથ પોહોતાથી બનચે. એનું નામ "મેસેંજર બોટ" એટલે પેગાંમચી મછવો કરી આપેલુંછે. એ ઉપરાંત બીજી ઘણી તોપો ત્યાં મુકેલીછે. વળી એ જગાપર લશકરનાં તથા મનવારનાં અમલદારો સારૂં ભાશાણો માટે એક દીવાંનખાંનું કરયુંછે. જયાં વારા ફરતી લડાઇઓની બાબત ઘણા હુશીયાર અને વખાણાયલા અમલદારો ભાષણો કરેછે, અને લોકોને સમજાવા સારૂ ગામેગામનાં નકશાઓ તથા પલાનો પાડી રૂજુ રાખેછે, કે જેથી એ શીખવા ઉપરાંત તે દેશ સાથે લડાઇ થાય તો તેનો કીલ્લો તથા બીજી બંચાવની

જગા એ પલાનો તથા નકશા ઉપરથી માલમ પડે. વળી લડાઇને વખતે લશકર કેમ રાખવું, કીલાઓ કેમ ઉડારવા તથા દુશમનને હાથ ઉડી જતાં બચાવવા તેના પલાનો તથા નમુના કીધેલાછે. વાટરલુ તથા ત્રેફાલગરની લડાઈનું મેદાન જે લડવાઇઆઓથી હલમલ્યું હતું તેના પણ ઘણા મોટા નમુના આબેહુબ બનાવીને તે લડાઈ શી રીતની યુકતીથી જીત્યા તે દેખાડેલુંછે. એ શીવાય એક જણે એક નાધલું વાહણ રમકડાં જેવું બનાવીને તેને પેચથી છુટું પાડવાનો સંચો રચી એક સાંકડી દોકના સીસામાં તે છુટા છુટા કટકાઓની સાંધણા ગોઠવીને પાછું આખું વાહાણ આબેહુબ બનાવી ત્યાં જોવા મુકયુંછે. દરયા વરધી લડાઈનાં જાણીતાં બારકસોના લાકડાંના નમુનાઓ તેની પેટાખાનાંની ગોઠવણીની રચાવટ સહીત કંઈ ઘણા ઘણા એ સંગ્રહમાં રાખ્યાછે. યુરોપખંડનાં દેશોનાં લશ્કરનાં સીપાહીઓનાં પોશાક તથા ઇંગ્લાંડને હસતકના બધા દેશોના લશ્કરી માણસોનાં પોશાક મનુશ કદનાં આખાં પુતળાંઓને પેહેરાવીને ઉભાં રાખેલાછે, તથા અંગ્રેજોએ કીધેલી લડાઇઓમાં જીતી લાવેલા દેશ દેશનાં વાવટાઓ દેવાલ ઉપર ટાંગેલાછે. જંગલી લડાયક લોકોનાં હથીયારો તથા બખતરોનો પણ મોટો અને જોવા લાયક સંગ્રહ કીધેલાછે, તથા બીજી લડાઇઓને લગતી ચીજો એટલી તો છે કે જેનું બયાન કરી શકવું મુશકેલછે. એ મ્યુઝીયમ ઘણુંજ જોવા લાયકછે.

એનો ઠીક લાહવો લઇને વલતા બપોરનાં બ્રીતીશ મ્યુજીયમ જોવા ગયા હતા. એ સંગ્રહસ્થાનની ઇમારત અતીઘણી કુશાદગીવાલી મોટીછે. તેની અંદર એક ઘણીજ મોહોટી લાઇબ્રેરી અથવા કીતાબખાનું, જાનવરોનાં ચરમાકરતી પંજર સંગ્રહ, પુતળાં, જુના સીક્કાઓ, અસલની ઇમારતોની કારીગરીનાં નમુનાઓ, ઇત્યાદીનો ઘણોજ મોહોટો જમાવ કીધેલાછે. એ સંગ્રહસ્થાનની ઉતપત્તી સર હેનશ સલોનથી થઈ હતી. એ ધણીએ પોતાનાં વસીયતનામાંમાં પોતાનું કીતાબખાંનું તથા બીજો સંગ્રહ જેના ઉપર તેને પચાસ હજાર પૌંડની લાગત બેઠી હતી તે ઇંગ્લાંડની સરકાર, જો ૨૦,૦૦૦) પૌંડે વેચાતી લેયતો આપવા લખ્યું હતું. તેથી તે તક હાથમાંથી નહીં જવા દેતાં પાર્લામેંટ એકામતી એકાજતી વેચાંણ પાકું કરયું, અને સન ૧૭૫૩ નાં શાલમાં એક એલાહદી ઇમારત બાંધી તેમાં એ વસ્તુઓની સાથે ઇંગ્લાંડની રૈયતને અરપણ કરેલી હારલીયન "મનુસ્ક્રીપ્ટસ" નામનાં હાથનાં લખેલાં પુસ્તકો તથા સર જોન કાટનનું કીતાબખાનું ઉમેરીને મુકી હતી. એની અંદર પાછલથી બીજાઓ વસીયત લખી પોતાની ચોપડીઓ વારસામાં આપતા ગયા, અને ત્રીજા જોરજે તેમાં મીસર દેશની પ્રાચીનકાલની જીણસો સને ૧૮૦૧ માં આપી હતી તેથી તે સઘલાંના સમાવેશ સારૂં એ ઇમારત વધારવી પડી હતી. પાછલથી ચોથા જર્યોર્જે સને ૧૮૨૩ માં પોતાના બાપ ત્રીજા જર્યોર્જનું કીતાબખાનું જેમાં ૮૦,૦૦૦) પુસ્તકો (Volumes) હતાં તે આપ્યું ત્યારે એ અસલ ઇમારત રદ કરી તેની જગે ૧૮૨૩ થી ૧૮૫૨ સુધીમાં એક નવી ઇમારત ઉઠાવી તૈયાર કરી હતી જે હાલ હજુર સુધી વપરાયછે. ઘણા લોક એ મ્યુઝીયમ જોવા જાયછે. સને ૧૮૭૭ માં નજદીક ૭) લાખ માણસો જોવા ગયાં હતાં એવી ગણતરી થઇ હતી. હમો પેહેલાં લાઇબ્રેરી જોવા ગયા હતા. અહીંયા બીજા ઘણા લોકો વાંચવા આવવાથી બાહારનાં લોકોને અંદર દાખલ થવા દેતા નથી પણ રજા લેવી પડેછે. હમોએ ત્યાંનાં શેકરેટરી પાસે, બીજા દેશના લોકો છઇયે એવું કહીને, રજા માગવાથી તેણે પોતાનું માણસ હમોને ભોમ્યા તરીકે હમારા સાથ

આપ્યું હતું. એ લાઇબ્રેરીનો વાંચવાનો ઓરડો તદન ગોળછે અને તેને માથે ઉંચો ગુંબજ ઘણો રોનકદાર તથા ઉજરડું આપે એવો બાંધેલોછે. એ હૉલની વ્યાસ ૧૪૦) ફીટનીછે. અને તેના કાચનાં છાપરાંના ગુંબજની ઊંચાઈ ૧૦૬) ફીટનીછે. એ વાંચવાનો હૉલ સને ૧૮૫૫–૫૭ માં પંદર લાખ રૂપીયા ખરચીને બાંધ્યો હતો. એમાં વીજલીની રોશનીથી લાઇટ કરીને સરાસરી દરરોજ ૬૦૦) વાંચવા આવનારાઓની સગવડ અહીંયાં સાચવવામાં આવેછે. એ લાઇબ્રેરીનાં વડાને અરજી કરયાથી વગર ફી લેવે વાંચનાર સજ્જનોને વાંચવા જવાની છુટ મળેછે. એની બધી બાજુઓપર ચાર માલ જેટલા ઉંચા ઉંચા થર કરીને ચોપડીઓ ગોઠવેલીછે, અને વચમાં હારબંધ ટેબલોપર વાંચનારા બેસેછે. એ ગોળ ઓરડાની ચાર ખુણે બીજા પાછલથી ચાર મોટા ખુણાં રોકા ઓરડા કીધાછે અને વલી તે ચારેની વચમાં મોટી મોટી ચોરસી ગેલેરીઓ કીધેલીછે. એ ચોરસ ગેલેરીની પછવાડે પણ મોટા લાંબા ઓરડાઓ કીધેલાછે, અને તે સઘલામાં ચારથી વધારે મજલા સુધીનાં ચોપડીનાં ઢગલા મુકેલાછે. એ મુજબની ઘણી મોટી અઢંગ લાઇબ્રેરીછે. તેની અંદરની ચોપડીઓના કેટલગના નજદીક ૩,૦૦૦) ઉપર તો વાલમછે. જો કે એ બધી ચોપડીઓની ચોકસ ગણત્રી જાણ્યા મુજબ નથી, તોબી તેનો રએવાળ કેહેતો હતો કે નજદીક ૩૦)થી૪૦) લાખ ચોપડીઓ તેમાંછે. પરંતુ લાઇબ્રેરીને લગતી ગાઇડ બુકમાં છાપેલી ચોપડીઓનાં તેર લાખ વૉલ્યુમો અને હાથની લખેલી ચોપડીઓનાં પચાસ હજાર વૉલ્યુમો લખેછે. એ છેલામાં ૮,૫૦૦) વૉલ્યુમો ઓરીયંટલ ભાષામાં લખેલીછે. તે ઉપરાંત ૪૫,૦૦૦) આગટરથ, બાદશાહી તથા નયાયી લેખો અને સનદી ખતપત્રો તથા નજદીક ૭૦૦૦) સીલો અને સીલનાં ઠસ્સાઓ, અને એક સેંકડા નંગથી ઉપર સંખ્યાનાં તો ગ્રીક કોપટીક અને લેઠીન પેપરી(Papyri) નાં લખાણોછે. એ સઘળી ચોપડીઓમાં હમોએ એક ચોપડી જોઈ હતી જે ગુલીવરે લખેલાં બ્રોબ્ડીનામના લક રાખશો વાંચતા હશે. તે નજદીક ૬) ફુટ લાંબી ૪) ફુટ પોહોળી અને ત્રણ ઇંચ જાડાઇમાં હતી, અને જાણે કે એક ઓરડાનું બારણું હોય તેમ લાગતી હતી. એક બીજી ચોપડી Bourasse, La Touraine કરીનેછે તેને છાપવા પછવાડે ૬,૦૦૦) પોંડ ખરચ લાગો હતો એમ કહેછે તે હતી. તેમજ અસલની પેહેલી સને ૧૪૫૫ માં છાપેલી મઝારીન બાઇબલ તથા The Game & Playe of the Chesse નામની સેત્રંજબાજીની પોથી જે ઇંગ્લંડના પેહલા છાપગર કેકસ્ટને સને ૧૪૭૪ માં છાપી હતી, ઇત્યાદી, એવી ઘણી સરસ અને કીમતી ચોપડીઓ એકઠી કીધેલીછે. એ લાઇબ્રેરી જોઈ રહીને અસલનાં વખતનાં કોતરકામ તથા લેખોવાલા ભાગ મહીં હમે પેઠા હતા. તેમાં લીસીઆનાં, ઇન્ડીયાનાં, એંગ્લો રોમનનાં, રોમનનાં, ગ્રીસીઓ રોમનનાં, ગ્રીસનાં, એસીરીઆનાં ઇજીપ્તશીઅનનાં,* ઇત્યાદી જુનાં વખતનાં બાંધકામ અને કોતરકામના રહેલા સહેલા, પડયા ખડયા અને વધ્યા સધ્યા નમુનાઓ એકઠા કીધેલા હતા. એસીરીઆનાં સંગ્રહમાં પારસી લોકની અસલી ઇરાંની પાદશાહીનાં વખતનાં પરસીપોલીસ તથા બીજી જગાઓપરનાં ઘણાંક કોતરકામો લાવીને હીંયાં મુકેલાંછે. તેમાં પેહેલવી અક્ષરોની તથા બીલા રોકા અક્ષરની તખતીઓ પણ ઘણી લાવ્યાછે. માણસનાં ડોકાંનાં તથા બીજી જાતનાં પાંખાલા ગોધાઓ જે તે વખતમાં કોતરતા હતા તેનાં મોટાં ગંજાવર પુતળાંઓ પણ ત્યાંથી એમનાં એમ ઉપાડી આણીને અતરે મેલી છાંડયાંછે.

અસલના દખમાં જેવાં એક બે ઘરો પણ ત્યાંથી લાવીને મુકેલાંછે જેને એસીરીઅન સાકોની ઘોરો કહેછે. પણ તેનો દખાવ ઘણો ખરો કેખશરૂ પાદશાહનાં દખમાનાં ચીતારો આપણે જોઇએચ તેનાં જેવોછે. પથરના પાહાડમાં દીવાલ રોકી સપાટી ઉપર બેચેલા નકશનાં કોતરકામ લાંબાને લાંબા ચોંટાડેલાંછે. તેમાં અસલી લડાઇઓ તથા બંદીવાનો તથા શેકારની વીગતો કોતરેલીછે. એ સંધા વાણાં નીહાળતાં આપણને અસલી ઇરાંનીઓના હુન્નરનાં મોહટપણની પેટાપટ તારીફ યાદ આવેછે. હીયાંથી ઉપર જતાં પજેં જાનવરોની મુએલી લાસોંને જાળવી કરીને મચવેલો સંગ્રહ જોવા ગયા. તેમાં જાત જાતનાં દુન્યાંનાં જાણીતાં જાનવરોનો સંગ્રહ સોથી સરસ જાતનો કીધેલો. નવાઇનાં જાનવરોમાં દરીયાઈ ઘોડો, દરીયાઈ શીલનાં જેવું પણ ઘણુંજ મોહોડું અને તેનાં મોહોડાંમાંથી બે મોટા દાંત બાહાર હેઠાણમાં નીકલેલા એવું કોઈ અજબ જાનવર, સફેદ કેંગરૂ, મોટા ગોધા જેવાં અલમસ્ત હરણ, ઘણા મોટા ભયાનક ગોધા, જબરદસ્ત ભેંસ પાડા જેવાં ''બીશન'', સાત ફીટ ઊંચો આફ્રીકા ખંડનો જંગલી વાંદર ગોરીલો જેનામાં એટલું તો જોર હોયચ કે બંદુકની લોખંડની નલી એક સપાટામાં મંદી નાંખેછે, ટીબેટની ટલેટીવાલી જમીનમાં ઊંચડા સરખા દેખાવમાં ઉધરેલાં લાંબા તથા બીજી ઘણી જાતનાં પ્રાંણીઓનાં પંજર તહીંકને વરગણીદારીમાં ગોઠવ્યો હતો. પંખરાંઓનો સંગ્રહ પણ અતીઘણો મોહોટો હતો. તેમાં સોથી મોહોટાંમાં મોહોટાં દશ ફીટ ઊંચાં કદનાં શાહમુરગથી તે પતંગીઆના જેટલાં ''હેમીંગ બર્ડ'' જેને સુનાની આરગીન સમાની દાબરીઓ આવેછે તેનાં મથાળાં ઉપર હોયચ તેવાં તેવાં પક્ષી પરંદાં, જેઓ દેખાવમાં અતીઘણાં સુંદર રંગના તથા કલગીરદાર ને ગુરછાદાર તોપવાલાં અને દડાદાર પુછડીવાલાં એકઠાં કીધેલા છે. એ સઘલામાં જોવા લાયક હોમા જાનવર જેને બેહસ્તનું પંખેરૂં કેહછે તથા ''ફીઝંટ'' નામનો રાંણી મરઘોછે. ચાંમડાંની આકરૂતીઓનો દરીયાની માછલીઓના પંજર સંગ્રહ જુદા મોટા ઓરડામા કીધેલો હતો. મગરમછ, સોસવાત, સ્વોર્ડ ફીશ અથવા તરવાર મરછ, શા ફીશ અથવા કરવત્યો મરછ, સન ફીશ અથવા સુર્યાકુરતી મરછ, સી દેવીલ અથવા દરયાઈ દઇતમાં ખપતો લાંબો લટકતો કાંટાદારી મરછ વગેરે વગેરે હતું. બીજી ઘણી નવાઈ જેવી માછલીઓને સુકવીને તથા સ્પીરીટમાં રાખેલીછે. એજ ઓરડાઓમાં પેટ ચાલનારાં પ્રાણીઓમાં મોટા મોટા અજદાહ તથા શેશનાગો, અને ઘુંઘરયા સરપોને ઇત્યાદી જેહરધાદી વીખાલા કોઈ કોઈ તો નજદીક ૦।।। ફીટ પોહોળાઇવાલા સાંપોછે. એક સર્પને તો એક જંગલી ડુકર ભક્ષ કરતો મુકેલોછે. તેને વાસ્તે લખેચ કે એ સાંપ પોતાનું મોહોડું વકાસીને એટલું મોહોડું કરી શકેછે કે એ જંગલી ડુકર ગલવાને કરવું જોએ તે કરતાં ત્રણ ગણું મોહોડું ફેંચરાવીને એક મોટા વાછરડા જેટલું જાનવર તે ગળી શકેછે. એ ઉપરાંત સાંપોનાં એમના એમ કાડેલાં હાડ પંજરનો પણ સંગ્રહ ઘણો સારો હતો. એ બધા જાનવરોનો સંગ્રહ જોઇને ''એન્ટીકવીટીસ'' વાલા પ્રાચીનકાલની નવઇઓના સંગ્રહના ઓરડાઓ જોયા હતા. હીંયા અસલની બનાવતોની ચીજો ઘણી જોવા લાયકની હતી, અને તે જુદા જુદા ધણીઓએ એકઠી કરીને પાછલથી મ્યુઝીયમને બક્ષીસ કીધેલી હોવાથી તે ધણીઓનાં નામોથી જુદા જુદા જઠ્ઠાઓની પીછાનત કરવાનો નીયમ સાચવેલોછે. જેમકે ''મેરીક કલેક્સન'' માં મીણા કામથી ધાતુપર સખી તથા ચીતરો પાડેલાં તે એકઠાં કીધેલાં, હેંડરસન કલેકશનમાં ઇરાન તથા બીજા ગા-

મોનાં મોટાડી તથા ચીનીકામો એકઠાં કીધેલાં, એ પરમાણે જુદા જુદા ધણીઓનાં કીધેલા સંગ્રહો જુદા ઠેકાણામાં અથવા ઓરડાના ભાગોમાં મુકેલાછે. તેમાં નવાઈ જેવું એ લાગેછે કે એક ધણીને એકજ જાતનું ભરતું મચાવવાનો શોખ હોવો જોઇયે. કોઈ લેડીએ અસલનાં ઘડીયાલોજ એકઠાં કીધેલાંછે, જેમાં ઘણાં જુના ગજવાંમાં રાખવાનાં વાચ ઘડીયાલો તો નાહલાં પ્યાલાં જેવાં મોહોટાંછે; કોઇએ અસલને વારેનું ખીલારકામ તો કોઇએ તરેહવાર હથીયારો પોતે જીવતાં જીવત શોખને સારૂં એકઠાં કરેલાં. અખતાં મરતી વખતે તે સઘલાઓએ વસીયત ફરમાવી સંગ્રહસ્થાનને પરજેટ કરેલું અથવા તેમના વારેસોએ આપેલું યા સંગ્રહસ્થાને વેચાતું લીધેલું હોવું જોઇએ. એ પ્રમાણે એ સંગ્રહસ્થાન ગંજાવર થયુંછે. હજુર પણ દરશલ લોકો તેમાં આપી ઉમેરો કરતાંજ જાયછે, તેથી તેહ હજી ઘણું મોટું થવાનો ખુદરતી સંભવ રેહછે. એ જોઇને પછી ઇજીપ્ત તથા બીજાં જુનાં જુનાં દેશોમાંથી જમીનની અંદરથી ઘોરોમાંથી ખણી કાઢેલી ચીજોનો સંગ્રહ જોયો હતો. જ્યાં જાત જાતનાં "વાસીસ" એટલે નોકદાર તરાંહવાલાં ચીનીકામ જેવાં, તથા તાંબા, રૂપાં અને બીજી ધાતુનાં વાસણો વગેરેનો ઘણો સંગ્રહ કીધેલોછે. ગ્રીક તથા રોમનાં હુનરનાં અસલી વાસ ઘણાં જોવા લાયકછે, તેમજ ઈજીપ્શીઅન મમીઝના ત્રણ હજાર વરસ ઉપર મુરદાંઓનાં પેટ ચીરાઈ ખુશબો ભરાઇને તે વેલાનો આદમ સુરતના બનેલા નમુના હજુર પણ જેવીને તેવી જલવાયલી હાલતમાં મોજુદછે. એમાં કોઈ મમીને કાપડાં લપેતેલાં, તો કોઇને મેટાડાનું કવર કરીને આબેહુબ પુતળું બનાવેલું, તો કોઇને ગીલીટ યા વરખ ચડાવેલી એવી એવી જાતજાતની મમીઝ તેનાં નામ નીશાન સાથે રાખેલીછે. એ ઉપરાંત બીજું ઘણું હમોએ જોયું હતું જે અતરે લખી શકતા નથી. એ સઘળું એકઠું કરવાને ખરચ પણ બેસુમાર થયો જોઇયે. કારણ કે સઘળું જે છે તે જુનું અને નવાઈ જેવું અને કવચીતજ મલી શકે એવુંછે. એમાં જે જે વેચાતું લીધુંછે તેની કીમતો પણ મોટી આપવી પડીછે, જેમકે પેહેલાં લાખ્યુંછે તેમ લાઇબ્રેરી લીધી તેનાં કેટલાક હજાર પેંડ, સર વીલીઅમ હેમીલટનનો સંગ્રહ લાધો તેનાં ૮,૪૦૦) આઠ હજાર ચારસો પાંડ, ટાઉનલીના મારબલનાં સંગ્રહનાં વીસ હજાર પેંડ તથા એજ ધણીનાં સીકાઓનાં તથા જુનાં ઝવેરાતનાં ૮,૨૦૦) પેંડ, અરલ આફ એલજીને ગ્રીક પારથેનના સણગારનું સીતેર હજાર પેંડને ખરચે એકઠું કીધેલું જે એ દેશહીતકારી નરે પોતાની સરકારને તેની અરધી કીમતે વેચ્યું હતું તેના ૩૫,૦૦૦) પેંડ, મી૦ કોકરેલનાં ફીગેલ્યન મારબલ્સ ખરીદવાનાં ૧૯,૦૦૦) પેંડ, મી૦ પેનનાઈનાં મારબલનાં તથા ધાતુનાં વાસણો તથા સીકાઓનાં સંગ્રહનાં ૬૦,૦૦૦) પેંડ. એ પ્રમાણે જુદા જુદા ધણીઓનાં સંગ્રહો જે તે લોકો આપી નહીં ગયા હતા તે વેચાતાં લેવા સારૂં ઉપર મુજબની કીમતો મોહોટી આપી હતી. સીકાઓનાં સંગ્રહનાં પણ લખો પેંડ આપ્યા હતા. વળી જે લોકો પોતાનું નામ કાયમ રાખવા મફત આપી ગયા તે તો જુદાંજ. તે ઉપરથી એ સંગ્રહસ્થાનની શું કીમત થાઈ શકે તે આપણે વીચાર કરી શકતા નથી, અને જો કીમત ગણયે તો અલબતે લખો કરોડો રૂપીયા થવા જાય.

તા૦ ૧૪ મી જુન ૧૮૮૧—આજે અતરેની જરથોશતી વેપારીઓની પેહેડીઓપર તેઓને મલવા ગયા હતા. અહીંયાં ત્રણ જાણીતી પેહેડીઓછે; તેમાં દાદાભાઈ

નવરોજજીની ક્રાં૦, દાદાભાઈ ડોસાભાઈ ક્રામા અને ભાઇઓ, અને દાદાભાઇની ક્રાં૦ જેઓ આડત્યા દાખલ તેમજ પોતાની ગાંઠનો વેપાર કરેછે તેઓછે. એ ઉપરાંત બીજા થોડાએક જરથોશતીઓ બારીસ્ટર તથા ડાકટર થવા સારૂં પરીક્ષા પસાર કરવા આવેલાછે. તેમજ કેટલાક મુંબઈ છોડીને બચાં છોકરાં સાથે અથવા એકલા આવી વસેલાછે. બપોરનાં સ્મીથ ફીલ્ડ મારકેટ જોવા ગયા હતા. એ બજાર સને ૧૮૬૨—૬૮ માં બંધાયું હતું, અને તે ૬૩૦ ફુટ લાંબું, ૨૪૫ ફુટ પોહોળું, અને ૩૦ ફુટ ઉંચું છે. એનું છાપરૂં કાચ તથા લોખંડનું બનાવી લોખંડનાં થાંભલાઓ ઉપર ઉભું કીધેલું છે. એ જગ્યા બે ભાગમાં વેહેચાઇને વચમેથી ગાડી ઘોડાનો રસતો પસાર થાયછે. અહીંયાં ગાયનું તથા બકરાંનું ગોશ દરરોજ વેચાયછે, જેની સરાસરી ૮૦૦) ટણની આવેછે. એવું ત્યાંનાં ચોપડા ઉપરથી માલમ પડેછે. ગોશ આસપાસનાં ગામમાંથી આગગાડીમાં આવેછે, જે ઉંચકી લેવા એક નાધલો સાંચો ગએલોછે. એ મારકેટ જરાક ઉંચી અને રોનકદારછે પણ આપણી મુંબઈની ક્રૉફરડ મારકેટની બરાબરી તેનાથી થઈ શકે નહીં.

તા૦ ૧૫ મી જુન ૧૮૮૧—આજે સાઉથ કેન્સીંગટન મ્યુઝીયમ જોવા ગયા હતા. એ મ્યુઝીયમ સને ૧૮૫૧ નાં એકઝીબીશનનાં વધારામાંથી સ્થાપયું હતું. અને તેનેથી વીદ્યા અને હુન્નરોનો વધારો કરવાની નેમ રાખી હતી. હાલ તેમાં દરશાલ ઉમેરો કરવામાં, તથા તપાસ રાખવાનો ખરચ કરવાના ત્રણ લાખ પૌંડ થાયછે. વળી એની એક સાખા બેનઠાલ ગ્રીન મ્યુઝીયમ કરીને જુદીછે તેપર દર શાલ ૭ થી ૮ હજાર પૌંડ ખરચછે. એમાં તરાંહ તરાંહનાં, દેશ દેશનાં, આગલનાં, અને હાલનાં હુન્નરોનાં નમુના મુકેલાછે તે ઘણાં જોવા લાયકછે. સરવે હકીકત એકઠોરે રાખતાં, એમાં થોડુંએક નવાઈ જેવુંછે. તેની ટીપમાં અકીકનાં પથરોની, એમબરની, હાથીદાંતની, તથા બીજી ઉંચી જાતની કબતો, તરાંહ તરાંહની વીંટીઓ, જુનાં કરોસ, ઝવેરાતની તથા તરાંહ તરાંહ જાતની કીમતી પથરાઓની બનાવેલી તપખીર સુંઘવાની દાબડીઓ, ચીનનાં મેહેલોનાં હાથીદાંત, મોતી તથા ગીલીટનાં બનાવેલા નમુનાઓ જે ચીનનાં શેહેનશાહે નેપોલીયન બોનાપારટની બાયરી જોસેફાઈનને સારૂં ભેટ મોકલ્યાં હતાં, અને જે તે વખતે અંગ્રેજ સાથે ફ્રેંચને લડાઈ ચાલતી હતી તેથી અંગ્રેજોએ તે લઈ જતાં વાહાણ કબજ કરી લુટી લીધા હતા તે સરવે હતું. એ ચીની નમુના બાગ સીધનો હતો. ધાતુનાં ગીલીટ કીધેલાં તથા મીનાંકારી કીધેલાં ઝાહાડોની ઉપરની ફુરટનાં ફુલ અને મેવાતો હીરા માણક મોતીનાં બનાવેલાં. મેહલનાં છાપરાં ઉપર મોતીની હાર કટાર જુહલણ્યા જાહજર સમાન સોહાતી જડેલી. મેહેલ હાથીદાંતનાં બનાવેલા. એવા ખુબસુરત એ નમુનાછે. ચીનનાં તથા જાપાનનાં કોરી કામ તથા લાખ કામનાં વાસણો અતી ઘણી કીમત આપી વેચાતાં લીધેલાં તે પણ ઠીકછે. દાખલા દાખલ એક જાપાનનાં લાકડાંની દાબડી જે મુંબાઇમાં ઘણી ઘણી તો ૫) થી ૧૦) રૂપીયા લએ વેચાય તેનાં વીસ પૌંડ આપેલાછે. એજ મુજબ એક લોખંડનું ખલીર જાનવર બનાવેલું છે જેનાં પીછાં ઘણાં સારાં પાડેલાંછે તેનાં ૧,૦૦૦) પૌંડ, એક સાઇડબોરડ લાકડાંની નકશીની બનાવી તેમાં સણગાર દાખલ ચીનીકામ જડેલુંછે અને જે સને ૧૮૫૫ નાં પારીસ એકઝીબીશન સારૂં બનાવી હતી તેનાં ૧,૨૦૦) પૌંડ, એક સ્ટીલ તથા રૂપાંની બનાવતની ધાલ જેપર મીલટનનો પેરેડાઇઝ લોસ્ટનો વીગતો કોતરેલાછે તેનાં ૨૦૦૦) પૌંડ આપ્યાછે. એવી એવી કીમતો આપેલીછે. તેમ કોઈ સસતી પણ

લાવેલીછે. અસલનાં ગામેગામનાં બનાવેલાં પુતળાંની કાપીઓમાં રોમના ત્રોજન્ મીનારની કાપી તેની સઘળી નકશી સુધાંછે. તે એટલો મોહોટોછે કે હોલની અંદર ઊચાઈમાં નહીં રેહેવાથી તેનાં બે ભાગ કરીને જુદા જુદા ઉભા કીધાછે. એ ઉપરાંત બીજી ઘણી નવાઈ જેવી અને જોવા લાયક ચીજોનો સંગ્રહ કીધેલોછે. એને એક નાઘલો માળછે, તેને ફરતી ગાલરી કીધેલીછે. એ માળપર જવાનો દાદરછે, તેના કઠેરા તથા બેઉ બાજુની દેવાલો સઘળી કોરીકામથી જડત કરી દીધીછે. હોલના થાંભલાઓ પણ કોરીકામનાં નકસીનાં બનાવેલાછે. તેથી આખું દીવાનખાનું જાણે કોરીકામનું હોય તેમ લાગેછે. એ હોલમાં નવી અને નવાઇ જાતની કોરીકામનો સંગ્રહ ઘણો મોટો કીધેલોછે. તેની પાછલીગમનાં ઓરડાઓમાં પીક્ચર ગેલરી તથા ઝવેરાત કામ ગોઠવેલુંછે. એ ઝવેરાત અતી ઘણી મોહોટી કીમતનું હોય એમ લાગેછે, અને તેમ તે હોય તેમાં કાંઈ નવાઈ નથી. કારણ કે એ સંગ્રહસ્થાનને સારૂં હુન્નરની તથા કારીગીરીની ચીજો લેવા પાછળ તથા તેની તપાસ લેવા પાછલ દરશાલ ત્રણ લાખ પૌંડ યાને નજદીક ૩૬) લાખ રૂપીયા સરકાર ખરચ કરેછે. શરૂઆતમાં સરકારે દશ લાખ પૌંડ આપ્યા તે જુદા. એ ઉપરાંત અતરેનાં મોટા મોટા લોકોએ પોતાની પાસેનું ઝવેરાત પણ વસીયતનામાંથી આપેલુંછે, અથવા તો ઉછીકાં દાખલ ત્યાં દેખાડવા સારૂં મુકેલુંછે. એ સઘલી બીનાઓ ઉપરથી એ સંગ્રહસ્થાનની શું કીમતછે તે જાણી લેવું. હુન્નરની બનાવતોની ચીજો ઉપરાંત અસલનાં ગ્રીક તથા રોમન ઇત્યાદી દેશોની આસરે ૨૦,૦૦૦) વીસ હજારની ઉપર બનાવતો મુકેલીછે તથા એક સારી જેવી લાઇબ્રેરી પણ એમાં રાખેલીછે. જેમાં બેતાલીશ હજાર વૉલમો, પચાસ હજાર "એનગ્રેવીંગસ" અથવા કોતર તખ્તીઓ, અને ચાલીશ હજાર ફોટોગ્રાફસ એકઠા કીધેલાછે. એનાં સંગ્રહને વાસ્તે કેહેવાય છે કે તે દુન્યાનાં મોહટા સંગ્રહોમાં એક કીમતી ગણાયછે.

આજે રાતનાં અતરેનો વખણાયલો ઍાલબર્ટ હૉલ જયાં હેનડલનો બનાવેલો મસાયાનો આરેટોરયો ગાવાના હતા તે જોવાને ગયા હતા. એ વખતે ત્યાં નજદીક ૮૦૦) માણસો મરદ તથા ઓરતો મલી કોરસમાં ગાયનનું પદ ઝીલનારાંઓ તરીકે સામેલ થયાં હતાં. તેની સાથે ૧૫૦) જણુંનું ફીડલનું વાજું વાગતું હતું જે ઘણુંજ સરસ લાગતું હતું. એ હૉલ ઘણોજ મોહોટોછે. તેમાં એવી ખુબીછે કે આટલા બધા જણાં એકજ વખતે વાજાંની તથા આરગીનની સાથે ગાયે તોબી સાદ માફક સર લાગે, અને એકજણ છુટો ગાયે તોપણ એક નાંકેથી બીજે નાંકે સંભળાય એવી કરામતથી તેને રચ્યોછે. રોમની એમફી થીયેટરનાં જેવો બેઠાં રોકો તે બાંધેલોછે. તેમાં ગાયન સાંભળવા સારૂં કીધેલી બેઠકોમાં ૮,૦૦૦) આઠ હજાર ઉપર તમાસગીરો બેસી શકેછે. તે ૨૭૦થી ૨૪૦ ફુટનોછે અને ગોળાઈમાં ૮૧૦) ફુટનોછે, તેમાં તમાસગીરોને બેસવા સારૂં સાત થર યાને મારો ગોળ વચમેથી ખોલા કીધાછે. જેની એકગમથી આપણે જોઇયે છેયે તો બીજી ગમનાં લોકો નાધલાં સંકોચવાયલાં દીસે તેટલું દુર અને ઉચે બેસી શકાયછે. એ દેવાનખાનું જંયારે સઘળું ભરેલું હોયછે ત્યારે ઘણું ભપકા ભરેલું લાગેછે. એ હૉલ બાંધવા પછવાડે બે લાખ પૌંડ યાને શુમારે ચેતીશ લાખ રૂપીયા બેઠા હતા. જેમાં રૈયતના પૈસાના પબલીક એક લાખ પૌંડ, પચાશ હજાર પૌંડ સને ૧૮૫૧ નાં સંગ્રહસ્થાનની આએપતમાંના વધારાનાં, અને ચાલીશ હજાર પૌંડ એની

બેઠકોનાં બાકડાને લગતો હક વેચ્યો તેની ઉપજમાંથી લીધા હતા. એ હૉલ આપણી માહારાંણીના વર પ્રીન્સ. આલબર્ટની યાદગારી કાયમ રાખવાને અને ૧૮૬૭ થીતે ૧૮૭૧ સુધીમાં બાંધ્યો હતો. તેની અંદર એક ગંજાવર આરગીન મુકેલીછે, જે દુન્યામાંની સૌથી મોહોટાંમાંની એક ગણાયછે. તેમાં આઠ હજાર તો નાભાંને નલીઓછે. તેની ધમણો ખાસ્સાં બે સ્ટીમ એનજીનથી ચલાવેછે. એનો સાદ એક મોટાં વાજાંથી છેક નાધલી આરગીન સુધી ઝીણો નીકળી શકેછે. અને એ આરગીનના મોટી પાઇપો નજદીક, ૨૫) ફીટ ઊંચી અને ૩ થી ૪ ફીટ ઘેરાવામાં હશે.

તા૦ ૧૬ મી જુન ૧૮૮૧—આજે એસકોટની સરતો જોવા ગયા હતા. તે વીંડસર કેસટલથી ૨૦ મૈલ દુરછે. એ સરતો ડરબીની સરત જેવી ભીડવાલીને ભરચક તમાશાની યતી નથી. પણ તેને બદલે લંડનનાં ગ્રહસ્થ લોકોની સગવડ સારૂં તે ખાસ ચાલુ રાખી હોય એમ લાગેછે. ડરબીમાં ઘણીજ થોડી મડમો જોયામાં આવી હતી, પણ તેથી ઉલટું અંહીંયાં અતરેની ઘણીખરી લેડીઓ આવેછે. તેથી એ ઘોડ દોડ સરતને મઝાક મશકરીમાં લેડીઝરેસ કરી પણ કહેછે. અહીંયાં આપણી મહારાંણીની ફેમીલી તથા પ્રીન્સેસ ઓફ વેલસ ઇત્યાદી આવ્યાં હતાં. એ જોઇને હૉટલમાં પાછા ફરતાં રાત પડી ગઈ હતી.

તા૦ ૧૭ મી જુન ૧૮૮૧—આજે બપોરનાં બે વાગે પાર્લામેન્ટ હાઉસમાં ગયા હતા જયાં આમની સભા ભરાયલી હતી. તે જોવા સારૂં આગમજથી રજાની પાસ કહડાવેલી હોવાથી ત્યાંની સટ્રેનજરસ ગેલેરી એટલે પરદેશીઓ માટે કાઢેલી અગાસી ઉપર હમોને બેઠક મલી હતી એ વખતે ટ્યુનીસમાં ચાલતી ફ્રેંચો સાથની લડાઇની બાબત ઉપર તથા આઇરીશ લાંડ બીલ ઉપર તકરાર થતી હતી. મી૦ ગલાડસટન જે હાલની લીબરલ ટોળીનો વડો અને રાંણીનો વડો પ્રધાન થાયછે તે પોતે પણ હાજર હતો. તેના શીવાય હીંદુસ્થાનનો બાહદર પણ કમનસીબે આપંગ હીમાયતી મી૦ ફાસેટ જે ઇંગલંડના પોસ્ટ માસ્ટર જનરલનો ઓહ્દો ચલાવેછે તે તથા પ્રધાન મંડલના બીજા જાણીતા ઓહ્દેદારો તથા પાર્લામેન્ટનાં ઘણાંક મેમબરો હાજર હતા. તે લોકોની તકરાર તથા બોલવાની રીત ભાંત ઘણીજ સરસ હતી. એ જોઇને પછી હીંદુસ્થાનના વજીરના ઇન્ડીયા ઓફીસમાં ગયા હતા. એ બીલડીંગ પણ ઘણી મોહોટી ચોખાલ પોખાલછે. ત્યાં આગલ ઇન્ડીયન મ્યુઝીયમ રાખેલું હતું, પણ હાલ તે સાઉથકેન્સીંગટનમાં લઈ ગયાછે તેથી એમાં કાંઈ જોવા લાયક નથી.

તા૦ ૧૮ મી જુન ૧૮૮૧—આજે કામ સારૂં દુકાનો ઉપર ફરવા જવાથી કાંઈ જોવા લાયક જગ્યા ઉપર ગયા હતા નહીં. રાતનાં રાણીનાં ઠીયેટરમાં ફૌસ્ટનો ઑપેરા જોવા ગયા હતા. એ ઠીયેટર હાઉસ મોટું છે. તેમાં લોકોને જોવા સારૂં સાત તબકા કીધેલાછે તથા વચમાં એક ઘણું મોટું સુંદર ઝુમર ટાંગેલું છે. એ ઠીયેટરમાં ઘણાખરાં પાદશાહી ફેમીલીવાલાઓ જાયછે તેથી તેઓના માન ખાતર હમેશાં ત્યાં બે રીજમીટનાં ગાર્ડશ રાતનાં ઉભા રહેછે. ઑપેરા ઘણો સરસ થયો હતો.

તા૦ ૧૯ મી જુન ૧૮૮૧—આજે આડીતવાર હોવાથી બોટનીકલ ગારડનમ જવા સારૂં ત્યાંનાં લાગતા વલગતાની રજા મંગાવી હતી તે આવ્યાથી લઇને જોવા ગયા હતા. એ બાગમાં કાચનાં ઘરો બાંધેલાછે. તેમાં સૌથી સરસ વીકટોરીયા રીજાઇનાં કરીને પાંણીના એક જાતના વેલાની લીલીસ થાયછે તે હતી. તેનાં પાતરાં આસરે ત્રણ ફીટ મોટાં તથા તદન

ગોળ થાળી જેવાં અને થાળીની માફક કોર વળેલાં હતાં. તેની ઉપર ત્યાંના રખેવાળનાં કહેવા પ્રમાણે એક નાંધલું છોકરૂં બેસાડયું હોય તો તેનો ભાર વગર ડુબવે એ પાતરૂં ખમે એવું મજબુત અને મોહોટું તે છે. એ જાતનું ઝાડ અમેરીકાની અમેઝોન નદીમાંથી મળેછે. એ ઉપરાંત બીજાં ગાંમોનાં કુદરતનાં ઝાડો પણ ઘણાં એકઠાં કીધેલાંછે.

ત્યાંથી સાંજનાં પાંચ વાગે હાઈડ પાર્કમાં ફરવા ગયા હતા જયાં આજે આદીતવાર હોવાથી ગાડી ઘોડાની ભીડ હતી નહીં, પણ પગે ચાલતું લોક ઘણું ફરવા નીકળેલું, તે જાણે કે એક ઘણો મોટો મેળો હોય એ મીસાલે બે ત્રણ મૈલનાં ઘેરાવા સુધી ભીડ હતી. એ પ્રમાણે દર આદીતવારે ત્યાં ભીડ થાયછે.

**તા૦ ૨૦ મી જુન ૧૮૮૧**—આજે સવારનાં દશ વાગે આગ ગાડીમાં બેસીને ઉલીચનું દારૂખાનું તથા તોપ બનાવાનું કારખાનું જોવા ગયા હતા. એ જોવા સારૂં આગમજથી રજા કહડાવવી પડેછે, તથા અંગ્રેજી વફાદાર રૈયતનેજ જોવા જવા દેયછે. બીજાં બાહારનાં રાજની રૈયતને ત્યાં જવા દેતા નથી. એ તોપખાંનું દુન્યામાંનાં મોટાં તોપખાંનાંમાંનું એક ગણાયછે. તેનાં કારખાંનાં સારૂં ચકરાવમાં ઘેરેલી જમીન ૨૦૦) એકરછે. એમાંનો ૧૩૦) એકર કારખાંનાની ઈમારતથી રોકાઈછે. હાલ સુલેહ અને સમાધાંનીનાં વખતમાં ત્યાં દશ હજાર માણસ કામે લાગેછે. પણ લડાઈનાં વખતમાં પંદર હજાર માણસ કરતાં પણ વધારે કામે લાગેછે. જયારે ગરજ હોયછે ત્યારે તો રાતનાં વીજલીનાં દીવાઓ સળગાવીને કામ લેયછે. એવી સઘળી તૈયારીઓ રાખેલીછે. એમાં સામન એક બાજુથી બીજી બાજુ ઉપર લાવ લઈજા કરવા સારૂં નાંધલી બે ફીટ પોહલાઈનાં રાપની આગગાડીઓ રાખેલીછે, જેને સારૂં ૩૦) એનજીનો કામે લાગેછે. અને તોપખાંનાંના ઘોડાઓ કામ કરેછે તે જુદા. ઉમોને પેહેલાં ટાટી. બનાવેછે તે દેખાડવા લઈગયા હતા. પતરાંનાં કટકામાંથી જોઈતા કટકા સંચાથી કાપીને બીજા સંચાઓમાં વાળીને તેને બનાવી દેયછે અને સાફ કરેછે. તે પછી સીસાંની ગોળીઓ બનાવેછે તે જોવા ગયા હતા. તે બનાવવા સારૂં કલાઈ તથા સીસું એ બેહુને સાથે ભેળીને છ હંડરવેટ સીસાંમાં અઢાવણ રતલ કલાઈનાં પરમાંણમાં ભેળસેળ કરીને ભઠીમાં ગાળેછે. ત્યાંથી નલાઓમાંથી તરાઈને તે મીશ્ર ધાતુ એક સંચામાં આવેછે, જયાં એક હાઇડ્રોલીક પ્રેસછે. જેનાં સીલીન્ડરનાં ભાગમાં તે સીસું એકઠું થાયછે, ત્યારપછી પીશટન સીલીન્ડરમાં જાયછે એટલે શેફટનાં એ લાંબી "શાફટ" જેવાં પીશટનને સલગોસલગ આરપાર એક સુરાખ હોયછે તે સુરાખવાલા ભાગમાંથી સીસું લાંબા સલીઆનાં જેવું બાહાર નીકળેછે. તે તાજું તાજું ગરમ હોવાથી તેને એક ચકરી ઉપર વીટાલી દેયછે. તે ચકરીને ત્યારબાદ એક સંચામાં મુકી પેલા સીસાંનાં સલીઆનાં જોઈતા લાંબા કટકા તેમાંથી કાપી કાઢેછે, અને એ પ્રમાણે ગોળીઓ બનાવેછે. એ ગોળીઓ હાથનાં અંગુઠા જેવી પણ અણીદાર હોયછે. તેને કારતુસમાં મુકવા સારૂં તૈયાર કરેછે. કારતુસ બનાવવાની જગ્યા તદન અલાયદી રાખેલીછે, અને ત્યાં જેઓને ખાસ રજા હોયછે તેઓનેજ લઈ જાયછે. કારતુસ સારૂં પીતલનાં લાંબાં પતરાંમાંથી જોઇતા કટકા કરેછે, અને પછી એક સંચામાં તેને લોખંડ ઉપર ગોળ વીટાળીને મુકછે. જેથી તે દબાઈને બરોબર ગોળ બનેછે. તેની અંદર બીજું નાધલું પતરૂં જોરાવર કરવા સારૂં મુકીને તેને એક સંચામાં દાબેછે એટલે બેઉ પતરાં મલી જાયછે. પછી તેને સંચાથી છેદ પાડેછે, અને પાછળથી દારૂ ભરીને

ગોળી ઉપરથી ઓસીને તૈયાર કરેછે. એજ પ્રમાંણે બીજી મોટી ગોળાઓ પણ બનાવેછે. તોપોનાં ગોળાઓ, જેમાંનાં કોઈ કોઈ તો યુનાઇટેડ સરવીસ મ્યુઝીયમમાં હમોએ જોયા હતા તેવા ૪ ફુટ મોટાછે, તેઓને લોખંડ તાવીને ઓતી કાહાડેછે. તોપો બનાવવા સારૂં પેહેલાં જાડા લોખંડના સલીઆને (જોઇતી જાડાઇનાં) એક ગોળ સલીઆ ઉપર સંચાથી વીટાળેછે અને તેને ગરમ ગરમ લઈ જઇને એક મોટા હથોડા નીચે મુકેછે, અને તે હથોડાનાં મારથી પેલી વીંટને ઠોકી ઠોકીને જમાવી એક કરી નાંખેછે. એ હેતાનજાદા હથોડાને માટે કેહેછે કે જો તેને વરાલયંત્રની મદદ વના ખાલી ચલાવેછે તો તેનો એક ફટકો ૧૦૦) ટણનાં વજન જેટલો પડેછે, અને જો ખટાથી ચલાવેછે તો ૪૦૦ થી ૫૦૦) ટણનો એક ફટકો મારેછે. એટલે ગમે એટલું જાડું લોખંડ ગરમ કરીને મુકેલું હોયછે તો તેની ગરદન ભાંજી ભુકો કરીને તેનો એક જથો કરી મુકેછે. એ પ્રમાણે જો મોહોટી તોપો બનાવવી હોયછે તો લોખંડના જાડા સલીઆ ગરમ કરીને થંડાં લોખંડ ઉપર વીટાળી દઇને પર કરીને ટીપેછે. એટલે જાડું લોખંડ થાયછે. પછી તે તોપનાં આકાર સારૂં તેને કાંતીને બધે સાફ કરેછે. મોટામાં મોટી તોપ ત્યાં ૮૦) ટણની બનાવી હતી. પણ ૧૦૦) ટણની ચાર તોપો વેચાતી લઇને ત્યાં રાખેલીછે. એ તોપો વીશે કહેછે કે ઈટલીનાં માજી રાજા વીકટર ઈમાન્યુઅલે એવી ચાર તોપો તેનાં બનાવનારને બનાવવા સારૂં હોકમ આપ્યો હતો. બનાવનારને ચાર તોપો બનાવતાં ખરચ પાળવ્યો નહીં તેથી તેણે આઠ તોપો બનાવીને ચાર તોપો ઈટલીનાં રાજાને આપી અને ચાર તોપો અંગ્રેજ સરકારને વેચાતી આપવા માગી. અંગ્રેજ સરકારે ના પાડવાથી બનાવનાર ધણીએ રૂશીઆને વેચવા માંગી જેથી અંગ્રેજ સરકારને વેચાતી લેવાને ફરજ પડી હતી, પણ તેનાં બનાવનારે એવી કબુલાત કીધી હતી કે એ માંહેલી તોપો બીજી હવે પછી તે બનાવશે નહીં. એવી એક તોપ ઉપર ૧૬,૦૦૦) સોલ હજાર પૌંડનો ખરચ થાયછે. એમાંની એક તોપને વારા ફરતી ત્યાં ફોડેછે. તેમાં દારૂ તથા ગોળો ભરવા સારૂંજ એક નાધલો સંચો બનાવેલોછે, તે હમોએ જોયો હતો. એ તોપની લંબાઈ આસરે ૩૨) ફુટનીછે તથા પોહોળાઇ પણ ઘણી મોહોટીછે. તોપોની ગાડી બનાવવા સારૂં ગાડીયાંનું જુદુંજ કારખાંનુંછે જયાં સઘળું સાંચાથી કામ થાયછે. તેમાં ગાડીનાં પૈડાં બનાવવાંનું કામ ઘણું સારૂં થાયછે. પેહેલાં સંચાથી જોઇતાં લાંકડાં વેહેરીને પછી બીજા સંચામાં મુકેછે. એ સંચાનાં છ ભાગ કરેલાછે, અને પૈડાંનાં પુઠીયાં પણ છ હોયછે હવે તુમની અંદર આરા ઓસવા સારૂં એ સંચાના છ ભાગો છ બાજુપરથી દાબેછે તેથી કરીને સઘળા આરા ઘણાંજ મજબુત બેસેછે. પછી પુઠીયાં પણ એજ પ્રમાણે દાબીને બેસાડેછે. એને વચમાં તુમની ઉપર તે વખતે લોખંડની મોટી ચાકીઓ મુકીને રીવેટ કરી દેયછે. એટલે થોડા વખતમાં પૈડાં તૈયાર થાયછે. તે ઉપર પટા ચહાવવા સારૂં લોખંડનાં પટા ગરમ આતશ જેવા કરીને પૈડાં ઉપર અલગા મુકી દેયછે. પછી સરઓ સાચવી ફરતો બેસાડતાંજ કે ઝટ પાણી નાંખીને પટાને થંડો કરેછે, એટલે પાટો પૈડાં ઉપર સાંકડાઇને મજબુત બેસી જાયછે. પછી તેને છેદ પાડીને રીવેટો ઠોકી દેયછે. એ ઉપરાંત બીજું સંચાકામ ઘણું હતું. તોપો પણ ઘણી જાતની હતી, તેમજ તોપોનાં ગોળાઓ પણ ઘણી જાતનાં હમોને દેખાડયા હતા, કે જેમાંનાં હમોએ યુનાઇટેડ સરવીસ મ્યુઝીયમમા પણ જોયા હતા. એ ગોળાઓ દેખાવમાં નવાઇનાં હતા,

તેમાં એક ગોળાને આસમાંન ઉપર ઉડારવાથી તે ઉપર જઇને ફુટેછે તે હતો. ફુટવા બાદ તેમાંથી એક કપડાંની છત્રી જેવું નીકળી આવેછે. હવે એ છત્રીની હેઠાંણ એક વાસણમાં એવી જાતની મેળવણીનો દારૂ મુકેલો હોયછે કે તે તરત સળગી ઉઠીને દશ મીનીટ સુધી અતીશ્રણાં ઉજાસથી બપોરાઆની માફક બળેછે, જેથી હવા પાતળી થવાથી પેલી છત્રી ઉડયા કરવા ઉપરાંત જયાં દુશમનો હોયછે તે બાજુ ઉપર મથાળાંપર ઉડતી રેહેવાથી ત્યાંની સઘળી હીલચાલ દીસની માફક રાતનાં દેખાયછે. બીજો એક ગોળો હતો જેમાં એવી જાતની મેળવણી કરેછે કે જયાં તે જઇને ફુટેછે ત્યાં ઘણો ધુમાડો થાયછે, અને જેથી માણસો ગુંગળાઇ જાયછે. એ ગોળો દુશમનની ફોજ તોડવાનાં કામમાં આવેછે. કારણ કે માણસો ગુંગળાવાથી લશકર છુટું પડી ત્યાંથી તરત ખસી જાયછે. બીજો એક ગોળોછે, જે અસલના ગરપછાંટની ગરજ હાલ સારેછે. એ ગોળામાં બે ભાગ કરીને તેમાં મોટા લખોટા જેવડી સીસાંની ગોળીઓ ભરેછે જે દુશમનનાં લશકરમાં જઇને ફુટેછે. તેથી તે ગોળીઓ આસપાસ વીખરાઇને માણસોને ફટાફટ મારેછે ને તેમનાં ડોબરાં રંગેછે. તેજ પ્રમાણેનો બીજો ગોળોછે જે ભરીને મારેછે ત્યારે રસતામાં ફાટીને તેની ગોળીઓ વીખરાઇ જઇને સાંમા આવતાં લશકરને હારબંધ જાણે નીશાંન ટાકી મારેછે. મનવારોને હાલમાં બખતરનાં જે લોખંડીપડો કરેછે તેને ફોડવા સારૂં જે મોટી ૮૦)ટણવાલી તોપો બનાવીછે તેનાં ગોળાનો આગલો ભાગસખત લોખંડનો અણીદાર આસરે ૨)ફુટ લાંબો રાખેછે. બાકીનાં પાછલા ૨)ફુટનાં ભાગમાં દારૂ ભરેછે. હવે ગોળો જેવો લોખંડની મનવારને લાગો તેવોજ તેમાં અરધો ભાગ કઠણ હોવાથી પેસી જાયછે. પણ પાછલનાં અરધા ભાગમાં જે દારૂ રાખેછે. તેમાં ફયુઝી નામની દીવાસલી રાખેલી હોયછે તે ગોળાના અથડવાનાં આંચકાથી સળગીને પેલા દારૂને સળગાવાથી ગોળો તરત પડીને બરાડામાર ફાટી જાયછે, અને આસપાસ ખરાબી કરેછે. એ ઉપરાંત વાહાણોના ડોલોમાં જઈ નુકસાંન કરવા સારૂં બે ગોળાને વચમાથી જાડી સાંકળે બાંધીને તેને ફોડેછે. કે તેઓ રસતામાં જતાં બેહું બાજુ ઉપર પંથરાયછે અને વચમેની સાંકળ પેલા દુશમનોની મનવારનાં ડોલને અથડવાથી તોપનાં ગોળાના જોર ભેર જતા આંચકાના શબબથી પેલા ડોલને ભાંજી તોડી પાડેછે. એવુંજ કમ કરવા કોઈ ગોળાઓના વચમાં સાંકળની જગે જાડો લોખંડનો સળીયો મુકેછે તે પણ એજ પ્રમાણે ડોલે ભાંજી નાખેછે. આગલ રૂશીયાની લડાઇનાં વખતમાં હીંયાં ઘણીજ મોટી "મારટર"ના નામે એક જબાતી ગરપછાંટ બનાવી હતી જેને બનાવતાં એટલો વખત લાગો હતો કે લડાઈ બંધ થયા પછી તે તૈયાર થઈ હતી. એનો ગોળો નજદીક ત્રણ ફીટ વ્યાસમાંછે. તેની તપાસ એક વખત લીધી હતી તયારે તે ગોળો જમીનની અંદર ૨૦) ફીટ પેસી ગયો હતો એટલું તે તોપનું જોર તથા ગોળાનો માર અને ભાર હતો. હાલ એ ગરપછાંટને બદલે "હાઉઇટઝરસ" કરીને મોટાં મોહોડાંની તોપો બનાવોછે, જે ગાડીઓથી કરીને એકગમથી બીજી ગમ લઈ જાયછે. પણ એ ગરપછાંટને તો કીલાઓ ઉપરજ રાખી મુકવામાં આવતી હતી. આગલી સઘળી તોપો સુમારાં દીકાંની હતી. તેનો ગોળો લપસી જવાને લીધે ઘણો દુર જતો હતો નહીં. પણ હમણાંની શોધ માફક નવી તોપોને અંદરથી ફસકોરાં માફક વલ દઇને "રાઇફલ" આપેલો હોયછે તેથી તે ગોળાને અંદર ચકરી ધુમરીની ધુંઈ ચઢાવીને સોસવાટા માર બાહાર ફેંકવાથી ઘણો દુર લઈ જાયછે. આગલી તોપોને

આને લીધે રદ કરીને હવેથી તેમને બદલે રાઈફલડ તોપો બનાવેછે, અને જુનાં ગોળાઓને પાછા ગાળીને નવી તોપને બરના બંધ બેસતા બનાવેછે. હાલમાં તોપની દુમમાં પછવાડેથી દારૂગોલો ભરવાની શોધ થવાથી આગલે મોહડે દારૂ ભરવાની તોપોને પણ આસતે આસતે રદ કરીને નવી બનાવેછે "બ્રીચ લોડર" એટલે પુઠમોરયા દારૂગોળા સીંચણ ટોપ બનાવેછે. અહીંયાં મનવારોને ઉડાદી દેવાની નાશકારક ટોરપીડોસ પણ બનાવેછે, જે નવી શોધની હોવાથી બીજાઓને દેખાડતા નથી. પણ અસલનાં જુના ટોરપીડોસ મુકેલાંછે તે બતાવેછે, જે ગણીમત સમજયા શીવા છુટકો નથી. એ ટોરપીડોસ નાંધલી અણીદાર બોટ જેવીછે. તેમાં એક નાધલો સંચો રાખેલોછે. જે સંચાથી એનાં પાછલા ભાગમાં હવા ભરેછે, અને જેનાં જોરથી એની પછવાડે સ્ટીમરોની માફક રાખેલો બાહોટા સ્કરૂ ફરતો રહેછે તેથી ટોરપીડો ચાલેછે. એનો આગલો ભાગ સખત સ્ટીલનો અણીદાર કીધેલોછે અને વચલા ભાગમાં દારૂ ભરેછે. હવે કોઈ દુશમનની મનવારને ઉડારવી હોય તો એ ટોરપીડોને દરીયામાં મુકેછે. તેને એવી રીતે ગોઠવેલો હોયછે કે જયાં મોકલવા ધારાયો હોય ત્યાંજ જાયછે, અને તે એટલો જોરથી જાઈને મનવારની હોઠલ અથડેછે કે તેની સાથે જે વીજલીનો તાર લગાડેલો હોયછે તેથી મોકલનાર ધણીને માલમ પડેછે કે ને દુશ્મનની સ્ટીમરનાં હોઠલ પુગોછે. તેવોજ પેલા ભરેલા દારૂને વીજલીથી સલગાવીને ટોરપીડોને ઉડારેછે. એટલે ટોરપીડો ફાટીને સાંબી મનવારને ઉડારેછે. એક બીજો ટોરપીડો બારાંનાં બંચાવ સારૂં રાખેછે. દરીયામાં મુકીને તેને લાકડાંનાં બોહીયાં સાથે બાંધેછે. તે બોહીયું પાંણીની અંદર ત્રણ ફીટ ડુબેલું અને માલમ નહીં પડે એમ ભીતરખાને ભરાઈ રહેછે, અને એ પ્રમાણે બારામાં આવવાનાં રસતા ઉપર ટોરપીડો હારબંધ ગોઠવી રાખેછે. જેવું દુશ્મનનું વાહાણુ અથવા મનવાર બારામાં આવતાં પેલાં બોહીયાંને અથડેછે કે કીનારે વીજલીનાં તારથી માલમ પડેછે. તેવીજ પેલી ટોરપીડો ત્રણ શેકંડમાં ઉડારવાથી પેલું વાહાણુ અથવા મનવારનું ડોબલું અધ્ધરને અધ્ધર ઉડી જાયછે. એ ટોરપીડો પેહેલાંનાં જેવાં નથી, પણ એક નાધલાં લોખંડનાં પીપ સરખાંછે જેમાં દારૂ તથા ઉડારવાની ચીજો ભરી રાખેછે. તેની સાથે વીજલીનો તાર મુકીને કીનારે એક માણસ લડાઇની વખતે હમેશાં વીજલીનાં સંચા આગલ ચોકીબાનીમાં ખરેધાટ બેસી રહેછે. એ નામાંકીત ઉલોગ આરસેનલને લગતી મોટી ગોદીઓછે જે દુર ઠેકાણે હોવાથી મજકુર નાધલી આગગાડીઓ સાથે એક "ટ્રક" જોડીને હમોને સઘળો જગા ઉપર ફેરવી લાયા હતાં. લડાઇને વખતે એ ગોદીઓમાંથી વાહાણોમાં લડાઇનો સામન ચઢાવેછે. એ આરસેનલ એટલું મોટુંછે કે સઘળું જોતાં હમોને ૪॥ કલાક લાગા હતા. તે જોઇને પાછા લંડન આવ્યા હતા.

**તા૦ ૨૧ મી જુન ૧૮૮૧**—આજે બપોરનાં રાંણીનાં તબેલાઓ જોવા ગયા હતા. જયાં મજેનાં આસરે ૮૦) મોટા નામચીન ચુનંદા ઘોડાઓ રાખેલાછે. તેમાં જયારે એ નામદાર મહારાંણી બાદશાહી દમામોના અવસર—જેવાકે તખ્ત ઉપર બેસતી વખતે, તથા પારલામેન્ટ ઉઘાડે ત્યારે તેવી વખતે ક્રીમનાં રંગનાં તથા સુધ કાળા ઘોડાઓ વાપરેછે તે જોવા લાયકછે. પેહેલા ઘોડા હેનોવરનો મુલક કે જહીંકનેથી માહરાણીના વડીલો નીપજયા હતા તહીંકનેના ઘોડાની બુનીયાદનાછે. દેખાવે મોટા અને પીલા રંગનાંછે. કાળા ઘોડાઓ તેથી સરસછે. જેમાં તેઓની પુછડી ઘણીજ મોટી અને ભરેલીછે. કાલો રંગ શોક અને ગમગી-

નીનો હોવાથી જયારે પાદશાહી પાયદસ્ત હોયછે ત્યારે તેમને વાપરેછે. મોટે અવસરે જે હારનીસો વાપડેછે તે જોવા ગયા તો એ હારનીસો ઉપર ખુબ પીતળ કાંમ જડીને તે ઉપર સોનાંની ગીલીટ ચઢાવી દીધીછે. તથા રાંણીનાં કોટ ઓફ આરમ જડેલાંછે. તેથી તેનો ભપકો સારો લાગેછે. તેમાંની જોડ ૧) ની કીમત ૧૦૦૦) પૌંડ ની કહેછે. એવી ચાર જોડી હારનીસ હતાં. બીજાં હારનીસો બાહાર જયાફતે ખાવા પીવા જાય ત્યારે વાપરવાનાં હતાં જે પેહેલાં કરતાં થોડાં પીતળ કાંમનાં હતાં. પણ હમેશનાં વાપરવાનાં હારનીસો ઘણાંજ સાદાં અને સારાં હતાં. ગાડીઓમાં બાદશાહી દમામના સર અવસર સારૂં એક મોટી ગાડીછે જે ત્રીજો જ્યોર્જ સને ૧૭૬૦ માં તખ્ત ઉપર બેઠો તે વખતે બનાવી હતી. એ ઘણીજ ભપકાદાર અને હીંદુસ્થાનમાં રાજાઓને વાસતે બનાવેછે તેવી ચલકતા રંગની ને ઘણાં ઘણાં ઘરેણાં ગાંઠાંના દેખાવની ઝાક ઝમાલ હતી. પૈડાં નજદીક ૫) ફીટ બ્યાસનાં છે. ગાડીની સઘલી ઊંચાઇ આસરે ૧૦) ફીટ તથા લંબાઇ ૨૪) ફીટનીછે. પૈડાંને મથાલે વાંકા વાલેલાં શરીરનાં ચાર માણસો બેસાડેલાંછે અને તેમને મથાલે આગલનો કોચબાકશ તથા પાછલ ઘોડાવાલાઓની બેઠકો કીધેલીછે. ગાડીને ચામડાનાં પટા ઉપર લટકતી રાખેલીછે. તેનાં ચારો ખુણાં ઉપર તથા મથાલું જે અણી રોકું ઊંચુંછે તેની ઉપર તાજ બનાવેલાંછે. ગાડીનાં બધા પેનલ ઉપર તે વખતનાં કોઇ ઘણાં વખાણાયલા ચીતારાને હાથનાં ઑઇલ પેન્તીંગનાં ચીતારો ઘણાં સરસ પાડેલાંછે, અને બધીગમથી નકશીકામ તથા સોનાની ગીલીટ કીધેલીછે. જોકે એ ગાડી બનાવ્યાને નજદીક ૧૨૦ વરસ થયાંછે, તોપણ તે ઘણી સારી હાલતમાં જાણે નવી બનાવેલી હોય તેમ લાગેછે. એ ગાડી બનાવવા પર પૌંડ ૭૬૬૦) ખરચ બેઠો હતો એમ કહેછે. એ ગાડી જયારે રાણીજી પાર્લામેન્ટમાં જતાં હતાં ત્યારે વાપરતાં હતાં. પણ સને ૧૮૬૧ થી એવણનો વર પ્રીન્સ આલબરટ મરી ગયા પછી એ ગાડીમાં તદન બેસતાં નથી. પણ બીજી થોડા ભપકા વાલી ગાડીમાં બેસેછે. એ મોટી ગાડી ૪) ટણનાં વજનની કેહેછે. બીજી નાઘલી સ્ટેટ કેરાએજો પેહેલીનાં જેટલી ઘણા ગીલીટની તથા નકશીની નથી. તોપણ તેનો ભપકો ઘણોછે. એ ગાડીઓનો વજન એક ટણનોછે. પણ હમેશની વાપડવાની ગાડીઓ ઘણી સાદી મુંબાઇમાં ભપકાદાર જે લેન્ડા ગાડીઓ જોઇયેછે તેવીછે. એ ગાડી ઘોડાનાં તબેલા એક મોટા ચોકમાં ચારે બાજુ ઉપર ફરતે ફેરે બાંધેલાછે.

આજે સાંજનાં પાંચ વાગે હમો પાર્લામેંટમાં ઉમરાવોની સભા ભરાઈ હતી તે જોવા ગયા હતા, જયાં આસરે ૮૦) ઉમરાવો હાજર હતા. તેમાં વખણાયલા થોડાક જણાં જેવાકે ડયુક ઓફ કેમબ્રીડજ, મારકવીશ ઓફ સાલસબરી; લૉર્ડ ચેમસ્ફર્ડ ઇત્યાદીને બોલતાં સાંભલ્યા હતા. એ પાર્લામેંટ હાઉશ હમોએ જોકે બધે ફરીને જોયું નથી, તોપણ જે જોયું તેપરથી કહયેછે કે તે ઘણું સરસ રીતે બાંધેલું છે. પેહેલાં અંદર જતાં એક મોટો હાલ આવેછે, તેને વેસ્ટમીનશટર હૉલ કહેછે. તેની લંબાઇ ૨૯૦) ફીટ, પોહોલાઇ ૬૮) ફીટ તથા ઊંચાઇ ૯૨ ફીટનીછે, એ હૉલ ઘણો જુનોછે. નજદીક ૪૦૦) વરસ ની વાત ઉપર વેસ્ટમીનસ્ટર પેલેસનો તે એક ભાગ હતો. એ અસલનાં મેહેલમાં પેહેલા વીલ્યમથી આઠમાં હેનરી સુધી રેહેતા હતા, અને એ હૉલ તવારીખની બાબદમાં ઘણો વખાણાયલોછે. એમાં એદવર્ડ બીજાને તખ્તપરથી ઉઠાડી મુકવાનું ઠેરવ્યું હતું, તથા એજ હૉલને ફરીથી રપેર કરી બાંધનાર બીજા રીચર્ડને પણ તખ્ત ઉપરથી

ઉહાડી મુકવાનું ઠેરવ્યું હતું. બધા રાજા ચોથા જર્યોર્જ સુધીનાને અહીંયાં તખ્ત ઉપર બેસતી વખતનું ખાણું થતું હતું, તથા હીયાંજ ત્રીજા એડવર્ડે પોતે કેદ પકડી લાવેલા ફ્રાન્સનાં રાજા જોન તથા સ્કોટલાંડનાં રાજા ડેવીડને ખાણાં આપ્યાં હતાં. પેહેલા ચાર્લ્સને ગરદન મારવાનો હુકમ હીયાંજ થયો હતો. અને તેને હરાવનાર ક્રોમવેલને અહીંયાજ લાર્ડ પ્રોટેક્ટર દાખલ રૈયતે કબુલ રાખ્યો હતો, અને એ બનાવની આઠ વરસ પછી ક્રોમવેલનું મુરદું જે વેસ્ટમીનશટર એબીમાં દાટેલું હતું ત્યાંથી કાહાડીને તેનું ડોકું એજ હૉલના એક કંગુરા ઉપર દગલબાજ બલવાખોર દાખલ મુકયું હતું, જયાં તે ૩૦) વરસ સુધી રહયું હતું. એમ કેહછે કે એટલી મુદત બાદ પવનના જોરથી તે ઉડીને નીચે પડયું હતું, જે ત્યાંનાં ચોકીદારે પાછલથી કોઇ ડાકટર વીલકીનસનને વેચ્યું હતું, જેનાં ખાંનદાનનાં એક શખ્સ પાસ હજુર તે ડોકું રાખેલું છે. બીજા ઘણા વખણાયલા શખ્સો જેવા કે સર ટોમસ મોર, લાર્ડ પ્રોટેક્ટર સોમરસેટ, લૉર્ડ કોબહામ, સ્કોચ સ્વદેશાભીમાની જોધ્ધો વીલીયમ વાલેશ, ગાઇફોકશ ઇત્યાદીનો ઇનસાફ થઇને મોહોતની શીક્ષા તેઓને હયાંજ થઇ હતી. એ હૉલની આસપાસ કોરટોનાં તથા બીજા ઓરડાઓ છે. ત્યાંથી એક મોટી સીડી ચડીને જતાં એક બીજો હૉલ આવેછે. ત્યાંથી થઇને ત્રીજામાં જવાયછે. એ સઘલા હૉલોમાં વખણાયલા શખ્સોનાં તથા આગલા રાજાઓનાં મોટાં પુતલાંઓછે. એ છેલો હૉલ મુકયા પછી એક ગોલ હૉલ જેને વચલો હૉલ કરીને કેહેછે તે આવેછે. એ તથા એની પાસની ગેલરીઓ ઘણી સરસ અને જોવા લાયકછે. ગેલરીઓમાં દીવાલ ઉપર આગલાં પ્રજાસત્તાક રાજનાં વખતને લગતા ચીતારો પાડેલાછે. વચલા હૉલની દાખી બાજુની ગેલરી મુકીકે હાઉસ ઓફ કોમનસવાલા ભાગમાં જવાયછે, અને જમણી બાજુપરની ગેલરી મુકી કે હાઉસ ઓફ લૉર્ડસનાં ભાગમાં જવાયછે. એ હૉલો ઘણાખરા એકસરખા મોટાછે. પણ લાર્ડસોનો ઓરડો ઘણો સરસ સણગારેલોછે, જેમાં એ પાર્લામેન્ટનાં આસરે ૪૩૫ લૉર્ડસોને બેસવા સારૂ લાંબી લાંબી ઉચી બનાવટનાં ચામડાંની જડીત કોચો તથા વચેવચમાં ટેબલો મુકેલીછે. તેની સાંમેજ સભાપતી લાર્ડ ચાંનસેલરનું સીંહાસન એક ચોરસ કોચ ઉપર ગોઠવી બનાવ્યુંછે, તેને "ઉલસાક" કેહછે. એ કોચની બરાબર પાછલ એક જગ્યા કટેરા ભરેલી લીધેલીછે, જયાં માહારાણીનું તખ્ત મુકેલુંછે. તે ઘણુંખરૂં મુંબાઇમાં જે તખત ઉપર રાણીનું પુતલું મુકેલુંછે તેનાં તખતને મલતું આવેછે. એ હૉલની બારીઓમાં ઇંગલાંડનાં બધા રાજા રાણીઓની કાચની સબીઓ ચીતારી મુકીછે. મથાળાંપર ગેલરીછે ત્યાં બાહાર ગામનાં જોનારા આવનારાઓ તથા બાનુંઓ અને રીપોરટરો બેસેછે. એ પાર્લામેન્ટ હાઊસ ઘણું મોટુંછે. એમાં આઠ એકર જગા રોકાયલીછે જેમાં ૧૧) મોટી બીલડીંગનાં ભાગો ૧૦૦), દાદરો, અને ૧૧૦૦) ઓરડાઓછે. એને બાંધવા પાછલ તીસ લાખ પૌંડ લાગા હતા. એનાં ઘડીયાલનો મીનારો ૩૧૮) ફીટ ઉચો છે અને તે ઘણો નકશીદાર તથા સોનાની ગીલીટ કરીને બાંધેલોછે. અને એક બીજો મીનારો જેને વચલો મીનારો કહેછે તે ૩૦૦) ફીટ અને ત્રીજો મીનારો જેને વીકટોરીયા ટાવર કહેછે તે ૩૪૦) ફીટ ઉચોછે, એનાં ઘડીયાલની તકતી ચારછે તે ૨૩) ફીટ વ્યાસનીછે. ઘડીયાલને કુંચી આપતાં પાંચ કલાક લાગેછે, તેનાં મીનારામાંનો ઘાંટ ૧૩) ટણનો ભારીછે. દુન્યામાંનાં મોટા ઘાંટોમાનો તે એક ઘાંટ ગણાયછે. જયારે તે વાગેછે ત્યારે લંડન શેહેરનાં ઘણાંખરા ભાગોમાં રૂતુ સારી હોય તો બરાબર સંધે સંભ-

જાયછે. એ મેહેલ નદી કીનારે બાંધેલોછે. તેની લંબાઈ ૯૪૦) ફીટછે અને તે બાજુ ઉપર ઇંગલાંડનાં સઘળા પાદશાહોનાં પુતળાં મુકેલાંછે. એ ઇમારત સને ૧૮૪૦માં અસલી ઈમારત બલી ગયાથી બાંધી હતી.

એ મેહેલ જોઇને પછી એની પાસે ટેમસ નદી ઉપરનો સૌથી સરસ પુલ વેસ્ટમીનસ્ટર બ્રીડજ જોવા ગયા હતા. એ પુલ ઘણો ભપકાદાર બાંધેલોછે, અને તે સને૧૮૫૬ થીતે૧૮૬૨ સુધીમાં બે લાખ પચાસ હજાર પૌંડ ખરચીને બાંધી તૈયાર કીધો હતો. તે ૧૧૬૦)ફીટ લાંબો અને ૮૫) ફીટ પોહોળોછે અને સાત મોટાં આરકાં ઉપર બાંધેલોછે. એ પુલપરથી બેહુ બાજુનો દેખાવ ઘણોજ સરસ દીસેછે. એક બાજુપર પાર્લામેંટ હાઉસ તથા શેંટ ટોમસની ઇસ્પીતાલ, અને બીજી બાજુપર ટેમસ એમબેકમેન્ટનો નદી કીનાર કે જે ઉપર ઇલેકટ્રીક લાઇટ દીપેછે તેથી, તથા પાર્લામેંટ હાઉસની બાજુપર નજદીક નજદીક ગ્યાસ લાઇટનાં આવેલાં રોશનીદાર ફાનસોથી રાતનાં સંધુ ઘણું રળીઆમણું લાગેછે.

**તા૦ ૨૨ મી જુન ૧૮૮૧**—આજે રાતનાં રૉયલ બૉટેનીકલ ગારડનમાં "ફ્રુટી" હતી તે જોવા ગયા હતા. એ જગ્યાની વીગત હમો તા૦ ૧૯ મીએ જઈ આવ્યા તે વખતે લખેલીછે. આજે હીંયા બધા રસતાઓ ઉપર તથા કેઆરાઓમાં લાઇટ કીધેલી હતી. ગ્યાસનાં દબાઓ તોરણ રોકા કરીને મોટા રસતાપર મુકયા હતા અને બીજા કેઆરાઓ પણ તેલની બતીનાં દીવાનાં કીધા હતા. આડપાનનો મેળાવડો સારો હતો પણ તે કાંઈ ઘણો જોવા લાયક ન હતો. હીંયાં રાંણીની છોકરી પ્રીન્સેસ લુઇસા તથા તેની કાકાની છોકરી પ્રીન્સેસ ટેક આવ્યાં હતાં તથા બીજુ ઘણું લોક એકઠું થયું હતું.

**તા૦ ૨૩ મી જુન ૧૮૮૧**—આજે સાઉક કેન્સીંગટન મ્યુઝીયમની ખુદરતી તવારીખ વીદયા તથા ધાતુ શાસ્ત્રની સાખાઓ જોવા ગયા હતા. એ મ્યુઝીયમ ક્રોમવેલ રોડ ઉપર આવેલુંછે. તે મોહોલો ઘણાં મોટા મોટા મેહેલોનો એક મેલ લાંબો બનેલોછે. ત્યાં ઘણાં સારાં સારાં માણસો રહેછે. એ મ્યુઝીયમની બીલડીંગ ઘણીજ મોહોટી અને નવીજ ઢબની શોભાયમાન બાંધેલીછે. તેમાં અસલનાં વખતનાં અસાધારણ જેવાં હીપ્પાલ જાનવરોનાં હાડકાં મુકેલાંછે. હાથીનાં વરગના એક જાનવરનો દાંત અતીઘણો મોટો આસરે ૧૧) ફીટ લાંબોછે. બીજા એક હાથીનાં દાંત, ઉપરનાં જડબાંને બદલે, નીચેનાં જડબાંમાં ઉગેલાછે અને તે હેઠળ વાંકાં વલી ગરદન તરફ ગયલાંછે. એ જાનવર જો કે હાથી નથી પણ તેનાંજ જેવું કદાવર અને સુનવાલું હોવું જોઇયે એમ વીદવાનોએ લેખ મારયાથી ત્યાં લખેલુંછે. બીજું જાનવર આરમીડેલો જાતનુંછે, જેનું હાડ બીજાં ગામમાં હોવાથી તેનું "કાસટીંગ" એટલે એટેલો નમુનો મુકેલોછે. એ જાતનું જાનવર હાલ જે જુઓલોજીકલ ગારડનશમાંછે તેના કરતાં દશ ઘણું મોટુંછે. એજ પ્રમાણે બીજાં ઘણાં જાનવરો તથા જાનવરોનાં હાડકાં તથા તેઓનાં કાસટીંગ મુકેલાંછે. વલી ધાતુ શાસ્ત્રી ખાતાંમાં જમીનની ખાંણ તથા ધાતુઓનાં નમુનાં ઘણી જાતનાં ત્યાં મુકેલાંછે. હીરા તથા બીજા કીમતી પથરાઓ શી રીતે પેદા થાયછે તેના જુદા જુદા નમુનાં ત્યાં રાખેલાછે. જાત જાતનાં પથરોનો એટલો તો મોટો સંગ્રહ કીધુંછે કે તેની તારીફ તથા વીગતો લખી શકતા નથી.

એ જોઇને તેનીજ પાછલ ઇન્ડીયન મ્યુઝીયમ છે તે જોવા ગયા હતા. એ બીલડીંગ પણ ઘણી મોટી અને શોભાયમાનછે. તેમાં હીંદુસ્થાનને લગતી ઘણી બનાવતની તથા અસલની કોતરકામની ચીજો ગોઠવેલીછે. તેમાં હાથીદાંતના તથા

રૂપાંની ઓઘ્ધા અંબાડીઓ, સુખપાલ, પાલખીઓ, ખુરસીઓ, જે રાજાઓએ રાંણી સારૂં તથા ઈસ્ટ ઈન્ડીયા કુંપની સરકાર બાહધર સારૂં મોકલેલાં હશે તે અસલની જીણસો, તેમજ હમણાંની હીરા તથા મોતીની જીણસો, તલવારની મુઠો, મીઆંનો, ખંજરો, મુંબાઈનાં સીસમી લાકડાંનું કોતરકાંમ, ગલીચાઓ, જગ્યાનાં ફોટોગ્રાફો તથા બીજું ઘણુંએક નવાઈ દાખલ મુકેલું છે. એ માંહેલું કેટલુંક તો આપણે હીંદુસ્થાનમાં જોયું પણ નહીં હશે. એવો સરસ તથા નવાઈનો સંગ્રહ હતો. અહીંયાં પારસીઓની સખી દાખલ શેઠ બહમનજીતથા અરદેસર હોરમજજી વાડીયાજીની તથા એક પુણાનાં જરથોસ્તીની સખીઓ મુકેલીછે. પારસીઓની બંદરી પાગડી પણ બાંધીને રાખેલીછે, એજ પ્રમાણે હીંદુસ્થાનની બધી ન્યાત જાતના પોશાકો રાખેલાછે.

**તા૦ ૨૪ મી જુન ૧૮૮૧**—આજે બપોરનાં ડયુક ઓફ સધરલેન્ડનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ બાહારથી મોટો અને સાદો દેખાવનોછે. પણ તેની અંદરનો ભાગ ઘણોજ ભપકાદાર અને જોવા લાયકછે. તેની દેવાલો, સીડીઓ, થામલાઓ એ સઘળું સંગેમરમરનાં રંગીન પથરનુંછે તથા દેવાલપર ઓઈલ પેન્ટીંગનાં ચીતારો ઘણાં સરસ પાડેલાછે. સીલીંગ તથા બીજું બધું લાકડકામ તદન ગીલીટ તથા નકશીકામનું કીધેલું છે. જુદા જુદા ઓરડાઓમાં જુદા જુદા રંગનું એટલે દરેક ઓરડામાં એકજ અમુક રંગનું ફરનીચર ગીલીટ તથા સાટીનનું બનાવેલું મુકેલું છે. તેની દેવાલોપર ઊંચા ઊંચા ચીતારાઓનાં પીકચરો મુકેલાંછે. પુતળાંઓ પણ ઘણાં સરસછે. નાચવાનો બાલ રૂમ જોવા લાયકછે. તેની શીલીંગપર ઑઈલનાં ચીતારો તથા નકશીકામ પાડેલાંછે. દીવાલો ઉપર પણ મોટી મોટી ઑઈલ પેન્ટીંગો ચીતારેલીછે, તથા બાજુ ઉપર એક ઘણી મોટી આસરે તીશથી ચાલીશ માણસો બેસે એટલી મોટી એક લાલ મખમલની કોચ મુકેલીછે. ઉપર વચમેથી એક નાઘલો ગુંબજ કીધેલોછે. ત્યાં નાચતી વખતે ઇલેકટ્રીક લાઇટ કરેછે. તે ઉપરાંત બાજુપર ઘણાં સરસ ઝુમરો રાખેલાંછે. એવો ભપકાદાર ઓરડો તથા ઘેર કવચીત જોવામાં આવતાં હશે. આખાં લંડનમાં પણ એ મેહેલ સરસ સણગારેલો કહેછે.

એ જોઇને પછી મી૰ હરબરટ કરીને એક ગ્રહસ્થનું ઘેર જોવા ગયા હતા. એ ધણીની બાયડી હમારા એક મીત્રની સગી હોવાથી તેની ખાએસને અનુસરીને હમો ત્યાં ગયા હતા. એ ઘેર પણ અતી ઘણું સુંદર હતું. તેની દેવાલો, સીડીઓ, થામલાવો, આખા સંગેમરમરનાં હતા. ત્યાં ઑઇલ પેન્ટીંગ તથા લાઇબ્રેરી જેમાં અસલની ઊંચી હાથની લખેલી ચોપડીઓ હતી તે પણ ઘણી સારીછે. તેનો હૉલ તેમજ બાલ તથા ડાઇનીંગ રૂમો પણ ઘણા સારાછે. એ ધણી પોતે જાતે ઘણો શોખીલોછે અને એક ખાનગી ગ્રહસ્થ દાખલ એનું ઘેર ઘણુંજ સારૂં છે.

એ જોઇને ફેનસીંગ કલબ, કે જયાં સારાં માણસો જીમનેશીઅમની ગોલાંત,કુસતી,દંડ જોહરી મલકમ, ચક્ષીની તથા તરવારની કસરતો શીખવા જાયછે તે જોવા ગયા હતા. હીંયાં કાંઈ ઘણું જોવા લાયક નથી.

ત્યાંથી ઓરીયંટલ કલબ જોવા ગયા હતા. એ કલબ કાંઈ ઘણી મોટી નથી. પણ ત્યાં હીંદુસ્થાનનાં ગવરનર જેનરલની તથા બીજા જાણીતા માણસોની સખીઓ રાખવામાં આવેછે, અને તેથી તેનાં નાંમ પ્રમાણે હીંદુસ્તાનને લગતા લોકો ત્યાં આવ જાવ કરેછે. એ જગ્યાપર આપણાં પેહેલા પારસી બેરોનેટ સર જમશેદજી જીજીભાઇનું લાઇફ શાઇઝનું ઑઇલ પેન્ટીંગ

મુકેલુંછે. એ જોઇને અતરેનું સૌથી મોટું અને નવું બંધાયલું ગ્રાંડ હૉટેલ જોવા ગયા હતા. એ હોટેલ ૨૦) લાખ રૂપીઆ ખરચીને ઘણું મોટું બાંધેલુંછે. તેનાં હેઠલા ભાગનાં દાદરો તથા થાભલા સઘળા સંગેમરમરનાં પથરનાં બાંધેલાછે. તેનાં ડાઇનીંગ (જમવાનાં) હૉલમાં ૨૦૦) માણસો એક વખતે ખાવા બેસી શકેછે. તેમાં હાલ ૭૦૦) માણસો ઉતરેલાંછે તેથી તદન ભરાઈ ગયલુંછે.

તા૦ ૨૫ મી જુન ૧૮૮૧—આજે સવારનાં દશ વાગે સેંટ પાનક્રાસ સ્ટેશન પરથી આગગાડીમાં બેસીને મેનચેસ્ટર શેહેરમાં બપોરનાં પોણાં ત્રણ વાગે પુગા હતા. એ ગાડીએ લંડન તથા મેનચેસ્ટરની વચમેનાં ૧૯૦) મૈલ પોણાં પાંચ કલાકમાં પુરા કીધા હતા. નજદીક દર કલાકે ૫૦) મૈલની સરાસરીની મુસાફરી ગાડીએ કીધી હતી. (તેમાં સ્ટેશનોપર ઉભી રહી તે બાદ કરીએ તો) તેમા કોઇ વખતે તો દર મીનીટે એક માઇલ પણ દોડતી હતી. જે વખતે ઝાડો તથા બીજાં સ્ટેશનો આપણી આગલથી જાણે ઉડી જતાં હોય એમ લાગતું હતું. રસતામાં ઘણે ઠેકાણે ખેતીવાડી તથા ગાંમડાંઓ મલ્યાં હતાં. પણ જેમ જેમ મેનચેસ્ટરનો નજદીક આવતા ગયા તેમ તેમ કારખાંનાંઓની થોડી ઘણી ચીમનીઓ દીસવા લાગી હતી. મેનચેસ્ટરમાં પેઠા કે હજારો ચીમનીઓનાં જંગલો દીસવા લાગાં, અને જયાં નજર કરયે ત્યાં કારખાંનાંઓની ઇમારતો ઘરો વચ્ચે ભેળાયલી દીસતી હતી. હમો શેન્ટ્રલ સ્ટેશન પર ઉતરીને મેનચેસ્ટરનાં કુવીનશ હૉટલમાં ગયા હતા. સાંજનાં અતરેની ટરામ કારમાં બેસીને મેનચેસ્ટરનાં ગામમાં થોડુંક ફરયા હતા, અને એલેકઝાન્ડ્રા પાર્ક જોઇ આવ્યા હતા. મેનચેસ્ટર શેહેરનાં મોહોલાઓ, જહાં હાઊસો, વખારો તથા વેપારીઓ હોયછે, તે ઘણાં મોટા અને સરખાછે. હવેલીઓ પણ પાંચથી સાત માળ ઉંચીછે. તેમાંની કોઇ કોઇની બાંધણીઓ ઘણી સરસ છે. તે ઇંટો તથા પથરની બાંવેલીછે. બારીઓ લંડનની માફક કાચનીછે, વચમેથી અગાસીઓ જોકાવેલી રાખ્યાથી “ઉંચી મેડી અજબ ઝરૂખા” જેવી એ હવેલીઓ ઘણી સારી લાગેછે. આજે સનીવાર હોવાથી મોહોલાઓની દુકાંનોતથા હાઊસો બંધ હતી તેથી બપોર વેલા સઘલું નવરૂં જેવું લાગું હતું. એલેકઝાન્ડ્રા પાર્ક લંડનના પારકો જેવો કાંઇ મોટો નથી. પણ ત્યાં ઘાસનાં કેઆરા કરી તેની વચમાં રંગીન ફુલોનો તરાહ પાડેલીછે તેથી ઘણો સોભેછે. તે શીવાય તેમાં બીજું કંશું જોવાલાયક હોય એમ હમને ખબર નથી.

તા૦ ૨૬ મી જુન ૧૮૮૧—આજે આતવાર હોવાથી સઘલું બંધ હતું તેથી સાઉઠ પોરટ કરી દરીયે કીનારે આજારી માણસોને હવાખાવા સારૂં મેનચેસ્ટરથી૪૦) મૈલ દુર નાહવા, હવા ખાવા વીગરેનું સ્થાન છે ત્યાં જવા સારૂં સવારનાં નવ વાગેની આગગાડીમાં બેસીને ઉપડયા તે દશ વાગે પોંચ્યા. રસતામાં જેખી ગાંમો મલે ત્યાં કારખાનાં હતાં. તેમાં બોલટન ગામની એક મીલ ગઇ કાલેજ બલી ગયલી પસાર થતી વેલા દેખવામાં આવી હતી. સાઉઠ પોર્ટમાં વીકટોરીયા હૉટલમાં હમો ઉતરીયા હતા. એ ગામ માફકસર મોટુંછે. એની વસતી વીસ હજાર માણસોની છે. એ ગામ દરીયે કીનારે હોવાથી એની હવા ઘણી સારી કહેછે. જોકે એ ગામ મેનચેસ્ટરથી ફકત ૪૦) મૈલ દુરછે તોપણ થંડીની મોસમમાં ત્યાં થંડી ઘણી પડતી નથી. અહીંયાનો દરીયે કીનારેનો મોહલો ઘણાં સારાં ઘરોથી બાંધેલાછે. દરીયાની અંદર એક મોટો ડકો આસરે ૧૪૫૦) વાર લાંબો બાંધેલાછે. એ ડકો કાંઇ વેપારને સારૂં સામન ઉતારવા બાંધેલો નથી. પણ ત્યાંનાં રેહેનારાં લોકોને સાફ હવા ખાવા, ફરવા

બાંધેલોછે, જે ઉપર જવાની બે પેની આપવી પડેછે. તેની ઉપર દર શાલ ચાર લાખ માણસો આવજાવ કરેછે. એ ડંકો એક કંપનીએ બાંધેલોછે, તેની થાપણ પચાસ હજાર પૌંડનીછે. ડંકાપરની હવા ઘણીજ સરસ અને માફકસર થંડી લાગતી હતી. એ દરીયે કીનારે ડંકા ઉપરાંત રસ્તો ૧॥ મૈલ સુધી લાંબો લોકોને ફરવા સારૂં બાંધેલોછે, જેને "પ્રોમેનેડ" કહેછે. હમો પેહેલાં ફરવા ગયા ત્યારે લોકો દેવલમાં ગયલા હોવાથી તે સઘલું ખાલી દીસતું હતું. પણ પાછા ફરતી વખતે દેવલ ખલાસ થવાથી સઘલું લોક જોકે બપોરનાં બાર વાગ્યાં હતાં અને તડકું પડતું હતું તોબી મુંબઇમાં જેમ સાંજનાં પવનચકી સઘલું લોક ફરવા જાયછે તેમ ફરવા નીકળયું હતું. અહીંયાંનાં લોકોનો દેખાવ લંડન કરતાં વધુ ચોખી હવાના સબબથી ઘણો તંદરોસ્ત લાગતો હતો. બપોરનાં ત્રણ વાગે એક એક ગાડી ભાડે કરીને એ ગામમાં તથા આસપાસ ફરવા નીકળયા. ગામનાં ઘરો ઘણાં નાઘલાંછે. પણ આસપાસનાં રેહેવાનાં છુટા છુટા બંગલાઓ ઘણી રોનકદાર બાંધણીનાં છે. તેઓની આગલ મજાનાં બાગો રાખેલાછે. અહીંયાં ગમતને સારૂં વીનટર ગારડન બાંધેલોછે, જેમાં ઝાડોની ઉગવણી ખીલવણી સારૂં એક મોહોટી "કનઝરવેટરી" કીધીછે. આદીતવાર શીવાયે હયાં રોજ વાજું વાગેછે અને શીયાળાની રૂતુમાં બધું લોક એ બાગમાં થંડાને લીધે ફરહર કરવા જાયછે, એની આસપાસ છુટાં છુટાં નાંઘલાં ગામડાંઓછે જેમાંનાં એક બે હમોએ જોયાં હતાં. ત્યાંનાં ગરીબ લોકોનાં ઘરો જોકે નાઘલાંછે તોપણ ઘણી સાફ હાલતમાં રાખેલાં હતાં. એક ગમ હમો એક એડુતને ત્યાં ઉતરીઆહતા. તયાં હમોને ગાયનું તાજું કાઘેલું દુધ ચાર પેનીની કીમતે નજદીક ત્રણ શેરની ઉપર આપ્યું હતું. એ ઘણીનું ઘર નાઘલું આસરે ૨૫) ચોરસ ફીટનુંછે. પણ તે ઘણું સફાઇ ભરેલું રાખેલું હતું. એક ખુણામાં સગડી તથા લોખંડનાં ચુલાપર કાંઇ રંધાતું હતું. ટેબલ તથા ખુરશી, જે નાહાની કીમતની હલકી હતી તે બાજુપર ગોઠવેલી હતી. ટેબલ ઉપર થોડાંક વાસણ સાફ કરીને મુકેલાં હતાં. એવી સફાઇ આપણાં મુંબઇમાં ગરીબ લોકનાં ઘરમાં જોવામાં આવતી નથી. એ સાઉઠ પોરટમાં હમોએ એક નવી ચીજ જોઇ હતી. તે એમ કે બોટ રોકી ચાર પૈડાંની ગાડીઓ કીધેલીછે, અને તેને બોટોની માફક બે ડોલો મુકેલાંછે. તેને પવનનું જોર લઇને બોટની માફક રેતીમાં દોડાવેછે. જેમાં બેસી ફરીને સુખચેનમાં લોકોને હવા ખાવાને બની આવેછે. એ જોઇને રાતનાં પાછા મેનચેસ્ટર આવ્યા હતા.

તા૦ ૨૭ મી જુન ૧૮૮૧—આજે સવારનાં મેનચેસટરનો એકસચેંજ જોવા ગયા હતા. એ ઇમારત સને ૧૮૭૫ માં બંધાઇને તૈયાર થઇ હતી. એનો દેખાવ બાહારથી ઘણો સારોછે. ઊંચા મોટા થામલાઓપર પોરટીકો કરીને તેને બેહુ બાજુએથી મોટી સીડીઓ કીધીછે. અંદરથી ઘણો મોટો એક હોલછે. જેનાં થામલા તદન ગ્રેનાઇટ પથરનાં કરીને તેનાં પેડેશટલની વચમેથી બરોનઝની નકશી કીધેલી છે. એ હોલની ઊંચાઇ આસરે ૬૦) ફીટની હશે, અને લંબાઇ ૨૦૦) ફીટ તથા પોહોળાઇ ૭૫) ફીટનીછે. તેની બેહુ બાજુઓપર ચાલોછે જે તેટલીજ લંબાઇનીછે. પણ ઊંચાઇમાં ઘણી થોડીછે. કારણકે તેની ઉપર ત્રણ માલ કીધેલાછે, જે માલપર વચમાં ચાલ હારીને આસપાસ ઓરડાઓની હાર કીધેલીછે. હોલનાં વચલા હોલમાં રૂનાં તથા એક બાજુપર એનજીનનાં તથા બીજી બાજુપર વાહાણોનાં નુર તથા બીજી પરચુરણ ચીજોનાં દલાલો કામ કરેછે. ડાબા હાથપરની ચાલમાં મોટાં મોટાં ફાનસો

સ્ટાંડો ઉપર મુકેલાંછે. તેની બધી બાજુ ઉપર વેપારની જણસો તથા નોટોનાં ભાવનાં આવેલા ટેલીગ્રામો મુકેછેકે દલાલોને વાંચવા કાંમ લાગે. વચલા હૉલમાં એક બાજુપર ઘડીયાલ મુકેલુંછે, અને તેને મલતું થવા બીજી બાજુપર સાંએ એક મોટું કમપાસ પાડેલુંછે, જેનો કાંટો મુકીને છાપરાંપરનાં "વેધર કૉક" અથવા "રૂતુના મરઘા" સાથે તે મેલવેલાછે કે જેથી પવન કેઇ બાજુ પરૂછે તે તે દેખાડી આપે. એ હૉલ ઘણો સારો અને નકશીદાર બાંધેલોછે અને એ આખી ઇમારતપર પાંચ લાખ પૌંડ બેઠા હતા એવું કહેછે.

એ જોઇને પછી અતરેની ટાઉન હૉલ જોવા ગયા હતા. એ ઇમારત પર સાડા સાત લાખ પૌંડ બેઠાછે એમ કહેછે. એ ઇમારત સને ૧૮૭૭માં બંધાઇ તૈયાર થઇ હતી. તે ૩૨૮થી૩૯૦ ફીટ મોહોટીછે અને તેનાં મીનારાઓ ૧૫૫થી૨૮૦ ફીટ ઊંચાછે. એમાં ૨૫૦) ઓરડા, તથા એક મોટા હૉલ ૧૦૦) ફુટ લાંબોછે. ૭૫૦) ફીટ લાંબી ફરતી ચાલીછે એ ઇમારત ઘણી રોનકદાર બાંધેલીછે, તેની દીવાલો તથા શીલીંગોપર નકશી કામ સારૂં કીધેલુંછે. તેનાં થાંમલા ઇંગલાંડ, સ્કૉટલાંડ તથા આયરલંડનાં રાખ રંગી તથા લાલ રંગી ગ્રેનાઇટના કીધેલાછે. એના હૉલો તથા ઓરડાઓ પણ મોટા મોટા અને સાગ સણગારેલાછે. તેમાં એક હૉલ અતરેનાં મેયરને સારૂંછે જયાં તે ખાણાં આપેછે. તે ૭૨) ફીટ લાંબો અને ૨૬) ફીટ પોહોળો છે. જેને સારૂં એકજ આખો ગલીચો ખાસ બનાવેલોછે. ગલીચાનો વજન ૨) ટણનો કહેછે. ત્યાંની ટેબલો અમેરીકા તથા ઇંગલાંડનાં ઓક લાકડાંના વારાફરીથી કટકાઓ જડીને કીધેલીછે. એનો દાદર ઘણો નકસીદાર થામલાઓનો બનાવેલોછે. તેની ઉપરની ચાલનાં મથાળાંપર મેનચેસ્ટરનાં જે મેયરો થઇ ગયાછે તેઓનાં નામ તથા જે વરસમાં તેઓ મેયર થયા હતા તેનાં શાલ જુદા જુદા ભાગો કરી કાચમાં હારબંધ રંગીન ચીતારેલાંછે. એ ઇમારત હીંયાંની મ્યુનીસીપાલીટીએ પોતાની આવકમાંથી બાંધીછે, એટલી આવક તેનાં ખરચ કરતાં વધારે થતી હતી. એ ટાઉન હૉલમાં મ્યુનીસીપાલીટીને લગતી બધી હાફીસો ઉપરાંત પબલીકને સારૂં મોટું દીવાનખાનું મીટીંગો ભરવા તથા કોનસર્ટો કરવા રાખેલુંછે. છેલા હૉલમાં એક મોટી આરગીનછે જેની ઉપર ૪૦૦૦) પૌંડ ખરચ બેઠોછે. તે ઉપરાંત દીવાલોપર હાલ ઓઇલ પેન્ટીંગનાં ચીતારો પાડેછે તથા સારા વખણાયલા લોકનાં બસ્ટો એટલે અધાંગી પુતલાં મુકેલાંછે.

એ ટાઉન હૉલ જોઇને ટાઉનહૉલની સાંએ આપણો પ્રિન્સ આલબરટ મરી ગયો તે વખતે અહીંયાના મેયરની બઇરીએ તેનું એક મોટું પુતલું પોતાના ગીરો ખરચથી "નોબલ"નું બનાંવી ચોકમાં મુકાવેલુંછે તે જોયું હતું. એ પણ ઘણું સારૂં બનાવેલુંછે. એની ઉપર બાર હજાર પૌંડ ખરચ થયોછે.

એ જોઇને પછી કનસરવેટીવ કલબ જોવા ગયા હતા. એ ઇમારત જોકે સારીછે. તોપણ બીજી ઇમારતો જે હમોએ જોઇછે તેની આગલ કસી બીસાદમાં નથી. હીંયાં કનસરવેટીવ પારટીવાલાઓ એકઠા થાયછે. તેઓ સારૂં બેસવાના, બીરી પીવાના, તથા ખાવાના ઓરડાઓ સારા સણગારેલાછે. એ શીવાય બીજું કાંઇ જોવા લાયક નથી.

ત્યાંથી નીકળેલા હમો ફીલોપની વખણાયલી દુકાન જોવા ગયા હતા. એ દુકાન ચાર માળનીછે અને તે ઘણીજ મોહોટીછે. તેમાં માણસોનાં પેહેરવાસની સઘળી ચીજો ઘણી જથાબંધ વેચેછે. એ દુકાનમાં માલ પચાસ લાખ રૂપીયાની ઉપરનો રેહેછે, અને રોજ પચાસ હજારથી તે એક લાખ રૂપીયાનો માલ

વેચી વકરો કરેછે. વેચવા સારૂં ૭૦૦) માણસો ખપેછે એટલો મોટી એ દુકાનછે.

એ જોઇને એસાઇઝકોરટ એટલે સેશન કોરટ જોવા ગયા હતા. એ કોરટ ઘણી મોટીછે. તેમાં જુદા જુદા ઓરડાઓ ઘણાં મોટાછે, પણ સૌથી મોટો એક હૉલ ૧૦૦) ફીટ લાંબો. ૪૮) ફીટ પોહોળો, અને ૭૫) ફીટ ઊંચોછે. એ ઇમારત એવી તજાવતથી બાંધીછેકે એનાં હૉલમાંથી એનાં બધા ઓરડાઓમાં જવાઇ શકાયછે. એ કોરટમાં ઇનસાફ કરવાનાં ઓરડાઓ ઉપરાંત, જડજોને રેહેવાનાં તથા સુવાનાં ઓરડાઓછે. હીંયાં એવો ધારો છે કે જડજ બીજા આસપાસનાં ગાંમમાં ફેરી કરવા જાયછે, અને જ્યાં કજીયો થયલો હોયછે ત્યાં કને જગાપર જઈ ઇનસાફ કરેછે. કોરટનાં શેશન ભરવાનાં ઓરડામાં બંદીવાંનને સારૂં એક નાધળું પીજરૂં કીધેલું છે પાસેજ જેલછે ત્યાંનાં ભોયરાંમાંથી પાધરો ઉપર લાવીને કેદીને પાંજરાંમાં ખડો કરેછે. અને પાછો તેમજ ઉડાવી જાયછે. જેથી તેને નાહાસી જવાની તક તો સ્વપનાંમાંજ મલે. એ કોરટ બાંધવા પાછલ એક લાખ પૌંડ બેઠા હતા. તે સને ૧૮૬૪ માં બંધાઇને ત્યાર થઈ હતી.

એ કોરટ જોઇને મફત વાંચવા જવાની લાઇબ્રેરી જોવા ગયા હતા. એ ઇમારત અસલ ટાઉન હૉલ દાખલ વપરાતી હતી. પણ શેહરી દીવાનખાના દાખલ તેનો હકરાટ થોડો પડવાથી, તેમજ તે ઘણી નાધલી પડવાથી નવી ટાઉન હૉલ બાંધીને અતરે એ "રેફરંસ લાઇબ્રેરી એંડ રીડીંગ રૂમ" ઉઘાડેલીછે ; જ્યાં ચોપડીઓનો સાધારણ રીતે ઠીક સંગ્રહ કીધેલોછે અને લોકોને ત્યાં ન્યુઝપેપર અને ચોપડીઓ વાંચવાને મફત મલેછે. એ ઇમારતને બાહારથી મોટા થાંભલા હોવાથી સારી દીસેછે અને અંદરથી પણ રોણકદાર બાંધેલીછે.

એ જોઇને પછી ફાયર બ્રીગેડ(બુંબાખાનું) જોવા ગયા હતા, જ્યાં સ્ટીમ એટલે વરાળથી ચાલનારા બે મોટા તથા બીજાહાથ વતે ચલાવવાના બુંબા રાખેલા હતા, અને ત્યાં એવી તજવીજ કરેલીછે કે જ્યારેબી આગ લાગે ત્યારે એક મીનીટમાં તે બુંબાઓ તૈયાર કરીને આગવાલી જગ્યાપર લઈ જઈ શકેછે. એ સારૂં મોટા મોટા મોહોલાઓમાં છુટી છુટી હાઇશો છે, જ્યાં એક માણસ જાથુક રહેછે, જે તારની મારફતે જ્યાં આગ લાગી હોયછે તે બુંબાવાલાને ચેતાવેછે અને બુંબાઓ જે હમેશાં ચેતવેલા રહેછે તે જગોપર લઈ જતાં જતાંમાં સલગીને તૈયાર થઈ રહેછે. એ પ્રમાણેનાં તારો અતરેની મોટી મોટી દુકાંનો (જેમાં અરધા કરોડ રૂપીયાનો માલ રહેછે) તે સાથે પણ જોડેલા હોયછે. આગની વખતે દાદરો સલગી ગયા હોય તો બારી વાટે ઉતારવા સારૂં લાંબી સીડીઓને ગાડીઓમાં નાંખીને લઈ જવામાં આવેછે. એ સીડીઓ એવી રીતે બનાવેલો હોયછે કે તે એકમેક સાથે જોડીને અખંડ ઉભી કરી શકાયછે, તેથી તે ઘણે ઊંચે સુધી પુગી શકેછે.

એ જોઇને પછી મી૦ કેરનું કાચ બનાવવાનું કારખાંનું જોવાગયા હતા. એ ઘણું જોવા લાયકછે, અને એનો ધણી ઘણો ખુજરોગ અને ભલોછે જેણે પોતે હમોને સઘળું દેખડાવ્યું હતું. પેહેલાં એક જાતની રેતી ફ્રાન્સથી આવેછે જે અતીઘણી ઝીણી અને સફેદ હોયછે. તેને સૂક્ષ્મદર્શકયંત્ર (Microscope) થી જોતાં સાકર જેવા પાસાદાર ઝીણા ચલકતા ગાંગડા દીસેછે. એ તથા બીજી એક જાતની રેતીને પેહેલાં ગરમ પાણીમાં ઉકાલીને સાફ કરેછે, અને પછી તેને કાંઈ મેળવણીમાં મેળીને ભઠીમાં નાંખેછે જ્યાં સઘળું ગલીને ઘાટ્ટ પાણી જેવું થાયછે. હવે કાચની કાંઈપણ જણસ બનાવવા સારૂં તે પાંણીમાં એક

લાખંડની પોકલ નલી આસેછે, જેની ઉપર તે પીઘલેલી જીણસ વલગી આવેછે, તેને પોહોમાં બાહાર કાહાડીને ગોળ ફેરવેછે, પછી તે ઉપર લોખંડનાં ચીમતા જેવાં હથીયાર વતે તેને જોઇતી પોહોળાઇ તથા લંબાઇમાં તાણેછે, અને તે બાદ પેલી નલીમાંથી આસતે આસતે માણસ ફુક મારી ફુલવીને કાચને જેવો જોઇયે તેવો આકાર આપેછે, અને તે આકાર આપતાં જો તે થંડુ પડેછે તો પાછું આતશપર ધરીને ગરમ કીધાથી નરમ થાયછે. એ પ્રમાણે ફુકથી ફુલવીને ચીમતા તથા બીજાં જોઇતાં નાંધલાં હથીયારોથી આકાર આપેછે. હમારાં દેખતાં ગ્યાસ લાઇટનાં દડાઓ, ગલાશો, નાંધલાં જુટા, તથા એક નાધલી સીડી બનાવીને હમોને ભેટ આપી હતી. રંગીન કાચનું ઓજાર બનાવવા સારૂં જુદીજ મેલવણી કરીને તેને પીઘલાવેછે. તે મેલવણીમાં એવી ખુબીછે કે તે બાહાર કાહાડયાથી થંડી પડેછે કે જે રંગ અસલ લાલ આતશ જેવો હોયછે તે બદલાઇને બલુ અથવા સફેદ ઘેરો થાયછે. એ પ્રમાણે આકાર બનાવ્યા પછી તેને એક ભઠ્ઠી જેની બાજુપર આતશ સલગાવેલો રાખેછે તેમાં મુકીને ભુંજેછે, અને ત્યાંથી બીજી જગાએ લઇ જઇને જો તે કાચ ઉપર તરાંહ પાડવાની હોયછે તો પાડેછે. એ તરાંહ પાડવા સારૂં ઝીણાં ચકરો જે ઘણાં અણીદાર કીધેલાં હોયછે તે સંચાથી ચલાવેછે. તે ઉપરાંત કાચનું વાસણ એક માણસ ધરેછે જેની ઉપર જોઇતી તરાંહ માફક તે માણસ ફેરવેછે, એટલે કાચ ઘસાઇને તેનાંપર જોઇતો આકાર નીકલેછે. એ તરાંહ પાડવા સારૂં ઘણાં હુશીયાર માણસો રાખવાં પડેછે, જેઓ એવી રીતે પેલાં કાચનાં વાસણને ચકર પર ધરી ઉપરથી જે રેતી પડતી રેહેછે તેપર ફેરવેછે જેથી જેવી તરાંહ પાડવા માંગે તેવી પડેછે. તરાંહ પાડી રયા પછી તેને એક લાકડાંનાં ચકર ઉપર ઘસેછે જેથી કાચ ઉપર રેતીનાં સફેદ ડાઘ હોયછે તે સાફ થઇને તે બીલોરી રંગ ધરેછે. એ કાચનાં વાસણો બનાવવાની તથા તરાંહ પાડવાની કાંઇ સંચાની ખુબી નથી પણ માણસોનાં હાથની ચાલાકીછે, જેઓ એવી રીતે ગલાસને ચકર ઉપર ફેરવ ફેરવ કરેછે કે વગર ભુલ કરવે જોઇતો આકાર પાડી શકેછે. એ કાચની સઘળી જીણસોને (Cut Glass) કટ ગલાશ કેહેછે. એ ઉપરાંત બીબાંઓ બનાવીને તેમાં કાચ બનાવવાનો પીઘલેલી વસ્તુઓ રેડેછે કે બીબાનાં જેવી તરાંહ પડેછે તેથી તે ઘણી સસ્તી કીમતે વેચાયછે, જેને આપણે બીબાનો કાચ કહીયે છીયે. એ પીઘળેલી જીણસોનો આકાર ભઠ્ઠીમાં સફેદ આતશના જેવો લાગેછે અને તેની અંદર કાચની માફક ઓલો દીસેછે. એમાં એટલી ખુબીછે કે આપણે તે ગરમ હોય તેટલામાં જેટલી લાંબી કરાએ તેટલી થઇ શકેછે, અને તેમાંથી આપણાં બાળથી પણ પતલો ને ઝીણો તાર નીકલી શકેછે, જે હાથમાં માલમ્બી પડતો નથી. એ જોઇને પછી હમોને વાંનાં (Show Room) શો રૂમમાં લઇ ગયા જયાં બધી તરાંહની કાચની બનાવતની ચીજો નમુના દાખલ રાખેલી હતી જે ઘણી જોવા લાયક છે.

તા૦ ૨૮ મી જુન ૧૮૮૧—આજે સવારનાં મેનચેસટરથી ડીનટીંગ કરીને આસરે બાર માઇલ દુર ગામછે ત્યાં છીંટના કપડાં છાપવાનું કારખાનું જોવાને આગગાડીમાં બેસી ગયા હતા, જયાંનાં એસીસટંટ મેનેજરે હમોને સઘળું ફરીને દેખાડયું હતું. પેહેલાં કોરાં કપડાંને ધોઇને તે ઉપરનો સઘળો હાર તથા મેલ કાહાડી નાંખીને સફેદ બનાવેછે. પછી તેને સંચા ઉપરજ સુકવીને એક બીજા સંચામાં લાલ આતશ જેવાં લોખંડ ઉપરથી જડપથી પસાર કરી જાએછે, જેથી તે ઉપરનાં રૂઅ બલી જઇને કપડું તદન સાફ થાયછે, એ

તૈયાર કીધેલાં કપડાંને રંગ આપવાને નાખવા સંચામાં મુકેછે. એ દરેક સંચાની સાથે એક નાધલું એનજીન રાખેછે તેનું કારણ એ જે કોઇની તરાંહ પાડતી વખતે આસતે ચાલ અને કોઇને માટે જડપ ચાલ ચલાવવાને વાસ્તેનાં જુદાં જુદાં સંચાને દરેક એન્જીન ચલાવેછે. એ છાપવાનાં સંચામાં જોઇયે એવો રંગ બનાવીને રાખેછે અને કપડાંને એક ગોળ રોલર ઉપરથી પસાર કરેછે. હવે એ રોલરને એવી તરાંહ પાડીને બનાવેછે કે જે ભાગથી તરાંહ પાડવાની હોયછે તે ભાગ તદન સફાઇ ભરેલો રહેછે અને બાકીની જગા ખબરાયલી રાખેછે, તે ખબરાયલી જગા પેલો રંગ કે જેમાંથી રોલર પસાર થાયછે તેને લાગવાથી ખરડાયછે, બાકીનાં સફા તરાંહનાં ભાગને એક લોખંડની પતીથી રંગ ઉખેડી નાખે એટલે ખબરાયલો ભાગ કપડાં ઉપર ભોંયનો રંગ આપેછે, અને પેલી તરાંહવાલી જગ્યા ખાલી રહેછે તેથી જમીન રંગીન અને તરાંહ સફેદ થાયછે. એવી રીતે છીંટનું કપડું સફેદ તરાંહ પાડેલું બનેછે. હવે જો કપડાંની ભોંય સફેદ અને તરાંહ રંગીન પાડવી હોયછે તો પેલાં સફેદ કપડાંને આખાંપર રંગ નાંખેછે, અને રોલરપર તરાંહવાલા ભાગને જરા કોતરી કાહાડેછે, અને તેને એક જાતની એશીડમાંથી પસાર કરેછે. એશીડ તરાંહવાલા ભાગમાં રેહેતી નથી, પણ સફાઇ ભાગ જે ઉપસેલો રેહેછે તેને લાગેછે. હવે રોલર જેવું કપડાં ઉપર દબાયછે કે રંગને પેલો એશીડવાલો ભાગ ઊચકી લીએછે, તેથી તરાંહ રંગીન અને ભોંય સફેદ થાયછે. વલી તરાંહ રંગીન આપવાની હોયછે અને ભોંય પણ રંગીન રાખવાની હોયછે, તો પેહેલાં ભોંયને જોઇતા રંગથી રંગેછે, અને પછી પેલાં કપડાંને એવા રોલરપરથી પસાર કરેછે કે જેપર તરાંહ ઊંડી કોતરેલી હોય, અને તે રોલર તરાંહ માટે જોઇતા રંગનાં વાસણમાંથી પસાર થાયછે જયાંથી તરાંહવાલા ભાગમાં રંગ ભરાઇ રહેછે, અને બાકીનાં સફા રહેલા ભાગપરથી રંગ પતીથી કાહાડી નાંખેછે તથા જયારે તે રોલર કપડાં ઉપર દબાયછે ત્યારે તરાંહનો રંગ તે ઉપર લાગવાથી તેની છાપ પડેછે. જો ઘણી જાતનાં રંગની તરાંહ હોયછે તો જુદા જુદા રંગને સારૂં જુદા જુદા રોલરોપર તરાંહ પાડીને તેને એવી રીતે ગોઠવેછે કે વારા ફરતી પોતાનો રંગ ઉપર મુજબ રોલરો તે કપડાં ઉપર નાંખેછે. એ દરેક રોલરની સાથે રંગનાં વાસણો તેની હેઠાણમાં રાખેલાં હોયછે તેમાંથી તે રંગ ઊંચકી લેછે, જેમકે એક રોલરની હેઠે લીલો, બીજાંની હેઠે ગુલાબી, ત્રીજાંની હેઠે લાલ, એવા રંગો રેહેવાથી તથા રોલરની ઉપર લાલ રંગવાલો ભાગ કોતરેલો હોવાથી તેની હેઠે લાલ રંગ હોયછે તે લેછે. એ મુજબ જોઇતા રંગો રોલરો ઊચકી લેછે અને કપડાં ઉપર દબાયાથી જોઇતી તરાંહની છીંટ તૈયાર થાયછે. એ પ્રમાંણે છીંટનું કપડું તૈયાર થયું કે તેને પેહેલાં સાબુનાં પાણીમાં ધોયછે. જુદા જુદા રંગોને સારૂં જુદી જુદી જાતની બનાવટનો સાબુ વાપરેછે. ત્યાર પછી તેને હાર ભરવાનાં સંચામાંથી પસાર કરેછે અને છેક છેલ્લાં પાલીસ કરવા ફીનીશીંગ મશીનમાંથી પસાર કરી ત્યાંજ સંચાકામથી ઘરી વાલી ગાંસડી બાંધીને મેનચેસટર મોકલી આપેછે. તરાંહ પાડવાનાં જે રોલરો હોયછે તે બનાવવાને ઘણી મેહેનત પડેછે. એ રોલરો ત્રાંબાનાં બનાવેલાં મેનચેસટરથી તૈયાર આવેછે, અને તે ઉપર જોઇતી તરાંહ એક કારખાંનાંમાં પાડેછે. તે સારૂં જુદા જુદા સંચાઓ રાખેલાછે. એ તરાંહ પાડવા ઝીણી અણીદાર લોખંડની સલીઓ રાખેલી હોયછે જેને સંચો ચલાવેછે, અને તે તરાંહ સારૂં એક ચકર કે જેની ઉપર આરગી-

નનાં બેરલની માફક ઉભા ડાંટા આવેછે તે પેલી સલીઓને જોઇતી વખતે ઉપર હેઠે ફરવેછે. હવે પેલી અણી રોલરને લાગેછે કે તે તરત કોતરેછે, અને જયાં સફાઈ રાખવી હોયછે ત્યાં તે સલીઓ (પેલા ચકરને તે વખતે ડાંટા નહી હોવાથી) ઉચકાઈ જાયછે અને ચકરનાં ડાંટા હોયછે એટલે સલીઓ દબાયછે અને રોલરને કોતરેછે. પણ ફુલો તથા બીજી આરકતરી તરાંહ પાડવી હોયછે તો તે સારૂં બીજી જાતના સંચાઓછે. એ સંચામાં પણ અણીવાલી સલીઓ રેહેછે પણ તેને ચલાવવા પેલાં ચકરને બદલે માણસ હાથથી તેવી તરાંહ એક બાજુ ઉપર બીજી સલીઓ હોયછે તેથી પાડેછે. હવે એ સલી માણસ જેમ હીલવેછે તેમ પેલી તરાંહ પાડનારી સલીઓ પણ હીલીને જોઇતી તરાંહ પેલા રોલર ઉપર પાડેછે. એ તરાંહ પાડવા સારૂં પેહેલાં રોલરને એક જાતનાં રંગનું વારનીશ મારેછે, અને જયાં તરાંહ જોઇયેછે ત્યાંજ તે કોતરાવાથી રંગજ કોતરાયછે અને બેરલ ખરાબ થતું નથી. પછી તે બેરલને (Naphtha) નફતેલ કરીને જોરાવર તેલ આવેછે તે ચોપડેછે કે એશીડ પેલાં બેરલ ઉપર અસર કરીને તેને વધતું ઓછું ખાઇ જઈ તરાંહ બીગાડે નહીં. કોઇની તરાંહ ઘણી ગુંચવણવાલી હોયછે તો તે રોલર ઉપર તરાંહ કોતરતાં એક મહીનો થાયછે, તેથી તે ઘણું મોઘું પડેછે, અને અગરજો કોઇને સારૂં નવી તરાંહની છીંટ બનાવવી હોયછે તો તેનાં જથાબંધ ટાકા બનાવેછે, તોજ એ મોઘાં રોલરોનો ખરચ પરવડેછે. થોડા તાકા કીધાથી પરવડતું નથી.

એ જોઇને બપોરનાં હમો પાછા મેનચેસટર આવ્યા હતા, અને અતરેની લુઇશની વખણાયલી દુકાન જોવા ગયા હતા. એ દુકાન ઘણી મોટીછે અને હીંયાં માલ સઘળી જાતનો સસતો મલેછે. એનાં ધણીનાં કેહેવા મુજબ એ દુકાનમાં ૨૦૦૦) માણસો રોજ ખપેછે.

તે જોઇને પછી ચારલશ મેકીનટોશનું રબર બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા. એ કારખાનું મેનચેસટરમાંજછે. ઇન્ડીયા રબર બનાવવા સારૂં સાઉથ અમેરીકા તથા આફ્રીકાથી એક જાતનાં ઝાડનો રસ બંધાઇને આવેછે. તે ઝાડને ખીલા ભોકી તેમાંથી રસ જેહેરવેછે અને હેઠલ થાલીઓ મુકીને તેમાં ઝીલેછે, તે તરત બંધાઈ જાડો થઈ જાયછે. તેને અહીંયા મોકલેછે. એ રસની ચાકીઓને પેહેલા સંચામાં દાબેછે, એટલે દબાઇને પતળી છુંછા જેવી લાંબી થાયછે, અને તેજ વખતે તે ધોવાઇને તેમાં ભેલાયલી ધુલ નીકલી જાયછે. હવે એને ગરમ કરીને બીજા સંચાનાં રોલરોમાં લાંબા કટકાઓને દાબી પતળા ને વધારે પોહોળા તથા લાંબા કરેછે. ત્યાર પછી ત્રીજા સંચામાં તેને બેવડા કરીને દાબી પાછા જાડા કરેછે અને ગરમ કરીને તેનો થરો એક ઇસકુરૂ હેઠળ મુકી ઇસકુરૂને ડાબેછે તો રસ એકડો ઝમીને તેની ઇન્ડીયા રબરની ચાકીઓ તથા લાઠા (Blocks) થાયછે. એમાંનાં કોઈ ૧૦ થી ૧૫ ફીટ લાંબા, ૭ ફીટ પોહોળા અમે ૧) ફુટ જાડા થાયછે. તે જથાને એક બીજા સંચામાં મુકેછે જે સંચાને ઉપરથી ધારવાલી પતી હોયછે. તે સંચાથી તે બલોકનાં પાતળાં પડ કાહાડેછે, જે ચાદર જેવાં થઇને નીકલેછે. કોઈ સંચામાં તેનાં જાડા કટકા એક ઇંચ જાડા કાપી તેને બીજા સંચામાં મુકવાથી તેનાં સરખાં આંધલાં પાડી રગ(Rugs) દાખલ બનાવેછે; કોઈનાં રેલવેનાંબફરશ(Buffers) બનાંવેછે. એ પ્રમાણે સઘલું બનાવીને પછી તેને બાફની ભઠીમાં મુકેછે, જેથી તે પોચું અને (ઇલાસટીક) સ્થીતી સ્થાપક હમેશાં રહેછે. જો ભઠીમાં મુકે નહીં તો ગરમીનાં વખતમાં તે પોચું અને થંડીનાં

વખતમાં ફુલણુ થઈ જાય ત્યારે તે બરાબર કામમાં આવે નહીં. પાણી નહીં જાય તેવા ડગલા, પવનનાં ગોદડાં, તથા ટકીયા, એ સઘલું બનાવવા સારૂં જે ઝીણી ચાદર બનાવેછે તેમાંનું એક ઘણુંજ પતલુંપડ લઈને કપડાં ઉપર વડગાવી તેને જરા ગરમ કરેછે કે ત્યાં રબરનું પડ થઈ જાયછે. અને તેને પછી વાલીને નફ્તેલ ( Naphtha ) તથા બીજી મેળવણીથી વલગાવી દેછે. એજ રીતે દડાઓ તથા બુટો પણ બનાવેછે, તે સઘલું જોવા લાયકછે.

તા૦ ૨૯ મી જુન ૧૮૮૧—આજે સવારનાં આગગાડીમાં બેસીને ઓલડહામ (Oldham) કરીને ગામછે ત્યાં પલેટ બ્રાધર્સ (Platt Bros.) નું સાંચા બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા. એ કારખાંનું ઘણુંજ મોહોટું છે, અને ત્યાં દરરોજ ૮૦૦૦) માણસો કામે લાગેછે, જ્યાં કોટન મીલોને લગતાં સાંચાકાંમ બનાવેછે, જે સારૂં દર ૨૦) મીનીટે ૧૫) હંડરવેટ લોખંડ તાવેછે, અને દર અઠવાડીઆમાં બતરીશ હજાર સ્પીન્ડલો તથા તેને લગતા સંચાઓ તથા ૬૦) લુમ નવી બનાવેછે, જેમાંનાં દરેક છુટા ભાગ સારૂં છુટા સંચાઓ તથા ફરમાવો (મોલડો) તૈયાર રાખેછે. લોખંડ ખાંણમાંથી નીકલેલુંજ લેછે, અને પછી તેને એક ભઠ્ઠીમાં નાંખીને ગાલી કાહાડેછે, જેમાં ખરાબ કચડાવાલું લોખંડ ઉપર તરી આવવાથી તેને કાહાડી નાંખી દેછે તેને રદ કરેછે અને સાફ લોખંડ મોટા મોલડમાં પડેછે જ્યાં તે બંધાઈને લાંબી જાડી પલેટ જેવું થાયછે, જેને પાછું ભાંગી નાંખીને બીજી એક ભઠ્ઠીમાં પીઘલાવીને આઓ વખત લોખંડનાં સલીઆથી હીલવ્યા કરેછે, અને પછી તેને એક કુંડીમાં કાહાડીને તે લાલ આતશ જેવુ હોય તેવામાં એક મોટી ૧૨) ટણની હથોડી હેઠલ મુકી તેને ઠોકીને જાડો સલીઓ બનાવી પાછું બીજી ભઠ્ઠીમાં લાલ કરી એક ડાબવાનાં સંચામાં મુકેછે, જયાં તેને બે પૈડાંની વચમા ડાબીને લાંબો કરેછે. એ પ્રમાંણે તે પૈડાંનાં ચાર પાંચ ભાગ જાડાથી તે ઝીણી શાઈઝનાં રહેછે તે બધાંમાંથી પસાર કરીને તેને પાતલો તેમજ જોઈતી જાડાઈ તથા પોહોલાઈના કરી સંચાથી કાપીને જોઈતી લંબાઈ રાખેછે. લોખંડનાં મોટે ભાગે સારૂં તાવેલું લોખંડજ લાવીને મોલડો તૈયાર હોયછે તેમાં નાંમીને બનાવેછે. એ સઘળાં ઉપર દરરોજ ૫૦) ટણ કોલસો ખપેછે, જે એ લોકોની પોતાની ખાંણ છે ત્યાંથી લાવેછે. લાકડાંઓનાં મોટા બીમો વેચાતા લઈને તેને પોતાની આગની ગાડીઓથી ત્રકસો (Trucks) માં નાંખી લાવીને એક ક્રેનથી (કપીથી) ઊંચકી લેછે, અને ત્યાંજ એક મોટી કરવતી સંચાથી ચલાવી (લાકડું ૨) ફીટ જાડું હોયછે) તેને બે મીનીટમાં વેહેરીને જુદું કરેછે. પછી બીજી ક્રેનથી ઊંચકી બીજી પાસેજ લાકડાં વેહેરવાની જગ્યાપર ત્યાં લઈ જાયછે, તે જવા સારૂં એ ઈમારતની દેવાલ જે લાકડાંઓનીછે તે છુટી પાડી નાંખેછે તેથી મોટાં લાકડાંઓ સેહેલાઈથી અંદર લઈ જવાયછે. એ સંચાકાંમ બનાવવા ઉપરાંત ઈંટો બનાવવાનું કારખાંનું પણ એ લોકોને લગતુંછે જયાં નજદીકથીજ મટોડી લઈને તેને સંચામાં ઘુંદી ઈયા મસલીને પછી તે બીજા સંચામાં પોતાની મેલે સુકાઈ છુટી પડેછે, અને રેતી જેવી ઝીણી થઈ કે તેને એક જાતનાં રેહેંટનાં જેવા સંચામા ઊંચકી લઈ ઈંટરડી બનાવવાનાં સંચામાં લઈ જાયછે, અને જાડી કાંકરીઓને બીજી ગમ ઉરાડી નાંખેછે. પેલી ઝીણી મટોડી જે જરા ભીનાસવાલી રહેછે તે ઈટરડીનાં મોલડમાં પડેછે, જયાં તે ડબાઈને ઈંટરડી બનેછે, જેને ભઠ્ઠીમાં મુકીને પાંચ દીવસ બુંજેછે,

એ પ્રમાંણે દરરોજ ૨૫૦૦૦) પચીસ હજાર ઇટો બનાવેછે. ઓલડહામનાં ગામમાં એક લાખ પચાસ હજાર માણસોની વસતી કેહેવાયછે અને ત્યાં રૂનાં કારખાંનાંઓ અતીઘણાંછે. આખી લેનકેશાયરમાં એની બરોબર કારખાનાઓ નથી. જયાં નજર કરીએ ત્યાં કારખાંનાંઓ દીસેછે, અને આખી વસતી એ કારખાંનાંઓ ઉપર ગુજારો કરેછે. આ ગાંમની ઇમારતો માફકસરનીછે તથા ઘરોની હેરો હારબંધ દુકાનો બાંધીછે.

ત્યાંથી સાંજનાં પાછા મેનચેસટર આવ્યા, અને બેલવ્યુ કરીને એક બાગછે ત્યાં ગયા હતા. એ બાગ બે ભાઇઓએ બનાવેલોછે અને તેમાં જીવતાં જાનવરો તથા પક્ષીઓનો સંગ્રહ કીધેલોછે, તે ઉપરાંત લોકોને નાચવાને તથા કોનશરટ સારૂં એક હૉલ બાંધેલોછે. હીંયા રાતનાં આતસબાજી કીધી હતી તે ઘણી જોવા લાયક હતી; તે સારૂં લાકડાંનાં દરીયાની લડાઇનાં બારકઓ તથા કીલ્લાઓ તથા પાહાડો આબેહુબ રંગીને અતીઘણો મોટો એક તકતો પાંણીની વચમે કીધો હતો. ત્યાં જાણે નાવારીનો Navarins ની લડાઈ થતી હોય તેમાં આતશબાજીનો તોપો તથા બંદુકો ફુટતી હતી, અને વાહાણોનાં ડોલો પડી જતાં હતાં, તથા આખાં વાહાણોને સળગાવી મુકતા હતા. કીલા ઉપરના તોપો છુટી છુટી પડતી હતી; તેનો બંચાવ તરકોનાં લોકો કરતા હતા, અને અંગ્રેજોની મનવાર આસપાસ દોડતી હતી અને તરકીની મનવારોને ઘેરીને તેની ઉપર તોપો Broadside મારતા હતા; તેનો અવાજ ઘણો મોટો તથા ઘણી તોપો ફુટતી હોય એવો માલમ પડતો હતો. એ ઉપરાંત બીજી રીતે પણ આતશબાજી ઘણી સરસ જોવા લાયક હતી.

**તા૦ ૩૦ મી જુન ૧૮૮૧**—આજે સવારનાં ટરેનમાં બેસીને મેનચેસટરથી ૪૫) માઇલ દુર બ્લેક પુલ (Blackpool) કરીને આઇરીશ સી (Irish Sea) ને કીનારે આસરે ૬૦૦૦) છ હજાર માણસોની વસતીવાલું ગામછે તે જોવા ગયા હતા. એ જગ્યા સાઉઠ પોરટની માફક હવા ખાવા સારૂંછે, જયાં બે ડંકાઓ હવા ખાવાને બાંધેલાછે અને દરીએ કીનારે ફરવા સારૂં બેથી ત્રણ માઇલ સુધી લાંબો તથા સીધો રસતોછે. ત્યાં એક વીન્ટર ગારડન (Winter Garden) કરીને બાગછે જયાં કાચનાં ઘરો બાંધીને ઝાહાડ પાન તથા ફુલસ ઘણી સારી રાખેલીછે. તે ઉપરાંત ગમત સારૂં જાપાનીશ ટરૂપનો જાદુનો તથા કસરતનો ખેલ, ગાયનો, વાજાંઓ, સ્કેટીંગ રીન્ક ઇત્યાદી રાખેલુંછે, જે વરસાદનાં તથા શીયાળાનાં દીવસોમાં લોકોને ગરમી તથા છાયડામાં ગમત કરવાને કામે લાગેછે. એમાં દાખલ થવાની ફી માણસ દીઠ છ પેનશ લેછે. જે અંદરની ગમતો જોતાં કુછ બીસાદમાં નથી. એ ઇમારત બાંધવા તથા સણગારવા પછવાડે એક લાખ પૌંડ ખરચ બેઠો હતો. બ્લેકપુલની હવા ઘણી સારી અને થંડીછે. હમોને અરધો દીવસ વરસાદ મલ્યો હતો પણ બપોર પછી ઉગાર મલવાથી સઘળું જોવાને બન્યું હતું. એક બીજીગમ ઝુઓલોજીકલ ગારડન છે, જયાં જીવતાં જાનવરો, પંખેરાંઓ, સીલો (મછીઓ) તથા મુવેલાં જાનવરોનો પણ સંગ્રહ રાખેલોછે તે જોવા લાયકછે. એ સઘળું જોઇને રાતનાં છ વાગે મેનચેસટર પાછા આવ્યા હતા.

**તા૦ ૧ લી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં ૯—૫૦ ની ટરેનમાં મેનચેસટર છોડયું હતું. મેનચેસટરની વસતી આસરે પાંચ લાખ માણસની ગણાયછે અને મોહોલાઓમાં લોકોને આવજાવ કરવા સારૂં ટરામ ફરેછે. એ ટરામને ફેરવવા સારૂં

એક સારી તાલ કીધેલીછે. તેનાં ચાર પૈડાંની વચમાં એક મોટું ચકર રાખેલું છે તેથી ઘોડાઓ તે ગાડીને ઉભા રહેલાં પૈડાં સાથેજ ફેરવેછે તથા પૈડાં જેમનાં તેમ રહી ફરયા વગર ગાડી ફરેછે. અહીંયાંની મીલો તથા બીજાં આસપાસનાં ગામોની મીલોનો માલ વેચવા સારૂં મોટી પાંચ છ માલની વખારો બાંધેલીછે, તથા હાકીશો પણ ઘણી મોટીછે. મોહોલાઓ સરખા અને હારબંધ ઘરોનાંછે પણ સઘળું ધુમાડાથી કાલું થઈ ગયલું લાગેછે. મેનચેસટર એનાં કારખાંનાંઓ સારૂં ઘણું વખણાયલુંછે, અને તેની બરોબરનું કાપડ આજે દુનીઆનું કોઇબી શેહેર કાહાડતું નથી. એ શેહેર તથા એને લગતા ગામો તીસ માઇલનાં ઘેરાવા સુધીમાંનાં જે લેનકેશાયર પરગણામાં આવેલાંછે તેમાં બધાં મલીને એક હજાર ઉપર કારખાંનાંછે, જેમાં ત્રણ લાખ આદમીઓ કામે લાગેછે તથા નેવું હજાર ઘોડાનાં બળનાં એન્જીનોથી દશ લાખ લુમશો અને બે કરોડ સીન્ડલો ચાલેછે, જે દર શાલ ૬૮) કરોડ રૂપીયાનો ઇયાને દરરોજ ૨૫) લાખનો માલ કાહાડેછે. એ કારખાંનાંઓમાં કોઈ કોઇતો એવાં સરસછે કે તેમાં એક રતલ વજનનાં સુતરની ૪૬૦) આંટી (Hanks) અને દરેક આંટી ૮૪૦) વાર લાંબી બનાવેછે, એવું ઝીણું અને સરસ સુતર બનાવી શકેછે. કાપડ બનાવવાની ઝડપ પણ ઘણી તારીફ લાયકછે. છીંટનું કપડું ત્રણથી ચાર રંગનું એક મીનીટમાં ૨૮) વાર ઇયાને દર કલાકે એક માઇલ લાંબું બનાવેછે જે બાબે હમોએ Dinting નાં કારખાંનાંની વીગતમાં લખેલું છે, તે ઉપરથી તેમાં કેટલી મેહેનતછે તે માલમ પડશે. ત્યાંનાં ધોવાનાં (Bleaching) કારખાંનાં જુદાંછે, જેમાં એક કારખાંનાંમાંથી કોરૂં કાપડ જો બપોરે મોકલેછે તો તેને ધોઈ સાફ કરી હાર ભરી તથા મોહોરો કરીને બીજે દીનનાં બજારમાં વેચવા મોકલી શકેછે એટલી ઝડપથી કામ થાયછે. કારખાંનાંમાંનાં કામ કરનારાં માણસો પણ ઘણાં હુશીયાર રહેછે, અને મુંબઈમાં જે બે થી ત્રણ માણસો કામ નહીં કરે તે ત્યાંનું એક માણસ કામ કરેછે. આથી, તેમજ કોલસો પણ ત્યાંજ પાકવાથી ત્યાંનાં કારખાંનાંવાલાઓ જો કે હીંદુસ્તાંનમાંથી રૂઉ ખરીદેછે, અને ત્યાંથી કાપડ બનાવી મોકલેછે તેનો વહાણનાં નુરનો ખરચ આપવા છતાં પણ હીંદુસ્થાનની બનાવટની બરોબરનાં ભાવે પોતાનો માલ વેચી શકેછે. એ રૂનાં કારખાંનાંઓ ઉપરાંત બીજી ઘણી જીણસોનાં હીંયાં કારખાંનાંછે.

આજે મેનચેસટરથી સવારનાં સાડા દશની ટરેનમાં બેસીને બોલટન (Bolton) કરીને ગામછે ત્યાં મેશરશ ડીક હારગ્રીવશની કુંપનીનું એન્જીનો તથા બીજું પરચુટણ સાંચાકામ બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા. એ કારખાંનાંમાં સરકારની બધી નવી મનવારો સારૂં તથા બીજાં મોટાં મોટાં કારખાંનાં સારૂં એન્જીનો તૈયાર કરેછે, જેમાંનાં બધા ભાગનાં સંચા બનાવવાનાં જુદા જુદા સંચાઓ રાખેલાંછે. દરેક ચીજ બનાવવાને દરેક જુદો સંચો રાખવાથી કાંમ ઘણું ઉતાવળેથી થાયછે. એ સઘળા સંચાઓએ જગ્યા ઘણી રોકીછે. કોઈ કોઈ સંચાઓપર તીસથી ચાલીસ ટણ લોખંડની શેફટશ તથા શીલીંડરો ઇત્યાદી બનાવેછે. સરકારની એક નવી મનવાર સારૂં એન્જીનની ફકત ક્રેનકશાફટ બનાવતા હતા તેની કીમત (ત્રણ સાફટની) આસરે તીસ હજાર રૂપીયાનીછે. તે મોટું એન્જીન છ હજાર હોરશ પાવરનું તેઓ બનાવતા હતા. સરકારની ટોરપીડો બોટશ સારૂં એન્જીનો બનાવેછે તે કલાકમાં ૨૪) નોટસ જઈ શકે એવું ઝડપ ચાલનું બનાવેછે. એ પ્રમાણે નવી સોધો તથા ગંજાવર એન્જીનો

અહીં બનાવેછે. એ જોઇને બોલટન સ્ટીલ વર્કશ (Bolton Steel Works) જોવા ગયા હતા જયાં સ્ટીલ બનાવતાં જોયું હતું. લોખંડને પેહેલાં કાહાડીને પછી પાછું તેને ભઠ્ઠીમાં નાંખેછે અને તેમાંથી નાઇટર (Nitre) ગ્યાસ કાહાડી નાંખેછે. એથી લોખંડ જો કે મજબુત થાયછે, તોપણ કાચની માફક કડક થવાથી કરી તેને પાછું ભઠ્ઠીમાં તાવીને તેની અંદર જોઇતો ભાગ ઓકસાઇડ ઓફ મેનગેનીશ (Oxide of Manganese) નાંખીને ઉકાળવાથી સ્ટીલ થાયછે. તેને પછી સંચાથી ખેંચીને ટેસટ કરેછે, અને જો તે ૨૫) ટકા લાંબું થઇને પછી તુટેછે તો તે સારૂં કેહેવાયછે અને જો વીસ ટકાની અંદર તુટેછે તો રદ કરવું પડેછે. એ જગ્યાપર લોખંડની મનવારની બાજુ પરની જાડી પલેટો બનાવેછે, તે પણ જોઈ હતી. એ સઘલું જોઇને ત્યાંની મી૦ નોલશની નવી મીલ, જેને ઈન્ડીયા મીલસ (India Mills) કહેછે તે જોવા ગયા હતા. એ મીલનો બીલડીંગ તદન લોખંડ તથા કાચની બાંધેલીછે. તેને પાંચ માળછે, જેની ભોંય ચુનાનાં આરકાંઓની કીધેલીછે. એ મીલ આજે સૌથી સરસ ગણાયછે, ત્યાં ફકત સુતર વણેછે; એનું-એન્જીન રોપ ગીઅરનુંછે તથા બાઇલરમાં કોલસો પોતીકી મેળે વખતસર પોહોંચે એવી ગોઠવણ બનાવેલીછે, તેથી માણસનો ખરચ બચેછે. તે ઉપરાંત એન્જીનનું ગરમ પાણી તલાવમાં ગયા અગાઉ એક ઊંચી ટાંકીમાં જઇને ત્યાંથી ઝરાની માફક હેઠે પડવાથી પાછું માફકસર થંડું થાયછે, જેથી તેજ પાણી તરત વપરાસમાં લેછે. એ કારખાનાંમાં હાલ છપણ હજાર ૫૬૦૦૦) સ્પીન્ડલો ચાલેછે. એ બોલટન શેહેરની વસતી આસરે એક લાખ માણસની કેહેવાયછે, અને તે તેનાં કારખાનાં સારૂં વખણાયલુંછે. અસલ સૌથી પેહેલું કારખાનું રૂ તથા મખમલ તથા મઝલીન વણવાનું આરકરાઇટે અને ૧૭૬૦—૮૦ માં હીંયા ઉભું કીધું હતું. એ ઘણી અસલ હજામનો ધંધો કરતો હતો, પણ સંચાથી ચાલતા લુમસો એણે દાખલ કીધાથી ઇંગ્લંડ દેશને તેમાં વખાણાયલું કરવા ઉપરાંત પોતે મોટું નામ મેળવી ગયો હતો એજ શેહેરમાં Mule થી સુતર બનાવવાનું કામ્પટને શોધી કહાડયું હતું. અહીંયા ૯૦) રૂનાં કારખાનાં હાલ ચાલેછે, અને તેમાં કોઈ કોઈ તો ઘણા મોટાંછે. તે ઉપરાંત બલીચીંગ(ધોવાના),તથા ડાઈ વરકશ (રંગવાના), મઝલીન છીંટ ડીમેતી ઇત્યાદી એવી ચીજો બનાવવીનાં કારખાંનાં ઘણાંછે, તથા લોખંડનાં કારખાનાંઓમાં ૪૦૦૦) માણસો કામે લાગેછે. હીંયાની ઇમારતો માફકસરનીછે; તેમાં કોઇ કોઈ ઘણી મોહોટી અને કીમતી પણ છે. મારકેટ હાલ (Market Hall) પર આઠ લાખ રૂપીયા બેઠા હતા, તથા તેજ મુજબ ટાઉન હૉલ તથા બીજી ઈમારતો જોવા લાયકછે.

તે જોઇને સાંજનાં કલાક ૪॥ વાગે આગગાડીમાં બેસીને વીનડરમીયર નામના સરોવરપર બોનેશ (Bowness) કરીને ગામછે ત્યાં સાંજના કલાક છ વાગે પોહોંચ્યા, અને ઓલડ ઇંગ્લાંડ (Old England) નામનાં હોટલમાં ઉતારો લીધો હતો. એ બાજુ ઉપર મોટા ઇંગ્લીશ સરોવરો (English Lakes) છે તે જોવા સારૂં રાતનાં હમો ખાઇને બોટમાં બેસી ફરવા નીકલ્યા હતા, અને જોકે રાતનાં નવ વાગ્યા હતા તોપણ ઉજરડું હતું તેથી આસપાસનો દેખાવ ઘણો સારો લાગતો હતો. એ સરોવરની આસપાસ ઘડ ઉતરનાં પાહાડો આવેલાછે તથા તેની ઉપર છુટાં છવાયા બાગો તથા ઘરો તથા સરોવરોની વચમાં બેલ આઇલ કરીને ટાપુ આવેલુ છે તે, તથા તે ઉપરની લીલો-

તરી તથા ઝાડોથી તેનો દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. એક કલાક સુધી એ સરોવરમાં ફરી પાછા ઓલડ ઇંગ્લાંડ હોટલમાં આવ્યા હતા.

તા૦ ૨ જી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં આઠ વાગે બોનશથી સ્ટીમરમાં બેસીને વીનડરમીયરનાં સરોવરનાં ઉત્તરનાં ભાગ તરફ એમબલ શાઈડ સુધી ફરી આવ્યા હતા, જયાં આસપાસનો દેખાવ ઘણો સારો હતો. નાધલા ડુંગરો ઉપર ઘાસ સરખું લીલોતરી માફક ઉગેલું ને તેની પાછળ બીજી ચર ઉતર તેકડીઓને મોટા ડુંગરો દુરથી દીશતા હતા, અને બધે ઝાડ પાનથી લીલોતરી ભરેલું લાગતું હતું. એ જોઇને દશ વાગે બોનેશ પાછા આવ્યા, અને ઘોડાની ગાડીમાં બેસીને ત્યાંનાં આસપાસનાં બીજાં સરોવરો જોવા ગયા હતા. એ ગાડીનો રસતો લેકની એક બાજુપર આવેલોછે જાહાંથી સ્ટીમર ફેરી બોતમાં ગાડીઘોડા શુધાં બેશીને એ તરની બાજે પાર ઉતરેઆ હતા તાંહાંથી નીકલેલા પેહેલા "એશીથ વેતશ વાટર" કરીને સરોવરજોઓ હતો. એ ઘણો નાધલોછે તાહાથી "કીનીશટન વાટર" કરીને લેકછે તાંહાં ગયા હતા. એ કીનીશટન વાટર સરોવર આસરે ૮) માઇલ લાંબોછે. એની માંહે એક સ્ટીમર ફરેછે તેમાં બેસીને એ સરોવર તથા આસપાસનો દેખાવ જોવા નીકલ્યયા હતા. એ જગ્યાનાં આસપાસનાં પાહાડો જરા મોહોટાછે. તેની ઉપરનાં ઘાસ તથા ઝાડોની લીલોતરી તથા આજુબાજુ છુટાં છવાયાં ઘરોથી દેખાવ ઘણો સારો લાગતો હતો. એમાંનાં કોઈ કોઈ પાહાડોનાં મથાળાંપર પથર હોવાથી ઘાસ ઉગેલું ન હતું તથા નીચલા ભાગ ઉપર સ્કોચ ફરનાં ઝાડો સરોવરની માફક સીધાં ઉગેલાં હતાં, તેથી જાણે લીલો ગલીચો બીછાવેલો હોય એમ લાગતું હતું. ત્યાંથી "એલટરવોટર"નો નાંધલો સરોવર જોતાં તથા લાગરીકા "રૂલ-ટારન"નો સરોવર જોઇને પછી એમબલશાઇડનાં ગાંમડાંમાં ગયા, જયાં એક પાણીનો ધોત જોયો હતો જે કાંઈ ઘણો જોવા લાયક નથી. એ ધોતવાલી જગ્યા કોઈ ધણીએ બે હજાર પોંડે વેચાતી લીધીછે તેથી તે પુરૂં કરવા માણસ દીઠ ૩) પેની તેને જોવાની લેછે, અને જયારે તેનાં બે હજાર પોંડ પુરા થશે ત્યારે તે લોકોને મફત જોવા મુકશે એમ ત્યાં નોટીશ મારેલીછે. એ ગામડું આસરે બે હજાર માણસોની વસતીવાલુંછે અને તેમાં નાધળાં નાધળાં ઘરોછે તે કંઈ જોવા લાયક નથી. તે જોઇને સાંજનાં છ વાગે પાછા બોનેસનાં હોટલમાં આવ્યા હતા.

તા૦ ૩ જી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં ઘોડાના ગાડીમાં બેસીને કોનીશટન પાસ કરીને ઇંગ્લાંડમાં સૌથી મોટા પાસછે ત્યાં જાઇને એમબલશાઇડને રસતે પાછા બોનેશ આવ્યા હતા. આજે વરસાદ આખો દીવસ હતો, અને તે પાસ ૧૮૪૧ ફીટ ઉંચો હોવાથી તથા ત્યાં ગયા ત્યારે વરસાદ ઘણો આવવાથી તેમજ વાદળાંથી પાહાડ ઘંકાઈ જવાથી કાંઈબી દેખાવ નજરે નહીં પડવા ઉપરાંત ગાડીથી દશ ફીટ દુર રસતો પણ નહીં દીસે તેમ થવાથી બોનેશ પાછા જતા રહ્યા, વીનડરમીયર સરોવર આ વેશટમોરલાંડ પરગણામાં તો શું પણ આખા ઇંગ્લાંડમાં સૌથી મોહોટો ગણાયછે. તે આસરે ૧૧) મૈલ લાંબો અને ૧) મૈલ પોહોળોછે. તેમાં ઘણાંએક નાંધળાં ટાપુઓ જેવાં બેલ આઇલ કરીને સૌથી મોટું છે જયાં તેનાં ધણીનાં હોકમ વગર કોઇને ઉતરવા દેતા નથી. એ ટાપુમાં ઇંગ્લાંડમાં જેટલાં ઝાહાડ જાત જાતનાં ઉગેછે તે સઘલી જાતનાં રોપેલાંછે. એ સરોવરની ઉંડાઈ ઘણાંમાં ઘણી ૨૪૦) ફીટની છે. તેનાં મથાલાં ઉપર બોનેશનું ગાંમડું આવેલું છે, જયાં હમો ઉતરેલા છઇયે, જેની વસતી આસરે ૧૫૦૦) માણસોની

કેહેછે. ગઈ કાલે હમો ક્રીનીશટન લેક જોઈ આવ્યા તેની લંબાઈ ૬ાા મૈલનીછે અને પોહોળાઈ ઘણામાં ઘણી એક મૈલનીછે. એ સરોવર ઉપર એક ગ્રહસ્થ પોતાનાં ઇશ્ટેટ ઉપર રેહેછે, તે ઘણો બેઢંગા મીજાજનોછે. તેને વાસતે કહેછે કે તે આગગાડીમાં હજુ સુધી બેઠો નથી, અને સ્ટીમથી કાંઈપણ ચીજ ચાલતીને તે ઘણો ધીક્કારેછે, અને તેનાં કારણમાં જણાવેછે કે તેથી ગરીબ માણસોની રોજી ઘણી કમ થઈ ગઇછે, વાસતે એવી ચીજોને તદન ઉત્તેજન આપવું નહીં; અને તે પ્રમાણે જ્યારે તેને લંડન જવું હોયછે ત્યારે ઘોડાની ગાડીઓનાં તપાવો મુકીને ૧૫) દીવસે ત્યાં જાયછે પણ આગ ગાડીમાં તદન બેસતો નથી!!

તા૦ ૪ થી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં નવ વાગે વીનડરમીયરનાં સ્ટેશન પરથી આગગાડીમાં બેસીને નીકલેલા ગલાસગો કરી સ્કાટલંડ દેશનું વખાણાયલું શેહેરછે ત્યાં સાંજનાં પાચ વાગે પુગા હતા. રસતામાંનો દેખાવ ઘણો સારો હતો, અને કારલાઈલ જયાંથી સ્કાટલંડની હદ શરૂ થાયછે તે છોડયા પછી તો દેખાવ ઘણોજ સુંદર લાગતો હતો. હમોએ ઇંગ્લાંડનાં જે ભાગો આજ સુધી જોયા તેમાં સ્કાટલંડની રંગ ભુમીને કોઇ પુગે નહીં. જમીન વારા ફરતી ઉપસેલી અને તેનો વચમાં કોઈ ગમ નાધલી ખીણો તથા દુરથી નાધલા પાહાડો નજરે પડતા હતા, તથા બધી જગા ઉપર એતીવાડી તથા જાનવરોને ચરવા સારૂં ઘાસનાં એતરો દીસતાં હતાં. હમો ગલાસગોમાં જર્યાર્જ હૉટલ જે આગલ કુવીનશ હૉટલને નામે ઓલખાતું હતું તેમાં ઉતરયા છઇયે. એ હૉટલ જર્યાર્જ સ્કુવેરમાં આવેલુંછે, જે સ્કુવેરની આસપાસ સારી હવેલીઓ અને તેની વચમાં થોડાંક પુતળાંઓ મુકેલાંછે, જેમાં આપણી મહારાંણીનું ઘોડા ઉપર બેસાડેલું પુતળું પણછે. ચોકની વચોવચમાં એક ગ્રેનાઇનો મોટો થાંભલો કરીને તે ઉપર એક પુતળું મુકેલુંછે.

તા૦ ૫ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં અતરેનો હોલમશની ઉનની મીલ જોવા ગયા હતા, એમાં ઉન કાંટવાનાં ૧૮૦૦) સ્પીન્ડલો તથા ૯૦૦) લુમો વણવાનાછે. મેંઢાંનું કાપેલું ઉન આસ્ટ્રેલીઆ, ઇન્ડીયા, તથા સ્કાટલંડનાં ઉપરનાં ભાગપરથી આવેછે તેને પેહેલાં માણસો જુદાં કરીને જાત જાત છુટી પાડેછે, ત્યાર પછી તેને સંચામાં ગરમ પાંણી સાથે બીજી મેળવણી નાખીને ધોયછે. એ સંચો લાંબોછે, જેની અંદર મોટા ડાંટા રોકા આડાં હથીયારો રહેછે જે આગલ પાછલ હીલીને ઉનને ધોતાં ધોતાં એક નાકેથી બીજે નાંકાં સુધી લઈ જાયછે અને બીજે નાકે તે સ્ટીમથી સુકાયછે. હવે એ ઉનને ફરી બીજા સંચામાં નાખી એજ મુજબ ધોઇને સુકવેછે. ત્યારપછી એક સંચો કે જેનાં ઝીણાં કાટા હોયછે ત્યાં છુટું પાડેછે અને પછી તેને બરશ મારવા એક બીજા સંચામાં મુકેછે. એ સંચો ઘણો જોવા લાયકછે. ઉનને એક બાજુપરથી નાંખેછે અને ગોળ ચકરીમાં આસતે આસતે ફેરવેછે, અને તે ચકરીમાં બે ત્રણ ગમથી ઝીણાં કાંટાનાં બરશો કીધેલાંછે, તેની અંદરથી તે ઉન છુટું પડીને જતી વખતે ઉપરથી એક બાલનો બરશ તેને જેમ બાલ ઓરતું હોય, તેમ સાફ કરીને સઘળો કચડો કાહાડી નાંખેછે. ત્યાર પછી એ ઉનને કારડીંગ, શલબીંગ, રોવીંગ (આપનાં રૂનાં કારખાંનાં માફક)માંથી પસાર કરેછે. તેને પછી કાપડ બનાવવા કોઈમાં રૂ ભેલીને વાપરેછે, અને કોઇમાં ખાલેસ ઉન બધું વાપરેછે જેની ૪૫૦) લુમો આજે ચાલતી હતી, અને જેમાં જાત જાતની ફલાનેલો, દગલા, તથા પાટલુનનો કેશમીરો ઇત્યાદી

વણાતું હતું. તેમાં રંગીન કપડું વણતું હતું. તરાંહ પાડવા સારૂં કાગળોમાં તે તરાંહની માફક આંધલાં પાડેછે, અને તે કાગળ એક કાંટાવાલાં ચકરપરથી પસાર થાયછે. હવે જે જગ્યા ઉપર આંધલાં નથી ત્યાં પેહેલાં કાંટા ઉચકાયછે તેથી કરીને કાંટલો (Shuttle) ને આંચકો આપવાથી તે દોડેછે, તેજ મુજબ બીજા રંગોનાં પણ કાંટલાનાં કાંટા ઉચકાયાથી તેઓ અંદર દોડી રંગ તથા તરાંહ પડેછે.

એ કારખાંનું જોઇને "ટેમપલટનશ કારપેટ મીલ" જોવા ગયા હતા. એ ગલીચા બનાવવાંનું કારખાંનું છે અને ત્યાં તરાંહ તરાંહના ગલીચા બનાવેછે તે સારૂં ઉન રંગીન વેચાતું લેછે. ગલીચાની તરાંહ કાગલો ઉપર ઉતારીને તેને ચોરસ ભાગમાં વેહેંચી નાંખેછે અને તે ઉપર નંબરો પાડેછે. તે મુજબ પેલા વણકરો પેહેલાં દોરી જેવી સલીઓનાં આકારમાં ગલીચાઓની તરાંહ જે પ્રમાણે નંબરો હોયછે તે મુજબ રંગો લઇને ગુંઠેછે, અને તેને સંચામાં મુકીને તે દોરીઓને કાપી લાવી છુટી કરેછે, અને ત્યારપછી તે દોરીઓથી ખરા ગલીચા લુમ્સ ઉપર ચહડાવીને વણેછે. તે દોરીઓ એવી રીતે વણેલી હોયછે કે ગલીચાને જોઇતી તરાંહ આબાદ પડેછે. ગલીચા ઘણાં પોહોળા હોયછે તો તેની લુમ ઉપર ચારથી પાંચ માણસ એક વખતે કામ કરેછે, અને તેનાં કાટલાં એક તરાંહ પડે તેટલાંજ દોડાવેછે અને તે હાથથી કામ ચાલેછે. એ પ્રમાણે ઘણા સારા ગલીચાઓ બનાવીને પછી તેની ઉપર જે ફુમટાં રહી ગયલાં હોય તેને બળતા આતશ ઉપર ઝડપથી ફેરવીને બાલી કાહાડેછે. ત્યાર પછી તેને એક બીજા સંચામાં મુકીને તેની ઉપરથી સંચાથી એક જાતની છરી ફેરવી જાયછે, જેથી જ્યાં ખબરાયલો ભાગ હોય તે તદન સાફ થઈ જાયછે તથા તેનો રંગ પણ ખીલી નીકલેછે. બીજા ગલીચાઓ ઉપસેલી તરાંહનાં પણ બનાંવેછે જેને સારૂં પેહેલાં એક ઉનનું પડ કરીને તેની ઉપર બીજું પડ ગુંઠીને ઉપસાવેછે. ગલીચાની ઉપર જાત જાતનાં જાનવરો, ઝાહાડો ઇત્યાદીની તરાંહ ઘણી સરસ રીતની હમોને ત્યાં બનાંવેલી દેખાડી હતી. એની લુમ મોટામાં મોટી ૩૬) ફીટનીછે. તેપર એટલી પોહોળાઇનો ગલીચો વણી શકેછે. ત્યાંથી જેમસ કલારક એંડ સનસનું દોરો બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા. હીંયાં બીજાં કારખાંનાંમાંથી જોઇતાં નંબરનું સુતર વેચાતું લઇને તેનો દોરો બનાવેછે. એનો સંચો ઘણો જોવા લાયકછે એમાં જાણે માણસ પોતાને હાથે કામ કરતું હોય તેમ તે કાટલાંને એક ચીમટો ઊંચકીને પોતાની મેળે તેનાં સલીયામાં મુકેછે, અને તરત પેલો દોરો તે ઉપર વીટળાઈ રહ્યો કે સંચો અટકીને પેલાં કાટલાં જરા બાજુ ઉપર ખીસેછે ત્યારે એક છરી નીકળીને તે દોરાને કાપી નાંખેછે; અને પછી કાટલાંને એક સલીયાથી ધકો મારેછે કે ઉછીને એક બાજુ ઉપર પડીને એકઠાં થાયછે. વળી ખાલી કાટલાં પેલો ચીમટો ઊંચકીને પાછા પેલા સલીયામાં મુકેછે કે દોરો પાછો ભરાઈ તૈયાર થાયછે. માણસને ત્યાં એટલુંજ કામછે કે ખાલી કાટલાંઓ એક જગ્યાપર ચીમટા આગલ લઈ જઇને મુકે, અને કાટલાંપર પેહેલાં દોરાને એક વળ આપે તથા ભરેલાં કાટલાંને એક બાકશમાં મુકેછે તે શીવાય બધું કામ સંચાથી ચાલેછે. કાટલાં પણ ત્યાંજ સાંચાથી બનાવેછે, તે જો માણસ તેનું એક દાહાડાનાં જેટલું કામ હાથથી કરવા બેસે તો એક માસે પણ તૈયાર થાય નહીં.

એ જોઇને પછી અતરેનું વખાણાયલું ચૅંટ રોલોકશનું કેમીકલ વરકશ જોવા ગયા હતા, જ્યાં ગંધકનો તેજાબ, કારબોનેટ ઓફ શોડા, તથા નાઇટરીક શોડા ઇત્યાદી બનાવતાં જોયું હતું. ગંધકની એશીડ બનાવવા

સારૂં બે જાતનો ગંધક વાપરેછે. એક તો તૈયાર ગંધક ( Sulphur ) આવેછે, તથા બીજો એક જાતનો પથર કે જેને ઉકાળીને તેમાંથી ૪૦) ટકા ગંધક નીકલેછે તેબીછે. એ પથરમાંથી તાંબાની ધાતુ ૪) ટકા નીકળેછે, બાકી ઘણો થોડો ભાગ ( એક ટણ પથરમાંથી બે શીલીંગ જેટલું ) રૂપું તથા થોડું ઘણું સોનું પણ નીકલેછે. આગલ ગંધક કાહાડી લીધા પછી પથરનો ભાગ નાંખી દેતા હતાં, પણ પાછલથી તપાસતાં તેમાંથી ઉપલી ધાતુઓ માલમ પડવાથી તે કાહાડીલેછે, જેથી તે કુંમપનીનાં શેરોનો ભાવ હમણાં વધીને ૪૦) ટકા ઉપર ગયોછે. એ બેહુ જાતની ગંધકને એક વાસણમાં નાંખીને ઉકાળેછે અને તેમાંથી જે ગ્યાસ નીકળેછે તેને એક નનલીમાંથી લઇને એક બીજી ટાંકી કે જેમાં બાફ થાએછે ત્યાં પોહોંચાડેછે, અને પછી તેને તે બાફ સાથે મેળવીને ઘટ્ટ કરેછે, જેને શલફ્‌રીક એશીડ કહેછે. હવે જે ગંધકનો ભાગ બાકી રહેછે તેને પાછો ભઠ્ઠીમાં નાંખી તેમાં કારબન તથા બીજી ગ્યાસો તથા બનાવટો ભેળીને શલફૂટ ઓફ શોડા તથા બીજી કેમીકલ ચીજો બનાવેછે. બાકીનો રદ ભાગ આગલ કારખાનાંવાલાઓ કલાઇડ ( Clyde ) નદી જે પાસેથી પસાર થાયછે તેમાં તથા ગટરોમાં નાંખી દેતા હતા, જેથી ગંધારો તથા ખરાબ હવા મોહોલાઓમાં અને નદીમાં ફેલાયાં ઉપરાંત તેમાં જે શલફ્‌રીક એશીડનો ભાગ રહી જતો હતો, તેથી વાહાણનાં તળીયાંનું ત્રાંબું ખવાઇ જતું હતું. એ બાબદ ફરીયાદ ઉઠયાથી એક હુશીઆર માણસે તે ઉપર ધ્યાન આપીને તે કચડામાંથી રહેલો ગંધકનો ભાગ પણ કોઇ મેળવણીથી કાહડી લેવાનું સોધી કાહાડયું, જેથી કરીને એ કંપનીને દર અથવાડીએ ૬૦) પૌંડની કમાઇ વધીછે, તથા લોકોને આવતો ગંધારો બંધ કરયોછે. એ છેલી ગંધક બંદુકનો દારૂ બનાવવાનાં કામમાં આવેછે. હવે ગંધકનાં તેજાબને પાછો સાફ કરવા સારૂં એક જંતરમાં નાંખેછે, તે જંતર પલેટીનમ કરીને ધાતુનું બનાવેલુંછે. એ પલેટીનમ ધાતુ ઘણી મોંઘીછે અને તે ૩૫) થી ૪૦) શીલીંગે આઉંશ ઇયાને સોનાની અરધી કીમત લેએ વેચાયછે, તેથી એશીડ ગાળવા સારૂં જે બે જંતરો લીધેલાંછે તેની કીમત ૩૦૦૦) પૌંડ કહેછે. પેહેલાં જે એશીડ બનાવેછે તેની ટાંકીઓ સીસાંની બનાવેલી હોયછે, કારણકે કોઇ બીજી ધાતુ તેથી પીઘલી જવા વગર રેહેતી નથી, પણ તે એશીડને પાંછો સાફ કરવા પલેટીનમ શીવાય બીજી કોઇ પણ ધાતુ થંભી શકતી નથી. સીસાંની નલીઓ જે ગ્યાસ તથા એશીડ લઇ જવાનાં કાંમમાં વાપરેછે તેનો સાંધો એક બીજી જાતની ગ્યાસ સલગાવી તેનેથી તાવીને તેજ ધાતુનો સાંધો કરેછે, પણ જો બીજી એવી નલીઓને કલાઇથી સાંધેછે તેમ કરે તો તે એશીડનાં જોરથી તવાઇ જાએછે. એ ઉપરાંત નાઇટરીક એશીડ તથા બીજી કેમીકલશ બનાવેછે પણ તેની સમજણ હમોને બરોબર પડી નહીં તેથી લખી શકતા નથી. એવી એશીડો બનાવવા ઉપરાંત સાબુ બનાવવામાં ઉપલાં કેમીકલ ખાતામાંથી શોડા, ચરબી, રાજમ તથા કોપરાંનું તેલ વાપરેછે અને તેને ટાંકીઓમાં ઉકાળીને પછી મોલડોમાં થંડો પારેછે. એ ટાંકીઓમાં કોઇમાં ૩૦) ટણ સાબુ માએ એવીછે. એવી નવ ટાંકીઓમાં સાબુ બનાવેછે. એ જોઇને એનેથી થોડે દુર સાબુ તથા શોડા ભરવાનાં પીપો સંચાથી બનાવેછે તે જોયું હતું. પીપને વળાં ઠોકવા સારૂં એક બીજો સંચોછે જેને તારનું જાડું દોરડું હોયછે તે દોરડાંની વચમાં તૈયાર કાપેલાં લાકડાં મુકેછે, અને પછી સંચાથી તે દોરડું તેને દાબેછે કે ઉપરથી લોખંડ-

ની છર મારીને દારકું ધીમું કરી નાંખીને પીપ તૈયાર બાહાર કાહાડેછે. કેમીકલ કારખાંનાંમાંથી જે હવા.(Gas) ખરાબ બાહાર કાહાડી નાંખેછે તેસારૂં સરકારનાં ધારા પ્રમાંણે ઘણી ઉચી ચીમનીઓ જોઇયે, તે મુજબ એ કારખાનાંની ચીમની ૪૫૦) ફીટ ઉચી ઇયાને દુન્યામાં સૌથી ઉચ્ચામાં ઉચી બાંધેલી એ એક ગણાયછે. એ ચીમનીથી એકજ ચીમની ૧૩) ફીટ ઉચીછે. આજનો દીવસ સવારથી વરસાદ ઘેરાઈ આવ્યાથી તેમજ હવા ઉપરથી જાડી થવાથી આતરેનાં કારખાંનાંનો ધુંમ્રાડો ઉપર નહીં જઈ શકયાને લીધે આખા શેહેરમાં ફેલાઈ ગયો હતો, અને રસતા ઉપર તેને લીધે દુરથી ૧૦૦) ફીટને છેટેથી કાંઈ દીસતું ન હતું. વળી તે ઉપરાંત કેમીકલ વરકશની ચીમનીનો ધુંમાડો તે સાથે ભેળાયાથી તેની વ્યાસનો વાસ પણ દમમાં લીધામાં ચહડી આવતો હતો, તેથી ઘણો કંટાળો ઉપજતો હતો. એ ધુંમાડો ધુમસનાં જેવો લાગતો હતો, તથા ઘેરામાં પણ તે ફેલાઈ ગયો હતો. આજ રાતરે આતરેનાં હીસાબ પ્રમાંણે વરસાદ ઘણો જોરમાં પડયો હતો.

તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૮૧ વાર બુધ-- આજે સવારનાં હીંયાંની કેઠીડરલ જોવા ગયા હતા. એનો દેખાવ બાહારથી જો કે કાંઈ ભપકાદાર નથી તોપણ અંદરથી તેની ઘણી ઉચ્ચાઈ તથા મજબુત બાંધણીથી સારો દીસતો હતો. એ દેવળનો કેટલોએક ભાગ સને ૧૧૭૫ નાં શાલમાં બાંધેલો હજુ ઘણી સરસ રીતે જળવાઈ રહેલોછે. તેનાં થાંભલા નજદીક ૧૫) થી ૨૦) નાઘલા થાંભલાઓને એકઠાં કરીને અકેકો બાંધેલો છે, તેથી તેની ગોળાંઈ ઘણીજ ગંજાવર લાગેછે. એનાં હૉલની ઉચ્ચાઈ આસરે ૭૦) ફીટનીછે; દેવળનાં કાએર (Choir) ની હેઠળ ભોંયરૂં ઘણું મોટુંછે, જેને ક્રીપ્ટ (Crypt) કહેછે, તે પંદરમી સદીમાં બાંધેલુંછે, અને ત્યાં જુદા જુદા ઓરડાઓ કીધેલાછે જયાં આગલ ચેપટર ભરતા હતા. એ ભોંયરામાં શેંટ મંગોનો જાણીતો કુવોછે. એ શેંટે સ્કાટલંડમાં પેહેલું એ દેવળ બાંધ્યું હતું. એ દેવળની લંબાઈ ૩૦૦) ફીટનીછે અને તેનો મીનારો ૨૨૪) ફીટ ઉચોછે, એના મોટા ૧૫૦) સ્તંભો છે, અને એટલીજ બારીઓ રંગીન કાચની થોડાં વરસ થયાં આતરેનાં મોટા મોટા લોકોએ મુકાવીછે, તેમાં દુનીઆંની શરૂઆતથી તે છેક ક્રાઇસ્ટનાં મરણ સુધીની વીગતો ચીતારેલીછે, જેની ઘણી તારીફ થાયછે.

એ જોઇને એની પાસે અહીંયાનાં લોકોને ડાટવાની જગ્યા જેને નેક્રોપોલીશ કહેછે તે જોવા ગયા હતા, જયાં ઘણી જાત જાતનાં મોન્યુમેન્ટ મુકેલાંછે. તેમાં જોન નોકશ કરીને ધર્મ સુધારક થઈ ગયોછે તેનું એક મોટા થંભની ઉપર વાએજી કરતું પુતળું ઉભું કીધેલું સૌથી સરસછે. એ ઘોરસ્થાનનો દેખાવ દુરથી જાણે એક નાઘણું શેહેર હોય તેવો તેનાં મીનારાથી લાગેછે.

એ જોઇને હીંયાંનો એકશચેન્જ જોવા ગયા હતા, જે જો કે સારોછે પણ મેનચેશટરનાં એકશચેન્જ જેવી મોટી નથી. એનો બાહારનો દેખાવ મોટા થાંભલાઓથી સારો લાગેછે. એ એકશચેન્જની બાહાર ડ્યુક ઓફ વેલીંગટનનું પુતળું ઘોડા ઉપર બેસાડેલું મુકેલુંછે, અને તેની હેઠળનાં પેડશટલ ઉપર ચારે બાજુ તેની ચાર મોટી લડાઇઓની જીત બ્રોનઝમાં પાડેલાછે જે ઘણી સરસછે. એ જોઇને હીંયાનો પબલીક પાર્કમાંનો એક પાર્ક જેને ગ્લાશગો ગ્રીન કરીને કહેછે તે જોવા ગયા. અહીંયાં નેલશનનાં મોન્યુમેન્ટ દાખલ એક થંભ ઉભો કીધોછે અને વચમાં બેંડ સ્ટાંડ રાખેલુંછે, આસપાસ થોડાએક ફુલનાં કેઆરાઓ કી-

ઘેલાછે, બાકીનું કાપેલા ઘાસનું મોટું મેદાન રાખેલુંછે.

એ જોઇને પછી મેશરસ તુલસ એન્ડ સનસનું ચામડાંનાં પટા બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા, જયાં મોલો તથા સંચા ચલાવવાનાં ચામડાંનાં પટાઓ બનાવેછે. તે સારૂં હીંયાં નાં તથા હીંદુસ્થાનનાં ઢોરનાં ચામડાં વેચાતાં દરએક રતલની ૩)થી૪) પેની લએ લેછે. તેની ઉપરનાં બાલ કાહાડવા પેહેલાં તેને ચુનાનાં પાણીમાં એક અઠવાડીયું સુધી રાખી મુકેછે અને પછી તેને બાહાર કાહાડીને લાકડાંની પટીથી બાલ જે કોહીને અલગા થઈ રહેલા તે ઓખવી કાહાડેછે. એ નાઘલા બાલોને બેથી હદી શીલીંગે એક મોટી બાલદી ભરીને વેચેછે, જે બાલો ચુનાનાં પ્લાશટર કામમાં તથા બોઇલરની ફુલેટો બનાવવાનાં કામમાં વાપરેછે. ત્યાર પછી તે ચાંમડાંની ઉપર જે ચરબી રહી જાયછે તેને ઓખવી કાહાડેછે. એ ચરબી ઘણી પતળી હોયછે; તેને ચમરપટનાં કાગજો તથા સરેશ બનાવવાનાં કાંમમાં વાપરેછે. એ કાહાડયા પછી ચામડાંને સુકવવા સારૂં એક જાતનાં ઝાડની છાલનાં પાણીમાં એકથી દોહોડ વરસ સુધી રાખી મુકેછે. સીંગડાંનો પોકળ ભાગ છરી કાંટાનાં હાથા તથા ચમચા બનાવવાનાં કામ સારૂં વેચેછે જેનાં દર ટણે પાંચ પૈંડ ઉપજેછે. ચામડાંને સુકવ્યા પછી તેને એક સંચામાં મુકેછે જયાં છરીએ કરી તે ઉપરનો ખબરાયલો ભાગ ઓખવી કાહાડી સાફ કરેછે, અને પછી તેને બીજા સંચામાં બે જાડા લોખંડનાં કટકાથી પાલીશ કરી સાફ વાપરવા લાયક કરેછે. ત્યાર પછી તેને લંબાવવા(Stretch) સારૂં એક સંચામાં ખેંચીને રાખી મુકેછે, અને પછી બીજા સંચાથી જોઇતી પોહોળાઈનાં કટકા કરેછે; અને લાંબા પટા કરવા સારૂં તે નાઘલી પટીઓનાં છેડાપરથી જાડાઇનો અરધો ભાગ સંચાથી કાપી કાહાડીને બીજાં ચામડાંનાં તેવા ભાગને તેની ઉપર સરેશથી વલગાવી દેછે, એટલે અસલ ચાંમડાંની જાડાઈ બરોબર થઇ રહેછે; એ બાદ તેને સીવી લેછે. જો પટા ઘણાં જાડા જોઇયે તો બે પટાઓને ઉપર મુજબ સાથે સીવી લેછે, અને પછી તેને સંચામાં દાબીને એવા તો કરેછે કે જાણે એકજ જાડું ચામડું હોય તેમ દીસેછે. એ પ્રમાંણે લાંબા પટા કીધા પછી તેને એક જોઇતી પોહોળાઈનાં સંચામાં મુકેછે, જયાંથી તે પસાર થતી વખતે સંચામાં દબાયાં ઉપરાંત તેની વધારે પોહોળાઈનાં ભાગનાં ઝીણાં છલતાં નીકળી જાયછે. એ છલતાં જેલેટીન (Gelatine) બનાવવાનાં કામમાં લેછે. એ કારખાંનાંનાં ધણીનાં કેહેવા મુજબ ખડીઆનીં (Calf-foot) જેલી જે ઘણી સસતી વેચાયછે તે બનાવવાના કામમાં એ થોડાં ઘણાં ચામડાંનાં છલતાં પણ લીએછે. વળી એ લાંબાં ખાલી ચામડાંનાં પટા બનાવવા ઉપરાંત બીજી નવી જાતનાં પટાઓ બનાવવા સારૂં ઝીણી કાપલીઓ કાપીને લોખંડનાં ઝીણાં પતળા સલીઆમાં તેનાં બેહુ છેડા ઠોકી દેછે. એ મુજબ લાંબો પટો (સાંકળીનાં જેવો)બનાવેછે, અને તે ઘણાં મજબુત બનેછે. પટા કાપતી વખતે તેમાંથી ચામડાંનાં ઝીણાં પાતલા કટકાઓ નીકળેછે, તેને વળ દઇને દોરડાં બનાવેછે, અને તે દોરડાં ઘણાં મજબુત થાએછે. તેવાં દોરડાંથી હેઠળથી ચાર માળ સુધી ઉપર જવા આવવાની Hoist એક ટણનાં ભાર સુધાં ઊંચકી લઈ જતાં હમોને દેખાડી હતી. વળી ચામડાંમાંથી ઝીણી ગોળ દોરીઓ પણ બનાવેછે, જે દોરીઓ સીવવાનાં સંચા ચલાવવા સારૂં વાપરેછે.

એ સઘળું જોઇને પછી ગશટેવશ ડોરે (Gustavus Dore) ની પીકચર ગેલેરી જોવા ગયા હતા, જયાં તેનાં હાથનાં ચીત્રો ઘણાં સરસ રીતનાં પાડેલાં હમોએ જોયાં હતાં. ત્યાંથી નીકલેલા ગ્રેટવેસ્ટ એંડ સ્ટ્રીટમાં ફરવા નીકળ્યા હતા, જયાં મોટી મોટી

આલીઓ ઘણી રોણુકદાર બાંધેલી જોઇહતી. તેનાં આખા મોહોલાઓ જાણે એકજ મેહેલ હોએ એ પ્રમાણે દીસેછે અને એ ગ્લાશગો શેહેર જે ચડ ઉતર ટેકડી ઉપર બાંધેલુંછે તેથી તેનો દેખાવ ઘણો સરસ લાગેછે.

એ જોઇને પછી અતરેની યુનીવરશીટી જોવા ગયા હતા, જે ઘણી ગંજાવર ઇમારતછે અને તેને બાંધવાને પાંચ લાખ પૈંડ ખરચ લાગોછે. એને લગતો એક હૉલ મીટીંગો ભરવા સારૂ બંધાએછે, તે ઉપર એક લાખ પૌડ ખરચ બેસશે. તેને ફરતી આસપાસ સીડીઓ બાંધીછે તે જરા નવાઇજેવીછે. તેમાંની એકજ શીડી પરથી બે જુદી જુદી ગમથી ઉપર જવાઇ શકેછે. તે ગોળ દાદરનાં જેવીછે, અને એક ગમથી સીડી તેની જઇને બીજીગમ ગોલાઇએ તે નીકળે તેની વચમાં આરકતરી બોજીસીધી બીજી ગમથી નીકળીને તેની ઉપરનાં ભાગ પર નીકળેછે. એ પ્રમાણે પેહેલા તપાવાલો એકદમ ત્રોજા તપા ઉપર અને બીજા તપાવાલો ચોથા તપા ઉપર થઇને ઉપર સુધી છુટા જઇ શકેછે, તોપણ સીડી જાણે એકજ હોય તેમ લાગેછે. એમ કરવાનું કારણ એજે વખતે કોઇ અડચણને લીધે ઉપરનાં હૉલનાં લોકને નીચે જલદી જવું હોએ તો એ મુજબની ચાર ખુણાંની ચાર સીડીઓ પરથી બે મીનીટમાં તે હૉલ ખાલી થઇ શકેછે. એ યુનીવરસીટીમાં જુદી જુદી વીદ્યા શીખવવાની જુદી જુદી ઇમારતો આસપાસ ફરતી રાખેલીછે, તથા નવીનવી ચીજોનું સંગ્રહસ્થાંનછે તે પણ ઘણું જોવા લાએકછે, જયાં માણસો તથા જાનવરોનાં અંદરનાં અવયવ ( Anatomy ) દેખાડવા સારૂં મીણનાં નમુનાં રાખેલાછે. તે ઉપરાંત નવાઇ જેવી આકરૂતીનાં જાનવરો જેવાંકે ચાર પગનાં, બે મોહોડાંનાં, બે આંગનાં ઇત્યાદી રાખેલાંછે તે જોવા લાએકછે.

તા૦ ૭ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં મેશરશ જોન એલડર એંડ શનશની વાહાણ બાંધવાની મોટી ગોદી જોવા ગયા હતા. એ ગોદીનો ધણી હાલ મી૦ પીઅરશ કરીનેછે. એ જગાપર હમોએ એક ઘણી મોટી સ્ટીમર ગાએન લાઇનની કું૦ને વાશતે અમેરીકા અને ઇંગ્લાંડ વચે દોડવા સારૂં બંધાતાં જોઇ હતી, અને જે ઘણી ખરી તૈયાર થયલી હતી, તથા એક અઠવાડીયામાં ઉતારવાનીછે. તેનું નાંમ અલાશકા કરી આપેલુંછે. તે ૫૨૦) ફીટ લાંબી અને તેનું વજન ૬,૫૦૦) ટનછે તથા ૧૨,૫૦૦) ઘોડાનાં બલનીછે. તેનું એનજીન બનાવવા ઉપર ૧,૨૫,૦૦૦) એક લાખ પચીસ હજાર પૌંડ લાગ્યાછે અને આખી સ્ટીમરની કીમત ૨,૩૦,૦૦૦) બે લાખ તીસ હજાર પૌંડની કહેછે. તે તદન લોખંડની બાંધેલીછે. એનાથી ઉતરતી સ્ટીમર આસ્ટ્રેલીયાની લાઇન સારૂં તથા બીજી બે નાધલી પણ ત્યાં બંધાતી હતી. એ મુજબ એકજ વખતે ૧૪) મોટી સ્ટીમરો એ ગોદીમાં બાંધીશકે એટલી ફરાગાતછે. એ સ્ટીમરો સારૂં એન્જીનો તથા સઘળું લોખંડ તથા લાકડ કામ અહીંઆજ બનાવેછે. જે માટે કારખાણું ઘણું મોટું રાખેલુંછે.

એ જોઇને પછી હમો ગ્લાશગોથી આશરે ૧૫) મેલ દુર હેમીલટન નામનાં ગામડાંમા ડયુક ઓફ હેમીલટનનો મેહેલ જોવા ગયા હતા. એવી જગ્યાઓને કનત્રી શીટ ( Country Seat ) કરીને કહેછે. એ મેહેલને લગતી જગ્યા ઘણી મોટીછે અને તેમાં જંગલો તથા પાર્કશ રાખેલાંછે; જેમાં બીજાં પાલેલાં જાનવરો ઉપરાંત કેલીડોનીઆ ( Caledonia ) નાં જંગલી ઢોર ઢાંકરછે. એ મેહેલનો દેખાવ બાહારથી સારોછે, તથા તેની અંદરનો ભાગ ઘણો જોવાલાએકછે. હમોએ લંડનમાં ડયુક ઓફ શધરલેંડનો

જે મેહેલ જોયોછે તેનાં કરતાં એ મેહેલ ઘણો સરસછે. હીંયા તરેહતરેહની અસલની નવાઇની ચીજો ( Antiquities ) નો સંગ્રહ ઘણો સારો કીધેલોછે. હમણાંના ડયુકનાં બાપાવાને એવી ચીજો ખરીદવાને અતી ઘણો શોખ હતો, અને તેને મોહોટી મોહોટી અને કોઇની તો નહીં માનવાજોગ કીમતો આપીને ખરીદલીછે. તેનાં દાખલા દાખલ ડેડ શી ( Dead Sea ) માંથી એક જાતનાં પથરનાં બે થાંભલા આસરે ૫) ફીટ લાંબા તથા ૧) ફુટ ગોલાઇમાંછે તે જાણે સફેદ અને કાળી છાંટનો પથર હોય તેવા દીસેછે, તે દરેકનાં ૨૦,૦૦૦) વીશ હજાર પૌંડ ઈયાને બે પથરનાં આજનાં વટાવ ગણતાં ૪,૮૦,૦૦૦) ચાર લાખ એંસી હજાર રૂપીઆ આપીઆ હતા! એજ મુજબ ઇજીપ્તમાંથી મમીઝની કોફીનનાં કેશો પથરનાં આવેછે, તેમાંનાં એક કેશની કીમત ઘણી હોવાને લીધે કોઇ લઇશકયું નહીં તે એ ડયુકે તીસ હજાર પૌંડ આપીને ખરીદી હતી. એ કોફીનમાં ઇજીપ્તના ફારાહેની એક છોકરી જેણે મોઝીઝ પેગમબરને નદીમાંથી તરતો ઉચકી લઇને પાળેયો હતો, તેની અસલછે એવું કહેછે અને તે આજે ૩૦૦૦) વરસની ઉપરની જુની કહેવાયછે. એ ઉપરાંત મેરી કુવીન ઓફ સ્કાડલાંડ, નેપોલીયન બોનાપારટ, ઇત્યાદીની કેબીનેટો તથા ખુરશીઓ તથા બીજી ચીજોનો સંગ્રહ સારો કીધેલોછે. પ્રીન્સ આફ વેલસ એને ત્યાં પરોણા દાખલ ઉતરેછે, તેને સારૂં તદન જુદાજ ઓરડાઓ સણગારેલાછે, જયાં ટેપેશટરી વરક ( હાથનું ભરત કામ) ઘણુંજ સરસ દીવાલો ઉપર ટાંગેલુંછે, જે જોકે સને ૧૭૩૫નાં શાલમાં ગુંથેલુંછે. પણ એવી સારી હાલતમાંછે કે આજેજ નવું બનાવ્યું હોય એમ લાગેછે. તે ઉપરાંત તેની દીવાલો રંગીન રેશમી શેટીનનાં કપડાંથો જડી લીધેલીછે, તથા શીલીંગો ઉપર અતી ઘણું નકશી કામ તથા ગીલીત કીધેલુંછે. એનાં બેસવાનાં ઓરડાનું ફરનીચર પણ તદન ગીલોટ કામનું કીધેલુંછે, તેમાં ચાહ પીવાની ટેબલો પર સોનાનાં નકશીદાર પત્રાંઓ જડી લીધેલાંછે, તથા તેજ પ્રમાણે બીજી ટેબલો તથા કોચો એ સરવે ઉપર ગીલીટનાં પતરાં જડેલાંછે. એ ધણીને ત્યાં એના વડાઓની સબીઓની ગેલેરીછે જે ઘણી જોવાલાએકછે અને તે વળી અસલનાં જાણીતા ચીતારાઓને હાથથી પડાવેલીછે. તેમાં એનો પેહેલો ડયુક જે પેહેલા જેમ્સનાં વખતમાં થયો હતો તેની સબી વેનડાઇકનાં હાથની ઘણી સરસ ચીતારેલીછે. એ ઉપરાંત બીજા ઓરડાઓમાં જયાં જયાંએ ત્યાં ઊંચી તસવીરો તથા પુતળાંઓ ગોઠવેલાંછે. એ સઘલાં ફરનીચરની કીમત આજે કરોડોની ગણાયછે. એનો મોટો દાદર કાળા સંગેમરમરનાં પથરનોછે, તથા ત્યાં સઘળું ફરનીચર પણ કાળા સંગેમરમરનાં પથરનુંછે, તેજ માફક એક ઓરડામાં લાલ શેટીનનું ફરનીચર તથા દીવાલોપર પણ લાલ શેટીન જડેલી તથા ત્રીજા ઓરડામાં જે રંગનું ફરનીચર તેજ રંગની શેટીનની જડેલી દીવાલ એ સઘળું સરસ અને જોવા લાએકછે. એલેકજાંડર કરીને ૧૦) મો ડયુક થઇ ગયોછે, જે સને ૧૮૫૨માં મરણ પામ્યો હતો, તેને પોતા સારૂં તથા પોતીકી ફેમેલી સારૂં એક મોહોટી "માઝોલીયમ" ઘોર બાંધીછે, તે પણ ઘણી જોવાલાએકછે અને તે ઉપર એક લાખ પૌંડ ખરચ બેઠો હતો. તેનાં ગુંબજની ઊંચાઇ ૧૦૦) ફીટ ઉપરનીછે અને તેનું બારણું જો જરા જોરથી બંધ કરેછે તો અંદર જાણે મોટી તોપનાં અવાજો થતો હોય તેમ લાગેછે. તેની અંદરની જમીન જાતજાતનાં સંગેમરમરનાં પથરની કીધેલીછે અને તે ઉપર ઘણી કીમત લાગીછે. એ માઝોલીયમ બાંધવામાં

ચુનો અથવા લાકડું મુદલ વાપર્યું નથી, પણ ઘણાં મોટા મોટા પથરાઓને ફાંચર મારી એક એક ઉપર બેસાડીને બાંધેલીછે, અને તેનો પાયો ૪૦) ફીટ ઉંડોછે. એ મોશલ-મની અંદર બાજુપર એક પલાટ ફારમ બાંધીને તેની ઉપર આગલ જણાવેલી ઇજીપ્તશીઅન મમીની પથરાની ઘોર, જે બે લાખ રૂપીએ એજ ડયુકે લીધેલી હતી, તેમાં તેને મુકીને શીલ કરી લીધેલી છે. બાકીનાં ત્યાર પછીના ડયુક તથા તેની ફેમીલીને અંદર હેઠાંણમાં Vault વાલટ બાંધેલોછે તેમાં મુકેછે. એનાં પાર્કમાં તથા જંગલમાં જે જંગલી ગાય ઢોરો રાખેલાંછે તેને વાસતે વાડ ભરી લીધે-લીછે પણ હાલ તે માણસોને જોઇને ભડકતાં નથી; કારણ કે રોજ માણસ જોવાથી તે હવે હલી ગયાંછે. હમણાંનો ડયુક ઘણોજ ખરચાલુંછે, તેની આવક જો કે વરસ દહાડે પચાસ લાખ રૂપીયા ઉપરનીછે, તોબી તેને એ ઉપરાંત મોટું કરજ કીધાથી તેનું ઇસ્ટેટ ટરશટીઓને સોંપીને એને કાંઈ લવાજમ આપી બાકીનું એનાં માગનાર લેછે. એને શેકારનો ઘણો શોખછે તે સારૂં કુતરાઓ રાખવાનાં મોટાં ઘરો કીધેલાંછે, ત્યાં ઘણાં સારા કુતરાઓ રાખેલાછે, આવો મેહેલ મોટો પોતીકોછે તો પણ ડયુક હીંયાં વરસમાં એક મહીનાં ઉપર રેહેતો નથી; પણ પોતાનાં બીજા મેહેલોમાં શેકાર સારૂં આરન કરી ગામછે ત્યાં ઘણો બરો રેહેછે, જેને સારૂં કહે-છે કે આ મેહેલથી પણ તે વધારે સણ-ગારેલોછે. • એ જોઇને પાછા ગલાસગો આવ્યા હતા.

**તા૦ ૮ મી જુલાઈ ૧૮૮૧**—આજે શીનગરશ શુઇંગ મશીન (સીવવાનાં સાંચાં) નું કારખાંનું જોવા ગયા હતા. હીંયાં શીનગરનાં વખણાયલા સીવવાનાં સંચા-ઓ બનેછે. એ કારખાંનું ઘણું મોટુંછે. તે સંચા બનાવવામાં જે એક સો ઝીણી ચીજો ગોઠવવામાં આવેછે તે દરેક ચી-જનાં જુદા જુદા સંચાછે, તેમાં વળી કોઈ ભાગપર ત્રણ ચાર સંચાઓથો વધારે પણ કામે લાગેછે. જેમકે શટલ બનાવવા પેહેલાં લોખંડનાં સલીયાને તેટલાજ કા-પેછે, બીજામાં તેને કોરી કાહાડેછે, ત્રીજામાં અણી કાહાડી સાફ કરેછે. એ મુજબ એક ચીજ સારૂં ત્રણ ચાર સંચાથી કામ લેછે. સોય બનાવવા સારૂં પેહેલાં સંચાનો એક ભાગ ઝીણા તારને કાપેછે, અને તેને એક ચીમટો ઊંચકીને બીજા ભાગ ઉપર મો-સેછે, જયાં તેનો ગાલો ઘડાયછે, ત્રીજો ભાગ તેને અણી કરેછે અને પાછો તેને એક ચીમતો ઊંચકીને પાસેનાં એક દાબ-ડામાં એકઠી કરેછે. એ સઘળું જાણે ત્રણ ચાર માણસ પોતીકા હાથે કરતું હોય એમ લાગેછે. સોયનાં નાંકાં પાડવા સારૂં ઝીણાં સલોયાનો એક સંચોછે તેનાથી નાંકાં પ-ડેછે. એ કારખાંનું ઘણું મોટુંછે, અને તેમાં દરરોજ ૧૪૦૦) માણસો કાંમે લા-ગેછે તથા દર અઠવાડીયે ૫૦૦૦) સીવવાનાં સાંચાઓ તૈયાર થાયછે.

એ જોઇને પછી જોન બ્રાઉન એંડ શ-નશનું મશલીન વણવાનું કારખાંનું જોવા ગયા હતા. અહીંયાં બારીઓના કરતનશ, (Curtains) કરતીન તથા કૌચો ઉપર નાંખવાનાં એનટીમેકસરસ તથા ઝીણી મ-ઝલોન ઇત્યાદી બનાવેછે, અને તરાંહ સારૂં કાગળો ઉપર આંધળાં પાડી તે મુજબ શટલ દોડવાથી તરાંહ જાત જાતની પણ સફેદ રંગનીજ પડેછે.

તે જોઇને પછી આર સ્ટુઅરડ એંડ સ-નસનું કાગળ બનાવવાનું કારખાંનું જોવા ગયા હતાં. એ કારખાંનું ઘણું નાધલુંછે, અને તેમાં એકજ સંચો કામ કરેછે જે રાત તથા દીવસ ચલાવીને રોજનું ૪) ટણ કા-ગળ બનાવેછે. કાગળ બનાવવા સારૂં પેહેલાં ચીથડાં યા સણ અથવા જુનાં કાગળો લઇને તેને પાંણીની ટાંકીમાં આઠ દીવસ

સુધી કોહોવાડેછે, અને તેમાં કાંઈ એશીડ નાંખેછે, તેથી તે પોચાં થાયછે. એ ધોવા નાખ્યાની આગમજ મોટાં ચીથડાં ઇયા ગુણપાટો હોયછે, તેને એક સંચામાં કાપીને ટુકડા કરેછે, અને પછી એક ગોળ મોટું વાસણ જેમાં આંધળાં પાડેલાં તથા અંદર ખીલા રોકા સલીયા હોયછે તેમાં નાંખીને તે ચીથડાંને ખુબ હીલવેછે, તેથી તે છુટાં પડી ધુલ તથા કચડો હેઠળ પડી જાયછે, જે ખાતરનાં કામ સારૂં વેચેછે. એ ચીથડાંને કોહોવાડયા પછી તેને કોશટીક શોડા તથા બીજી મેળવણી કરીને એક મોટાં વાસણમાં સંચાથી ચલાવીને લાકડાંથી ખુબ કુટેછે, અને તેને લાહી જેવાં બનાવેછે, તથા તેને ટાંકીમાં પાણી સાથે ભેળીને એક મોટાં ચાલણી રોકાં વાસણમાંથી દોડાવેછે, જેમાંથી તેનું પાણી ગળી જઇને થરો બેસી જાયછે. તે થરો એક ગરમ સ્ટીમથી ભરેલાં રોલર નીચેથી પસાર થાયછે, તેથી તે સુકાઇને પોચાં કાગળો થવા માંડેછે, તે પાછાં બીજાં રોલરપરથી પસાર થઇ છેલે મજબુત થઇને કાગળો નીકળેછે. તેને એક રોલર ઉપર વીટાળેછે અને પછી તે રોલરને એક બીજા સંચામાં મુકેછે, જયાં તેનાં ત્રણ સરખા લાંબા ભાગ છરીએ થાએછે, અને આગલ આવતી બીજી છરી તેનાં લંબાઇના ત્રણ સરખા ભાગો કરેછે. એ સઘળું ઘણું ઝડપથી તથા કાપેલાં કાગળોનાં ચોરા પણ ઘણા જલદીથી થાયછે, જે પછી ઓરતો તેને હાથે વાલીને બંડલ બાંધેછે. એ કાગળો સઘલાં હલકાં બનતા હતાં, જે પડીકાં અને સામન બાંધવાને કામે લાગે. પણ જો ઊંચાં કાગળ જોઇએતો તદન હેમ્પ અને જુટ યા સાફ કાગળોના મીકશચરોનાં બનાવેછે. એ મીકશચરોમાં રાજમ નાંખેછે જેથી તે કકરાં થઈ ચલકાટ કાહાડેછે, . પણ જો રાજમ નહીં નાંખીએ તો પોચાં થઇને બ્લોટીંગ પેપર બનેછે.

એ જોઇને પછી બીલોરકામનું કારખાનું જોવા ગયા હતા જે ઘણું ખરૂં મેનચેશટરમાં જોયું તેનાં જેવુંજછે, તેથી વીગતો લખતા નથી.

ત્યાંથી નીકળીને Vell's Pottery works જોવા ગયા હતા. એ જગ્યા પર કોડી તથા ચીની કામ બનાવેછે, તે સારૂં મટોડું પેહેલાં પાણીમાં ખુદીને પછી તેને કુંભારનાં પૈડાં જે સંચાથી ચાલેછે તે ઉપર મુકીને પ્યાલાં, રકેબી, બોલો, ઇત્યાદી બનાવીને ભઠ્ઠીમાં ભું જેછે. પછી જો તેને રંગીન કરવી હોય તો તે ઉપર ચીતાર છાપ્યાથી અથવા કોપરપ્લેટ ઉપર તેનો આકાર કોતરીને તેમાં રંગ પુરીને કાગળ ઉપર છાપી લઇ પછી તે કાગજ ચીનીકામનાં પ્યાલાં ઇયા રકેબી ઉપર વલગાવી દેછે; અને પછી તે વાસણને ગરમ પાણીવતે ધોવાથી પેલું કાગળ નીકળી જઇને રંગની તરાહ ઉપર પડી રહેછે. પણ જે હલકું કોરી કામ હોયછે તેને દીબાંથી છાપેછે, અને પછી તેની ઉપર "ગલેજ" કરવા એક જાતનું મીકશચર કરી તેમાં બોળેછે એટલે ગલેજ ઉપરજ ચહડીને સઘળું સફેદ થઇ જાયછે. એ બાદ તે વાસણને ભઠ્ઠીમાં ત્રણ ચાર કલાક સુધી મુકેછે કે પેલો ઘંકાઇ ગયલો રંગ ગલેજની બાહાર દીપી નીકળી જાણે રંગની ઉપર ગલેજનું પડ કીધું હોય તેમ થાયછે, તથા રંગ નીકળી શકતો નથી. એ પ્રમાણે ત્યાં ઘણું ઉચું અને હલકું કોડી તથા ચીનીકામ બનાવેછે.

**તા૦ ૯ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં ગલાસગોથી આગગાડીમાં અગીઆર વાગાને અમલે બોલીંગ જે ગલાસગોથી ૨૫) મૈલ દુર લેક લોમોંડ આગલ સ્ટેશન છે ત્યાં ઉતરયા હતા. ત્યાંથી સ્ટીમર પ્રીન્સ ઓફ વેલશમાં બે-

સીને લૉક લોમોંડ પસાર કીધો હતો. સ્કાટલંડની બોલીમાં સરોવરને લૉક ( Loch ) કરીને કહેછે. એ સરોવરનો દેખાવ ઘણો સારોછે, અને ઇંગ્લાંડનાં સરોવરો કરતાં એની આસપાસનાં પાહાડો ઘણાં મોટા તથા ઝાહાડ વગરનાંછે, જેથી જેમ ઇંગ્લીશ સરોવરોની માઇલ્ડ શીનરી તેમ સ્કાટલંડનાં સરોવરોની Rugged શીનરી કહેછે. એ સરોવરનું સ્કોચ નામ લૉક લોમોન્ડ ( Loch Lomond ) છે, જે બીજા સ્કાટલંડનાં સરોવરો કરતાં સૌથી મોહોટો અને સરસ કેહેવાયછે. તેની લંબાઇ ૨૩) મૈલનીછે તથા વધતામાં વધતી ઊંડાઇ ૧૦૦) વામ કેહેવાયછે, અને ઘણામાં ઘણી પોહોલાઇ ૫) મૈલનીછે. એ સરોવરમાં ઘણાંક નાધલાં ટાપુઓ આવેલાંછે, તેમાં ઇંચ મરીન ( Inch murrin ) કરીને સૌથી મોહોટાંમાં હરણો શીકાર કરવા સારૂં તે ટાપુનાં ધણી ડયુક ઓફ મોનટરોઝે રાખેલાંછે. એ સરોવર ઉપર થોડાંએક નાંધલાં ગામોછે, તથા સારા સારા માણસોએ ઉનાળાનાં વખતમાં રેહેવા સારૂં છુટાં છુટાં મકાનો બાંધેલાંછે. એની એક બાજુ બેન લોમન કરીને મોટો પાહાડ આવેલોછે, જે ઉપરથી સ્કાટલંડની સૌથી સરસ વીયુ (રોણક) દેખાયછે. એ સરોવર પરથી ૧૧॥ વાગેને ઇનવરશનેડ કરીને જગ્યાછે ત્યાં ઉતરયા હતા. ત્યાંથી ઘોડાની ગાડીમાં બેસીને પાંચ માઇલ દુર બીજો એક સરોવર, જેને લૉક કેટરીન કરીને કહેછે ત્યાં ગયા હતા. અહીંયાંથી ગલાસગો શેહેરને પીવાનું પાણી પુરૂં પાડેછે, જે આસરે ૫૦) મૈલ દુરછે અને એ પાણી આખા ગ્રેટ બ્રીટનમાં સરસ કહેવાયછે. એ સરોવર પર રાબરો સ્ટીમર ઉપર સ્વાર થાઇને નીકલેલો તે ( Stronachlachar ) શતરોનેકલાકાર કરીને જગ્યાછે ત્યાં પુગો હતો. એ સરોવર પણ મોહોટોછે. એનાં કીનારાપરની એક જગ્યા ઉપર રોબ રોય ( Rob Roy ) કરીને આગલ એક પીંદારો થઇ ગયોછે, જેને વાસતે સર વૉલટર સ્કૉટે નોવેલ લખીછે અને જેનું ઘેર પણ હજુ દીસેછે. એની આસપાસનો દેખાવ ઘણો સારોછે પણ વરસાદ આવવાને લીધે હમો તે જોઇ શકયા નહીં. શટરોનેકલાકાર (Stronachlachar) થી ગાડીમાં પાછા બેસીને ધી ટરોશિકશ ડીસટ્રીકટમાં લૉક Achray ની ઉપર ટરોશિકશ હૉટલમાં સાંજનાં ૫) વાગે પુગા હતા. આજે આગ ગાડીમાં બેસીને ગલાસગોથી બોલીંગ ગયા તે રસતાપરની શીનરી પણ ઘણી સરસછે. ત્યાં અધવચ્ચ રસતે એક જગ્યાપર વેપારનો માલ લાવ લઇ જા કરવાનાં ચાર રસતા ચાર જાતનાં આવેલાછે; તેમાં એક કલાઇડ નદીમાંથી, તથા તેનીજ અડોઅડ એક કેનાલથી, તથા તેનોજ પાસે આગગાડીથી, અને વળી તેની પાસે પગ રસતેથી, એ મુજબ ચાર રસતા એકજ જગાપર એકગમથી પથર ફેંકેતો બીજી ગમ જઇ પુગે એટલી નજદીકમાં આવી ગયલાછે, જે મુજબનાં રસતા કેહછે કે દુનીઆંનાં કોઇબી દેશમાં આવેલા નથી.

**તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં ટરોશિકશ હૉટલમાંથી નીકળીને આસરે સવા મૈલ દુર લૉક કેટરીનછે ત્યાં ગયા, અને તેપર બોટમાં બેસીને ફરવા નીકળ્યા તે એલન ટાપુ તરફ ગયા હતા; જયાં અસલનાં હાઇલેન્ડ લોકો પોતાની ઓરતો તથા બચાંઓને લડાઇની વખતે બંચાવ સારૂં રાખતા હતા તે, તથા સર વૉલટર સ્કૉટે લેડી ઓફ ધી લેકમાં કીંગ ફીટજ જેમશ અને રોબરટ બ્રુઉની લડાઈ કે જેમાં તે પાદશાહ રોબરટ બ્રુઉને મારીને પછી ઉપલા ટાપુમાં ભરાયો હતો તે સઘળું આ સરોવરપર ત્યાંનાં લોકો દેખાડે

છે. એ પછી ધી શીલવર સ્ટ્રેન્ડ કીનારે ઉતરીને ત્યાંથી ચાલતા નીકલેલા તે લૉક કેટરીનમાંથી જે જગાપરથી એક મોટી દોહડ મૈલ લાંબી ટનલ પાહાડમાંથી કોતરીને પાંણી ગલાસગો શેહેરમાં લઈ જાયછે તે જોઇને પાછા હૉટલમાં આવ્યા હતા. સાંજનાં કેલેન્ડર કરીને ગામછે ત્યાંનાં રસતા તરફ ગાડીમાં ફરતાં ફરતાં વેનેકર (Venecher) કરી બીજો એક સરોવરછે તે જોયા હતા, જે બાજુપરની શીનરી પણ ઘણી સારીછે. તે જોઇને પાછા હૉટલમાં આવ્યા હતા.

તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૮૧—આજે સહવારનાં સાત વાગે ટરોશિકશથી મેલ કોચમાં નીકળ્યા તે કેલેન્ડર કરી નાંધલું ગાંમડુંછે ત્યાં કલાક ૮।। વાગે પુગા હતા. ટરોશિકશથી થોડેક દુર લૉક વેનેકર પસાર કર્યો હતો. એ સરોવર બીજાં સરોવરો કરતાં નાંધલોછે અને તેની આસપાસની શીનરી પણ સારીછે. એની લંબાઈ ૫) મૈલનીછે. રસતામાં આખો વખત વરસાદ હોવાને લીધે એ બાજુની શીનરી જોવાને બરોબર બન્યું ન હતું. કેલેન્ડરથી આગગાડીમાં બેસીને શટરલીંગ (Sterling) શેહેરમાં ઉતરયા તથા ત્યાંનો કાશટલ જોવા ગયા હતા. એ કાશટલ સ્કાટલંડની તવાંરીખમાં ઘણો વખણાયલોછે, અને હીંયાં ઇંગ્રેજ તથા સ્કોચ વચે ઘણીએક લડાઇઓ થઈ હતી. એમાં આગલ સ્કાટલંડનાં પાદશાહો રેહેતા હતા. એ કીલો ઘણો જુનો કેહેવાયછે ત્યાં હાલ શોલજરોને મેહેલમાં બરાખ કરીને રાખેલાછે. એની દીવાલોપર પુતળાં મુકેલાંછે, તેમાં ત્રીજા જેમશે જે મેહેલ બાંધ્યોછે, તેમાં એક ખુણે પોતાનું અને બીજે ખુણે રાંણીનું પુતળું મુકેલુંછે, તેની વચમાં બીજાં પુતળાંઓ માઇટોલોજીને લગતાં મુકેલાંછે. એ મેહેલનો દેખાવ બાહારથી કાંઈ ઘણો ભપકાદાર નથી, પણ પથરનો ઘણો મજબુત બાંધેલોછે. તે ઉપરાંત ત્યાં બીજા મેહેલો તથા દેવળો, જે હાલ સઘળું શોલજરોનાં વપરાસમાંછે, ફકત એક ઓરડો અલગ રાખેલોછે, જેને ડગલશ રૂમ કરીને કહેછે. એ ઓરડામાં અસલની જોવા લાયક ચીજો રાખેલીછે, તેમાં જોન નોકસ જે પુલપીટ ઉપરથી વાએજ કરતો હતો તે પુલપીટ ભાગેલી હાલતમાં તેમજ બીજા જેમશનાં વખતનો તથા છઠ્ઠા જેમશની પોતીકી બેસવાની ખુરશીઓ, ભાલા, ઇત્યાદી રાખેલાંછે. એ ઓરડાની પાસે એક બીજો નાંધલો ઓરડો, જેને એકુજ બારીછે, અને જયાં સને ૧૪૫૨ માં બીજા જેમશે અરલ ડગલશને ખંજર ભોકી તેનું મુડદું એ બારીએથી હેઠે નાંખી દીધું હતું. તે મુડદું પાછલથી સને ૧૭૯૮ માં આસપાસની એક વાડીમાંથી મલ્યું હતું. એ બારીમાં હાલ રંગીન કાચની બારી મુકેલીછે અને તેપર ડગલશનો કોટ ઓફ આરમસ પાડેલોછે. એ કીલાપરથી આસપાસની વીયુ અતી ઘણી સરસ દીસેછે. કીલાની અંદર પેસતાં રોબરટ બરસનું પુતળું મુકેલુંછે, જયાંથી એની બાનકબરનની જીતેલી લડાઇનું મેદાન દીસેછે. એ ધણીએ સને ૧૩૧૪માં અંગ્રેજનાં એક લાખ માણસોને પોતાની સાથનાં ચાલીસ હજાર માણસનાં લશકરથી હરાવીને એ સ્ટરલીંગનો કીલો અંગ્રેજનાં હાથમાં દશ વરસ રહ્યા પછી પાછો છીનવી લીધો હતો. એ ગામ હાલ કાંઈ ઘણું મોટું નથી; એની વસતી આસરે ૧૪૦૦૦) માણસોની કેહેવાયછે તથા તેનાં ઘરો પણ ઘણાં જોવા લાયક નથી. એ શેહેરની બાહારથી ફોરઠ નદી પસાર થાયછે જે હાઈ લાન્ડ અને લો લાન્ડની હદ કેહેવાયછે. હમો જે સરોવરો જોઈ આવ્યા ત્યાંથી અહીંયાં સુધી હાઈ લાન્ડસ ગણાયછે; પણ સ્ટરલીંગથી પાછા લો લાન્ડમાં આવ્યા હતા.

હાઇલાન્ડની જગા ઘણુંખરા મોટા પાહાડોનીછે, જે ઉપર ઘણીજ થોડી ખેતીવાડી થાયછે, અને હીથર કરીને એક જાતના પાલાથી તે પાહાડો અને જમીન ઘણાં ખરાં ધંકાયલાં રહેછે; પણ વળી કોઈ કોઈ જગ્યાપર મોટાં ઝાહાડો તથા થોડી ઘણી ખેતીવાડી થાયછે; બાકીની ઘણી ખરી જગ્યા ઢોર ચરવાનાં ઘાસનાં મેદાનોછે. એ બાજુપરનાં મોટા મોટા પાહાડોથી શીનરી ઘણી બુલંદ લાગેછે, પણ લો લાન્ડ ઉપર નાંધલી નાંધલી ટેકડીઓ તથા ખેતીવાડી તથા ઘાસ અને ઝાહાડોની શીનરી તદન તેથી ઉલટી અને માઈલ્ડ લાગેછે. હમો સ્ટરલીંગનો કીલો જોઇને પાછા આગગાડીમાં બેસીને ગલાસગો ૧૧॥ વાગે પુગા હતા.

બપોરનાં જેન બુકેનેનનું કનફેકશનરી (મીઠાઇ) બનાવવાનું કારખાનું જોવા ગયા હતા, જયાં દરરોજ ૪) ટણ જેલી અને ૦॥ ટણ પેપરમીંટ તથા બીજી ઘણી જાતની ટીકીટો બનાવેછે. હીંયાં એક અઠવાડીઆંમાં ૩૦) થી ૪૦) ટણ સુધી મીઠાઇ બનાવેછે. ટીકીટો બનાવવા સારૂં ઝીણી સાકરમાં તેને જોઇતી પેપરમીંટ ઇઆ ગોલાબ ઇત્યાદી નાંખી ઉકાળીને પછી તેને મસલી લાંબા તથા જોઇતી જાડાઇનાં થપેડા કરેછે. તેને એક સંચો કે જેમાં જોઇતાં કદનાં દીબાં કીધેલાં હોયછે તેમાં મુકેછે, જે રોલરથી ફરીને અંદર જઇને પેલાં દીબાંઓથી કપાઇને આખી પેપરમીંટની ઇયા બીજી જાતની ટીકીટો બાહાર નીકલેછે. પછી તેને મોટી થાલોમાં મુકીને સ્ટીમથી ગરમ ઓરડામાં ત્રણ ચાર દીવસ સુધી સુકાવા મુકેછે, તેથી કઠણ ટીકીટો થાયછે. જો પોચી ટીકીટો કરવી હોય અથવા તેમાં શરબત ઇયા લીકર ભરવાનો હોય તો એક મોલડમાં સ્ટારચ નાંખી તેની અંદર શરબત ઇઆ લીકર નાંખેછે, અને પછી તેને ઉપરથી પણ સ્ટારચ નાંખી રેહેવા દેછે, જેથી સ્ટારચનું પડ આસપાસ થઇ જાયછે. પછી તેને ઝીણી સાકરનાં રસમાં નાંખીને પાસાદાર ખાંડનું પડ આપેછે. જો બદામ, વડીઆલી, ઇઆ એવી બીજી જાતની ટીકીટ બનાવવી હોયછે તો બદામ ઇઆ વડીઆલીને એક મોટી કઢાઇમાં સાકરનાં શીરામાં બોળીને તેનું પડ કરીને નાંખેછે અને પછી તે કઢાઇમાં બાફ છોડીને તેને સંચાથી આખો વખત ગોળ ફેરવ્યા કરેછે, અને તેની ઉપર સાકરનો શીરો કડછી ભરીને નાંખેછે, જે પેલી કઢાઇમાં ગોળ ફરવાથી બધે અંદર વીખરાઇ જઇને પેલી બદામ ઉપર સરખું જાડું પડ થતું જાયછે. સુકાયલી માલમ પડી કે બીજી કડછી ભરીને શીરો નાંખેછે, તે મુજબ જોઇતી જાડાઇનું પડ થાયછે. જો એવી કોઇ ચીજ ઉપર ખરબચડી સપાટી કરવી હોય તો તે કઢાઇ ઉપર એક ઝીણી ગળણી મુકી તેમાંથી આખો વખત શીરો તે મીઠાઇ ઉપર ટીપાવ્યા કરેછે, જેથી ખડબચડી સપાટી આવેછે. જો ટીકીટમાં જાતજાતની તરાંહ તથા રંગ પાડવો હોય તો સાકરનાં શીરાને તથા સ્ટારચને ખુબ ચાસ પાઇને તેને ગોળ દોરડાં જેવા વણેછે, અને જે જાતની તરાંહ જોઇતી હોય તે મુજબ જાતજાતનાં રંગનાં દોરડાં ગોઠવીને પછી તેને માણસો ખુબ હાથે ખેંચેછે, એટલે જેમ તે લાંબું થતું જાયછે તેમ પેલી તરાંહ ઝીણી થતી જાયછે. એ મુજબ એક પછી એક વખત ખેંચ્યા કીધાથી પેલાં દોરડાંને બદલે ઝીણી સલી જેવી તરાંહ પડેછે કે તુરત તેને જોઇતી શાઇઝની ટીકીટ જેવાં મોલડમાં મુકીને ચકરથી દાબીને ફેરવેછે, એટલે તરાંહ ઉપસાઇ આવેછે, જેને સુકવ્યા પછી તેનું હેઠળનું પડ જે વળગેલું રહેછે તે ભાંગી નાંખેછે, અને પછી તેને ચાળણીમાં ચાલીને ભાગેલાં પડનો કચડો

કાહાડી નાંખી ટીકીટો છુટી કરેછે. જો જુજેબસ ટીકીટો બનાવવી હોયછેતો ગુંદર ( Gum Arabic ) ઘણો સોજો લઇને તેને પેહેલાં પાણીમાં નાંખી પીગલાવીને સઘળો કચરો કાહાડી નાંખેછે, અને પછી તેને સાકર તથા જોઇતા રંગ સાથે મેળવીને શીરા જેવો કરેછે, તથા ચોરસ મોલડમાં નાંખીને સુકવ્યા પછી તેના જોઇતી શાઇઝનાં કટકા સંચાથી કાપી કાહાડેછે. જો ટીકીટો ઉપર નામ પાડવાં હોયછે તો તેનાં છાપા રાખેછે, જે ઉપરથી તે ટીકીટ બનાવવાનાં સાકરનાં થેપડા ફરવી જાયછે, અને તેની અંદર જેમ સહીથી છાપ આપેછે તેમ રંગની ગાડી ઉપર પેલો છાપ દબાઇને રંગને ઉચકી લેછે જેથી તેના ઉપર નામ ઘપા કેહેવતા પડેછે.

એ જોઇને પછી મીણબતી બનાવવાનું મીશીઅરશ રોબીન એનડ હોશપીન નું કારખાંનું જોવા ગયા હતા. મીણબતી બનાવવા સારૂં મધમાખનાં પોળાનાં મીણ ઉપરાંત પેરાફીન(Perafin) કરીને એક જાતનો ચીજ જમીનમાંથી કોલસાનાં જેવી નીકળેછે, તેમાંથી તેનું તેલ કાહાડી તેને ઠેરવીને મીણ બનાવેછે. એ મીણને કાંઈ મેળવણી સાથે મેલવીને પછી તેને બે વખત વારા ફરતી પીઘળાવી મીણબતી બનાવવાનાં મોલડમાં રેડેછે. એ મોલડમાં મીણબતીની જોઇતી સાઇઝનાં ખાંચા કીધેલાછે, જેમાં પેલું પીઘળેલું મીણ રેડેછે, અને તે મોલડની આસપાસ થંડું પાણી બાહારથી રેહેવાથી મીણ થંડું પડીને બંધાઇને મીણબતી થાયછે, તેને ચકરથી ફરવીને તે મીણબતીઓ ઉપર ખેંચેછે, જેની સાથે વચમેથી બતી સલગાવાનો દોરો હોયછે, તેબી હેઠળથી ખેંચાઇને કાટળાંઓપરથી ઉપર આવેછે. હવે પેલી ઉપર ખેંચેલી મીણબતીઓને તેનાં જેવા લાકડાંનાં મોલડમાં ખીજો ૦। કલાક સુધી રેહેવા દેછે, તેટલાં પેલાં હેઠળનાં મોલડમાં બીજું પીઘલાવેલું મીણ નાંખેછે, જે ૦। કલાકમાં પાછું બંધાઈ રહ્યું કે ઉપલી મીણ બતીમાંનો બાહાર રહેલો દોરો જે નીચેની નવી થતી મીણબતીનાં દોરા સાથે મલેલો રહેછે, તેને કાપી કાહાડી તે ઉપર વાલી મીણબતી જુદી પાડેછે. કોઈ કોઈ મીણબતી એક રતલનાં વજનની લાંબી તથા જાડી બનાવેછે, અને બાકીનાં રતલનાં ૧૮) નંગ થાય એટલી નાહાની પણ બનાવેછે. એ નાંધલી મીણબતી ૧) શીલીંગ અને ૨) પેનીએ રતલ વેચાયછે.

તા૦ ૧૨ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં સ્ટીમરમાં બેસીને ગલાસગોથી ઓબન કરીને દરીઆ કીનારે ગામછે ત્યાં જવા નીકળ્યા. એ સ્ટીમરનું નામ કોલમબીયા કરીનેછે. તેમાં ઘણી સરસ ગોઠવણો કીધેલીછે. તુટક ઉપર બેસવા સારૂં હારબંધ બાજુએ મખમલની ગાદીઓનાં બાજટો કીધેલાછે, તથા અંદર શલુનમાં પણ બેઠકો ઘણી સારી કીધેલીછે. કલાઇડ નદી ઉપરથી હમો પસાર થયા ત્યારે બેહુ બાજુ ઉપર ગોદીઓમાં માલ ઉતારવા લેવાને માટે વાહાણો તથા સ્ટીમરો ઉભેલી હતી. ત્યાંથી આગલ ચાલ્યા કે ગોદીઓમાં મોટાં મોટાં વાહાણો તથા સ્ટીમરો નવી બંધાતી હતી. ત્યાંથી આસપાસની શીનરી જોતાં જોતાં ડનબારટન કેશટલછે તે બાજુપર આવ્યા. એ કીલો નદીની વચમાં આવેલોછે, તેથી નદીની અંદર જતાં દુશમનનાં વાહાણોને અટકાવાને ઘણો કામનોછે. એ પસાર કીધા પછી પોરટ ગલાસગો કરી જગ્યાછે ત્યાં ઉભા હતા. એ જગ્યા ઉપર અસલ જયારે કલાઇડ નદીને ઊંડી નહીં કીધેલી હતી [એ નદી કલાઇડને ૪૦) વરસ થયાં મોટો ખરચ કરીને ૨૬) ફીટ પાંણી રહે તેટલી ઊંડી કીધી હતી. તેની આગમજ તેમાં એટલું

તો થોડું પાંણી હતું કે માણસો એક પારથી બીજે પાર ચાલી જતા હતા] તે વખતે ગલાસગોનો માલ લાવ લઇજા કરવાને અહીંયાં મોટાં વાહાણો ઉભાં રેહેતાં હતાં, તેથી તેનું નામ પોરટગ્લાશગો કરીને આપેલું છે. હીંયા હજુ થોડાંક વાહાણો ઉભાં રહેલાં જોયાં હતાં. તે ઉપરાંત બીજી મોટી સ્ટીમરો તથા રૂશીઅન સરકારનું વાહાણ પીટર ધી ગ્રેટ જે ઘણું મોટું ટરેટ શીપ ( Turet Ship ) છે, તે પોતાનું એન્જીન બદલવા હીંયાં આવેલું ઉભેલું હતું. એ પસાર કીધું કે નદી ઘણી પોહોળી થવા માંડેછે, ત્યાંથી નીકળીને બીજા ઉતારૂઓ એ ત્રણ દરીઆ કીનારેનાં ગામોમાંથી લઇને બ્યુટઆયલેન્ડ જે મારકવીશ ઓફ બ્યુટનું મુખ્ય શેહેરછે તે પર ગયા. એ જગા મોટીછે, ત્યાં ઘણાં એક મોટાં ઘરો દીસતાં હતાં. તે ફરઠ ઓફ કલાઇડ ઉપર અરધા ચાંદનાં આકારમાં બાંધેલું છે, તેથી ઘણું સારૂં દીસેછે. ત્યાંથી આગલ ચાલ્યા કે લૉક ફાઇન ( Loch Fine ) કરીને દરીયાનાં પાણીમાંથી સરોવર થયલોછે, તેમાં પેઠા. હીંયા દરીયાનાં ભાગો જમીનનો અંદરની નીચાણુની ખીણોમાં જાયછે તેથી મોટો સરોવર હોય તેવા થવાથી તેને પણ લૉક ઇઆને સરોવર કહેછે. એ નજદીક ૨૦) મૈલ લાંબો તથા પોહોળાઇમાં પણ ઘણોછે. ત્યાંથી થઇને ( Ardrishag ) આરદરેશગ કરીને એ સરોવરને કીનારે ગામછે ત્યાં જઇને સ્ટીમર ઉભી રહી. હીંયાંથી નાધલી કેનાલ બણેલીછે, તેમાં બીજી નાધલી સ્ટીમર રાખેલી તેમાં બેઠા હતા. એ કેનાલ આસરે ૫૦) ફીટ પોહોલી હશે. એ કેનાલને કરીનાંન કેનાલ કરી કહેછે, તથા સ્ટીમરનું નામ લીનેટ કરીને હતું. એ કેનાલ પસાર કીધી કે પાછા સ્ટીમર પરથી ઉતરીને થોડે દુર બીજી એક સ્ટીમર શેવેલીયર કરીને કોલમબીયાનાં જેવીજ હતી તેમાં બેસી લૉક ક્રેનીશ ( Loch Craignish ) પસાર કીધો કે આટલાન્ટીક મહાસાગરનું પાણી એ સરોવરમાં આવેછે તે જગાઉપર જઇ લાગા. એ મહાસાગરનું પાણી સ્કાબા અને જયુરા કરીને પાહાડોની વચમાં આસરે એક મૈલ પોહોળાઇ જેટલું વહેણ થઇને આવેછે, જ્યાં ખડકો આસરે ૯૦) ફીટ પાણીની સપાટીની નીચેથી આવેલાછે. હવે એ સમુદ્રનું પાણી અંદર જોરથી એકદમ આવેછે તેને પેલો ખડક અટકાવેછે, તેથી ત્યાં ઘણો મોટા વમળ તેમજ મોજા અથડાવાનાં અવાજ ઘણાં દુરથી સંભળાયછે. તે રસ્તે કોઇપણ વાહાણ અંદર આવી શકતું નથી. એટલાન્ટીક સમુદ્રવાલાં પાણીમાં આપણે આવ્યા કે ત્યાં ભરતી જોરથી આવવાથી દરીઆની સપાટીપર ઘણાં ઝીણાં ઝીણાં વમળો આસપાસ જયાં નજર કરતા ત્યાં દીસ્તા હતા. એ પ્રમાણે જોતા જોતા ઇશડેલનાં ગામડાં તરફ આવી લાગ્યા. એ જગ્યાપર હમારી સ્ટીમર થોડો વખત ઉભી હતી. હીંયાં શલેટનો ખાંણ આવેલીછે. તે બસો વરસની જુની તથા ૩૦૦) ફીટ ઊંડીછે. એમાં એક વખત દરીઓ ઉભરાવાથી પાંણી ભરાઈ ગયાં હતાં, જેને પાછું બુંબાથી કાહાડતાં ત્રણ વરસ લાગાં હતાં.

ત્યાંથી નીકલેલા ઓબન કરી ગામ જે હાઇલેન્ડની વચોવચમાંછે ત્યાં આવી સ્ટેશન હૉટલમાં ઉતરયા હતા. એ ગામ ઘણું નાંધલું આસરે ૨૫૦૦) માણસોની વસતી વાલું એજ નામનાં અખાત ઉપર આવેલું છે, પણ દરીઆ કીનારે આવવાથી ત્યાં લોકો ગરમીનાં દીવસોપર હવા ખાવા ઘણું આવેછે, તથા હાઇલેન્ડની વચમાં આવવાથી તેની મુસાફરી કરવા સારૂં ઘણાં લોકો ત્યા ઉતરેછે.

**તા૦ ૧૩ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં એક સ્ટીમરમાં બેસીને અતરેનાં વખણાયલાં ફીનગાલશ કેવશ (Fingol's) જોવા ગયા હતા. પેહેલાં ફરઠ ઓફ લોરન (Firth of Lorn) પસાર કીધો અને ત્યાંથી અસલનાં નાંધળા નાંધળા ખીસમાર થયલા કીલાઓ જોતા જોતા તથા ઘણાં નાંધળાં ગામડાંઓ આગલ બંદર કરતા કરતા છેક આટલાંન્ટીક મહાસાગરમાં નીકળ્યા. એ વેળા પવન અતીઘણો ફુંકતો હતો, તથા તુટક ઉપર ઉભું રેહેવાઈ શકાતું નહીં હતું. એ પ્રમાણે છેક દુરથી સ્ટાફા (Staffa) કરીને ટાપુ, જે ઉપર એ ગોફાછે ત્યાં જઈ લાગયા. અને સ્ટીમરપરથી નાધલી બોટમાં ઉતરીને કીનારે ગયા. ત્યાં ઉતરતી વખતે પાંણીની લીલથી કીનારો ભરેલો હોવાને લીધે ઘણી શકતી પડી હતી; જો તપાસીને પગ નહીં મુકીયે તો પગ સડકી જવા વીનાં રહે નહીં. એ લીલ ઘણાં લાંબાં અને પતળાં પાતરાંનીછે, જેને માણસો ખાધામાં પણ લેછે, તેનો રંગ આંબાનાં ઝાડને નવાં પાતરાં આવે તેવો લાલ, તથા સવાદ ખારો હોયછે. એ લીલ પસાર કીધી કે પછી તદન સુકા પણ ગોળ અને છુટા છુટા નાધલા મોટા પથરો પરથી ઘાસવાલી જગાપર પુગીએ છીયે. ત્યાંથી એક નાંધલી ટેકડી ઉપર થઇને ગુફામાં જવા સારૂં બીજી બાજુપર પાછા હેઠળ ઉતરવું પડેછે. એ જગ્યા ગોળ મોટા પથરો આસરે બે ફીટ ડાયમેટરનાં પણ ઉપરથી ચોરસની બનેલીછે તે ઉપરથી જવું પડેછે, તથા સીડીની માફક ચહડ ઉતર ગોઠવાએલા હોવાથી જાણે કે આખો ડુંગર એવા પથરોનો સીડીનો બનાવેલોજ હોય તેમ તે બાજુ દીસેછે તથા લોકોને ચઢવાને પણ સવલ પડેછે. ત્યાંથી પસાર થઇને પેલા ગોફાઓનાં મોહોડાં આગલ જઇ પુગાયછે ત્યાંનાં દેખાવની શું તારીફ કરીએ? એ ગોફા દરીયાનાં પાણીથી તથા બીજી કુદરતી રીતથી બનેલાછે, તેની બાજુપર મોટા મોટા ત્રણ ખુંણાંનાં થાંભલાઓ હોય તે મુજબ ફરતી દીવાલ પાહાડની બનેલીછે, તથા મથાળાંપરની શીલીંગ પણ ગોળ થાંભલાઓ અરધા ભાગી ગયલા હોય તેમ લટકતા પથરોનીછે. તે પાણીની સપાટીથી ૬૦) ફીટથી પણ ઊંચી હશે. એ ગોફામાં આટલાન્ટીક સમુદ્રનાં પાણીનાં મોજા ઘણાં જોરથી આવેછે, અને અંદર આવી જોરથી અથડેછે કે ઘણો મોટો અવાજ થાયછે. લોકોને જોવા સારૂ ઉપરથી એક કટેરો ભરી લીધેલોછે, જે છેક ગોફાની અંદર સુધીજાયછે, જ્યાં ઉભા રહીને તેની વીયુ જોઇને આપણે અજાયબ થઇયે છીયે. બધી ગમથો જાણે થાંભલાઓથી બાંધી લીધેલું હોય તેમ લાંબા પણ એકદમ ભાગી ગયલાં હોય તેવા પથરોથી નકશીકામ કુદરતથીજ બનેલુંછે. એ ગોફાની લંબાઇ ૨૨૭) ફીટ, પોહોળાઇ ૪૨) ફીટ, તથા ઊંચાઇ ૬૬) ફીટનીછે, તથા ઓટની વખતે તેમાં ૨૫) ફીટ પાણી રહેછે. તેની આથમણ બાજુ ઉપર થાંભલાઓ ૩૬) ફીટ અને ઉગમણ તરફનાં ૧૮) ફીટ ઊંચાછે. બીજા નાધલા ગોફા એજ ટાપુમાં ઘણાછે, અને જાણે આખું ટાપુ એ ગોફાઓનું બનાવેલું હોય તેમ લાગેછે. અહીંયાં કોઇ માણસ રેહેતું નથી, કારણ કે દરીઓ જોરમાં હોયછે ત્યારે તેની અંદર ગોફાઓમાં મોજા અથડાવાથી તોપોનાં જેવાં અવાજો થાયછે, તેથી ઘણું બીહામણું લાગેછે. એક વખતે એક માછીમારને તેનાં કુટુંબ સુધાં એક રાત રાખ્યો હતો. પણ બીજે દીને તેણે ફરીથી રેહેવા ના પાડી હતી અને હજુ સુધી તે વેરાંન હાલતમાંછે.

એ ગોફાઓ જોઇને પાછા સ્ટીમરમાં બેસીને તેનેથી સાત મૈલ દુર આયોનાનાં (Iona Isles) ટાપુઓછે

ત્યાં ઉતર્યા હતા. એ જગ્યા સ્કાટલંડમાં ઘણી પાખ્ય કેહેવાયછે, ત્યાં આસરે ૧૩૦૦) વરસ ઉપર શેંટ કોલંમ્બ્યા કરીને ક્રીશ્ચીયન ધરમનો શેંટ હશે તેનું રેહેઠાણ હતું, અને તે વખતે અહીંનાં અસલ મુરતીપુંજક લોકોએ તેનાં પંથવાળાઓને દેશનાં બીજા ભાગોમાં ઘણાં હેરાન કીધા હતા, ત્યારે અહીંયા તે ખ્રીસ્તીઓ સુખથી રહીને પોતાનાં ધરમનો ફેલાવો કરતા હતા. તેથી તે ઘણું પાખ્ય ગણાયછે અને તેને લીધેજ સ્કૉટલંડનાં ૪૮), ફ્રાંન્સનો ૧), આયરલંડનાં ૪) તથા નોરવેનાં ૮) પાદશાહો અહીં દટાયલાંછે. અસલનું એક ભાગી પડેલું ચેપલછે જેનો પાસે બીજું ૧) દેવળ અને ૧૨૦૦) નાં શાલનું બાંધેલું હાલ પડી ગયલી હાલતમાંછે, અને ત્યાં ઘણીએક જુની ઘોરો સારાં નકશી કામની પડેલીછે. એ અસલનાં વખતની નોરમન બાંધણીનું કેહેવાયછે. એ ઉપરાંત એક (Nunnery) વેરાગણનું મઠ બીસમાર હાલતમાંછે તે પણ લોકોને દેખાડેછે. તે સઘલું જોઇને પાછા ત્યાંથી સ્ટીમરમાં બેઠેલા સાંજનાં છ વાગે ઓબન ગામમાં આવ્યા હતા.

તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં ૬ાવાગે ગોન્ડોલીયર સ્ટીમરમાં બેસીને ઓબન છોડીને તેમાં લૉક ભીની, લૉક લોકી, લૉક ઓઇખ્ય, લૉક નેશ મલીને ચાર સરોવરો પસાર કીધા હતા. એ સરોવરો ઘણાં મોટા અને કોઇતો ૨૩) માઇલ લાંબાછે, તેની ઉપરનો દેખાવ પણ ઘણો સારોછે. સવારથી બપોરનાં એક વાગા સુધી વરસાદ હતો, તેથી તેની રચના બરોબર દીસી નહીં ; પણ ત્યાર પછી સુરજ નીકળવાથી દેખાવ ઘણો સારો દીસતો હતો. એ બધા સરોવરોને નેહેરોથી જોડી નાખેલાછે, અને તેથી સ્ટીમરને છેક ઇનિવરનેશ (Inverness) સુધી જવાને બની આવેછે. એમને કેલીડોનીઅન કેનાલશ (Caledonian Canals) કહેછે, અને તે સને ૧૮૦૩ થી તે ૧૮૪૭ સુધીમાં બંધાઇ હતી, તથા તેપર સવા કરોડ રૂપીઆ ખરચ થયો હતો. એ નેહેરો સરોવરો સુધાં ૬૦) માઇલ લાંબીછે તેમાં બે ભાગ સરોવરોનો અને એક ભાગ નેહેરોનો ખણી કાહાડેલોછે. એમાં બધા મલીને પાંણી બંધ કરવા માટે ૨૮) દરવાજાછે, જે ૧૮૦) ફીટ લાંબા, ૪૦) ફીટ પોહોળા, અને ૨૦) ફીટ ઊંડાછે. નેહેરો પસાર કરતી વખતે દરવાજા (Locks) બે ડુંગરવાલી જગ્યાપર આવેછે ત્યાંથી સ્ટીમરને પસાર થતાં ઘણો વખત થોભવું પડેછે. એ દરવાજા બાંધવાનું કારણ એમછે કે ઢળાવવાલી જગોએ નેહેર હોય, તો પાંણી બે બાજુ પરથી નીકલી જઇને વચમે ખાલી રેહે ; તેથી જયાં હેઠાણ આવેલી હોય, ત્યાં બીજી ઊંચાણવાલી જગ્યાથી પાંણી ઊંચું મલેછે, તે પસાર નહીં થાય, તેને લીધે પાંણીને અટકાવી રાખવાને બે બાજુપર દરવાજા મુકેછે ; અને એક નીચાણની બાજુપરનો દરવાજો ખુલ્લો રાખેછે કે જેમાં સ્ટીમર જેટલાં પાંણીમાં તરેછે, તેટલીજ સપાટીનું પાંણી તેમાં રેહેછે. હવે એ દરવાજામાં સ્ટીમર જેવી પેઠી કે તે બંધ કરેછે, અને સ્ટીમરની સાંમે બીજો દરવાજો આવેછે જે બંધ હોવાથી તેની પેલી બાજુ ઉપર પાંણી ઘણું ઊંચું રોકી રાખ્યુંછે તે ઉપર જવા સારૂં તે દરવાજાની હેઠાણથી એક નાંધલો દરવાજો રહેછે તે ઉઘાડેછે, એટલે ઊંચાણનું પાંણી, નીચાણનું પાંણી કે જેમાં સ્ટીમર ઉભેલી હોયછે તેમાં દોડી આવવાથી પાંણી પોતાનો સપાટી બરોબર થાયછે, જેથી સ્ટીમર ઊંચકાયછે, અને હવે પાંણી બેઉ બાજુપર સરખું હોવાથી સ્ટીમરને જવા સારૂ દરવાજો એકદમ ઉઘાડેછે. એજ મુજબ જો સ્ટીમર ઊંચાણવાલી જગ્યામાં હોયછે તો પાંણીનો દરવાજો

ઉઘાડયાથી પાણી નીચાંણવાલી જગામાં દોડી જાયછે, અને પેલા સરોવરની અંદરનો પાછલો દરવાજો બંધ રાખવાથી ઉપલા ભાગવાલું પાણી તેમાં ભરાઇને સ્ટીમરને ઊંચાણમાં લાવેછે, તથા જ્યારે પાણી બરાબર સપાટીમાં આવ્યું કે પછી દરવાજો ઊઘાડી સ્ટીમર આગળ ચાલેછે. એ પ્રમાંણે નેહેરો પસાર કરીને જ્યાં છેલો દરવાજોછે ત્યાં થોડે એક દુર પાણીના ધોધ જેણે Falls of Foyers કરીને કહેછે તે જોવા ઉતરયા હતા. અહીંયાં ઉતારૂઓને જોવા જવાને બની આવે એટલો વખત સુધી સ્ટીમર થોભેછે. એ ધોધ જરા દુર હોવાથી ત્યાં જવાને ઘોડાની ગાડીઓ ઉભી રહેછે તથા પગે ચાલીને દશ મીનીટમાં જવાય એવો રસ્તો પણ ડુંગરપરથી બાંધેલોછે. હમણાં એ ધોધ થોડા દીવસના વરસાદને લીધે ભરપુર હોવાથી ઘણો જોરમાં પડતો હતો. તેનું પાણી પેહેલાં જથાબંધ ૪૦) ફીટની ઊંચાઇથી પડેછે, અને ત્યારપછી તે પડવાથી વીખરાઇને ઘણો પોહોળો થઈ ફરી બીજો ધોધ ૯૦ ફીટની ઊંચાઇથી પડેછે, જેનો દેખાવ ઘણો સારો લાગેછે તથા અવાજ પણ ઘણો મોટો થાયછે. એ Falls of Foyers બ્રીટીશ ટાપુઓના ધોધોમાં સૌથી સરસ ગણાયછે.

એ જોઇને પાછા સ્ટીમર ઉપર બેસીને ઇનવરનેશ શેહેરમાં રાતનાં સાત વાગે પુગા હતા. રસ્તામાં નેહેરો તથા દરવાજા પસાર કરતી વખતે સ્ટીમરને એક બાજુ ઉપર પોણો કલાક લાગેછે; કારણકે ત્યાં પાંચ ૭ દરવાજા હારબંધ આવેછે. એ જગ્યાને "ફોર્ટ આગસ્ટસ" તથા નેહેરના દરવાજાવાલી જગ્યાને "નેપચ્યુન સ્ટેર કેશ" કહેછે. ત્યાં ઉતારૂઓને ઉતારેછે કે જેથી તેઓને તેનીજ પાસે એક કાલેજ હમણાં બંધાયલીછે તે જોવા જવાને બનેછે. તે મુજબ હમો પણ તે જોવા ગયા હતા, જયાં શેંટ બેનેડીકટનાં પંથનાં સાધુઓ એ કાલેજમાં છોકરાઓને શીખવેછે તેથી તેનું નામ શેંટ બેનેડીકટશ કાલેજ આપેલુંછે. એ ઇમારત ઘણી મોટી અને સુખથી રેહેવાય એવી બાંધેલીછે, તેમાં ૪૦) છોકરાઓ હાલ શીખેછે તથા છોકરાઓને સુવા રમવા વગેરે બીજી ઘણી બાબદની જોગવાઈ કરી આપેલીછે. એ ઇમારત ઉપર સીતેર હજાર પૌંડનો ખરચ બેઠો હતો, અને તેનીજ પાસે એક દેવલછે (એ સઘલું રોમન કેથોલીક પંથને લગતુંછે) તે હાલ લાકડાનું કામ ચલાઉ બાંધેલુંછે, પણ તેને મજબુત બાંધવાનુંછે. તે ઉપર બીજા સાઠ હજાર પૌંડ ખરચ બેસશે. એ ખરચનો મોટો ભાગ લાર્ડ લોવેટ અને મારકવીશ આફ બ્યુટે આપેલોછે તથા બાકીનો બીજો ભાગ ઉધરાણાંથી કીધેલોછે. તેને ચાલુ રાખવાનાં ફંડ સારૂં એક ધણીએ વીસ હજાર પૌંડ આપેલાછે, તથા બીજાઓએ પણ તેમાં સારી રકમો ભરીછે. છોકરાઓ પાસથી દર શાલ રેહેવાના, ખાવાપીવાનાં, તથા શીખવાનાં ૭૦) થી ૧૩૦) પૌંડ સુધી લેછે. ઇનવરનેશ ગામ જરા મોટુંછે તથા તેમાં ૧૫૦૦૦) પંદર હજાર માણસની વસતી કહેછે, અને સ્કાટલંડ દેશની ઉત્તર બાજુપર "હાઈલેન્ડશ" માં આવ્યાથી સારી હવા વાલું કેહેવાયછે. એ શેહેર ઇનવરનેશશાયર કરી સ્કાટલંડનાં કાઉનટીસમાંનાં સૌથી મોટાં કાઉનટીનું મુખ્ય શેહેર ગણાયછે. અહીંયાં થોડા મોહોલાઓ સારાં અને મોટાં ઘરોથી ભરેલા તથા હૉટેલો પણ ઘણાંછે. સાંજનાં હમો આસપાસના શેહેરમાં ફરી આવ્યા, જયાં બંગલાઓ ઘણી સારી રોણકનાં છુટા છુટા બાંધેલા દીઠા હતા. અહીંયાંની હવા પણ ઘણી સારી કેહેવાયછે.

**તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં હીંયાની ડાટવાની જગ્યા જે ડુંગર

ઉપર આવેલીછે ત્યાંથી ઇનવરનેશ શેહેરની રચના જોવા ગયા હતા. એ જગાપરની આસપાસનો ફરતો દેખાવ ઘણો સારોછે, તથા આખું ઇનિવરનેશ ગામ અને નદી નેશ પણ ઘણી સારી રીતે દેખી શકાયછે. એ જોઇને ત્યાંનું દેવલ જોવા ગયા. એ દેવલ અહીંયાનાં લોકે અગીઆર વરસ થયાં ઉઘરાણું કરી બે લાખ પૌંડ ખરચીને બાંધ્યુંછે. તે ઉપરાંત આરગીન જે એક હજાર પૌંડનોછે તે તથા "બેપટીશમ ફ્રૉન્ટ" (ખ્રીસ્તીઓમાં "બાપટીસમ" આપતી વેળાએ વાપરવાનું પાણી ભરી રાખવાની પથ્થરની કુંડી) તથા બીજો સામન જુદા જુદા ધણીઓએ ભેટ આપેલોછે. એ દેવલ માફકસર મોટું અને જોવા લાયકછે. તે પછી બજાર જોવા ગયા જે મોટું નથી પણ માફકસરછે. ત્યાંથી આગગાડીનાં સ્ટેશનપર જઇને સવારનાં સવાદશ વાગેની ગાડીમાં નીકલેલા "પીટલોકરી"કરીને ડયુક ઓફ એટોલની જગાછે ત્યાં કલાક ૧૧ ને અમલે ઉતરીયા હતા, અને ત્યાંની "કીલીક્રેન્કીનો ઘાટ" (Killiecrankie Pass) જોવા ગયા હતા, કે જે બે પાહાડોની વચમાં આવેલોછે. ત્યાંથી "ગારી" (Garry) નદીનું નાળું પસાર થાયછે તથા આસપાસની રચના પણ ઘણી સારીછે. એ નાળાંની એક બાજુ છેક છેડે પથરની અણી નીકલીછે, તે બધા જોનારાઓને દેખાડેછે કે અહીંયાં આગલ સને ૧૬૮૯ માં લડાઈ થઈ તે વખતે આ પથર ઉપરથી સ્કાટલંડનો એક શોલજર કુદકો મારી નાળાંની બીજી પાર ગયો હતો, જેની પાછળ બીજા કોઇથી જવાઈ શકાયું નહીં, કારણકે એ નાળું ત્યાંથી ૧૭) ફીટ પોહોળું અને તેમાં પાંણી ઘણું ભરેલું રહેછે. એ જોઇને પાછા આગગાડીમાં સાંજનાં ૫) કલાક અને ૧૦) મીનીટે બેઠા, તે ડન્કેલ્ડ (Dunkeld) પોણાં છ વાગે જઈ પુગા, અને ત્યાં રૉયલ હૉટલમાં ઉતારો લીધો હતો. એ ડન્કેલ્ડ આસરે ૮૦૦) માણસની વસતીવાલું સ્કાટલંડનું એક નાંનલું ગામડું 'ટે' (Tay) નદીપર આવેલું છે, અને હાઇલેન્ડમાં જવાના એક ઘાટ દાખલ ગણાયછે. એ જગ્યા પાહાડોની ખીણમાં આવેલી હોવાથી ઘણી લીલોતરી ભરેલી તથા ફળવંત ગણાયછે; અને કેટલાકો એને ઉત્તર તરફનો બેહેસતનો બાગ કરીનેબી ઓલખેછે. એ ગામડું ડયુક ઓફ એટોલના હસતકમાંછે. હમો તરતજ ત્યાંનાં ડયુક ઓફ એટોલનો પાર્ક જોવા ગયા હતા. એ પાર્ક જોવા જવા સારૂં જો એકજ ધણી હોય તો તેને ૨ા શીલીંગ તથા ઘણાં જણાં હોય તો માણસ દીઠ ૧) શીલીંગ ફી આપવી પડેછે. એ પાર્ક ઘણોજ મોટોછે અને તેની આસપાસની જગા એ ધણીનીછે. અસલ એ મીલકતમાં ઘણાં ઝાડો હતાં નહીં, પણ સીતેર વરસ ઉપર એક ડયુકે તેમાં લાર્ચનાં ઝાડો રોપ્યાથી હમણાં તેની આવક અતીઘણી વધી ગઇછે. હાલમાં એ ઝાડો વધીને પોણાં ત્રણ કરોડ થયાંછે. અસલ સને ૧૭૩૭ માં બેજ ઝાડ પેહેલાં ઇટલીથી લાવીને રોપ્યા હતાં, જે અસલ પણ હજુ સલાંમતછે અને તે ઘણાં મોટાં થયાંછે; તેની ઊંચાઈ ૯૦) ફીટ તથા જમીનની ઉપર ૩) ફીટ ઊંચાઇથી તેનાં પેંડનો ઘેરાવો ૧૦) ફીટનોછે. એ ઉપરાંત બીજી ઘણી જાતનાં ઝાડોબી ઉગાડેલાંછે. અહીં એક વખતે આપણી નામદાર મહારાંણી મુલાકાતે ગઆં હતાં, તેવણના હાથે એક ફરનું ઝાડ રોપેલું તે બધાંઓને દેખાડેછે. અહીંયાં અસલ એક દેવલ સને ૧૩૧૮ માં બાંધવા માંડેલું તે સને ૧૪૦૦ માં તૈયાર થયું હતું. તેને રીફારમેશનના વખતમાં (આસરે ૩૦૦ વરસ થયાં) ભાંગી નાંખ્યું હતું, જેનાં બચેલાં ખંદેર હજુ સુધી સારી હાલતમાં પડેલાંછે, અને તેને બદલે બીજું એક

કેવલ તેનીજ પાસે હમણાં બાંધેલુંછે, જેમાં એનાં માલેક ડયુકશ ઓફ એટોલ ને ડાટવાનો Vault છે. એ ઇસ્ટેટપર હમણાંનાં ડયુકની મા રહેછે, અને તેણી પોતે જીવશે ત્યાં સુધી એની ઉપજ ખાશે. ત્યાર પછી એનાં છોકરાને મલશે. એ ડયુકની અહીંયાની જગા નજદીક સીતેર મૈલ ઘેરાવાની તથા ચાર લાખ પૌંડની ઉપજ વાલી કહેછે. ડન્કેલ્ડમાં હૉટલો જે ત્રણછે તે ઘણાં સારાંછે, અને જે મોટા મોહોલો છે તેમાં માફકસરની સારી ઇમારતોછે. એનો પેહેલો દેખાવ મોટું ગામડું હોય તેમ દેખાયછે, પણ તે એકજ મોહોલો પસાર કીધો કે પછી કાંઈ ઇમારતો દીસતી નથી. અતરેથી સ્કાટલંડ મધેનો હાઇલેન્ડની જગ્યા શરૂ થાયછે, તે ઘણી ખરી ડુંગરો તથા પાહાડોનીછે અને તે ઉપર ઘણાં ઝાડ કે ખેતીવાડી થતી નથી; પણ હીધર જાતનો પાલો અતીઘણો થાયછે. એ પાલાનાં મુળોયાંને જમીનમાંથી આસરે છ ચોરસ ઇંચ ખોદી ત્યાંથી કાપીને સુકવી કોલસાને બદલે બાલવાનાં કામમાં લેછે, અને હાઇલેન્ડનાં ઘણાં ખરાં ગરીબ લોકોને એ કારણસર તે ઘણી ઉપયોગી થઈ પડેલીછે. એને 'પીટ' કરી કહેછે.

**તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૮૧**—હમોએ ડન્કેલ્ડ આજે સવારનાં છોડયા આગમજ ત્યાંથી ત્રણ માઇલ દુર "હરમિટેજ" નામનું એક નાધલું એકજ ઓરડાનું ઘેરછે તે જોવા ગયા હતા. એ ઘેરમાં હાલ કાંઈ જોવા લાયક નથી; પણ આગલ તેને અંદરથી બંધે મોહોડું જોવાની આરશીઓથી મઢી લીધેલો હતો, અને આપણી મહારાંણી જયારે સને ૧૮૪૨ માં અહીં આવ્યાં ત્યારે ઘણો સણગારયો હતો. એની એક બાજુ પાણીનો મોટો ધોધ પડેછે તે બાજુપરની બારીને અસલ પદડો કીધેલો હતો, તે કોઈ જોવા જાય તેને ત્યાંનો રખેવાલ સે બારી આગલ લઈ જઈ ને એકાએક પદડો ઉઘાડતો જેથી પેલા ધોધની નજદીક એકદમ આવ્યાથી દર લાગતો હતો. પણ તેનાં ધણી ડયુક ઓફ એટોલે પોતાની જગ્યાપરના પુલપરનો વેરો વધારયાથી કોઈ હસદખોરે એ ઘેરને દારૂગોળાથી ઉડાવી મુકયું હતું. ત્યારપછી તેને અસલની હાલતમાં પાછું બાંધ્યું નથી. એ જગાએથી પાણીનો ધોધ પડતો દીસેછે તે "બ્રેઆન" નદીનો હોવાથી તેને (Falls of Braan) કરી બોલએછે, જે ઉપરથી નીચે આવતાં વચમાં એક મોટા પથરો આવ્યાથી તે પાણી ત્રણ ભાગમાં વીખરાઇને પડવાથી તેનો અવાજ મોટો થાયછે. ત્યાંથી નીકલેલા "રમબલીંગ બ્રીડજ" કરીનેછે ત્યાં ગયાં હતાં. એ જગ્યાની આસપાસ મોહોટું જંગલ આવેલુંછે, અને તે પુલની હેઠાણમાં સામેની બાજુએથી પાણીનો બીજો મોહોટો ધોધ પડેછે, તેથી તથા આસપાસ બધે લીલોતરી તથા પાહાડો આવ્યાથી તેનો દેખાવ ઘણોજ સુંદર લાગેછે. એ જોયા પછી કલાક દશ અને દશ મીનીટે આગગાડીમાં બેઠા અને "પર્થ" (Perth) શેહેરમાં બપોરનાં પુગા હતા. એ શેહેર આસરે તીસ હજાર માણસોની વસતીવાલું સ્કાટલંડમાં "ટે" (Tay) નદીપર આવેલુંછે, અને અહીંયાં રૂ, મજલીન તથા રેશમનાં કપડાં વણવાનાં તથા બીજા કારખાંનાંછે, તેમાંનું એક પુલરનું રંગવાનું કારખાંનું જોવા ગયા, હતા. એ કારખાંનાંમાં લોકોનાં પેહેરેલાં કપડાંઓ, જેનો રંગ ઉડી ગયો હોય તથા વાપરવામાં ડાઘ પડેલા તથા મેલાં થયાં હોય, તેને રંગથી તથા દવાથી પાછાં ધોઇને નવા જેવાંજ બનાવેછે. એ મુજબ ધોવા સારૂં દુનીઆંનાં ઘણાં દેશાવરોમાંથી લોકોનાં પોશાક, કપડાં, કોચોનાં કવરો, ગલીચા, હાથનાં મોજાં અને કપડાંનાં તથા ચીડનાં જુદા વટીક માકલેછે

જેને તેને જોઇતી રસાયન (Chemical) મેળવણીમાં ધોઇને પછી ઇસ્ત્રી કરીને એવાં તો સરસ બનાવેછે કે જાણે તદન નવાંજ કપડાં હોય. કાચા રંગની છીંટો તથા બીજું કપડું મેલું થયલું હોય તેને વગર રંગ જાવે નવાં જેવું કરી આપેછે, અને જેનો રંગ ઉડી ગયો હોય તેને અસલનાં જેવોજ પાછો કરી આપેછે. જો ઉનનાં કપડાં હોયછે તો તેને ઘણાં ગરમ પાણીમાં અને સુતરાઉ હોયછે તો કુકાં પાણીમાં, અને રેશમી હોયછે તો થંડાં પાણીમાં તેમાં બીજી દવાઇ નાંખીને ધોયછે. તેમાં જો ઉન અને સુતરનું બનાવેલું કપડું હોયછે તો તેને પેહેલે એક મેળવણીમાં નાખ્યાથી ઉનવાલોજ ભાગ સાફ થાયછે, તથા બીજી મેળવણીમાં નાંખવાથી સુતરવાલોજ ભાગ સાફ થાયછે, અને જો કપડાં ઉપર ઘણાં ડાઘ પડેલા હોયછે તો તેને(Spirit of Petrolium)--આપણે અમેરીકાનું ગ્યાસનું તેલ જે બાલીએછે, તેની (Spirit)માં નાંખીને જોઇતી વરાળ આપીને એક વાસણમાં સંચાથી તેને ખુબ ફેરવી તેનાં ડાઘો કાહાડી નાંખેછે અને પછી ધોયછે. હવે એ કપડાં જે ધોવાથી કરચલી વલી ગયાં હોય, તેને એક સંચામાં ખેંચીને સરખાં કરવા ઉપરાંત બીજા સંચામાં તેને બ્રશ મારેછે અને ઇસ્ત્રી કરવા આગમજ માણસોનાં દીલનાં આકારના કુકનાં તકયાઓ ઉપર ચહડાવી તેની બધી કરચલી કાહાડી નાંખેછે, અને સ્ટીમ તેની ઉપરથી પસાર કરી છેક છેલે તેને મોહરો કરી સંચામાં ઝલેહ થવા નાંખેછે. એ કારખાનું ઘણું મોહોટુંછે, અને તેમાં દરરોજ ૧૫૦૦ માણસો કામ કરેછે તથા દર વરસે ૧૨,૦૦૦ બાર હજાર ટણ કોલશા ખપેછે, તથા પોતાનાં સંચા પોતેજ બનાવવા સારૂં એક જુદું કારખાનુ રાખેલુંછે. તે ઉપરાંત કપડાં હજારો ઘણીનાં આવેછે તે દરેકને ઓળખી છુટાં પાડવા સારૂં હીશાબ રાખવાને ૫૦) માણસો લાગેછે. દેશદેશ એ ઘણીએ પોતાના આડતીઆ રાખેલાછે, તેમાં મોટા દેશમાં તો ૩૦થી ૫૦ આડતીઆની દુકાનોછે. એ મુજબ બધે પેહેડીઓ રાખી કપડાં મંગાવી અહીંથી સાફ કરી છુટાં પાડી આડતીઆઓ ઉપર પાછાં મોકલાવ્યાથી માલ ધણીઓને ઘેર બેઠાં તે મળેછે.

એ જોઇને પાછા આગગાડીમાં બેસીને નીકલેલા "બર્નટ આયલંડ" (Burnt Island) કરીને જગાછે ત્યાં ઉતરીને સ્ટીમરમાં બેઠા અને અરધા કલાકમાં ફર્ઠ ઓફ ફોર્ઠ (Firth of Forth) પસાર કરીને ગ્રેન્ટન (Granton)માં ઉતરીઆ હતા. એ જગ્યામાં 'ફોર્થ' નદી (North Sea or German Ocean) નોરથ સી અથવા જરમન માહસાગરમાં પડેછે તે આસરે ૮) માઇલ પોહોળીછે. ગ્રેન્ટનથી પાછા આગગાડીમાં બેસીને ૦।. કલાકમાં એડીન્બરો જે સ્કાટલંડનું મુખ્ય શેહેરછે ત્યાં આસરે સાડા પાંચ વાગે પુગા, અને પ્રીન્સ સ્ત્રીટમાંનાં 'પેલેશ હૉટલમાં ઉતારો લીધો હતો. થોડાવારમાં પાછા ફરવા નીકલ્યા તે લીટરેરી શોશાયટીનાં મકાનમાં ફુલોનું એકઝીબીશન જોવા ગયા, જયાં ફુલનો થોડોએક સંગ્રહ કીધેલો હતો. એ જગાપર આંધળાં માણસોનું વાજું વાગતું હતું, જેમાં બધા જણાં બેહુ આંખે અપંગ હતા, અને પોતાનાં ધ્યાનમાં રાગ રાખેલા તે ઉપરથી વજાડતા હતા. એડીન્બરોમાં આંધળાઓ સારૂં આશરાળય (Asylum)છે, ત્યાં એ બીચારાઓને ધંધો શીખવવાથી તેઓ પોતાનું ગુજરાંન કરેછે. તે જોઇને પછી એડીન્બરો શેહેર જોવા નીકળ્યા, તે પેહેલાં "આરઠરશ શીટ"(Arthur's Seat) નામના ડુંગરપર "કુવીનશ રાઇડ" કરીને ફરવાની જગ્યાપર ગયા હતા,

જયાંથી આસપાસનો દેખાવ ઘણો સુંદર લાગેછે. એ રસ્તાનું નાંમ રાણીને ફરવાની જગ્યા આપ્યુંછે, તે ઘણુંજ મ-શહુરછે. એક ગમ નાંધળી ટેકરીઓ અને તેની વચમાં નજર કરીએ ત્યાંસુધી રૂપે-લાં ખેતરો તથા બીજાં નાધળાં ગામડાં-ઓ દીસતાં હતાં. ગામનું લોક આસ-પાસની ટેકડીઓ ઉપર ચડ ઉતર કરતું તથા કોઈ પાણીનાં તલાવમાં રમકડાં-નાં વાહાણો તરાવતાં તથા બીજી ગમતો કરતાં, તેથી દેખાવ મનપસંદ લાગતો હતો. ત્યાંથી નીકળેલા East end તરફ ગયા, જ્યાંનાં ઘરો હારબંધ એક સરખાં અને મોહોટા રસ્તા તથા હવેલીઓથી તે એટલું તો ભપકાભરેલું લાગતું હતું કે લંડનથી ઉતરતું એજ શેહેર હમોએ અત્યારસુધી જોયુંછે, અને બાકીનાં બીજાં શેહેરો જો કે એથી વધારે વસ્તીવાળાંછે તોપણ એની ગોઠવણ તથા હવેલીઓ તથા રસ્તાઓની બરોબરી કરી શકતાં નથી. એ શેહેરને હમણાનાં વખતનું એથેન્સ કરી લોકોએ નામ આપેલુંછે, તેનાં કારણમાં કહેછે કે આગલનાં એથેન્સ શેહેરની ઇમારતો-ને મલતી અતરેની હવેલીઓ બાંધે-લીછે. એ શેહેરનાં એક બે મોહોલા-ઓ, તેમાં મુખ્ય કરીને જ્યાં હમો ઉત-રયા હતા તે પ્રીન્સ સ્ત્રીટ ઘણો સરસ ગણાયછે, અને તેની એક બાજુએ હાર-બંધ ઇમારતોછે. એ મોહોલો ટેકડીપર આવેલોછે, અને તેની સામેની બાજુએ બીજી ટેકડી આવેલીછે, તેની વચમાંની બીનમાં એક બાગ બનાવેલોછે, તથા ટેક-ડી ઉપરનાં ઘરો ચડ ઉતર બાંધવાથી તેનો દેખાવ નવાઈ જેવો લાગેછે. એક મોટી ઇમારત જે ગરીબ છોકરાઓને શી-ખવવા સારૂં કોઈ ગ્રહસ્થે આપેલીછે તે ઘણી સરસ તથા જાણે એક મોહોટા મેહેલ હોય તેવી બાંધેલીછે. એ પ્રમાણે બીજી ઘણી હવેલીઓ સારી અને રોનકદાર જોવામાં આવેછે. એડીનબરોની વસતી ૨,૨૮,૦૦૦) બે લાખ અઠાવીશ હજારની કેહેવાયછે. અને એ શેહેર સ્કાટ-લાંડ દેશનું પાયતખ્ત ગણાયછે તથા બે ભાગમાં વેંહેંચાયલુંછે, જે જુનુ અને નવું શેહેર દાખલ ઓલખાયછે. જુનાં શેહેરમાંની અસલની ઘણી ઇમારતો હજુ સલામત અને મોહોલાઓ સાંકડા છે, પણ નવાં શેહેરમાંની ઇમારતો ઘણીજ સરસ અને રસ્તા ઘણા પોહોળાછે. એ બેહુ શેહેરો જે ડુંગરોપર આવેલાંછે, તે-ની વચમાં પ્રીનસ સ્ત્રીટનો બાગ ખીંડમાં બનાવી તેઓને છુટા પાડેલાછે. એ શેહેર ૨) થી ૨૫ માઇલ જગા રોકેછે.

તા૦ ૧૭મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં એડીનબરોથી આસરે સાત માઇલ દુર "રોશલીન ચોજ" કરી દેવલછે તે જોવા ગયા હતા. એ દેવલ આસરે ૪૫૦) વરસ થયાં બાંધે-લુંછે. તેની અંદર થાંભલા, દીવાલો, તથા શીલીંગ વગેરે પથરની નકશીનાં છે, અને તે નકશીની તારીફ એવીછે કે એક બાજુ ઉપરની નકશી પાછી બીજી બાજુપર કીધી નથી, અને તે સઘલું જો કે આટલાં બધાં વરસ થયાં તોપણ ઘણી સારી રીતે જાલવી રાખેલુંછે, અને એ દેવલ નકશીની બાબદમાં બીજાં બધાં દેવલો કરતાં ઘણું સરસ ગણાયછે. વળી કોઇ તો એટલે સુધી કેહેછેકે આખી દુ-નીઆમાં એની બરાબરનું દેવલ નકશી કામમાં કેાે નથી. ઇયા કદાચજ હોય, પણ ખરૂં કારણ એ કે તેનો દેખાવ એ નક-શીઓથી કાંઇ તદન જુદી તરાંહનો લાગો છે. એ દેવલ કાંઇ મોટું નથી. એનાં થાં-ભલાઓ જે દરેક જુદી જુદી નકશીનાં છે, તેમાંનો એક થાંભલો જે ઘણો નક-શીદારછે તે જોનાર ઘણીને એપ્રેનતીશ પીલરને નામે ઓલખાવેછે. તેની ઉપર જાણે ફુલનો હાર બાંધી લીધેલો હોય

તેની નકશી પાડેલીછે. એ થાંભલા વીશે કહેછે કે દેવલ બાંધતી વખતે કોઇ ઘણો હુશીઆર કારીગર જે બીજા છોકરાઓને પથરનુ નકશી કાંમ શીખવતો હતો, અને એ દેવલસારૂં થોડાએક થાંભલા બનાવ્યા પછી પોતે બીજી તરાંહ શીખવા સારૂં ઇટલી જે તે કાળમાં આવા હુનરમાં પ્રવીણ ગણાતું ત્યાં ગયો, તેટલાં તેનાં એક શાગીર્દ જે ઘણોજ ચંચલ હશે તેણે એ થાંભલો પોતે બનાવ્યો, અને જ્યારે પેલો ઉસ્તાદ ઇટલીથી પાછો ફરયો ત્યારે તેને એ થાંભલો પોતાથી કદીબી બની શકે નહીં તેવો સરસ લાગો જેથી તે છોકરાની અદેખાઈ કરી ગુસ્સામાં આવી તેને મારી નાંખ્યો હતો. એ દેવલ હમણાંનાં અરલ ઓફ રોશલીનનાં આગલા વડાવા શર વીલીયમ સેંટ કલેરે બાંધ્યું હતું. એ જોઇને એડીનબરોનાં થોડા ભાગમાં ફરીને વરસાદ ઘણો પડવાથી હમોને પાછા જલદી હૉતલમાં આવવું પડયું હતું.

તા૦ ૧૮મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં ધી ઇશતરેટન ઓઇલ કમપની, (The Straiton Oil Company, Limited Loan head near Edinburgh) નું પેરાફીન ઓઇલ તથા મીણ બનાવવાની જગ્યા જોવા ગયા હતા. અહીંયાં કોલસાની ખાંણ માફક જમીન ઊંડી ખણીને તેની અંદરથી શેલ (Shale) કરીને એક જાતની ધાતુ પથર તથા કોલસાને મલતી કાહાડેછે. તે ખાંણમાં હમો હોઇસ્ટ લીફટથી અંદર ગયા હતા. તે આસરે ૫૧૬) ફીટ ઊંડીછે. તેમાં અંધારૂં હોવાથી હમારા દરેકનાં હાથમાં બતીઓ આપી હતી, તેથી કરીને એક લાંમબી ગેલરી, જે આસરે ૮૦૦) ફીટછે તેમાં જઇને પેહલાં ચુનો બનાવવાની પથરની ખાંણ જોઇ, અને તેનથી જરા ઉપર એ શેલ (Shale)ની ખાંણ હતી. અહીંયાં તે ઘણી ઊંચી ખણેલી નહીં હોવાથી વાકું વલીને ચાલવું પડયું હતું. એ શેલનાં પથરનું પડ સાત ફીટ ઊંડુંછે, ઉપર હેઠે તથા આજુબાજુ જયાં જોઇએ ત્યાં એજ જાતનો પથર દીસતો હતો, તેને ખણીને અંદર ઘોડાની તરામમાં નાંખી જયાંથી બાહાર કાહાડવાનો કુવોછે ત્યાં લાવીને લીફટ (Lift)થી બાહાર કાહાડેછે. એ મુજબ દરરોજ ૧૦૦) ટણ એ શેલનો પથર કાહાડેછે, તે ઉપર દર ટણે ૨૭) પેની ખરચ આવેછે. એ પથરને કાહાડયા પછી તેને ભાંજીને નાંધલા કટકા કરી ભઠીમાં નાંખેછે, જયાં ઓગલીને એની ગ્યાસ થાયછે, તેને નલીઓમાંથી સ્ટીમનાં વાસણોમાં લઇ જઇ તેનું પાણી બનાવેછે, પછી તેને સાફ ચોખી કરવા સારૂં જંતરમાં ગાલેછે. જે અરક પેહેલાં નીકલેછે તેને "નાપથા ઑઇલ" અને પછીનું જે નીકલેછે તેને "લુબ્રીકેટીંગ ઑઇલ" કેહેછે, અને તેની પછીનુ જે નીકલેછે તેને પેહલા દરજાનું લુબ્રીકેટીંગ ઑઇલ અને સોથી છેલો થરો રહેછે તેને "પેરીફીન ઑઇલ" કહેછે. પેહેલું "નાપઠા" જે નીકલેછે તે રંગમાં ભેલવા તથા ઇંડીયા-રબર બનાવવાનાં તથા બીજી રીતે ટરપેન્ટાઇનનાં તેલની માફક કામ આવેછે. લુબ્રીકેટીંગ ઓઇલ સંચાઓને સાફ તથા ચાલુ રાખવાનાં કામમાં બીજી વનસ્પતીનાં તેલ સાથે ભેળીને વાપરેછે, અને પેરીફીન ઑઇલને એક ઠીજાવવાનાં (Freezing) સંચામાં ઘટ કીધાથી તે મીણ જેવી વસ્તું થાયછે. એ સંચામાં શીલીન્ડર (Cylinder) છે તેમાંથી પવન ખાલી કરી નાંખેછે, અને તેની અંદર જરા ઇથર નાંખી શીલીનડરને ગોળ ફેરવ્યાથી ઇથર અંદર પંથરાઇ જઇને તેને ઘણુંજ થંડુ કરેછે. હવે શીલીનડર પેલા પેરીફીન ઑઇલનાં વાસણમાં ફરીને

તે તેલને ઊચકી લેછે કે તરત તેની ઉપર બંધાઇને તેનાં પોપડા થવા માંડેછે, જેને એક છરીથી કાહાડી ઓખવી લેઇ પાછા શીલીંડરપર ફરીને કઠણ મીણ બનાવેછે. એ મીણની પેરીફીન કેન્ડલશ (મીણબતી) બનેછે; બાકીનો જે કચરો રહેછે તેનું "એમોનીઆ" બનાવીને ખાતર દાખલ ઘણી સારી કીમતે વેચેછે. શેલ (Shale)માંની ગ્યાશ જે તેલ થતાં બાકી વધેછે તે ગ્યાસને રદ થવા દેતા નથી, પણ બાઇલરમાં પાછી બીજી નલીમાંથી લેઇ જઇને બલતણ દાખલ બાલેછે. જો ૩૦૦) ટણ પેલો પથરો કાહાડેછે, તો તેમાંથી ૧૦૦) ગ્યાલન એ બધી જાતનું તેલ તથા મીણ નીકલેછે; તેમાંથી નાપથાનું તેલ દર ટણે પૌંડ ૨૦) લેએ તથા પેરાફીનનું મીણ તથા પેહેલાં નંબરનું લુબ્રીકેટીંગ ઑઇલ દર ટણે પૌંડ ૪૦) લેએ તથા બીજા નંબરનું પૌંડ ૩૦) લેએ વેચેછે. એ પેરાફીનનું મીણ જે ઠીજાવ્યાથી બનેછે તે પેહેલાં કાલા રંગનુ થાયછે તેને સાફ કરવા સારૂં બાળેલાં હાડકાંનો કોલસો નાંખીને પાછું કચરીને પાણી જેવું તેલ કાહાડેછે, પછી તેને Mould (મોલડામાં) નાંખીને લાદીનાં કટકા જેવું સફેદ મીણ બનાવેછે.

એ જોઇને પછી પ્રીન્સ આલબર્તનું માન્યુમેંટ જોવા ગયા હતા. એ શારલટ સ્કુવેરમાં આવેલુંછે, અને તે ઉપર ૧૬૦૦૦) સોળ હજાર પૌંડ ખરચ બેઠોછે. એના થાંભલાની ચારે બાજુ ઉપર એની જીંદગીને લગતી વીગતો કોતરી કાહાડીછે, તેમાં એનાં લગનની ક્રીયા, એનાં કુટુંબ સાથની સભી, ગ્રેટ એક્ઝીબીશન ઉઘાડવાની ક્રીયા, તથા જે જે નીશાળોનાં છોકરાંઓને એણે ઈનાંમો વેહેંચ્યા હશે, તે વીગરે બાબદો કોતરેલીછે, અને તેનાં ચાર ખુણાંઓપર "નોબીલીટી" દાખલ એક ઉમરાવ તથા ઉમરાવજાદી તથા બીજાં ખુણાંપર હુનર અને વીદ્યા, ત્રીજે ખુણે મેહેનત (ખેતીવાડીનાં હથીયારો સાથે માણસો ઉભેલાં), ચોથે ખુણે રાજ ચાકરી (Service) દાખલ શીલરો તથા શોલજરો પાડેલાછે. એ સઘલાંની ઉપર પ્રીન્સ આલબરટનું પુતળું ઉભુ રાખેલુંછે. તે સઘળું પંચરસ ધાતુ (Bronze Metal)નું બનાવેલુંછે. તે જોઇને Royal Botanical Gardens જોવા ગયા હતા. જયાં ઘણાં ઝાડોનો સંગ્રહ કીધેલોછે. તેમાં ઘણી નવાઇનાં ઝાડોમાં ટેલેગ્રાફ પલાંનટ (Telegraph Plant,) તથા (Desmodium Gyrans) કરીને એક નાઘળું ઝાડછે, જેનાં જીણાં નવાં પાંતરાંઓ પોતાની મેળે ઉપર હેઠે હાલ્યા કરેછે; તથા ફલાઇ ટરેપ (Fly traps) કરીનેછે, જેનાં પાદડાં બે ભાગમાં હોયછે, અને જેવી એક માખી તેની અંદર મીઠાશને લીધે બેઠી કે તરત બંધ થઇને પછી આસતે આસતે તેને બાજુમાંથી દાબીને મારી નાંખેછે અને તેનો રસ ખોરાક દાખલ ચુસેછે. એક માખીને તે બે માસ સુધી અંદર રાખીને રસ ચુસીને પછી તેનો છુંછો બાહાર નાંખી દેછે. એ મુજબની એક માખ હમોએ પકડાયલી જોઇ, જે પાદડાંને ઉઘાડીને જોતાં તેમાં તરતનીજ મરણ પાંમેલી હતી. એ ઉપરાંત (Wax Palm) કે જેનાં પાદડાંને ગરમ પાણીમાં નાખીએ તો તેની ઉપરથી મીણ જેવી વસ્તુ તરી આવેછે અને તેનું મીણ બનાવેછે, તથા પાણીની અંદર એક જાતનું ઝાડ ઉગેછે, જેનાં પાદડાં જાણે જાલીનાં બનાવેલાં હોય તેમ સુકેલાં પાદડાં વગર માસનાં આવેછે, તે ઉપરાંત (Cow tree) નામનુ એક ઝાડ હમણાંજ મરી ગયલું હતું, જે અમેરીકામાં ઉગેછે, અને તેમાં જો ખીલો ભોકે તો દુધ નીકળેછે. તે દુધ ગાયનાં દુધનાં જેવો ગુણ

ધરાવેછે. એક બાજુપર ફોશીલ ત્રી (Fossil tree) (ઘણાં વરસ ઉપર ડટાઇ ગયલાં ઝાડો) મુકેલાં હતાં, તેનો દેખાવ જાણે પથર હોય તેવોજ હતો, અને જો તેને આપણને વગર ઓળખાવવે જોઇયે તો પથર સમજીને ઠગાયા વગર રહીયે નહીં.

એ સઘળું જોઇને એડીનબરોનો કીલ્લો જોવા ગયા હતા. તે એક ટેકડી ઉપર બાંધેલાછે, અને અસલનાં સ્કાટલાંડનાં પાદશાહોનાં વખતમાં (State prison)પાદશાહી કેદખાના દાખલ કામે આવતો હતો. છેલવેલ્લો તે સને૧૭૯૪માં એ કામમાં આવ્યો હતો ત્યાર પછી હમણાં ત્યાં બરાઓ કરીને સીપાહીઓને રાખેલાછે તથા અસલનાં સ્કાટલંડનાં રાજનું ઝવેરાત હજુ ત્યાં મુકેલું દેખાડેછે, તેમાં એક તાજ, હીરા અને મોતી જડેલું તથા રાજ છડીઓ (Mace) મેસ તથા (Order of the Gorter) ગારટરના ખીતાબનાં ચાંદ તથા થોડીએક વીટીઓછે. એ કીલામાં એક દેવળછે, તે અહીંયાં સૌથી જુનું છે, જેને સને ૧૦૯૩ નાં સાલમાં રાંણી મારગેરેટે બંધાવ્યું હતું. હીંયાં એક મોટી તોપછે, જેને મોનશ મેગ (Mon's Meg) કરીને કહેછે, જે સને ૧૪૭૬ નાં શાલમાં બેલજીયમ દેશનાં મોનશ ગાંમમાં બનાવી હતી; તેને સને ૧૬૮૨ નાં શાલમાં ફોડતાં ફાટી ગયાથી રદ પડેલી કીલો જોવા જનારાઓને દેખાડેછે. એને લોખંડનાં સલીઆઓના પટાથી જડી લઇને બનાવેલીછે. તે જોઇને અસલનું પાર્લામેંટ હાઉસ જોવા ગયા હતા. એ જગ્યા મોટીછે ને અંદરથી દીવાનખાંનું સારૂં સણગારેલુંછે; તેની શીલીંગ જે લાકડાંની નકશીની બનાવેલીછે તે ઘણી જોવા લાયકછે. હીંયાં હાલમાં દરબાર ભરેછે તથા બે કીતાબખાંનાં રાખેલાંછે. તેમાંની એકમાં બે લાખ એંસી હજાર પુસ્તકો તથા બીજી જે વકીલો સારૂંછે, તેમાં સાઠ હજાર પુસ્તકોછે. એ ઇમારત સને ૧૬૪૦ નાં શાલમાં બાંધી હતી અને તેમાં છેલી પાર્લામેંટ સને ૧૭૦૭ માં બેઠી હતી, જે વખતે ઇંગ્લાંડ સાથે જોડી નાખવાની સરતો ઉપર શહી કરીને એ છેલી પાર્લામેંટ બરખાસ્ત કીધી હતી. એ ઇમારત બાંધતી વખતે ૧૧,૬૦૦) પૌંડ ખરચ લાગો હતો.

ત્યાંથી નીકલેલા એડીનબરોનાં સૌથી જુનાં શેહેરનો વખણાયલો મોહોલો હાઈ ઇશતરીટ (High Street) જોવા ગયા હતા. એ મોહોલામાં અસલનો સ્વતંત્ર પાદશાહીનાં વખતમાં મોટા મોટા ઉમરાવો રેહેતા હતા તે ઘરો હજુ સલામતછે, અને જો કે હમણાં તે સારી રોનકનાં દીસતાં નથી તોપણ તે વખતે ચારથી પાંચ માળનાં હોવાથી ઘણાં નવાઈનાં લાગતાં હતાં. એ ઘેરાનાં બારણાં ઉપર હજુર અસલનાં ઉમરાવોનાં ખાનદાનની નીશાનો (Coat of Arms) પાડેલાછે. એ ઘરોમાં હાલ ઘણાં ગરીબ માણસો રેહેછે. એજ મોહોલામાં અહીંયાંનો વખણાયલો સુધારક જોન નોકશનું એક ઘણુંજ નાઘલું ઘરછે, તે ઉપર લોકોને જોવા સારૂં પાટયું મારેલુંછે. એ મોહોલાને છેડેથી હોલી રૂડ (Holy Rood) નો મેહેલ આવેલોછે, તે જોવા ગયા હતા. એ મેહેલ અસલનાં પાદશાહો વાપરતા હતા. તે ચોખુણ બાંધેલોછે, તેનાં ડાબી બાજુનાં ઓરડાઓ હજુ લોકોને દેખાડવા સારૂં ખુલા રાખેલાછે. એ ઓરડા અસલ રાંણી મેરી (સ્કાટલંડનો છઠો તથા ઇંગ્લાંડનો પેહેલા જેમસની મા ) ના તથા જે ઓરડામાં તેણીનો યાર રીજીઓને મારી નાંખ્યો હતો તે તથા તેણીનો પલંગ, આરસી, ખુરસી તથા બીજો સામન હજુ રાખેલોછે. એ મેહેલ જોકે ત્રણસો વરસનો જુનોછે, તોપણ ઘણી સારી હમણાંની બાંધણીનાં જેવો બાંધેલોછે ને હજુ પણ જયારે ઇંગ્લાંડનાં પાદશાહો તથા

રાણીઓ એડીનબરો આવેછે, ત્યારે વાપરેછે. આપણાં મહારાણી હમણાં વૉલન્ટીઅરોની કવાયદ જોવાને આવનારછે તેવણને ઉતરવા સારૂં અહીંયા તૈયારી થતી હતી. એ મેહેલને લગતું એક દેવલ સને ૧૧૨૮નાં શાલમાં મારગરેટ રાણીએ બાંધેલુંછે, તેનાં વાલ્ટ (Vault)માં સ્કાટલંડનાં સઘળા પાદશાહોને દાટેલાછે તે ઉપરાંત બીજા ઘણા ઉમરાવો ત્યાં દાટાયલાછે અને હજુ પણ તેઓની મુકરર જગાઓમાં દટાયછે. એ દેવલમાં સને ૧૬૮૬માં કેઠલીક ધરમને લગતી ક્રીયા સાતમાં જેમશે કરયાથી અહીનાં લોક જે પ્રેશબ્ટિરીઅનછે તેઓએ લુટીને ભાંજી નાંખ્યું હતું તે હજુ તેવીજ હાલતમાં પડેલુંછે. એ મેહેલમાં થોડાંએક અસલનાં ચીત્રો જોવા લાએક મુકેલાંછે.

અહીંથી નીકલેલા "કાલટન હીલ" કરીને એક ટેકડીછે ત્યાં ગયા. એ જગ્યા પર વોટરલુની લડાઇમાં માર્યા ગયલાઓની યાદગારી રાખવા સારૂં નેશનલ મોન્યુમેંટ (કીરતી સ્તંભ) બાંધવાને શરૂ કીધું હતું, જેના પાયો તથા સ્તંભો ઉભા કરવાપરજ તેર હજાર પાનશો પોંડની રકમ, જે ફંડથી ભરાઇ હતી, તે બધી ખરચાઇ જવાથી હજુ સુધી જેમનું તેમ પડી રહ્યુંછે. એ સ્તંભ એહેન્શનાં પારેનન (Parthenon)નાં જેવા બાંધવાના હતા, પણ ફંડ મલે નહી તેથી અધુરા પડેલાછે, તેથી તેને સ્કૉચમેનની ગરીબાઈ અને અંગ્રેજની ગરૂરી (Scotchmrn's Poverty and Englishman's Pride) કરીને નામ આપેલુંછે; તેનું કારણ કે સ્કાટલંડના લોકોએ બાંધવાનું માથે લઇને પછી તેનું ફંડ પુરૂ કીધું નહી તેથી તેઓની ગરીબાઇ દીસી આવી, પણ અંગ્રેજોએ પોતાનાં દેશમાં એવી બાબદો માથે લીધી તે પાર પાડી તેથી તેઓ મગરૂર હતા. એ ઉપરાંત એ જગ્યા ઉપર તારા જોવાની વેધશાળા (Observatory) છે, જ્યાં ગ્રીનીચથી તારની મારફતે બપોરનાં કલાક એકનો વખત જણાવાથી વીજલીએ કરીનેજ એડીનબરોનાં કીલાપરની તોપ ફુટેછે. એજ તેકડીપર લૉર્ડ નેલશન સારૂં એક સ્તંભ (Monument) બાંધેલાછે, જે ઊંચો ૧૦૨ ફીટનો મીનારોછે, અને જેનાં મથાળાં ઉપર (Time Ball) મુકેલોછે. એ મીનારાપરથી એડીનબરોની રચના ઘણી સરસ દીસેછે.

એ જોઇને આવતી વખતે અતરેનું સૌથી સરસ મોન્યુમેંટ જે સર વૉલટર સ્કોટ સારૂં બાંધેલુંછે તે જોયું હતુ. એ ઘણું જોવા લાયકછે અને તે ઘણું ખરૂં આપણી માહારાણીનું પુતળું મુંબાઇની મેદાનમાં મુકેલુંછે તેને મલતુ આવેછે; પણ તે એક બાજુથી ખુલું અને ચારે બાજુ ઉપર થાંભલાઓ તથા નકશીકામથી ઉભું કીધેલુંછે, અને તેની બાજુઓની દીવાલોમાં એ ઘણોની સખાવતોની બીનાઓનાં પુતળાં બનાવી મુકવાના ગોખલા પાંચ હાલ ભરી રાખેલાછે. તેની ઊંચાઇ ૨૦૦) ફીટનીછે, અને તેમની વચમાં શર વૉલટર સ્કોટનું સંગેમરમરનું પુતળું મુકેલુંછે. એ બધાં ઉપર અઢાર હજાર પોંડ ખરચ લાગો હતો. તે જોઇને ડયુક ઑફ વેલીંગટનનું બરોનઝ ધાતુનું ઘોડાપર બેસાડેલું પુતળું જોયું હતું, જે ઘણી કારીગરીથી બનાવેલું અને જે ઉપર દશ હજાર પોંડ ખરચ થયોછે. એ ઉપરાંત બીજા ઘણાં સ્તંભો, પુતળાંઓ, ઇત્યાદી હીયાંના મોહોલાઓમાં મુકેલાછે, જેની વીગતો હમો આપી શકતા નથી.

તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં અંહીથી છ માઇલ દુર" ડાલકીઠ પેલેશ" (Dalkeith Palace) કરીને ડયુક ઑફ બકલ્યુ (Duke of Buccleugh) નો મેહેલ તથા બગીચો જોવા ગયા હતા. એનો પાર્ક ઘણો મોહોટોછે,

તથા તેમાં ઘણી સારી રીતે ઘાસનાં મેદાનો રાખેલાંછે, પણ તેનાં ફુલનાં ક્યારાઓ તથા તહરાંઓ તેમજ તેની ઉપર આવેલાં ફુલો એ સઘળાંની તો તારીફ નહી થાય એવું સરસછે. એ ઉપરાંત ત્યાંનાં ફલનાં ઝાડો જેવાંકે પીચીશ, એપલશ, (અહીંયાં ૧૧૪ જાતનાં શેફનાં તથા ૧૦૦ જાત ઉપરનાં પેરનાં ઝાડોછે) તે ઉપરાંત હજારો ફરૂટ લટકતી હતી. એનાં કાચનાં ઘરોમાં દરાખના વેલાઓ ઉપર દરાખના ઝુંમખા લટકતા હતા, તથા ફુલોનાં ઝાડો ઉપર ફુલ પણ અતીઅંત અને ઘણી જાતનાં હતાં. એ બાગની માવજત રાખવા ૪૦) માળીઓ રાખેલાછે, જેઓનો દર માસે ૧૬૦૦) રૂપીઆનો પગાર થાયછે. તે ઉપરાંત ઘાસનાં મેદાનો કાપવા પર એટલાં બીજાં માણસો રાખેલાંછે, તથા કાચનાં ઘરો બાંધવાપર પણ ઘણો ખરચ કીધોછે. એક ગોળ ઘેર તદન નકશીથી ભરેલા પથરાનું બાંધી તેની ઉપર કાચનું છાપરૂં બાંધેલુંછે, જે ઉપર વીસ હજાર પોંડ ખરચેલાછે. એ જોઇને એનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ આસરે બસો વરસનો જુનો અને ત્યાં ચીત્રોનો સંગ્રહ ઘણો સરસ કીધેલોછે, જે ઘણાંખરાં જુનાં અને જાણીતા ઉસ્તાદોના હાથનાં પાડેલાંછે. બીજો સામાન પણ ઘણો સરસ હતો,લેકીન તે ડ્યુક ઓફ હેમીલટનનાં મેહેલની બરોબર થઇ શકે નહીં.

ત્યાંથી નોકલેલા હુનર અને વીદ્યાનું સંગ્રહસ્થાન ( Museum of Arts & Science) જોવા ગયા હતા. એની ઇમારત ઘણી મોટી અને વીદ્યા અને પદાર્થ વીદ્યાનને લગતી ચીજોનો ઘણો મોટો સંગ્રહ કીધેલોછે. એમાં સંચા કે ઇનજીનો કેમ ગોઠવેછે તે દેખાડવા માટે સંચાઓ નાંખલા નમુના દાખલ મુકેલાછે; તથા છરી, કાંટા, સ્ટીલ પેન, અને ટાંચણી કેમ બનાવેછે, તેની બધી વીગત લોખંડના સળીયા બનાવી તે પરથી તૈયાર થાય ત્યાં સુધીનાં નમુના મુકેલાછે, જેથી જોનારને સમજણ પડેછે. હીંયાં એક ટેબલ તદન કોલસાની બનાવેલી એવી તો સાફ તથા ઝળેદાર કીધેલીછે કે જાણે અબનુશનાં લાકડાંની બનાવેલી હોય. એ ઉપરાંત મુવેલાંમાં દવા ભરીને રાખેલાં જાનવરોનો પણ સંગ્રહ ઘણો સારો કીધેલોછે.

એ જોઇને નીકલશન એંડ સનસનું હીંયાં ચોપડી છાપવાનુ કારખાંનું જોવા ગયા હતા. ચોપડીઓ છાપવામાં જે રંગીન ચીત્રો અને રમકડાં આવેછે તે પાડવાનું ઘણું જોવા લાયકછે. ચીત્રમાં જેટલા રંગ હોય તેટલા ત્રાંબાના તકતા (Copper Plate) ઉપર તેને છુટા છુટા પાડેછે, અને પછી દરેક કોપર પલેટપરથી જુદા જુદા રંગો છાપી રંગીન ચીત્ર તૈયાર કરેછે. ચોપડીઓ છાપવા સારૂં દીબાં ગોઠવતા નથી, પણ તેને કોપર પલેટપર બનાવેછે, જે બનાવવા સારૂં પેહેલાં તે દીબાંઓ ઓલો પ્રમાણે ગોઠવી તેને મીણ ઉપર દાબી દીબાં ઉઠાડેછે. તે મીણ એક નાધળાં પતરાં ઉપર ગોઠવી પછી તેને ઘોલ ચહડાવવાનાં વાસણમાં મુકીને તેની ઉપર ત્રાંબાનું પડ વીજલીની મદદ (Galuanic Battery)થી ચહડાવેછે, તે પડથી કરીને પેલાં દીબાંના અક્ષરો ઉઠી આવીને તામ્ર પત્ર ઉપર બની જાયછે. હવે એ પડ ઘણું પાતળું હોવાથી તેને એક મોલ્ડ (Mould) માં મુકી તેનાં પાછલા ભાગમાં કલાઇ રેડી જાડું કરેછે, એટલે પતરૂં તૈયાર થાયછે. તેની ઉપરથી લખો નકલો છાપી શકેછે. એ છાપવાનાં સંચાઓ પણ ઘણી જાતનાંછે, કોઇમાં બેહુ બાજુનાં પડ એકદમ છપાયછે, અને કોઇમાં એક પડ પછી બીજું પડ છાપેછે. તે છાપી રહયા પછી તેને ઘડી વાલવા સારૂં બીજા સંચામાં મુકયાથી ઘડી તૈયાર થાયછે, પછી તેની (સીવવાનાં

સંચામાં સીવી) ચોપડી તૈયાર કરેછે, અને તેનાં પાનાંની કોરપર લાલ અથવા બીજો રંગ મારેછે અથવા સોનાનાં વરખનાં પડ વળગાવી તેને સોનાનાં રંગની કોર કરેછે, પછી તેને પુઠાંમાં વળગાવી દેછે. એ પુઠાંઓ ઉપર નાંમ સંચાથી પાડેછે.

એ જોઇને પછી (Royal Blind-men's Asylum) આંધળાંઓને આસરો આપવાની જગ્યા જોવા ગયા હતા, એનું કામ જાહેર ફંડથી થાયછે. તેમાં ગામનાં આંધળાં માણસો તથા બીજાં જેઓ બરાબર જોઈ શકતાં નથી તેઓને નેતરનું તથા કાથાના રગો (Rugs) બનાવવાનું કામ શીખવેછે; તેટલાં તેઓને મફત ખાંવા પીવાનું તથા રેહેવાનુ આપેછે, પણ તે શીખી રહયા પછી તો તેની પાસે કામ કરાવીનેજ પગાર આપેછે. એ આંધળાંઓ પોતાનું કામ ઘણી ઝડપથી કરતા હતા. એવા આંધળાઓને વાજીંત્ર વગાડતાં પણ શીખવેછે. એ ખાતાં માટે સામન લેતાં તથા ઇમારત બાંધતાં હમણાં તેવીસ હજાર પોંડનું કરજ થયુંછે, પણ તેને એડીનબરોનાં તથા આખા સ્કાટલાંડનાં લોકોએ વારાફરતી નાણાં ભરી ટેકો આપીને આજે ૮૮) વરસ થયાં ચાલુ રાખ્યુંછે, અને તેથી ઘણાં આંધળાંને આસરો મળવા ઉપરાંત તે લોકો પોતાનાં મનમાં મગરૂરી ધરાવેછે કે અમે ભીખનું ખાતાં નથી. એમાં હાલ ૨૫૦ આંધળા મરદ તથા ઓરત કામ કરેછે તથા શીખેછે.

**તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં એક નવાઇ જેવાં માટી બઇયેરનું જોડું જોવા ગયા હતા. તે એઝેટીકશ (Azetics)ની જાતનું છે, અને અમેરીકાનાં દેશમાંથી જંગલીઓ પાસથી તેઓને અસલ કોઈ સ્પેનીઅર્ડ લાવેલો હતો. તેઓનું આંગ માણસો જેવું પણ જરા ઠીંગણુંછે, અને માથું તો ઘણુંજ નાંધણુંછે અને તેની ઉપરનાં બાલ સુવાની માફક તદન ઉભા રહેછે; તેને જેમ તેમ કરેછે તોપણ આપણાં માથાનાં બાલ માફક વળતા નથી. તેઓ જંગલી માણસ માફક કશું બોલતા કે સમજતા નથી પણ એક બે બોલ શીખવેલાછે તે બોલેછે. તે બોલવાનો સાદ તેઓ ગલાંને બદલે છાતીમાંથી કાહાડેછે, અને અંગ્રેજી શબ્દો બોલેછે તે કંઠસ્થ (Guttural) અક્ષરની માફક ગડગડતા બોલોથી બોલેછે, સાફ રીતે બોલી શકતા નથી. તેઓનાં કાંન આંખથી ઉપરની બાજુએછે, આપણી માફક આંખની બરાબરની સપાટીપર નથી.

એ જોઇને આગગાડીમાં બેસીને સવારનાં દશ કલાકને અમલે એડીનબરો છોડયું હતું, અને સવાઅગ્યાર વાગે ગલાસગો આવી પુગા હતા, તથા ગલાસગોથી પાછા રાતનાં સાત વાગે આગગાડીમાં નીકલેલા ગ્રીનોક (Greenock) શેહેરમાં જઈ લગા, અને ત્યાંની વાંહાંણોના ગોદીઓ તથા શેહેર જોયાં હતાં. એ જગ્યાનાં ઘરો કાંઈ ઘણાં જોવા લાયક નથી પણ મોહોલાઓ મોહોટા અને કોઇતો એક મૈલ લાંબાછે. એ શેહેર જે ફર્ઠ ઓફ કલાઇડને કીનારે આવેલુંછે તેમાં સારો વેપાર ચાલેછે. તથા બીટરૂતમાથી સાકર બનાવવાનાં કારખાનાં ઘણાં હોવાથી એ માલનો નીકાસ મોહોટો થાયછે. સામન ચડ ઉતર કરવા સારૂં વહાંણોને ઉભી રેહેવાની તરતી ગોદીઓ ચાર પાંચ બાંધેલીછે, તેમાં ઘણી સ્ટીમરો તથા વાંહાંણો ઉભાં રહેલાં હતાં. હાલ એક નવી ગોદી બંધાયછે જેને જેમશ વાટની ગોદી કહેછે, અને તે પછવાડે ૪૦) લાખ રૂપીઆ ખરચ બેસશે એમ ધારેલુંછે. હીંયાંની વસતી આસરે ૬૭,૦૦૦ની છે. અહીંથી હમો રાતનાં દશ વાગે સ્ટીમર ગોરીલામાં બેઠા હતા.

**તા૦ ૨૧ મી જુલાઈ ૧૮૮૧**—આજે

સવારનાં ૫) વાગે બેલફાસ્ટ નામનું આયરલંડ દેશનું બંદરછે ત્યાં આવી પુગા, અને ત્યાંનાં ઇંમપીરીયલ હોટલમાં ઉતારો લીધો હતો. સવારનાં અતરેની નોરધરન સ્પીનીંગ એંડ લીનન મેન્યુફેક્ચરીંગ કંપની જોવા ગયા હતા. એ કારખાનામાં સણનાં સાખાઓનું સુતર તથા કાપડ બનાવેછે. સણનું ઝાડ ઘાસનાં જેવું પતળું સલીઓનુ થાય છે, તેને સુકવીને પછી તેને પાણીમાં રાખી મુકયાથી તેમાંનો માવો કોહીને નીકળી જઈ અંદરનાં લાંબા શાખા રહી જાયછે, જેને સણ કહેછે. એ સણનો ભાવ ટણ ૧)નો ૪૦ થી ૭૦ પોંડ સુધીનો કહેછે. તેને પેહેલાં ગરમ પાંણીમાં ધોયછે, પછી સંચામાં મુકીને બ્રશનાં જેવા કાંટાઓથી છુટો પાડવા બાદ માણસો હાથે કરીને જાત જાત જુદી પાડી રૂની માફક પીંજેછે, તથા તેનું સુતર પણ તેમજ વણીને કાપડ બનાવેછે. એ કાપડમાં ઘણાં ખરા ટેબલ કલોઠો શાટીનની માફક તથા ચાદરો, રૂમાલો, ટુવાલો, ઇત્યાદી બનાવેછે, પણ જે ઘણાં ઊંચાં સણના તાકા તથા રૂમાલો આવેછે તે સંચાથી વણતા નથી, પણ ગરીબ માણસો તે હાથની સાલો વતે બનાવેછે, જે માટે બેલફાસ્ત શેહેર ઘણું વખાણાયલુ છે. હમોએ એક રૂમાલ જોયો તેની કીમત ૩૦) શીલીંગ હતી, એટલા મોઘા પણ બનેછે. ત્યાંથી નીકળેલા જે. એન. રીચરડશનની (J. N. Richardson Sons & Awden Limited, Linen Manufacturers & Bleachers ) વખારો જોવા ગયા હતા, જ્યાં બધી જાતનું સણનું ઉપર મુજબ બનાવેલું અને ધોયલુ ઊંચુ તથા હલકું કાપડ જોયું હતુ. કાપડ ધોવાનું એમનુ પોતાનું કારખાંણું છે. તેઓ એક લાખ પચાશ હજાર પોંડનો માલ હમેશાં વખારમાં રાખેછે. તે જોઇને મ્યુઝીયમ જોવા ગયા હતા, જે હમોએ બીજાં મ્યુઝીયમ જોયાંછે તેની આગલ કાંઈ બીશાદમાં નથી અને ત્યાં આગલ ન જોયલી નવાઈ જેવી ચીજો કાંઈ હતી નહીં.

ત્યાંથી હમો મારકશ વારદની કાંમ્નું ફેનસી વરકનું છાપખાનું જોવા ગયા હતા. એ જગ્યા ઘણી મોટી અને અહીંયાં જાતજાતની વારતાનો તથા બીજી રમકડાંની ચોપડીઓ ઉપરાંત ક્રીસ્તમાશ કાર્ડશ, ચીતારની આલબમો, તથા લખવાનાં ફેનશી કાગલો, પરબીડાં ઇત્યાદી બનાવેછે, જે ઘણુંખરૂં આગલ હમોએ એડીનબરોમાં નેલશન એંડ શનશનાં છાપખાનામાં જોયું તેને મલતુ આવેછે. અહીંયાં આગગાડીની ટીકીટો છપવા સારૂં એક જુદો સંચોછે, જેમાં ટીકીટો સારૂં એક બાજુપરથી ખાંચામાં કાપેલાં કાગલોનો ચોરો મુકેછે, તેમાંથી એકપછી એકને એક નાધળા સલીયા વતે ધકેલેછે, અને તેમાં દીબાં ગોઠવેલાં હોવાથી છાપ પડેછે, તથા ચાલુ નંબરો સારૂં અક્ષરોનાં દીબાં એક ઘડીઆલનાં ચક્રની માફક ફરેછે, તેથી વારાફરતી પોતાની મેળેજ બદલાઇને નંબરો છપાયછે, અને પેલી ટીકીટો પોતાની મેળેજ ખીસીને બે ચીપની વચમાં ચોરો નંબર મુજબજ થાયછે. હવે એ નંબરમાં ભુલ નહીં પડી હોય તે તપાસવા બીજો એક નાંધળો સંચોછે, જેમાં પેલી ટીકીટોના ચોરા એક બે પતીઓની વચમાં મુકેછે અને સંચાથી એકપછી એક પેલી ટીકીટો બાહાર આવેછે, તેને જોવા સારૂં એક માણસ બેસી રહેછે, અને તેપછી પાંછી બીજી ગમ એકઠી થાયછે.

એ જોઇને નીકળેલા ઓરમીઅન પાર્કમાંથી પસાર થાઇને જે. એન. રીચરડસનનું કોરૂં કાપડ ધોવાનુ કારખાનું જોવા ગયા હતા, જ્યાં અતરેનાં બીજા કારખાનાંવો પાસેથી કોરૂં કપડું લઇને પોતાને તથા ઘણી-

ઓને હીસાબે સણનું કાપડ ધોઇ આપેછે. એ ઘણુંખરૂ હમોએ ડીનટીંગનાં (મેનચેસ્તરની પાસે) છીંટ બનાવવાનાં કારખાણાંમાં જોયું હતું તેનેજ મલતુંછે, પણ અહીંયાં કપડાંને એક બે મેલવણીમાં ધોઇને જમીન ઉપર ખુલામાં ઘાસ ઉગેલુ હોયછે ત્યાં સુકવીને પછી પાછી બીજી મેળવણીમાં ધોઇને સાફ કરેછે, તેથી તેને (Grass Bleached) ઘાસ ઉપર ધોયલું કહેછે. એ પ્રમાણે સુકવા મેલવાથી તે કપડું ઉઘડીને ઘણું સફેદ થાયછે, જે સફેતાઇમાં લાવવાને ખુલ્લી હવા તેને મદદ કરેછે. એ જોઇને સાંજનાં અતરેનો બોટાનીકલ ગારડન જોવા ગયા હતા, જ્યાં આજે વાજું તથા બીજી ગમતો હતી. એ બાગમાં કાંઈ ઘણું જોવા લાયક નથી, પણ ત્યાં ફુલનાં કીઆરાઓ સારી રીતે ગોઠવેલાછે.

બેલફાસ્ટનું ગામ મોહોટુંછે અને તે લેગન(Lagan)નદી ઉપર આવેલુંછે. તેની વસતી નજદીક બે લાખ વીસ હજાર માણસની કહેછે. અહીંયાંનાં કોઇ કોઈ મોહોટા મોહોલાઓ સારાછે, અને ઇમારતો પણ મોટી બાંધેલીછે, બાકીનાં અંદરનાં મોહોલાઓનાં ઘર કાંઇ જોવાલાયક નથી, પણ એ શેહેરની બાહારની બાજુપર નવી હવેલીઓ બંધાયછે તે એક સરખી રીતની ઇંગ્લાંડ અને સ્કાટલંડ દેશોનાં જેવીજ બાંધેછે. ચેટ્સ્રીટનમાં એવી નવી ચાલી બાંધવાની કંપનીઓ થઇછે, અને તેઓ સારા પલાનની ચેહેલીઓ તથા ઘરો બાંધીને વેચેછે અથવા તો ભાડે આપેછે. એ પ્રમાણે ચેહેલીઓ બાંધવાથી તેની વચમાની દીવાલોનો ખરચ તથા બીજા ઉપરનાં કારભારીઓનો તથા સામાન વેચાતો લેવાના ખરચમાં બચાવ થવાથી તેઓને બીજા ધણીઓ જે છુટાં ઘરો બાંધેછે તેનાં કરતાં સસતું પડેછે, અને તેમાંનાં ગાળાઓ છુટા છુટા વેચવાથી અથવા ભાડે આપવાથી ગરીબ માણસોને સવલ પડેછે, તથા એકજ પલાનની બાંધવાથી તે ઘણીજ શોભેછે. અહીંયાં ઘણાં કારખાનાં છે, અને વેપાર પણ મોટો હોવાથી નદીઓને ઉંડી ઓદીને ડંકા તથા ગોદીઓ બાંધીછે, જે ઉપર એક કરોડ રૂપીઆથી પણ વધુ ખરચ ચાલીસ વરસમાં થયોછે. હીંયાની ગોદીઓમાં ૪૦૦૦)ટણનાં બારકસો બંધાયલાંછે. એના વેપાર સારૂં અને ૧૮૭૮માં સોલ લાખ ટણનાં વાહાણોએ આવજાવ કીધી હતી, અને બારાંમાં જાયુકનો માલ ભરાતાં વાહાણો ૭૦૦૦૦) સીતેર હજાર ટણનાં રેહેછે; તથા ૪૦) વરસમાં એ શેહેરનો વેપાર આઠ ઘણો વધી ગયોછે, અને હમણાં જે સણનાં કાપડ વણવાનાં કારખાનાંછે તે ઉપર ૩) કરોડ રૂપીઆની થાપણ રોકાયલી તથા તેમાં ૩૫૦૦૦) માણસો કામે લાગેછે. એ શેહેરમાંથી દરશાલ ૨૩) લાખ ગ્યાલન વીશકી દારૂ બાહાર ગામ જાયછે. એવું એ વેપારી શેહેરછે એ ઉપરથી આપણને જે ખયાલ આયરલાંડ દેશની ગરીબાઇનોછે તે ઓટો પડેછે. હીંયાનાં લોકો આઇરીશમેનછે, પણ તેઓ વીશે ખરાબ મત બીજાઓ બાંધેછે તેવું કસું દીસતું નથી. આજે અહીંયાંથી થોડેક દુર ઘોડાની સરત તથા જાનવરો વેચવાનો મેલો હતો, જ્યાં ઘણું લોક ગયું હતું, જેઓને સઘળા પાછાં ફરતા જોવાને ઘણી ભીડ રસતા ઉપર એકઠી મલી હતી ; પણ તેઓમાં કસી રીતે કજીઆ મારામારી જોવામાં આવતી હતી નહીં, ફકત જેમ લંડનમાં ડરબીની સરત વખત હસવા બોલવાનું તથા એક બીજાઓ સાથે ટાલ મસ્કરી થાયછે તેમ એ લોકો પણ પોતપોતામાં કરતા હતા. હીયાં ધારયા મેળે હીંદુસ્થાનમાંથી ઘણાંજ થોડા જણા ફરવા આવ્યા હશે ; કારણકે હમે જ્યાંબી જતા ત્યાં હમોને બધું લોક જોયા કરતું હતું,

તથા બીજાંઓને પેરમાંથી તેડી લાવીને હમોને દેખાડતા હતા. તેમાં ઓરત લોકને હમારા પોશાકની કાંઈ નવાઈ લાગતી હતી, જેથી કરીને તેઓ હમોને જ્યાંથી મલે ત્યાં પોતપોતામાં મોટે સાદે પેત ધરીને હસતી તથા મરદો પણ તેજ માફક હસતા હતા, જે ઉપરથી માલમ પડેછે કે એ લોકોનો જીવ ઘણો મોજીલોછે.

તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૮૧—આજે સાત વાગે આગગાડીમાં બેલફાસ્ટથી બેસીને બપોરનાં ૧૧॥ વાગે ડબ્લીન શેહેરમાં આવી પુગા, અને ત્યાંનાં શેલબરન હૉટલમાં ઉતારો લીધો હતો. એ ડબ્લીન શેહેર આયરલાંડ દેશનું પાયતખ્તછે, અને તેની વસતી આસરે હઠી લાખની કહેવાયછે. બપોરનાં હીંયાનું શેંટ-પેટરીક-કેઠીડરલ જોવા ગયા હતા. એ દેવલ ઘણું જુનું અને બારમી સદીમાં બાંધેલું હતું. પણ પાછલથી બીશમાર હાલતમાં આવેથી તેનો જુનો ભાગ રાખીને બાકીનું નવેસરથી સર બેનજામીન લુઇગીનીશે (બીર તથા પોરટર બનાવનાર અને હમણાંનાં ગીનીશનાં બાપે) એક લાખ પચાસ હજાર પેંડ ખરચીને બાંધ્યું હતું. એ દેવલ હમણાંની સારી બાંધણીનું ઊંચુંછે, તેના (Altar) આએરીશ મારબલનોછે, તથા બીજા તે બાજુનાં થાંભલા પણ એજ જાતનાં પથરનાં બનાવેલાછે. એ દેવલમાં શેંટ પાટરીકનાં બીતાબવાલા સરદારોને બેસવા સારૂં જગ્યા રાખેલી અને તેની ઉપર તેઓનાં વાવટા ટાંગેલાછે. એ દેવલમાં સારાં સારાં માણસોની યાદગારીનાં સ્તંભો પણ ઘણા સારા અને જોવા લાએકછે, તેમાં એક સ્તંભ લેડી એલીજાબેઠ વાઇકાઉન્ટેશ ડોનીરાલ તે નામદાર હેનજીશ શેનટલેજરની બઇરીનો હમોને ત્યાંનાં રખેવાળે બતાવ્યો હતો અને એ બાઇને વાસતે કેહેવત રહી ગઇછે કે એજ ઓરત આખી દુનીઆમાં ફ્રીમેશન થઇ હતી. એ જોઇને ક્રાઇસ્ટ કેઠીડરલ જોવા ગયા હતા. એ દેવલ પણ સૌથી જુનું અને મોટું કહેવાયછે. તેને પણ થોડુંક ઉપર મી૦ એચ રો નામનાં દારૂગાળનારે એક લાખ પેંડ ખરચીને નવેશરથી બાંધ્યુંછે, અને તે ઘણુંજ જોવાલાએકછે. એ દેવલમાં આયરલાંડને પેહેલો જીતનાર સ્ટ્રોંગ બો (Strong Bow) ની પોર સને ૧૧૭૦નાં શાલનીછે, તથા તે ઉપરાંત બીજી ઘણી જુની પોરોછે.

ત્યાંથી નીકલેલા ડબ્લીન ટાવર જેને બરમીંગહામ ટાવરને નામે ઓલખેછે તે જોવા ગયા હતા. એ જગા પર આગલ રાજદ્રોહ બંધીવાનોને કેદ કરતા હતા, હમણાં તે અંધારી કોઠડીઓમાં જુનાં લેખો રાખેલાછે. એમાંની એક કોઠડીમાં દેનીયલ ઓ કોનેલને કેદ રાખ્યો હતો. એ કેદખાનું ઘણુંજ સરસ બાંધેલું હોવા છતાં કેહેવાયછે કે એજ ધણી એકલો એમાંથી નાસી શકયો હતો. એની કોઠડી ભાયગે છ ફીટ પોહોળી અને પંદર ફીટ ઊંડી હશે,તથા તેમાં ઉજરડું આવવાને કશી બારી પણ દીસતી નથી. એ જગ્યા પર વચમાં એક કુવા જેવો ચોક રાખેલો અને તેની આસપાસ એક ફરવાની જગા રાખીને કેદીઓની કોઠડીઓ બાંધેલીછે. એ ચોકનાં મથાળાં ઉપર એમાંના બંધવાને અંદરજ ફાંસી દઇને પછી હેઠલથી જે નદી વહી જાયછે તેમાં બારોબાર નાંખી દેતા હતા.

એ જોઇને પછી એનીજ પાસે ડબ્લીન કેશટલમાં અહીંયાનાં લૉર્ડ લેફટેનંટને સારૂ હવેલીછે તે જોવા ગયા હતા. એ જગ્યા પર એ ધણી સરકાર તરફથી ખાણાં, નાચ અને મુલાકાત આપેછે. અહીનાં શેંટ પાટરીકના હાલમાં આગલનાં લૉર્ડ લેફટેનંટસની સખીઓ મુકેલીછે, તથા ઇમારત પણ સારીછે.

એનીજ પાસે ચેપલ રોયલ (Chapel Royal) પાદશાહી દેવલ કરીને બાંધેલું છે, જયાં વાઇસરાય બંદગી માટે જાયછે. એ દેવલ બાહારથી પથરનું અને અંદરથી બધી ગમ આઇરીશ બોગ ઓક (Bog Oak) લાકડાંનું નકશીદાર બાંધેલું છે, જયાંની ગ્યાલરી ઉપર પેહેલાંથી તે હમણાં સુધીનાં બધા લાર્ડ લેફટેનંટસનાં નામ તથા કોટ ઓફ આરમસ પાડેલાંછે. એ દેવલ ઘણું જોવા લાએકછે.

ત્યાંથી નીકળીને અહીયાનુ જુનું પાર્લામેંટ હાઉશ જોવા ગયા હતા. એ જગ્યા ઉપર આગલ પાર્લામેન્ટ ભરાતી હતી, અને તે નેવું હજાર પૌંડ ખરચીને બાંધ્યું હતું, પણ ૮૦) વરસ થયાં હીંયાની પાર્લામેંટ બંધ થઇને ગ્રેટ બ્રીટનની પાર્લામેંટ સાથે જોડાઇ ગયાથી એ ઇમારત સરકારે આયરલાડ બેંકને વેચીછે અને તેમાં હાલ એ બેંકની આફીશછે; તોપણ અસલનાં હાઉશ ઓફ લોર્ડસ (ઉમરાવોની સભાનો) હૉલ જેમનો તેમ તેની ટેબલ તથા ખુરસીઓ સુધાં લોકોને જોવા સારૂં રાખેલાછે, તેમાં આપણાં બીજા, ત્રીજા તથા ચોથા જયોર્જ તથા ડયુક આફ વેલીંગટન અને લાર્ડ નેલશનનાં પુતળાં મુકેલાંછે.

એ જોઇને રૉયલ બોટનીકલ ગારડનશ જોવા ગયા હતા, જયાં ઝાડપાનનો સંગ્રહ ઘણો સારો કીધેલોછે, તથા ઝાડપાનને લગતી વીદ્યા શીખવા સારૂં ઝાડોને વર્ગ પ્રમાંણે રોપીને દરેકનાં નાંમ લખેલાંછે. ત્યાંથી નીકળેલા ફ્રીનીકશ પાર્કમાં ગયા. એ પાર્ક ઘણો મોટો સાત મૈલ ઘેરાવાનોછે, તેમાં અહીંયાંનાં લાર્ડ લેફટેનંટને રેહેવાનો મેહેલ તથા (ઝુઓલોજીકલ) પ્રાંણી સંગ્રહની ગારડનશ છે. પણ એમાંનાં બધાં જાનવરો આગલ ઇગ્લંડમાં જોયાં હતાં. એ પાર્કમાં ડયુક આફ વેલીંગટનની યાદગારી રાખવા સારૂં એક મોટો ૨૦૫) ફીટ ઉંચો સ્તંભ ઉભો કીધેલોછે, તેનો ઉપર વીસ હજાર પૌંડ બેઠાછે. તેની સાંમે લાર્ડ ગફનું પંચરસ ધાતુનું (Bronze Metal) પુતળું ઘોડા ઉપર બેશાડેલું ઉભુ કીધેલુંછે, એ જોઇને નેલશનનો સ્તંભ જોવા ગયા; એ સ્તંભ ૧૨૦ ફીટ ઉંચો અને તે ઉપરથી ડબ્લીનની રચનાં ઘણી સરસ દીસેછે. આજે રાતનાં ગેયટી થીયેટરમાં ગયા હતા જયાં દેખાવણી ઘણી શારી હતી.

**તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૮૧—આજે** સવારનાં વીલીયમ જેમીશનની કંમપનીનું વીશકી (Whisky) બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. એ કારખાંનું વરસનાં છ માસ થંડીમાજ ચલાવેછે તેથી હમો ગયા તે વખતે ચાલતું હતું નહીં, તોપણ ત્યાંનાં કારભારીએ હમોને બધે ફેરવીને સમજણ પાડી હતી. એ વીશકી જવ તથા બીજા અનાજમાંથી બનાવેછે. પેહેલાં તે અનાજને જમીન ઉપર પાંથરી પાંણી છાંટીયા કરેછે, જેથી બે ચાર દીવશમાં ઉપર પીળા ફુટી નીકળેછે, પણ તે પીળાને પાદડાં નીકળે તે આગમજ બેહુ અનાજને સાથે ભેલીને સંચાથી ડલેછે. ત્યાંથી એક બીજાં મોટાં વાસણમાં નાંખીને ગરમ પાણીમાં રાત તથા દીસ દેહોવી પછી ડેરવા દેછે, એટલે પાણી સાથે તેનો મીઠાસવાલો ભાગ તરી આવેછે. એ બાદ પાણી કાહાડી લઇને તેને ખમીર ઉઠવા દેછે, તે પછે જંતરોમાં નાંખીને બાફથી ગાલેછે, અને તેનાં બાફનું પાણી જે ગળેછે તેનો વીશકી દારૂ બનેછે. એ પ્રમાંણે છ મહીનામાં આએ કારખાંનાંમાં વીસ લાખ ગ્યાલન અથવા દશ લાખ ડજન બાટલી વીશકી બનેછે.

એ જોઇને પછી. ગીનીસ કંપની (Guiness & Co.)નું પોરટર બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. એ કારખાનું ઘણુંજ મોટું છે, તેમાં દરરોજ

૨૦૦૦) માણસો કામે લાગેછે, તથા દરરોજ ૨૦૦૦) હોગઝેડ ઇયાને (એક હોગઝેડનો ૫૬ ગ્યાલન લેખે) એક લાખ બાર હજાર ગ્યાલન પોરટરનો દારૂ બનાવેછે. પોરટર બનાવવા સારૂં માલટ (Malt) કરી ઘઉંના જેવા અનાજ વીશકી બનાવવાની માફકજ પેહેલાં જમીન ઉપર પાંથરી પાણી છાંટી પીળા ઉગાડીને પછી ડલેછે, અને એક મોટાં વાસણમાં ગરમ પાણી વરસાદની માફક ઉપરથી પડતું રાખીને હીલવ્યા કરેછે. એમ કીધા પછી તેને ઠરવા દેછે, અને તેની ઉપરનું મીઠાસવાલુ પાણી કાહાડી લેઇ તેને ખમીર ઉઠવા દેછે. તે બાદ હોપ (Hop) જાતનાં ઝાહાડોના ફુલો જે અમેરીકા તથા બીજા દેશોમાંથી આવેછે, તેને પણ સુકવીને પાણીમાં ઉકાલીને ઉપલા ખમીર ઉઠેલાં માલટનાં પાણીમાં ભેલેછે, અને પછી તેને ગાલી કાહાડી ખમીર ચઢવા દેછે એ મુજબ થોડા દીવસ રેહેવા દીધાથી પોરટર બનેછે, અને તેની ઉપર ફીણ ઘણું ચહડી આવેછે. એ ખમીર ચઢાવા સારૂં તેમાં ઠુલું નાખ્યાથી તેને કફ ચઢી ખમીર આવેછે (વીશકી બનાવવામાં પણ તેને ખમીર ચહડાવવા સારૂ ભુસું નાંખેછે.) હવે એ ફીણ ચઢેછે ત્યાંસુધી કાહાડી નાંખીને પેલા તૈયાર થયલા પોરટરને ગાળી કાહાડી મોટાં લાકડાંનાં પીપમાં બે વરસ સુધી એમજ રાખીમુકેછે, ત્યારે તે પીવા લાયક થાયછે. એવાં મોટાં પીપ ૧૫૦) નંગ અલે રાખેલાંછે અને તે દરેક પીપમાં ૨૦૦૦ હોગઝેડ પોરટર માયછે. તે હીસાબે ત્રણ લાખ હોગઝેડ યાને એક કરોડ અડસઠ લાખ ગ્યાલન અથવા ૮૪ લાખ દજન બાટલી પોરટરનો જથ્થો હીયાં રાખેલોછે. એ કારખાનાનો ધણી સર ગીનીશ મરી જવા પછી તેનાં ત્રણ છોકરાઓને હસ્તક ગયું તેમાંથી સૌથી નાધળા છોકરાએ પોતાનાં બીજા બે વડા ભાઇઓને દરેકને એક એક કરોડ રૂપીઆ રોકડા આપી પોંતે ત્રણ કરોડ રૂપીઆની કીમતે ખંડી લેઈ એકલો ધણી થયોછે. એમાં જે ૨૦૦૦ માણસો દરરોજ કામે લાગેછે તે દરેકને રોજ બે પેંટ પોરટર મફત પીવાને આપેછે, પેલાં ભરી મુકેલાં પીપમાં બે વરસમાં પોરટર તઇયાર થાયછે કે તેને મોટી નળીઓમાંથી લાવીને પીપોમાં ભરેછે. તે પીપમાં ભરતાં ઉપર જે ફીણ થઇ આવે તેને બીજો પોરટર અંદર રેડીને ઉભાવા દેછે, તથા જમીનમાં ગટરો કરીને પાછું તેને એકઠું કરેછે, અને બુંબાથી કરી પાછું પોરટર બનાવવા સારૂ તેને બીજાં પીપોમાં આઇશીંગ ગલાસ (Ising-glass) સાથે ભેળીં પીઘળાવીને પોરટર બનાવેછે. એ કારખાનું ૧૫૦ એકર જમીન રોકેછે, અને તેનો અંદરનો માલ લાવ લઇજા કરવા સારૂં ૭ ઇનજીનો કામ કરેછે.

એ જોઇને મ્યુઝીયમ જોવા ગયા હતા. એમા ઘણી તરાંહનાં જાનવરો તથા માછલીઓનો સંગ્રહ કીધેલોછે, તેમાં એક નવાઇ જેવું પંખેરૂ જેનાં માથાં ઉપર આસરે ૯) ઇંચ લાંબું સીંગડું ઉગેલું હતું. રાતનાં ફીન પાર્ક જોવા ગયા હતા જયાં થોડાક ફીઆરા તથા બે ફુંવારા સીવાય બીજી બાકીની જમીનમાં લીલું ઘાસ અને છાયડાનાં ઝાહાડો રોપેલાંછે. એમાં બીજા જયાર્જનો સ્તંભ મુકેલોછે. આગલ એ પાર્ક થોડા ધણીઓજ ફી ભરીને વાપરતા હતા, અને બીજા લોકોને જોવા જવા દેતા હતા, નહીં પણ પેલા ધરમાતુ શખ્સ મી૦ ગીનીસે (પોરટર બનાવનાર) તીસ હજાર પૈંડ ખરચી તેને સણગારીને આમને માટે ખુલ્લો મુકયોછે.

તા૦ ૨૪ મી જુલાઈ ૧૮૮૧—આજે અતરેની લાંડ લીંગ (Irish Land League Meeting) ભરાવાની હતી તે

જોવા ગયા હતા. એ સારૂં અત્રેની કશ-ટમ હાઉશવાલી જગા આગલનાં મોટા ચોકમાં બધાઓએ એકઠા થવાનો ઠેડીવ કીધો હતો. તે મુજબ જુદા જુદા ધંધા-વાલાઓ પોતાનાં વાજાં લઇને ત્યાં એ-કઠા મલ્યા હતા, જેઓની સંખ્યા ઘણી મોટી થાઇ હતી. એ કશટમ હાઉશ નદી-ને કાંઠે આવેલુંછે, તેપર આવવા સારૂં તે નદીની બેહુ બાજુઓ ઉપર લોકોનાં ટોળાં વાજાં વગાડતા તથા ઉડતા વાવટા સાથે આવતાં હતાં, જે દેખાવ ઘણો સારો લાગતો હતો. વાવટા ઘણાખરા લીલા રંગના હતા. લોકોએ લીલા રંગની ફીત પોતાની છાતી ઉપર તથા લીલા પતા પોતાનાં ખભાં ઉપર તથા ઝાડની લીલી ડાંખલી અને પાંતરાં તોપીમાં પેહેરેલાં હતાં, જે છુટાપણું દેખાડવાની નીશાંની દાખલ હતું. એ ઉપરાંત કેટલાક જણાંતો અમેરીકા તથા ફ્રાંન્સનાં રીપબલીક (પ્ર-જાસ્તાક રાજ્ય)ના વાવટા પણ સરઘસમાં સાથે લઇને ચાલતા હતા. કોઈ વાવટા ઉપર (Down with the Land Lords) જમીનદારોનો નાશ થાવો. કોઇ ઉપર (United we stand, Divided we fall,) સંપ ભરયા સામે ટકશું, કુસંપથી આપણે પડશું. કોઇ ઉપર (The Land for the people) જમીન ઉપર આપણી માલેકી હો. કોઇ ઉપર (Parnell & Liberty) પારનેલ અને છુટા-પણાં માટે ઇત્યાદી સરઘસમાના જુદા જુદા ધંધાદારીઓએ પોતાના જુદા વાવટાઓ બનાવી તે પર પોતાના ધંધાની નીશાની પાડેલી હતી, જેમકે ગાડી બનાવના-રાઓ ગાડી, નાલ મારનારાઓ નાલ, એ મુજબ બરાશ બનાવનારા, ખાટ-કી, કોલશાવાલા, તથા બીજા ધંધાવાલા પેહેલાં પોતાનાં વાજાં તથા વાવટા સાથે ચાલ્યા, અને તેઓની પાછલ લેંડ લીંગ-માં ખુલ્લી રીતે સામેલ થયલા લોકો પીલી તથા લીલી પટીની બેલ નીશાણી પેહેરીને ઘોડા ઉપર તથા ગાડીમાં તથા ચાલતા સરઘસ થઇને નીકલ્યા હતા, પણ એ સરઘસવાલાઓ કરતાં તેમને જોવા આવનાર લોકો અતી ઘણાં હતાં, અને એ મોટા ચોક તથા આસપાસનાં નદી કીનારાનાં બેહુ રસતા જાણે કીડીની માફક બની બાજુથી ઉભાઇ ગયા હોય તેમ લાગતું હતું. એ પ્રમાંણે સરઘસ નીકલીને આસરે બે મૈલ ઉપર ફ્રાનીકશ પાર્કછે ત્યાં ગયું, પણ જાણે એમની મી-ટીંગની સાંમે પરવરદેગારનો કોપ હોય તેમ પેહેલાં સુરજ પ્રકાશતો હતો તે તદન ઢં-કાઇ જઇને એક મોટું તોફાન તથા વર-સાદ એકાએક જેવું સરઘસ પાર્કનાં દરવા-જામાં પેસે તેવુંજ થઇ આવ્યું. એવો વ-રસાદ હમોએ મુંબાઇ છોડયા પછી કોંઠે પણ જોયો હતો નહીં, તથા પવનનું તો-ફાંન ઘણું જોરમાં હોવાથી વરસાદનાં છાંટા જાણે કાંકરા વાગતા હોય તેમ લો-કોનાં દીલ ઉપર પડતા હતા, જેથી સઘળું સરઘસ વીખરાઈ ગયું, વાજાં વાગતાં બંધ થઇ ગયાં, તથા લોકોએ ઝાડોનાં છાંયા તળે જવાની દોડાદોડ કરી મુકી, અને કેટલાકો પાછા પોતાને ઘર જતા રહ્યા. એ મુજબ અરધાથી પોણાં કલાક સુધી તોફાન રહ્યા પછી નરમ પડયું અને તેની સાથે પેલા લેંડ-લીંગવાલાઓ પણ થંડા પડી ગયા તથા થોડાએક ઠરાવ કરીને પાછા ઘર ગયા. હમોને પાર્કમાંથી મીટીંગ ભરાય તેની આગમજ વરસાદને લીધે પાછા હૅટેલમાં જવાની ફરજપડી હતી. ડબ્લીન શેહેર ઘણું મોટુંછે અને મોહો-લાઓ એક સરખા મજેનાં કુશાદે સારી બાંધણીનાં ઘરોનાંછે, તેમાં "સેકવીલ સ્ત્રીટ" ઘણો સરસછે. એ શેહેરની વચ-મેથી "લીફી" નદી પસાર થાયછે. તેનાં બેહુ કીનારાપર મોટા રસતા કરી બેહુ બાજુ હવેલીઓ બાંધેલી હોવાથી

ઘણો ભપકો લાગેછે. એ શહેર આસરે ૧૧) મૈલ પેગવામાંછે. એનો વેપાર માફકસર મોટો અને દરશાલ ૨૫) લાખ ટણનાં વાહાણો આવજાવ કરેછે, તથા કશટમની જકાત એક કરોડ રૂપીયા ઉપજેછે, (જેનો મોટો ભાગ વીશકી તથા બીજા દારૂથી પેદા થાયછે.)

**તા૦ ૨૫ મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં સાત વાગે ડબ્લીનથી આગગાડીમાં બેશીને બે મૈલ ઉપર કીંગ્સટાઉન કરીને બંદરછે ત્યાં ગયા, જ્યાંથી સ્ટીમર કોનોટમાં બેસીને આયર્લંડ છોડયું. બપોરનાં બાર વાગે વેલશનાં "હોલીહેડ"નાં બંદરપર ઉતર્યા હતા અને ત્યાંથી પાછા આગગાડીમાં બેસીને "બેનગર" કરીને કરનાવનશાયરનુ ગામડું છે ત્યાં ગયા. એ ગામડામાં પેસતી વેળા એક નદીનો પુલ ઘણો નવાઈ જેવો હમોએ પસાર કીધો હતો, જેને "બ્રીટેનીઆ બ્રીડજ" નામ આપેલુછે, પણ તે "ટયુબુલર બ્રીડજ" નાં નાંમથીબી ઓલખાયછે. એ પુલ લોખંડની મોટી ચોરસ નલીઓનો બાંધેલો અને તેને હેઠલથી મોટા પથરનાં થંભ આપીને ઉપર ઉભો કીધોછે, જે નલીઓની અંદરથી આગગાડી પસાર થાયછે. એ પુલ ૧૫૧૩) ફીટ લાંબો ૧૪) ફીટ પોહોળો અને નદીની ભરતીનાં પાણીની સપાટીથી ૧૦૪) ફીટ ઉંચોછે. તેમાંનો સૌથી મોટો નલ ૧૮૦૦) ટણ વજનમાંછે તથા બધા નલોનું વજન ૧૧૪૦૦) ટણનું કહેછે. એ નલોને પેહેલાં થંભોની અંદર ખાંચા કરીને પસાર કીધેલાછે, તેમાંનો સૌથી ઉંચો થાંભલાનો મીનારો ૨૩૦) ફીટછે. એ પ્રમાંણે બે બાજુપર નલો નાખીને ગાડીઓ આવતી જતી પસાર થાયછે. એ પુલને બાંધતાં ચાર વરસ લાગાં હતાં. એ રીતનાં નલોનાં પુલ બાંધવાથી તે બીજા પુલો કરતાં ઘણો સલાંમત કેહેવાયછે, તથા એવો પુલ હમોએ આજેજ પેહેલવેહેલાં જોયો હતો. એનાં મોહોડાં ઉપર બેહુ બાજુએ ૨૫) ફીટ લાંબા પથરનાં સીંહ બેસાડેલાછે. એજ પુલની થોડેક દુર એક બીજો પુલ એજ "મીનાઈ" નદી પરથી પસાર થવા તદન ઝુલતો સાંકલ ઉપર બાંધેલાછે, તે પણ ઘણો સરસ અને જોવા લાયકછે.

બેનગરમાં હમો ઉતરીને ત્યાંથી આસરે ત્રણ મૈલ દુર સ્લેટનાં પથરની ખાણછે તે જોવા ગયા હતા. એ સ્લેટનાં ત્યાં આખા પાહાડોછે, જેમાના લૉર્ડ પેનરીહીન (Lord Penrhyn) વાલા પાહાડની ખાણ જોવા ગયા હતા. એ સ્લેટ કાહાડવા સારૂં પેહેલાં એક ઊંડો ૬૦) ફીટનાં કુવા જેવો ખાડો ખણેછે, અને પછી બંદુકનો દારૂ તથા ડીનેમાઈટ અને ગનકાટનથી ઉડાડીને તેમાંથી સ્લેટ ખણી લઈ તે ખાડાને પોહોળાણ તથા ચોળાણમાં મોહોટા કરતા જાયછે. એ મુજબનો મોટો ખાડો થયો કે વળી તેની અંદર પાછો હેઠાણમાંથી બીજી ૬૦) ફીટ ઊંડો ખણીને પાછો તેને બધી બાજુપરથી ખણતા ખણતા પેલા આગલનાં ખણેલા ભાગથી આસરે ૩૦) ફીટ નાંધળો ચોરસ કરેછે, અને તે મુજબ બીજા ખાડાઓ ૬૦) ફીટનાં ખણીને પેલા ૬૦) ફીટ ઊંડા થડાનો ચોક એક બીજાની અંદર કરવા જાયછે. એવા છ થડા દરેક ૬૦) ફીટનાં ઊંચાઇનાં હમણાં સુધીમાં ૨૦૦) વરસે થયાંછે, જેનો દેખાવ રોમના એમફી ઠીયેટર (Roman Amphi Theatre)નાં જેવો લાગેછે. હમણાં એ મુજબ એ ખાંણ ૩૬૦) ફીટ ઊંડી ગઇછે. એમાંથી દરરોજ આસરે ૨૦૦) ટણ સ્લેટ કાહાડેછે તથા ત્યાં રોજ ૨૩૦૦) માણસ કામે લાગેછે. એ સ્લેટની સાથે બીજો સાધારણ જાતનાં પથરનો પણ થોડો ઘણો ભાગ નીકળેછે, તથા ભાગેલી

૨૬ સ્લેટનાં કટકાઓને એ પાહાડની બાજુ પરની ખીણમાં નાંખી દેછે જે સારૂં એક અછી ગોઠવણ કીધીછે. પાહાડનાં મથાળાં પર પાણીનો એક ઘણો મોટો જથો એકઠો કીધેલા એક મોટી ટાંકીની ગાડીમાં ભરેછે, અને તે ગાડીને પાહાડની બાજુપર ઢોળાવ કરી તે ઉપર મુકેલા પાતાપરથી હેઠાંણમા તેનાં ભારથી જવા દેછે. હવે તેની બીજી બાજુપર હેઠાંણમાં એક તેનેથી નાધળી ગાડીમાં પેલા પથરા તથા ૨૬ સ્લેટ ભરી તેની સાંકળ પેલા પાણીવાળાં ગાડાં સાથે જોડેછે, જે માટે જુદા લોખંડનાં પાતા નાખેલાછે. એ બાદ પેલી પાણીવાલી ગાડીમાં ઘણો પાણીનો જથો હોવાથી તે હેઠે આવતાં પથર તથા સ્લેટનો ગાડીને ઉપર ખેંચેછે, એટલે તે ભરેલું ગાડું ઉપર ઘસડાઈ જાયછે, અને ત્યાં બે માણસો તેને ઉલટાવી નાંખી તેની અંદરનો ૨૬ માલ ખીંણમાં નાંખી દેછે. પેલી પાણીવાલી ગાડી હેઠે ગઇ કે ત્યાં તેનું પાણી ખાલી કરી નાંખી તેની ઉપર પથરની ગાડીઓ ભરેછે, અને પેલી ઉપરની પથરવાલી ગાડી ખાલી કરી નો હેઠાણમાંનાં ટાંકીવાલી ગાડીમાં પાણી ભરેછે કે હવે તે ગાડા હેઠે જતી જતી પેલી પથરની ગાડીને ઉપર ખેંચી મોકલેછે, જેથી ઘણો બચાવ થાયછે. વળી હેઠે જે પાણી ખાલી કરી નાંખેછે તે ૨૬ જવા દેતા નથી પણ તેને નલીઓમાંથી નીચાણનાં ભાગમા કાહાડી નાખી એજ માફક પાછું કામમાં વાપરેછે. સ્લેટનાં જે ઘણા મોટા અને જાડા પથરા નીકળેછે તેને માણસો નાધળા અને પતલા કરેછે, જે કરવાનું એ પથરાવોને છુટાં પડો હોવાથી ઘણું સેહેલ પડેછે. એક મોટી લાદીને એક બાજુપરથી તપાસીને લાંબી છીણી અંદર ઠોકવાથી તેનાં પડ છુટાં પડી બે ભાગ સરખા થઈ જાયછે. તે મુજબ જો હજુ પાતલી કરવી હોયતો બીજા બે ભાગ કરીને જોઇતી જાડાઇનાં કરેછે. પેલા બણેલા ભાગમાંથી કચરો લઈ જવા સારૂં દરેક થડમાંથી ટનલો પાહાડની અંદર કોતરેલીછે, જેમાંથી તરામની માફક પાતા નાંખીને ગાડીઓમાં તરત પથર તથા સ્લેટો માણસ ઘસડી જઈ પેલે પાર મોટી ગાડીઓમાં ભરેછે, જેને એક એનજીન ઘસડી લઈ જઈ દુર નાખી આવેછે; તથા આખી સ્લેટને પણ એજ માફક લઈ જઈ નદીને કીનારે લૉર્ડ પેનરીડને ૧૭) લાખ રૂપીઆ ખરચીને વાહાણો આવજાવ કરવા માટે બારૂ બાંધેલુંછે, ત્યાં બોટોમાં ભરી આવેછે, જયાંથી તેને બીજે દેશ નદી હોય ત્યાં સુધી સસતામાં લઈ જઇ પછી આગગાડીમાં દેશાવર મોકલેછે. એ ખાંણની આવક પેહેલાં ઘણી સારી થતી હતી, અને એનાં ઘણીને દરશાલ તેમાંથી બે લાખ પચાસ હજાર પૌંડ મળતા હતા, પણ હમણાં સ્લેટનો ખપ ઓછો થવાથી અઠવાડીઆનાં ચાર દીવસજ કામ કરેછે. એ જોઇને પછી હમો બેનગર આવીને ગામમાં ફરવા નીકલ્યા હતા. એ બેનગરનું ગામડું જાણે એકજ મોટા મોહોલો હોય તેવુંછે, અને તેની હમેશની વસતી આસરે દશ હજાર માણસનો કેહેવાયછે. પણ મોસમમાં બધાં મલી પચાસ હજાર માણસો અહીંયાં આવજાવ કરેછે.

હીયાંથી આગગાડીમાં સાંજનાં છ વાગે બેસીને કરનારવન (Carnarvan) જે વેલસનું મુખીઅ શેહેર ગણાયછે ત્યાં આવીપુગા અને ત્યાંનાં રૉયલ હૉટલમાં ઉતારો લીધો હતો. ત્યાંથી પાછા તરત નીકલીને ત્યાંનો કીલ્લો જોવા ગયા હતા. એ કીલ્લો આસરે ૬૦૦) વરસનો જુનોછે, અને તે ઇગ્લાંડના રાજા પેહેલા એડવર્ડે બાંધેલો હતો. એ કીલામાં એની રાણી એલીઅનોરે બીજા એડવર્ડનો જન્મ આપ્યો તેથી તેને પ્રીન્સ

ઑફ વેલશનો ખેતાબ આપ્યો હતો, અને ત્યારથી ઇંગ્લાંડનાં પાદશાહનાં વડા છોકરાને એ ખેતાબ અપાતો આવ્યોછે. એ કીલ્લો ઘણો મજબુત બાંધેલો હતો પણ તેની મરામત નહીં કરવાથી હાલ ઘણો બીસમાર હાલતમાં આવી ગયલોછે, જેને પાછો સમારવા સારૂં તેને જોવાજનારા પાસેથી છ પેની ફી લીધામાં આવેછે. એની દીવાલો નજદીક બાર ફીટની જાડાઇનીછે, અને તેની અંદર નાધળા ઓરડાઓછે, જેમાંનો એક આસરે ૧૨) ફીટ લાંબો અને ૮) ફીટ પોહોળોછે, જેમાં પેહેલા પ્રીન્સ ઑફ વેલશનો જન્મ થયો હતો. જ્યારે પેહેલા એડવર્ડે વેલશ જીત્યું ત્યારે તેનાં તાબામાં ત્યાંનાં લોકોએ રેહેવા ના પાડયું, અને પોતાનાંજ દેશનાં એક ધણીને પોતાના હાકમ દાખલ માગવા લાગ્યા, જે ઉપરથી એ પાદશાહે તાલ કરીને તે લોકો પાસે એવું કબુલ કરાવ્યુંકે તમારાજ દેશમાં જનમેલા તથા ઇંગ્રેજી બોલનો એક પણ બોલ નહીં જાણનારને તમારો હાકમ બનાવું તે તમો કબુલ કરશો કે નહી, તે તેઓએ હા પાડવાથી પાદશાહે પોતાને ત્યાં જનમેલો દીકરો જે ત્રણ દીવસની ઉમરનો હતો, તેને લાવીને કીલ્લાની એક મોટી બારી પરથી વેલશનાં ઉમરાવોને તથા રૈયતને બતલાવી કહયું કે લેવો તમારા માગવા મુજબ એને તમારો પ્રીન્શ ડેઠવ્યોછે, જે આએજ કીલ્લાની સર જમીનપર જનમેલોછે, અને ઇંગ્રેજી એક બોલ પણ બોલતો નથી તે ઉપરથી રૈયતે પોતાની કબુલાત પાળવા માટે તેને પોતાના પ્રીન્સ ઑફ વેલશ દાખલ કબુલ કીધો હતો. ઉપલી બારી પણ હજુ બતાવેછે. એ કીલ્લામાં સૌથી ઊંચો મીનારો ૧૨૦) ફીટછે, જેને ઇગલ ટાવર કરી કહેછે. તેની ઉપર અસલમાં રોમન કીલ્લાઓ જે અહીંયાં હતા તેમાં "કરેસ્ટ" દાખલ એક પથરનું મોટું ગરૂડ પક્ષી મુકેલું હતું તે, તથાબીજાં પુતળાંઓ લાવીને આએ ટાવર પર મુક્યાં હતાં, જેથી તેનું નામ ઇગલ ટાવર આપ્યું હતું. એ ગરૂડ પક્ષી તથા રોમન લોકોનાં પુતળાંઓ હજુ ત્યાંછે, પણ તેઓ ઘણીજ બીસમાર હાલતમાં આવી ગયલાં અને બરાબર ઓળખાતાં પણ નથી. એ જોઇને પછી કરનારવન ગામમાં ફરી આવ્યા. અહીંયાંની વસતી આસરે ૯૫૦૦) માણસનીછે, અને ઘરો જરા સારી હાલતનાં તથા છુટા છુટા બંગલાઓ ડુંગર ઉપર હમણાં સારી રોનકનાં બાંધેલાછે. એ ગામની સાંમે દરીયાનો થોડોક ભાગ આવેલો હોવાથી તથા તે જમીનની વચમાં ત્રણ ગમથી ઘેરાઇ જવાથી સરોવરનાં જેવો લાગયા ઉપરાંત ગામમાંથી તેનો દેખાવ ઘણો સારો દીસેછે. વેલશનાં ગરીબ લોકો ઘણા ખરા અંગ્રેજી બોલી જાણતા નથી, પણ અસલની ગેલીક બોલી બોલેછે. હમો બેનગરની સ્લેટની ખાણ જોવા ગયા હતા ત્યાંનાં કામ કરતા માણસોને સવાલ પુછવાથી તેઓ તે તદન સમજી શકયા નહીં, અને કહ્યું કે હમો એ બોલી જાણતા નથી, પણ નીશાળોમાં અંગ્રેજી ભાશા શીખવેછે તેથી કોઇ કોઇ તે બોલી બોલેછે.

તા૦ ૨૬ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં દશ વાગે આગગાડીમાં બેસી કરનારવન છોડયું તે બપોરનાં પોણાં ત્રણ વાગે લીવરપુલ પુગા, અને ત્યાંનાં એડલફી હૉટલમાં ઉતારો લીધો હતો. સાંજનાં ત્યાંનો જાણીતો સ્ટેન્લી પાર્ક જોવા ગયા હતા. એ પાર્ક પાછળ એક લાખ પચાસ હજાર પોંડ ખરચ શેહેર સભાએ (Corporation) કીધોછે, જયાં ગાડી ઘોડા સારૂં સારા રસ્તા તથા ઘાસનાં મેદાનો તેમજ ફુંવારા તથા મોટાં ઝાડો રોપેલાછે. તે જોઇને પછી શેફ્ટન પાર્ક કરી બીજો પાર્ક જોવા ગયા હતા, જે ઉપર ત્રણ લાખ પચાસ હજાર પોંડ બેઠેલા કહેછે.

એ ઘણોજ મોટા તથા ત્યાંના રસ્તાઓ પણ ઘણાં મોટા તેમજ હુન્નરથી બનાવેલી નદીઓ અને ફુંવારાઓ વાલાછે. એ પાર્કોમાં ઉપર જણાવ્યા જેવી મોટી રકમો ખરચીછે તે હમારા ધાર્યા મુજબ જગા ખરીદવા પાછલ ઘણી લાગી હશે. આ પાર્કની આસપાસ હમણાં સારી રોનકદાર ઇમારતો બીજા ધણીઓની બંધાયછે. એ જોઇને બોટાનીકલ ગાર્ડન્સ" (વનસ્પતીનો બગીચો,) જોવા ગયા હતા. ત્યાં ઝાડ પાનનો ઘણો સારો સંગ્રહ કીધેલોછે, પણ કાંઇ નવી જાતનાં ઝાડો હતાં નહી. ત્યાંનાં ફુલના કેઆરા નવી તરાહનાં તથા જોવા લાએકછે.

રાતનાં લાઇમ સ્ટ્રીટમાં આલ શોપશનો મુવીંગ વેકશ વેર્કશ જોવા ગયા હતા, જયાં મીણનાં પુતળાનો સંગ્રહ કીધેલોછે, તે કાંઇ જોવા લાયક નથી તથા તે પુતળાંઓ તેના ધણીઓને મળતાં પણ આવતા નથી. એમાં એક બે છોકરાઓના પુતળાં બનાવીને તેઓની પાસે કોરનેટ તથા બાશુન કરી વાજાંનાં યંત્રના સંચાથી રાગ ઘણાં સરસ વગાડાવતા હતા. તે છોકરાઓનાં આંગળાં પણ હીલીને ચાંપ દાબી જાણે તેથી વાગતાં હોય તેમ લાગતાં હતાં, અને તે યંત્ર વાગેછે એવું બતાવવા સારૂ તેની ઉપર ઓચીંતો રૂમાલ નાંખવાથી સાદ ઢંકાઈ ગયો હોય તેમ લાગતું હતું. એ જોઇને તેજ મોહોલામાં જરા દુરથી રેલન્ડશનનો રૉયલ-વેકશ-વર્કસ એકઝીબીશન જોવા ગયા હતા. અહીંયાનાં મીણનાં પુતળાં પેહેલી જગ્યા કરતાં ઘણાં સરસ તથા બરોબર બનાવેલાં અને જોવા લાયકછે. હીંયાં આંખ ચુકાવવાનો એક ખેલ કરતા હતા, જેમાં એક ટેબલ ઉપર એક ઓરતનું અડધું ધડ હોય તેમ દીસતું અને તે ટેબલ હેઠલથી તદન ખાલી લાગતી, જેથી તે કેમ કીધું હશે તે જરા અજાયબ લાગતું હતું; પણ ત્યાંનાં રખેવાળને બે પેની જુદી આપવાથી હમો પડદાની અંદર ગયા, જયાં ચાર પગની ચોરસ ટેબલને તેનાં એક ખુણાની બાજુ પરથી જોનારાંની સામે મુકેછે, અને તે તરફથી દેખાતી બે બાજુપર બે પગની વચે મોહોડુ જોવાની આરશીઓ રાખેછે એટલે ટેબલના હેઠે શું હોયછે તે દેખાતું નથી. તેનાથી દુર બાજુપર બે બીજા પગ છુટાજ એક પડદાની પાછલ મુકેછે, જેનો આળો એવી રીતે પેલા ટેબલવાલી આરશી ઉપર પાડેછે કે જાણે બીજા બે પગ તેની અંદર મલી જઇને ચાર પગની ટેબલ દુરથી દેખાયછે. હવે એ ટેબલના ઉપર એક ખાંચો માણસનું આંગ જાય એટલો રાખીને તેમાં માણસ ધુંટણ મંડીને બેસેછે; એટલે તેના ઉપરનો ભાગજ દીસેછે, હેઠલનો ભાગ પેલી આરશીઓથી ઢંકાઈ જાયછે, અને ચારો પગ ટેબલનાં દીસવાથી જોનારા લોકો તે ટેબલના હેઠે કાંઈ નથી એમ સમજેછે.

તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં લીવરપુલના મરશી નદીઉપરની વાહાણો ઉપરથી માલ ચડાવવા તથા ઉતારવાની ગોદીઓ જોવા ગયા હતા. ત્યાં આલબર્ટ તથા પ્રીન્સીસ ડોકની વખારો જોઈ હતી; જયાં બધી જાતનો દારૂ તથા તંબાકુ અને બીજો જકાત વાલો માલ ઉતારેછે. હીંયા દશ હજાર દારૂનાં પીપો મોટી મોટી વખારોમાં ભરેલાં હતાં, જેને "ઇનબોનડ" કરી કહેછે. તે ખપ પડે તેમ માલ ધણીઓ તે ઉપર જકાત ભુરીને લઈ જાયછે. મોટાં મોટાં પીપોમાં તંબાકુ દરેક પીપમાં એક ટણ સુધી ભરાઇને અમેરીકાના વરજીનાઆ વગેરે દેશથી આવેછે. એ તંબાકુની કીમત દર રતલે ૩) થી ૫) પેનીછે, પણ તેની ઉપરની જકાત ૧૮) પેની છે. દારૂ ઉપર દર ઇમપીરીઅલ ગ્યાલને ૧૧) શીલીંગ જકાત લેછે. તંબાકુ

ભરવા સારૂં વખારોનાં ૩)થી ૪) માળા કીધેલાછે. એ ગોદીઓ જોઇને વેલીંગટન ગોદી જોવા ગયા હતા જયાં બધી જાતનો અનાજ ઉતારેછે. એ અનાજ કેલાઓમાં ભરાઇને વાહાણોમા આવેછે તેની જાતી પ્રમાણે જુદા જુદા ઢગલા કરેછે, જે માલો ઉપર લઈ જવાસારૂં ઘણીજ સેહેલી તાલ કીધેલીછે. વાહાણમાંથી નીકલેલો અનાજ એક રેંટમાં પડેછે, જે રેંટ જેટલા માલ વખારના હોયછે તેટલી ઉંચાઈની હોવાથી તે ચલાવીને જે માળ ઉપર અનાજ લઈ જવાનો હોયછે તે ઉપર લઈ જાયછે. હવે એ રેટ દરેક માળની બાજુ પર છે તેથી માળપરને માળપર અનાજ લાંબે લઈ જવા માટે રેંટમાંથી ચામડાનાં પટા આસરે રાા ફીટ પો-હોળા ચકરો પર દોડેછે તેમા પરેછે, જે પાતા તે અનાજને તોલવાનાં કાંટાઉપર નાખી ત્યાંથી તોલાઇને જે બાજુ ઉપર લઈ જાવો હોય ત્યાં પાતા પરથીજ લઇ જઇને તેની સાંમે એક જાતની ગળણી મુકેલી હોયછે તેમાં ઉછલી પડીને એક બાજુ ઢગલો થતો જાયછે.

એ જોઇને સ્ટીમરમાં બેસીને બધી ગો-દીઓની રચના જોતા જોતા આસરે છ માઇલ દુર ન્યુ-બ્રાઇટન જે લીવરપુલનાં દરીયા કીનારે, મરસી નદી દરીયામાં પડેછે તેના મથાળે લીવરપુલની સાંમેની બાજુનાં કીનારાપર લોકોને હવા ખાવાની જગા આવેલીછે ત્યાં ગયા હતા. એ બધો રસ્તો ગોદીઓથી ભરેલો અને તેમાં વાહાણો તથા સ્ટીમરો ઉભેલી હતી. એ ગોદીઓ ૫)થી ૬) મઈલ લાંબી અને દુનીઆમાં સૌથી મોટી ગણાયછે. લીવર-પુલનાં આસપાસનાં ગામોમાં અતીઘણાં કારખાનાં હોવાથી એ રસતે તેઓ પોતાનો (કારખાનાવાલાઓ) માલ મોકલેછે તથા મંગાવેછે, જેથી એ બંદરનો વેપાર ઘણો મોટાછે અને તે સારૂ ધી મરસી ડોકશ કં-પની કરીને એક કંપની ઉભી કરી આએ સઘળી ગોદીઓ બાંધેલીછે. હીયાં મોટાં મોટાં બારકસો આવીને ઉભાં રહી શકે તેવી ગોઠવણો કીધેલીછે. એ ગોદીઓ ઘણી ખરી ૧૮૪૫નાં શાલ પછી બાંધેલીછે. એમાં સૌથી જુની "કેનીંગ-ડોક"છે જે સને ૧૭૧૭ માં બંધાઈ હતી, પણ તેને પાછલથી સમરાવી તે વખતે તેનું નામ બદલી નાંખ્યુંછે. સઘળો મલીને ૨૫—૨૬ ગોદીઓછે અને તે ગોદીઓ ૨૬૯ એકર પાણીનો તથા ૧૯ાા મઇલ ડંકાની જગા તેમજ બરકનહેડની બાજુપર બીજા ૧૬૪ાા એકર પાણી તથા ૯ાા મઇલ ડંકાની જગ્યા રોકેછે. બધી મલીને એ "મરશી-ટરશટ" ને હસ્તક ૧૮૫૯ એકર ઇસ્ટેટની જગાછે. એ ગોદીઓમા સને ૧૮૭૭નાં સાલમાં૧૮૨૬૦) વાહાણો તથા સ્ટીમરો સીતેરલાખ ટણની આવી હતી, અને ગોદીની જકાત દાખલ તે શાલમાં એક કરોડ રૂપીયા ઉપજયા હતા, તથા ગોદીમાથી ૮૪) કરોડ રૂપીઆનો માલ બાહાર ગયો હતો તેમજ કશટમની જકાતના ૩) કરોડ રૂપીયા ઉપજયા હતા. અહીંયાં દરશાલ અમે-રીકાથી આસરે રૂનો ૩૫) લાખ ગાંસડી આવેછે, જે સને ૧૭૮૫ના શાલમાં ફકત એક કોથલી નમુના દાખલ આવી હતી, તે સાથે જોતાં એનો એકસો વરસમાં કેટલો વેપાર ખીલયોછે, તે માલમ પડશે. ન્યુ-બ્રાઇટનમાં સાઉઠ પાર્ટ અને બ્લેકપુલની માફક દરીયામાં ડંકાની માફક હવા ખાવાની તથા ફરવા હરવાની જગાછે. તે ડંકો દરીયાની અંદર ૫૬૦) ફીટ લાંબો બાંધેલોછે, અને ત્યાંથી નદી અને ગોદી-માંના. વાહાણોનો દેખાવ સારો દીશેછે, તવા ત્યાં ઘણાં રેશટોરાન્ટ(Restaurant) તથા હોટલોછે, તેમજ દરીયા કીનારે જેટલી હવેલાઓછે તે બધાની હોટલ રેશટોરન્ટ તથા સખી પાડવાની દુકાનોછે. એ જગ્યા પર લોકોનો મોટી આવજાવછે, અને

સાંજનાં મુંબઈમાં જેમ પવનચકી લોકો ફરવા જાયછે, તેમ લીવરપુલનું લોક અહીંયાં ફરવા આવવાથી સ્ટીમરો દર ના કલાકે આવજાવ કરેછે, અને દરેક સ્ટીમરમાં હમોએ બસોથી ઉપર માણસો જોયાં હતાં. બ્રાઇટન જઇને આવવાની માણસ દીઠ ૬) પેની લેછે. એ જોઇને હમો પાછા લીવરપુલ આવ્યા. રાતનાં પ્રીન્સીસ ઠીયેટરમાં "સીલીશાલી"(Shilly Shally) ના નામ જોવાગયા હતા.

તા૦ ૨૮ મી જુલાઈ ૧૮૮૧—આજે સવારનાં દશ વાગે આગગાડીમાં બેસીને ચેશટર કરી લીવરપુલથી આસરે ૨૫) મૈલ દુર એક અસલનું ઘણું જુનુ ગામ છે ત્યાં ૧૧) વાગે ઉતરયા હતા. એ ગામની અસલના કોટની દીવાલ ઘણી મોટી આસરે બે મૈલ લાંબી અને ૪) થી ૬) ફીટ પોહોળી શેહેરને ઘેરી લેછે, અને તે એટલી તો જુનીછે કે આજે ૨૦૭૦) વરસપર તે બીમમાર હાલતમાં આવ્યાથી તેને પાછી રાજા આલફ્રેડની છોકરી એથેલફ્લીડા એ સમરાવી હતી. તેની ઉપર છુટા છુટા મીનારાઓ બાંધેલાછે. એમાંનો એક ટાવર જેને ફીનીકશ ટાવર કહેછે ત્યાંથી ઇંગ્લંડના રાજા પેહેલા ચાર્લસે સને ૧૬૪૫ માં પોતાનાં લશ્કરને સર મારમેડ્યુક લેંગડેલની સરદારી હેઠલ પાર્લામેંટનાં જેનરલ પોંઇંટસની સરદારીવાળાં લશ્કર સામે લડતાં તથા હારી જતાં જોયું હતું. એ ટાવર હજુર સલામતછે તથા ત્યાં એ બીનાની તખ્તી મારેલીછે. એ કીલ્લાની દીવાલ ઉપરાંત એ ગામનાં જુનાં પુરાનાં ઘરો ૩૦૦) થી ૪૦૦) વરસ સુધીનાં હજુ મોજુદછે, અને તે પણ જોવા લાયકછે. એ ઘરોને બાહારથી બધી દીવાલપર ચોરસ ખાંચાઓ પાડી તે ઉપર નકસીઓ કીધેલીછે; તેમાંનુ એક ઘર જે સોથી જુનુ અને જેને "ગોડશ પ્રોવીડનશ હાઉશ" કેહેછે તે હમો અંદરથી જોઈ આવ્યા હતા. એ ઘરનો દાદર તથા શોલીઆર અને થોડુંએક જુનુ ફરનીચર આપણું અસલી પારસીઓના ઘરો તથા સામનને મલતું આવેછે. એ ગામમાં હમણાં ઘણી સારી હવેલીઓ બાંધેલી તથા ત્યાં થોડાં ઘણાં કારખાનાં પણ છે. હીંયાંથી ત્રણ મૈલ દુર ડયુક ઓફ વેસ્ટમીન્સ્ટર જે આખા ઇંગ્લંડમાં સોથી મોટા પૈસાદાર ગણાયછે, જે ઇટન-હોલ નાંમે ઓલખાતો મેહેલ જોવા ગયા હતા. એ જોવા જવા સારૂં માણસ દીઠ શીલીંગ આપવી પડેછે, જેનાં રૂપીયા ચેશટરની ઇસ્પીટાલમાં ધરમખાતે વાપરાયછે. એ ધણીની જગા ઘણીજ મોટી એક જણનાં કેહેવા પ્રમાંણે ૭) મૈલ લાંબી અને ૭) મૈલ પોહોળીછે, તથા બીજાનાં કેહેવા પ્રમાંણે ૮ થી ૧૨ મૈલછે અને તેની વચમાં એનો મેહેલ આવેલાછે. એ મેહેલ ઘણો મોટો અને જોવા લાયકછે. એ અસલનાં જુના મેહેલની પડોશમાં બંધાયછે, જે ઉપર ૧૧) વરસ થયાં કામ ચાલેછે અને તેનો ઉપર ૧૧) લાખ પૌંડ ખરચાઇ ચુકાછે. ઇંગ્લંડમા સોથી સરસ અને ભપકાદાર બાંધણીનો મેહેલ એ ગણાયછે, અને તેની દીવાલોપર તથા શીલીંગો ઉપર ચીત્ર કાંમનાં ઉસ્તાદો ચીતાર પાડેછે, તથા હજુ બરોબર તઇયાર થતાં એક વરસ બીજું લાગશે એમ કહેછે, અને તે ઉપર સઘળો મલીને દોઢોડ કરોડ રૂપીયાનો ખરચ થશે. એનો એક હોલ જે ૪૧ થી ૩૧ ફીટનોછે તેની જમીન રંગીન સંગેમરમરનાં પથ્થરનીછે, તે પથરપરજ ૧૬૦૦) ગીની બેઠીછે, જે ઉપરથી સઘળો કેટલો ખરચ થવો જોઇએ તેની ગણત્રી અટકલી શકાશે. એનાં શલુનમાં જવાના બારણાં મેહોગની લાકડાંનાં છે તે દરેકપર ૧૦૦) ગીની લાગીછે. એનો તબેલો બંધાઇને તેયાર થયેછે તે ઉપર દશ લાખ રૂપીયાનો ખરચ કીધોછે;

એમાં દરેક ઘોડા સારૂં ઠાણાં છુટાં છુટાં ઘણું સરસ બાંધેલાંછે, અને તેનાં થાંભલા ઉપરનાં દરવાજા રંગીન જરમન રૂપાનાં કીધેલાંછે. ઘોડાઓને નહવાડવાની, સાફ કરવાની, હારનીઓ મુકવાની, જીનો મુકવાની, ઝુલો સુકવવાની, નાલ મારવાની ઈત્યાદીની જુદી જુદી જગાઓ કીધેલીછે. તેમજ માજારી ઘોડાઓને રાખવાની જગા પણ જુદીછે. ઘોડાવાલા તથા કોચમેનો સારૂં રેહવાનું તથા ખાવાની જગા તથા હૉલ પણ બાંધેલાછે. એ ડયુકને ઘોડાઓનો ઘણો શોખછે, અને એની પાસે નજદીક ૪૦૦) ઘોડાછે, તેમાં સરતનાં તથા હનટરસની ખરીડ કરવા એટલે ઘોડા જણાવવાનું ખાતું પણ પોતે રાખેલું છે, જયાં ૫૦) ઘોડાનાં બચાંછે તેની કીમત ૪૪૦૦૦) ગીની કેહવાયછે. તેઓમાનો એક ઘોડો જેને "ડૉન્કેસ્ટર" (Doncaster) કરી કહેછે તે એ ડયુકે ૧૩૦૦૦) ગીની આપીને ખરીદ કીધો હતો, અને તેને બ્રીડીંગ (Breading) સારૂ એટલે ઉડવાને રાખેલોછે, જેનાં દરેક બચાંનો ૨૦૦૦) ગીનીની કીમતે માગણી થાયછે. "બેન્ડ-ઓર" કરીને આખા ઇંગ્લંડમાં સૌથી સરસ સરત જીતનાર ઘોડોછે, તે એ ઘોડાને પેટનોછે અને બીજાઓની ઘોડીઓ અહીંયાં ખરીડ કરવા મોકલાવેછે તે દરેકની ૧૦૦) ગીની લેછે, એ ઘોડો એટલો વખણાયલોછે. એ જોઇને પાછા ચેસ્ટર ગામમાં આવીને ફરવા નીકળ્યા. અહીં મોહોલાની હવેલીઓની હેઠલ નાધલી દુકાનો કરીને તેનીપર એટલા બાંધી લીધેલાછે, જે રાહાદારીઓને ચાલવા સારૂં રસ્તા તરીકે ઉઘાડા રાખેલાછે, અને જેથી વરસાદમાં મોહોલાનાં એક નાંકાથી બીજા નાકે ભીંગાવા વગર લોક જઈ શકેછે. અહીંયાંનો ટાઉનહાલ તથા દેવલો મોટાંછે. સેંટ-જોન્સનું દેવલ સૌથી જુનું ગણાયછે તે હમો જોવા ગયા હતા; એનો અસલનો જુનો ભાગ ઘણો ખરો પડી ગયો હતો પણ ત્યાર પછીનો ૮૦૦) વરસપર બાંધેલો ભાગ હજુ થોડો ઘણો સલામતછે. એની અંદરનો હૉલ ઘણો મોટોછે, તેમાં થાંભલા પણ ઘણા મોટા અને ગોળછે, જેમાંનાં એકપર જુના રંગીન ચીતા ઝાંખાં મારી ગયાંછે. એ દેવળ ઘણું મજબુત બાંધેલું હોવાથી જો તેને સમરાવી બરોબર રાખેતો બીજાં ૮૦૦) વરસ સુધી જવાબ આપે એવું મજબુતછે. એ જોઇને રાતનાં સાત વાગે પાછા લીવરપુલ આવ્યા હતા. એ ચેસ્ટર શેહેર "ડી" (Dee) નદી ઉપર આવેલું છે, અને તેની વસ્તી આસરે ૩૮૦૦૦) માણસની કેહવાયછે અને ચેશાયર પરગણાંનું પાયતખ્તછે.

તા૦ ૨૯ મી જુલાઈ ૧૮૮૧—આજે લીવરપુલનો વખાણાયલો શેંટ જયોરજીશ હૉલ જોવા ગયા હતા. એ હૉલ અહીંયાં સૌથી સરસ ગણાયછે, અને તેમાં આપણા મુંબઇનાં ટાઉન હાલની માફક જાહેર સભાઓ તથા કોન્શર્ટો થાયછે, અને તેની આસપાસનાં બીજા ઓરડાઓમાં એશાઇઝ કોરટ તથા બીજી કોરટ ભરેછે. હમો એ જોવા ગયા હતા તે વેળા એશાઇઝ કોરટ (જેને આપણે શેશન કહીયેછે) ભરવાની તૈયારી કરતા હતા, અને ન્યાયધીશને લેવા સારૂં ઘણાક સીપાહી તથા બીજા હોધેદારો ઉભેલા હતા, તથા ન્યાયધીશ આવ્યો ત્યારે એક સરઘસ કરીને બ્યુગલમાં રાગો વગાડતા તથા તેનો જભો પાછલથી બે જણાં ઉચકીને ચાલતા ઓરડામાં લઈ ગયા હતા, જે ઘણું ભપકાદાર લાગતું હતું. એ હવેલી ૬૦૦ થી ૧૭૦ ફીટનીછે એનો હૉલ ઘણો મોટો અને જોવા લાએકછે, તે ૧૮૦ ફીટ લાંબો અને ૮૪ ફીટ ઉંચોછે. તેની જમીન સંગેમરમરનાં પથરની લાદીઓનીછે, તથા

થાંભલા પણ જાડા પાલીશ કરેલા ગ્રેનાઈટ પથરનાંછે અને એનાં કોન્સરટ રૂમમાં ૧૪૦૦) માણસોની બેઠકછે. એનો ઓટલો પણ મોટો અને તેને ૧૬) મોટા થાંભલા ૪૦) ફીટ ઊંચા મુકેલાછે, તથા તે પર જવા સારૂં ૨૦૦) ફીટ પોહોળી સીડી કીધેલીછે, તેથી તેનો દેખાવ ઘણો સરસ લાગેછે. એ ઇમારત ઉપર બે લાખ પૌંડ ખરચ લાગોછે. એની બાહારથી આપણી માહારાણી તથા પ્રીન્સ આલબર્ટનાં ઘોડા ઉપર બેસાડેલાં બે પુતળાં મુકેલાંછે. એ જોઇને પછી ટાઉનહાલ, જયા લીવરપુલનો મેયર પોતાની હાફીશ રાખેછે, તથા જાહેર ખાણું આપેછે, તે જોવા ગયા હતા. એ જગ્યા પણ ઘણી મોટી તથા તેની અંદરના બેઠકના તથા જમવાના દીવાનખાનાઓ ઘણાં મોટાં અને સણગારેલાંછે. એનાં છાપડાંપર એક મોટો ગુંબજ બાંધેલો હોવાથી તે ઘણો શોભેછે. એ જોઇને પછી સંગ્રહસ્થાન જોવા ગયા હતા, જયાં સઘળી ચીજોનો સારો સગ્રહ કીધેલોછે. એ સંગ્રહસ્થાનને લગતું એક કીતાબખાંનુ લીવરપુલનાં લોકોને મફત વાંચવા સારૂં ઊઘાડું મેલલુંછે, અને જયાં ઘણાં લોક વાંચવા બેઠા હતા. ત્યાંથી નીકળેલા અતરેનું મોટું બજાર જોવા ગયા હતા. એ જગા ૫૬૦) ફીટ લાંબી તથા તેનાં પાંચ ભાગો જુદી જુદી હાર (દુકાનો) ને સારૂં કીધેલાછે, અને તે બે એકર જમીન રોકેછે. એ જોયા પછી આગગાડી પર જઇને બપોરનાં કલાક ૧૨-૧૦ મીનીટે લીવરપુલ છોડયું. લીવરપુલ શેહેર ઘણું મોટું અને તેની વસતી પાંચ લાખ માણસની કેહેવાયછે, તથા તે આસરે આઠ ચોરસ મૈલ જગા રોકેછે. એ શેહેરનાં મોહોલાઓમાં ઘણીક મોટી મોટી હવેલીઓ બાંધેલીછે. હમો લીવરપુલનાં ઘણાંક મોહોલાઓમાં ફરયા તથા વેપાર બજાર પણ જોયું હતું. એ છેલી ઈમારત ચોરસનાં ત્રણ ભાગની બાંધેલી, અને ચોથા ભાગપર ટાઉનહાલ આવેલાછે. મોહોલાઓ ઘણાં મોટા, અને વેપારને લીધે રસતામાં ભીડ પણ ઘણી રહેછે. એનું કશટમ હાઉશ, પોસ્ટ હાફીશ, શેલરશ-હોમ, વોકરશ આરટ ગેલેરી તથા કોલેજીએટ ઇન્સ્ટીટ્યુશન પણ મોટી અને બાહારથી ભપકાદાર હવેલાઓછે, પણ હમોને વખત થોડો હોવાથી અંદર જઇને જોઇ શકયા નહીં.

લીવરપુલથી બપોરનાં ૧૨-૧૦ મીનીટે નીકળેલા રોશલી કરી સ્ટેશનછે ત્યાં બે વાગે પુગા, અને ત્યાંથી આસરે ચાર મૈલ દુર હેડન હૉલ નામે ડયુક ઓફ રટલેન્ડનો પડી ભાગેલો મેહેલછે તે જોવા ગયા હતા. એ મોહેલ ચોદમી સદીનો બાંધેલો હતો પણ હાલ તે ઘણો ખોસમાર હાલતમાં આવવાથી તેને અસલનો નોરમન વખતની ઈમારતના સૌથી સરસ નમુનાં દાખલ ખંદેર રાખી મુકેલો છે. તેનો ઘણોખરો ભાગ સલાંમતછે, અને અસલનાં દીવાનખાંનાં તથા ઓરડાઓ જેમના તેમ રાખેલાછે. જમવાનાં ઓરડામાં ઉમરાવોને ખાવાની મોટી ટેબલ જરા ઊંચા પલેટફોરમ ઉપર મુકેલી તથા બેસવા સારૂં બાજેટ કીધેલાછે, તેની બાજુએ નીચાણમાં તેમનાં માણસો જમવા બેસતાં હતાં. આગલનાં વખતમા એવો ધારો હતો કે જે માણસ તે પાસે આવેલો દારૂ નહીં પીયે તો એક લાખંની બેડી જે ઊંચે ટાગેલીછે તેમાં તેનો હાથ બંધ કરી તેની બાંહેમાં દારૂ તથા થંડું પાણી રેડી તેને સજા કરતા હતા, જે બેડી બારણાં ઉપર જેમની તેમ હજુ ટાંગેલી હમોએ જોઈ હતી. હૉલમાં દીવાલનાં મથાળાંપર અંસલનાં લોકનાં કોટ ઑફ આરમશ તથા એ હૉલનાં લૉર્ડોનાં "કરેશટો" લાકડામાં કોતરીને ગોઠવેલા

તથા તેની સગડીપર (Dread God and Honor The King) એટલેજે "ખોદાથી ડરો અને પાદશાહાને માન આપો" એમ કોતરેલુંછે. સુવાના ઓરડામાં અસલની જુની હાથની ગુંથેલી ટેપેસટરી જેમાં ઇસપની વારતાઓમાંની વીગતો ગુંથીને સરસ રીતે ઉતારેલી તે મુકેલીછે. તે ઉપરાંત તેની આસપાસનાં બીજા ઓરડાઓમાં પણ ટેપેસટરીથી દીવાલો તથા બારણાંઓ ભરી લીધેલાંછે. એ ઓરડામાં અસલનો જુનો ઢોલીયો, જે ઉપર રાણી એલીઝાબેથ સુતી હતી, તે જેમનો તેમ તેનાં રેશમી ગોદડાં તથાં ભરત કામની કુરતીન સુધાં ગએલાછે; તથા પેહેલા ડયુક ઓફ રટલેન્ડનું લાકડાનું બનાવેલુ પાળણું ત્યાં નવાઇ દાખલ જોવાને રાખેલુંછે. અસલ એ મેહેલ તથા તેને લગતી મોટી જગાનો ધણી સર જયાર્જ વરનન હતો, તેને પેટે એ છોકરીઓજ હતી, તેમાંની એક છોકરી સાથે સર જોન મેનરસ, જે પેહેલા અરલ ઓફ રટલેન્ડનો છોકરો થાય, તે પેલી છોકરીનાં બાપની ખુશી ઉપરાંત એક દીવસે નાચમાંથી તેણીને અટકાવી જઇને છુપી રીતે પરણ્યો હતો. તે છોકરી જે બારણાં આગલ તેની રાહ જોતી ઉભી રહી હતી તે બારણું તથા જે રસતે છુપી નાસી ગઇ હતી તે રસતો હજુ લોકોને દેખાડેછે. એ મેહેલ તે છોકરીનો બાપ મરી ગયા પછી તેના કાલામાં આવ્યાથી તે અરલ ઓફ રટલેન્ડનાં ખાનદાન હસ્તક આવ્યોછે. એ બેહુ કુટુંબનાં કરેશટો, મોર તથા ભુંડનુ માથું અને બે જુનાં ઇયુનાં ઝાડ (Ewe tree) ઉપલા આકારમાં કાપીને સંભાલથી ઉગાડેલાં એના બાગમાં હજીછે.

તે જોઇને ત્યાંથી છ મૈલ દુર ચેટસવરઠ ડયુક ઓફ ડેવનશાયરની જગાછે ત્યાનાં ચેટસવરઠ હોટલમાં ઉતારો લીધો હતો, અને વખત હોવાથી એ ડયુકનાં પાર્કમાં તથા જંગલોમાં એક કલાક સુધી ગાડીમાં ફરયા હતા, જે ઘણો જોવા લાયકછે. એમાં આસરે ૨,૦૦૦) હરણ, સસલાં, ફેશનટશો, ઇત્યાદી શીકાર કરવા સારૂં રાખેલાછે, તેમાં સસાઓનો તો કાંઇ હાગજ નહીં મલે. એ પાર્ક નાધળા નાધળા ડુંગરોપર આવેલો હોવાથી ત્યાંની બધી આસપાસની જગાની રચનાં ઘણી સરસ દીસેછે. એ જગા આસરે ૩૦૦) ચોરસ મૈલ સુધી ઉપલાં ડયુક ઓફ ડેવનશાયરનીછે, જે ધણીની બધી મલી ૪૦) થી ૫૦) લાખ રૂપીયા સુધીની આવક વરસ દાહાડે કેહેવાયછે. એ જોઇને એનાં શીકારનાં કુતરાઓનું ઘર (કેનલ) જોવા ગયા હતા, જયાં જાત જાતનાં કુતરા સારૂં જુદા જુદા ઓરડા તથા ચોકો રાખેલાછે. તે જોઇને ફેશનટશોને બચ્ચાં કાહાડવાની જગા જોવા ગયા હતા. એ ફેશનટશો છુટાં છવાયાં ઇંડાં મુકેછે, તેમાનાં જે હાથમાં આવેછે, તેને એકઠાં કરીને મરઘીઓને તેપર સેવન બેસાડી બચ્ચાં કાહાડેછે, અને તેમાંનાં થોડાં બચ્ચાં રાખીને બાકીનાં છોડી દેછે, જેમાનાં કેટલાંક હમારા દીઠામાં આવ્યાં હતાં. એ ઉપરાંત જંગલોમાં ફેશનટશો બચ્ચાં પોતે કાહાડેછે તે જુદાં, જેઓનો શીકારની રૂતુમાં (આગસટથી ડીસેમબર સુધી) ડયુક તથા તેનાં દોસ્તો શીકાર કરેછે. એ વગેરે હરણ તથા સસાનો પણ શીકાર મોટો કરી તેમાંથી ઘણો ભાગ પોતાનાં ગરીબ ભાડુતોને તથા ઇસપીટાલમાં એ અમીર મોકલી આપેછે.

**તા૦ ૩૦મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં ચેટસવરઠથી સાત મૈલ દુર "ઇઆમ" (Eyam) કરી ગામડાંમાં સીસાંની ખાંણ જોવા ગયા હતા. તે ખાંણ ૮૫૦) ફીટ ઊંડીછે, તથા તેમાંનું પાંણી કાહાડી નાખવા સારૂં તેમાં બે મૈલ

સુધી ટનલ ખાણેલીછે, જેમાંથી પાણી નદીમાં જાયછે. એ સીસું સોનાની માફક (Quartz) પથરમાં છુટા છુટા કટકા સાથે મલેછે, તેને ખાંણમાંથી બાહાર કાહાડી એક બાફથી ચાલતી હથોડી વડે નાધળા કટકા કરીને પછી બે ચકરો વચ્ચે છુંદી ભુકી કરેછે, જે એક જાતની રેંહેટમાં પડેછે. તે રેંહેટની હેઠાંણમાં પાણીની અંદર ચાલણીછે તેમાં એ ભુકો તથા તુકડાને નાંખી પાણીમાં જેમ સુપડું હીલવીએ તેમ તેને હીલવ્યા કરેછે, જેથી સીસાંનો ભાગ ભારી હોયછે તે હેઠળ બેસેછે, અને મેટાડું હલકું હોવાથી તે ચાલણીનાં ઉપલા ભાગમાં તરી આવેછે. પછી તે સીસું કાહાડી લઇને તેને એક બીજાં ચકરમા છુંદીને રેતી જેવું કરેછે, તથા પેલું પાણી ટાંકીમાંથી ગટરોને રસ્તે લઇ જઇ બીજી ગમ ટાંકીઓમાં એકઠું કરીને તેની અંદરની રહી ગયલી રેતી જેવી સીસાંની ભુકીને ઠરવા દેછે તથા પાણી ઉપરથી ચાલી જાયછે. તે સઘળી સીસાંની ભુકીને તે જગ્યાથી ચાર મૈલ દુર ભઠ્ઠીછે ત્યાં લાવી તેના લાહા(Pigs lead) બનાવેછે. એ ખાણમાં ૩૦) ટણ પથર મધેથી એક ટણ સીસું નીકલેછે, અને તેનો કારભારી કેહેતો હતો કે સીસાંનો ભાવ દર ટણે ૧૬) પૌંડ હતો તે હાલ કમી થઇને ૭) પૌંડ થવાથી ખાંણને ચલાવવામાં ખોટ આવવાને લીધે તેનો થોડો ભાગજ ચલાવેછે, અને તેની આસપાસની જગોપરની ખાંણો બીલકુલ બંધ કરીછે, તથા તેમાંથી દરરોજ ૩૦) થી ૪૦) ટણ સુધી પથર કાહાડેછે, જે મધેથી એક ટણ સીસું નીકળેછે. એ જગા ડરબીશાયરમાં આવેલીછે, જ્યાં એક નવાઇ જેવો ધારો હમોએ આજે સાંભળ્યોછે; તે એક એ જગામાં કોઇપણ અંજાણો માણસ સીસાંની ખાંણ શોધી કાહાડે, તો તેનો ધણી તે થાય, અને તે પોતે પેલી જમીનનાં ધણીને એક પઇ પણ આપ્યા વગર ખાંણ ખોદે તથા તેમાંથી જેટલું સીસું નીકલે તેમાંનો તેરમો ભાગ એ ડરબીશાયરનો લાર્ડ લેફટેનંટ, જે ત્યાંનાં ચેટ્સવર્થ ઇસ-ટેટનો ધણી ડયુક ઓફ ડેવનશાયર હમેશ હોયછે, તેને મલેછે. જે ખાંણ હમો જોવા ગયા તે જમીનની માલેક એક ઓરત પણ કામ કરતી હતી. કંપનીએ ખાંણ શોધી કાહાડીને ડયુક ઓફ ડેવનશાયરે એ બાબદસર રાખેલો માણસછે તેને દેખાડી કે તેણે આવીને આસપાસની જગા ભરી લઇને કંપનીને સ્વાધીન કીધી, અને તે બીચારી ઓરતને એક અરધી પણ દામ દાખલ આપી નથી. હમો ધારીએછે કે અસલ એ બધી જગ્યાઓ ડયુક ઓફ ડેવનશાયરનાં વડાવાઓના હશે, પણ તે અસલનાં વખતમાં વસેલી જમીન નહીં હોવાથી લોકોને મુફત રેહવાને આપી હશે, અને તે વખતે ખતમાં એવી કબુલાત નાંખી હશે કે તેમાંથી જેબી ખાંણ શોધી કાહાડે તેને તે ખાંણ કાહાડવા જેટલી જમીન મફત આપવી, અને તેની ઉપજનો તેરમો ભાગ એ જગ્યાનાં અસલ ધણી ડયુક ઓફ ડેવનશાયરના ખાનદાનનાં વડાને મલે. એ બાબદસર ત્યાંનાં લોકોનાં કેહેવા મુજબ પાર્લામેંટમાં ધારો પસાર કીધોછે, અને જોકે એ ખાંણની આસપાસ ડયુક ઓફ ડેવનશાયરની કાંઇપણ જમીન નથી, તોપણ તેમાંથી નીકલતી ખાંણનો તેરમો ભાગ તેને મલ્યો જાયછે.

એ જોઇને પછી પાછા ચેટ્સવર્થ આવીને એ ડયુક ઓફ ડેવનશાયરનો ચેટ્સવર્થ હૅાલ જોવા ગયા હતા. એ હૅાલ તથા તેને લગતો બાગ આદીતવાર શીવાય દરરોજ બપોરનાં ૧૧) થી તે ૧) વાગા સુધી લોકોને જોવા ખુલ્લો મુકેછે, જે ઘણો સરસ અને જોવા લાયક હોવાથી આસપાસનાં ગામોમાંથી ઘણું લોક જોવા આવેછે. એ મેહેલ શને ૧૭૦૭માં વીસ વરસે

બાંધી તૈયાર કીધો હતો. તેની સીલીંગો, દીવાલો ઇત્યાદી જાત જાતનાં ઊંચાં ચીત્રોથી ભરેલી તથા જમીન સંગેમરમરનાં પથરો અને ઘણાજ પાલીશ કીધેલાં ઊંચાં લાકડાંની બનાવેલાંછે. તેનાં થાંભલા ઊંચી જાતનાં સંગેમરમરનાંછે. તથા સરસામાનની તો કાંઈજ તારીફ નહીં થાય તેવું કીમતી અને ઊંચી જાતનું ફરનીચરછે. એની દીવાલોપર રેશમી શાટીન જડેલીછે, તેમજ જાત જાતનાં કીમતી પથરોનાં પુતલાં, ઉસ્તાદ ચીતારાઓને હાથનાં ચીત્રો, નવી નવાઇનાં પથરોનાં થાંભલા, આઅરીશા, ઈત્યાદીનો તો કાંઇ હીસાબજ નહીં. બારણાંઓ આખાં મેહોગેની લાકડાનાં, કોરનીસોને સોનાની ગીલીટો કીધેલી, હોલમાં ઘણી ઊંચી જાતની ફરેમોમાં સરસ પીકચરો, તથા ગીલીટનું ફરનીચર એ સઘળાંની તારીફ હમો લખી શકતા નથી. એ મેહેલને લગતું ચેપલ (નાહાનું દેવલ) છે તે વળી ઘણું સરસ સણગારેલું અને તેના આલટર (Altar)ની બાજુઓ સંગેમરમરની તથા થાંભલા પણ સંગેમરમરનાંછે. ત્યાંની દીવાલો તથા શીલીંગો ઉપર બાઇબલમાંની હકીકતને લગતું ઓઇલ પેનટીંગ સારૂં ચીતારેલુંછે. એ મેહેલનું કીતાબખાનું પણ મોહોટું અને તેમાં ૨૦,૦૦૦) ઉપર પુસ્તકોછે. તે ઓરડામાં ઘણી કબતો જમા કરેથીખી સણગાર જેવા લાગેછે. તરકીનાં સુલતાંને મોકલેલી એક ખાટ તથા રૂશીઆના શેહેનશાહે મોકલેલી એક લીલા પથરંની ટેબલ તથા ત્રીજા જ્યોર્જ અને ચોથા વીલીયમની તખત ઉપર બેસાડતી વખતે ક્રીયા કરવાની ખુરશીઓ, આઠમાં હેનરીની ભણવાની તસ્વીર, ફ્રાન્સનાં ચૌદમાં લુઇની કબત, ભરત કામની ખુરશીઓ—જેનું ભરતકામ કાઉન્ટેશ ઓફ સ્ટસબરીએ સ્કોટલાંડની રાણી મેરીને જ્યારે એ જગ્યાપર કેદ રાખી હતી તે વખતે ભરી મોકલેલું તે ઘણું જુનું અને જોવાલાયકછે. એ મેહેલમાંનાં ઓરડાઓ જો તેનાં બારણાં ખુલાં મુકેતો ૫૦૦) ફીટ લંબાઇમાં તથા મેહેલની બાહાર ફરવાની અગાસી ૧૨૦૦) ફીટ લાંબીછે. એ જોઇને પછી એનો બાગ જે આખા ગ્રેટ-બ્રીટનમાં વખણાયલોછે તે જોવા ગયા હતા. એ બાગ સારૂં કાચનાં હોટ-હાઉશ ઘણાં સરસ બાંધેલાંછે. તેમાં એક ઘર ઘણું મોટુંછે જે બાંધવા પાછળ એકલાખ પોંડ બેઠા હતા, તથા તે સર જોસફ પેકશટન નામના એના માલીએ અને ૧૮૫૧ નાં એકઝીબીશનની ઇમારતના નકશા મુજબ બાંધેલુંછે. એ જગ્યા ૩૦૦ ફીટ લાંબી અને ૬૦ ફીટ ઉંચીછે અને તેમાં દુનીઆનાં બધા ભાગોમાંથી જાતજાતનાં ઝાહાડો લાવીને ઉગાડેલાંછે. તે ઉપરાંત કીછન ગારડનમાં જાતજાતનાં ફલોનાં ઝાડો તથા વેળાઓ, અને તેથી કાંઇ થોડા ઉગાડેલા નથી. દરાખનાં વેળાઓપરથી દરાખનાં ઝુમખા દરશાલ ૨ ટણ વજનમાં ઉતરેછે, તેજ મુજબ બીજાં ફલો પણ નીકલેછે, જે પોતાનાં ઘરમાં ખપવા ઉપરાંત ઇસ્પીતાલમાં તથા પોતાનાં ભાડુતોમાં વેહેંચેછે. એનાં બાગનાં ફુંવારા ઘણાં જોવાલાયકછે; ડુંગરની ઉપર એક મોટો તલાવ બાંધી ત્યાં પાણી એકઠું કરીને એક મોટા ઢળાવ સીડીરેકો હેઠલ સુધી લાવેલાછે, જેની ઉપરથી તથા બાજુઓપરથી પાણીનાં ફુંવારા ઉડીને એક મોટો ધોધ બનીને હેઠે પડેછે એ હારબંધ ફુંવારા ઉપરાંત બાગમાં પણ ફુંવારાઓ ઘણાંછે, જેમાં સૌથી મોટામાં પાંણી ૨૬૦) ફીટ ઉંચું ઉડેછે. બાગમાં એક બાજુપર રૉક-વરકસ કરીને ખાંચો કીધેલાછે, તેની વચમાં એક પંચરસ ધાતુનું કાશીનું ઝાડ બનાવીને મુકેલુંછે, જેની દરેક ડાંખલીમાંથી પાણી ઉડેછે, અને તેની આસપાસની જમીનની જગ્યા-

માંથી તેની તરફ બીજા વાંકા ફુંવારા ઉડેછે, જેથી તેનો દેખાવ ઘણો સરસ લાગેછે એ જગ્યાપર જતાં રસતાપર એક ઘણો મોટો પથર આસરે ૩૦ટણ વજનનો એક ઝીણી ફરતી ટેકણ (Pivot) ઉપર મુકેલોછે, જે ઘણી સેહેલાઇથી એક માણસ ખીસાડી શકેછે, અને ત્યાંથી રસ્તો ખુલો થાયછે.

એ સઘળું. જોઇને સાંજનાં પાંચ વાગે પાછા રેલ્વેનાં સ્ટેશનપરથી આગગાડીમાં બેશીને છ વાગે "બકશટન" ગામમાં આવી પુગા, અને ત્યાંનાં જ્યૉર્જ હૉટલમા ઉતારો લીધો હતો. એ ગામડાંમાં આસરે ૪૦૦૦) માણસની વસતીછે, તથા ત્યાં હવા ઘણી સારી હોવાથી તથા ઝરાનાં પાણીથી નજલા અને સંધીવા વાલા લોકને નાહાવાથી ફાયદો થવાથી ઉનાળાના દીવસોમાં ઘણું લોક રેહેવાને આવેછે, તે એટલાવેર કે હૉટલોમાં જગા પણ મલતી નથી. હમોને પણ એ હૉટલમાં જગ્યા નહીં મલવાથી ત્રીજાં હૉટલમાં જવું પડયું હતું અહીંયાનાં ઘરો, પોસ્ટ હાપીશ, હૉટલો તથા ઇસ્પીતાલો શીવાય બીજાં બધાં ઘણાં નાઘલાંછે. એ બકશટન ગામ ડરબીશાયરમાં આવેલુંછે, એમાંનો "ક્રેશન્ટ" કરીને ઘરોનો મોહોલો ઘણો જોવા લાયકછે; તે ડ્યુક ઓફ ડેવનશાયરે એક લાખ વીસ હજાર પોંડ ખરચીને સને ૧૭૮૦--૮૪ માં બાંધેલોછે, અને તેમાં હાલ હૉટલો કાહાડેલાંછે. અહીં ફરવા લાયક જગ્યાઓમાં ફરીને પછી "પુલશ હોલ" કરીને એક ગુફાછે તે જોવા ગયા હતા, જેની અંદર ગ્યાસ લાઇટ સલગાવીને લોકોને દેખાડેછે, અને તેમાં પથરોનાં જુદા જુદા આકારો પાણીથી ધોવાઇને થયલા ઘણાં જોવા લાયકછે, જેનાં જુદાં જુદાં નામો આપેલાંછે. તે ૦। મૈલ ઊંડાછે અને અંદરથી સારી ઊંડાઇનો તથા તેનો દેખાવ ખાશ લાઇતનાં નારાઓથી તથા બીજા આકારોથી સારો લાગેછે. એની અંદર હેઠાણમાંથી નદીનું પાણી જાયછે તેમાં શીયાળાની ઋતુંમાં વરસાદ તથા બરફનાં પાણીથી તે કોઈ વખતે એટલુંતો જોરમાં પડેછે કે ત્યાંનાં રખેવાળનાં કેહેવા મુજબ જાણે વાદળ ગગડતું હોય તેવો અવાજ થાયછે, અને વખતે ઓહોનાં મોહોડાંમાથી તે પાણી ઉભાઇને બાહાર રસતા ઉપર પણ નીકલી આવેછે. એ ઓહો ડુંગરનાં હેઠલનાં ભાગમાં આવ્યાથી તેમાં જવાને ઘણું સવલ પડેછે. એ જોઇને પછી ત્યાંની દુકાનોમાં ડરબીશાયર સ્પાર તથા મારબલનાં કીમતી પથરાઓની ખાંણ, જે બકશટનથી બે મૈલ દુરછે, તેની પરચુરણ ચીજો બનાવીને વેચેછે તે જોવા ગયા હતા. એ પથર ઘણો સારો જુદા જાદા રંગનો આરપાર દેખાઈ શકાય એવો હોયછે, અને તે ઘણો કીમતી ગણાયછે તથા દર ટણે ૧૭) પોંડ લેખે વેચેછે, જે મારબલ કરતાં ઘણો સારો દેખાવનો અને સરસછે. તેની બનાવતની ચીજો પણ અતી ઘણી મોંઘી વેચાયછે. એ પથરોનાં જુદા જુદા રંગનાં જુદાં જુદાં નામો આપેલાંછે. તેની બનાવતો સાથે કાલા સંગેમરમરના પથરામાં બીજા રંગીન પથરોનાં ચીત્રો પાડીને તેની ચીજો પણ ઘણી સરસ રીતે ગુંડલાં કામ (Inlaid work) નાં જેવી બનાવેછે તે પણ જોવા લાયકછે.

**તા૦ ૩૧મી જુલાઈ ૧૮૮૧**—આજે સવારનાં દશ વાગે બેકશટનથી આગગાડીમાં બેસીને "મેટલૉક બાથ" કરીને જગ્યાછે ત્યાં અગીઆર વાગે પોહોતા હતા. એ મેટલૉકમાં પાણીનાં ઝરા ઘણાં વખાણાયલા હોવાથી ત્યાં હમામખાનાં ( Baths ) બાંધેલાંછે, જેમાં નાવાથી સંધીવા, નજલો, પીત્તવીકાર તથા બાઈ વાલા મરજનાં માણસોને ઘણો ફાયદો થાયછે, તેથી એ ગામડું જોકે

ઘણું નાઘળું, (આસરે ૧૫૦૦ માણસોની વસતીનું)છે તો પણ લોકનાં આવવાથી ત્યાં મોટાં તથા નાઘળાં હોટેલો ઘણાં- છે. હમો ત્યાંનાં રોએલ હોટલમાં ઉતરયા હતા. તે હોટલ અસલ એક કંપનીએ તીસ હજાર પૌંડ ખરચીને બાંધ્યું હતું; પણ તેણે દીવાલું કાઢયાથી હમણાંના ધણીઓ આઠ હજાર પૌંડે વે- ચાતું લઇને ચલાવેછે. એમાં પાણીનાં ઝરા ભાવીને નાહાવાનાં તથા તરવાનાં હમામખાનાં બાંધેલાંછે. એ પાંણી છેક પાહાડોની હેઠાણમાંથી ઝરાઓની માફક ફુટી ઉપર આવેછે, અને તે જોકે ફુંકુ (આસરે ૬૮ અંશ) હોયછે તોપણ અહીં- યાનાં લોકો તેને ગરમ કહેછે; તેમજ વળી બીજો ઝરો આવેછે તેનું પાણી ઘણું થંડું લાગેછે. એ હમામખાનામાં નાહાવાના ફુવ્વા તથા ઉડતા ઝરા (Shower) ના પાણીનાં માણસ દીઠ એક શીલીંગ અને ગરમ કીધેલાં પાણીના ૨॥ શીલીંગ લેછે. હમો જે હોટલમાં ઉતરયા હતા તેમાં ઘણાં સારાં હમામખાનાં મોહોટી ટાંકીઓમાં પાણી પાંચ થી છ ફીટ ઊંડા ભરીને બનાવેલાં, તથા તેમાં જાથુક નવું પાણી ઝરામાંથી પડયા કરેછે, અને એક ગમ મથાળે મુકેલા નલમાંથી પાછું બાહારની ગટરોમાં નીકળી જાયછે. હમો સવારનાં એ ગામડાનો દેખાવ જોવા રસતા- પર ફરયા હતા, જે રસતો ડુંગરોનાં મથાળાં સુધી જાયછે, તથા જ્યાંથી આસપાસના નાઘળા અને ચડ ઉતરનાં ડુંગરોથી તેમજ ઉપર ઝાડોની લીલોતરી તથા વચમાં ડરવન્ટ નદી પસાર થવાથી દેખાવ ઘણો સારો લાગેછે.

એ જોઇને બપોરનાં અતરેનાં વખ- ણાયલા ગોફાઓંમાંનો એક ગોફો "કમ્બર- લેન્ડ કેવરન" જોવા ગયા હતા. એ ગોફામાં અંદર અંધારૂં હોવાથી દરેક આદમીને પોતીકા હાથમાં બતી પક- ડીને ચાલવું પડેછે, તથા અંદરનો રસતો પણ ઘણો નીચો અને સાંકળો હોવાથી ચાલવાની અડચણ ઘણી પડેછે. એ ગોફામાં બે હજાર ફીટ સુધી અંદર જવા- ઇ શકાયછે. અંદર પથરો ઉપર પાણી પડવાથી તેના ઉપર સફેદ પડ બંધાઇ રોશનીમાં બીલોરના જેવા ચલકાતનો દેખાવ લાગેછે. એમાં કોઇ કોઇ જગાએ એકદમ મોટી જગા આવીને વળી પાછી નાઘળી અને સાંકડી ગલીઓ આવેછે. અંદરનાં મોટા ભાગોમાં બપોરીઆ સ- લગાવાથી તેનો દેખાવ ઘણો સારો લાગો હતો. ત્યાંથી તેનાં મથાળાં પરનાં રોમેના તીક રોકશ જોવા ગયા હતા. એ જગાપર અસલ કાંઇ ધરતીકંપના સબબથી પથરો પાહાડોમાથી ખસી જઇને છુટા અને અલગા થઇ ગયાછે, તથા જાણે હમણાં પડી જશે તેવી હાલતમાં રેહેવાથી તે ઘણાં જોવા લાયકછે.

ત્યાંથી થઇને પછી Petrifying wells જોવા ગયા હતા; એનાં પાણીમાં એવી કાંઇ ખુબીછે કે કાંઇ પણ ચીજ એક વરસ સુધી તેમાં રાખી મુકીએતો તે ઉપર પથરનું પડ બંધાઇ જઇને તેને પથર Petrified જેવું બનાવી દેછે. એમ કરવા સારૂં એક જગા ઉપર ચડ ઉતર સીડીઓ કરીને તેની ઉપર ઝરાનું પાણી ફુવારાની માફક ઉડારયા કરેછે, અને તેની અંદર લોખંડ મુવેલાં જનવરોનાં હાડકાં, પક્ષીઓના માળા, તથા ઇંડાં, ઇત્યાદી, જે કાંઇ મુકો તે પર પાણી પડયાથી પડ બંધાઇ એકથી બે વરસમાં પથર કરી નાંખેછે; પણ એ પાણીમાં જીવતી માછલીઓ એક નાઘળો ફુંવારો બનાવીને મુકીછે; તેઉપર કશી અસર થતી નથી તથા પાણી પીવામાં પણ સારૂંછે; ફકત લાંબો વખત સુધી એકજ જગોપર તેમાં કાંઇબી ચીજ રેહેવાથી તે પાણીમાં ચુનાનો ભાગ હોવાથી તેના પડ બંધાઇ પથર જેવી જાડી અને ભારી થઈ જાયછે.

**તા૦ ૧ લી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં સવા નવ વાગે મેટલૉકથી મીડલૅન્ડ રેલવેની આગગાડીમાં બેસીને શેફીલડમાં અગીયાર વાગે પુગા હતા. એ કંપનીની ગાડી પેહેલા અને ત્રીજા વરગનીછે, બીજા વરગનો છેજ નહીં; તેમાં ત્રીજા વરગની પેની ૧) દર મૈલે લેછે તથા પેહેલા વરગની ૧।। પેનો લેછે. એ રેલવે ઘણી ઝડપથી ચાલેછે, તોપણ લાઇન સપાત હોવાથી આચકા ઘણાં આવતા નથી. હમો શેફીલડ ગયા પછી માલમ પડયું કે એ દીવસે તેહેવાર હોવાથી દુકાનો તથા કારખાનાં શેફીલડમાં બંધછે, તેથી ત્યાંથી ૪૭) મૈલ દુર યોર્ક શેહેરછે તે જોવાનો વીચાર કરીને પોણાં બે વાગે આગની ગાડીમાં પાછા બેઠા તે ત્રણ વાગે યોર્ક શેહેરમાં પુગા, અને પેહેલાં ત્યાંનું સંગ્રહસ્થાન જોવા ગયા હતા. એ સંગ્રહસ્થાનમાં આપણાં પ્રીન્સ ઑફ વેલ્શને અની હીંદુસ્થાનના મુશાફરી વખતની મલેલી ભેટો જોવાને મુકેલીછે. ઇંગ્લાંડમાં એવો ધારોછે કે કાંઈ પણ જોવાલાએક ચીજોનાં સંગ્રહને તનાં મોટાં મોટાં શહેરોમાં સરકારને હીસાબે મોકલી ત્યાંનાં લોકોને જોવા સારૂં છ મહીનાથી વરસ દહાડા સુધી રાખવું, તે મુજબ આએ સંગ્રહ અતરેનાં સંગ્રહસ્થાનમાં મુકેલોછે તથા એની આગમજ તે મેનચેશટરનાં સંગ્રહસ્થાનમાં મુકાયો હતો. એ સંગ્રહ ઘણો કીમતી અને જોવા લાયકછે, એમાં હીંદુસ્થાનના બધાં દેશની કારીગરીના નમુના મલેછે; જાત જાતની તલવારો, મયાનો, ભાલા ઇત્યાદી, હીરા મોતીથી જડેલું, તથા પેહેરવાની જીણસો દીલી, ટરાચીનાપોલી તેમજ બીજાં દેશોનું સોના રૂપાંનું ઝીણું કોતરકામ, સોના રૂપાનાં કછની બનાવતનાં વાસણો, હાથીદાંત તથા અબનુશનાં કોતરકામનાં ઘોલીવા, પાલખી, ખુરસી, મુંબાઇનું સુખડ તથા હાથીદાંતનું નકશીકામ, શાલો, કસબી તથા રેશમી કીનખાબો, ગામેગામનાં માનપત્રોનાં તરાંહતરાંહના દાબડાઓ, ઇત્યાદીનો સંગ્રહ ઘણો સારોછે. એ સામનથી આઓ હોલ ભરાઈ જવાથી આજુપાસનાં ઓરડામાં પણ બીજો સામન મુકેલોછે. હીયાં ચીત્રોનો સંગ્રહ જરા સારોછ, તથા લોકોએ પોતીકી બનાવતનો સામન મુકેલો—તેમાં દુનયામાં સૌથી નાધલું ઇનજીન એક રમકડાં જેવું મુકેલુંછે, તે તથા એક મોટી દુરબીન જોવા લાયકછે. મુવેલાં જાનવરોનો સંગ્રહ પણ સારોછે, તેમાં એક મરઘાનું ડોકું જેપર કપાલ આગલથી બે ઇંચ મોટાં બે સીંગડાં ઉગેલાં તે મુકેલુંછે.

એ જોઇને યૉર્ક મીનશટર કરીને વખાણાયલો કેડેડ્રલ (દેવલ) જોવા ગયા હતા; એનો દેખાવ બાહારની નકશીથી તથા ગંજાવર ઇમારતથી ઘણોજ ભપકાદાર લાગેછે, પણ અંદરનો ભપકો તેથી પણ વધારે લાગેછે. એની વચમાં ૪) આરકાંઓ ૧૦૦) ફીટ ઊંચાં અને તેની આસપાસની જગ્યા પણ તેજ માફક ગંજાવર ઉંચાઇનીછે, તથા તે ચાર આરકાંઓનો ઉપરનો ગુંબજ નીચેથી ૧૬૦) ફીટ સુધી ઉંચાઇનો હોવાથી તેનો દેખાવ ઘણો સરસ લાગેછે. એ દેવલ તેરમી સદીમાં બાંધ્યું ત્યાં સુધીમાં ઇંગ્લાંડનાં જે રાજાઓ થઈ ગયા તેમનાં (વીલીયમ-ધી-કોનકરરથી તે છઠા હેનરી સુધીનાં) લાઇફ-સાઇસ ચીલ એક પથરનાં ઇશકીરીનપર કોતરેલાંછે તે જોવા લાયકછે. એ ઉપરાંત ત્યાંનાં મોટા થાંભલાઓ તથા આરગીન, કાચનાં બારીઓ તેમજ બીજી નકશીકામની બેડકી આગળા વખતનાં હસાબ પ્રમાણે ઘણું સરસ બનાવેલુંછે. એ રંગીન કાચની બારીઓમાં સૌથી મોટી એક બારીછે, જે ૭૫ ફીટ ઉંચી અને ૩૨ ફીટ પોહોળીછે, તેનાં જેવી દુનીયામાં મોટી બીજી કોઈ બારી નથી એમ કહેછે. એ બારીઓ ઉપર બાઇબલને

લગતી બીનાઓ માણસોની બમે ફીટ મોટી તસ્વીર સુધાનાં ઝીણાં રંગીન કાચનાં કટકાઓથી પાડેલીછે અને તે છસો વરસની જુનીછે; તોપણ તે ઘણી સરસ રીતની બનાવેલી માલમ પડેછે. એની આરગીન મોટી અને તે ૭૦ ફીટ ઉંચીછે. તેમાં ૫૬) ચાંપો તથા ૪૨૦૦) નલીછે, જેમાંની સૌથી મોટી નલી ૩૨) ફીટ ઉંચીછે. હમો ગયા તે વખતે બંદગી કરતા હતા અને આરગીન વાગતી હતી, જેનો સાદ ઘણોજ સરસ કોએરનાં માણસો ગાતાં હોય તેવો લાગતો હતો તથા આગલથી ખીસવા ગમતું ન હતું. એ દેવલને લગતો ચેપટર હાઉસ ઘણો જોવા લાયકછે; તે ૮) ખુણાનો બાંધેલો, અને તેની દીવાલમાં માણસો બમે એટલા છુટા છુટા બાંકાઓ બનાવેલાછે. રંગીન ગ્રેનાઈતના પાલીશ કીધેલાં ખુબસુરત થાંભળાનાં મથાળાંપર નાધળા નકશીદાર આરકાંઓ ટેકવીને તેનો હેઠળ એ બેઠો પથરનીજ બનાવેલોછે ઉપરની છત તથા થાંભલાપર દરેકમાં જુદી જુદી જાતનાં નકશીકામ આદમીનાં મોહોડાં સાથે કોતરેલાં હતાં, તથા જમીન ઉપર જાણે ગલીચો બીછાવ્યો હોય તેમ લાદીઓની તરાહ પાડેલી હતી. પણ સઘલાંમાં સરસ તેની શીલીંગ ગુંબજ રેફીછે, જે આ ઓરડો ૬૩) ફીટ પોહોળો અને ૬૮) ફીટ ઊંચો તેનાંપર વગર થાંભલે પથરની કાંચર મારી કીધેલીછે, અને તેની નકશીકામ તથા ગીલીટથી તે ઘણી સોભેછે. એ ઓરડાનાં બારણાં ઉપર એક તખ્તી મારી નાચે મુજબ સોનેરી દસ્તકમા લખેલુંછે. Ut rosa phlos phlorum, sic est domus ista domorum જેનો અરથ "જેમ ફુલોમાં ફુલ ગુલાબનુંછે. ઘેરોમાં ઘેર આ એક ઘેરછે." એવો થાયછે. એ દેવલ ૪૮૦) ફીટ લાંબુ અને ૧૧૦) ફીટ પોહોળુંછે. એની આગલ એક અને વચમાં બે મલીને ત્રણ મીનારાછે, જેમાં વચમાંનો મીનારો ૨૧૩) ફીટ, અને આગલના મીનારા જેનો વચમાં મોટી રંગીન કાચની બારીઓ આવેલીછે, તે દરેક ૧૯૬ ફીટ ઊંચોછે. એ દેવલનો ઘાંટ જેને ગ્રેટ ટોમ Great Tom કરી કહેછે તેનું વજન ૧૨) ટણછે. એ દેવલની અંદર બેસવાનો ભાગ, જે ઘણો સરસ લાકડાંની નકશીનો બનાવેલોછે અને જયાં કોએર ઇયા ગાનારાઓ બેસેછે, તે સને ૧૮૨૯નાં શાલમાં કોઇ મારટીન નાંમના ઘેલા આદમીએ બાલી નાંખ્યો હતો, તેને પાછો નવો આગલની માફક જ બનાવ્યો તેમાં પચાસ હજાર પૌંડ બેઠા હતા, ત્યારે આખું દેવલ બાંધવા ઉપર કેટલો ખરચ બેઠો જોઇયે તેનો વીચાર કરો. હમોએ આજ દીન સુધી જે દેવલો જોયાંછે તેમાંનુ કોઇપણ દેવલ આ દેવલને બાપકામાં પોહોચી શકે નહીં. એ જોઇને પછી એક બે મોહોલાઓમાં ફરીને સાંજનાં ૬-૨૫ મીનીટે આગગાડીમાં બેસી શેફીલ્ડ પાછા રાતનાં આઠ વાગે આવી પુગા હતા. યોર્ક શેહેરની વસતી આસરે પચાસ હજાર માણસોનીછે, તથા ત્યાંનાં ઘરો અને મોહોલાઓ જે હમોએ જોયા તે ઘણાં સારા અને જોવા લાયકછે. એ ગામમા કારખાનાં મુદલ નથી. પણ બુટ, કાંસકી અને મીઠાઈ બનાવનારા ઘણાં જણાંછે, તે શીવાય ત્યાંનાં લોક પોતાકી ખેતીવાડી તથા મીલકત ઉપર ગુજરાણ કરેછે.

**તા૦ ૨ જી આગસ્ટ ૧૮૮૧—આજે** સવારનાં જોન બ્રાઉન અને કુંપનીનું એટલાશ સ્ટીલ વરકશ ( Atlas Steel Works ) જોવા ગયા હતા. જે જગ્યા ઉપર સ્ટીલ, મનવારોની પલેટો તથા બીજું મોટું મોટું કામ થાયછે. સ્ટીલ બનાવવાની વીગત આગલ આપી ગયાછે, તેથી અહીંયાં લખતા નથી. એ સ્ટીલનાં મોટા કટકા લાલ ગરમ

કરીને બે મોટાં રોલરોમાંથી ખેંચીને તે કાહાડીને જોઇતું લાંબું તથા પોહોળું કરેછે, પછી તેની જાડી પલેટો કરવા સારૂં દરેક પલેટને લાલ ગરમ કરી એક બીજાં ઉપર પડ ચઢાવી હથોડાથી મારીને એક કરી નાંખેછે. એ મુજબ જાડી પલેટો કરી તેને ચોખંડી સરખી ધાર કરવા સારૂં સંચાથી આસતે આસતે કાપેછે. જાડામાં જાડી પલેટ ૨) ફીટની બનાવેછે. એ જગ્યાપર આગની ગાડીનું પૈડું કાગજનું ઘણુંજ મજબુત બનાવીને તેની ઉપર બે બાજુથી સ્ટીલનું પટળું પતરૂં જડેલું હમોએ જોયું હતું, જે કોઇનાં કહ્યા વીનાં પીછાંન કરીયે તો એમજ કહીયે કે એતો લોખંડનું છે. કારખાંનું ઘણું મોટું છે, અને તેમાં દરરોજ ચાર હજાર માણસો કામે લાગેછે, તથા ૨૯ાા એકર જમીન રોકેલીછે.

એ જોઇને પછી મારટીન હોલની કુ૦નું ઇલેક્ટરો પલેટ તથા શીલવર વેરશ બનાવવાનું કારખાનું જોવા ગયા હતા, જયાં ઘણી મોટી રકમનાં જરમન શીલવરને ગીલીટ ચડાવવાનું તથા રૂપાંકામ બનાવેછે. જરમન શીલવર અહીંયાં બનાવતા નથી પણ વેચાતું તૈયાર લેછે; તેનું ઇયા રૂપાંનું જે કાંઈ વાસણ બનાવવું હોયછે, ત્યારે તેનો પેહેલાં લાકડાંનો ઘાટ કરી તે ઉપર પતરૂં મુકી સંચાથી ફૂરવેછે તે વખતે બીજું માણસ એક હથીયારથી પેલાં પતરાંને દાબેછે, તેથી પતરૂં લાકડાં ઉપર દબાઇને લાકડાંનો ઘાટ લેછે. એ પ્રમાણે ગોળ પોકળ ભાગ કીધા પછી તેની કોરો હાથથી બનાવીને તેને ગ્યાસનાં જોરથી ગરમ કરી એક બીજાં સાથે મેલવી નાંખીને તેજ જાતની ધાતુથી રેવણ દેછે; પછી કાંઈ મેળવણીથી સાફ કરેછે. જો તરાંહ ઉપસેલી જોઇયેછે તો તેને એક લોખંડનો સલીઓ જે એક નાંકેથી ઉપરની તરફ વાલેલો હોયછે તે ઉપર વાસણ ધરીને ઠોકેછે, જેનાં ધપકારાથી વાસણો ઉપર તરાંહ માણસો હાથે ઉપસાવેછે; અને કોઈ તરાંહ માણસો હાથે કોતરેછે. પછી તેને રેતીથી તથા લાલ પૈડર જેને એ લોકો રૂઝ (Rouge) કહેછે, તેનેથી સાફ કરી ઓપીને ચળક આપેછે. રૂપાંનાં વાસણ બનાવવા સારૂં રૂપાંમાં પાંચ ટકા પીત્તળ તેને મજબુત કરવા સારૂ તાવીને ભેળેછે. ધાતુનાં કાંટા, ચમચા, કરૂએટ-સ્ટેંડનાં મુડા તથા છરીઓનાં હાથા ઇત્યાદી બનાવવા સારૂં તેવાં દીબાંનાં છાપો કરી રાખેછે. પીત્તળની ધાતુનાં પતરાં ગરમ કરીને તે ઉપર દીબાં ઠોક્યાથી તેનો આકાર પતરાંઓ ઉપર છપાઈ જાયછે કે તેની આસપાસથી કાપી નાંખી પછી ચમચા બનાવવા હોયછે તો તેને બીજા સંચામાં વાળીને ખાંચાવાલો ભાગ બનાવેછે. હાથા બનાવવા એવા બે ભાગને ઉપર મુજબ રેવણ દઇ જોડી નાંખીને પોકળ હાથા બનાવેછે. રૂપાંકામ અહીંયાં બનાવીને સઘળું સાફ પણ કરેછે; પણ જરમન શીલવરનો સામન અહીંયા બનાવીને તેને રૂપાંની ગીલીટ કરવા સારૂં બીજાં કારખાનાંઓમાં મોકલેછે. રૂપાનું વાસણ બનાવી રહ્યા કે તેને સરકારી ધારા મુજબ એસે (Assay) કરાવવા લંડન મોકલેછે. (એ શેહેરમા પણ એસે કરાવવાની દુકાંનોછે તોપણ લંડનમાં સસ્તે ભાવે કરવાથી ત્યાં મોકલેછે) તેની ઉપર ચાર છાપ મારેછે, તેમાં પેહેલો સહીંનો, તે રૂપું ખરૂં છે કરી જણાવેછે; બીજો ચીત્તાનો, જે લંડન શેહેરમાં એસે કીધું છે કરી જણાવેછે. દરેક શેહેરનાં કરેશટમાં કોઈ જાતનું જાનવર રાખેછે તે મુજબ લંડન શેહેરનાં કોટ ઓફ આરમશમાં ચીત્તો કરેશટ દાખલ લેછે..ત્રીજો અંગ્રેજી મુળાક્ષરનો એક બોલ મુકેછે, જે રાણીનાં તખ્તપર બેઠાંનું વરસ બતાવેછે, (જેમકે રાણીનાં દશમાં વરસમાં એસે કીધું છે તો J

મુળાક્ષરનો દશમો બોલ મુકેછે), અને ચોથો છાપ રાજકરતાની રાણીનું ડોકું પાડેછે, જેથી કોણનાં રાજમાં થયું તે બતાવેછે. જરમન શીલવરપર ઇલિકટરો પલેટ કીધેલી જીણસોનો ભાવ રૂપાંની જીણસ કરતાં ત્રીજો હીસ્સો લેછે (જરમન શીલવરની જીણસનો રૂ ૧) તો રૂપાંની જીણસનો રૂ ૩ સુધી લેછે).

એ જોઇને અતરેનું વખણાયલું જોશફ રાજરશ અને શનશનું કટલરી બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. એ જાગા ઉપર છરી, કાતર, અસ્તરા, ઇત્યાદી એવી ચીજો બનાવેછે. એનાં એવાં ત્રણ કારખાનાંછે જેમાં દર રોજ ૨૦૦૦) માણસો કામે લાગેછે. છરીનાં પાનાં બનાવવા સારૂં લોખંડની પટી જોઇતી જાડાઇની લઇને તેને ગરમ લાલ કરી હથોડીવતે જુદા જુદા આકારની એરણ ઉપર ઠોકીને તેને જોઇતો આકાર આપેછે; તે પછી તેને પાછું ગરમ આતશ જેવું કરી પાણી પાવા સારૂં એકદમ થંડા પાણીમાં બોળી દેછે. એમ કીધાથી તે કાચનાં જેવું ભંગુર થાયછે, જેથી તેને પાછું નરમ કરવા સારૂં એક સલીઆને ગરમ કરી તેની ઉપર ફેરવીને પેલું પાણી જોઇએ તેટલું પાછું ઉતારીને નરમ કરેછે. પછી તેને ધાર કાહાડવા સહરણ ઉપર ચહડાવેછે, તથા ઝળક આપવા સારૂં ઘણી વખત વારા ફરતી જુદી જુદી જાતનાં પથરો, ચામડાં અને સીસાંનાં ચકરા ઉપર સાફ કરી તેને કાંઇ મેળવણીમાં ઘસીને પાલીશ કરેછે. એનાં હાથા બનાવવા સારૂં હાથીદાંત આખા વેચાતા લેછે, જે વરસ દહાડે ૨૬) ટણ ઉપર ખપેછે, અને દર ટણે ૯૦૦) થી ૧૧૦૦) પૌંડ સુધી આપેછે. તે હાથીદાંતને કરવતથી વેહેરી જોઇતા કટકા બનાવેછે; તેજ મુજબ હરણનાં તથા બીજાં જાનવરોનાં સીંગડાંનાં પણ હાથાઓ બનાવેછે. અસ્તરાનાં હાથા ઓટા કચકડાં જેવાં બનાવવા સારૂં સીંગડાંને પેહેલાં કાપી જોઇતાં કદનાં કરી તેનાપર રંગનાં છુટાં છુટાં ધાબાં પાડીને એક બરશનાં ચકર ઉપર ઘસવાથી ઝળેહ તરત પાછી નીકળી આવી પેલો કાળો રંગ સીંગડાનાં પોતીકા રંગ શાથે મલી જઇ કચકડાં જેવી તરાંહ પડી જાયછે. જો સસ્તી છરી બનાવવી હોયછે, તો તેનાં પાનાંના જેવાં દીબામાં લોખંડની પટીઓ મુકીને દીબાંથી તે પાડેછે, જે મુજબ એક કલાકમાં ૪) થી ૬) હજાર નંગ તૈયાર થઇ જાયછે; પછી તેને ઉપર લખ્યા મુજબ પાલીશ કરેછે. એવી રીતે છરી બનાવવાનાં કરતાં હાથથી ઘડીને આકાર કરેછે, તેથી સ્ટીલમાં જે કાંઇ આંધળાં હોયછે તે પુરાઇ જઇને મજબુત છરી થાયછે, તેમ તેની ઉપર મેહેનત તથા દામ પણ ઘણું થાયછે. જે લોખંડ ઘડી ઘડી ઠોકાતું નથી, તે છીદ્રવાળું (Porous) રેહેવાથી મજબુત થતું નથી, તેથી દીબાંથી કાપીને બનાવેલી છરી ચાર પાનાંની ૬) પેન્સ જેટલી સસતી કીમતે પણ પરવરેછે. જો છરી તથા અસ્તરાંને વચમાંથી ખાંચ રાખવી પડેછે તો તેને સીસાંનાં ચકર ઉપર ચહડાવેછે, જે ઘણું કઠણ હોવાથી એવી ખાંચ પડેછે. એ કારખાંનાંમા એની બનતી ચીજો દેખાડવા સારૂં તથા વેચવા સારૂં એક "શો રૂમ" કીધેલોછે, જયાં ઘણી ઘણી તરાંહની બનાવતની ચીજો મુકેલી હતી; તેમાં એક જબરી મોતી છરીને એક કાચનાં કેશમાં મુકેલીછે, તેની અંદર ૧૮૮૦) પાનાં જાતજાતનાં મુકેલાંછે, તેમાં જેમ અંગ્રેજી વરસ પુરૂં થાયછે તેમ તેમ એકેકું પાનું દર વરસે વધારતાં જાયછે. એ ઉપરાંત કારીગીરી બતાવવા સારૂં ઝીણામાં ઝીણી છરી તથા કાતરો પણ ત્યાં મુકેલીછે, એમાંની બાર કાતરોનું વજન ૦ા ગ્રેન તોલી દેખાડયુ

હતું, તથા તે કાતર તરાજવામાં મુકીજ રાખેછે કે આવતાં જતાં લોકો જોય.

એ જોઇને એનેથી થોડે દુર........શીપ (Mother of Pearls) કાપીને વેચનારનું કારખાનું જોવા ગયા હતા. અહીંયા કાલુનાં કોટલાં વેચાતાં લેઇને તેને સંચાની કરવતીથી વેહેરેછે, અને જોઇતા કટકા કરી સહરાણ ઉપર ઘસીને ખબરાયલું પડ સાફ કરેછે તથા ચળક પણ તેજ આપેછે. પછી બીજા કારખાંનાંવાળાઓને તે વેચેછે. તેને ત્યાં દરશાલ ૨૫૦) ટણ શીપનો ખપ થાયછે.

એ સઘલું જોઇને રાતનાં પોણાં આઠ વાગેની ટરેનમાં બેસીને શેફીલ્ડ છોડયું તે બરમીંગહામનાં સ્ટેસન ઉપર અગીઆર વાગે રાતનાં પુગા અને ત્યાંનાં વીકટોરીયા સ્ટેશનનાં હૉટલમાં ઉતારો લીધો હતો. શેફીલ્ડ ગામ યોર્કશાયર પરગણામાં શીફ નદી (Sheaf)ને કીનારે આવેલુંછે તથા એનો મોટો વેપાર છરી, કાંટા, અસ્તરા, કરવતી, કાતર, છાપવાનાં બીબાં, દુરબીન તથા તેવી જાતનો સામન, બાગને લગતાં હથીયારો, કાનસો, સ્કુરૂઓ તથા બીજાં લોખંડનાં હથીયારો, ચુલા, એન્જીનો, આગગાડીની કમાનો તથા બફરો ઇત્યાદી, એવી એવી ચીજોનોછે. જોકે ગામ ઘણું મોટુંછે. તોપણ કાંઇ જોવા લાયક નથી. ઘરો સઘળાં નાધળાંછે, તથા કોઈ કોઈ જાહેર ઇમારતો મોટી છતાં કારખાનાં હોવાથી આખા શેહેરમાં ધુમાડો ફેલાઇને સુરજ ઓલો થઇને પણ ઘેરાણુ હોય એવું લાગતું હતું. એ શેહેરથી આખી દુનીયાંમાં(Cutlery ware) જાયછે. તથા અહીંયાંનું ઘણુંખરૂં લોક એજ કામપર બધું રોકાયછે. તેમાં એનું સ્ટીલ ઘણું વખાણાયછે; એ સ્ટીલને માટે ઘણુંખરૂં સ્વીટઝરલાંન્ડનું ઊંચું લોખંડ વાપડેછે. એ શેહેરનાં રસતાઓ ઘણાં સારાછે, અને ગામની બેઠી ઇમારતોથી તે વીખરાઇને ઘણું મોટું લાગેછે. એની વસતી આસરે હડી લાખ માણસની કેહેવાયછે. બરમીંગહામમાં જે સ્ટેશન ઉપર હમો ઉતરયા તેનું છાંપરૂં વગર થામલાએ ૧૧૦૦) ફીટ લાંબુ અને ૧૦૦) ફીટ પોહોળુંછે, તેથી તે ઘણું સરસ અને ગંનજાવર લાગેછે. એવું છાપરૂં પેરીશનાં સ્ટેશન શીવાય દુનયાનાં બીજાં કોઇ પણ ભાગમાં નથી એમ કેહેછે. એ છાપરૂં તદન કાચનુંછે, તથા ઘણું પોહોળું હોવાથી વખતે ફસકાઈ જાય તેને લીધે તેની એક બાજુપર સામનની વખારો તથા બીજી ગમ એક મોટું હૉટલ બાંધીને તેને ટેકો આપેલોછે. એ હૉટલ ઇંગ્લાંડમાં પેહેલવેહેલું સ્ટેશનને લગતું બંધાયું હતું. ત્યારપછીનાં ઘણાંખરાં મોટાં સ્ટેશનો હૉટલ સાથે બાંધેછે.

**તા૦ ૩ જી આગસ્ટ ૧૮૮૧—**આજે સવારનાં એફ. એન્ડ સી. ઓસ્ટલરનું ઝુંમરો તથા બીજું પરચુટણ બીલોરી સામન બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. જયાં જાત જાતનાં ઝુમરો, મુનો તથા તેને લગતો બીજો સામન તથા પરચુટણ બીલોર કામ બનાવતાં જોયું હતું, જે ઘણુંખરૂં ગ્લાશગો તથા મેનચેશટરનાં કારખાંનાંમાં બનાવતાં જોયું તેને મલતાં હોવાથી તેની વીગત અતરે લખતા નથી.

એ જોઇને ડી. એન્ડ એફ. ટેલરનું ટાંચણી બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. પેહેલે પીત્તલનાં પતરાંને પાતા જેવો પોહોળાઇમાં કાપી એક સંચામાં મુકેછે, જેનાં બે ચકરો વચે તેનાં સરખા ૧૯) કટકા પોહોળાઇમાં એકજ વખતે કાપી કાહાડેછે, જે કટકાઓને એક બીજા સંચામાં ગોળ આંધળાંમાંથી ખેંચેછે (તેની આગલ પીતળને શલફરીક એશીડમાં નાંખીને જરા નરમ કરેછે) એટલે તે ગોળ સલી જેવું થઇને બાહાર આવેછે, તેને વળી

બીજા જુદા જુદા સંચાઓમાં ગોળ નાઘળાં આંધણાંમાંથી પસાર કરીને ટાંચણી જેવી પાતલી અને લાંબી સલીઓ કરી રોલર ઉપર વીટાળો તે રોલરને એક સંચા ઉપર લઇ જઇને પેલા તારનો છેડો સંચામાં મુકેછે, જે એંચાઇને ટાંચણી જેટલા કટકા એક બાજુથી કપાતા જાયછે, તેજ વખતે સાંમેથી એક હોડી ઠોકીને એક બાજુ માથું કરેછે, કે તે ટાંચણી નીચે એક હોલમાં ઉભીપડેછે, ત્યારે હેઠલથી એક ચકરપર તેની અણી ઘસાઇને તઇયાર થાયછે. એ મુજબ એક સંચામાં એક મીનીટમાં ૨૦૦) ટાંચણી બનેછે. એ ટાંચણીઓને પછી એક વાસણમાં નાંખી તેમાં ઉકળતાં પાણી સાથે કાંઇ મેળવણી તથા કલાઇ નાંખીને કલાઇ ચહડાવેછે, અને પછી તેને એક બંધ વાસણમાં ભરી સંચાથી ખુબ ગોળ ફેરવેછે તથા ભુસું નાંખી તેને સાફ કરેછે. પછી તેને કાગજમાં ઓસવા સારૂં એક સંચામાં તે ટાંચણીઓ મુકેછે જેમાં કાગજ એક લોખંડની પટીથી ઊંચકાઈ બીજી ગમથી ટાંચણીઓ પોતાની મેળે એક હારમાં થઇ જાયછે, જેને ઉપરથી એક બીજી પટીએ દાબીને ઓસી ઘાલેછે. એ મુજબ એક સંચામાં એક દીવસમાં એક ગરોશ કાગજ તેવાં તઇયાર થાયછે, તેને બાકશોમાં ભરવા સારૂં જુદા કાગજનાં પુઠાં આવેછે તેને પણ સંચામાંજ જોઇતી શાઇઝનાં કાપીને ઓરતો હાથે વલગાવીને તઇયાર કરેછે.

એ જોઇને પછી મેકોલમ એંડ હોડશનને ત્યાં પેપર મેશી કામ બનાવેછે તે જોવા ગયા હતા. એ પેપર મેશીની ટેબલો, ખુરશીઓ ઇત્યાદી જેપાંન વરકનાં જેવી ભોંય કરી તેપર સીપથી તરાંહ પાડીને બનાવેછે. પેહેલાં કાગજો બે રીતથી તઇયાર કરેછે ; એકતો પડ કરી એક બીજા સાથે વળગાવીને જાડાં કરીને તેને દાબેછે એટલે કઠણ લાકડાં જેવું બનેછે તથા તેની કોર આસપાસથી કાપી નાંખીને સરખું કરેછે. એ અસલની રીતછે અને તે મોઘું તથા સારૂં કામ કેહેવાયછે ; પણ હમણાંની રીત પ્રમાણે રદ્દ કાગજો તથા ચીંદડાંને કાગજો બનાવેછે તેમાં કોહોવાડી એક મોલ્ડમાં મુકી તેનો રસ પરેશથી દાબી કાહાડેછે, અને જાડાં પુથાં જેવું કાગજ એકદમજ બનાવેછે. એ કાગજને મલતું સ્વીડનથી એક જાતનું પાતળું લાકડું પણ આવેછે. એ લાકડાં યા કાગજપર પેહેલાં તાર તથા વારનીશનું પડ કરેછે, અને તાજું હોયછે તેટલાં શીપના કટકાઓ વળગાવીને તેપર ગમે તેવી તરાંહ પાડેછે ; અને પછી તેની ઉપર પાછું વારનીશ મારીને ઘસેછે, એટલે શીપવાલી તરાંહપરથી તે વારનીશ નીકળી જાઇને બાકીની ખાલી જગ્યાપર રહેલું વારનીશ શીપને મલી જાયછે. તે મુજબ બે ત્રણ વાર વારનીશ મારી તેને ઘસેછે, જેથી શીપ અને વારનીશ એક સટ થઇને બબરાયલી જગ્યા હાથને લાગતી નથી. તેની ઉપર સોનાનો વરખ પણ જોઇતી જગાપર મારીને તથા હાથથી રંગની તરાંહ પાડીને ઉપર કોપાલ વારનીશ છેલુ મારેછે, અને પછી કાંઈ ભુકી સાથે માણસો તેની ઉપર હાથ ઘસયા કીધાથી ચળક આવેછે. તરોઇ તથા એવી બીજી ચીજો બનાવેછે તેની હેઠળનાં ભાગમાં પેલું લાકડું વાપરે છે અને ઊપરની કોરનાં ભાગમાં કાગજ વાપરેછે.

એ જોઇને પછી જીલટ એંડ શનશનું સ્ટીલ પેન બનાવવાનું કારખાનુ જોવા ગયા હતા. પહેલાંતો સ્ટીલનાં પતરાંને સંચામાં મુકીને સ્ટીલ પેનનાં આકારનાં કટકાઓ કાપી કાહાડી તેને એક સંચામાં મુકી દાબીને અરધી ગોળ બનાવેછે. બે બાજુપરના કાપ બીજા સંચામાં કપાયછે તથા

વચમાં આંધળું પાડેછે. ત્રીજા સંચામાં તેની ઉપરનો ભાગ ઘસેછે, અને ચોથા સંચામાં તેની ટાંચ પાડેછે. એ મુજબ તઇયાર કરેછે; અને તે પોચી ઘણી હોવાને લીધે તેને ગરમ કરી તેલમાં બોળેછે કે કઠણ થાયછે; પણ તેને જરાક નરમ કરવા સારૂં થોડુંક પાણી પાછું ઉતારી લેછે. તેને એક ગોળ વાસણમા નાંખીને ગરમ ચુલા ઉપર ખુબ ફેરવીને રંગ બદલાય ત્યાંસુધી ફેરવ્યા કરેછે, અને પછી તેને વારનીશ મારીને તઇયાર કરેછે. સ્ટીલ પેનનાં હેન્ડલો પણ લાકડાંનાં ચોરસ નાવળા કટકાઓ કાપીને તેને એક સંચામાં મુકેછે, જેમાંથી તેનાં સરખા ગોળ કાપાઓ બે બાજુપરથી પાડીને ગોળ લાકડીઓ બનાવેછે, પછી તેને બીજા સંચામાં મુકી ચહડ ઉતરતી જોઇતી જાડાઇ બનાવેછે. તેમાં તેને અણીવાલી કરવી હોયછે તો તે સંચામાં હેઠળથી તે પ્રમાણેનાં આકારની લોખંડની પટીઓ મુકેછે, જે પ્રમાણે પેલી લાકડીને છોલી કાહાડતું હથીયાર ઉપર હેઠે થવાથી તેનાં જેવો આકાર નીકળેછે. ત્યારપછી બીજા સંચામાં મુકેછે જેમાં એક બાજુ ઉપરનાં નાંકાપરથી છોલાઇને પેન ઓસવાનાં જેટલો ખાંચો કપાયછે, અને બીજીગમથી સરખું દબાઇને સાફ થાયછે; પછી વળી બીજા સંચામાં દાબીને ઉપરની તગાંહ પાડેછે.

એ જોઇને "એલકીંગટન"નું વખાણાયલું ગીલીટકાંમ તથા રૂપાકાંમ બનાવવાનું કારખાંનું જોવા ગયા હતા, જ્યાં શેફીલડમાં મારટીન હોલની કુાંનાં ગીલીટ કામ કરવાનાં કારખાંનામાં વાસણો બનાવેછે, તેમ અત્રે ઘણી સરસ તરાંહ તથા ડીઝાઇનનાં રૂપા તથા ગીલીટ કરવાનાં વાસણો બનાવેછે. ગીલીટ કરવા સારૂં જેમ મુંબાઈમાં ગાલવેનીક બેટેરીથી સામન ગીલીટ થાયછે તેમ અહીંયાં પણ તે જાડાં પડવા ગીલીટ કરેછે. એક વાસણમાં કાંઈ મેળવણી નાંખીને તેમાં રૂપાંનાં જાડા પતરાં નાંખેછે અને તેને ગેલવેનીક (વીજલીની) બેટેરી સાથે મેલવેછે, તથા તેની અંદર જે સામનની ઉપર ગીલીટ ચહડાવવી હોયછે તેને મુકેછે કે દવાથી રૂપું પીગલી તેનો ભાગ આસતે આસતે વીજલીની અસરથી પેલા સામનપર પડ ચહડાવેછે. એ પ્રમાણે કરી રહ્યા પછી તેને ઝીણી રેતીથી સાફ કરીને ઝલેહ આપવા સારૂં ઓપીને તૈયાર કરેછે. જો તે વાસણને અંદરનાં ભાગમા ધયા બીજી નકશીને સોનાની ગીલીટનો થોડો ભાગ ચહડાવવો હોયછે, તો તેટલો ભાગ ઓલો રાખીને બાકીનાં ભાગ ઉપર વારનીશ મારીને સોનાનાં પતરાંવાલા વાસણમા ગીલીટ ચહડાવવા મુકેછે, જેથી જે ઉપર વારનીશ હોયછે તે ઉપર ગીલીટ ચહડતી નથી પણ ઓલા રાખેલા ભાગ ઉપર તે ગીલીટ ચહડેછે. ત્યાર પછી તે તૈયાર થયું કે તેને સાફ કરી વારનીશ કાહાડી નાંખેછે. આજે રાતનાં પ્રીંન્સેસ ઠીયેટરમાં પ્રીન્સેસ ટરેખી ઝોન્ડનો ઓપેરા બફ જોવા ગયા હતા.

**તા૦ ૪ થી આગસ્ટ ૧૮૮૧—**આજે સવારનાં હેમનડ ટરનર એંડ શનશ, બટન બનાવનારાઓનું કારખાંનું જોવા ગયા હતા, જયાં બધી જાતનાં બટનો બનાવતાં જોયાં હતાં. રીજમીટનાં હાશીશરો તથા શીલજરોને 'માટેનાં બટનોને સારૂં પીતળનાં પતરાંને જોઇતી શાઇજનાં કાપી કાહાડેછે. પછી તેને દીબાંથી જે છાપ પાડવો હોયછે તે પાડીને ઉપર હેઠેનાં બે ભાગ, જે છુટા બનાવેછે, તેને જોડી નાંખીને તથા હેઠળના છેડામાં એક પીનનાં બે છેડા ઓસીને અંદરથી છેડા વાળી નાંખી તેનાં નાકાં બનાવીતે તૈયાર કરેછે. પછી તેને ધોવા સારૂં કાંઇ કેમીકલમાં બોલી તરત કાહાડીલઇ પાણીમાં ધોઇ નાંખેછે, અને તેને જરા ગરમ કરેછે કે ચલકતા થઇને બાહાર આવેછે. પછી તેની

ઉપર સોનાંનો ઢોળ હલકો ઘયા સરસ ચહડાવવા સારૂં જીવતા પારાની સાથે સોનું દર ગરોશ બટને ાા થી તે ૬૦) ગ્રેન સુધી કાંઇં મેળવણીથી મેળવી નાંખી તે બટનો ઉપર એક વાસણમાં થોડો થોડો નાંખીને ખુબ હીલવ્યા કરેછે એટલે પારાને લીધે બટનોપર ગીલીટ ચહડી જાયછે; અને પારાનાં મિલને લીધે તે તદન રૂપાં જેવો લાગેછે. પછી તેને એક જાલીવાલા વાસણમાં મુકીને તે જાલીવાળું વાસણ ભઠ્ઠીમાં રાખી પાંચ મીનીટ સુધી હીલવ્યા કરેછે કે ગરમીથી પારો ઉડી જઇને સોનાંની ગીલીટ રહી જાયછે. એ ખરૂં સોનું ચહડાવેલુંછે તે ખાતરી કરી આપવા સારૂં એ બટનને નાઇટ્રીક એશીડમાં નાંખેછે; એ એશીડ સોનાની ધાતુ શીવાય કોઇપણ ધાતુને ખાઇ જાયછે, જેથી તે બટનની અંદરની બધી ધાતુ જતી રહીને બટનનાં આકારનો પોપડો હમોને દેખાડયો હતો; પણ એ પોપડા જે બટનોમાં સોનું ઘણું નાંખેલું હોયછે તેનાજ થાયછે, બાકી ાા ગ્રેન સોનાવાલા બટનોનાં કાંઈ એમ પોપડા નીકલે નહીં. કાચનાં બટનોપર પથરનાં રંગની નકલ કરવા સારૂં કાચની સલીઓ જાત જાતનાં રંગની વેચાતી તઇયાર લેછે; તેમાં કાળા કાચને આતશ જેવો ગરમ કરી જે રંગ આપવો હોયછે તે રંગનો પેલા બલતા કાચ ઉપર ધરીને બેહુ કાચ ગરમ હોવાથી તરાંહ પાડેછે; પછી તેને બાહાર કાહાડીને બટનની ડાઇમાં મુકીને ઠોકાથી કાપી કાહાડેછે કે બટન રંગીન થઇ નીકળેછે. બીજાં હાથીદાંત જેવાં ઓટાં બટનો સારૂં એક જાતની નટશ (Nuts) ફલ આવેછે, જેને Ivory Nuts હાથી દાંતનું ફલ કરીને કહેછે, તે ખારેકનાં જેટલી મોટી આવેછે; તેની અંદર જાણે સુકું કોપરૂં હોય તેવું તદન બટ પણ પથર જેવો કઠણ ગળ નીકળેછે, એ નટને કાપીને તેમાંથી જોઈતી શાઇઝનાં બટનો કાંટી કાહાડેછે, જે જાણે હાથીદાંતનાં હોય તેવાં સફેદ તથા કઠણ નીકળેછે, અને પછી તેને આંધળાં પાડી તઇયાર કરેછે. કપડાંનાં બટનો સારૂં ઝીણાં પોકળ પીત્તળનાં બટનો દીબાંથી બનાવી તેની ઉપર ઝીણી ગોળ કપડાંની કાપલીઓનું એક પેહેલું પડ મુકીને તે પીત્તળનું બટન રાખી પાછાં બે પડ કપડાંનાં મુકી એક સંચામાં દાબવાથી આખું કપડાંનાં પડનું બટન તઇયાર થાયછે. ખાલી પીત્તળનાં બટનો પેહેલાં લખ્યુંછે તેમ તઇયાર કરીને ઉપર વારનીશ મારીને સુકવેછે, જેથી તેનો ઝળકાટ પીત્તળનો રહી જાયછે. એ મુજબ શીપનાં તથા લાકડાંનાં પણ બટનો કાંટીને બનાવેછે લાકડાંનાં રંગીન બનાવવાં હોયછે, તો ત્રણ ચાર રંગનાં લાકડાંની ચીપોને પેહેલાં વલગાવેછે અને તેને કાઠીને ગોળ જોઇતી શાઇઝનાં કરીને એક છેડેથી કાપતા આવ્યાથી, પેલા બધા રંગ અંદર મલેલા હોવાથી રંગની જાતનાં લાકડાંનાં બટનો થાયછે. તેને પછી જોઇતા ઘાટનાં હાથથી કાટેછે અને પાલીશ કરીને વારનીશ મારેછે. પેલાં કાચનાં બનાવેલાં બટનો પેહેલાં રફ લાગેછે, પણ તેને સહરાંણ ઉપર ઘસીને સાફ કરી પાલીશ કીધાથી તે પણ ઘણાં ચળકતાં તથા શોભઇતાં જાણે ટરાનશપેરંટ પથરનાં બનાવેલાં હોય તેમ દીસેછે.

એ જોઇને બપોરનાં મીશીઅરસ ટેનજાઇ બ્રધરશનું નાઘળાં એન્જીન બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. હીંયા બધી જાતનાં બે હોરશ પાવરથી તે ૧૦૦) હોરશ પાવરનાં એન્જીનો બનાવેછે, તથા સ્ટીમથી ચાલતા વાટર પમ્પો તેમજ બીજો એન્જીનને લગતો પરચુટણ સામન બનાવેછે, જે આગલ હમોએ મોટાં એન્જીન બનાવવાનાં કારખાનાંઓના આપેલા હેવાલને મલતાં આવવાથી વીગત લખતા નથી.

એ જોઇને પછી જેમશ ગારટ-લેન્ડનુ પીત્તળનું હાઉશ ફરનીશીંગ વરકશ જોવા ગયા હતા. એ જગ્યામાં બારણાનાં મીજાગરાં, પડદાની ચાંપો, બોલતો ઇત્યાદી ઘેરનો સામન બનાવેછે. જે કાંઇ બનાવવું હોય તે દાગીનાંને પેહેલાં ઓતી કાહાડીને પછી તેને ઘસીને પાલીશ કરેછે તથા તેની ઉપર ઝળેહ આવવા સારૂં સરકો, ગાયનો પીત્તો અને પાણી ભેળીને તેમાં પીત્તળ બોળી સ્ટીલનાં હથીયારથી ઘસેછે, તેથી પાલીશ ઘણું થાયછે. પછી તે પાલીશ નીકળી નહીં જાય તે સારૂં સ્પીરીટ વાઇનનો થરો તથા એક જાતની લાલ ભુકી પાણીમાં નાંખી તેનેથી પાક્કું પીત્તળ કામ ધોવાથી પેલી ઝળેહ નીકળી જતી નથી. હીંયાં બારણાંઓ પોતાની મેલે બંધ થાય તથા બેહુ બાજુપર ઉઘડી શકે, તેવી ચાંપો નવી રીતની બનાવેલી જોઇ હતી. તેજ મુજબ બારણાંઓનાં હેન્ડલોને સ્કરૂથી બંધ કરવાને બદલે ચાંપોથી બંધ કરેછે. પડદાનો કમાનો જેથી વેલાયતમાં લાકડાંનાં પડદા ચહડ ઉતર થઇ શકેછે તથા જેટલો ઉઘાડો રાખવા માંગે તેટલોજ રહી શકે-છે, તેવી ચાંપોની કમાનો પણ અહીંયાં બનાવેછે. એ શીવાય બીજી ઘણી રીતનું નવાઇનું અહીંયાં જોવામાં આવ્યું હતું.

**તા૦ ૫ મી આગસ્ટ ૧૮૮૧**—આજે વીલીયમ મીડલમોરનું હારનેશ તથા જીન બનાવવાનું કારખાનું જોવા ગયા હતા. હારનેશ સારૂં ગાયનાં અને જીન સારૂં ડુકરનાં ચામડાં પણ વાપરેછે. એ છેલું ચામડું કુમાસે નરમ તથા તકાઉ પણ ઘણું કહેછે. ચામડાંઓ Tan થઇને તઇયાર આવેછે. તેને વેચાતાં લેઇ અહીંયાં પાણી તથા ચુનામાં ત્રણ દીવસ રાખી પછી સુકવીને ઓપવેછે, અને પછી સાફ કરી જોઇતો રંગ આપેછે. (શાઉદ આફ્રીકા-ના બોયરસ લોકો સારૂં જીન બનાવતા હતા તેનો રંગ લાલ હતો) એ બાદ તે સંચાથી સીવીને તઇયાર કરેછે. જેપાન લેધરને વારનીશનાં કાળા રંગનો (જેમાં લેમ્પબલેક તેલ અને બીજી વસ્તુ-ઓ ઉમેરીને તઇયાર કરેછે) એક હાથ મારીયો કે ગરમ તાપવાલી ભઠ્ઠીમાં સુક-વેછે; અને બીજે દીને બીજો હાથ મારીને સુકવેછે. એ મુજબ બધા મલીને છ હાથ મારીને તઇયાર કરેછે. જીન ગા-યનાં ચામડાંનાં બનાવેછે, તેને ડુકરનાં ચામડાનાં જેવું દેખાડવા સારૂં એ છેલાં ચામડાંપર ઝીણાં આંધળાંની નકશી રહેછે, તેવી નકશી કોંપરપલેટ ઉપર કોતરીને, તેની ઉપર ગાયનાં ચામડાં સંચાથી દા-બેછે કે તેવી તરેહ આબાદ જાણે ડુકરનું ચામડું હોય તેવી ઉઠી આવેછે. એ જીનો તથા હારનેસ ઉપરાંત શોલીડ લેધ-રનાં પોરટમેનટો તથા બીજાં ચામડાંની બનાવતની જીણસો ઘણી જાતની બનાવેછે

એ જોઇને મી૦ એફ. જોબને ત્યાં સ-સતાં ઘડીયાલો વેચેછે, તે જોવા ગયા હતા. એ ઘણી લોકોનાં જુનાં ઘડીયાલો વેચાતાં લઇને તેની ઉપરનાં સોનાં તથા રૂપાનાં કો-ટલાં કાહાડી લઇ ગાલી નાંખેછે, અને તેને બદલે પીત્તળનાં કોટલાં બનાવીને પેલાં જુનાં ઘડીયાલોનો માવો તેમાં મુકી ઘણી સસતી કીમતે વેચેછે, અને પોતાનાં નફામાં પેલું સોનું તથા રૂપું કોટલાંમાંથી નીકલતું પોતે રાખેછે. એ ઘડીયાલો ગ-રેશને હીશાબે વેચાયછે, તેમાં કોઇ કોઇ એવાંતો સરસ અસલનો માવો રેહેવા દીધાથી નીકલેછે કે તેમાંનાં બમો રૂપીયે પણ મલે નહીં.

એ જોઇને લાયોડ બ્રધરશનું સ્કરૂ બનાવાનું કારખાનું જોવા ગયા હતા. એ જગ્યા ઉપર લોખંડ તથા પીત્તળનાં સ્કરૂઓ જાત જાતનાં બના-વેછે. પેહેલાં લોખંડ યા પીતળનાં ગોળ તારને એક સંચામાં ઓસેછે, જે પોતાની

મેળે રાલરથી અંદર એંચાઈ એક ગમથી તેને સાંમો એક સળીયો હથોડા પ્રમાંણે વાગેછે, તેથી માથું થાયછે અને બીજી ગમથી એક છરી તેને જોઈતી લંબાઈનું કાપી નાંખેછે. એ બાદ તેને બીજા સંચામાં મુકેછે, જ્યાં કરવતી જેવાં પૈડાંથી તેને માથાંપર ડીશપીશનો ચીરો મુકેછે તથા માથાંની ગોળાઈ બરોબર કરેછે. એ સંચામાં માણસ એક વાસણમાં સ્કરૂ નાંખેછે, તેમાં પાંચ સળીયાવાલું ચકર આસતે આસતે ફરેછે, જે સળીયા પેલા સ્કરૂવાલા ચકરને ઊચકીને સ્કરૂ ઉપર ખેંચેછે અને સ્કરૂને એક ચીમતો ઊંચકીને બરાબર જગ્યા ઉપર મુકેછે, તથા જેવો કાપ પડી રહયો કે સ્કરૂ પોતાની મેલે હેઠે પડી જાયછે. એ પછી એને 'આંટા પાડવા સારૂં' બીજા સંચામાં મુકેછે, જેમાં એક નાંધળો લોખંડનો ધારવાલો કટકો, જેને બે છેડા ઉપર ધાર રહેછે અને વચમાં ખાંચો રહેછે, તેથી ગોળ ફરીને પેલા આંટા પડેછે તથા એક જુદા સંચામાં નાંધળું હથીયાર તેને છેડેથી અણીદાર કરેછે. એ સંચો પણ જોવા લાયકછે; એક બાજુપરથી ચીમતો પોતાની મેલે સ્કરૂ બનતા કટકાને ઊચકી લાવી એક ખાંચામાં ધરેછે કે તેને બે બાજુપરથી બીજા સંચા પકડી લેછે, તેવુંજ હેઠલનાં છેડાવાળું હથીયાર તેની ઉપર ચાલવા માંડેછે ને અણીદાર કરેછે; તેટલાં પેલો પહેલો ચીમતો ઊચકાઈને ખીસી જાયછે. અણી થઈ રહી કે તે હથીયાર બંધ પડેછે અને આંટા પાડવાનું હથીયાર ગોળાઈમાં ચાલીને તેને આંટા પાડતું એક નાંકેથી બીજે નાંકે આવીને વળી પાછું પહેલેથી શરૂ કરેછે. એ મુજબ સાત વખત તે આંટા પડેછે, પણ જો પાંચ આંટામાં સ્કરૂનાં આંટા થઈ રહેછે તો તે સાત વખત અમથું ચાલેછે પણ સ્કરૂને વધતો ઘસતું નથી. આંટા પડી રહ્યા કે તે ખીસી જાયછે, તથા એક બાજુ ઉપર જયાં છેડાને અણી કરેછે તે હથીયાર પણ ખીસી જવાથી પેલો તૈયાર થયલો સ્કરૂ અલગો થઈને હેઠે પડેછે કે તરત પેલો ચીમતો બીજો સ્કરૂ લાવીને આગલની માફક અંદર મુકેછે. સ્કરૂ તૈયાર બન્યો કે પછી તેને ગોલ વાસણમાં ભુસાં સાથે નાંખીને ગોલ ફેરવેછે (સંચાથી) કે સાફ ચળકદાર થાયછે.

એ જોઈને અતરેનો ટાઉન હાલ જે ન્યુ સ્રીટમાં માછે તે જોવા ગયા હતા. એ જગ્યાપર કોનશરટો તથા મીટીંગો ભરવા સારૂં એક હૉલ ઘણો મોટો અને અવાજ ફેલાવી નહીં નાંખે તેવી બાંધણીનોછે. એને વાસતે કહેછે કે એનાં જેવો ગાયણનો અવાજ સાંભલવામાં બીજો કોઈબી હૉલ આખા યુરોપમાં નથી, અને તેવો બાંધવા સારૂં બીજી ઘણી તજવીજો થઈ પણ તેવો બની શકતો નથી એમ કેહેછે. એ હૉલ ૧૪૫) ફીટ લાંબો અને ૬૩) ફીટ પોહોળો અને ૬૩) ફીટ ઊંચોછે. એમાંનો આરગીન પણ ઘણી સરસછે, જેમાં ૪૦૦૦) પાઈપો તથા કીઈનાં ૪) થડછે. એ આખો ટાઉન હોલ ૧૬૬ થી ૧૦૦ ફીટ મોટો, અને તેનાં બાહારનાં મોટા થાંભલા ૪૦) ફીટ ઊંચાછે. એ જોઈને પછી નવી મ્યુનીશીપાલીટીની બીલડીંગ, જે એની સાંમેછે તે જોવા ગયા હતા એનો બાહારનો દેખાવ ઘણોજ ભપકાવાલોછે, તે ૧૯૬) ફીટ લાંબોછે અને તેનો મીનારો ૧૬૨) ફીટ ઊંચોછે અને તેમાં ૯૪) ઓરડાછે. એ જગ્યા ઉપર મ્યુનીશીપાલીટીની હાફીશો તથા મેયરને ખાણાં આપવાની જગ્યાછે, જે ઘણી સરસ સણગારેલી. એ બાંધવા પર બાર લાખ રૂપીયા લાગાછે. એ જોઈને રાતનાં સાત વાગે બરમીંગહામથી આગગાડીમાં બેસીને લંડન શેહેરમાં કલાક સાડા દશ વાગે આવી પુગા હતા. બરમીંગહામ શેહેર ઘણું મોટુંછે અને બાહારથી જાણે ઘણું ગંજાવર શેહેર હોય તેમ લાગેછે. તેની વસતી ૩।। લાખની કહેવાયછે અને હીંયા

એટલી જાતનાં કારખાનાંછે કે તેની ગણતરી થઇ શકે નહીં; અને હમો જેટલામાં ફરયા તે કુચ ગણતરીમાં પણ ગણાય નહીં, એટલી બધી અહીં કળા તથા ઉદ્યોગછે. દરેક મોહોલામાં સ્ટીમથી સંચાઓ ચાલવાના કારખાનાં દીસેછે; તે ઉપરાંત હાથથી બનાવવાનું કામપણ તરેહ તરેહનુંછે, જેથી કરી ઇંગ્લાંડનાં બીજા એવાં કારખાંનાંવાલાં શહેરો કરતાં અહીં ગરીબોનાં ઘર પણ ઘણાં સારાં અને કુસાદે બાંધેલાંછે; એટલું એ તેનાં હુન્નરથી સુખી થયલુંછે. એ શેહેરમાં ધરમખાતાં પણ બીજાં મોટાં પૈસાદાર શેહેરની માફક ઘણાછે, જેવાં કે આમર સ્કુલ (એની આવક વરસ દાહાડે જમીનથી પોંડ ૧૧૦૦૦ નીછે) કોલેજો, ઇસ્પીટાલો, મુગાં બેહેરાંની આશ્રમલય, તથા આંધળાંને આશરો આપવાનાં ઘરો, સુવાવડખાનાં, મજુરોને માટે ખાતાં, છીનાળાનાં બચ્ચાંને ઉછારવાને ખાતું, બદબખ્ત છોકરાઓને શીખવવા માટે નીશાળો, Reformatory Blue Coat School જેમાં ૨૦૦) છોકરા છોકરીઓને ખાવા પીવા ઉપરાંત શીખવેછે, ઇત્યાદી. એ ઘણાં ખરાં ધરમખાતાં હીંયાની રૈયત પોતામાં ઉઘરાણું કરી તથા ફંડો સ્થાપીને ચલાવેછે; તથા તે બધાંની ઇમારતો મોહોટી અને ભપકાદાર હોવાથી શેહર ઘણું સોભેછે.

**તા૦ ૬ થી આગસ્ત ૧૮૮૧**—આજે ખાંનગી કામ હતું તેથી હમો કંઇ ગયા નહીં પણ એલેક્ઝાંન્ડરા હૉટલમાંજ રહ્યા હતા.

**તા૦ ૭ મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં સ્ટીમરમાં બેસીને ટેમશ નદીની ઉતર બાજુ ફરી આવ્યા. પેહેલાં હમો વાટરલું બ્રીડજપરથી બેઠા હતા. નદીની બેહુ બાજુપર મોટી મોટી હવેલીઓ તથા ટેમશ એમબેંકમેન્ટ (એ ટેમશ નદીની એક બાજુ ઉપર મોટો રસતો બાંધી, લીધેલો તથા નદી ઉપર ઉતરવાની વારો ફરતી સીડીઓ કીધેલો તેમજ પથરની દેવાલ બાંધી લીધોછે તેને ટેમશ એમબેંકમેન્ટ કરી કહેછે) નો રસતો તેનાં ફાનસો તથા લોકોની આવજાવથી ઘણો સારો દેખાતો હતો. લંડન બ્રીડજ પસાર કીધા પછી મોટાં વાહાણો તથા સ્ટીમરો બેહુ બાજુપર ઉભેલી તથા ત્યાંનાં ડંકાઓની વખારમાં સામન ખાલો કરતી તેમજ વખારોની પછવાડે ગોદીઓમાં પણ સ્ટીમર તથા વહાણોનાં ડોલ દીસતાં હતાં. એ ઉપરાંત બે ત્રણ સ્ટીમરો તથા વહાણો અંદર આવતી જતી તથા લોક હમાંગી માફક સ્ટીમરોમાં ફરવા નીકલેલું એ સઘલું ઘણું જોવા લાયક હતું. હમો છેક ગ્રીનીચ સુધી ગયા, જયાં દરીયાઇ હાકીમરો થવા સારૂં શીખવવાનાં બે વાહણો રાખેલાંછે. એ બેહુને એક નાકેથી બંધ પુલ વટે જોડી નાંખેલાંછે; જેમાં આપણી માહ રાંણીના પાતવી કુવર પ્રીંન્સ ઓફ વેલશનાં છોકરા તથા બીજા ઘણા મોટાઓનાં છોકરા શીખેલા હતા તે જોતાં જોતાં કીનારે ઉતરયા.

એ પછી પાછા સ્ટીમરમાં બેસી લંડન બ્રીડજનાં સ્ટેશન ઉપર ઉતરયા, અને બપોરનાં ૧—૨૦ મીનીટે આગગાડીમાં બેસીને નીકલેલા બ્રાઇટન કરી લંડન શેહેરને લગતી હવા ખાવાની જગ્યા આસરે ૫૩) મૈલ દુરછે, ત્યાં કલાક ૩—૫ મીનીટે પુગા અને ત્યાંનાં ગ્રાંડ હૉટલમાં ઉતારો લીધો હતો. સાંજનાં ત્યાંના દરીયા કીનારાનાં રસતાપર ફરીને તે તરફનો વખણાયલો એકવેરીયમ જોયો. એ એકવેરીયમ આખા ઇંગ્લાંડમાં સૌથી સરસ ગણાયછે, જેમાં જાત જાતની દરીયાઇ તથા નદીની માછલીઓ તથા થોડાંક જંગલી જાનવરોનો સંગ્રહ કીધેલોછે. માછલીઓ ઘણી નવાઇની જોવા લાયક હતી, તેમાં એક ઇલેકટરીક ઇલ (વીજલીનો લેવતો)

નાંમે ઘણી મોહોટી આસરે ૬) ફીટ લાંબી અને ૬) ઇંચ જાડાઇમાં લેવતાનાં જેવી દેખાવનીછે. એ જયારે પોતાનાં ખોરાક સારૂં માછલીનો શીકાર કરેછે, ત્યારે તેનાં અંગમાં જે કુદરતી વીજલીનો જોર રહેછે, તે પોતાનાં શીકારની નજદીક પાણીમાં ફેંકયાથી તરત બેશુધ થાયછે, એટલે તેને પકડીને ખાઈ જાયછે. એને જે પાણીની ટાંકીમાં રાખેલીછે, તેમાં બીજી કોઇપણ જીવતી માછલી રહી શકતી નથી; તેમજ તેનાં બદનમાં વીજલનું એટલું જોર રહેછે કે કોઇ માણસ પણ તેને હાથમાં પકડી શકતું નથી. પણ માણસ અકલમંદ હોવાથી તેને કળાથી પકડી શકેછે. પેહેલાંતો એને પાણીમાં લાકડી અથવા બીજી કાંઇ વસ્તુથી છેડેછે કે તે છેડ કરનાર સાધનપર વીજલી ફેંકાતી જાયછે અને જેમ વધતો વખત ફેંકેછે તેમ તેનું જોર નરમ પડતું જાયછે, તેથી જયારે તદન નરમ પડેછે ત્યારે પોતે ચડપ દઇને પકડી શકેછે. બીજી ઓકટોપશ (Octopus) કરીને એક પોચી વગર ભીંગડાંની ગોળ માછલી આવેછે. એને આઠ પગ સુંડની માફક ઘણાં લાંબા રહેછે, અને તેપર ઘણાં નાઘળા માસનાં ગોળ લાદા રહેછે. એ પગથી પોતાનાં શીકારને પકડી મોહોડાં આગલ ધરેછે. તે મોહોડું પેટની વચોવચમાં એક કાણું આંધળુંછે જેમાં તે ચુસીને સઘળો રશ ખાઈ જાયછે. એનું અંગ તદન પોકળ હોય તેમ પવનથી ઉપસેલું તથા હીલતું લાગેછે. એનાં પગમાં એટલું તો જોરછે કે એથી ઘણી મોટી માછલી (ઇયા કાચબા કે જે એને ખવડાવેછે) એક વખત પકડી કે પછી છોડતી નથી. એનાં પગપર જે માસનાં પોપચા (Pads) જેવા લાગેછે તેથી તે વાતીસુન કરી ઇયાને પવન કાહાડી નાંખીને કોઇ ચીજને ચીવટી પડેછે તે પાછું છોડાવવું મુશકેલ પડેછે.

એક પાણીનો મોટો કાચબો ત્યાં હતો, તેનો દેખાવ ઘણો જુદીજ તરાંહનો અને તેનું અંગ કાચબોઓને મલતું પણ મોહોડું પોપટની મોટી ચાંચ હોય, તેવું હોઇને કદરખાહાંમનાં જેવું લાગતું હતું. તેને નાઘળી બોઇ જેટલી માછલી નાંખી તે એક સપાટામાં ગલી ગયો હતો. એ ઉપરાંત બીજી ઘણી જાતની માછલી ત્યાં હતી. શીલશ (Seals) ને સારૂં એક મોટી ટાંકીછે તેમાં રાખેછે; અમે એક શીલને ટાંકીમાંથી બાહાર નીકળી નજદીક ૨૫) ફીટ સુધી દુર જમીન ઉપર ખવારનારની પાછળ ઘસડાઇને ચાલતાં જોયું હતું, અને રખેવાળે તેને ધમકાવ્યું કે જાણે સમજી બુજીને પાછું ફરી પાણીમાં જતું રહ્યું. બીજી ગમ એવી બીજી જાતનું શીલ જેને તેનાં મોહોડાનાં દેખાવપરથી સી-લાયન અથવા દર્યાયાઈ સીંહ કહેછે તે રાખેલાંછે. એ મછીઓ સીંહ જેવાં ગરીબ નથી, તેથી તેની ટાંકીની આસપાસ કોરા ભરી લાવેલાછે, અને તેઓ આઓ વખત પાણીમાં દોડીને ડુબકી માર્યા કરેછે તેથી પાણીમાં જાણે તોફાન થતું હોય તેમ હીલીને પાણીમાથી અવાજ આવ્યા કરેછે. એક પંખેરૂં બગલા જેવું, જેને ડાઇવીંગ બર્ડ (Diving Bird), કહેછે, તેને કાચની ટાંકીમાં બુડકી મારતું અંદરથી જોયું હતું, તે ઘણું સારૂં લાગતું હતું, કારણ પાણીની અંદર એક તદન સફેદ ગઠો દોડતો હોય એમ એ પ્રમાંણે દીસતું તથા મોહોડાંમાંથી પાણીનાં પરપોટા ફેંકે તે જાણે જીવતા પારાનાં જેવા લાગતા હતા. એ ઉપરાંત બીજું ઘણું જોવા લાયક હતું. જમીનનાં જાનવરોમાં એક સીંહ અને બાલારીંછ હતું; બાકીનું આખું ઘેર કાચની મોટી મોટી પાણીની ટાંકીઓથી ભરેલું હતું, જેમાં બધી જાતની માછલી રાખેલીછે.

રાતનાં હૉટલમાં ખાઇને ત્યાંના ડંકાપર ફરવા ગયા હતા. એ ડંકો દરીયાની અંદર ૧૧૫૦) ફીટ લાંબો બાંધેલોછે અને તેને નવો અથવા West Pier કહેછે; તે સને ૧૮૬૬ માં બંધાયલોછે. એનેથી થોડેક દુર એકવેરીયમની સાંમે જુનો ડંકો ૧૧૩૦) ફીટ લાંબોછે. તેને Old Chain Pier કરી કહેછે, અને તે સને ૧૮૨૩ માં બંધાયો હતો. એમાંની પેહેલી જગ્યામાં જાણે મેલો હોય તેમ ત્યાંનું લોક સઘળું ફરવા નીકળેલું, અને તેમની ગમત માટે છેક નાકે ડંકા ઉપર વાજુ વાગતું હતું. તે ઉપરાંત દરીયે કીનારેનો રસતો, જેને "પેરેડ" કહેછે, ત્યાં પણ અતીઘણું લોક સહેલ કરતું હતું, તેથી દેખાવ ઘણો સારો લાગતો હતો. એ મુજબ રાતનાં દશ વાગા સુધી ત્યાં લોક ફરયા કરેછે. એ દરીયે કીનારેની હવા ઘણી સારીછે જેથી આજારી માણસોને પણ બાઠ ચેરશ (Bath Chairs) ઇયાને ગાડીરોકી નાંધળી ખુરશીઓ જેને માણસ પાછલથી ઘસડીને ચલાવેછે તેમાં ફેરવવા કાહાડેછે.

**તા૦ ૮ મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં સકારામાં ઘોડાની ગાડીમાં બેસીને બ્રાઇટન શેહેર ફરી આવ્યા હતા. એ ગામ મોહોટુંછે, અને તેમાં જાયુકની વસતી એક લાખ ઉપરનીછે, પણ ઉનાળાનાં દીવસમાં ત્યાં બાહારથી લોક હવા ખાવા માટે આવવાથી એની દોહડી વસતી થતી હશે. હમણાં એની ફુલ શીઝન હોવાથી લોક ઘણું ઉતરેલું હતું, અને હૉટલોમાં જગ્યા પણ મલતી નહીં હતી. એના દરીઆ કીનારાનો રસતો નજદીક પાંચ મૈલ લાંબોછે, જેની બાજુ ઉપર ઘણી સારી રોનકદાર હવેલીઓ તથા અંદરથી પણ તેજ મુજબ રોનકદાર ચેહલીઓ એક સટની ઇમારતોનાં મોહોલા ને મોહોલા જેટલી લાંબી બાંધેલીછે, તથા નાંધળી ટેકડી ઉપર એ ગામનો ભાગ ઘણોખરો આવવાથી તથા તેની ઉપર બાહારથી ગોળ આકારની ચહડ ઉતર ઇમારતો હોવાથી ઘણી નવાઇ જેવું લાગેછે.

એ જોઇને દશ વાગેની ટરેનમાં બ્રાઇટનથી નીકળેલા ૧૧-૧૦ મીનીટે લંડન પાછા આવી પુગા, અને ચેરીંગ ક્રોશન હૉટલમાં ઉતારો લીધો હતો. હમો છેલા એલેકઝાન્ડરા હૉટલમાં ઉતરયા હતા તે હૉટલ સૌથી પેહેલે વાધેનાઓમાંનું ગણાયછે, જેમાં ઘણાંખરા ઉમરાવ ઉતારો લેછે પણ એ હૉટલ જેઓ લંડનમાં ઘણો લાંબો વખત રેહેવાનાં હોય તેઓનેજ પરવડે; કારણકે સઘળી જોવા જવાની જગ્યાઓ એનેથી ઘણી દુરછે; પણ ચેરીંગ ક્રોશ હૉટલ જે શેહેરની વચમાં આવેલુંછે ત્યાં જોવા જનારાઓને ઉતરવાનુ ઘણુ સારૂંછે; એ હૉટલબી પેહેલે વાધેનું ગણાયછે પણ એલેકઝાન્ડરા જેટલુ નથી; તોબી હમોને બધી રીતે ત્યાં સુખ ઘણું મલ્યું હતું, અને તેનાં બંદોબસ્ત વીશે કસું પણ ફરીયાદ જેવું હતું નહીં.

**તા૦ ૯ મી આગસ્ટ ૧૮૮૧**—આજે સાંજનાં ક્રીશટલ પેલેશ જોવા ગયા હતા. હમો આગલ એ જોઇ આવ્યા હતા ખરા, પણ તે વેલાએ બધા ભાગો બરાબર જોઇ શકયા નહીં, તેથી ફરીને આજે ગયા હતા, હીયાં ઉનને ધોવાનાથી તે વણવા સુધીનાં સંચા ચાલતા જોયા હતા. એ ઉપરાંત રેશમની એક મોટી લુમ પણ હમોએ ચાલતી જોઈ હતી, જેમાં નાંધળા નાંધળા કટકા ઉપર ક્રીશટલ પેલેશનાં ફુલો, સરતો, શેકારો, ઇત્યાદીની તરાંહ પાડીને વણતાં હતા, જે ઘણું જોવા લાયકછે. એ જોઇને ત્યાંનું એકવેરીયમ જોવા ગયા હતા, જયાં બધી જાતની જીવતી માછલીઓનો સંગ્રહ કીધેલોછે, અને રાતનાં નવ વાગે આતશબાજી જોઇ હતી. એ આતશબાજી ઘણી જોવા લાયકછે,

તેમાં પાણીની મોટી ટાંકીની આસપાસ રંગીન બપોરીઆ તથા માહે પાણીનાં ફુવારા તથા તે ઉપર બપોરીઆના રંગીન ઉજાસે કરીને બરફનાં પાહાડો થયા હોય તેમ લાગતું હતું. તે ઉપરાંત આતશબાજીનાં ધોધ તથા પાણીનાં ફુવારાઓ ઉડારી તેની અંદર આતશનાં દડા એક ગમથી બીજી ગમ ઉડતા ફરતા તથા પાણીની પાછલ બપોરીઆ સલગીને પાણી રંગબેરંગી દીસતું હતું. આશમાંન ઉપર બાણ ઉડારી તે ફુટીને ત્યાં તરાહ તરાહનાં આકારો થતા હતા, તથા એક ગમ ત્રણ જાણીતા ગ્રહસ્થોની સબી આતશબાજીની બનાવેલી, એ સઘળું ઘણું સરસ અને જોવા લાયક હતું. એ ઉપરાંત હમોએ સાંજનાં પેરીશને ઘેરો નાંખેલો (Siege of Paris) તેનો પેનોરામાં જોયો હતો. તે એક ગોળ બાંધણીનું ઘેરછે, જેમાં કંતાન ઉપર રંગથી એક લડાઈ પાડેલી અને તે કંતાનને જયાંથી આપણે ઉભા રહીને જોઇયે, ત્યાંથી ૫૦) ફીટ દુર રાખેલું છે. આપણને અંદર એક અંધારી ગલીમાંથી જવું પડેછે, અને જેવા પુગા કે એ લડાઇનો દેખાવ નજરે પડે તેવો સરસ ચીતરેલો અને ગોઠવેલોછે કે જો આગલથી આપણ ન જાણતા હઇયે કે એ ચીત્રકારીછે તો ખચીત તે ખરેખરી લડાઇ નજરે જોતા હોઇયે તેવુ લાગેછે. એ જગ્યાપર ફરતી દેવાલોછે, તેની બાજુપર ઉપરથી રોશની કનતાનપર પાડેછે, અને કંતાન તેનાં છાપડાં સાથ એવુંતો બરોબર ચોંટાડેલુંછે કે ઉપર આશમાન હોય તેમજ દીસેછે. એવો પેનોરામાં આપણાં દીકાંમાં મુંબાઇમાં ઇયા આખા હીંદુસ્થાનમાં આવ્યો નથી. પેરીશનું શેહર દુરથી અને તેથી દુર પાહાડો, નદીઓ, કીલાઓ, ઇત્યાદી બરોબર માલમ પડેછે; એ સઘળું જોવાનું કાંઈ કાચમાંથી નથી, પણ ખોલી આંખવતેછે, અને તેથી આવો મોટો દેખાવ બરોબર દેખાય તેવો એ ચીતાર સરસછે.

" તા૦ ૧૦ મી આગસ્ટ ૧૮૮૧—આજે સવારનાં હીંયાંનું મેનશન હાઉશ જોવા ગયા હતા. એ જગા લૉર્ડ મેયરને લગતીછે, અને ત્યાં તે દરશાલ મોટાં ખાણાં અને નાચ આપેછે. તેની અંદરનો ભાગ સારો સણગારેલોછે; અને ખાના બેસવાની ટેબલ ઉપર ૩૫૦) માણસો એક વખત બેસી શકેછે, તેનો હૉલ ઘણો મોટોછે, પણ ત્યાં દીસનાં પણ ઉજરડું પડતું નથી તેથી કોઈ વખત દીસનાં કામ હોય તો બતી સલગાવવી પડેછે. પણ એનો વપરાસ રાતનાં ખાણામાંજ થાયછે અને દીસનાં કાંઈ એની ગરજ પડતી નથી. એ હૉલ ઘણો સારો તથા અંદરથી ગીલીટ કીધેલોછે. એજ મુજબ બેસવાનાં તથા નાચ કરવાનાં હૉલો (જે ઉજરડાંમાંછે) તે પણ સારી રીતના ગીલીટ કીધેલાછે, તથા ફરનીચર પણ સાદું અને ઠીકછે. એ મેહેલ સને ૧૭૪૦ માં બંધાયો હતો.

ત્યાંથી નીકળેથી ગીલડ હૉલ જોવા ગયા. એ બીલડીંગ ઘણી મોટીછે, અને તે મ્યુનીશીપાલ કોરપોરેશનની તથા બીજી મીટીંગો ભરવાને તથા લૉર્ડ મેયર જેને લંડનની રૈયત ચુંટી કાહાડેછે તેની મીટીંગો ભરવાનાં કામમાં વાપરવાં ઉપરાંત લૉર્ડ મેયરનાં મોટાં ખાણાં જેમાં ૧૦૦૦) ઉપર માણસો આવેછે, તે સારૂં પણ વાપરેછે. એનો ખાવાનો મોટો હૉલ ૧૫૩) ફીટ લાંબો તથા ૪૮) ફીટ પોહોળો અને ૫૫) ફીટ ઊંચોછે. તે ઉપર ત્રણ લાખ રૂપીયા બેઠાછે. એ ઉપરાંત બીજા મીટીંગો, ભરવાનાં તથા પરચુટણ ઓરડા ઘણાંછે. મોટા હૉલમાં સારાં વખાણાયલાં માણસોનાં મોટી શાઇઝનાં પુતલાં યાદગારી દાખલ મુકેલાંછે, જેવાકે વેલીંગટન, નેશનલ, લૉર્ડ ચેટમ, વીલીયમ પીટ, ઇત્યાદી. એ ઉપરાંત ખુણાંમાં બે મોટાં રાક્ષસી કદનાં ગોગ

અને મોગોગનાં પુતલાં મુકેલાંછે, જેને આગલ લૉર્ડ મેયરનાં સરગસમાં લઇને ચાલતા હતા.

એ જોઇને અતરેની વખાણાયલી ટાઇમશ ન્યુશપેપરની હાફીશ જોવા ગયા હતા. ત્યાં જે ઝડપથી છાપવાનું કામ ચાલેછે તે જોયું હતું. એમાં દીબાં ગોઠવવાનો સંચો ઘણો જોવા લાયકછે. દીબાંનો દરેક બોલ (એ. બી. શી) તથા આંકડા (૧ ૨ ૩) ઇત્યાદી છુટી છુટી નલીઓમાં ભરેછે, અને તે નલીઓને હાર બંધ અક્ષર પ્રમાણે સંચામાં ગોઠવેછે તે એવી રીતે કે તે દરેકનો છેડો તેની હેઠળ આડકતરા ઊંડાં કાપા પાડેલા એક તકતા ઉપર રહેછે, જે કાપાને ઉપરથી કાંઇ અટકાવ રાખેલો હોવાથી પેલાં દીબાંનાં અક્ષરો પોતીકી મેલે હેઠે પડતા નથી; પણ અટકાવી રાખેછે. હવે એ તકતો પંખા રેકી બનાવેલોછે, જેનો મોટો ભાગ પેલા દીબાંનાં અક્ષરોની હેઠળ અને સાંકડો ભાગ એક પતલી નલી ઉપર રહેછે. એની હેઠે કાંઈ પીઆનો વજાડવાનાં કીઈ બોરડનાં જેવાં ચાર થડ મુકેલાંછે, જેની ઉપર બધા અંગ્રેજી અક્ષરો તથા ફીગરો પાડેલાછે, અને જે બોલ જોઇયે તે બોલની કીઈ ઉપર આંગલું ઠોકયું કે ઉપરથી દીબાંમાંથી તે અક્ષર હેઠલ આવીને હેઠલની નલીમાં ઉતરેછે, અને હારબંધ ગોઠવાઇને નલી પોતાની મેલે ખસતી જાયછે. એ મુજબ એક નલી ઉપર એક લાઇન આખી તૈયાર થઈ કે બીજી નલી મુકેછે, જેથી દીબાં ગોઠવવાનું કામ ઘણું ઝડપથી ચાલેછે, અને જેને તેવ પડી હોય તે ઘણી જાણે પીઆનો વજાડતો હોય તેમ પેલી જોઇતા અક્ષરોનાં ભાગની કીઇઓ ઉપર આંગલાં ઝડપથી મારેછે. એ સંચાની આગલ ટેલીફોન પણ મુકેલોછે, જેનો બીજો છેડો પાર્લામેન્ટ હાઉસમાં મુકેલોછે, જયાંથી થતી સ્પીચો એનો રીપોર્ટર બોલતો જાયછે કે અહીંયા સંભલાયછે. તે ટુંકામાં લખી લઇને પેલાં દીબાંનાં સંચામાંથી દીબાં તૈયાર કરીને તે નહીં મનાય એટલા વખતમાં છાપી કાહાડેછે. એ ન્યુશપેપરની રોજ ૬૦ થી ૭૦ હજાર નકલો ખપેછે. તેને છાપતાં દીબાં ખરાબ થઈ જાય, તેથી તેની ઉપરથી હમોએ આગલ એડીનબરોનાં ચોપડી છાપવાનાં કારખાનાંમાંની વીગતમાં લખેલુંછે, તેમ બધાં દીબા ગોઠવીને છાપ ઊંડો મારીને તેના ઉપરથી સીસાંનો આખો મોલડ પાડી લેછે, જેપરથી જોઇતી કાપીઓ છાપી રહી રદ કરવા પાછું ભાંજી નાંખી પીઘલાવીને કામે લેછે. એ સીસાંનાં મોલડ બનાવવામાં ૭૫) ભાગ સીસું અને ૨૫) ભાગ સુરમો વાપડેછે. છાપવાનાં સચા પણ ઘણા ઝડપથી ચાલેછે; એમાંનો એક સંચો જે વોલટર પ્રેસ (Walter Press) ને નામે ઓળખાયછે તે કલાકની બાર હજાર કાપી છાપી ઘડી વાલીને તૈયાર કરેછે. તે સંચામાં કાગજનાં રોલ છાપવાને મુકેછે, તેને જો ખોલે તો પાંચ મૈલ લાંબું કાગજ નીકળેછે, અને તે છપાતું છપાતું કલાકનાં ૯) મૈલને હીસાબે ઝડપથી દોડેછે. એવા ૨૮) થી ૩૦) મોટાં રોલોનાં કાગજો દર રોજ ખપેછે, ઇયાને એ ન્યુશપેપર રોજનાં એક હારમાં મુકયાં હોય તો ૧૪૦) થી ૧૫૦) મૈલ લાંબા થાય એમ ત્યાંનાં મેનેજરથી સાંભળ્યું હતું.

એ જોઇને પછી અતરેની પેનટી વીલ જેલ જોવા ગયા હતા. એ જેલ ઘણી મોટી અને પુનાની યેરોડા જેલને મલતી બાંધેલીછે. તેને એક અરધા ગોલ સરકલમાંથી પાંચ ઊંડી વીંગો કરીને પાંચ બીલડીંગો પાંચ માળની બાંધીછે, જેમાં ૧૧૦૦) ઉપર બંધુવા હમો ગયા તે વખતે કેદ હતા. લંડનમાં જેખી ગુનેહગારને કાંઇબી શીક્ષા થાયછે તેને પેહેલાં નવ મહીનાં આ જેલમાં મોકલવાનો ધા-

રોછે, અને નવ મહીનાં થવા પછી વઈટ ટીપમાં કેદીઓને બીજી જેલોમાં વેંહેચી નાંખેછે. આએ જેલમાં દરેક કેદીને જુદી જુદી કોટડીમાં આખો દીવસ બંધ રાખેછે અને તેને સોંપેલું કામ તેની કોટડીમાંજ કરાવેછે; પણ સવારનાં દેવલમાં અને સાંજનાં કસરત કરવા સારૂં બધા મલીને આસરે એક કલાક કોટડીમાંથી બાહાર કાહાડેછે. તથા નહીં શીખેલાને સારૂં એક સ્કુલ કીધીછે ત્યાં શીખવવા પણ લઈ જાયછે. દરેક જણની કોટડીમાં તેને વાસતે બે બલાંનકેટ, એક તુવાલ, તથા પાંથરવાનો ૨) ધાબળી તથા પાણી પીવાનાં તથા બીજાં વાસણો રાખેછે. તેઓને સારૂં દરરોજ રાતનાં નવ વાગા સુધી કોટડીમાં ગ્યાસ બલેછે તથા વાંચવા સારૂં ચોપડી આપેછે. તેઓને અઠવાડીયામાં ચોકશ કામ કરવાનું સોંપી આપેછે; તે મુજબ જો નહીં કરે અને આલસાઈ કરે તો (કોટડીઓની અંદર બંધ રાખ્યાથી તેઓ કામ કરેછે કે નહીં તે કોઈ જોઈ શકતું નથી) તેને શીક્ષા કરેછે. હાંયા મુંબાઈની જેલની માફક કોઈબી કારણસર બંધવાને બાંધો મારતા નથી. તેઓને હાથ લગાડવાનો હોકમ નથી; પણ જો શીક્ષા કરવી હોયછે તો તેઓને ખાધામાં અમથું સુકું પાંઉ અને પીવામાં પાણી અને તે પણ વળી ઘણું થોડું આપેછે, તેથી પોતાની મેલે ઠેકાણે આવી જાયછે. એ ઉપરાંત તેઓનાં સગાં ઇયા દોસ્તોને વરસમાં એક બે વખત મલવા દેછે, તેમને પણ શીક્ષા દાખલ મલતાં અટકાવેછે; તથા દેવલમાં જવા તથા કસરત કરવા સારૂં બાહાર કાહાડતા નથી, તે આવી શીક્ષાથી આપો આપ ઘણો કંટાલી જાયછે. એ લોકો દેવલમાં તથા કસરત કરવા બાહાર નીકલેછે, ત્યારે તેમને એક બીજા સાથે વાત કરવાનો હોકમ નથી, અને કોઈ પણ વાત કરેછે તો ઉપર મુજબની શીક્ષા ફરમાવેછે. એમને ખાવાનું પણ સારૂં આપેછે. પેહેલાં આવેલાને થોડું ખાવાનું આપેછે પણ જેમ સારી ચાલ ચલાવતો જાયછે તેમ તથા મુદત વધતી જાયછે તેમ તેમનું ખાધાનું વધારતા જાયછે. એ બંધવાઓનાં માથાનાં બાલ તથા મુછ દાઢી બોલાવી નાંખી બોડકા કરીને રાખેછે; પણ શીક્ષાની મુદત પુરી થવાની ત્રણ માસ આગમજથી બાલ કાપતા નથી, જેથી તે બાહાર નીકળેછે ત્યારે બાલ પાછા ઉગેલા હોયછે. તેમને દર ૧૫) દીવસે કપડાં બદલાવેછે, તથા તેટલેજ દીવસે નહવાડેછે. એ લોકો પાસે દોરડાં તથા રગો (Rugs) બનાવવાનું તથા એવું બીજું વણવાનું કામ પણ કરાવેછે. સઘળી જગ્યા અતી ઘણી સાફ રાખેલીછે તથા બધી રીતનું માફકસર સુખ હોવાથી ત્યાંનાં બંધવાને પાછું વારા ફરતી આવવાને પસંદ પડે એમાં કાંઈ નવાઈ જેવું નથી. કેદીની શીક્ષાની મુદત પુરી થાયછે કે દરેકને ત્રણ પોંડ રોકડા તથા નવાં કપડાં આપીને બાહાર કાહાડેછે, અને જો સારી ચાલનાં માણસો હોયછે તો તેઓને સારૂં એક ધરમખાતાંની મંડલી કાયેલીછે તે ઉપર જેલ માસ્ટર ચીઠી આપેછે; જેઓ તેને કંઈ ચાકરી રખાવી આપેછે, અને જયાંસુધી તે મલે નહીં ત્યાંસુધી તેની તપાસ રાખેછે, જેથી ગુજરાણ નહીં ચાલે પાછી ચોરી લફંગાઈ કરવાની ફરજ પડે તેનો અટકાવ મંડલીઓથી ઘણો થાયછે. જે બંધવાએ પેહેલીજ ચોરી ઇયા ગુનાહ કીધો હોયછે, તેને જેલમાં નઠારા બીજા બંધવાઓ સાથે ભેળાવાની તક આપતા નથી, અને દેવલમાં તથા કસરતપર જતી વખતે તેવાં માણસોને તદન છુટા લઇ જાયછે કે પેલા જુના ચોરોનો ખરાબ ખાસીયત લે નહીં. એ જોઇને રાતનાં હર-મેજેસ્ટીઝ ઠીયેટરમાં હારવીશ મીન્સ્ત્રલસ નાંચ જોઇ આવ્યા હતા.

તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૮૧—આજે સવારનાં કલાક ૧૦—૩૦ મનીટે ટ્રેનમાં પેડીંગટન સ્ટેશનપરથી બેસીને આસરે વીસ મૈલ દુર શલાઉ (Slough) નાં સ્ટેશન ઉપર ઉતરયા અને ત્યાંની ઇટન (Eton)ની વખણાયલી સ્કુલ જોવા ગયા હતા. એને ૧૪૪૦નાં શાલમાં છઠા હેનરીએ સ્થાપી હતી, જેમાં ઘણાં વખણાયલા માણસો શીખી ગયાછે. એમાં આસરે ૯૦૦) છોકરા શીખેછે, અને તેઓ વચ્ચે આસરે તીશથી પાંતરીસ શીક્ષકો વેંહેચી આપેલાછે, જેઓનાં ઘરોમાં તેઓ રહેછે. એ સ્કુલમાં એટલા ધણીઓ પોતાનાં છોકરાઓને શીખવવાને ખુશીછે કે તે સારૂં ત્રણ ચાર વરસ અગાઉથી નામો નોધાવી મુકેછે; તો પણ વધતી જગ્યા નહીં હોવાથી અંદર દાખલ કરતા નથી. એ સ્કુલની ઇમારત કાંઈ ઘણી જોવા લાયક નથી, તેને બે ચોક કરીને બાંધેલાછે; પણ તેનું દેવલ ઘણું સારૂં સણગારેલું છે.

એ જોઇને ઘોડાની ગાડીમાં બેસીને નીકળેલા વીન્ડશર જઈ પુગા હતા. એ છેલું ગામ અને ઇટન જાણેકે એકજ હોય તેમ મલી ગયલાંછે, ભાયગે એક બીજાથી ૨ મૈલ દુર હોય; તથા બીલડીંગો આએ રસતે હારબંધ આવેલીછે. વીન્ડશરનો વખણાયલો કીલ્લો જેમાં ઘણાંખરાં આપણાં મહારાણી રહેછે તે જોવા ગયા હતા. એ કીલ્લો આખા યુરોપમાં મોટા અને સરસ ગણાયછે. એનો પેહેલો પાયો "વીલીયમ ધી કોનકરર"નાં વખતમાં નાંખ્યો હતો, અને તે આજે ૮૦૦) વરસની ઉપરનો કોટછે; તેને પાછલથી બીજા પાદશાહો વધારતા પણ રહયા તથા જુનાને પાછો સુધારતા ગયા હતા; પણ તેમાં ચોથા જયોરજે અંદર ઘણો વધારો કીધો તે છેક આપણી રાણીનાં વખત સુધી ચાલુ રહીને પુરો થયોછે. તે ફેરફાર કરવા પાછલ નવ લાખ પોંડ ખરચ થયો હતો, અને તેથી કરીને દુનીયાંમાં એ સૌથી મોટા કીલ્લામાંનો એક મોટો કીલ્લો અને પાદશાહી રેહેઠાણ ગણાયછે. એની ઉપર મોટા મોટા બુરજો બાંધીને કીલ્લાની દેવાલ કરી લીધીછે અને તેની વચમાં એ મેહેલ આવેલોછે. એ મેહેલનાં બે ભાગ કીધેલાછે, તેમાં એક ભાગ ખાસ રાણીનાં પોતીકા વપરાસ સારૂં ખાનગી રાખેલોછે, અને બીજો ભાગ પબલીકને જોવા સારૂં રાખેલોછે, જેમાં લોકોને રાણી સાહેબ મલેછે તથા લેવીઓ ભરેછે. ગારટરનાં ઓરડર સારૂં ઓરડો પણ હીંયાંછે. હમો પેહેલાં રાણીનાં ખાનગી હૉલો જોવા ગયા હતા, જે ઘણાં સરસ રીતે સણગારેલા હતા, તથા ત્યાંની કોરીડોરમાંની પીકચર ગેલેરી ઘણી સરસછે. તેમાં રાણીનાં બધાં છોકરાંઓની લગન વખતની સબીઓ, તેમ આગલનાં પાદશાહોની તથા બીજી સબીઓ ઘણી સારી ચીતારેલીછે. એ કોરીડોરની બાહાર એક સંગેમરમરનું પુતળુંછે, તેમાં પ્રીન્સ આલબર્ટ તથા રાણીને ઉભાં રાખેલાંછે, અને પ્રીન્સ આલબર્ટ જાણે હાથ લાંબો કરીને બોલતો હોય તેમ લખેલુંછે કે "હું સારી જગોપર ગયો તમો (એટલે રાણીજી)બી આવો." તે કોરીડોર જોઇને પછી અંદરનાં બેસવાનાં તથા ખાવાનાં હૉલો જોવા ગયા, જે ઘણાં સરસ રીતે સણગારેલાછે. પછી ઓડીયનશ ચેમબર. પ્રેઝનશ ચેમબર, અને ગારડ ચેમબર જોઇને શેંટ જીયોરજીશ હૉલમાં ગયા, જયાં રાણીજીનું તખ્ત મુકેલુંછે. એ તખ્ત અસલ દીલ્હીમાં શેહેનશાહોનું હતું, તે તદન હાથીદાંત તથા સોનાનું બનાવેલુંછે, અને તેની ઉપરની કારીગીરી ઘણી સરસ બનાવેલીછે. એ હૉલ ૨૦૦) ફીટ લાંબો અને ૩૪) ફીટ પોહોળો, તથા તેની શીલીંગ ઉપર નાઇટ ઓફ ધી ગારટરનાં ખીતાબ ધરાવનારા ઉમરાવોની આરમોરીઅલ બેરીંગશ સને ૧૩૫૦ નાં શાલથી

ગોઠવેલા, અને તેની ઉપર નંબર પાડીને હૉલની બારીઓપરનાં વચમેનાં ખાંચાઓમાં તેઓનાં નાંમો લખેલાંછે. છેલો નાઇટ ઑફ ધી ગાર્ટર લૉર્ડ બીકનસફીલ્ડ થયો હતો, તેનો કોટ ઑફ આરમશ સૌથી છેલોછે. ઓડીયનશ ચેમબર તથા બીજા હૉલો; પબલીક તથા પરાઇવિટ, દરેકમાં જુદી જુદી જાત તથા રંગનું કપડું અને ફરનીચર મુકેલું છે. જેમકે પરાઇવિટ લીલા ડરોઇંગ રૂમમાં દેવાલ ઉપર લીલી શાટીન, કોચો ઉપર લીલી શાટીન, બધું લીલા રંગનું મુકેલું છે; ક્રીઝન ડરોઇંગ રૂમમાં લાલ રંગનું છે. એ પ્રમાંણે જુદા જુદા ઓરડા હારબંધ કીધેલાછે, એ સઘળું ગીલીટ કામનું બનાવેલું છે; બારણાં તથા બારીઓ પણ સોનાની ગીલીટથી સણગારેલાંછે. રાણીનાં ખાંનગી મેહેલમાં એક નાધલા ઓરડામાં એની ખાવાની ટેબલ મુકેલીછે; પણ મોટા જમવાનો ઓરડો જે ઘણો સણગારેલોછે, ત્યાં એના "હાઉશહોલડનાં" ગ્રહસ્થો તથા લેડીઓ રોજ જમેછે; પણ લગન તથા એવી બીજી તીરથો પર રાણી ત્યાં જાયછે.

એ જોઇને પછી પ્રીનસ આલબરટનું ચેપલ જોવા ગયા; એ જગ્યા રાણીનો વર ગુજરી ગયો, તેની યાદગારીમાં રાણીએ પોતે ઘણી રકમ ખરચીને તેને અંદરથી સંગેમરમરનાં પથરથી સણગારેલુંછે. તેની અંદર (સંગેમરમરનાં પથરની દેવાલમાં) બાઇબલને લગતી બીનાંઓ કોતરી તેમાં રંગીન શીમેન્ટ ભરી લઇ તેમાં તરાહ પાડેલીછે, તથા મથાળાં ઉપર રાણીનાં બધાં છોકરાંનાં બશટો મુકેલાંછે; પ્રીનશ આલબર્ટનું સુવાડેલું પુતળું એક બાજુપર હૉલની વચમાં મુકેલું છે, જે તદન સફેદ સંગેમરમરનું છે; તેની આજુ બાજુ ઘોર જેવી જગ્યા પર ફરેસ્તાઓ ભણતા પડેલા, અને એક બાજુ પગની આગલ રાણીને રડતી પાડેલીછે. એ પુતળું એક ઘોરજેવા મોટા પથરપર મુકેલુંછે, અને ઘોરને ઘણોજ સરસ રંગીન સંગેમરમરના ચોતરા ઉપર મુકેલીછે. એ ચેપલની જમીન પણ તદન રંગીન સંગેમરમરની અને દેવાલની બાજુ ઉપર લીલા સંગેમરમરની બેઠક બાજટ માફક બાંધેલીછે. એનું છાપરૂં રંગીન વીનીશીઅન ગ્લાશનુંછે, તે પર ઘણો ખરચ થયો જોઇયે; પણ એ બધું બાંધવાને રાણીને કેટલો બધો ખરચ થયોછે તે કોઇને ખબર પડવા દીધી નથી, તોપણ હમારા ધારવા મુજબ ૨૫) લાખ રૂપીયા ઉપર બેઠા હશે. એ જગ્યા ત્રીજા જયારજે અસલ જુની ભાગેલી હતી, તે સમારીને ચેપલ કીધો હતો અને તેમાં ત્યારપછીનાં પાદશાહો તે સુધાં દટાયલાછે. પ્રીન્સ આલબરટને હીંયા દાટેલા નથી પણ વીન્ડશરનાં પાર્કમાં એક જગા ઉપર મજાહનું માઝોલીયમ કરીને દાટેલાછે, જે રાણીની રજા વગર કોઇને દેખાડતા નથી. એ આલબરટ ચેપલ ૬૮) ફીટ લાંબો, ૨૮)ફીટ પોહોળો, અને ૬૦) ફીટ ઊંચોછે. એ ચેપલ અસલ સાતમાં હેનરીએ પોતાને દટાવાસારૂં બાંધ્યો હતો, પણ પાછલથી વેશ્ટ મીન્સ્ટર એબીમાં પોતાની જગ્યા કીધી, તેથી તેને રદ કીધી હતી. તેને બીજા જેમશે ચેપલ દાખલ સણગારી હતી; પણ પ્રોટેસ્ટંટોઓ ભાંગી નાંખી તેથી બીસમાર હાલતમાં પડેલી હતી, તે ત્રીજા જર્યારજે પાછલથી સમરાવીને પોતાની તથા ફેમીલીની વોલત દાખલ વાપરવા તૈયાર કીધી હતી. પણ તે સઘળી સાધારણ પથરની બીલડીંગ હતી તેને રાણીએ પોતાનાં વરની યાદગારી રાખવા દાખલ ભપકાદાર બનાવીછે. એ જોઇને એનીજ પાસે શેંટ જર્યારજીશ ચેપલ જોવા ગયા, જે ચેપલ ઘણો સારો જોવાલાયકછે; અને એને નાઇટ ઑફ ધી ઑરડર ઑફ ધી ગારટરનાં ચેપલ દાખલ પણ ગણેછે, જ્યાં બધા

નાઇટોની જુદી જુદી બેઠકો રાખી તેની ઉપર તેમનાં વાવટા ટાંગી રાખેલાછે. એ ચેપલ ચોથા એડવરડે અને ૧૪૭૪માં બાંધવાનો શરૂ કીધો, તે આઠમાં હેનરીનાં વખતમાં તૈયાર થયો હતો. એ ચેપલમાં રાણીનો બાપ ડયુક ઓફ કેનોટની તથા પ્રીન્સેસ શારલટની ઘોરો જોવા લાયકછે, તથા તે ઉપરાંત ફ્રાન્સનો છેલલો પ્રીન્સ ઇમપીરીયલ જે ઝુલુની લડાઇમાં માર્યો ગયો તેની યાદગારીમાં માન્યુમેંટ એક શોભઇતા પતરાની તકતી સાથે રાણીએ મુકાવેલુંછે. એ ઉપરાંત બીજા થોડાંક સ્થંભો ત્યાંછે. એ ચેપલમાં રાણીનાં ઘણાંખરાં છોકરાંઓનાં લગન તથા "ક્રોશચ્નીંગ શેરીમની" થઇ હતી. એ ચેપલની વચમાં આઠમા હેનરી તથા તેની રાણી જેન સીમોર અને પેહેલા ચારલશની વોલટછે, અને ઓલટરની હેઠળથી એક ટનલ કરીને આલબરટ ચેપલવાલા પાદશાહોની વોલટમાં જવાનો રસતો કીધેલોછે. એ જોઇને ત્યાંના તબેલા જોવા ગયા હતા જે ઘણાં સારી રીતે બાંધેલાછે, તથા ત્યાં સઘળી એ બાબદોને લગતી ઇમાતોનો ચોક કીધેલોછે. એ તબેલાઓ બાંધવા પાછલ સીત્તેર હજાર પૌંડ ખરચ લાગો હતો. એ જોઇને ત્યાંનો એ મેહેલને લગતો પાર્ક જે ૧૮૦૦) એકરનોછે ત્યાં ફરવા ગયા. એ પાર્કનો રસતો કીલ્લાનાં ચોથા જર્યોર્જ નાં દરવાજા આગલથી સીધો ને સીધો ત્રણ મૈલ લાંબોછે, અને તેને છેડે એક ટેકડીછે, જેને "સનો હીલ" કરીને કહેછે. તે ઉપર ત્રીજા જર્યોર્જનું પુતળું મુકેલુંછે; એ જગ્યાપરથી વીન્ડશર કેશટલની વીયુ ઘણી સરસ દીસેછે. પાર્કની અંદર હજારો હરણનાં ટોળાં જયાં નજર કરીયે ત્યાં દીસતાં હતાં. એ પાર્કની બાજુપર બીજો "હોમ પાર્ક" કરીને નાંઘળો પાર્કછે, અને તેની બીજી બાજુપર "ફ્રોગમોર" કરીને રાણીની માય ડચેશ ઓફ કેનટની રેહેવાની જગ્યા હતી, જયાં તેણીને દાટેલીછે તથા પ્રીન્સ આલબર્ટને પણ તે પાર્કમાં દાટી તેની ઉપર મોટું મોઝોલીયમ કબાને ઘોર બાંધેલીછે. એ સઘળું જોઇને રાતનાં સાત વાગે પાછા લંડન આવ્યા હતા.

**તા૦ ૧૨ મી આગસ્ટ ૧૮૮૧**—આજે આખો દાહાડો અતીઘણો ધુમશ થઇ આવ્યો તે એટલાંવેર કે ૧૦૦) વાર છેટેનાં ઘરો પણ દીસતાં ન હતાં. બપોરનાં હીંયાંની સેંટ થોમશીશ હોસ્પીટલ જોવા ગયા હતા. એ ઇમારત છુટા છુટા બ્લોકશમાં બાંધીને તેને એક છેડે લાંબી ચેલીથી જોડી લીધેલીછે, અને તેની બીજી બાજુનાં છેડા ટેમશ નદીને કીનારે આવેલાંછે. એવા બ્લાકશો ચારછે અને તે દરેકને ચાર માળછે; એમાં ૭૫૦) માણસો રહી શકે તેવી ગોઠવણ કીધેલીછે, અને એ ઇમારત સને ૧૮૬૮થી૧૮૭૧ સુધી પાંચ લાખ પૌંડ ખરચીને બાંધી હતી. એને લગતી અસલની જુની જગ્યાઓની હમણાં વરસ દહાડે ૩૯૦૦૦) ઓગણચાલીશ હજાર પૌંડની આવક થાયછે, જેમાંથી તેનો ખરચ ચાલેછે. એ હસ્પીટાલ અસલ હાઇ સ્ટ્રીટ શાઉઠ વરકમાં હતી, તે જગ્યા શાઉઠ ઇશટર કું૦ (રેલવે કું૦)એ બે લાખ છન્નું હજાર પૌંડની કીમતે સને ૧૮૬૨ માં વેચાતી લીધાથી આએ નવી ઇમારત બાંધીછે. એમાં આજારી માણસો સારૂં ઘણી સારી ગોઠવણ કીધેલીછે, તથા મોટા મોટા હોલોમાં છુટા કોચો હારબંધ મુકીને ઘણાં સફાઇદાર બીછાનાંપર આજારી માણસોને સુવાડેલાં હતાં. તેમાં સૌથી સરસ દેખાવ નાંઘળા વયનાં છોકરાંઓનાં વારડનો હતો, જયાં છોકરાંઓને દાઇઓ ઘણી માવજતથી તપાસ કરતી હતી, તથા તેમને રમવાનાં રમકડાં પણ ગમતને સારૂં આપેલાં હતાં. બારીઓ મોટી અને ઓલી હતી તથા અંદર ફુલોનાં કુંડાઓ મુકેલાં હતાં, તેમજ બીજું

ઘણે દરજ્જે મુંબઇની ઇસ્પીતાલ કરતાં સફાઇભરેલું હતું. એ જોઇને ત્યાંનું મ્યુઝીયમ જોઇ આવ્યા, જયાં આદમીઓનાં દરદોનાં ખરાં તથા મીણની બનાવતનાં નમુનાઓ ઘણાં રાખેલાછે. તે ઉપરાંત નવાઇનાં જનમેલાં બાળકો પણ ત્યાં સ્પીરીટમાં સાચવી રાખેલાંછે, જે ઘણાં જોવા લાયકછે. તેમાં એક બચ્ચાંને બે આંગ અને એક માથું, તેને બેહુ ગમ નાંખ તથા બેહુ ગમ આંખો અને કાનો હતા, જેથી જાણે બંને ગમથી મોહોડાં હોય તેમ લાગતું હતું. એક બચ્ચાંને નાંખનું નસકોરૂ ઉપર અને આંખો હેઠળ હતી; મોહોડું આડાને બદલે ઉભું હોઠવાળું હતું, કોઇની ગરદનજ મલે નહીં, અને કોઇનું કપાળ તથા માથું હોય નહીં, તથા કોઇનું તો આખું ડોકુંજ મલે નહીં, અને તેની જગ્યાપર માસનો નાધળો ટેકરો હતો. કોઇનાં ચાર હાથ અને ચાર પગ, કોઇના બે બદન અને એક માથું, અને કોઇનાં બે માથાં અને એક બદન, અને કોઇ બે છોકરાં સાથે "શાએમીશ" જોડયાની માફક વળગેલાં હતાં. એવા નવાઇનાં જનમોનો ઘણો સંગ્રહછે. માણસનાં દરદમાં એકનાં પગનાં અંગોથાનાં નખ જાણે મેઢાંનાં સીંગડાં હોય તેટલાં મોટાં વળગેલાં હતાં. તે ઉપરાંત બીજાં ઘણાં નવાઇનાં દરદોનો સંગ્રહ હતો.

**તા૦ ૧૩ મી થી તે તા૦ ૧૬ મી આગસ્ટ ૧૮૮૧**—હમો કાંઇ જોવા લાયક જગ્યા ઉપર ગયા હતા નહીં. હમો જુદી જુદી જગાઓ લંડન શેહેરની જોવા જઇએ છીયે ત્યારે "મીટરોપોલીટન" રૅલવેમાં ઘણું ખરૂં જવું પડેછે. એ રૅલવેમાં નવાઇ જેવું એ છે કે તે તદન જમીનની અંદર બાંધેલીછે, અને લંડન શેહેરમાં એક નાંકેથી બીજે નાંકે સુધી ઘરોનાં પાયા તથા રસ્તાઓની હેઠળથી ટનલોમાંથી પસાર થઇને જવાઇ શકાયછે! તેનાં સ્ટેશન ઉપર લાઇટ કરવા સારૂં રસતા ઉપર થોડીક જગ્યા લઇને તે ઉપર કાચનાં છાપરાં બાંધેલાંછે, તથા ટનલોમાં ઉજરડું અને હવા સારૂં છુતી છુતી જગ્યાપર કુવા બાંધેલાછે; બાકીની ટનલો તદન અંધારી રહેછે, જેમાંથી પસાર થતાં જરા હવા ખરાબ લાગેછે, અને લાઇટ સારૂં દરેક ગાડીમાં ગ્યાસની બતીઓ સુળગાવેછે. એ ગ્યાસને બીજી એક ગાડીમાં ભરી રાખેછે, અને તેમાંથી નલીવટે સઘળી ગાડીઓનાં ફાણસોમાં પુગેછે. એ આગગાડીમાં દરશાલ ૫) કરોડ અને ૬૦) લાખ માણસની આવજાવ થાયછે, અને ફેરીગટન તથા મોરગેટ સ્ત્રીટની વચમાં દરરોજ ૫૬૮) ટરેનો દોડેછે, તથા એક સ્ટેશનપરથી બીજે સ્ટેશન ઉપર જવાની ૨) પેની લે છે, તથા લાંબામાં લાંબી મુશાફરીની શીલીંગ ૧) એક ઘણી થાયછે.

Hydraulic Lifts—હમો જે હૉટલમાં ઉતરયાછે ત્યાં તથા બીજાં તેવાંજ મોટાં હૉટલમાં છ અથવા તેથીબી વધતા માળો હોયછે, તેથી ત્યાં ઉતરનારાઓને ઘડી ઘડી દાદર ઉપર ચહડ ઉતરથી થાકી જવું પડે તેટલા માટે એક સંચો(Hydraulic) હાઇડ્રોલીક (એટલે પાણીથી ચાલતી) નાધલા જેવા ઓરડા માફક કરી તેમાં બેઠકો કીધેલીછે, જેમાં બેસાડી જે માળ ઉપર જવાનું હોય ત્યાં લઇ જાયછે, અને તેજ પ્રમાંણે નીચે ઉતારેછે. તે ઓરડાની નીચે એક એક લાંબો ૮૦) ફીટ લોખંડનો થાંભલોછે, જે થાંભલાને પાણીનાં જોરથી ઊંચકેછે (જેમ ગાંસડી દાબવાનો સંચો ઉપર નીચે ઊંચકાયછે તેજ મીસાલે) અને તે તરત જે માળ ઉપર જવું હોય ત્યાં લઇ જાયછે. હમો જે હૉટલમાં ઉતરેલાછે તે હૉટલનાં પાંચ માળછે અને તેમાં હાલ ૪૦૦)માણસોએ ઉતારો લીધોછે.

લંડન શેહેરનાં રસતા કોઇ ઘણાં મો-

ટાછે અને કોઇ સાંકળા પણ છે. એ રસતાઓને ઘણીખરી લાદી આસરે ૩-૪ ઇંચ પોહોળી તથા ૧) ફુટ લાંબી જડેલીછે, તેથી ઘોડા ગાડી જાયછે ત્યારે અવાજ ઘણો થાયછે. બાકીનાં થોડા રસતાને ચુના કાંકરાની માચન કરી પથરને બદલે મજબુત લાકડાંનાં કટકાઓ જડેલાછે; એ રસતા લાકડાંનાં હોવાથી ગાડીનો અવાજ મુદલ આવતો નથી, તથા બીજા થોડા રસતા વળી "એશફાલટી"નાં કીધેલાછે. કેટલાક રસતા લાંબાને લાંબા હોયછે, તેમાં ઓકશફર્ડ સ્ત્રીટનો રસતો તથા મોહોલો ત્રણથી સાડા ત્રણ મૈલ સુધીનોછે. એ પ્રમાણે બીજા ઘણાં મોહોલાઓ લાંબા સીધાછે. હમો આવતી કાલે લંડન શેહેર છોડવાના છઇયે, તેથી એ દુનયાંમાં સૌથી મોહોટાં અને વખણાયલાં શેહેરને લગતી થોડીએક બીનાં (Statistics) તેની મોહોટાઇ જણાવા સારૂં બીડેકરની ગાઇડ બુક ઉપરથી ઉતારીએછે. લંડન શેહેર તેનાં પરાં (Suburbs) સુધાં ૧૪) મૈલ લંબાઇમાં અને ૮ મૈલ પોહોળાઇમાંછે, અને તે બધી મલીને ૧૨૨) ચોરસ મૈલ જગ્યા રોકેછે. એ જગ્યામાં ૭૪૦૦) મોહોલા ૨૬૦૦) મૈલની લંબાઇનાછે; તે રસતાપરની લાઇટમાં દરરોજ બે કરોડ હેંસી લાખ કયુબીક ફીટ ગ્યાસ બાલેછે. એ શેહેરમાં બધાં મલીને ૫,૨૮,૭૯૪) ઘરછે, તેમાં ૧૧૦૦) દેવલ જુદા જુદા પંથનાં, ૭૫૦૦) ખાવાપીવાનાં પબલીક ઘર, ૧૭૦૦) કાફીની દુકાન, તથા ૫૦૦) હોટલ અને ઉતારાની જગ્યાછે. એ ઘરોની વરસ દાહડે ઉપજ સાહડી તેવીસ કરોડ રૂપીયાની થયા દર મેર દીઠ રૂ ૫૫૦) ની ગણાયછે. સને ૧૮૭૧ ની શીરગણત્રી થયાને સેનસસ મુજબ લંડનની વસતી ૩૮,૧૦,૭૪૪) માણસનીછે, જે સને ૧૮૬૧ નાં કરતાં ૪,૪૭,૮૧૫) માણસ વધારેછે. અને એની પોલીશની હદછે ત્યાંસુધીની વસતીની ગણતરી ૪૨,૫૦,૦૦૦) ગણાયછે. લંડન શેહેરમાં એડીનબરો શેહેર જે સ્કોટલાંડ દેશનું પાયતખ્તછે તેનાં થાને વધતા સ્કોચમેનો, ડબ્લીન જે આયરલંડનું પાયતખ્ત શેહેર છે તેનાં થાને વધતા આઇરીશમેનો, પેલેસ્ટાઇન જે યાહુદીઓનું વડું મથકછે તેનાં થાને વધારે યાહુદીઓ, અને રોમ શેહેર જે રોમન કેથોલીકસનું ધરમનું વડું મથકછે તેનાં કરતાં વધારે રોમન કેથોલીકસ રહેછે! આવી મોટી વસતીને ખોરાકી જે પોંહોંચતી હશે તેની પકી ગણતરી થઇ શકતી નથી; પણ આસરે ધારવામાં આવેછે કે એ શેહેરમાં વીસ લાખ મણ ઘઉં, ચાર લાખ બેલદ, પંદર લાખ બકરાં, એક લાખ ત્રીસ હજાર વછેડા, હડી લાખ ડુકર, એંસી લાખ મરઘી તથા શેકાર, ચાલીશ કરોડ રતલ માછલી, પચાસ કરોડ નંગ કાલુ, બાર લાખ સાહણની માછલી, અને તીસ લાખ સામન જાતની માછલી ખપેછે. ખાટકીઓ અમસથું ગોશ વેચેછે તેની કીમત પચાસ કરોડ રૂપીયાની કેહેવાયછે. એ શેહેરનાં લોકો દર શાલ ૧૮) કરોડ કુવારટઝ (Quartz) પેંટ પોરટર તથા બીર, ૮૦) લાખ કુવારટઝ દારૂ (Spirits), અને ૩) કરોડ ૧૦) લાખ કુવારટઝ વાઇન પીયેછે, દરરોજ ૧૫) કરોડ ગ્યાલન પાણી નવ જુદી જુદી કંપનીઓ પુરૂં પાડેછે. દરશાલ ગામનાં બળતણ સારૂં ૧૦૦૦) વાહણ ભરીને ૩૫) લાખ ટણ કોલસો નદીને માર્ગે અને ૩૦) લાખ ટણ ખુશકીને માર્ગે રેલવે કંપનીઓ લાવેછે, અને એ મુજબનો આખી લંડનની રૈયતનો ખરચ દર વરશે એક અબજ રૂપીયાનો થાયછે. એ શેહેરની જગ્યા ઘણી મોંઘી વેચાયછે, તે એટલાં સુધી કે એક એકર જમીનનાં નેવું લાખ રૂપીયા લંડન "મેટરોપોલીટન" બોરડે રસતા સુધારવા સારૂં આપ્યા હતા. નોરઠમ-

બરલાંડ હાઉશ કરી એક મેહેલ ચેરીંગ ક્રાશ આગલ (જ્યાં હમો રહીયેછે તે હૉટલની નજદીકમાં)છે તે રસતો સુધારવા બારૂં પચાસ લાખ રૂપીયાની કીમતે વેચાતો લેતો હતો. રસતાની હેઠળ મોટી ગટરોછે તે બાંધવાપર સાડા ચાર કરોડ રૂપીયાનો ખરચ બેઠો હતો. જેમ એ શેહેર વસતી અને વીસતારમાં ગંજાવરછે તેમ તેની સખાવત પણ બોહોલા હાથની છે. એ શેહેરમાં જુદાં જુદાં મલીને ૧૦૩૦) મોહોટાં ધરમખાતાંછે, જેવાંકે દવાખાનાં, ગરીબોને રેહેવાની જગ્યાઓ, કીતાબખાનાં, મા બાપ વગરનાં છોકરાઓને પાલવાની ઇનસટીટયુશનશ ઇત્યાદીછે, તેપર દર શાલ સવા ચાર કરોડ રૂપીયાનો ખરચ થાયછે. એવી ગંજાવર સખાવત એ શેહેરમાં ચાલુછે, જે આગલ આપણું મુંબઇ શેહેર કે જેને વાસતે આપણે ખાલી મગરૂરી ધરાવીયેછે તે કુચ બીશાદમાં નથી.

**તા૦ ૧૭મી આગસ્ટ૧૮૮૧**—આજે સવારનાં ૭) વાગાને અમલે લંડન શેહેર છોડયું હતું. કલાક ૯-૩૦ મીનીટે ડોવર જઇ પુગા અને ત્યાંથી ૯-૪૫ મીનીટે એક સ્ટીમર, જે "લંડન ડોવર અને કાલે રેલવે કુા૦"નીછે તેમાં બેઠા હતા, તે કલાક ૧૦-૪૫ મીનીટે કાલેના બંદરપર ઉતરયા. એ સ્ટીમરને જોડ સ્ટીમર કહીયે તોબી ચાલે. ઇંગ્લીશ ચેનલમાં ઘણું તોફાની પાંણી રેહેછે તેથી જો સ્ટીમર નાંધળી હોય તો ડોલાં ઘણાં ખાય છે, માટે એ નાંધળી સ્ટીમરોને પલાટફારમથી જોડી લઇને જાણે એકજ સ્ટીમર હોય એમ ચલાવેછે. તે બેહુંનાં એનજીનો વગેરે જુદાંછે તથા ચીમનીઓ પણ બે બાજુએ જુદીછે, એ પ્રમાણે બે સ્ટીમરો એક કરવાથી તેમાં ડોલાં ઘણાં થોડા આવેછે. એ સ્ટીમરોની ઉપર પલાટફારમ કરી તે ઉપર કેબીનોને તુટક જાણે સઘલું એકજ સ્ટીમર હોય તેમ બાંધેલાંછે; ફકત તેનાં આગલા તથા પાછલા બે છુટા છેડાથી સ્ટીમર જુદીછે એમ માલમ પડેછે. હમો કાલેથી કલાક ૧૨—૩૫ મીનીટે આગગાડીમાં બેઠા તે કલાક ૬--૧૫ મીનીટે સાંજનાં પારીશ શેહેરમાં આવી પુગા, અને રાતનાં જમીને શેહેરમાં ફરવા નીકળ્યા હતા. રાતનાં પારીશ શેહેરની લાઇટની જે હમોએ તારીફ સાંભલી હતી, તે મુજબ બધા રસતા ગ્યાસની લાઇટ, તેમાં કોઇ કોઈ મોટા રસતા પર ત્રણ ત્રણ લાઇટનાં ખુંટા તથા રસતાનાં નાંકા પરતો મોટાં બળતાં સળગ્યાં હોય તેમ એક ફાનસમાં આઠ દશ લાઇટ ભેળી, તથા વળી ફાનસોનાં ખુંટા બધે ઘણાં નજદીક નજદીક મુકેલા તથા મોહોલામાં ગણતરી વગરનાં રેસટોરંસRestaurants અને કાફીની દુકાનો ઇત્યાદીની લાઇટો તથા મોહોલામાં ઘરોની ચાલીનાં દરેક બારકાંમાં ગ્યાસનાં ફાનસ, અને વળી સૌથી સરસ આવન્યુ ડ. લા. ઑપેરા (Avenue de la opera) વાલા મોહોલામાંતો વીજલીની લાઇટ ગ્યાસ લાઇટની માફક નજદીક નજદીક મુકેલી, તેથી જાણે મુંબાઇની દીવાળી અંહી બારેમાસ હોય તેવું લાગતું હતું. પારીશનાં કોઇ કોઇ મોહોલા આસરે ૧૦૦)થી૧૫૦) ફીટ પોહોળા અને કોઈ કોઈ માઇલનાં માઇલ લાંબાછે, અને તેમાંની હવેલી પણ ગંજાવર ઘણા માળોની તથા રોનકદાર બાંધણીની હોવાથી ઘણું શોભાભતું દેખાતું હતું. અમે ૨॥ કલાક ફરીને પાછા હૉટલ ડી કોનટીનેનટ કે જયાં હમો ઉતરેલા છઇયે ત્યાં આવી પુગા. એ હૉટલ પારીશનાં સરવેથી સરસમાનું એક ગણાયછે, અને એની બરોબરીનાં હીંયા બેજ હૉટલોછે—ગ્રાંડ હૉટલ અને ક્રીસ્ટલ હૉટલ. કોનટીનન્ટલ હૉટલમાં ૭૦૦) ઓરડાછે; તેનો હૉલ ઘણો સરસ

રીતે સણગારેલો, તથા શીલીંગો સઘળી ગીલીટ અને નકશીકામની કીધેલીછે; એનાં ડાઇનીંગ રૂમમાં તથા ચોકમાં ઇલિકટરીક લાઇટ લીધીછે, અને બીજા સુવાનાં ઓરડાઓ પણ ઘણાં સારા કીધાછે. એ હોટલપર હેંશી લાખ રૂપીઆ ખરચ બેઠોહતો એમ કેહેછે.

તા૦ ૧૮ મી આગસ્ટ ૧૮૮૧—આજે પારીશ શેહેરમાંની જુદી જુદી જગ્યા જોવા નીકળ્યા હતા. પેહેલાં Madeleine અથવા શેંટમેરી મેગડેનલનું દેવલ જોવા ગયા. એ દેવલ Place de la Madeleina માં આવેલુંછે, જેને સને ૧૭૬૪ નાં શાલમાં પંદરમા લુઇએ બાંધવા માંડયું હતું તે વારા ફરતી બંધ પડતું, બંધાતું, કરીને છેક ૧૮૪૨ માં પુરૂં થયું, અને તેની ઉપર એક કરોડ તીસ લાખ ફ્રાંક હયાને બાવન લાખ રૂપીયા ખરચ બેઠો હતો. એ ૩૫૪ ફીટ લાંબું, ૧૪૧ ફીટ પોહોળું, અને ૧૦૦) ફીટ ઊંચુંછે. તેની આસપાસ ફરતા મોટા જાડા અને ઊંચા થાંભલાછે, તેની બાહારની ઓટલાની દેવાલપર શેન્ટોનાં ૩૪)પુતળાં ગોખલા કરીને મુકેલાંછે. એ દેવલમાં જવા સારૂં દેવલની પોહોલાઇ બરાબરનાં વીસ્તારમાં સીડી ૨૮) ટપ્પાની મુકેલીછે, અને તેનાં દરવાજા તદન બરોનઝ ધાતુનાં ઘણી સરસ નકશીકામનાંછે. તે ૩૪॥ ફીટ ઊંચા અને ૧૬) ફીટ પોહોળા, તથા તેની અંદર બાઇબલનાં ૧૦) કમાનડમેન્ટ કોતરેલાંછે. અંદરથી એ બીલડીંગનો આખો એકજ હૉલ હોય તેમ લાગેછે, અને ફરતી દેવાલ, જે પથરની બાંધેલીછે તેમાં એક પણ બારી કીધી નથી, પણ એ હૉલની શીલીંગ, જે ત્રણ ગુંબજની બનાવેલી તેમાં બાંચા કાહાડેલાછે, તેમાંથી અંદર ઉજરડું પડેછે. એ હૉલને અંદરથી સારી રીતે સણગારેલોછે, તેમાં તેનો આલટર ઘણો સરસ અને જોવા લાયકછે. તે પર મેરી મેગડેલનને બે ફરેસ્તાઓ બેહેસ્તમાં ઉચકી લઇ જતા હોય, તેવું સંગેમરમરનું ઘણું સરસ પુતળું મુકેલુંછે, અને દેવલ પણ અંદરથી તદન સંગેમરમરનો બાંધેલોછે. એ દેવલની બાહાર સને ૧૮૭૧નાં શાલમાં રેવોલ્યુશનની વખતે કમ્યુનીસ્ટો વાડ બાંધીને સરકારી લશકર સાથ લડયા હતા, તે વખતની લાગેલી ગોલી તથા તોપનાં ગોળાથી પડેલા બાડાઓ હજુ દીસેછે.જે વખતે કમ્યુનીશટો હારી ગયા ત્યારે આસરે ૩૦૦) જણાં દેવલમાં ભરાઈબેઠા હતા, તેઓને બાહાર કાહાડી એજ દેવલની બાજુની "પલીનડ" આગલ ઉભા રાખી બંદુકની ગોળીથી મારી નાખ્યા હતા. તે ગોળીઓથી નીકલેલા પોપડા હજુર દીસેછે. એ દેવલની સામે રૂઉ રૉયલ (Rue Royale) નો મોહોળોછે, જેમાં ઘણાં ઘરો એ લડાઇની વખતે બાલી નાખ્યાં હતાં, પણ એ દેવલ તદન પથરનું હોવાથી બચી ગયું હતું.

એ જોઇને પલેશ ડ લા કોનકોરડ (Place de la concorde) નો સ્કુવેર ચોકછે તે જોવા ગયાં. એ જગ્યા ઓલીછે અને તેનીં આસપાસ મોટી હવેલીઓ આવેલીછે; અહીંયા વચોવચમાં લુક્ષાર (Luxor)નું ઓબેલીશક કરી "કલીઓપેટરીઆ નીડલ"નાં જેવો એકજ પથરનો મીનારો ઇજીપ્તથી લાવીને મુકેલોછે. એ જયાં મુકેલોછે ત્યાં સને ૧૭૯૩નાં રેવોલ્યુશનની ખુનરેજીમાં ગીલોટીન (જે સાંચાવતે ફ્રાંન્સમાં ગુનેહગારોને ગરદન મારતા હતા અને જે ગીલોટીન હમણા લંડનમાં મેડમ ટુસાડનાં સંગ્રહસ્થાનમાંછે)ઉભી કીધી હતી, અને તેમાં ફ્રાન્સનો રાજા સોલમો લુઇ અને તેની રાણી મેરી આન્ટવાનેટને બળવાખોરોએ પેહેલાં ગરદન માર્યાં હતાં, તથા ૧૭૯૩ની જાનેવારીથી મેએ ૧૭૯૫ સુધીમાં ૨૦૦૦) જણાંને ગરદન એજ જગ્યાપર મારયાં હતાં. એ મોનોલીશક ૭૬ ફીટ ઊંચો, અને ૨૪૦) ટણ વજનમાંછે;

તે ઇજીપ્તનાં મહમદઅલી પાશાએ લુઇ ફીલીપને ભેટ આપ્યો હતો. તેને ત્યાંથી લાવીને હીંયા ઉભો કરતાં બધા મલીને છ વરસ લાગાં હતાં;. અને તે પર જુમલે વીસ લાખ ફરાંક (આઠ લાખ રૂપીયા) ખરચાયા હતા. એનું પેડેશટલ પણ એનીજ માફક એકજ પથરનું ૧૩ ફીટ ઊંચુ બનાવેલું છે. એ સ્કુવેરની આજુબાજુ આઠ મોટાં પુતળાં મુકેલાંછે, જે ફ્રાન્સનાં આઠ મોટાં પરગણાં બતાવેછે, તેમાં લીયાંન્શ, મારસાઇયસ, બોરડો, નાન્ટીશ, રૂએ, બ્રેસ્ટ, લીલી અને સ્ત્રાસબુર્ગ. આ છેલુ પરગણું જરમનોનાં હાથમાં સને ૧૮૭૧ પછી ગયાથી તે પુતળાં પર શોગ દાખલ વાવટા વીટાળી લઇને હજુ સુધી ઢાંકી રાખેલું છે. પરદેશનાં લશકર જેઓ અત્યારસુધીમાં પારીશ શેહેર ત્રણ વખત લઇ શકયાછે તેમણે આ ચોકમાં છાવણી કીધી હતી. સને ૧૮૧૪ માં એલાઇડ આરમીસ, સને ૧૮૧૫માં અંગ્રેજી લશકર, અને સને ૧૮૭૧માં પૃશીઆનુ લશકર એ ત્રણેએ હીંયા છાવણી કીધી હતી.

એ જોઇને પછી એની સાંમેથીજ Champs Clysces (શાં ઇલીશી) નાં રસ્તા ઉપર ગયા. એ રસતો લોકને ફરવા સારૂં લંડનનાં હાઇડ પાર્કનાં જેવો મોટો કીધેલોછે. તે છેક આરક ડી ટરાએમફ સુધી જાયછે, અને જે આસરે ૧¼ મૈલ લાંબોછે. તેની બેહુ બાજુપર ઝાડો રોપેલાં અને ગ્યાસનાં ફાનસોની હાર નજદીક નજદીક મુકેલીછે, તથા મોહોટા મેહેલો, બાગો અને રેશટોરેનટસ આવેલાછે. એ છેલામાં રોજ રાતનાં અત્તી ઘણી બત્તીઓ કરી ખોલી હવામાં કોનશરટો અને બીજી ગમતો કરેછે, જે જોવાને દરરોજ હજારો માણસો જાયછે. એ બાગો બેહુ બાજુપર જુદા જુદા ધણીઓનાં આવેલાછે, અને તેમાં હજારો હજાર બત્તીઓ ગોઠવેલી હોવાથી ઘણુંજ શોભેછે. એ ઉપરાંત બીજી ગમતની જગ્યાઓ પણ હીંયાં ઘણી આવેલીછે. એ રસતા ઉપર Palais de la E'lysee કરીને હાલનાં રીપબલીક પ્રેસીડન્ટનો મેહેલ આવેલોછે, તેમાં ફ્રાન્સનાં નેપોલીયન બોનાપાર્ટ આગલ રેહેતા હતા, અને પાછલથી જરમનોએ એ શેહેર લીધું ત્યારે તેનો શેહેનશાહ પણ એમાં ઉતરયો હતો. એ મેહેલનો દેખાવ બાહારથી સારો ભપકાદાર લાગેછે.

ત્યાંથી નીકળેલા આરક ડી ટરાએમફ (Arc de triumphe de l, Etoile) જોવા ગયા. એ એક મોટું ભાગોળ રોકું આરકું બાંધેલું છે, અને આજે દુન્યાંનાં સલાંમત આરકાંઓમાં સૌથી સરસ ગણાંયછે. એ આરકું પ્લાસ ડ લેટવાલ (Place de l, Etoile) માં શાં ઇલીશીને મથાળે આવેલું છે, જે રસતો આએ તથા પેલશ ડી લા કોનકોરડની વચમાં આવી બેહુને જોડી નાંખેછે. એ આરકાંને વચોવચમાં બાંધીને તેની આસપાસથી ૧૨) મોટા રસતા કાહાડેલાછે, જેપર ઘર મોટાં મોટાં બાંધેલાં હોવાથી તેનો દેખાવ ઘણો સરસ અને આરકું તારાનાં જેવું લાગેછે. એ આરક નેપોલીયન બોનાપાર્ટે પોતીકી જીત (લડાઇ)ની યાદગારી દાખલ બાંધેલું છે; પણ તે અધુરૂં મુકી જવાથી તેની પાછલનાં પાદશાહા લુઇ ફીલીપે તે પુરૂં કીધું હતું. એ ૧૬૦) ફીટ ઊંચું, ૧૪૬) ફીટ પોહોળું, અને ૭૨) ફીટ ઊંડું છે, અને તેપર ૪૦) લાખ રૂપીયા ખરચ લાગો હતો. એની ઉપર નેપોલીયને જીતેલી લડાઇઓ તથા તેના સરદારોનાં નામો કોતરેલાંછે, તથા તેની બાજુપર ઘણાં મોટાં પુતળાં મુકેલાંછે, તે દેવાલમાં જાણે કોતરેલાં હોય તેમ લાગેછે. એ આરકાંપરથી વીયુ ઘણી સારી દીસેછે, અને તે પરથી આખું પારીશ શેહેર જોવાઇ શકાયછે. તે ઉપર જવા સારૂં ૦ા ફરેંકની ફી દરેક

માણસ દીઠ ત્યાંનાં રખેવાળને આપવી પડેછે.

એ જોઇને પછી ટરોકાડીરો પેલેશ (Trocaders Palace) જોવા ગયા. એ મેહેલ અસલ સને ૧૮૭૮ નાં શાલનાં એક્ઝીબીશનનો એક ભાગછે; બાકીની એની ઇમારતો, જે કેમપ ડી મારશમાં હતી, તે હમણાં સઘળી ભાંજી નાખી ખાલુ મેદાન કરેછે. એ બીલડીંગ વચમેથી અરધા ગોળાકારની કરીને તેની બે બાજુપરની વીંગ તેનાથી ઉલટા અરધા ગોળાકારમાં બાંધીછે. તેમાં હાલ કોનશરટો કરવાનો એક હૉલ રાખેલોછે, જે ઘણોખરો લંડનનાં આલબરટ હૉલને મલતો આવેછે; પણ એની અંદરનો સીણગાર તેથી ઘણો સરસછે, તેમ એ ઇમારત તેનાં જેટલી મોટી નથી. એ હૉલ તદન ગોળ બાંધેલોછે અને તેમાં છ થી સાત હજાર માણસો બેસી શકે એટલી ગોઠવણ કીધેલીછે. એમાં કોનશરટો દીશનાજ થાયછે રાતનાં કદી કરતા નથી, અને ગરમીની વખતે લોક એકઠું થવાથી ત્યાં બેઠકોની હેઠે લોખંડની જાલીઓ કરીને તેમાંથી વેનટીલેશન દરેક બેઠકની બાજુપર નીચે રાખેલીછે. એ હૉલનું ડોમ યુરોપમાં ઘણુ મોટું કેહેવાયછે, તે ૧૭૩ ફીટ ઘેરાવામાંછે. એ શેંટપીટર—જે રોમનું મોટું દેવલછે, તેનાં ડોમ કરતાં ૩૫) અને લંડનનાં શેંટ પાલસના દેવલનાં ડોમ કરતાં ૬૫) ફીટ ઘેરાવામાં વધારેછે. એનાં મથાળાંપર કીર્તીનું એક પુતળું મુકેલુંછે, તથા તેની બાજુપર બે મીનારા કીધેલાછે. એને લગતો બાગ પણ ઘણો સરસ અને તેમાં ઘણા ફુવારા તથા ઉપલી ઇમારતની વચમેથી એક પાણીનો મોટો ધોધ પડતો કીધેલોછે જેનું પાણી બીજા આઠ ફુંવારાની કુંડીમાં થઇને એક નવમો ફુંવારો જે ૨૦૦) ફીટ ઘેરાવામાંછે તેમાં પડેછે. એ ફુંવારાની બાહાર ચાર મોટા બરોનઝનાં જાનવરોનાં પુતળાં દુન્યાનાં ચાર ખંડો બતાવવા સારૂં મુકેલાછે, તેમાં ગોરઘો યુરોપ સારૂં, હાથી એશીઆનો, ઘોડો અમેરીકાનો, અને ગેંડો આફ્રીકાનો દરશાવેછે. એ પુતળાં ઘણાં સરસ અને જોવા લાયકછે. એ ફુંવારો દર આદીતવારે ઉડારેછે.

ત્યાંથી નીકળેલા (Magasin Du Loeuvre) મેગેઝંડ ડુ લવ કરી અતરે ઘણીજ મોટી દુકાનછે, તેને લગતા તબેલા જોવા ગયા હતા. ત્યાં ૨૦) આમનીબસ અને ૫૦) ઘોડા એ દુકાનને લગતાં માણસોને લાવ લઇજાવ કરવા સારૂં રાખેલાંછે, અને વચમે એક ઉંચો મીનારો કરીને તે પર ઇલિકટરીક લાઇટ મુકેલીછે. ત્યાંથી નીકળેલા (Hotel de Invalids) હૉટલ ડ ઇન્વાલીડશ કરી નેપોલીયન બોનાપાર્ટની ઘોરની જગ્યાછે ત્યાં ગયા. એનો બાહારનો દેખાવ એક ગોળ ઇમારત હોય તેવો લાગેછે; અને તેનો ગુંબજ જે ૩૪૦) ફીટ ઉંચોછે તેને ગીલીટ કીધેલો હોવાથી પારીશનાં ઘણાખરા ભાગોપરથી તે દેખાયછે. એ ઇમારત અસલ સને ૧૬૭૦નાં શાલમાં ચઉદમા લુઇએ રદ થયલા લશ્કરી માણસોને સારૂં બાંધી હતી અને તેમાં પાંચ હજાર પેનશનરો રહે, તેટલી જગ્યા હતી; પણ પાછલથી તે બીજાં કારણોમાં વાપરવાથી હાલ બાકી પાંનસો બીછાણાં રહે એટલી જગ્યા એ ઘોરની પાછલથી બરોબર રહેલીછે. નેપોલીયનની ઘોર સારૂં એ જગાને અંદરથી ઘણી સણગારેલી અને ડોમની વચોવચમાં એક કુવા જેવી ઉંડી જગ્યા, આસરે વીસ ફીટ ઉંડી અને ૩૬ ફીટ ઘેરાવાનીછે, તેમાં એક મોટો પલાટફોરમ કરીને તેની ઉપર લાલ પથરની કોફીન કે જેમાં નેપોલીયનને દાટેલોછે, તે મુકેલીછે. એ કોફીનનો પથર ફીનલાન્ડથી રૂશીઆના શેહેનશાહે ભેટ મોકળાવ્યો હતો; તે ૧૩)

ફીટ લાંબો, ૬ાા ફીટ પોહોળો, અને ૧૪ાા ફીટ ઊંચાઇમાંછે; તેનું વજન ૬૭) ટનછે અને તે લાવવા પાછલ એક લાખ ચાલીસ હજાર ફરાંક ખરચ બેઠો હતો. એ ઘોરની આસપાસ ૧૨ મોટાં સંગેમરમરનાં પુતળાં તેનાં ગોળ કુવાની દીવાલ ઉપર મુકેલાંછે, તે દરેક પાછલ એક લાખ ફરાંક ખરચ લાગોછે; તથા કુવાનો ગોળ વરો જે સંગેમરમરનોછે, તે આઠ મોટા કટકાનો બનાવેલોછે. એ ઘોરની આસપાસ નેપોલીયનનાં જીતેલાં દેશદેશનાં વાવટા નંગ ૬૦) મુકેલાછે. એ ઘોર મુકીછે તેની હેઠલની જમીન રંગીન સંગેમરમરની બનાવી તે ઉપર લોરલની તોરણની તરાંહ રંગીન પથરની કોતરકામમાં ભરીને કીધેલીછે. એ ઘોરની સાંમે સંગેમરમરનાં આખા એક પથરનો મોહોટો આલટર (ભણવાની જગ્યા જે ઉપર કરોશ મુકેછે તેને આલટર કહેછે) મુકેલોછે તે ૭૦ ફીટ ઊંચોછે. અને તેની ઉપર ચાર મોટા કાળા સફેદ ભેલ રંગનાં સંગેમરમરનાં થાંભળા ૨૦) ફીટ ઊંચા એકેકા પથરનાં મુકીને તેની ઉપર તદન ગીલીટનું છાપરૂં તાજરોકું કીધેલુંછે. એ આલટર ઉપર ચહડવાની સીડીઓ ૧૫) ફીટ પોહોળી સંગેમરમરનાં પથરની કીધેલીછે, અને સફેદ સંગેમરમરનાં આલટર ઉપર લાઇટ નાખવા સારૂં પીલા કાચની બારી મુકીછે, જેથી તેની ઉપર ઉજાશ પીલા રંગનો પડવાથી તેનું છાપરૂં ઘણું શોભેછે. એ છાપરૂં તદન લોખંડનુંછે, અને તે ઉપર સોનાની ગીલીટ કીધેલીછે. એ આલટરનો દેખાવ દરવાજામાં પેસતાં અત્તાઘણો સુંદર તેની લાઇટથી લાગેછે. નેપોલીયનની ઘોરની આસપાસ ચાર ચેપલોનાં ઓરડા કીધેલાછે, જેમાંના બેમાં તેમાં બે ભાઇઓને દાટેલાછે, અને બાકીનાં બીજા બે ઓરડા ખાલીછે, જેમાં ત્રીજો નેપોલીયન તથા તેનો છોકરો પ્રીન્સ ઇમપીરીયલ (જે ઝુલુની લડાઇમાં માર્યો ગયો.) ને દાટવાનાં હતા, પણ હમણાં રૈયતનું રાજ હોવાથી ખાલી પડેલાંછે. એ ચેપલમાં શેનટોનાં સંગેમરમરનાં આખાં કદનાં પુતળાં ગોઠવેલાંછે, અને નેપોલીયનનાં ભાઇઓ જેરોમ બોનાપારટ (જેને વેસ્ટફૂલીઆ જરમનોનો પાદશાહ) અને જોશફ બોનાપારટ (જેને સ્પેનનો પાદશાહ નેપોલીયને કીધા હતા) તેઓની ઘોરો સારૂં વચમાં મોટી પથરની કોફીન મુકીને દાટેલાછે. એ ઉપરાંત નેપોલીયનની માની તથા જેનરલ ટુરેન (Turenne) તથા વોબાં ઇજનેર જેને એ ઘોરની ડીઝાઇન કીધી હતી તેની તથા બીજી પણ ઘોરોછે. એ ઘોરની બધી જગ્યા ઘણીજ સરસ અને જોવા લાયક છે, અને એનાં જેવી ભપકાદાર ઘોર આખા યુરોપમાં કોઇ નથી એમ કહેછે. એ જગ્યાપર નેપોલીયનને દાટવાની ફરજ લુઇ ફીલીપે માથે ઉઠાવી લીધી હતી; કારણકે મરતી વખતે શેંટ હેલીનામાં નાપોલીયન બોલયો હતો કે "ફ્રેન્ચ લોક જેને હું ઘણો ચાહુંછું તેમની વચમાં સેન નદીને કાંઠે મને દાટજો." તેમ એ લુઇ ફીલીપે તેનું મુરદું ત્યાંથી સને ૧૮૪૦માં મંગાવીને હીંયાં ચેપલમાં તેની સીસાંની કોફીન ખોલી રાખી મુકી હતી, અને ત્યારપછી એ ઘોર જે વીસ વરસે બંધાઈ રહી ત્યારે સને ૧૮૬૦ માં તેને દાટયો હતો. એ ઘોર પાછલ ૧૨૦૦૦) પૌંડનો તથા એનાં આલટર બાંધવાપર ચાલીસ હજાર પૌંડનો ખરચ બેઠો હતો.

એ જોઇને પછી શેંટ જરમન St. German des Pres કરીને દેવલ છે તે જોવા ગયા. એ દેવલ પારીશમાં સૌથી જુનું કેહેવાયછે, અને તેનો ૧૧) મી સદીમાં બાંધેલો ભાગ હજુ થોડો ઘણો સલામત છે. પાછલથી તેને ફરીથી ૧૫મી અને ૧૬ મી સદીની વચમાં મ-

રામત કરીને બાંધ્યું હતું. એ દેવલનાં બાહારનાં બારણાંઓપર અત્તી ઘણાં પુતળાં પાડેલાંછે, અને અંદરથી તેનો આલટર તથા હાલ જોવા લાયકછે. તેની અંદર કેન્ડલ સ્ટીકો તથા બીજો સામન સુનાં રૂપાંનો બનાવેલોછે. એ દેવલને લગતા મીનારા ઉપરનો ઘાંટ સેંટ બારોલોમ્યુંની કતલ કરવા સારૂં (લઓ પ્રોટિસ્ટંટોને નવમાં ચારલશ તથા તેની મા કેથરીન ડી મેડીશીના હોકમથી જે રાતનાં મારી નાખ્યા હતા) વખતની નીશાની દાખલ વજાડયો હતો.

તે જોઇને Palais de Justice ઇનસાફ કરવાનો મેહેલ જોવા ગયા હતા; એ મેહેલ શેંટ લુઇ કરી અસલ ફરાંન્સનો પાદશાહ હતો તેને સને ૧૨૪૫-૪૮માં બાંધ્યો હતો, ત્યારપછી તેમાં ફેરફાર ઘણો થયોછે. એ મેહેલમાં નકશીકામ ઘણુંછે, અને તે ઉપર આગલ ગીલીટ ઘણી હતી પણ પ્રજાસતાક રાજના હાથમાં આવ્યા પછી તે સઘળી કાહાડી નાંખીછે. સને ૧૮૭૧ નાં બળવામાં એ ઇમારતનો પણ ઘણોખરો ભાગ બલી ગયો હતો, તે તેની અસલ બાંધણી પ્રમાણે પાછો બાંધી ઘણોખરો તૈયાર થવા આવ્યોછે, તેમાં હાલ કોરટો ભરેછે. એ મેહેલમાં આજે દુન્યામાં સૌથી મોટા હોલોમાંનો એક હોલછે, જેને Salle des Pas Perdus કરી કહેછે. તે અસલનો જુનો બાંધેલોછે, પણ તેને સને ૧૮૭૮માં પાછો રપેર કીધો હતો. તે ૨૫૫) ફીટ લાંબો અને ૮૭) ફીટ પોહોળોછે. એ મેહેલની પાસે શેંટ શાપેલ (Saint Chapelle)આવેલુંછે. તે દેવલનો બાહારનો દેખાવ ઘણો સારો નથી, પણ અંદરનો દેખાવ ઘણોજ સરસછે. અને એક માળ પણ છે, તથા હેઠાણનાં ભાગમાં દરબારનાં માણસોને બંદગી કરવાની જગા ગીલીટ તથા નકશીની બનાવેલીછે; પણ ઉપરનો માળ જે.પર એ પાદશાહ પોતે બંદગી કરતો હતો તે ઘણો સરસ અને તેને બાજુની દેવાલને બદલે રંગીન આખી બારીઓ નંગ ૧૫), દર ૫૦) ફીટ ઉંચી અને ૧૩) ફીટ પોહોળી મુકેલીછે, તથા તેની વચમાં ફકત થાંભલા આવેલાછે, જે ઉપર ગીલીટ તથા નકશીકામ ઘણુંજ સરસ છે. બારીઓપર એ લોકને લગતી બાઇબલોની બીના છુટા છુટા રંગીન કાચની ચીતારેલી છે, જેથી કરી બાહારની લાઇટ જે ખુલલા કાચમાંથી આવે અને આંખ ઝંખવાય તે બદલે ઓર થંડક પડેછે. એ દરેક બારીમાં ઓલ્ડ ટેસ્ટેમેન્ટમાંનાં જુદા જુદા પેગમબરોના હેવાલનો વીગત કોઇમાં ૨૫) અને કોઇમાં ૧૨૫) ઉપર પાડેલીછે. એવી મોટી અને એ કીમતી એ બારીઓછે. એ ઉપરાંત એ ચેપલમાં શેન્ટોનાં પુતળાં હારબંધ મુકેલાંછે, અને દેવાલપર હેઠાણમાંથી જે ચીતારો તથા નકશીનાં પુતળાંઓ પાડેલાંછે તેમાં છુટાં છવાયાં ઝવેરાતનાં નંગો જડેલાંછે. એ ઝવેરાત તથા એ ચેપલમાં અસલ Relics (એ લોકોનાં શેન્ટો મરી ગયલા તેઓનાં હાડકાંનાં ઝીણા કટકા તથા ક્રાઇસ્ટને જે ક્રાશ ઉપર મારી નાંખ્યો તે ક્રાશના લાકડાંનાં ઝીણાં કટકા ઇત્યાદી એવી બકાત ચીજોને એ લોકે "રેલીકશ" કહેછે) શેંટ લુઈ આગલ જયારે કરૂઝેડ પર ગયો ત્યારે ( આગલ જેરૂશલમ જેમાં ક્રાઇસ્ટની ઘોરછે તે મુસલમાનને હાથ ગયાથી તે પાછું લેવા આખું યુરોપનું લોક ત્યાં લડાઈ કરવા જતું હતું તેને "કરૂઝેડ" કરી કહેછે) ત્યાંથી જીન ડીબ્રીરીન કરી જેરૂશલમનાં પાદશાહ પાસેથી તીસ લાખ ફરાંકે એ પવીત નીશાનીઓ વેચાતી લઇને એ ચેપલમાં મુકેલી હતી. (તેમાંની રેલીકશો હાલ નોટરડમ કરીને દેવલમાં મુકેલીછે.) એ દેવલનો બધો ભાગ ઘણો જોવા લાયકછે, અને એવી રીતનું દેવલ આખા યુરોપમાં

નથી એમ કહેછે. એ ચેપલ ૧૧૨) ફીટ લાંબો અને ૩૬ ફીટ પોહોળોછે. એની ફકત ગીલીટ ઉપર વીસ લાખ ફરાંક ખરચ્યા હતા, એમ તે એટલી સરસછે કે જાણે આજે નવીજ કીધી હોય તેમ દીસેછે. એ મેહેલ તથા ચેપલની બાજુપર બાહાર રસતાપર કોનશીએરઝેરી(Conciergerie) કરી ઇન્સાફનાં મેહેલને લગતું એક બંદીખાનું છે, જેમાં સોલમાં લુઇ અને તેની બાયડીને ગરદન મારયાં તેની આગમજ કેદ રાખ્યાં હતાં, અને જે ગોળ ટાવર જેવું બાંધેલુંછે, તથા તેની બારીને લોખંડની ગરાડ જડેલીછે.

તે જોઇને નોટરડામ (Notre Dame) ના કેડરલ જોવા ગયા હતા. એ દેવલ પારીશનાં આરચબીશપને લગતું અને પારીશમાં સૌથી મોટુંછે. તે સને ૧૧૮૨માં તૈયાર કીધું હતું ; અને ત્યાર પછી તેમાં બીજા ભાગો ઉમેરાયા હતા. એ દેવલમાં વીસ હજાર માણસોની જગ્યાછે. એની અંદરનાં મોટા હૉલમાં ઘણાં જાડા થાંભળા મુકેલાછે, તેમાંનાં બે થાંભળાની આસપાસ ૧૨) માણસ લાંબા હાથ કરી ઘેરી લેય એટલા તે ગોળાઇમાંછે. એનાં હાલની ઉંચાઇ ૧૧૦) ફીટ અને નેવ (Nave)નો લંબાંઈ ૫૧૭) ફીટ, તથા પોહોળાઇ ૧૫૬) ફીટછે. તેની વચમે થાંભળાની બે હાર કીધેલીછે, અને આજુબાજુ ફરતા છુટા છુટા ચેપલશો ઘણી સારી રીતે સણગારેલાછે, તેમાં જુદા જુદા સેનટસોનાં "રેલીકસ" જે સેંટ લુઇ જેરૂશલમથી લાવ્યો હતો તે સોના અને ઝવેરાતનાં બાકશોમાં બાજુપર કાચ જડીને દેખાઇતા રાખેલાછે. એ દેવલોમાં તેનાં શેન્ટસનાં પુતળાં તથા ચીત્રો કીધેલાંછે, જે ઘણાં સરસ અને જોવા લાયક છે. એ કેડરલને લગતા સોનાં રૂપાંનાં વાસણો, આરચબીશપનાં કપડાં, ઇત્યાદીનો, સંગ્રહ બે મોટા ઓરડાની અંદર હારબંધ કબાટોમાં મુકેલાછે, જેમાં બેકીમતી ઝવેરાત જડેલી સોનાની કાશકેટ ઘણી સરસ નકશીદાર તથા આરચબીશપનાં પોશાકો વારાફરતી પાદશાહોથી ભેટ મલેલાંછે, તે જરી તથા રેશમનાં ઘણાં ઉંચી તરાહનાં ગુંદેલાં અને તેની ઉપર હીરા, મોતી, માણક વગેરે બીજું ઝવેરાત તરાહોમાં જડેલુંછે. સોનાંનાં મોટા કેન્ડલાબરા, અરનશ, કેન્ડલ સ્ટીકશ, ઇત્યાદી નેપોલીયન બોનાપારટે, લુઇ નેપોલીયને તથા ફ્રાંન્સનાં બીજા પાદશાહોએ આપેલાંછે. રેલીકશો મુકેલાં અસલ કાશકેટને પેહેલાં રેવોલ્યુશનમાં કાહાડી નાંખી દીધા હતાં ; તોપણ વાસણો હજુ થોડાં ઘણાં રહી ગયલાંછે. એ રેલીકસની સાથે આરચબીશપ ઓફ પારીશને છેલા રેવોલ્યુશનમાં કમ્યુનીશટોએ મારી નાંખ્યો તે વખતનો પેહેરેલો ઝભ્ભો લોહીથી ખડાયલો તે પણ ત્યાં રાખેલાછે. એ દેવલમાં એક બાજુ ચેપલોછે, તેમાં એકમાં કાઉન્ટ "હાર કોર્ન"નું એક સંગેમરમરનું મોન્યુમેન્ટછે, જેમાં તે ધણીને પોતાના કોફીનમાંથી અરધો બાહાર નીકળી પોતાની બાયડી સાથે વાત કરતો પાડેલોછે. તેને વીશે એમ કહેછે કે આસરે ૧૬૦) વરસની વાત ઉપર એ ધણી ઓસત્રીઆ ગયો હતો, અને તેની બાયડી પારીશમાં હતી તે વખતે સ્વપનો આવ્યો કે તેણીના વરે કોફીનમાંથી અરધો બાહાર નીકળીને તેણીની સાથે વાત કીધી. હવે બીજેજ દીને તેણીને પોતાના ભરથારનાં મરણની ખબર મલી જેથી તે તેનું મોહોડું જોવા ઓસત્રીઆ ગઇ અને ત્યાં પોતાનાં ખાવંદની કોફીન•(જેને તે વખતે દાટેલો નહીં હતો) ઉઘડાવી મોહોડું જોવા માગ્યુ. હવે એ કાઉન્ટ મરી ગયલો નહીં પણ બેસુધ્ધી હાલતમાં આવેલો તેને મરી ગયલો સમજી કોફીનમાં રાખી મુકયો હતો, તે કોફીન ઉઘાડતી વખતે હુશીયારીમાં આવ્યો, અને જેમ

તેની બાયડીએ સ્વપનો જોયો તેમ કોફીનમાંથી અરધો બાહાર નીકળી જરાક વાત કરીને ખરેખર મરી ગયો.. એ દેવલને બે ૨૨૩) ફીટ ઊંચા મીનારા તથા વચમેથી બીજો એક મીનારોછે, તેમાંનો ઘાંટ દુન્યાંનાં મોટા ઘાંટોમાનો એક ગણાયછે, જે ૧૬) ટણ અને તે વજાડવાની હથોડી નજદીક ૦ાા ટણ વજનમાંછે.

એ જોઇને અતરેની (Morgue) મુડદાં રાખવાની જગ્યા જોવા ગયા. પારીશમાં જે કોઇ ઘણી આપઘાત કરેછે તેને તથા જેનાં ખુન થાયછે તેને જો ઓલખી શકતા નથી તો એ જગ્યાપર રાખેછે કે તેનાં સગાંવાહાલાં સોધ કરતાં હીંયાં આવી ઓલખી લીએ. એ જગયામાં જુદા જુદા ઓરડાઓ કરીને તેમાં લાંબા સંગેમરમરનાં બાજોટો મુકેલાછે, તેપર મુડદાંઓને રાખેછે, તથા જે ઓલખાતાં નથી તેની સબી પાડી લઇને પછી દાટેછે કે પાછલથીબી તે માલમ પડી આવે. એવી સબીઓની આરશીઓ ત્યાં ઘણી ટાંગેલી હતી.

એ જોઇને પછી શેંટ ઇયુશટાશ (St. Eustache) નું દેવલ જે રૂ મોંમારટર (Rue Montmartre) માં આવેલુંછે તે જોવા ગયા. એ દેવલ સને ૧૫૩૨ માં બંધાવા માંડયું તે સને ૧૬૩૭ માં પુરૂં થયું હતું. તેનાં પોરતાળનાં થાંભળા સને ૧૭૫૨ માં કરવા માંડયા તે સને ૧૮૫૪ માં સો વ-વરસે તૈયાર થયા હતા, એવા સરસ નકશીનાંછે. એ દેવળમાં અતી ઘણાં ચીતારો દેવાલ ઉપર પાડેલા, અને આસપાસનાં ચેપલોમાં જુદા જુદા શેન્ટસનાં રેલીકશ ઘણાં સરસ સોનાં તથા ઝવેરાતનાં કાશકેટમાં મુકેલાંછે. એનો અંદરનો ભાગ ૩૪૮) ફીટ લાંબો, ૧૪૪) ફીટ પોહોળો, અને ૧૦૮) ફીટ ઊંચોછે. એ દેવલની આરગીન પારીશ શેહેરમાં સૌથી સરસ ગણાયછે, અને તેનું મ્યુઝીક સાંભળવા લાયક થાયછે. એ જોઇને રાતનાં સરકસ જોવા ગયા હતા. સરકસને સારૂં મુંબાઇની માફક તંબુ નાખતા નથી પણ ઇમારત બાંધેલીછે, જયાં ઘણી સરસ કશરતો હમોએ જોઇ હતી.

તા૦ ૧૯મી આગસ્ટ ૧૮૮૧—આજે સવારનાં પારીશથી આસરે દશ મૈલ દુર વારશેલીશ (Versailles) નો વખણાયલો મેહેલ જોવા ગયા હતા. રસતામાં પેહેલાં પારીશની "ફોરટીફીકેશન"ની દેવાલ પસાર કીધી હતી; એ દેવાલ ૪૫) કીલોમીટર યાને આસરે ૨૮ મૈલ ઘેરાવાનીછે, અને તેને મોશીઓર ટીએ એ ૧૮૪૧-૪૩ સુધીમાં પાંચ કરોડ અને સાહડ લાખ રૂપીયા ખરચીને બંધાવી હતી. તેની દેવાલ ૩૩) ફીટ ઊંચી અને ગર ૧૮) ફીટ ઊંડીછે, તથા દુરથી પારીશનાં બંચાવ સારૂં છુટા છુટા સોલ કીલ્લા ડુંગર ઉપર બાંધેલાછે. એ કીલાની દેવાલ પસાર કીધી કે બોઇ ડી બુલોંન (Bois de Boulogne) નામનો પાર્ક આવેછે, જેનો વીસ્તાર ૨૨૫૦) એકરછે, અને જેમાં આગલ શેકાર રાખતા હતા, પણ પાછલથી તે સઘળાં મારી નાંખીને લોકોને ફરવા સારૂં ત્યાં મોટા મોટા રસતા, ફુંવારા, હાથે કીધેલા સરોવરો, રેશટોરાંટસ ઇત્યાદી ત્યાંની મ્યુનીશીપાલીટીએ આઠ લાખ રૂપીયા ખરચીને બનાવ્યાછે. એનાં રસતાઓ આરકટરા ૪) મૈલ લાંબા અને સીધાછે, તથા તેની બેહુ બાજુપર ઝાડોની હાર રોપવાથી તેનો દુરનો દેખાવ ઘણો સરસ લાગેછે. એક બાજુપર નાધળો ડુંગર બનાવી તેમાં ઓહો કાંધેલછે, અને તેનીપર તલાવ કરી તેમાંનું પાણી ધોધની માફક હેઠળ ફુવારામાં પડેછે, જયાં ફુંવારા ઉડારવા મુકેલાછે. એ Grand Cascade ને નામે ઓળખાયછે. એ બનાવતનાં ડુંગરો અંદરથી જાણે કુદરતી હોય તેવા આબાદ કીધેલાછે.

એ પ્રમાંણે જોતા સેન નદીની પેલે પાર સેંટ કલુ (St. Cloud) ગામમાં આવી પુગા, જે એક નાધણું ગામડું આસરે ૫૦૦૦) માણસની વસતીવાળું છે, અને જે છેલા શેહેનશાહ નેપોલીયન બોનાપાર્ટનું ઘણું વાહાલું હોવાથી તેણે ઘણો સારો અને મોહોટો મેહેલ તેહા બાંધેલો હતો, પણ તે મેહેલ તથા ગામ સને ૧૮૭૧ નાં શાલમાં ફ્રાંન્સ અને પૃશીયાની લડાઇમાં તદન તોપનાં ગોળા અને આગથી નાશ પામ્યું હતું. કહેછે કે આ છેલી લડાઇમાં આ ગામડાં જેવું બીજું કોઇપણ ગામડું નાશ પામ્યું હતું નહીં, પણ હમણાં પાછું તે બંધાઇને નવાં જેવું થયું છે. ત્યાંનાં એક સરાફનાં બંગલાપર એક તોપમાંથી ગોળો (Shell) આવીને તેની અગાસીમાં પેઠો, પણ ફાટવા વીનાં પાછો તે બાગમાં હેઠે પડયો, જો ફાટતે તો તે બંગલાને ઉડાડી નાખતે. તે બચાવની યાદગારી સારૂં પેલા ગોળા અંદરથી દારૂ કાહાડી નાંખીને જેમ અગાસીનાં મથાળાંપર લાગો હતો તેમ તેનાં ખાંચામાં બેસીને રેહેવા દીધોછે.

પછી મોંત્રટુટ (Montretout) નું ગામડું પસાર કીધું, જયાં ફ્રેનચોએ પારીશપરનો છેલો હલ્લો (Sortee) કીધો હતો, અને તે વખતે ફ્રેન્ચ અને જરમનનાં વીસ હજાર માણસો મારયાં ગયાં હતાં, જેઓને પાસેનાં જંગલમાં (Forest of Ville d' Array) દાટેયા છે. એ ગામડું પસાર કીધા પછી વરસાઇલશમાં પેઠા, અને પેહેલાં પીટીટ-ટરાએનોન (The Petit trianon) નામનો નાંધળો મેહેલછે તે જોવા ગયા. એ મેહેલ મેડમ ડુબેરી સારૂં પંદરમાં લુઇએ બાંધયો હતો, અને તે ઘણો સારી ગીલીટ તથા પીકચરોથી સણગારેલોછે. એ જોઇને પછી તબેલાઓ જોવા ગયા, જયાં સ્ટેટ-કેરીએજો (મોહોટી રાજ રથ) રાખીલીછે જે સઘળી તદન ગીલીટની તથા નકશી અને પેન્ટીંગની બનાવેલીછે, તેમાં એક ગાડી દશમાં ચારલશને વાસતે એનાં તખ્તપર બેસવાની ક્રીયાને સારૂં બનાવી હતી, તે સરસ અને ભપકાદારછે, અને એનાં જેવી ગાડી બીજાં કોઇપણ શેહેરમાં નથી તથા તેપર ૪૦) લાખ ફરાંક બેઠાછે એમ કહેછે. તે તદન લોખંડની બનાવી તે ઉપર સોનાંની ગીલીટ ચડાવેલીછે, તેનાં મથાળાંપર એક મોટું તાજ મુકેલુંછે, અને પાછલની ઘોડાવાલાની બેસવાની જગ્યા બે ફરેશતા પર ઉભી રાખેલીછે. તે કોચબાકશનો હેમરકલોઠ પણ ઘણો સરસ મખમલ તથા જરી કસબનો બનાવેલોછે, અને તેમાં માણેક, પાનાં, તથા બીજું ઝવેરાત જડી લીધેલુંછે. એ ગાડી એટલીતો ભારીછે કે તેને બાર ઘોડા વગર ઘસડી શકાતી નથી. એ ગાડીમાં છેલવેહેલાં પ્રીન્સ ઇમપીરીઅલને "ક્રીશચનીંગ સેરીમની" વખતે (સને ૧૮૫૭ માં) બેસાડયો હતો, ત્યાર પછી વાપરવામાં આવી નથી. એ ગાડી ઉપરાંત બીજા નેપોલીયનની લગનની તથા કોરોનેશનની તથા બીજી ગાડીઓ, શીડનચેરસ સ્લેડજીઓ, (બાઇશપર ચાલવાની ગાડી) ઇત્યાદીનો સંગ્રહ સારો કીધેલોછે. તે જોઇને પછી એવેન્યું વરસાઇલિશ જે ઘણી લાંબીછે (મોટા ૩ મૈલનો રસતો જેની આસપાસ ઝાડો રાખેછે તેવા રસતાને એવેન્યું કહેછે) તે જોઈ હતી.

ત્યાંથી થઇને વરશાઇલિશનાં મેહેલપર ગયા હતા. એ મેહેલનો બાહારથી દેખાવ ઘણો ભપકાદાર અને જાણે ત્રણ મેહેલને એક કીધો હોય તેમ હારબંધ એક એકની પાસે લગોલગ બાંધેલોછે. એ મેહેલ બાંધવા પુરણીઓ કરીને જગા ઘણી ઊંચી કીધેલી અને ત્રણ ચાર તબકકા કરીને ત્યાં બાગ તથા નહીં ગણય એટલા ફુંવારા કીધેલાછે. એ તબકકાની પુરણી તથા જમીન અને બાગ કરવા સારૂં પાણી લાવવાની ૩૧) મૈલ લાંબી નેહેર તથા પારીશથી ત્યાંસુધી

રસ્તો બાંધવાપર દરરોજ ૩૬૦૦૦) માણસ તથા ૬૦૦૦) ઘોડા ૪૦) વરસ સુધી કામે લાગ્યા હતા. એટલી મોટી જગ્યા બનાવીછે; અને મેહેલ પણ ઘણોજ મોટો બાંધવાથી એ સઘળાંપર ચોદમાં લુઇએ એક અબજ ફરાંક (૪૦ કરોડ રૂપીયા) રૈયતનાં પૈસામાંથી ખરચ્યા હતા. વળી ત્યાર પછી પંદરમાં તથા શોલમાં લુઇએ પણ મોટી મોટી રકમો તેને સણગારવા પાછલ ખરચવાથી તથા તે જોઈ અમીરોને એવા બીજા મેહેલ બાંધવાનો શોખ થવાથી આખી ફ્રેંચ રૈયતને કરજમાં નાખી હતી. અને તેને લીધે કર વધ્યા અને જુલમ થવા માંડયો તથા સરકારે નાણું પેદા કરવાની નેમથી ચલણી સીકા હલકા ને ભેલસેલ પાડવાથી સને ૧૭૯૩ માં ફ્રેંચ રૈયતે પેહેલો બળવો કરીને તેનું રાજ લીધું હતું, અને સોલમાં લુઇ તથા તેની રાણીને તેઓની આગલના રાજાઓનાં આવા ખરચને લીધે રાજ ખોયા ઉપરાંત તેમને ગરદન મારયાં હતાં! એ મેહેલની અંદરનાં કામની તારીફ અમારાથી થઈજ શકતી નથી. તેની અંદર નકશીકામ, ગીલીટકામ, તથા સૌથી સરસ વખાણાયલા ચીતારાઓનાં ચીતો બેસુમાર શીલીંગો પર પડાવેલાં, અને તે પણ કાંઈ નાહાનાં જેવાં નહીં, કોઈ કોઈ હાલો લગણસે ફીટ લાંબા તેપણ એવીજ રીતનાં રંગબેરંગી ચીત્રોથી ભરેલાં, તથા પુતળાં ફરનીચર ઇત્યાદી એટલું તો સરસ છે કે હમો ધારીયેછે કે એનાં જેવો મેહેલ બીજા યુરોપમાં કોઈ હશે નહીં, અને હમોએ ઉપર જણાવેલી કરોડોની રકમો તે ઉપર જયારે ખરચેલી ત્યારે તે મેહેલ કેવો હોવો જોઇયે તેનો વીચાર કરી લેવો. તેની અંદરનો ઘણોખરો સામન સને ૧૭૯૩નાં રેવોલ્યુશનમાં બલવાખોરો ચોરી ગયા હતા, તોપણ હાલ થોડો ઘણો રહેલોછે તે ઉપરથી તેનો અસલ સામન કેવો હોવો જોઇયે તેનો વીચાર થઈ શકેછે. ત્યાંનાં વાશીઝ દરેકની જોડી ૧)ની કીમત એંસી હજાર ફરાંકની કહેછે. એ ઉપરાંત નવાઈનાં ઘડીયાળોનો સંગ્રહ પણ ઘણો સરસ છે; સોલમાં લુઇને ઘડીયાળો ઉખેડીને પાછાં ગોઠવવાનો ઘણો શોખ હતો, તેથી સીતારાની ચાલ સાથનાં તથા બીજી નવાઈનાં ઘડીયાળો ત્યાં રાખેલાંછે. તેમાંનું એક ઘડીયાલ જે તારીખ તથા વારનું છે. તે ઘડીયાળ જે દીને એને મેહેલમાંથી પકડી લઈ ગયા ત્યારે ઉખેડીને પાછું ગોઠવતો હતો તે તારીખ અને વાર કુંચી આપ્યા વગર હજુ એમનાં એમ રહી ગયલાછે. મેહેલમાં અસલનાં ફ્રાન્સનાં રાજાઓની તસવીરો તથા સંગેમરમરનાં આખાં કદનાં પુતળાંની ગેલેરી કીધેલીછે; પણ ત્યાંની તવારીખ સંબંધી ગેલેરી કે જેમાં ફ્રાન્સની બધી લડાઇઓનાં ચીત્ર વખાણાયલા ઉસ્તાદોનાં ઓઈલપેન્ટીંગનાં બનાવેલાં ઘણાંજ જોવા લાયકછે; એમાના કોઇ કોઇ પેન્ટીંગસ અતી ઘણાં મોટાંછે. એ ગેલેરી ૧૩૨) વાર લાંબીછે; તેમાં એ પીકચરોની હેડે લડાઇ જીતનારા જેનરલોનાં બાવલાં મુકેલાંછે. એ જગ્યાને (Musie Historique) કરી બોલએછે, અને તે લુઇ ફીલીપે સને ૧૮૩૨ માં રૂ ૬૦) લાખ ખરચી પેહેલાં ઉભી કીધી હતી, જે ખરચનો મોટો ભાગ પોતાની ગાંઠથી આપ્યો હતો, અને ત્યારપછી બીજા પાદશાહો તેમાં ઉમેરતા આવ્યાથી એ સંગ્રહ ઘણોજ સરસ અને મોહોટો થયલોછે. બીજા હૉલોમાં જે રંગનું ફરનીચર તેજ રંગની દેવાલપર સાટીન જડેલી તથા મારબલનાં વાસો, ઘડીયાળો, સઘું તેજ રંગનું મુકેલું, અને દરેક ઓરડામાં જુદા જુદા રંગનું ફરનીચરછે. એ મેહેલની બાહારથી લંબાઇ ત્રણે ઇમારત મલીને ૦1 મૈલછે. એ મેહેલને લગતો તેનીજ અંદરનો ચેપલ પણ ઘણો જોવા લાયકછે. એનાં થોડા

બાગમાં હમણાં સરકારી હાશીશો રાખેલી છે, તથા તેનો બાગ પણ ઘણો સારી રીતે ગોઠવેલો, તેમજ તેની વચમાં મોટા રસતા, બેસુમાર ફુવારા પુતળાં, અને તબક્કા ચહડવાના ૧૦૦) ફીટ ઉપરની પોહોળી સીડીઓથી ઘણુંજ રળીયામણું લાગેછે. "લા નોટર" કરી સને ૧૭૦૦નાં શાલમાં જે સૌથી સરસ લેન્ડસકેપ-ગારડનર હતો તેણે આ બાગની યોજના કરી હતી. એ સઘળું જોઇને પારીશમાં પાછા આવ્યા હતા.

**તા૦ ૨૦મી આગસ્ટ ૧૮૮૧**—આજે શેંટ સુલપીશ (St. Sulpice) નું દેવલ જે એજ નામનાં મોહોલામાં આવેલું છે તે જોવા ગયા હતા. એ દેવલ પણ પારીશનાં મોટાં અને કીમતી દેવલોમાનું એક છે, અને તે સને ૧૭૪૯ માં બંધાઇ તઇયાર થયું હતું. તે અંદરથી ૪૫૨) ફીટ લાંબું, ૧૮૩) ફીટ પોહોળું, અને ૧૦૧) ફીટ ઉંચુંછે. તેમાં વરજીન મેરીના ચેપલનો દેખાવ ઘણો સારોછે. એક મોટા ગોળ સંગેમરમરનો દડો આસરે ૫) ફીટ ઘેરાવાનો તેપર તેનું પુતળું ઉભું રાખેલું અને પગ નીચે એક સાપને દાબેલો પાડયોછે, તથા તે દડાની આસપાસ ઉપરથી વાદળાં જેવું કોતરકામ કરી તેની અંદર વરજીન મેરી જાણે આસમાન ઉપર ચહડી જતી હોય તેમ ઉભી કીધેલીછે. એ સઘળું એકજ આખા સંગેમરમરનાં પથરનું બનાવી તેને દેવાલની અંદર ઉંડો ગોખલો કરી મુકેલુંછે, અને તેની આગલથી દેવાલમાં મોટા રંગીન સંગેમરમરનાં થાંભળા મુકી તેપર આરકું મારી લીધુંછે, તથા ઉપરની તેની શીલીંગનાં ભાગ ઉપર આશમાન પાડેલુંછે; તેમજ એ થાંભળા અને પુતળાંની વચમાં ઉપર મથાળાં પરથી નીચે પેલાં પુતળાંપર ઉજાસ પડતો કીધોછે, જેથી તેનો દેખાવ અતી ઘણો સરસ લાગેછે. એ ઉપરાંત બીજાં ચેપલો જુદા જુદા શેન્ટોનાં દેવલમાં ફરતાં બાંધેલાછે. હાલની વચમાં જે પુલપીટ (વાએજ કરવાની જગ્યા)છે તેને બે ગમથી બે સીડી કરી તેની વચમાં કી સ્ટોન (Key stone) દાખલ તે પુલપીટ અલગી આરકાંની માફક ટેકેલીછે, જે તદન સંગેમરમરની બનાવેલી તથા ઘણી તારીફ લાયક રીતે ગોઠવેલીછે. એની આરગેન પારીશમાંનો સૌથી સરસ આરગીનોમાંની એક ગણાયછે, તેમાં કીઇ બોરડનાં છ થડ, ૧૧૮) ચાંપો, અને ૭૦૦૦) પાઇપોછે. એ દેવલમાં હમો હતા એટલાં ત્રણ જોડાં લગન કરવા સારૂં ત્યાં આસરે અરધા કલાકનાં અરસામાં આવ્યાં હતાં.

એ જોઇને પછી "સારબાન" નું દેવલ એજ નામનાં મોહલામાં જોવા ગયા. એ દેવલ સને ૧૬૩૫ માં બાંધ્યું હતું, પણ બીજાં દેવલોનાં જેવું ભપકાદાર નથી. અહીંયાં તેનો બાંધનાર કારડીનલ રીશલીય (Richellieu) જે આગલ ફ્રાંન્સનો રીજેનટ તથા સ્ટેટશમેન દાખલ વખણાઇ ગયોછે તેને દાટેલોછે, જેની ઘોર ઘણી સરસ નકશીદાર બનાવેલી અને તે વખતની કારીગરીનાં નમુના દાખલ હમણાં ગણાયછે.

એ જોઇને લુક્ષાંબુરગ મેહેલ (Palais du Luxembourg)જોવા ગયા હતા. તે સને ૧૬૧૨ નાં શાલમાં ચોથા હેનરીની વીધવા મેરી ડી મેડીસીએ બંધાવ્યો હતો. તે પેહેલાં રેવોલ્યુશન સુધી પાદશાહોનાં રેહેઠાણ દાખલ કામે લાગો હતો પણ હાલ તેમાં મ્યુઝીયમ દાખલ પુતળાં, પેન્ટીંગશ, તથા બીજો થોડો સામન મુકેલોછે. બાકીનો ઘણોખરો ભાગ સેનેટ હાઉશ (અહીંયાંનાં ઉમરાવોનું દીવાન) દાખલ વાપરેછે. એ મેહેલ ઘણો મોટો અને એક સ્કુવેરનાં ચાર ભાગમાં બાંધેલાછે. શેનેટ હાઉશ દાખલ જે ભાગ વાપરેછે તે ઘણોજ સરસછે; અને તેની અંદરનાં

બધા ભાગો ઉપર ગીલીટકામ તથા નકશી તથા ચીતારો પાડેલાંછે. તેમાં સૌથી સરસ અસલનાં પાદશાહી તખ્તનો ઓરડો હતો તે હજીછે, અને તે એવીતો નકશી, ગીલીટ, અને પીક્ચરોથી સણગારેલોછે કે તેવા ઘણાંજ થોડા બીજા હૉલો હશે. તેની શીલીંગ પરનાં તથા બાજુપરનાં પીક્ચરો ઘણાંજ તારીફ લાયકછે, જયાં તખ્ત મુકવાની જગ્યા હતી ત્યાંથી તે તખ્ત કાહાડી નાંખી એક ચીમનીપીશ ઉભું કીધુછે, જે ઉપર રીપબલીક (પ્રજાસ્તક) નાં મોનોગ્રાંમ તથા મોટા પાડેલાંછે. એ ચીમનીપીશબી ઘણો સરસ અને આસપાસની નકશીઓને બેસતો આવતો બનાવેલોછે. હમણાંનો શેનેટ ભરવાનો ઓરડો અસલ હાઉશ ઓફ લૉર્ડશાને કામે લાગતો હતો; એ ઓરડો અરધો ગોળ બાંધેલોછે, અને તેમાં ૩૦૦) શેનેટરસની, તથા સાંમે એક મોટા આરચની હેઠળ તેઓનાં સરનશીનની બેઠક કરેલીછે. એ ઓરડાની અંદર પણ ઘણી નકશી તથા ગીલીટ કામછે, તથા તેનાં બારણાંનાં કરટનસનાં હેંગીંગસ પણ ઘણાં સરસ અને તારીફ લાયકછે. શેનેટને બેસવાનાં ત્રણ ભાગ કીધેલાછે અને તેમાંનો મધ્ય તથા જમનો ભાગ રીપબલીકન મલતા અને દાભા હાથ ઉપર રોયલીશટા ઇયાને પાદશાહી ચલાવવાને મતને મલતા બેસેછે. ફ્રાંન્સની રૈયત બધા મલી ૮૫૦) વકીલ રાજ સભા માટે ચુંટી કાહાડેછે, તેમાંથી તેઓ પોતેજ ૩૦૦) જણને ચુંટીને તેમને શેનેટરસ કરેછે. જેઓ અહીંયાં બેસેછે; બાકીનાં ૫૫૦) જણાંને ચેમબર ઓફ ડેપ્યુટીશ કરીને કહેછે, તેઓ સારૂં જુદી ઇમારતો છે. એ પાછલા લોક જેબી કાંઈ કામકાજ હોય તે પેહેલાં તૈયાર કરી શેનેટરસોપર મોકલેછે, અને તેઓ તે પસાર કરે તો અમલમાં આવેછે. એ મેહેલમાં મેરી ડી. મેડીસીનો સુવાનો ઓરડો હજુ સુધી રેહેવા દીધોછે, તે પણ અત્તી ઘણો સરસ સણગારેલોછે. તેની વચમેનાં ચોરસ થાંભલા તેમજ દેવાલ, શીલીંગ તથા બીજા થાંભલાઓપર નકશીકામ પાડેલુંછે, અને એક બાજુની દેવાલપર તદન મોહોડું જોવાનો આરશીઓ થાંભળા વચે મુકીછે. એ મેહેલને લગતો એક મોટો બાગ પણ ઘણો જોવા લાયકછે, તેમાં મોટા ફુંવારા તથા સંગેમરમરનાં સારાં પુતળાં ગોઠવેલાંછે, જે ઘણાંખરાં વખાણાયલી ફરેંચ ઓરતોનાંછે.

એ સઘળું જોઇને પારીસ શેહેરની હેઠળ કેટેકોમ્બશ (Catacombs) જોવા ગયા હતા. અસલ તથા હમણાં પારીસ શેહેરની ઇમારતો સારૂં જોઇતો પથર તેની હેઠાણમાં ભોયરાં ખોદીને વાપરવાથી હેઠળથી તે શેહેર પોકળ થઈ ગયું, અને હવેલીઓ બેસી જાય તેવી ધાસતી લાગવાથી સો વરસની વાત ઉપર એની નીચે થાંભળા તથા ટેકા આપી મજાહનાં ભોંયરાં કીધાંછે, અને તેમાં પારીસની બધી દાટવાની જગામાંથી હાડકાં ખોદી લાવીને અહીંયાં નાંખ્યાં હતાં; પણ પાછલથી તે સઘળાંને હારબંધ ખાંચાઓમાં પગનાં હાડકાં ગોઠવી તેની વચમાં તરાહ દાખલ ડોકાંનાં હાડકાં ગોઠવેલાંછે; તથા તેજ મુજબ કરોશો, આલટરો ઇત્યાદી સઘળું માણસોનાં હાકડાંનુંજ ગોઠવેલુંછે. એ કેટેકોમ્બ ઘણું લાંબુંછે, અને તેને નજદીક અસલનાં પારીશ શેહેરનો ઘણો ખરો ભાગ ઘેરેલોછે. તેમાં હેઠળ જવાના સીત્તેર જુદા જુદા રસતાછે, પણ તેમાં બે મુખ્ય રસતા Rue de la Tombe Issoire અને Plain of Montsonris માંથીછે. ભોયરાંમાં બે મેલ લાંબા રસતામાં હાડકાંઓ ગોઠવેલાંછે, જેની આસરે ૭) ફીટ ઉચી અને ૧૨) ફીટ ઉંડી હારબંધ બે કટાર રચીછે, જે અલબત કરોડો આદમીઓનાં હોવાં જોઇયે.

એ જોઇને પછી પેનઠીઅન (Panthean) નું દેવલ જોવા ગયા હતા.

એ દેવલ રોમનાં પેનઠીઅનનાં જેવું બાંધેલુંછે; તે સને ૧૭૬૪ માં શેંટ જીનીવીવને સારૂં બાંધ્યું હતું; પણ ૧૭૯૧ નાં બલવામાં તે નામ ફેરવી (બલવાઓરોએ) તેને પેનઠીઅન નામ આપ્યું હતું, ત્યારપછી વળી રાજાનું રાજ થયું ત્યારે પાછું દેવલ બનાવ્યું, અને રૈયતનું રાજ ફરીને થયું ત્યારે ફરી પાનઠીઅન બન્યું; એમ વારાફરતી એનું નામ બદલાતુ. ગયું, પણ હમણાં છેલું નામ રહી ગયુંછે. એનો બાહારનો દેખાવ ઘણો સારોછે, અને ફરતા બધા થાંભળાઓપર તે ૧૯૨) વાર લાંબુ અને ૯૨) વાર પોહોલું બાંધેલુંછે. એનાં ગુંબજ ૨૯૨) ફીટ ઊંચો, અને દેવલ પર ચહડવાની ૧૧) મોટી ફરતી સીડીછે. એનાં પોર્ટીકોનાં ફરતા ચારો બાજુ પરનાં થાંભળા ૮૨) ફીટ ઊંચાછે; એનાં મથાળાં પરના ગુંબજનો ઘેરાવો ૧૧૭) ફીટ અને અંદરથી તે ૨૩) ફીટ ઊંચાઇમાંછે; તેની ઉપર પીકચરો ઘણાં સરસછે, જેમાંનાં માણસો ૧૬) ફીટ મોટાં પાડેલાં હોવાથીજ નીચેથી બરોબર કદનાં માલમ પડેછે. તેમાં એક પીકચર વચમે અને તેના ચાર ખુણે ચાર બીજાં પીકચરો ઘણાં ઉસ્તાદ ચીતારાઓનાં હાથના ચીતારેલાંછે, તે પર બે લાખ એંસી હજાર ફરાંક ખરચ બેઠોછે, અને એની બધી દેવાલો પર હમણાં બીજાં પીકચરો પાડેછે તે ઉપર તથા નવો આલટર બાંધેછે તે પર બીજા ૩૦) લાખ ફરાંક હમણાંની સરકાર ખરચીને તે દેવલને આખા યુરોપમાં સૌથી સરસ કરવા માગેછે. એનાં પાંચ ડોમછે તેમાં વચમાં એક અને આજુબાજુ ચારછે, તે સઘળાં ઉપર ઊંચા ચીત્રો પાડેલાંછે, અને વચમેનાં ડોમને તદન થાંભળાઓથી ઘેરી લીધેલોછે. તે ઉપર જવાની ૩૩૧) સીડીનાં તખ્પા અને તે જગ્યા પર પેહલો વચમેનો ચીતાર ૩૫૨ ચોરસ વાર જગ્યા રોકે એટલો મોટોછે. એની ઉપર બીજા ૯૪) તખ્પા સીડીનાં ચહડયા કે એક મોટું ફાનસ આવેછે, જયાંથી શેહેરની વીયુ ઘણી સરસ દીસેછે. એ દેવલની હેઠળની વોલટમાં કીર્તીમાન ફ્રેંચમેન જેવાકે વોલટેર રૂસીસો તથા જનરલો તથા એડમીરલોને ઓરડાઓમાં અભરાઇઓ કરી તેમાં મુકીને ચીની લીધાછે, અને તેઓની ઘોર તે પર બાંધીછે. એ પેનઠીઅનને બાંધતાં ૪૨) વરસ લાગાં હતાં અને એનો હેઠળની વોલટ એવી રીતે બાંધેલીછે કે તેમાં એક અવાજનો અનેક પડઘા થાયછે. હમો બધાઓને એક બાજુપર ઉભા રાખી રખેવાલે કહ્યું કે હું નાહાની બંદુક ફોડુંછું તેનો પડઘા સાંભળો, એમ કહીને તેને એક ખુણામાં જઇ એક અવાજ કરયો તો જાણે તોપો ફોડવાનાં અવાજો આવતા હોય તેમ હમને લાગું, અને હમો એમ સમજયા કે બંદુકનો અવાજ પડઘાથી એટલો મોટો થતો હશે; પણ પછી તે ધણીએ હમોને કહ્યું કે આવો તે બંદુક બતાઉ કરી પોતાની જગ્યાપર લઇ ગયો, જયાં બંદુકને બદલે એક દેવદારો બાકશ ઉપર ઢોલની માફક ચામડું મજબુત બાંધી લીધેલું હતુ અને તેપર લાકડી ઠોકવાથી જાણે તોપો ફુટવાનો અવાજ થતો હોય તેમ લાગું; એવો જોરાવર પડઘા ત્યાં થાયછે. એ જોઇને પાછા હૉટલમાં આવી હીપોડ્રામ કરી સરકસનું ઘેરછે ત્યાં ગયા હતા. એ જગ્યા અતીઘણી મોટી સરકસને લગતીછે, અને તેમાં ગાડીનાં ઘોડાની સરતો ઉપરાંત ઘોડા તથા માણસોની નવી નવી જાતની કસરતો કરી બતાવી હતી.

**તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૧—** આજે સવારનાં અતરેનું શેંટ રોક કરી દેવલછે ત્યાંનું ધરમને લગતું વાજીંત્ર જે ઘણું વખાણાયલું અને દર આતવારે ગવાયછે તે સાંભળવા ગયા હતા, પણ ત્યાં બંદગી કરવાં આવેલા લોકોની ભીંડ ઘણી હોવાથી

દેવળને બરાબર જોઇ શકયા નહીં, અને એ દેવળ અહીંયાનાં બીજાં દેવળો કરતાં ઉતરતું હોવાથી હમોએ તે જોવાનો યત્ન પણ કીધો નહીં. અહીં આરગીન તથા કોરશનું ગાયન ઘણું સરસ ગાતા, તથા ઓપેરામાંનો ધરમને લગતો રાગ ગાતાં સાંભળયો તે અતીશે સરસ હતો.

એ પછી પાલેસ ડી લા ઇનડુસ્ત્રી Palais de l' Industrie કરી મેહેલ જે (Champs Elysee) માં શા ઇલીશી આવેલોછે તેમાં વીજલીને લગતી બાબદોનું એકઝીબીશન જોવા ગયા હતા. એ ઇમારત સને ૧૮૫૫ માં બાંધી તેમાં એક કંમપનીએ પારીશનું મોટું એકઝીબીશન ઊઘાડયું હતું. અને ત્યારપછી સરકારે તે વેચાતી લઇ એવા પરચુટણ નાધળા સંગ્રહો દેખાડવાનાં કામે લગાડેછે. એ ઇમારત ૨૭૦) વાર લાંબી, ૧૧૮) વાર પોહોળી અને ૧૧૪) ફીટ ઊંચીછે; એનો વચલો મોટો હોલ જેમાં હમણાં વીજલીને લગતી જાત જાતની ચીજો બતાવા મુકીછે, તે ૨૧૦) વાર લાંબો અને ૫૧) ફીટ ઊંચોછે. હીંયાં વીજલીથી ઘણી નાધળી આગગાડીઓ તથા ટરામવે ચલાવવાની તૈયારી કરી રાખેલીછે, જે હજુ ચલાવતા નથી પણ એક બે અથવાડીયાંમાં ચલાવશે એમ કહેછે; તોપણ એક નાધળી બોટને એક પાણીની મોટી ટાંકીમાં વીજલીથી ચાલતાં હમોએ જોઇ, તથા છાપવાનો એક સંચો જેમાં વીજલીથી સાહી એક ગમથી બીજી ગમ પોંહોંચાડીને સખી પાડતાં હમોએ જોઇ, જે માટે એક કોપર પલેટપર પેહેલાં સખી જેમ છાપવા સારૂં પાડેછે તેમ પાડીને પછી તેને સંચામાં મુકેછે, જેનો અંદર સાહી પુરેલી હોયછે. હવે સંચાની અંદર એક નાધળી પીન તે કોપર પલેટ પરનો તરાંહપર ફરેછે તે ઉપર વીજલીનો તાર દુર એક ચકરને અસર કરી તેને તરાંહ માફક ફેરવેછે, જે તેની નીચે કાગલ મુકેલુંછે તેપર અસલ આકાર અથવા સખી પાડેછે. એ ઉપરાંત વીજલીથી અક્ષરો લખતાં તથા બીજી ગોઠવણો હમોએ ચાલતી હાલતમાં જોઇ હતી, તેમાં એ ઇમારતની બાહાર ટરામની મોટી ગાડી આજે વીજલીથી ચલાવવાની તપાસ લેતાં હમોએ જોઇ. વીજલીથી થોડોક તપો તે ગાડી ચાલી પણ કાંઇ હરકત થવાને લીધે થોડોક વાર ચાલીને અટકી પડી હતી. હવે એ વીજલીની ટરામવે એક અઠવાડીયાંમાં ચાલશે એમ કહેછે અને તે સારૂં સઘળી તઇયારી થઇ ચુકીછે. એ જોઇને પછી એની સામેથી જરા દુર અતરેનો વખણાયલો પાનોરામાં જોવા ગયા હતા, જયાં લંડનમાં ક્રીશટલ પાલેશની માફકજ પારીશના પેરાનો વીસુ જાણે આબેહુબ આપણી આગલ આવીને ઉભો હોય તેવો દેખાવ જોયો હતો.

એ જોઇને પછી(Musie de Cluny) મ્યુઝી ડ કલુની જોવા ગયા, જયાં અસલી અલાંમતોનો ઘણો સારો સંગ્રહ કીધેલોછે. એ ઇમારત પણ ઘણી મોટીછે, અને અસલ કલુનીનાં મહંતાએ બાંધી હતી, પણ પાછલથી તેઓએ નહીં વાપરવાથી સરકારને આપી દીધી; અને સને ૧૮૩૩ નાં શાલનાં બલવામાં તે રૈયતની મીલકત થઇ, તથા માંસ્યુ ડુ શોમર આરડ કરીને અસલની જુની ચીજો એકઠી કરનાર શોખીનને હાથ ગઇ, જેણે હીંયાં પોતાનો કીધેલો સંગ્રહ મુકયો હતો. તે પાછલથી સને ૧૮૪૨ માં ફ્રેન્ચ સરકારે વેચાતો લઇ તેમાં વારાફરતી ઉમેરો કરીને હાલ આસરે ૯૦૦૦) અલામતો એકઠી કીધીછે, જે ઘણી જોવા લાયકછે, અને જેમાં સરવથી સરસ અસલ રોમન લોકો હીંયાં રેહેલા હશે, તેઓની થોડીએક નીશાંનીઓ, સોનાં તથા રૂપાંનાં ઘણાં સરસ નકશીનાં કેશીશા, ટાલીડો શેહેરમાંથી ત્રણસોથી ચારશો વરસનાં જુનાં ગાઠીક રાજાઓનાં

૯ તાજ, એક સોનાંનું વાહાણ જે સોલમી સદીમાં બનાવેલુંછે, અને જેપર હાલતાં ચાલતાં પુતળાંઓ મીકેનીઝમથી ચાલેછે, અસલની વીટીઓ, કમરનાં સોનાનાં પટા, ઇત્યાદી એવું ઘણુંછે, જેની વીગત લખી શકાતી નથી.

એ સઘળું જોઇને શેંટ ડેનીશનો કેડેરલ, જે પારીશથી છ મૈલ દુર એજ નામનાં ( St. Denis ) આસરે ૩૫૦૦૦) માણસોની વસતીવાલાં નાઘળાં ગામમાં બાંધેલોછે તે જોવા ગયા. એ દેવલ સને ૧૧૪૪ નાં શાલમાં છઠા અને સાતમા લુઇનાં વખતમાં બંધાયું હતું, અને જો કે તે સારી બાંધણીનુંછે, તોપણ અહીંયાનાં બીજાં દેવલો કરતાં સરસ નથી; પણ ત્યાં ફ્રાનસનાં બધા રાજાઓ દટાયલાછે, તેથી તથા તે લોકોનાં મોટાં અને કીમતી સ્થંભો થી તે ઘણું વખણાયલુંછે. એ દેવલ સને ૧૧૪૪ નાં શાલની પણ આગલ હતું; લેકીન તેને તદન ભાંજી નાંખી ફરી એ શાલમાં બાંધ્યું હતું, તેથી તેની આગમજનાં ફ્રેચ પાદશાહોબી હીંયાં દટાયલાછે. દેવલની હેઠે "વોલટો"માં લાકડાંનાં બાજેટા કરી તેપર એ પાદશાહોની કોફીનો અનામત રાખેલીછે, તેમાંના છેક તેરમાં લુઈ સુધીનાં અસલનાં પાદશાહો સઉથી હેઠળની વોલટમાંછે તે દેખાડતા નથી; પણ ત્યાર પછીનાં ૧૪-૧૫-૧૬-૧૮ મો લુઈ તથા બીજા બધા રાજા રાંણીઓને એક ઓરડામાં ઉપર મુજબ મુકેલાંછે, અને તેઓનો કોફીનો જુની થઈ ગયલી હજુ તે, ઓરડાનો લોખંડની ગરાડની બારોમાંથી બતાવેછે. સને ૧૭૯૧ નાં શાલનાં બલવાની વખતે એ દેવલમાં બલવાઓરાએ આવીને બધા પાદશાહોંની કોફીનો વોલટમાંથી કાહાડી પાસે એક ખાડો ખોદી ઝનુનમાં તેમાં સઘળાં મુડદાં (ડેગોબરટ સને ૬૩૮ માં મરી ગયો ત્યારથી તે આ શાલ સુધીનાં) નાખ્યાં હતાં, પણ સને ૧૮૧૭ નાં શાલમાં ૧૮) માં લુઇએ તે મુડદાંની પેટીઓ ખણાવી કાહાડી પાછી વોલટોમાં મુકાવી, અને તેમાં સોલમાં લુઇ જેને ગરદન મારી મેડીલાઇનનાં દેવલની ઘોરસ્થાનમાં દાટેલો હતો તેને તથા તેની રાણીને તથા બીજાઓને અહીંયાં લાવી મુકયાં હતાં, તથા પાછળથી પોતે પણ અહીંજ દટાયો હતો. એ દેવલમાંહેલાં ચાર મોટાં સંગેમરમરનાં પુતળાં તથા એ પાદશાહોનાં સ્થંભો એ બલવાનાં વખતમાં જુદી જગ્યાપર લઇ જઇને સંતાડયાં હતાં, તેથી તે બચી ગયા; અને પાછલથી પાછા લાવીને જેમ બન્યું તેમ તેઓની અસલ જગ્યાપર પાછાં મુકયાં હતાં. સને ૧૮૭૧ નાં છેલા કમ્યુનીશટ બલવામાં પણ ઉપલાં ચાર પુતળાં હેઠે ભોયરામાં લઇ જઇને રાખ્યાં હતાં કે તે બળવાખોરોનાં હાથથી બચી જાય, અને હજુ તે ત્યાં હેઠળ ભોયરામાંજ રાખેલાંછે. નેપોલીયન બોનાપાર્ટનો પોતાનો તથા કુટુંબનો હીંયાંજ દટાવાનો વીચાર હતો અને તે સારૂં વાલટ પણ તૈયાર કીધી હતી; લેકીન તે શેંટ હેલીનામાં મરણ પાંમ્યાથી ત્યાંથી પાછો લાવ્યા ત્યારે લુઇ ફીલીપે તેને જુદી જગામાં દટાવ્યો હતો. ત્રીજા નેપોલીયનનો પણ અહીંજ દટાવાનો વીચાર હતો એમ કહેછે.

એ જોઇને પાછા ફરતી વખતે પારીશનાં કેટલ મારકેટ તથા સ્લોટર હાઉશ જોયાં હતાં. એ જગ્યા ઘણી મોટીછે, અને એમાં રોજ ૨૫૦૦) મોટાં જાનવર પારીશનાં ખપ સારૂં મારેછે. ગાય, ઢોરોને મુંબાઇની માફક છરીથી કાપીને મારતા નથી; પણ તેઓનાં માથાંપર એક પટાથી મોટા લોખંડનો અણીદાર ખીલો બાંધી પછી તેની ઉપર જોરથી એક હોડો મારેછે, કે તે ખીલો મગજમાં પેશી જઇ તે જાનવર તરતજ મરી જાયછે, અને એ લોકોનાં ધારવા મુજબ તે રીબતું નથી.

એ જોઇને પછી પારીશનાં ગરીબ મજુર માણસો સારૂં ત્રીજા નેપોલીયને પાર્ક બનાવ્યોછે, જેને Parc Buttes des Choumot કરીને કહેછે, ત્યાં ગયા. એ જગ્યા અસલ વેરાન હતી; પણ તેને સુધારી તેમાં તલાવો, પાહાડો, ગરોટાસ, મોટા રસતા, ફુંવારા ઇત્યાદી પંદર લાખ રૂપીયા ખરચીને ઉદ્યોગી માણસોને ફરવા લાયકનો પાર્ક બનાવ્યો હતો, તેમાંના એક ડુંગરને આસપાસથી ખણીને તદન એલાએધો ઉભો રાખ્યોછે, અને તેની સાંમે બીજા ડુંગરનાં ભાગપર જવા સારૂં છેક બેહુને મથાળે પુલ ઘણો ઉંચાણમાં બાંધેલોછે, તથા ડુંગરનાં મથાળાંપર નાનકડું રશટીક ઘેર બાંધી લીધેલું છે, જયાંથી આસપાસની વીયુ ઘણી સારી દીસેછે.

એ જોઇને સને ૧૮૩૦નાં શાલનાં રેવોલ્યુશનની યાદગારી રાખવાનો એક કોલમ, જેને જુલાઇ માસનો કોલમ (Colome de Juillet) કરીને કહેછે તે જોવા ગયા. એ જગ્યાપર અસલ બાસ્ટીલનું બંદીખાનું હતુ, તે ૧૭૮૯ નાં બલવામાં ભાંજી નાંખ્યું અને તે જગ્યાપર એ પછી વારા ફરતી બળવાખોરો સાથે પાછલનાં બે બળવામાં લડાઇ થઇ હતી, તથા ત્યાં અસલથીજ નેપોલીયનનો વીચાર કાંઇ યાદગારી રાખવા સારૂં ૭૮) ફીટનો એક ઉંચો હાથી મુકવાનો હતો, તે રહી ગયો; પણ ૧૮૩૦ નાં બળવામાં તે વીચાર પાછો બીજાઓએ ઉંચકી લઇ તે બળવાની યાદગારી દાખલ એ કોલમ બાંધ્યો હતો, અને એ બળવો જુલાઇમાં થવાથી તેનું નાંમ ઉપર મુજબ પાડ્યુંછે. તે ૧૫૪) ફીટ ઉંચો બરોનઝનો બનાવેલો; અને તેને એક સંગેમરમરનાં ગોળ બાંધણીનાં પેડેશટલપર ગોઠવેલો, તથા થંભાપર એ છેલાં રેવોલ્યુશનની વખતનાં મારયા ગયલા ૬૧૫) જણનાં નામ પાડેલાંછે. એ થાંભળો ૧૩) ફીટ જાડોછે, અને તેનાં મથાળાંપર એક ગોળ ફાનસ કરી તે ઉપર સ્વતંત્રાનું પુતળું, હાથમાં એક મસાલ તથા ભાગેલી સાંકળ આપીને ઉભું રાખેલુંછે. એનાં મથાળાંપર જવા સારૂં ૨૭૨) ટપ્પાની સીડી કીધેલીછે. છેલા સને ૧૮૭૧ નાં રેવોલ્યુશનની વખતે પણ એ જગ્યાપર ઘણી સખત લડાઇ થવાથી એ કોલમ ગોળીઓથી વીંધાઇ ગયો હતો, પણ હમણાં તેને પાછો સુધારયોછે.

એ જોઇને પછી ધી વેનડોમ કોલમ (The Vendome Colome) જોવા ગયા હતા; એ કોલમ રોમનાં ટરોજન કોલમની નકલછે. અને તે રૂ. ડી. લા. પે. કરીને મોહોલાં આવેલુંછે, જયાં હમો ઉતરયા છીયે. એ કોલમ ૧૪૨) ફીટ ઉંચો અને ૧૩) ફીટ ઘેરાવામાંછે; એને પેહેલા નેપોલીયને લડાઇઓ જીતી તેની યાદગારી રાખવા સારૂં સને ૧૮૦૬-૧૦ માં બાંધ્યો હતો. સને ૧૮૭૧ માં કમ્યુનીશટોએ તેનેખી ભાંજી નાંખ્યો હતો; પણ તેનાં કટકા પાછા જોડીને સને ૧૮૭૫ માં સરકારે જેવો આગલ હતો તેવો પાછો ઉભો કીધોછે. એ કોલમ ચુનાં ઇંટનો બાંધીને તેની ઉપર ૧૨૦૦) રૂશીઅન તથા આશટરેલીઅનની જીતેલી તોપો ગાલી તેની ધાતુનું ફરતું પેડ ૩૦૦) વાર લાંબુ કીધુંછે, અને તે ઉપર સને ૧૮૦૫ ની લડાઇઓની વીગતો પાડેલીછે. તેમાનાં આકારો ત્રણ ફુટ જેટલા મોટા, અને તે વખતનાં શોલજરોનો પેહેરવાશ તથા જાણીતા સરદારોનાં મોહોડાં બરાબર પાડેલાંછે. એનાં મથાળાંપર નેપોલીયનનું પુતળું હતું તે પણ પાડ્યું સને ૧૮૭૫ માં તેની જગ્યાપર ગોઠવ્યુંછે. એ કોલમ ઘણી કારીગીરીથી બનાવેલોછે, અને તેને પાડી નહીં નાખવા હૉટલ ડી રયુનાં માલેકે કમ્યુનીશટોને સને ૧૮૭૧ માં પાંચ લાખ ફરાંક આપવાને કહયા તોપણ તે નહીં લઇને તોડી પાડયો હતો.

**તા૦ ૨૨ મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં પારીશથી આસરે ૩૭ મૈલ દુર ફોંટેનબ્લો(Fountainebleau)નો મેહેલ જોવા સારૂં આગગાડીમાં સવારનાં નવ વાગે નીકલેલા કલાક ૧૧ )વાગે પુગા હતા. એ મેહેલ એજ નામનાં આસરે ૧૨૦૦૦) માણસોની વસતીવાલાં ગામમાં આવેલોછે, અને તેને પેહેલા ફરાનશીશે સને ૧૫૪૫ મા બાંધ્યો હતો, તેને એવો સણગારેલો હતો કે તે વખતે આખા યુરોપમાં તેનાં જેવો બીજો કોઈ મેહેલ ગણાતો હતો નહીં, અને હજુ પણ વરસાઈલ્સના મેહલ શીવાય બીજા મેહેલોથી ઉતરતો ગણાય નહીં. એનો બાહારનો દેખાવ કાંઈ ઘણો ભપકાદાર નથી. તે સ્કુવેરની ત્રણ બાજુનો બાંધલોછે. એ સ્કુવેરમાં પેહેલા નેપોલીયને તા૦ ૨૦ મી એપરેલ ૧૮૧૪ ને દીને તખ્ત છોડી એલબા જવા અગાઉ પોતાનાં જુનાં ગારડસ લશકરની આખેરની સલામતી, અને વળી પાછો નાહાસી આવ્યો ત્યારે તા૦ ૨૦ મી મારચ ૧૮૧૫ ને દીને એજ જગ્યાપર લશકરની રીવીયુ લીધી હતી. એની અંદરનાં ઓરડા ઘણી સરસ રીતે સણગારેલા, અને તે બધાની શીલીંગો એક બીજાથી જુદી જુદી રીતની બનાવેલી, તથા બધી ગમ ગીલીટ અને નકશીકામ અને ચીત્રથી ભરી લીધેલું છે; તેમાં ટેપેશટરી વરકશથી તો આખા ઓરડાની દેવાલો વતીક ભરી નાંખીછે. એ ટેપેશટરી વરકની શું કીમત થવી જોઇયે તે જાણવા સારૂં ૧૫૦૦) ફરાંકે ૧) ચોરસવારને હસાબે ગણી લેવી. એ મેહેલમાં અસલથી પાદશાહો ઉનાળાનાં વખતમાં રેહેતા આવેલાછે; તેમાં ત્રીજો નેપોલીયન પણ રહયો હતો; તેની રાંણી યુજીનીનો સુવાનો ઓરડો હજુ જેમનો તેમ સણગારેલો રાખ્યોછે, તેમાં મેરી આંત્વાનટને લીયાં ( Lyons ) શેહેરનાં લોકોએ વખણાયલી રેશમની લુમોમાંથી શાટીનપર ભરેલી ફુલ તથા તરાંહની ભરેલી ડરેપરી ભેટ આપી હતી તે આખા ઓરડામાં ટાંગેલીછે, અને તે એટલી સરસ બનાવેલીછે કે હમો તારીફ કરી શકતા નથી. એ મેહેલમાં નવાઇની ચીજોમાં ફરાન્સમાં પેહેલી મોટું જોવાની આરશી મેરી મેડીસીને વેનીશથી ભેટ આવી હતી તે છે; જે આસરે ૨ થી ૧।। ફીટનીછે. બીજું એક ઝુંમર તદન ક્રીશટલ પથરનું બનાવેલું ઘણુંજ કીમતી ગણાયછે; તેના ફકત હેઠળનાં દડાની કીમત ૧૦૦૦૦) ફરાંક કહેછે. એ શીવાય ઘડીયાળો તથા બીજી ઘણી કીમતી ચીજો ત્યાં જોવામાં આવેછે. એનો બાલ રૂમ પણ ઘણો સરસ સણગારેલોછે, અને તેની શીલીંગપર જેવી તરાંહછે તેવીજ તરાંહ પાછી જમીનપર હેઠલ પાડેલીછે; એનો મોટા દાદારખી ઘણો જોવાલાએકછે, અને તે પરની પેન્ટીંગસ ત્રણસો વરસની જુની છે. એક ઓરડો તદન ઉંચી પોરશલેનની રકેબીઓનો બનાવેલોછે, તેપર ફરાન્સની તવારીખની વીગતો ચીતારીછે. એ દરેક પલેટ બનાવવાને ૧૬) પોંડ ખરચ બેઠાછે; અને તે લુઈ ફીલીપનાં વખતમાં બનાવ્યું હતું. ધશેટેન ગ્લાશની બારીઓછે તેમાંની ૧) બારી ૧૦ થી ૫ ફીટનીનાં ૧૮૦૦૦) ફરાંક ત્રજા નેપોલીયને કીમત આપી તે ઉપર સબીઓ પડાવેલીછે. હીંયાં એક નાટક સારૂં જુદો ઓરડો ઠીયેટરની માફક બનાવેલોછે, તેનું ફરનીચર તદન ઉંચી પીલી શટીનનું છે. એ ઠીયેટર રૂમ ત્રીજા નેપોલીયને અને ૧૮૫૫ માં બંધાવ્યો હતો. એ ઉપરાંત ત્યાં બીજા ઘણાંક ઓરડાઓ જોવાલાયકછે.

એ જોઇને પાછા પારીશ આવ્યા હતા. આજે સાંજનાં ફોંટેનબ્લથી સકારા પછા આવ્યા પછી અતરેની બોટાનીકલ ગારડન જોવા ગયા, જયાં ઘણાં ઝાડો જુદી જુદી જાતનાં ઉગાડી તે પર નામ લખે.

બાંછે, પણ તે કાંઇ નવાઇનાં જોવાલાયક નથી. એજ બાગમાં ઝુઆલોજીકલ કલેકશન છે, જયાં ઘણો સારો સંગ્રહ છુટાં છુટાં અને મોટી જગ્યા રોકનારા પાંચાઓ અને ઘર બાંધીને જીવતાં જાનવરો રાખેલાંછે; પણ એમાંનાં ઘણાંખરાં સારાં જાનવરો સને ૧૮૭૧ નાં શાલમાં પારીશને જરમને ઘેરો નાખ્યો, તે વખતે કાપી ખાધાથી હમણાં ઘણાં ઓછાં થઇ ગયલાં કહેછે. એમાં લંડન કરતાં બીજાં કોઇ નવી જાતનાં જાનવરો હમારા જોવામાં આવ્યાં ન હતાં.

આજે રાતનાં અતરેનાં વખાણાયલાં નવાં ઓપેરા હાઉશમાં Robert le Diable નો ઓપેરા જોવા ગયા હતા. એ ઓપેરા હાઉશની બરાબરી પારીશમાં શું પણ આખા યુરોપમાં કોઇ બીજો ઠીયેટર હાઉશ નથી. એને બાંધવાનું સને ૧૮૬૪ માં ત્રીજા નેપોલીયને શરૂ કીધું હતું તે સને ૧૮૭૪ માં રીપબલીકે તૈયાર કરીને ઊઘાડયું હતું. એ ૧૩૫૯૬ ચોરસ વાર જમીન રોકેછે, અને તેમાં ૨૧૫૬) માણસો બેશે એટલી જગ્યા છે, અને તેની બાંધણીમાં ગામેગામનાં રંગીન પથરાનાં આખા થાંભળા, આખા સીડીનાં તપાઓ, તથા દેવાલો સઘળું બાંધેલુંછે. તે ઉપર ગીલીટ અને નકશીકામનો તો કાંઇ ઠાગજ નહીં મલે. એ સઘળું જાણે ખરૂં સોનાનું બનાવેલું હોય તેવી સરસ ગીલીટ કીધેલીછે. લોકોને બેસવાને બેઠકોના ૬) થડ ઘણાંજ ભપકાદાર રીતે કીધેલાછે, તેનો ગરાંડ સ્ટેરકેશ તદન સફેદ સંગેમરમરનો અને ઘણોજ સરસ રીતે બાંધેલાછે. પણ એ સઘળામાં ઉત્તમ ત્યાંનો મોટો હોલછે, જેનાં સરસ સણગાર વીશે કાંઈ તારીફ કરી શકાતી નથી. એ હૉલની બાહાર મોટી અગાસીછે જયાં ઇલેકટરીક લાઇટ કીધેલીછે, અને જયાંથી રૂ ડી લા.ઓપેરાનો મોહોલો સાંબો દીસેછે, જેમાં નજદીક નજદીક ઇલેકટરીક લાઇટનાં ફાનસો મુકેલાં હોવાથી તથા તે મોહોલો મોટી હવેલીઓથી ભરેલો તથા રસ્તા ઘણાં પોહોળા અને ઘરો એક સરખાં હોવાથી દેખાવ ઘણોજ રળીયામનો લાગેછે. એની બધી વીગત લખવાને હમો અશકત છઇયે પણ ગાઇડ બુકમાંથી કાંઈ હેવાલ ઉતારીએછે તે ઉપરથી તે કેહેવો હોવો જોઇયે તેનો વીચાર કરી લેવો. "એ જયાં બાંધ્યોછે તે જગ્યા પારીશ શેહેરમાં સૌથી મોંઘી કેહેવાયછે, તે જગ્યાપરનાં ચારસોથી પાંનસો ઘર વેચાતાં લઈ તે ભાંજી નાંખીને એ ઓપેરા બાંધ્યોછે. તેમાં ફકત જગ્યાની ચાર લાખ વીસ હજાર પૌંડ કીમત આપીછે, અને એ ઇમારત બાંધવા તથા સણગાર કરવા પાછલ ચૌદ લાખ વીસ હજાર પૌંડ બેઠા હતા. એનો પાયો નાખવાપર ઘણી મેહેનત પડી હતી; કારણ થોડી જમીન ખોડી કે માહેથી પાણી નીકળી આવવાથી રાત દીવસ સ્ટીમથી ચાલતાં સાત બુમબાઓ પાણી કાહાડવા પાછલ કામે લાગા હતા, અને એ ઓપેરાને મલતાં ઘરો એની આસપાસ બંધાવી મોહોલો સૌથી સરસ કીધો હતો. એનાં ઠીયેટર રૂમમાં એક ઝુમર ૩૪૦) લાંઇટોનુંછે તે ઘણું ગંજાવર લાગેછે. સ્ટેજ ૧૯૬) ફીટ ઊંચો, ૧૭૮) ફીટ પોહોળો, અને ૭૪ ફીટ ઊંડો છે. એ સ્ટેજની પછવાડે બાલ રૂમછે, તેનો એક છેડો એક મોહોડું જોવાની આરસીનો બનાવેલોછે, અને તે આરસીનો કાચ ૨૩) ફીટ પોહોળો અને ૩૩) ફીટ ઊંચોછે, જેને વાસતે કહેછે કે એટલો મોટો આરસીનો કાચ હજુ બીજો બનાવ્યો નથી. લોકોને બેસવાનાં પરાઇવેટ બોકશોનાં ચાર થડ કીધેલાંછે, અને દરેક બોકશની પાછલ એકકો છુટો ઓરડો આરામ લેવાને કીજે છે, જેથી તથા સ્ટેજ

ઘણો મોટો હોવાથી તથા બેઠકો છુટી છુટી સગવડથી ગોઠવ્યાથી જો કે એ ઓપેરા હાઉસ દુનયામાં સૌથી મોહોટા ગણાયછે, તોબી તેમાંની બેઠકો ઇટલીના મીલન શેહેરનો લા સ્કાલા La Scala અને નેપલસનો સાન કારલો San Carlo થાને ઓછી છે. એ ઠીયેટરને મથાળે શીલીંગ પર ત્રાંબાનાં પતરાં જડી ચીતારો પાડેલા છે. એ ઇમારતની મોટાઇ માફક તેમાં ગાનારા તથા નાચનારા પણ ઘણાં મોટા ઉસ્તાદોછે, અને જો કે એ ઓપેરા હાઉસ હમેશાં લોકોથી ઘણો ખરો ભરેલો રેહેછે; તોપણ તેનાં ખરચનો ધસાડો પુરો પાડ- ~~અને~~ ફ્રેન્ચ સરકાર દરશાલ ૮) લાખ ફરાંક પુરી આપેછે. તેનાં પેહેલા વરગનાં આરટીશટો જેવાકે Good Tenor ના સાદવાલાને એક લાખથી સવા લાખ ફરાંક સુધી વરસાણ મલેછે, અને નવા પીસીઝો બનાવનારાઓને પેહેલી ચાલીસ રાત નાચ ચાલેછે તેનાં દર રાતનાં ૫૦૦) અને ત્યારપછીની દર રાતનાં ૨૦૦) ફરાંક સજ મલેછે. એની ટીકીટનો ભાવ વધતાંમાં વધતો ૧૫) ફ્રાંક અને ઓછામાં ઓછો ૭) ફ્રેંક સુધીનોછે; તોપણ ખરચ પુરો પડતો નથી એવા મોટા પગાર સાથના ગાનારાઓ તથા નાચનારાઓ મલીને આસરે ૨૫૦) માણસો રાખેછે, તેમ ત્યાંની રંગભુમીની કસી તારીફ નહીં થાય એટલી સરસ વારા ફરતી મોટા ખરચે બનાવેછે."

**તા૦ ૨૩મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં લુવ્રનો મેહેલ તથા ત્યાંનું વખણાયલું મ્યુઝીયમ જોવા ગયા હતા. એ મેહેલ તથા તેનીજ પાસે ત્વીલરીનો બલી ગયલો મેહેલ મલીને એક ઘણોજ મોટો ચોક અંદર થયલોછે. એ મેહેલનો પેહેલો પાયો સને ૧૧૪૧ માં પેહેલા ફરાનશીશે નાખ્યો હતો, અને સને ૧૫૬૬ સુધી બંધાતો ચાલુજ હતો તેટલામાં એજ વરસે ત્વીલરી મેહેલનો પાયો કેથેરીન ડી મેડીચીશે નાંખ્યો, અને બેહુ મેહેલો મલીને એક ચોક (ઇયાને કુવાડરેનગલ) કીધો હતો. ત્યારપછીના પાદશાહોએ તે ઉપર માળો તથા ઇમારતો વધારયા કીધી હતી, તોપણ એક બાજુ ત્વીલરીની વચમેનો એ લુવ્ર મેહેલનો ભાગ બાંધવાનો રહી જવાથી છેલા નેપોલીયને તે ઉપર ૭) કરોડ ૫૦) લાખ ફ્રાંક ખરચીને તે ૧૮૫૭ માં પુરો કીધો હતો. એ મુજબ એ બે મેહેલોને પુરા કરવાપર નજદીક ૩૦૦) વરસ લાગાં હતાં. એ મેહેલની બાહારની બાજુપર ફ્રાંન્સનાં વખણાયલા રાજપ્રકરણી ૮૬) શખશોનાં તથા અલંકારરૂપી ૬૩) પુતળાં મલી ૧૪૯) મોટાં કદનાં પુતળાં મુકીને સણગારેલાછે. એ બે મેહેલ ૪૮) એકર જમીન, તથા નજદીક બેથી ત્રણ કુવાડરેનગ્યુલર કોરટશો (ઇયાને મોટા ચોકો) રોકેછે, અને તેથી કરી દુનયામાંનાં સરસ મેહેલોમાનો એક ગણાયછે. સને ૧૮૭૧ ની તા૦ ૨૪ મી મેને દીને કમ્યુનીશટોએ ત્વીલરી મેહેલને આગ લગાડી તેની અંદરનો કીમતી સામન તથા ૯૦૦૦૦) વોલમોની લાઇબ્રેરી સુધાં બાલી નાંખ્યો હતો. તેનાં બે ભાગ પાછા બાંધ્યાછે; પણ એક ભાગ જે ત્વીલરીની વાડીની સાંમેનોછે તે હજુ જેમનો તેમ રેહેવા દીધેલોછે. લુવ્રનો મેહેલ આગલનાં પાદશાહો વાપરતા હતા, અને સને ૧૭૯૩ નાં શાલથી તેનાં ઓરડાઓ મ્યુઝીયમ દાખલ વપરાયછે; લુઇ નેપોલીયને તેમાં જે વીંગ નવી વધારી તેમાં ઘણી ચીજો ઉપરાંત પેહેલા નેપોલીયને યુરોપ તથા ઇજીપથી જીતી લાવેલી વખણાયલી ચીજો એ મેહેલમાં એકઠી કરીને વધારો કીધાથી તે એક મોટું મ્યુઝીયમ થઇ ગયુંછે. તેમાં વળી ફ્રાંન્સનાં લોકોએ પોતીકી પાસનો એકઠો કીધેલો સામન આપતા આવવાથી હમણાં

એ મ્યુઝીયમ તથા પીકચર ગેલરી એટલી તો મોટી થઇ ગઇછે, કે તેમાં હમોને અમથું જોઇને ચાલતાં સવારનાં ૧૧)થી તે સાંજનાં ૪) વાગા હતા અને તેબી સઘળું ઝડપથી ચાલીને જોતાંજ. ત્રીજા નેપોલીયન પછી રીપબલીક થઇ તેને લુવ્ર નો બીજો ભાગ જે મેહેલ દાખલ વાપડતા હતા, તે પણ મ્યુઝીયમ દાખલ વાપડવામાં લીધોછે, અને એ મુજબ મ્યુઝીયમને લગતા હમારા ગાઇડનાં કેહેવા મુજબ ૭૦૦) ઓરડા એ મેહેલમાં વપરાયછે. તે ઉપરાંત એક આખી રીંગ પબલીક હારીશ તથા અતરેનો ટાઉન હૉલ (Hotel de Ville) જે સને ૧૮૭૧માં કમયુનીશટોએ બાલી નાખ્યો હતો, તે બીજો હમણાં બંધાયછે તે તૈયાર થાય ત્યાંસુધી ટાઉન હૉલ દાખલ રાખેલોછે; તે ભાગમાં બીજા ૨૦૦) ઓરડા કહેછે, એટલી એ ઇમારત મોટીછે. એ ઉપરાંત તે પર બે માળ કીધેલાછે, તેથી તેમાં ૯૦૦) ઓરડા હોય તેમાં કાંઇ નવાઇ જેવું લાગતું નથી. એનાં મયુઝીયમની જુદા જુદા દેશની જુદી જુદી કોરટસ કીધેલીછે, તેમાં ગ્રીક અને ઇજીપશીઅન કોરટોનો સંગ્રહ ઘણો મોટોછે. એ છેલી જગ્યામાં અસલનાં ઇજીપ્તનાં નજદીક ૪૮૦૦) વરસનાં બનાવેલાં જુનાં પુતળાં ઘણી સારી કારીગીરીનાં મુકેલાંછે; બાકીની રોમન અને એશીરીઅન કોરટોમાં થોડો થોડો સંગ્રહછે. એ છેલી કોરટમાં ઇરાનના અસલ મેહેલોને લગતાં પુતળાં તથા બીલારોકી અક્ષરોની તખતીઓ ખોરશીદાબાદ તથા નીનીવેહ ઇત્યાદીથી લાવી મુકેલાંછે. લુવ્રનાં બે ભાગછે. નવો અને જુનો, તે બેહુંમાં શીલીંગો તથા દેવાલોપર નકશીકામ, પુતળાં અને ગીલીટ કામ કીધેલુંછે; પણ જુનાં મેહેલમાંનું ઘણું સરસછે. નવો બીલડીંગની પીકચર ગેલરી ઘણી મોટી આસરે ૫૦૦) ફીટ ઉપરની લાંબીછે, તેમાં તથા બીજા બેસુમાર ઓરડાઓમાં વખણાયલા ઉસ્તાદોના હાથનાં ચીત્રો મુકેલાંછે, તે એટલાં બધાં એકઠાં કીધેલાંછે કે લંડન શેહેરની કોઇ પણ જગ્યામાં એટલાં એકઠા કીધેલાં નથી. તેમાં પેહેલો નેપોલીયન, જે મુલકો જીતી લેવા ઉપરાંત તેમાંહેની કીમતી ચીજોને એકઠી કરવાનો ઘણો શોખીન હતો, તેણે યુરોપનાં બધા ભાગોમાંથી દેવાલોમાં જે ઉંચી તસ્વીરો હતી તે લાવીને અહીં એકઠી કીધીછે, અને જોકે એમાંનો મોટો ભાગ જયાંથી લાવ્યો તે રાજવાળાઓને તેની પડતી દશામાં પાછો આપ્યો તોબી એ સંગ્રહ ઘણો મોટો અને બે કીમતી થઇ ગયોછે. એની સબીઓની કીમત તો કોઇ ગણી શકશે નહીં; તેનાં દાખલા દાખલ એક તસ્વીર(The ascension of the Virgin) નાં છેલા એકઝીબીશનની વખતે એક અંગ્રેજે ૨૪૦૦૦) પોંડ આપવાને કહયા, તોપણ તે વેચી નહીં, એવી ઉંચી તસ્વીરો હીંયા શેંહકડો પડીછે. એ લુવ્રની પીકચર ગેલરી હારબંધ એકમાંથી બીજામાં જવાનાં લાંબા અને લાંબા ઓરડાઓમાં કીધેલીછે કે જે લંબાઇમાં ગણીયે તો અરધા મૈલની ઉપર (૧૦૮૦ વાર) લાંબીછે, તેમાં ૨૦૦૦) ઉપર સબીઓ મોટા દુન્યામાં વખણાઈ ગયલા ઉસતાદ ચીતારાઓનાં હાથની ચીતારેલીછે, એ ઉપરાંત ચીતારો રાખવા બીજા અતી ઘણા ઓરડાઓ કીધેલાછે, જેમાં ૩૫૫૦૦) ઉપર ચીતારો મુકેલાંછે, જે પણ યુરોપનાં વખણાયલા ઉસ્તાદોનાં હાથથીછે. એ તસ્વીરો ઉપરાંત મ્યુઝીયમનાં ઘણાંખરા બધા ભાગોનાં ઓરડામાં શીલીંગ ઉપર ઓઇલ પેન્ટીંગો મોટાં ઉસ્તાદોથી બેચાવીછે, અને એક એક વીગતનો સબી એક એક આખા ઓરડાની શીલીંગો ઉપર પાડેલીછે, જે ઉપર પણ અતી ઘણો ખરચ થવો જોઇયે. એક મોટો હૉલ જે અસલ

જુનાં લુવરનો બાલ રૂમ હતો, ત્યાં ગોબલીન (Goblin) ટેપેશટરી વરકની સખીઓ (માણસોની) એવોતો સરસ બનાવેલો મુકીછે કે જોતે હમોને ટેપેશટરી વરક કરી જણાવતે નહીં, તો હમો તેને ઓઇલ પેન્ટીંગ સમજતે. એ ટેપેશટરીની એકેકી આરશીની કીમત પચાસ હજાર ફ્રાંક ઉપરનીછે. એજ હૉલમાં અસલ વખતનાં તાજોના આકારો તથા કીમતી ઝવેરાતની તપખીરની દાબડીઓ, અલાંમતનાં કાશકેટો, કીમતી પથરનાં વાઝો, ઇત્યાદીનો સંગ્રહ કીધેલોછે; એ બધા ઉપરાંત એક આખી વીંગ પુતળાંઓ સારૂં રાખેલીછે, તેમાં પણ બેસુમાર પુતળાં ખરા ઉસ્તાદોને હાથનાં અથવા તેની બીજીજ નકલ કરીને રાખેલાંછે. એ આખાં મયુઝીયમની બધી વીગત હમો લખી શકતા નથી; પણ એટલુંજ જણાવવું બસ છે કે આખા યુરોપમાં એ સૌથી મોટું ગણાયછે.

એ જોઇને અતરેનો એક આરટીશીઅન વેલ (ઇયાને પાઇપથી કીધેલા કુવો) જોવા ગયા હતા; એવા ચાર કુવા પારીશ શેહેરનાં ૦। ભાગને પીવાનું તથા વાપરવાનું પાણી પુરૂં પાડેછે. એ કુવા સારૂં એક જાતનાં સંચાથી જમીનની અંદર એક ઘણો મોટો પોકળ લોખંડનો સલીયો ઓસેછે, અને તેને છેક જમીનની પતાળ સુધી (આસરે ૧૮૦૦ ફીટ) ઉંડો લઇ જાયછે, ત્યારે અંદરથી એકું પાણીનો ઝરો હાથ લાગેછે, જેમાંથી રાત દીવસ પાણી ફુંવારાની માફક નીકળ્યા કરેછે. એવા જે કુવો હમો જોવા ગયા તેને "આરટીશીઅન વેલ ઓફ ધી ગરેનેલ" કરી કહેછે. એનો ઉપર એક મોટો મીનારો બાંધી તેનો વચમાં જયાંસુધી નોચેનાં ઝરાનું પાંણી ઉડેછે, ત્યાં સુધીનો એક નલી રાખીછે, જેમાં પાંણી ઉપર સુધી ચહડીને પાછું બીજીગમથી હેઠે ઉતરી એક ટાંકીમાં એકઠું થાયછે, અને ત્યાંથી પછી નલોમાં શેહેરને પાણી પુગેછે. એ કુવો ૧૮૦૦) ફીટ ઉંડો, અને તેની ઉપરનો મીનારો ૧૧૪) ફીટ ઉંચોછે. કોઈ વખતે શીયાળામાં એનું પાણી એ મીનારાનાં મથાલાંપરથી પણ ઉભાઈ જાયછે, એટલું જોરથી પાણી અંદરથી બાહાર ઉડેછે, અને દરરોજ એમાંથી બે લાખ ગ્યાલન પાણી મલેછે.

એ જોઇને અતરેનું વખાણાયલું નેશનલ ગારડશનું વાજું ત્વીલરી ગારડનમાં વાગતું હતું તે સાંભળવા ગયા. એ વાજું આખા યુરપમાં ઘણુંજ સરસ ગણાયછે, અને લંડન એકઝીબીશનની વેલાએ એ બાબે સરત કરવાથી એ વાજું ઇંગ્લાંડનાં તથા બીજા દેશોનાં વાજાંઓથી સરસ ઉતરેયું હતું. અહીંયાં સારાં માણસોને બેસવા સારૂં ખુરશીઓ હારબંધ ઠીયટરની માફક ગોઠવેલીછે. તે દરેક બેઠકનાં ૧૫) થી ૨૦) સેંનટ (આશરે એક આનો) સુધી ફી લેછે, જે પ્રમાણે કીધાથી લોકોને આવવાને સવલ પડેછે; નહી તો કે ત્યાં બાગમાં ગાડીઓને આવવાનો હોકમ નહીં હોવાથી સારાં માણસોને ઘણી મોટી ભીડમાં એ વાજું સાંભળવાને બની શકે નહીં.

**તા૦ ૨૪મી આગસ્ટ ૧૮૮૧—**આજે સવારનાં પારીશ શેહેરને લગતતી દાટવાની જગ્યા જોવા ગયા હતા, જેને Cemetery of Pere Lachaise કહેછે. એ શીમેટરી અહીંયાં સૌથી મોટીછે, અને ત્યાં મોટાં માણસોને ઘણાંખરાં દાટેલાંછે. પાદશાહી ખાંનદાંન શીવાય બધા ઉમરાવો તથા કોઈ કોઈ પ્રીંન્સો વત્તીક હીંયાં દટેલાછે. તેમાંનાં કોઈ કોઈ મોન્યુમેન્ટશોના સ્થંભો ઘણાં સારાં અને જોવા લાયકછે. એ દાટવાની જગ્યા લોકોને વેચેછે અને તે ઘણી જેમ માગે તેમ વધતો ઓછો ભાવ અપાયછે, તેમાં ગરીબ માણસો જેઓ વેચાતી લઈ શકતા નથી (અને

તેવા બે તરતીઆંગશ ભાગ શેહેરનોછે ; તેવાઓને Fosses Communes અથવા મોટા ખાડા ખણી તેમાં ૪૦) થી ૫૦) જણાંની કોફીનો સાથે દાટેછે. કેટલાએક જણાં થોડા વખત સુધી જાણે ભાડે લેતા હોય તેમ લેછે, તેઓનાં હાડકાં દશ વરસ સુધી રાખીને પછી પેલાં કેટકોમબશમાં એકઠાં કરેછે ; તેઓ પાસેથી જગ્યાનાં ૧૫૦) ફ્રાંક લેછે, અને ૫૦૦) ફ્રાંક જાથુકની જગ્યા રાખનારા પાસેથી લેછે, પણ બચ્ચાં સારૂં તેથી અરધી કીમત લેછે; અને વળી તે પણ જગ્યા ઘણી નાઘલી આસરે ૨૨ાા ફીટ સ્કુવેર જેટલી આપેછે. અને જો વોલટસ બાંધવા મોટી જગ્યા માગેછે તો ધારા પ્રમાણેની મલતી જગ્યા ઉપરાંત દર મીટરે (એક મીટર ૧૧¾ સ્કુવેર ફીટ થાયછે) બીજા ૧૦૦૦) ફ્રાંક લેછે. એ સઘળી ઉપજ પારીશની મયુનીસીપાલીટી લેછે. જો સરકાર કોઇની પબલીક ઘોર કરી દટાવેછે તો સરકારને પણ ઉપર મુજબ પૈસા આપીને વેચાતી લેવી પડેછે. અહીંયાં ઘણીખરી પરાઇવેટ વોલટસછે, પણ જગા ઘણી મોંઘી હોવાને લીધે સાંકડી જગ્યા લઇને અંદર ઘણી ઊંડી ખણી (કોઇ તો ૫૦ ફીટ ઊંડી) તેમાં અભરાઇઓ બાંધીને પોતાનાં કુટુંબનાં કોફીનો રાખેછે, અને દરેક વોલટની ઉપર નાઘલું ચેપલ બાંધીને તેમાં ક્રૂસો તથા શંટોનાં પુતળાં મુકેછે. મોનશીઅર ટીયે જે હમણાં થોડુંક થયું મરણ પામયો, તેની વોલટ મોટીછે, તેમાં લોકોએ અતીઘણાં ફુલનાં હારો તથા મોમેનટોશ ખોટાં ફુલોનાં ગુંઠીને અંદરથી તેનો ચેપલ બધો ભરી નાંખેલોછે: સૌથી મોટી ઘોર એક કોઇ પ્રીન્સનીછે, તે ઉપર એક લાખ બાર હજાર ફ્રાંક જમીન ખરીદવાનાં તથા ઉપર મોન્યુમેન્ટ બાંધવાપર લાગ્યા હતા. એવી સ્થંભ સાથની ૧૮૦૦૦) ઘોર હીંયાં કેહેવાયછે, અને ૧૮૦૪ માં એ શીમેત્રી ઉઘાડી ત્યારથી તે અત્યાર સુધીમાં એવી ઘોરોપર બધા મલી આઠ કરોડ રૂપીયા બેઠેલા બીડકરની ગાઇડ બુકપરથી માલમ પડેછે. પારીશની એવી ૨૨) શીમેત્રીમાં દર વરસે ૪૩૦૦૦) માણસો દટાયછે.

એ જોઇને પાછા હૉટલમાં આવી પારીશ શેહેર બરાબર જોવા સારૂં ફરીથી આવવાનો વીચાર રાખીને બપોરનાં કલાક ૩-૫૦ મીનીટની ટરેનમાં બેસીને બેલજીઅમ દેશનું પાયતખ્ત શેહેર બરૂશેલશ જે પારીશથી ૧૯૪) મૈલ દુરછે ત્યાં રાતનાં કલાક ૧૦-૩૦ મીનીટે આવી પુગા હતા. રસતામાં આઠ વાગે ફ્રેન્ચ અને બેલજીઅમ વચેની સરહદ પસાર કરી હતી. Quevy નામના બેલજીયમ સરહદનાં સ્ટેશનપર બધા ઉતારૂઓનો સામન કશટમ હાઉસવાલાઓએ જકાત માલ નહીં પસાર કરે તેથી તપાસ્યો હતો. હમોએ બરૂશેલશનું ગરાંડ હૉટલ (Grand Hotel de Bruxelles) જે બુલવાડ શેનટરલ (Boulevard Central or Anspach) માં આવેલુંછે ત્યાં ઉતારો લીધો હતો.

**તા૦ ૨૫મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં અતરેનું ટાઉન હૉલ જેને અહીંયાં Hotel de Ville કહેછે તે જોવા ગયા હતા. એ ઇમારતનો બાહારથી ભપકો ઘણો સારોછે, અને તેની વચમાં એક સોભાઇતો મીનારો બાંધેલોછે. તે ૩૬૪) ફીટ ઊંચોછે, અને ત્યાંથી આખાં શેહેરની વીયુ ઘણી સારી દીસેછે. એ ટાઉન હૉલમાં બરૂશેલશમાં જેટલાં જણાં લગન કરેછે તે પોતે આવીને નોંધાવી જાયછે, નહીં તો કે પાછલથી તે બરાબર લગન થયલાં ગણાંતાં નથી. એનાં કાઉનશીલ હૉલમાં શીલીંગપર ઓઇલ પેન્ટીંગશ ઘણું સારૂં કીધેલુંછે, તેમાં એક છોકરૂં બાંકું વગાડેછે તે એવી રીતે પાડેલુંછે કે

તમે તેની આસપાસ કોઇબી બાજુપર ફરો ત્યાં તેનું મોહોડું તમારી આંખે અને આંખે આવેછે, એવી કાંઇ કળાથી પાડેલું છે. લગનવાલા હૉલમાં નકશીકામ થોડુંક છે તે તથા એકુ બે ઓરડા સારા સણગારેલા શીવાય (જેમાં ટેપેશટરીનું કામ ઘણું સરસ કીધેલું છે) બીજું કાંઇ જોવાનું નથી. એ ઇમારત મોટીછે અને બાહારથી તેને નાધળાં નાધળાં આરકાંઓની અગાસીછે, તેમાં હારબંધ ઘણાં આખાં કદનાં પુતળાં ઉભાં રાખેલાંછે.

એ જોઇને અતરેની પીકચર ગેલરી જોવા ગયા હતા. એ ઇમારત પણ મોટી છે અને જોયા મેલે નવી બંધાઇને તૈયાર થઇછે, એની સીડીઓ ૧૫) ફીટ લાંબા સંગેમરમરનાં પથરનીછે, તથા થાંભળા અને લાદીઓ પણ સંગેમરમરનાંછે. એમાં ચીત્રનો સારો સંગ્રહ વખણાયલા ઉસ્તાદ ચીતારાઓને હાથનો કીધેલોછે, તથા તેમાનાં પીકચરોની કોઇ કોઇની ઘણી મોટી મોટી કીમતો આપીને લીધેલાંછે, તેમાં રૂપીયા એક લાખે એકજ પીકચર The Holy Family નું કોઇ Quinten Massy નું સને ૧૫૦૯ માં પાડેલું તેના આપ્યા હતા. એવાં કીમતી પીકચરોબી ત્યાં રાખેલાંછે. એ પીકચર ગેલેરી અસલ શેહેરનાં લોકોએ ઉભી કીધી હતી; પણ સને ૧૮૪૫ માં તેઓ પાશેથી બેલજીઅમની સરકારે વેચાતી લઇ તેમાં બીજાં પીકચરો ઉમેરવાથી આખા બેલજીઅમ દેશમાં તે સરસ ગેલેરી ગણાયછે.

એ જોઇને Congress House ઇયાને પારલામેન્ટ ભરવાનો મેહેલ (Palais de la Nation) જોવા ગયા; એ જગ્યાની ઇમારત મોટીછે, અને તેમાં House of Representatives આમની સભા અને તેમના Senators એટલે વડીલો પોતાની મીટીંગો ભરેછે. અહીંયાંનાં લોકો ૧૩૨) જણાંને વકીલ દાખલ અને ૬૬) વડીલો તરીકે ચુંટી કાહાડેછે, જેમાં પેહેલાઓ બીલસ તૈયાર કરીને પાછલા ધણીઓ આગલ મુકેછે, તેઓ તે પસાર કરેછે. પાદશાહા પારલામેન્ટ ઉઘાડેછે તે વખતે બધા રેપરીઝેનટેટીવ હાઉસવાલા દીવાનખાનામાં એકઠા થાયછે, અને ત્યાંજ પાદશાહ પણ પોતે તખ્ત મંગાવી બેસીને પારલામેન્ટ ઉઘાડેછે. હાઉસ ઓફ રેપરીઝેનટેટીવવાલા મેમબરોને દર ચાર વરસે અને શેનેટરશોને દર આઠ વરસે ચુંટી કાહાડેછે, પણ તેમનાં સરનસીન અથવા પરેશીડનટોને દરશાલ નવા ચુંટી કાહાડેછે. હાઉશ ઓફ સેનેટમાં જમણી બાજુપર લીબરલસ (Liberals) (જેઓની હમણાં પ્રધાંન ટોલી) અને ડાબા હાથપર કનશરવેટીવસ (Conservatives) અને વચમાં પ્રધાંનોને બેસવાની જગ્યા છુટી રાખેલીછે. અહીંયાં અસલનાં પાદશાહોનાં તથા પેહેલા પાદશાહ લીઓપોલડ અને હમણાંનો પાદશાહ બીજા લીઓપોલડની આખાં કદની તસવીરો ઉસ્તાદોને હાથની ચીતારેલીછે. સને ૧૮૩૦ નાં શાલમાં અહીંયાંનાં લોકોએ હોલંડનાં તાબામાંથી છુટાપણું મેળવ્યું હતું, તે વખતે એ લડાઇ જીતનારાની સબી પણ અહીં મુકેલીછે, જેને વાસતે કહેછે કે રૈયતે તેને પાદશાહી આપવા કહી પણ પોતે ના પાડવાથી શાકશોબરગનો પ્રીન્સ લીયેપોલડ (જે આપણાં ઇંગ્લાંડનાં રાજા ચોથા જયો જનો જમાઇ થાય) ને પાદશાહા ઠેડવ્યો હતો. તેની પછી હમણાંનો પાદશાહ જે તેનો છોકરો થાય તેને સને ૧૮૬૬ માં તખ્ત ઉપર બેસાડયો. એ પારલામેન્ટ હાઉસનાં બારણાં તથા બારીઓ સઘળું સ્પેનીશ મેહોગની લાકડાંનું છે, તથા બારીઓપર મોટા કાચો જડી તેપર શેહેરનાં આરમસ પાડેલાંછે. એ ઇમારત સને ૧૭૮૭ માં બંધાઇ હતી.

એ જોઇને પછી વીએર્ત્સ મયુઝે (Musee Wiertz) જોવા ગયા હતા. આસલ કોઇ મી૦ વીએર્ત્સ કરીને એક અકરમ પણ ચીતાર પાડવામાં હુશીયાર ધણીએ પોતાનાં જેમ ધ્યાનમાં આવ્યું તેમ ચીત્રો પાડયાં હતાં, જેમાં ધણાંખરાં પીકચરો ખુનરેજી તથા લોકોને ડીબાવતાં તથા દોજખનાં અજાબોને લગતાં પાડયાં હતાં. તે સાથે કેટલાંક બેહુંધાં નહીં મનાય તેવાં પણ પાડેલાંછે. એ ધણી સને ૧૮૬૫ માં મરતી વખતે આ ઇમારત તથા પીકચરો સરકારને આપી ગયો હતો, અને એ પીકચરો ઘણાં સરસ હુન્નરથી પાડેલાં હોવાને લીધે સરકારે એની ઇમારત ફેરફાર કરીને તથા વધારીને લોકોને જોવા સારૂં ખોલી મુકીછે.

એ જોઇને પછી અતરેનાં કેડરલ જેને Ste Gudule et St. Michel કરીને કહેછે તે જોવા ગયા હતા. એ દેવલ સને ૧૨૭૩ નાં શાલમાં પચાસ વરસે બંધાઇ રહયું હતું. એ ૧૧૮) વાર લાંબું અને ૫૫) વાર પોહોળુંછે, અને જોકે ઘણું મોટું તોપણ કાંઇ ઘણું સણગારેલું નથી. એની પુલપીટ (પાદરીને વાએજી કરવાની જગ્યા) ઘણાંજ ઉંચા લાકડાંનાં નકશીકામની બનાવેલીછે, એનાં હૉલમાં ૧૨) સફેદ પથરનાં મોટાં અને સુંદર પુતળાં મુકેલાંછે.

એ જોઇને પછી અતરેનું વખણાયલું લેસ વરક (Lace work) જે એક જાતનાં ઝીણા દોરાનું વણેલું તથા તરાંહ પાડેલું કપડું આવેછે તે બનાવવાની જગ્યાપર ગયા હતા. બરૂશેલશનું લેસ વરક આખા યુરોપમાં ઘણું વખણાયછે, અને તેની સાધારણ કીમત ૧) વાર લાંબુ તથા ૧) ફુટ પોહોળાંની ૧૦) પોંડ બેસેછે. એ બનાવવા સારૂં ૩૦૦) ઓરતો કામે લાગેલાંછે, જેઓને પેહેલાં કાગજ ઉપર તરાંહ લઇને તેમાં ટાંચણીઓથી આંધળાં પાડીને આપેછે તે મુજબ તેઓ ટાંચણીઓ ઓસાને તેની પરથી દોરો વીટાળીલઇ જેમ મુંબાઇમાં કસબીદોરો કસબનું કાંમ ગુંઠેછે, તેમ એક લેશપર ૪૮૦૦) કુકડીઓથી કામ કરેછે, અને એટલું તો ઝીણું વણેછે કે તેથી આંખને અડચણ પણ થતી હશે. લેશનું કામ બનાવતાં એક ઓરતને છ માશ લાગેછે.

એ જોઇને અતરેનો પેલેશ ઓફ જસટીસ (Palace of Justice) ઇનસાફ કરવાનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ બંધાઇને નજદીક તૈયાર થવા આવ્યોછે; તે ઘણોજ મોટો અને તેની ઉભરણી પણ ઘણી ઉંચીછે. તે આઠ એકર જમીન રોકેછે અને તેનીપર બાંધવાનો ખરચ પાંચ કરોડ ફ્રાંક થશે. એની અંદર એક મોહોટો હૉલ અને આઠ કોરટો ઉપરાંત બીજા ઘણાંક ઓરડા છે; તથા ઉપર જવાની છેક હેઠળથી એકજ આખી સીડી ૧૭૧) તપાની કીધીછે, અને ઉપરનો મીનારો ૧૦૩) મીટર યાને ૩૩૫) ફીટ ઉંચોછે. એ હૉલ ૧૪) વરસ થયાં બંધાયછે અને હજુ બીજાં ચારથી પાંચ વરસ તૈયાર થતાં લાગશે. એનો બાહારનો દેખાવ ઇરાનનાં પરશીપોલીશ મેહેલનાં પરચુટણ ભાગોની તસવીરો જોઇયેછે તેને મલતો આવેછે, અને સઘળું કામ ઘણું મોટું અને મજબુત બાંધેલુંછે.

એ જોઇને પછી બરૂશેલશ શેહેરનાં મોટા મોહોલાઓમાં ફરયા હતા. એ શેહેર ઘણું મોટુંછે અને તેમાં આસરે ચાર લાખ આદમીની વસતીછે; એનાં મોહોલાઓ ઘણાં સારા, મોટા અને સફાઇદાર તથા ઘરો પણ ઘણાં મોટાં હારબંધ બાંધેલાંછે. એનો એક મોટો રસતો બે મેલ લાંબોછે, અને તેની હેઠળથી શેન નદી આખો રસતો પસાર કરી એક છેડેથી બીજે છેડે નીકળેછે; તેથી

તેનું નાંમ બુલવાર ડી શેન કરી આપેલું છે. અહીંયાંનાં ઘરોમાંથી રસતાનાં જતાં લોકોને જોવા સારૂં એક નવાઇ જેવી ગોઠવણુ રાખીછે, તે એમ કે ઘરોની બારીની બાહાર મોહોડું જોવાની બેથી ત્રણ આરશીઓ એવી રીતે ગોઠવેલી હોયછે કે તેની અંદર ઓરડામાંથી બેઠાં બેઠાં રસતાનાં જતાં આવતાં લોકને પોતે તેને દીસવા વગર જોઇ શકેછે. બીજું એક નવાઇનું એ જોયું કે નાધળાં નાધળાં ગાડાંઓમાં સામન ભરી કુતરાં ઘોડાની માફક જોડીને તેઓ પાસે ઘસડાવેછે, તેમાં એક કુતરાંવાલાં ગાડાંમાં આસરે દસ મોટાં દુધનાં વાસણો ભરેલાં હોયછે. કુતરાંને ઘોડા માફક ઘણુંકરીને આગલ જોડીને ઘસડાવેછે પણ વળી કોઇ કોઇ કુતરાંને ગાડાંની હેઠળથી જોડી ગાડાંનાં પાછલા ભાગમાં સાંકળ નાંખી તેમ બી ગાડું ઘસડાવેછે; અને માણસ સાથે રહેછે, તે ગાડું (જે બે પૈડાંનું હોયછે) ઉફલાઇ નહીં જાય તે સારૂં પાછલથી તેના બે ડાંડા અમથો ધરીને ચાલ્યા કરેછે. કોઇ ગાડાંમાં બે અને કોઇમાં ત્રણ કુતરા જોડેછે અને તેમાં ત્રણથી ચાર માણસો બેસેછે. દુધવાલાં ગાડાંનુ માણસ જયારે દુધ લોકોનાં ઘરમાં આપવા જાયછે, ત્યારે પેલા કુતરો પેલાં ગાડાંની ચોકી કરેછે અને કોઇને હાથ લગાડવા દેતો નથી.

**તા૦ ૨૬ મી આગસ્ટ ૧૮૮૧**—આજે સવારનાં કલાક ૮-૧૦ માનીટે આગગાડીમાં બેશીને બરૂશેલશથી નીકળેલા નવ વાગે આનટવર્પ (Antwerp) કરી બેલજીઅમનું બીજું વખાણાયલું શેહેરછે ત્યાં પુગા, અને ત્યાંનાં હૉટલ ડી. લા. યુરોપમાં ઉતરયા હતા. એ શેહેરમાં રૂબન (Ruben) કરીને વખાણાયલા ચીતારાનો જનમ થયો હતો, અને તેની યાદગારીમાં એ હૉટલની સાંમેનાં ચોકમાં તેનું બરોનઝનું પુતળું મુકેલુંછે. તે જોઇને શેંટ આગસ્ટાઇન (St. Augustine) નું દેવલ જોવા ગયા, જેમાં વાઇનડાઇક, રૂબેન તથા બીજા કીરતીમાન ચીતારાઓને હાથનાં પાડેલાં ઉમદા ચીત્ર મુકેલાંછે. એ દેવલ કાંઇ ઘણું જોવા લાયક નથી; પણ એનો પુલપીટ લાકડાંની ઉમદા નકશીનો બનાવેલોછે, અને શેંટ આગસ્ટાઇનને એક દુનીઆ રૂપનાં દડાઉપર બેસાડેલોછે, તેથી જાણે દુનયાંમાં બધે એ ફરી આવ્યો હતો એમ બતાવેછે, તે જોવા લાયકછે. હીંયાંથી નીકળેલા શેંટ એનડ્રુ(St. Andrew's Chuch) નું દેવલ જોવા ગયા. એનો આલટર ઘણો સારો અને જોવા લાયકછે.તે આખો સંગેમરમરનો બાંધેલોછે, અને તેની બાજુપરથી સંગેમરમરનાં થાંભળાઓ ગોઠવેલાછે, તથા મથાળે કરાઇશટની ઘોરનો આકાર પાડેલોછે, અને આશમાંન ઉપર ફરેસ્તાઓ પાડયા હોય તેમ છેક મથાળેથી મોટાં પુતળાં પાડેલાંછે. તે ઉપરાંત આલટરની બાજુપર પણ શેંટોનાં આખાં કદનાં સંગેમરમરનાં પુતળાં ઉભાં રાખેલાંછે. એનો પુલપીટ પણ ઘણો સરસ લાકડાંની નકશીનો બનાવેલોછે; અને તેની હેઠલ શેંટ પીટર એક બોટમાં બેસીને માછલી જાલમાં પકડેછે, તથા તેની રૂબરૂ કરાઇશટ સાંમો આવીને ઉભોછે. તે સઘળું આખા કદનું ઘણું સરસ રીતે બનાવ્યુંછે. પુલપીટ ઉપર ચહડવાની સીડીઓ પરનાં કેટરા ઉપર જાત જાતનાં પંખેરાં બેસાડી ઘણાં સરસ કોતરેલાંછે; એ પુલપીટ ઘણો મોટાછે અને જો કે તે નાધળા નાધળા કટકાઓનો બનાવેલોછે; તોપણ જાણે કે એકજ ° બલોકમાંથી બનાવ્યો હોય તેમ લાગેછે. એ દેવલમાં ચાર મોટાં સંગેમરમરનાં જુદા જુદા આલટરસ ગોઠવેલાંછે.

તે જોઇને પછી મ્યુજી પલાનટીન મોરીટશ (Musee Plantin More-

૧૫૪) કરીને અતરેનું વખણાયલું પીક્ચર ગેલરી તથા મ્યુઝીયમછે તે જોવા ગયા. એ સઘળું મ્યુઝીયમ આગલ કોઈ પલાનટીન કરીને હીયાં વખ્ખણાયલો છાપાખાંનાંવાલો હતો, તેનાં ઘેરમાં એકઠું કીધેલું છે. તે ધણી સને ૧૫૭૯માં તેમાં રેહેતો હતો. ત્યારપછી તેના મોરીટશ કરી જમાઇના હસ્તકમાં તે ગયું, અને તેણે પલાનટીન મોરીટશનું નામ ધારણ કીધું હતું. તેની પછી એ મેલાવડામાં તેનાં વારસો ઉમેરતા આવવાથી પાછલથી તેમાં સંગ્રહ ઘણો સારો થયો હતો. તેમાં તેનાં સંચાઓ તથા ટીબાંઓ બનાવેલાં તે તથા છાપેલી જુની ચોપડીઓનો સંગ્રહ રાખ્યોછે; તે ઉપરાંત અસલનાં વખ્ખણાયલા ચીતારા રૂબેન, વાનડાઇક ઇત્યાદીનાં હાથનાં બીજાં ઘણાં પીક્ચરો, જુની જુની ચોપડીઓં, અસલનાં લખતો, ઇત્યાદીનો ઘણો મોટો સંગ્રહ કીધો હતો. તે સને ૧૮૦૦નાં શાલ સુધી એ કુટુંબવાળા કરતા રહ્યા. પછી બંધ પાડી તેનાં છોકરાંઓ ગીરદશીને લીધે સને ૧૮૭૫માં તેમાંથી વેચવાને શીરૂ કરતા હતા; પણ આવું મોટું સંગ્રહ પાછું જમાવવું મુશકેલ પડે કરીને મયુનીશીપાલીટીએ અમઝથી નામની કીમત પચીસ લાખ ફરાંક ઠેરવીને તે વેચાતું લીધું, પણ તેની ખરી કીમત તો એથી અતી ઘણી વધતી ગણાયછે. અહીંયાં એક પીઆનો જોઇ તેને બે ગમથી વજાડવાની કીઇ બોરડ કીધેલીછે, તથા દરાખનો એક માડવો જોયો, જેનાં વેલાથી એ ઘરના એક બાજુ ભરાઈ ગઇછે અને તે પંદરમી સદીનો રોપેલોછે એમ કહેછે.

એ જોઇને પછી અત્રેનો ટાઉન હૉલ (Hotel de Ville) જે ગરાંડ પેલેશ (Grand Place) માં આવેલોછે તે જોવા ગયા. એનો દેખાવ ઘણો ભપકાદાર અને મીનારો સરસ રીતનો બાંધેલોછે, પણ અંદરથી હારીશીનાં ઓરડા તથા તેમાં એનટવરપ શેહેરને લગતા તવારીખનાં થોડાંએક પેનટીંગશછે: પણ તે કાંઇ ઘણું જોવા લાએક નથી. એનાં આગળા ભાગમાં બે બાજુનાં મડખામાં બે માલ કરી તેનીપર થાંભળા ખડા કરીને છાપરૂં કીધેલું છે; પણ વચમેનાં ભાગપર બીજા ત્રણ માળ ચહડાવી જેમ ઉપર જતું જાયછે તેમ સાંકડું કરતા જઇ છેક જમીનથી ૧૮૦ ફીટ ઊંચું બાંધેલું છે, તેથી એનો દેખાવ ઘણો સોભેછે. એ ઇમારતની લંબાઇ આસરે ૨૭૯)ફીટની કહેછે, અને તે સને ૧૫૬૧ થી ૬૫માં બંધાઇ હતી. એ ટાઉન હૉલની પડોસમાં એક મોહોલામાં ૧૩) મી સદીનું એક ઘેર હજુ સલામતછે, તે જોયું હતું. એ ઘેર છેક માંદી હાલતમાં આવી ગયલું છે; પણ તેનો ધણી જે ઘણો પૈસાવાલોછે, તે તેને અસલની બાંધણીનાં નમુનાં દાખલ રાખવા સારૂં ભાંજી નાંખીને પાછું બાંધતો નથી. એ ઘેર જેમ અહીંયાનાં બીજાં ઘેરાછે તેમ ઉપરથી છેક અણીદાર બનાવેલું છે, તે જાણે કે દેવલનો ઘાટ હોય તેમ લાગેછે.

ત્યાંથી નીકલેલા શેંટ પાલશનાં દેવલની પાસે માઉનટ કેલવરી કરીને જગ્યાછે તે જોવા ગયા હતા. હીંયાં હુન્નરથી એક નાઘળો ડુંગર બનાવી તેમાં ચીટારા કીધાછે, અને તેનો અંદર દોજખનો આકાર બનાવી જાણે માણસો આતશમાં બલતાં હોય તેમ લાકડાંનાં કોતરીને મુકેલાંછે. એક બાજુપર કરાઇશટની તેજ માફક ઘોર બનાવી તેની જાલીની બારીઓ કીધીછે; તે બારી આગલ પડદાની પાછલ બાહારથી બે સીપાહીઓ ચોકી કરતા હોય તેમ ઉભા રાખેલાછે, જેઓ જાણે કરાઇશટ અંદર દાટેલાછે, તેને જોયા કરેછે કે રખેને એને કોઈ ઉઠાવી લઈ જાય, અને જેમ કરાઈશટની તરફવાલા બોલેછે તેમ તે આશમાન પર નહીં જાય તે સારૂં બારણાં ઉપર શીલ

પણ મારેલુંછે તે તથા ધોરની અંદર કરાઇશ્ટનાં પુતળાંને મુડદાં દાખલ મુકેલુંછે, એ સઘલું લોકોને બતાવી કહેછે કે આટલી જપતી છતાં. પણ કરાઇશ્ટ કોઇને જણાવ્યા વગર પાછો જીવતો થઇ આશમાન ઉપર ગયો હતો. એ ઉપરાંત ત્યાં ઘણાંએક શેંટોનાં પુતળાં હારબંધ રસતાની આસપાસ તથા ઘાસનાં ખેતરોમાં ગોઠવેલાંછે, જેથી તેનો દેખાવ ઘણો સારો લાગેછે. એ જોઇને પછી એનીજ પાસેનું શેંટ પાલશનું દેવલ જોવા ગયા હતા. એ દેવલ અંદરથી સારૂં સણગારેલુંછે, અને તેનાં દરેક થાંભલા આગલ એકેકું પુતલું આખાં કદનું શેંટોનું ઉભું રાખેલુંછે. એ દેવલ સને ૧૬૨૧ માં બંધાઈ તૈયાર થયું હતું અને તેમાં થોડાએક સારા પેનટીંગસ જોવા લાયકછે.

ત્યાંથી નીકલેલા Antwerpin Konin Klyk Menseum જોવા ગયા, જયાં ઘણાં સરસ પીકચરોનો સંગ્રહ કીધેલાછે, તેમાં રૂબેન, વાનડાઇક, વાન, ઇક, અને ડેવીડ તીનીયર તથા એવાજ નામીચા ચીતારા અને બીજાઓની આસરે ૬૫૦) તસ્વીરો ચીતારેલી મુકેલીછે, જે ઘણી ખરી એ શેહેરનાં દેવલોમાંથી લાવી અહીંયાં અસલ માનેશટરી હતી, તે કાહાડી નાંખી એકઠી કીધીછે. તેમાં રૂબેન જે યુરોપમાં વખણાઇ ગયલોછે તેનાં હાથનાં સૌથી સરસ પીકચરો ઘણાં રાખેલાંછે, એમાં કરાઇશટને લાકડાંપર ખીલા ઠોકી મારી નાંખ્યો ને તે પરથી હેઠે ઉતારયા પછીની સબીઓ ઘણીજ સરસ કેહેવાયછે. એની અંદર કરાઇશટની સાથે, જે બે ચોરોને એમજ કરૂશીફાઇડ કીધા હતા, તેઓનાં મોહોડાં તેઓને થતી ઇજાથી ઘણાંજ કલવાયલાં પાડેલાંછે તથા તેમને શીખાવનાર ધણી ખુની જેવો પાડેલોછે. કરાઇશટનું મોહોડું જાણે તેને ખોદાની મેહેરથી કાંઇપણ દુખ થતું નહીં હોય પણ પોતાનાં નસીબને આધીન થઇ શાંતપણે સહન કરતો પાડેલુંછે. તેની હેઠળ મેરી મેગેલન કરી એક ઓરત જાણે કરાઇશટને એક ઘણી ભાલો ભોકેછે તેને કાલાવાલા કરતી હોય તેમ પાડેલીછે, તથા કરાઇશટની માય મેરી અતીઘણાં ગમમાં પાડેલીછે. એ સઘળું જાણે આબેહુબ બનતું હોય તેવી તેનાપરથી જોનારને લાગણી થાયછે. એવાં ઘણાંજ થોડાં પીકચરો આપણાં જોવામાં આવેછે. એક ખુદરતી બાહારનો દેખાવ (લેનડસ્કેપ) કોઈ Hobemer કરીને ચીતારાએ પાડેલો, તેનાં ૪૦૦૦) પોંડ આપીને સરકારે વેચાતું લઇ અહીંયાં મુકેલુંછે, અને એવા બીજા કીમતી પીકચરોનો સંગ્રહ કીધેલો છે. હીંયાં એક જણ જેને હાથ તદન નથી અને જે વગર હાથનો જનમેલોછે, તે ધણીને પગે કરીને ઘણી સારી તસવીરો ચીતારતાં હમોએ જોયો હતો. એનું નામ F. Mocus કરીને છે. તે પોતાનાં બે પગ જાણે પોતાનાં બે હાથ હોય તેમ એક પગમાં રંગની રેકેબી ધરી બીજા પગનાં અંગુઠામાં પીછી પકડી તસવીર ઘણી સેહેલાઇથી પોતાની સાંમે મુકેલી ઇશલ (Easel) પર એંચતો હતો. એ ધણી હમોને પોતાને ઘેર બીજી તસવીરો પોતે પાડેલી દેખાડવા સારૂં લઇ ગયો હતો; તે વખતે પોતાનાં ગજવામાંથી પગે કરીને કુંચી કાહાડી પગેજ તે બારણામાં ખોસી બારણું ઉઘડયું, તથા ખુરશી ઉપર બેસી પગે કરીને પોતાનાં માથાપરથી તોપી ઉતારી હતી, અને હમોને બીજી પાડેલી તસવીરો પડદા ઉઘાડીને દેખાડી હતી, જે જોઇને હમો અજાયબ થયા કે વગર હાથનાં માણસો પણ આવું કરી શકેછે.

એ જોઇને અત્રેનો વખણાયલો કેથીડરલ (Cathedral of Notre dame) જોવા ગયા હતા. એ દેવલ આખા

નેધરલાંડમાં સૌથી મોટું અને ગોથીક આરકીટેક્ચરમાં ઉત્તમ ગણાયછે, તે ૭૦૦૬૦) સ્કુવેર ફીટ જગ્યા રોકેછે, અને એનેથી મોટાં બીજાં ફક્ત ત્રણ દેવલો યુરોપમાં કેહેવાયછે, તેમાં એક કોલોનનું (૮૭૦૦૦), બીજુ લંડનનું શેંટ પોલનું ૧૦૯૦૦૦), અને ત્રીજું રોમનું શેંટ પીટર ૨૧૨૦૦૦), સ્કુવેર ફીટનાંછે. એ બાંધવાનું સને ૧૩૫૨માં પેહેલાં શરૂ કીધું હતું અને તેમાં વારાફરતી ઉમેરો કરતાં કરતાં છેક સને ૧૬૧૬માં પુરૂં કીધું હતું; તેટલામાટે કાંઇ એ દેવલ વખાણાયલું નથી, પણ તેની અંદર રૂબેનનાં બે પીકચરો, જે તેનાં માસટરપીશ સૌથી સરસ ગણાયછે તે મુકેલાં હોવાથીછે. એમાં એક Descent from the Cross તથા બીજું Elevation of Christ કરાઇશટનું મુડદું કરોશપરથી નીચે ઉતારીયું તે તથા પછીથી તે આસમાનપર ચઢીગયો તે બાબદનાંછે; તે નેપોલીયન બોનાપારટે તે શેહેર જીત્યું ત્યારે ફરાન્શ મોકલાવી દીધાં હતાં; પણ જયારે એ હારયો અને પારીશ શેહેર પંચમેલ રાજયોનાં એકઠાં લશકરના હાથ ગયું, ત્યારે એ અને બીજી એવી એવી ચોરી લાવેલી ઉતમ ચીજોને તેમની જગ્યા એ મોકલી આપી હતી. હમે સાંભળ્યુંછે કે તે વખતે અંગ્રેજ સરકારે વેસ્ટમીનશટર એબી સારૂં એમાંનું પેહેલું પીકચર જો આપેતો તેની કીમતમાં એ પીકચર કરતાં પણ એક મીટર ઊંચો ( ૩૯ ઇંચ ) ઢગલો સોનાનાં શોવરેનોનો થાય તેટલા આપવા કહયા છતાં પણ તે પીકચર આપવાને નાં પાડી હતી. એ પીકચરો ઉપરાંત એક બીજાં નાઘળાં પીકચરમાં કોઇનું મોહોડું પાડેલુંછે તે ઘણું સરસછે અને તેની દાહાડી તથા માથાનાં બાલ ખરેખરા હોય તેમ લાગેછે, તે પણ નેપોલીયન ઉચકી ગયો હતો અને તેની ફ્રેમ જે સોનાંની હતી, તે કાહાડી લઇને તેને બદલે પીતળની મુકી હતી; તેપણ પાછું અહીંયા આવેલુંછે. એ પીકચર સંગેમરમરનાં પથરપર કોઇ ઇટાલીઅને પાડેલુંછે; પણ તેને લાવ લઇજાવ કરતાં એક ગમથી ફાટીને પથરને તરડ પડીછે. એ પીકચરોનાં ઓરડામાં વરજીન મેરીનું પુતળુંછે, તેને અત્તીઘણી રીતે સણગારેલુંછે અને તેનો પોશાક ઊંચી શાટીન તથા જરીનો કીધેલોછે; પણ એ પોશાક તો સાધારણ રોજનો કેહેવાયછે અને જયારે સરઘસ માં બાહાર કાહાડેછે, ત્યારે તેનો પોશાક ઝવેરાતોથી જડી લીધેલો કરેછે. તેની કીમત વીસ લાખ ફ્રાંકની કહેછે. એ દેવલનો કોએરછે, તેપર કરાઇશટની તથા તેનીમા મેરીની જીંદગીની વીગતો લાકડાંમાં કોતરેલી કીધીછે; અને જો કે તે બધી આખાં લાકડામાંજ કોતરીછે, તોપણ તે એવી સરસછે કે છેક અંદરથી તેમાં માણસો ઉભાં હોય તેમ દીસેછે, એવાં ૩૬) કોતરકામ હારબંધ મુકેલાં ઘણાં જોવા લાયકછે. અહીંયાંનો પુલપીટ પણ ઘણી સારી નકશીનો લાકડાંનો બનાવેલોછે અને તેનાં ચાર થામળા દાખલ એશીઆ, યુરોપ, અમેરીકા, અને આફ્રીકાનાં દેશનાં રેહેવાસીઓનાં પુતળાં ઉભાં કીધાંછે.

એ સઘળું જોઇને પછી ઝુઓલોજીકલ ગારડનશ જોવા ગયા હતા; એને વાસતે હમોએ ઘણી ગમથી સાંભળ્યું હતું કે એ જેવો બીજો સંગ્રહ કોઇ નથી; અને જો કે એનો સંગ્રહ ઘણો સરસ છે, તોબી લંડન શેહેરની એવી ગારડનની બરોબરી કરી શકશે નહીં.

એ જોઇને પછી અતરેની ગોદીઓ જોવા ગયા. એ ગોદીઓ પેહેલા નેપોલીયને બંધાવી હતી, અને તેમાં ૧૦૦૦) વાહાણો રહી શકે એટલી જગ્યા કીધેલીછે, જયાં ઘણાં વાહાણો ઉભેલાં હમોએ જોયાં હતાં. એ ગોદીમાં પાણી દરીઓ જે અહીંથી આસરે ૩૬ મેલ દુરછે, ત્યાંથી નહેર

આદીને લાવ્યાછે અને તે ઉપર કરોડો રૂપીયા ખરચ બેઠો હતો; પણ અહીંયાં વાહાણોનો આવજાવ મોટો હોવાથી તે, ઉપર લેવાતા ખુટાની ઉપજથી ફીટી જવાને લીધે થોડાંએક વરસ થયાં ખુટો લેવો કાહાડી નાખ્યોછે. એ દેશ સાથે મુંબઇનો વેપાર પણ સારો હોવાથી ત્યાંથી ઘણાં વાહાણો દરશાલ હીંયાં આવજાવ કરેછે. એ શેહેરનો વેપાર આગલ સોલમી સદી સુધી ઘણોજ મોટો હતો, અને આખા યુરોપમાં કોઇબી શેહેર (વેનીશ સુધાં) એની બરોબરી કરી શકતું હતું નહીં, પણ એ શેહેર સ્પાન્યર્ડો હસતક શાહનશાહ પાચમા ચારલશનાં વખતમાં ગયું ત્યારે ત્યાં ધરમનાં મતફેરમાં હજારો લોકોને મારી નાંખવામાં આવ્યા, જેથી મોટો ભાગ ઇંગલંડ તથા બીજા દેશોમાં નાસી ગયો અને એની વસતી જે ૧૨૫૦૦૦) માણસોની હતી તે ઓસરતી ઓસરતી ૪૦૦૦૦) પર આવી ગઇ, પણ તે નેપોલીયન બોનાપારટનાં હસતકમાં આવ્યા પછી તેણે ગોદીઓ બાંધી તથા હાલંડ દેશનાં લોકોએ જે શેલ્ડ (Sheldo) નદીનાં મોહોડાંપર કીલ્લા બાંધી અહીંયાં આવતાં વાહાણોને અટકાવતા હતા તે કીલ્લાઓ નેપોલીયને ભાંગી નાંખી પાછો વેહેવાર ખીલવ્યો હતો, તે આસતે આસતે વધતાં સને ૧૮૪૯ માં જયાં ૧૫૪૪) વાહાણો ૨૪૨૦૦૦) ટણ વજનનાં બારામાં આવ્યાં હતાં તે સને ૧૮૭૮ માં વધીને ૪૫૧૦) વાહાણો ૨૦૮૩૦૦૦) ટણનાં થયાં હતાં, તથા વસતી પણ વધીને હાલ ૧૭૦૦૦૦)ની ગણાયછે.

એ પછી શેહેરમાં ફરતાં જોયું કે થોડા રસતા જે મોટા અને જયાં મોટી હવેલીઓ બાંધેલીછે તે ઘણાં સરસ અને સફાઇદાર રાખેલાછેં, પણ બાકીનાં મોહોલાઓ સાંકડા અને કચરાથી ભરેલાછે. લોકો પોતાનાં ઘરમાંથી કચરો કાહાડીને મોહોલાનાં રસતામાં ઢગલા નાંખેછે તેથી તથા વરસાદ આવવાથી રસતાઓ ઘણાં ખરાબ થઇ ગયા હતા. હમો યુરોપનાં બીજાં શેહેરોમાં ફરયા છીએ ત્યાં કોઇ પણ એવા નજીસ રસતાઓ દીઠા નથી. અહીંયાંનાં ગરીબ લોકો લાકડાંનાં જોડા પેહેરેછે તથા લોકો મેહેનતુ હોવાથી ફકીરો ઘણાં જુજ દીસેછે. અન્ટવર્પ તથા બરૂસલસ બેલજીઅમ દેશમાં આવેલાંછે. ત્યાં બીજો લીઓપોલડ પાદશાહછે જે સને ૧૮૬૫ માં તેનાં બાપ પેહેલા લીઓપોલડની જગ્યાપર તખતનશીન થયો હતો. બેલજીઅમ દેશ આસરે ૧૧૨૩૫) ચોરસ મેલ વીસતારમાંછે, અને તેની વસતી સને ૧૮૭૮ની ગણત્રી મુજબ ૫૪,૭૬,૬૬૮) માણસોની કેહેવાયછે, તેમાંનો મોટો ભાગ રોમન કેથોલીક પંથનાછે. પ્રોટેસ્ટનટ આસરે ૧૫૦૦૦) અને યાહુદી ૩૦૦૦) છે. એનું લશ્કર સુલાહની વખતે ૪૩૦૦૦) આદમીનુંછે પણ લડાઇની વખતે ૧૦૩૦૦૦) સુધી વધી શકેછે. રાજનું મેહેસુલ દરશાલની આશરે દશ કરોડ રૂપીયા, અને ખરચ પણ નજદીક તેટલોજછે, તથા કરજ નજદીક છ અબજ રૂપીયાનુંછે. એ દેશનાં લોકોની ચાલચલણ નીચલી લાટીન લાઇનો જે એક અસલનાં "મોક" (મઠાધારી)એ જોડી કાહાડીછે તે પરથી માલમ પડેછે :—

Nobilibus Bruxella Viris, Antwerpia
Nummis Gandavum laques,
Formosis Bruga puellis Lovanium
Doctis, gaudet Mechlinia stultis.

એનો તરજુમો નીચે મુજબ છે :—

બરૂસલસ અમીરજાદાઓને સારૂં, એન્ટવર્પ પૈસા સારૂં, ગેહેનટ ફાંસીનાં દોરડાં સારૂં, બરૂજીશ ખુબસુરત છોકરીઓ સારૂં, લુવેન શીખેલા આદમીઓ સારૂં, અને મેલીનસ બેવકુફો સારૂં વખણાયલુંછે"

"ગેહેનટને ફાંસીનાં દોરડાં સારૂં વખણાવાંનુ કારણ એ છે જે એ ગામનાં

લોકો પોતાનાં રાજકરતાની સાંમે હમેશાં હુલ્લડ કરતા હતા, તેમાં જ્યારે હારી જતા ત્યારે માફ માગવા માટે ગળામાં દોરડાં નાંખી પોતામાંથી બુઢા અને વડાઓને મોકલતા હતા. તેમ મેલીનશ ગામમાં એક વખતે ત્યાંના દેવલનાં મીનારાની કાચની બારીમાંથી ચંદરમાનો ઉજાસ દીસતો હતો તેને લોકો આગ સમજી તે પર બુંબાથી પાણી નાખવાની તૈયારી કીધી તેથી તેઓને બેવકુફનો ખેતાબ આપ્યોછે.

તા૦ ૨૭મી આગસ્ટ ૧૮૮૧—આજે સવારનાં કલાક ૭-૨૦ મીનીટની ટ્રેનમાં એન્ટવર્પથી નીકળીને હાલંડનાં પાયતખ્ત એમસ્ટરડામ (Amsterdam)માં કલાક ૧૨-૩૦ મીનીટે આવી પુગા, અને ત્યાંનાં બાઇબલ હોટલમાં ઉતરયા હતા. તે બાદ અતરેના પાદશાહનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ સને ૧૬૪૮ માં ટાઉન હોલ દાખલ ૮) લાખ ફલોરીન ખરચીને બાંધ્યો હતો. (ફલારીનની કીમત નજદીક એક રૂપીઆ બરોબર અથવા અંગ્રેજી ૧) શીલીંગ અને ૮) પેન્સનીછે.) ફલોરીનને હાલંડમાં ગીલડર કરીને કહેછે. એ મેહેલ એમસ્ટરડામ શેહેરમાં સૌથી સરસ ગણાયછે. એની લંબાઇ ૮૮) વાર, પોહોળાઇ ૬૯) વાર, અને એના મીનારાની ઊચાઇ ૧૮૭) ફીટછે. એ મેહેલ નેપોલીયન બોનાપારટનો ભાઇ લુઇ નેપોલીયન જે હોલંડનો પાદશાહ થયો હતો તેને રૈયતે સને ૧૮૦૮ નાં શાલમાં રેહેવા સારૂં આપ્યો ત્યારથી પાદશાહી મેહેલ થયો હતો. તે મોહોલામાં આવ્યાથી તેની આસપાસ કાંઇ બાગ નથી; તથા બાહારથી એક સાધારણ ઇમારત હોય તેમ દીસેછે, પણ અંદરથી ઘણો સારો સણગારેલોછે, અને એનો મોટો હાલ જે તદન સંગેમરમરનાં પથરનોછે તે આખા યુરોપમાં સૌથી મોટાઓમાંનો એક ગણાયછે. તેની ઊંચાઇ ૧૦૦)ફીટ, લંબાઇ ૧૧૭)ફીટ, અને પોહોળાઇ ૫૭) ફીટછે. એની બાજુઓપર દીવાલોમાં નકસીકામ તથા પુતળાં અંદરથીજ સઘલાં સંગેમરમરનાં પથરનાં કોતરેલાંછે, તથા તેજ મુજબ આખા મેહેલનાં ઘણાખરા ભાગમાં હેઠળથી નજદીક ૧૨) ફીટની ઊંચાઇ સુધી પણ બધે સંગેમરમર જડી લઇ તે ઉપર ફુલો, માણસો, જનાવરો વગરેની ઘણી સરસ નકસી કીધેલીછે. એ મેહેલનો પાયો ૧૩૬૫૯) થાંભળા જમીનમાં ડાટી તે ઉપર બાંધેલોછે. એમ કરવાનું કારણ એકે એમસ્ટરડામનું આખું શહેર તો શું પણ હાલંડ દેશનાં બીજાં ઘણાંખરાં શેહેર દરીઆની સપાટીથી નીચેછે. (એ મુજબ દુનયામાં બીજે કોઇપણ દરીઆની સપાટીથી હેઠળ શહેર વસાવેલાં નથી) હવે એ દરીયાને અટકાવવા સારૂં જે બાજુપર દરીયો આવ્યોછે ત્યાં મોટા મોટા પુશતા બાંધી લીધાછે અને પાણીને ઉભરાઇ જતાં અટકાવ્યુંછે, પણ જમીન જે પોચી રેતી તથા ચીકણી મતોડીનીછે તેમાં પાયો અમથો રહે નહીં તેથી થાંભળા દાટીને ઘરો બાંધવાની ફરજ પડેછે, તથા દરીઆનું પાણી કાહાડી નાખવા સારૂં શેહેરની વચમાંથી નેહેરો બાંધી લીધીછે જે વાટે વહેવાર પણ સારો ચાલેછે, અને ઘણાંખરા મોહોલાઓ તેની આસપાસ બાંધેલા હોવાથી જાણે એમસ્ટરડામ શેહેર આખું પાણીમાં બાંધેલું હોય તેમ લાગેછે. એ કેનાલોને લીધે એ શેહેરનાં ૯૦) ટાપુઓ બની ગયાંછે, અને તેઓને એકમેક સાથે જોડવા સારૂ ૩૦૦) પુલ બાંધ્યાછે. કોઇ કોઇ નેહેર તો ૧૪૭) ફીટ પોહોલીછે, અને તેવી ત્રણ મોહોટીમાંથી બીજી નાધળી નહેરો આસપાસ ફુટીછે, જે આસરે ૭૦) હશે, અને તે બધી ના ઘેરાવો ૯) મૈલનોછે જેની આસપાસ બેહુ બાજુપર ઝાડો રોપી રસતા અને ઘર આવેલાં હોવાથી દેખાવ રોણકદાર લાગેછે. પાદશાહી મેહેલ જોઇને પછી

રીકશ (.Rijks)નું મયુઝીયમ જોવા ગયા હતા, જ્યાં વખણાયલા ઉસ્તાદોને હાથનાં પીકચરોનો જમાવ કીધેલોછે, તેમાં રામબ્રાન્ટનાં સૌથી સરસ Night's watch & Syndics કરીને ચીત્રોછે. એ ચીત્રો સને ૧૬૪૨ માં અને ૧૬૬૧ માં એણે પાડયાં હતાં. એ પીકચર ગેલેરી હોલંડ દેશમાં સૌથી સરસ ગણાયછે, અને તેમાં આસરે ૫૫૦) પીકચરો ઘણાખરા સ્વદેશી ઉસ્તાદોને હાથનાં પાડેલાંછે, જેમાં ઉપર જણાવેલા રામબ્રાન્ટ ઉપરાંત વાન્દેર હેલસ્ટ, (Vander Helst) મીરેવેલ્ત (Meerevelt) ઇત્યાદીછે.

એ જોઇને પછી ઇંગ્લંડનાં ક્રીસ્ટલ પેલેશનાં જેવા ઉપયોગમાં આવવા સારૂં Industrial Palace જેને Paleis Voor Volksvlijt કરીને ડચ ભાષામાં કહેછે તે જોવા ગયા હતા. એ લાખંડ તથા કાચનો બાંધેલોછે, તેની લંબાઇ ૧૩૮) વાર, પોહોળાઇ ૮૮) વાર, અને એનો ગુંબજ ૧૮૭) ફીટ ઊંચોછે. એ ગુંબજની હેઠળનાં દીવાનખાનામાં ૮૦૦૦) ગ્યાસની બત્તીઓથી લાઇટ કરેછે, તથા તેમાં ૧૨૦૦૦) માણસો બેસી શકે છે. અહીંયાં કોનશરટ, તથા એકઝીબીશન વારા ફરતી ભરેછે. એ મહેલ સને ૧૮૬૪ માં નવ વરસે બંધાઇને તૈયાર થયો હતો, જે પર પંદર લાખ ફલોરીન ખરચ બેઠો હતો. એ જોઇને અતરેની ઝુઓલોજીકલ ગારડન જોવા ગયા હતા, જ્યાં જીવતાં જનાવરોનો ઘણો સારો સંગ્રહ કીધેલોછે, અને તે યુરોપમાંનાં સૌથી સરસમાંનુ એક ગણાયછે.

એ જોઇને પછી એમસ્ટરડેમ શેહેરમાં ફરી આવ્યા હતા. અહીંયાંનાં રસતાઓ કાંઇ ઘણાં મોટા નથી અને ઘેરો સાંકડાં તથા ઘણાં ઊંચાછે. ઘરોનાં પાયા પાણીવાળી તથા પોચી જમીનમાં નાંખવાથી ઘણાં મોટા ખરચો થાયછે, તેથી જમીન થોડી રોકીને માળો વધતા બાંધેછે. ઘણાંખરાં ઘરોનાં દાદર સાંકડાછે તેથી ઘરોમાં સામન લઇ જઇ નહીં શકયાથી તેવાં ઘરોને છેક મથાળેથી એક નાધળી "કરેન" રાખેછે, જે વડે બારીઓમાંથી મોટા સામન લેછે. ઘરોનાં મથાળાઓ એન્ટવર્પ અને બરસેલસનાં ઘરોનાં મથાળાં માફક અણીદાર કીધેલાં હોયછે. એ શેહેરનું બારૂં મોટુંછે, અને તેનાં ડંકાની બાંધણીથી પાણી શેહેરમાં આવતું અટકાવેછે. તેમાં મોટાં ૧૦૦૦) વાહાણો રહે એટલી જગ્યાછે. એ બારૂં જ્યાં એમશટલ નદી ઝુઇડર ઝી (Zuider Zee) દરીઆમાં પડેછે તે ભાગના દરીયાંની આંચમા બનાવેલુંછે. એમસ્ટરડેમ શેહેરની વસતી સને ૧૮૮૦ ની સેનસસ મુજબ ૩૧૭૦૨૧) માણસોની છે, અને તેમાં યાહુદીઓની વસતી પણ સારીછે. હીરા કાપવાની બાબદમાં એ શેહેર જે વખણાયલુંછે તે એ યાહુદીઓથીછે. અહીંયાં આપણી રાણી પાસે જે કોહીનુર હીરોછે તે પણ કાપ્યો હતો. આજે સનીવાર હોવાથી યાહુદીઓ કામ કરતા ન હતા તેથી હમોથી હીરા કાપવાનું કારખાનુ જોવાને બન્યું નહીં. એ શેહેરનું નાંમ એનો પેહેલો વસનાર એમસ્ટલનો કોઇ લાર્ડ હતો જેને ડામ્સ અથવા પુરણી બાંધીને પાણી અટકાવ્યું તેથી એમસ્ટલ ડેમ નામ પરથી એમસ્ટરડેમ થયુંછે. એમસ્ટરડેમનુ લોક જીનદારૂ પીવાનો ઘણો શોખ રાખેછે, અને તેને લીધે રાતનાં રસતાઓપર મોટે મોટે ગીત તથા ધીંગ કરતા ફરેછે, અને તે મુજબ આજે રાતનાં પણ બે વાગા સુધી રસતામાં લોકો બુમ બરાડા મારયા કરતા હતા, અને હમારી સાથે હોટલમાં બીજા દેશનાં લોકો જે ઉતરેલા હતા, તેઓ પણ એવી ફરીયાદ હમેશાંની કરતા હતા. પાણીની જગ્યામાં શેહેર આ-

જવાથી અહીંની જગ્યાની હવા કાંઇ સારી અને તનદરોશત નથી, અને બુંધ નીકળી આવવાનો મરજ ઘણો સાધારણછે. હમોએ જેટલા બુંધા મરદ તથા ઓરત આ દેશમાં જોયાં તેટલાં બીજી ગમ કેઠે જોયાં નથી. હમો એન્ટવર્પથી હોલંડ દેશમાં આવ્યા ત્યારથી કેઠે ખેતીવાડી ઘણી જોઇ નથી, પણ બધે ચારાનું ઘાસ ઉગાડેલુંછે. બધી જમીનનો ભાગ ઘણોખરો પાણીને લીધે ખેતીવાડીમાં વપરાઇ શકાતો નથી, પણ તેને સારૂં બધે ગટરો બાંધીને તેમાં તે પાણી વહેછે અને તેની નહેરો ખણીને પાછું બાહાર કાહાડી નાંખેછે. એ સારૂં પવનચકીઓ ઘણી બાંધેલીછે, જેથી ગમે ત્યારે બુંબો ચલાવીને નેહેરોમાં પાણી બાહાર કાહાડી નાખી શકેછે. જ્યાં ખારૂં પાણી હોયછે ત્યાં કાંઇ થતું નથી, પણ નદીનું પાણી જેબી જમીનની સપાટીથી ઊંચું હોયછે તેથી ભીનાયલી જગ્યાપરથી પાણી કાહાડી નાખીને ખેતીવાડી કરેછે. હમેશાં પાણી ગમે એટલું(વરસાદ નહીં પડે તોપણ) મલવાથી તેવી જગ્યાપર પાક ઘણાં સરસ ઉતરેછે. હોલંડનાં લોકો મોટા વેપારી ગણાયછે અને એ લોકોને આપણે વલંદાને નામે ઓળખ્યે છીયે. હોલંડનાં બધાં ગામોમાં નહેરો ખણી એક બીજા સાથે જોડી નાંખ્યાથી વેપાર સારો ચલાવવા ઉપરાંત જમીનમાંથી પાણી ઓછું કરેછે, અને એની પુરણીઓને દર વરસે સમારવી પડેછે તે ઉપર આસરે સાહથ લાખ રૂપીયા ખરચ થાયછે. એ મુજબ નહીં તપાસ રાખે અને ડેમસ ફાટી જાય તો શેહેરો પાણીમાં ડુબીને ખરાબી થઇ જાય. એ પુરણી ભાગે તે વખતની ઘાસતીનો વીચાર કરવો હોય તો એમાંની એકુ મોટી પુરણીની હેઠળ ઉભા રહીને તેની પેલી ગમ દરીઆના મોજા આપણાં માથાંની ઉપર ૧૬) થી ૧૮) ફીટ ઊંચા ઉછાળા મારેછે તે સાંભળવાથી મોલમ પડશે. એટલી જમીન અહીંયાં દરીઆની સપાટીથી ૧૬) ફીટની ઉપર નીચીછે, અને તે જોવાથી એ ડચ લોકોની કેહવત છે કે "ખોદાએ દરીઓ બનાવ્યો અને હમોએ કીનારો બનાવ્યો" તે ખરો ઠરેછે. એની મોટી નેહેરો ૬૦) ફીટ પોહોળી અને ૬) ફીટ ઊંડીછે, અને તેમાંનાં પાણીની સપાટી તો શું પણ કોઇ ગમ નહેરનું તળીયું પણ જમીનથી ઊંચું રહેછે. કેટલીક જગ્યાપર પાણીનાં સરોવર બનેલા હતા, તેની આસપાસ નહેરો ખણીને પાણી કાહાડી નાંખી તેની જમીનપન કામમાં લેછે. એ શેહેરનો વેપાર ઘણો મોહોટોછે, અને આજેબી યુરોપનાં બીજાં મોહોટાં વેપારી શેહેરોનો બરાબરી કરી શકેછે. અંગ્રેજોએ હીંદુસ્થાનમાં પગ પેસારો કીધો તેની આગમજ એ વલંદા લોકો સીવાય યુરોપનાં કોઇબી બીજાં દેશવાલો પુર્વ તરફનો વેપાર કરતો હતો નહીં. ડચ લોકોને ત્યાં આજારી કોઇ હોયછે તો તેનાં ઘેરનાં બારણાપર તેની તબીયત વીશે કાગજ ચોંટાડેછે, જેથી ખબર લેવા આવનારાઓને અંદર જવાનું કારણ નહીં હોવાથી ઘરનાં લોકોને તેથી આજારીની માવજત કરવામાં અડચણ પડતી નથી. એ લોકોનું "હારલેમ કરી ગામછે ત્યાં છોકરાંનો જનમ થાયછે, તો તે જણાવવા સારૂં કાગજપર લખી તેને લાલ રેશમની ફીટ લટકાવી બારણાં ઉપર ટાંગેછે, તથા દોસ્તોને તે વખત કેક અને વાઇન પાયછે. અહીંયાંનાં દેવલોનાં મીનારાપરનાં ઘડીયાળોનાં ઘાંટ દર ૦ા કલાકે વાગેછે તેમાં ઘુંગરા મુકેલા હોવાથી ઓપેરાનાં તથા બીજા રાગો હમેશ વાગેછે. ડચ લોકો ઘેરબાર ઘણાં સુઘડ અને સાફ રાખેછે. એ લોકો કમાઇને રોજગારથી હાથ ઉઠાવી લેછે ત્યારે આસપાસનાં દેશમાં મજાના નાઘળા બંગલા બાંધી બાગો કરી તેમાં રહેછે, અને તેવા બંગલાઓને

તરેહ તરેહનાં નામો આપેછે, જેમકે Lust en Rust, (Pleasure and Repose) સુખીત આરામ, Wel Twreden, (Well content) સંતોષ, Mijn Genoegen, (My satisfaction) મારી તરફી, Mijn Lust en Leven, (My pleasure & life) "Friendship and Sociability" દોસ્તી ને મીલનસારી, "Joy with Peace" નીરાંતભરી ખુશી, "Large enough," કુશાદેહ "Without care," બેજંજાલી ઇત્યાદી. હોલ્લંડ દેશમાં જયાં જાઇયે ત્યાં પવન ચકીઓ ઘણી દીસેછે, અને તેથી કરીને અનાજ દલવાનું, લાકડાં વેહેરવાનું, તમાકુંનાં પાતરાં કાપવાનું, કાગજ બનાવવાનું, ઇત્યાદી કારખાંનાં ચલાવેછે; પણ અગતનું કામ ઉપર જણાવવા મુજબ હેઠાણની જમીનમાંથી પાણી કાહાડી નાખવાનું એનેથી લેછે. કોઈ કોઈ પવન ચકીઓ ઘણીજ મોહોટી આસરે ૬૦) ફીટ ઊંચા સડની હોયછે. એમસ્ટરડામ શેહેર હોલંડનું પાયતખ્તછે. હાલનો હોલંડ દેશનો પાદશાહ ત્રીજો વીલીયમ સને ૧૮૪૯ માં તખ્ત ઉપર આવ્યો હતો. એ દેશ ૧૩૦૦૦) ચોરસ મૈલ વીસતારમાંછે, અને એની વસતી ૪૦૩૭૦૦૦) ની કહેછે, જેમાં બે પંચમાઉશ ભાગ રોમન કેથોલીક તથા ૭૦૦૦૦) યાહુદીઓછે. એ દેશના એશીઆમાં સંસ્થાંનો મોહોટાંછે, તેમાં જાવા, સુમાત્રા, બોરનીઓ, સીલીબીશ, ઇત્યાદી મુખ્યછે, અને જેનો વીસતાર ૬૬૦૦૦૦) ચોરસ મૈલનો તથા વસતી હડી કરોડની છે. એનો સરકારી આવક (સંસ્થાંનોની નહીં ગણતાં) આસરે સાડા નવ કરોડ રૂપીયાની અને ખરચ તેથી કાંઇક વધારે થાયછે. એનું કરજ સને ૧૮૭૯ માં આસરે ત્રણ કરોડ રૂપીયાનું હતું. એનું લશકર હોલંડમાં ૬૪૦૦૦)નું અને સંસ્થાનોમાં ૩૯૦૦૦) નું મલી ૧૦૩૦૦૦) છે, તથા લડાઈનાં ૧૧૪) આરકશો ૫૦૦) તોપોનાં હમેશાં તૈયાર રાખેછે. અહીંયાનાં ધારાનો વહીવટ રૈયતે ચુંટી કાહાડેલા ૧૧૯) જણાં ચલાવેછે, પણ પાદશાહની પોતાની પ્રીવી કાઉનશીલ સારૂં સાત પ્રધાન પોતેજ ચુંટી કાહાડેછે તે તથા સ્ટેટ કાઉનશીલનાં બીજા ૧૪) મલી પાદશાહને મદદ તથા સલાહ આપેછે.

તા૦ ૨૮ મી આગસ્ટ ૧૮૮૧—આજે સવારનાં કલાક ૭-૨૫ ની ટ્રેનમાં એમસ્ટરડેમથી નીકળેલા રાતનાં કલાક ૭-૩૦ પારીશ શેહેરમાં આવી પુગા, અને કોનટીનેન્ટલ હૉટલમાંજ પાછો ઉતારો લીધો હતો.

તા૦ ૨૯મી આગસ્ટ ૧૮૮૧—આજે રાતનાં પાલેસ ડી ઇનડશટરીમાં ઇલેકટરીક એકઝીબીશન ઊઘાડેલુંછે તે જોવા ગયા હતા. આગલ હમોએ પારીશમાં એવી રીતનું એકઝીબીશન અધુરૂં સુકયું હતું તે આજે બરાબર કરીને ઇલેકટરીક લાઇટથી જોયું. તેમાં છેક મોટી રોશની (Revolving light) કે જેની સાંમે ઊઘાડી આંખે આપણે જોઇ નહીં શકીયે તેથી તે છેક ઝીણી બતી (કોપરેલની ટમબલરમાં બાલીએ છીયે તેટલી) સુધીની ત્યાં વીજલીની લાઇટો કીધેલી હતી. વીજલીની બતીથી ત્યાં ઘણાં જણાંઓનાં ફોટોગરાફ પણ પાડતા હતા, અને ઓપેરા હાઉસ જે એ જગ્યાથી ઘણો દુરછે, ત્યાંનુ ગાવાનું ટેલીફોન વાટે એક ઓરડામાં સંભળાવતા હતા. એ ઉપરાંત બીજા સંચાઓ વીજલીનાં જોરથી ચલાવતા હતા.

તા૦ ૩૦મી આગસ્ટ ૧૮૮૧—આજે હીંયાંની મોટી દુકાન ગ્રાંડ મેગેઝીનસ ડ. લુવર (Grand Magazins du Louvre) કરીને છે તે જોવા ગયા હતા. એ દુકાન લુવર મેહેલની સાંમે આવેલીછે, અને તેની ઇમારત આખા મોહોલા જે-

ટલી મોટીછે, તેમાં રોજનાં ૨૫૦૦) માણસો કામે લાગેછે, જેઓને લાવ લઇ જાવ કરવા સારૂં ૬૦) ઘોડા તથા ગાડીઓ રાખેલીછે, અને તે ઉપરાંત સામન ઘેરેઘેર ઘરાકોને ત્યાં મોકલાવવાને બીજા પણ ગાડી ઘોડાછે. એ દુકાનમાં ટાંચણીથી તે આખા ઘરનાં ફરનીચર સુધીની ચીજો છે, તથા ઘરાકોને માળા ઉપર લઇ જવા સારૂં હાઇડરોલીક લીફટ રાખેલીછે, તથા તેઓને તરસ લાગે ત્યારે દારૂ તથા સોડાવાટર મફત આપેછે. દરેક બાબદની ચીજોની જગ્યાઓ છુટી છુટી કરીને તે ઉપર ઓરતોને લગતી જીનસોપર ઓરતો અને મરદોને લગતી જીનસોપર મરદોને જાણે જુદી જુદી દુકાનો હોય તેમ રાખેલાંછે જેઓ પોતાને હસ્તકના માલના જવાબદાર રહેછે. માલ વેચે તેની નોંધો તરત કરવા સારૂં મેહતાઓ હારબંધ ટેબલોપર તૈયાર રેહેછે, અને સઘળું જેમ આપણે કહીયે તેમ પાછલથી ઘેર બરોબર પોહોંચતુ કરી આપેછે. ખુરશી તથા કોચોની લાઇનીંગની ફેશન હમણાં ફેરવાઇને સાટીન તથા મખમલને બદલે ઇરાંની ગલીચાઓ તે ઉપર જડી લેવામાં આવેછે, અને હમણાં તેનો ખપ ઘણો નીકળયોછે એમ ત્યાં સાંભળયું હતું.

એ જોઇને પછી એનાં જેવીજ બીજી મોટી દુકાન બો માર્ષ(Au Bou Marche) કરીને રૂ ડુ બેગ (Ru du Bag, 135) મોહોલામાંછે તે જોવા ગયા, જયાં ઉપલી દુકાન મુજબ સઘળો સામન વેચાયછે. એમાં ૨૬૦૦) માણસો કામે લાગેછે, અને સામન મોકળવા ૧૫૦) ઘોડા ગાડી રાખેલાછે. વરસ દાહડે એ દુકાનનાં મેનેજરનાં કેહેવા મુજબ ૫૦) કરોડ રૂપીયાનો માલ વેચાયછે, અને એટલો વેચાતો હોય તેમાં કાંઇ નવાઇ નથી; કારણકે જે ૨૬૦૦) માણસો અહીંયાં કામે લાગેછે તેઓનો અમથો પગાર જો મહીને દાહડે રૂ ૬૦) (જે કાંઇ અહીંયાં ઘણાં નથી) સેજે ગણીયે તોપણ વરસ દીને તેમના પગાર દાખલ ૧૮૭૨૦૦૦) રૂપીયા થાયછે; તે ઉપરાંત તેઓને સારૂં ગાડી ઘોડા તથા બપોરનું મફત ખાવાનું તથા મોટી દુકાનનુ ભાડું, સામનનાં સ્ટોકનું બ્યાજ સૌ ગણતાં હમો ધારીયે છીયે કે ઘણો મોટો ખરચ થવો જોઇયે. તે કાહાડવા તથા નફો કરવા જયારે આટલી મોટી રકમનો માલ વેચાય ત્યારેજ કાંઇ કમાઇ કરાય. એવી મોટી દુકાનો આખા યુરોપમાં કેહે નથી. હમો ગયા ત્યારે જો કે "ફુલ શીઝન" ન હતી અને મોટા લોકો બાહાર નીકળી ગયલા હતા, તોપણ જાણે કે મેળો હોય તેટલી ભીડ એ બેહુ દુકાનોમાં ચાલુ હતી.

તા૦ ૩૧મી આગસ્ટ ૧૮૮૧—આજે સાંજનાં પારીશ છોડી જઇયે છીયે તેથી એ શેહેરને લગતી થોડીએક હકીકત (Statistics) અતરે બાડેકરની ગાઇડ બુક પરથી જાણવાજોગ ઉતારી લીધીછે. પારીશ શેહેર ૩૦॥ મૈલ જગ્યા રોકેછે, અને ૨૧॥ મૈલ ઘેરાવામાંછે. એમાં ૩૦૦૦) મોહોલાઓ ૫૪૦) મૈલ લંબાઇનાછે; શેહેરમાં ૬૫,૦૦૦) ઘરો, ૮૦) સ્કુવેરશ અથવા ચોક, ૨૮) પુલ, ૮૦) દેવલો, અને ૩૫) થી ૪૦) નાટકશાળા તથા ૨,૦૦૦) ઉપરની જાહેર નીશાળોછે. એની વસતી સને ૧૮૭૭ ની ગણત્રી મુજબ ૧૯,૮૮,૮૦૬) માણસનીછે, તેમાં મોટો ભાગ રોમન કેથોલીકનોછે. ૮૭) ટકા લોકો વાંચી લખી શકેછે; વરસ દહાડે શેહેરમાં ૫૫,૦૦૦) જનંમ અને ૪૮,૦૦૦) મરણ થાયછે, તથા ૧,૧૬૦૦૦) માણસોને ધરમ ખાતે પાળેછે. ઘેરનાં ચાકરો દાખલ એક લાખ માણસ કામ કરેછે, અને ૪૫૦,૦૦૦)માણસ કારીગરછે, જે દરેકને ૩) થી ૬)ફરાંક અને કોઇ કોઇને ૨૦) ફ્રાંક રોજનાં મળેછે. સને ૧૮૭૮નાં શા-

જમાં એ શેહેરની આવક ૨૫,૪૮,૩૭,૧૩૨) ફ્રાંકની થઇ હતી અને ખરચ પણ નજદીક તેટલોજ હતો, તેમા કેળવણી આપવા પાછલ ૧,૦૪,૦૦,૦૦૦) ગરીબોને પાળવાપર ૧,૩૫,૦૦,૦૦૦) જાહેર રસતાઓપર ૧,૫૪,૦૦,૦૦૦), રસતાઓની લાઇટ પાછલ ૭૮,૦૦,૦૦૦) ગટરો પાછલ ૭૫,૦૦,૦૦૦), અને પોલીશ પાછલ ૨,૦૦,૦૦,૦૦૦) ફ્રાંક વરસ દીને ખરચેછે. આવકમાં ખોરાકી પરના, વેરાનાં ૧૨,૦૦,૦૦,૦૦૦), જમીન તથા કુતરાંનાં કરનાં ૨,૫૦,૦૦,૦૦૦), મારકીટોનુ ભાડું ૧,૧૩,૦૦,૦૦૦), પાણીની કુમપનીના ૮૯,૦૦,૦૦૦), અને ગ્યાસ કુંપનીનાં ૮૫,૦૦,૦૦૦) ફ્રાંક ઉપજેછે. વરસ દીને ૪૦,૦૦,૦૦,૦૦૦)નો અનાજ તથા વાઇન દારૂ ખપેછે તેમાં ૯,૬૦,૦૦,૦૦૦) ગ્યાલન સ્પીરીટ, ૩,૦૦,૦૦૦)ટણ પાંઊં,૧,૬૦,૦૦૦) ટણ ગોશ, ૪૦,૦૦૦)ટણ માછલી,૨૦,૦૦૦) ટણ શીકાર તથા મરઘાં બટકાં, ૪,૦૦૦) ટણ માખણ, ૩,૦૦૦) ટણ ઇંડાં, ૪,૦૦૦ ટણ પનીર, ૧૪,૫૦,૦૦,૦૦૦) ફ્રાંકની તરકારી, ૮૭,૦૦,૦૦૦)નો મેવો, ૩,૫૦,૦૦,૦૦૦)ની પેશટરી મીઠાઇ, અને ૩૭,૦૦,૦૦૦) ફ્રાંકનાં કાલુ ખપેછે. પારીશમાં છ અબજ કયુબીક ફીટ વરસ દીને ગ્યાસ ખપેછે, તેમાં એક અબજ અને અગ્યાર કરોડ કયુબીક ફીટ ગ્યાસ ૧૭૭) એનજીનોમાં કોલસાને બદલે વાપરેછે, અને સવા નવ કરોડ કયુબીક ફીટ ગ્યાસ નાટકશાળાઓમાં બલેછે તેનાં તેઓ સાડા સાત લાખ ફ્રાંકો આપેછે, જે હીસાબે ૮) ફ્રાંકે હજાર કયુબીક ફીટ ગ્યાસના કીમત થાયછે. આરટીઝીયન કુવાછે તે તથા બીજાં વાટર વરકસ દરરોજ નવ કરોડ અને ૫૦) લાખ ગ્યાલન પાણી પુરૂં પાડેછે. હીંયાંની મ્યુનીશીપાલીટીનુ કરજ છે, તેનું વ્યાજ ૧૦,૬૪,૫૦,૬૧૪) ફ્રાંક ભરવું પડેછે. એવું સઘળું ગંજાવરછે.

આજે રાતનાં ૮) વાગે પારીશ શેહેર આગગાડીમાં બેસીને છોડયું હતું. એ શેહેર હમોને ઘણુંજ પસંદ પડયું અને જેમ જેમ તેને જોતા ગયા તેમ તે વધતું સરસ લાગતું હતું. હીંયાંનુ લોક જાતે નમનતાઇવાલુંછે, અને આપણને પોતે વાત કરાવવા આવે તથા જયાં જઇયે ત્યાં સઘળું ઘણું નમનતાઇથી હમોને પરદેશી જોઇને બતાવતા હતા. પારીશમાં જાણે ધંધો વેપાર હોય નહીં તેમ જયાંબી હમો મોહોલાઓમાં કે બીજે કેઠે જતા ત્યાં અમથું લોક મોજ કરવા ફરતું હોય તેમ લાગતું હતું, અને મોજ મજાહ કરવાનાં મકાનો ઠામેઠામ દીસતાં હતાં. એટલું મોજીલું શેહેર બીજું આખા યુરોપમાં નથી એમ કહેછે, અને હમોએ જે જોયું તે પરથી તેમાં કશો શક ઉત્પન થતો નથી.

**તા૦ ૧ લી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં ૮) વાગે કોલાંન (Cologne) કરી જરમનીનાં એક શેહેરમાં પુગા. એ શેહેર પારીશથી ૩૦૨॥ મૈલ દુરછે. ત્યાં ડીશ હૉટલ (Hotel Disch) માં ઉતારો લીધો હતો. કોલોનનું કેડેરલ જે આખા યુરોપનાં મોટાં દેવલોમાનું એક ગણાયછે તે જોવા ગયા હતા. એ તદન પથરનું બાંધેલુંછે. એનો પાયો પેહેલ વેહેલાં સને ૧૨૪૮ માં નાંખ્યો હતો. તે વખતે હમણાંનાં દેવલનો ડીશાઇન કોઇ મી૦ જીરારડે બનાવ્યો હતો. પાયો નાંખ્યા પછી કોયરનો ભાગ તૈયાર થયો; પણ ત્યાંનાં લોકો તથા આર્ચબીશપ વચેની મારામારીને લીધે તે છાપડાં વગર પડી રહયો હતો, તે સને ૧૩૨૨ માં પાછું કામ ચાલ્યું અને છાપરૂં ઉપર ચહડાવ્યું. એ પ્રમાણે મારામારીને લીધે કામ પાછું અટકીને સને ૧૪૪૭ માં એનો "નેવ" તૈયાર કીધો. ત્યારપછી ઘણાં વરસો સુધી તે પર ધ્યાંન આપ્યું નહીં હતું, અને

સને ૧૭૯૬ માં ફ્રેન્ચોએ જ્યારે એ શેહેર લીધું ત્યારે એ દેવળને ઘાસ ભરવાનો કોઠાર બનાવી દીધો હતો. પછવાડેથી વળી પૃશીયાના પાદશાહો તેનું થોડું થોડું કામ ચલાવે, અટકાવે એમ કરયા કીધું, તે છેકબરોબર કામ સને ૧૮૪૨ નાં શાલથી ચાલું કીધું તે હમણાં છે તેમ તૈયાર સને ૧૮૭૬ માં થયું, જે વખતે ઘણી ધામધુમથી શહેનશાહે પોતે આવીને એ ઉઘાડયું હતું. એપર છેલા વખતનો ખરચ સાત લાખ પૌંડ લાગો હતો. એ દેવલ ૧૪૮) વાર લાંબુ અને ૬૭) વાર પોહોળુંછે. એનાં દીવાનખાનાની દેવાલો ૧૫૦) ફીટ ઉંચી અને છાપડાંની ઉંચાઇ ૨૦૧) ફીટ નીછે. એનો વચલો મીનારો જે તદન લાખંડનોછે, તે ૩૫૭) ફીટ ઉંચોછે અને એનાં બે મોહોડાં આગલના મીનારા દરેક ૫૧૧) ફીટ ઉંચાછે. એ દેવલનો આગલો ભાગ જયાંથી મીનારા બે કીધેલાછે, તે ઘણોજ નકશીદારછે અને મીનારાપર નાધળા નાધળા હજારો મીનારા કોતરેલાછે, તેથી જાણે નકસીકામનો મીનારો હોય તેવું લાગેછે. એ મીનારાઓની વચમે અંદર દેવલમાં જવાનાં ત્રણ બારણાં કીધેલાંછે, તેનાં આરકાંપર વગર ગણત્રીનાં પુતળાં કોતરેલાંછે. એનો જેવો બાહારથી બપકોછે તેવો અંદરથી નથી; પણ સાદું બાંધેલુંછે. એના દીવાનખાનામાં બે હાર થાંભળાઓની કીધેલીછે, તથા અંદરથી એનાં આર્ચબીશપની ઘોરોનાં મોન્યુમેન્ટસ તથા રંગીન કાચની મોટી મોટી બારીઓ તેમની બાઇબલની વીગતો ચીત્રો સાથે મુકેલીછે, તે જોવા લાયકછે. એનો મોટો ઘંટ સને ૧૮૭૪ માં જે ફ્રેન્ચ તોપો જીતી હતી તે ગાલીને બનાવેલાછે તે ૨૫) ટણ વજનમાંછે. એનેથી બીજા બે નાધળા ઘંટ ૧૧) અને ૬) ટણ વજનમાંછે, જે સને ૧૪૪૭ અને ૧૪૪૮ માં બનાવેલાછે.

એ જોઇને પછી અત્રેનું મયુઝીયમ જોવા ગયા હતા. એને Wallraf Richartz Museum કરી કહેછે. એ જગ્યા માફકસર મોટીછે, તથા અહીં ઘણો બરો પીકચરોનો સંગ્રહછે, તેમાં કોઇ કોઇ સારા ઉસ્તાદોને હાથનાંછે. એમાં એક પીકચર હમણાંનાં જરમનીના શેહેનશાહની માયનું છે, જે ઘણું સરસ પાડેલુંછે. તે પાડવાને બરલીનનાં એક ચીતારા ગુસ્ટાવ રીકટાર (Gustav Richtar)ને ૧૧,૦૦૦) પૌંડ આપ્યા હતા. એ સને ૧૮૭૮ માં પાડયું હતું અને હીંયાં અમથું જોવા મુકેલુંછે. એ પીકચરો ઉપરાંત થોડાંએક પુતળાં, કાંઇ પોટરી વરક (માટીકામ), અને આગલા વખતનો મોઝેઇક વરકછે. તે ચોથી સદીના જમાનાનુછે, જેમાં અસલનાં યુનાની ફીલસુફ, ડાયોજીનીસ, સોકરેટીશ, એરીસ્ટોટલ, સીલો, પલેટો, કલીયોબ્યુલસ, અને સોફોકલીસની તસવીરો પાડેલીછે. એની બનાવતમાં થોડો ભાગ કાચનાં કટકા પણ વાપરેલાછે.

એ જોઇને પછી સેંટ પીટરસનું દેવળ જોવા ગયા હતા. એ દેવલ માફકસરનું છે, અને ઘણું જોવા લાયક નથી; પણ એની અંદર રૂબેન ચીતારાનું (હીંયાંનાં લોકોનાં કેહેવા મુજબ) સર્વોત્તમ પીકચર મુકેલુંછે, જેમાં સેંટ પીટરને ખીલા મારેલા પાડેલા અને તેને ઉંધો કીધેલાછે; તેથી તે પીકચરને જોવા સારૂં સાથે એક ઇસ્ટાંડ મુકેલુંછે જેની હેઠાણમાંથી વાંકા વળીને જોવાથી તેની ખુબી બરાબર માલમ પડેછે. એ પીકચરને પણ નેપોલીયન પારીશ ઉંચકી લઇ ગયો હતો જે સને ૧૮૧૪ માં પાછું અહીંયાં લાવ્યા હતા. એ પીકચરનાં રૂશીઆનાં શેહેનશાહે એક મીલીઅન રૂબલ (૧૭ લાખ રૂપીયા) આપવા કહયા તોપણ વેચ્યું નહીં એમ કહેછે. એ પીકચરને આલટર પર મુકેલુંછે

અને તેને પીવટથી ફરવી શકેછે. એનાં પાછલા ભાગપર ક્રાઇશટનું પીકચર "ક-રૂશીફાઇડ" કીધેલું પાડેલુંછે, તે હમેશાં ઘણુંખરૂં ઢંખાએલું રાખેછે; પણ સેંટ પીટરનું પીકચર કોઇ જોવા માગેછે તેની પાસેથી દોહડ માર્કની ફી (એક માર્કની કીમત એક શીલીંગછે) લઇને દેખાડેછે.

એ જોઇને પછી હમો કોલોન શેહેરમાં ફરયા હતા; એ શેહેર મોટુંછે, અને તેની વસતી આસરે ૧,૩૫,૫૦૦) માણસોનીછે. એની ઇમારતો તથા રસતાઓ સારા પણ ઘણાખરા સાંકડાછે. શેહેરની વચમાં રાહીન નદી આવેલીછે તેના કીનારે લોકોને ફરવા સારૂં મજાનો રસતો બાંધેલોછે. નદીપર એક લોખંડનો મોટો પુલછે, જેની એક બાજુપરથી આગગાડી અને બીજી બાજુપરથી ગાડી ઘોડા આવજાવ કરેછે. બીજે પાર એક નાધણું ગામ ડેનઝ (Dentz) કરીનેછે, તે આસરે ૧૪,૫૦૦) માણસોની વસતીવાલુંછે. એ પુલ ઉપરાંત એક બીજો બોટોનો પુલ થોડે દુરથી બાંધેલોછે, અને તે પરથી માણસ તથા ગાડી ઘોડા આવજાવ કરેછે. લોખંડવાલા પુલ ઉપર બેહુ છેડે હમણાનાં જરમનીનાં શેહેનશાહનાં બે પુતળાં ઘોડાપર બેસાડેલાં પાડેલાંછે. સાંજનાં અતરેની ઝુઓલોજીકલ ગારડન જોવા ગયા હતા, જયા જીવતાં જાનવરોનો સારો સંગ્રહ કીધેલોછે. એનીજ પાસે બોટેનીકલ ગારડન આવેલીછે. તે કાંઇ ઘણી જોવા લાયક નથી. એ કોલોન શેહેર હાલ પૃશીઆના હાથમાંછે, અને રાહીન નદીપરનાં જીલ્લાઓનું સઉથી મોહોટું શેહેર ગણાયછે, તથા વેપારમાં પણ જરમનીનાં બીજાં મોટાં શેહેરોની બરાબરી કરેછે. એની વસતીનો ૬/૭ મો ભાગ કેથોલીકછે. એ સઘળું જોઇને રાતનાં આઠની ટ્રેનમાં બેસીને કોલોન શેહેર છોડયું હતું.

**તા૦ ૨ જી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં આઠ વાગે બરલીન જે જરમનીનું પાયતખ્ત શેહેર કોલોનથી ૩૬૨ા મૈલ દુરછે ત્યાં આવી પુગા, અને સેનટરલ હોટલ (Central Hotel)માં ઉતારો લીધો હતો. એ હોટલ બરલીનમાં સૌથી મોટું અને સરસ કહેવાયછે, અને તે તા૦ ૫મી શપટેમબર ૧૮૮૦ એ ઉઘડયું હતું. એમાં ૫૦૦) ઓરડાછે તથા એક ઘણી મોટી કાચની કનશરવેટરી બાંધી તેમાં શીયાળાનાં દીવસોપર કોનસર્ટ કરેછે. એ કનશરવેટરી ૨૫૦)ફીટ લાંબી અને ૭૫)ફીટ પોહોળીછે.

પેનોપટીકમ (Panopticum) કરીને મીણનાં પુતળાંઓનુ સંગ્રહસ્થાનછે તે હમે આજે જોવા ગયા હતા, જયાં પૃશીઆનાં રાજવંશીઓ ઉપરાંત બીજાં ઘણાં જાણીતા શખસોનાં મીણનાં થોડાંક પુતળાં એકઠાં કીધેલાંછે. એ જગ્યાપર જીવતાં જોડીયા છોકરાઓ સાથે વળગેલાં હમોએ જોયાં હતાં, જેઓ થાપા આગલથી વલગી ગયલાં હતાં. તેઓની ઉમર આસરે બે થી ત્રણ વરસની હશે અને તેમાંનું એક છોકરૂં ચાલતું હતું, ત્યારે બીજું છોકરૂં જે નબલું હતું તે પાછલથી ઘસડાતું હતું; તોપણ તે દરકાર નહીં કરતું હોય તેમ રમતું અને હસતું ચાલતું હતું.

એ જોઇને પછી "એકવેરીઅમ" જોવા ગયા હતા, જયાં ઘણી જાતની માછલીઓ ઉપરાંત થોડાંક જમીનનાં જાનવરોનો પણ સંગ્રહ કીધેલો હતો.

તે જોઇને પછી શાહનશાહ વીલીયમનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ માફકસર મોટોછે અને તેમાંનું ફરનીચર તથા સણગાર પણ સાદોછે. એનું નાચવાનું દીવાંણખાંનુંછે ત્યાં અવાજના પડઘા ઘણા સરસ થાયછે. જો આપણે એક બોલ બોલીએ છીએ, તો એક નાંકેથી બીજા

નાંકાસુધી તેનો પડઘો જાણે દોડતો હોય તેમ લાગેછે. એ ઓરડો ગોળછે અને તે પર ગેલરી કીધેલીછે. હાલનાં શાહનશાહને પરણ્યાને ૨૫) વરસ પુરાં થયાં ત્યારે એ લોકોનાં ધારા મુજબ તેને રૂપેરી લગન (Silver wedding) કહીને ઘણી ધામધુમ કરેછે. તે વખતે એને ગામેગામથી ઘણીએક ચીજો રૂપાંની બનાવેલી ભેટ મલી હતી તે અહીંયાં મુકેલીછે, તેમાં રોહમચાઇલડે બે હાથીઓ બનાવેલાં આપ્યાછે, તેની કીમત ૮૦,૦૦૦) ટાલર (ત્રણ શીલીંગનો એક ટાલર) કહેછે. એ શીવાય બીજુ થોડુંએક જોવા લાયકછે.

ત્યાંથી નીકળેલા એ મેહેલની સાંમે ફ્રેડરીક ધી ગ્રેટનું ઘોડાપર બેસાડેલું બ્રોનઝનું પુતળું જોવા ગયા. એની બેઠકની ચારે બાજુપર ચાર મોટા ઘોડાપર બેસાડેલાં પુતળાં પ્રીન્સ હેનરી ઓફ પ્રશીઆ, ડયુક ફરડીનાંન્ડ ઓફ બ્રોન્સીક, અને બે જનરલોનાં મુકેલાંછે, અને તેની વચમાં તે વખતનાં બીજા જાણીતા સેનાપતીઓનાં આદમકદ શાઇઝનાં પુતળાં મુકેલાંછે, તથા તેની હેઠળનાં પેડસ્ટલનાં ભાગ પર તે વખતનાં વખાણાયલા સોલજરો તથા અમલદારોનાં નામો કોતરેલાંછે. એ મુજબ એ ત્રણ થડનું મોન્યુમેન્ટ બનાવેલુંછે. ફ્રેડરીક ધી ગ્રેટ પાદશાહને પૃશીઆનાં તખ્ત ઉપર બેઠાંને ૧૦૦) વરસ પુરાં થયાં તે દીને યાને તા૦ ૩૧ મી મે ૧૮૪૦ ને દીને એનો પાયો નાંખ્યો હતો. એ પુતળું આખા યુરોપમાં સરસ ગણાય એવી મજાની કારીગારીનું બનાવેલું છે. તેને સને ૧૮૫૧ માં ખુલું મુકવામાં આવ્યું હતું. એ બધી જગ્યાઓ ઉપર જણાવીછે તે (Linden) નામનાં અતરેના સઉથી સરસ ૧૯૨) ફીટ પોહોળા મોહોલામાં આવેલીછે. તે મોહોલાને છેડે બ્રેનડનબર્ગનો દરવાજો આવેલોછે, એ ભાગળની માફક બાંધેલોછે અને તેની ઉપર ચાર ઘોડાની ગાડી મુકીછે, જેને એ લોકો કુવાડરીગા ઓફ વીકટોરીઆ (જીતની નીશાન) કરીને કહેછે. એ ભાગળ યાને દરવાજો ૨૦૫) ફીટ પોહોળો અને ૮૫) ફીટ ઉંચોછે, અને સને ૧૭૮૯–૯૩ માં બાંધેલો હતો. એની ઉપરનું પુતળું ફ્રેન્ચ લોકોએ જયારે બરલીન શેહેર સને ૧૮૦૪ માં જીત્યું ત્યારે ઉંચકી લઈ ગયા હતા; પણ સને ૧૮૧૪ માં તે પાછું આપ્યું હતું. એ ભાગળમાં પાંચ રસતા જુદા જુદા કીધેલાછે, તેમાં બે રસતા માણસો સારૂં અને બે રસતા ગાડી ઘોડા સારૂં તથા વચમેનો રસતો શેહેનશાહ અને તેની ફેમીલીને આવજાવ કરવા સારૂં રાખેલોછે. એ વચમેનાં દરવાજામાંથી કોઇને જવાનો હોકમ નથી.

હીંયાંથી નીકળેલા ટીયે ગારટન કરીને ફરવાનો પાર્કછે ત્યાં ગયા હતા. એ જગ્યા ઘણી મોટીછે; અને જેમ લંડનમાં હાઇડ પાર્કછે, તેમ લોકો ગાડી ઘોડામાં હીંયાં ફરવા નીકળેછે. પારકશોમાં મોટાં મોટાં ઝાડો મૈલનાં મૈલ લાંબા રસતાઓની બાજુપર નાંખેલાછે તેથી તેની લાંબી ઘટા ઘણી સારી લાગેછે. એ પાર્ક બે મૈલ લાંબો અને ૦।। મૈલ પોહોળોછે, અને ૬૦૦) એકર જમીન રોકેછે. એમાં મોટાં પુતળાંઓ છુટાં છુટાં મુકેલાંછે.

તે પછી તેની આગલ એક મોટા બાગમાં હમણાંનાં શેહેનશાહના બાપ તથા મા દાટેલાંછે, તેની યાદગારીનું માઝોલીયમ જોવા ગયા. ઘોરનો દેખાવ બાહારથી કાંઇ ભપકાદાર નથી; પણ જયાં અંદરથી તે લોકોને દાટી તે ઉપર યાદગારીનાં તેઓનાં સુવાડેલાં પુતળાં મુકેલાં છે તે જગ્યા સંગેમરમરની બાંધેલીછે, અને તેનાં થાંભળા સફેદ તથા કાળા મેલ રંગના પથરનાં બાંધી ઉપર જાંબુલા રંગની કાચની બારીઓમાંથી ઉજાસ નાંખેલોછે,

તેથી જાણે કાચના ઇયા કોરીનાં બનાવેલાં હોય તેવો દેખાવ આપેછે. એ બધે જણાંઓનાં પુતળાં ઘણીજ સરસ કારીગીરીનાં બનાવેલાં ઘણાં જોવા લાયકછે. ત્યાંથી નીકળીને પાછા ટીયે ગારટનને રસ્તે ફરતા (Das establishment Flora) કરીને એક બાગછે તે જોવા ગયા, જ્યાં કાંઇબી જોવા લાયક હતુ નહીં પણ થોડાંએક ઝાડો તથા ઘાસના ફુઆરા ઉગેલાછે.

ત્યાંથી નીકળેલા મોન્યુમેન્ટ ઓફ વીકટરી (Monument of Victory) જીતનો મીનારો જોવા ગયા હતા. એ મીનારો સને ૧૮૭૩ માં પૃશીઆની જીતની યાદગારી સારૂં બાંધેલોછે. તે ૨૦૦) ફીટ ઉંચો તથા આઠ સીડીનો તપો બાંધીને તે પર ગોળ આકારનો ગ્રેનાઇટ પથરનો બાંધેલોછે, અને તેની ઉપર બ્રોનઝનુ ગીલીટ કીધેલું જીતનું પુતળું મુકેલુંછે. એનાં પેડેશટલપર ચારે બાજુએ બરોનઝનાં ડેનમારકની લડાઇ સને ૧૮૬૪ની, કોનીગરાટજની લડાઇ સને ૧૮૬૬ની, સેડાનની લડાઇ સને ૧૮૭૦ની, અને ફ્રેન્ચની લડાઇ સને ૧૮૭૧માં જીતીને લશકર પાછું ફરયું તેનાં ચીતારો પાડેલાછે. એ સ્થભ એ મુજબ ત્રણ મોટી લડાઇઓ, જેલી પૃશીઅનોએ ડેનસ, ઓસ્ત્રીઅન, અને ફ્રેન્ચોપર જીત્યા તેની યાદગારી સારૂં ઉભો કીધેલોછે. એ ઉપર જવા સારૂં અંદરથી સીડીઓ બાંધી લીધીછે.

અહીંથી નીકળેલા અતરેનુ ઇમપીરીઅલ ડાએત ઇયાને પાર્લામેન્ટ હાઉશ જેને રાઇખસ્ટાગ્સ ગેબાઉડે (Reichstags Gebaude) કરીને કહેછે તે જોવા ગયા. ૧૮૭૧ માં જ્યારે પૃશીઆના રાજાને શાહેનશાહ ઠેરવ્યો ત્યારે આ મકાન ઘણી ઉતાવળમાં બાંધ્યું અને અહીંયાં ત્યારપછી જરમનીની શેહેનશાહી ડાએટ ઇયાને પારલામેન્ટ ભરેછે, જ્યાં જરમન રાજનાં બીજાં શેહેરોનાં વકીલ Representatives એકઠા મલીને આપણાં પાર્લામેન્ટની માફક ધારા વગેરે પસાર કરેછે. એઓમાંથી ૩૯૫) જણાંને મેમ્બેર દાખલ ચુંટી કાહાડેછે, તેઓ સઘળા હેઠાણનાં ભાગમાં બેસેછે તથા ગામેગામનાં (મીનીશતરો) કારભારી આવેછે તે એક પલેટફોરમપર બેસેછે, જેઓની સાથે પૃશીઆનો મીનીશટર કાઉન્ટ બીશમારક પણ બેસેછે. એ મેહેલ કાંઇ ઘણો ભપકાકાર નથી પણ માફકસરછે.

**તા૦ ૩ જી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં બરલીનથી આસરે ૧૬) મૈલ દુર પોટ્સડેમ (Potsdam) કરીને આસરે ૪૫,૦૦૦) માણસોની વસતીવાલું ગામ, જ્યાં હીયાંનાં પાદશાહોનાં મેહેલો (જેમ પારીશમાં વરસેલસનો ગણાયછે તેમ) આવેલાછે, તે જોવા ગયા હતા. એ જગ્યાપર જવા સારૂં સવારનાં ૮-૪૦ની ટ્રેનમાં નીકળેલા ૯) વાગે ત્યાં પુગા, અને ત્યાંનો બેબલશબરગનો મેહેલ જે શાહાનશાહી મેહેલ દાખલ ગણાયછે તે જોયો હતો. એ મેહેલ સને ૧૮૩૫ માં બંધાયો હતો પણ કાંઇ ઘણો જોવા લાયક નથી; એમાં થોડાંક પીકચરોનો સંગ્રહ કીધેલોછે. ત્યાંથી નીકળીને "સાં સુસી" મેહેલ જોવા ગયા. એ મેહેલ ફ્રેડરીક ધી ગ્રેટ સને ૧૭૪૫-૪૭ માં બાંધ્યો હતો. એમાં દાખલ થવાનું દીવાનખાનું તથા જમવાનુ દીવાનખાનું એ બંધે સંગેમરમરનાં પથરના બાંધેલાછે. એમાં ફ્રેડરીક ધી ગ્રેટના દોસ્ત ફ્રાન્સના વખણાયલા ફીલસુફ વોલટરને સારૂં ઓરડાઓ બનાવેલાછે તેની છત તથા દીવાલપર ફુલ અને જાનવર તથા મેવાની લાકડામાં કોતરેલી તોરણ રોકી તરાહ પાડેલીછે તે ઘણી શોભાયમાંન દીસેછે; પછી "ધી ન્યુ પેલેશ" કરીને ફ્રેડરીક

ધી ગ્રેટ સને ૧૭૬૩ માં બાંધ્યો હતો તે જોયો હતો. તે ૬) વરસે ઘણાં મોટા ખરચે બાંધીને તૈયાર કીધો હતો, અને પોટસ્દેમ તો શું પણ આખા જરમની દેશમાં તેનો જોડયો નથી. એ મેહેલની દીવાલનો નીચલો ભાગ ઘણોખરો સંગેમરમરનોછે. એ બધામાં ગ્રોટો સલુન (Grotto Saloon) કરીને એક મોટું દીવાનખાનુંછે તે તદન જુદીજ નવી રીતે સણગારેલુંછે; તેની સઘળી ફરતી દીવાલોપર જાત જાતનાં કોડા તથા રંગીન ક્રીસ્ટલના કીમતી પથરોનાં કટકાથી સણગાર આપેલોછે,જેની મેળવણી એવી સરસ કીધેલીછેકે હમો તેની તારીફ કશી રીતે કરી શકતા નથી. એ મેહેલની ભોંય રંગીન લાકડાંથી જાતજાતની તરાંહ પાડીને ઘણી પાલીશ કીધેલીછે. એનાં ૨૦૦) ઓરડાછે. તેમાંનાં ઘણાખરા સારા સણગારેલાછે અને કોઇ કોઇ ઓરડાઓની દીવાલ તથા શીલીંગોપર રૂપાનાં ગીલીટનાં પત્રાંની ફુલોની તરાંહ પાડેલીછે. ક્રાઉન પ્રીનસ (પાટવીકુવર)નાં વાપરવાનાં ઓરડાઓ ઘણાં સરસ સણગારેલાછે. તેની દીવાલોપર કસબી કીનખાબોનાં જેવા તથા રેશમી ઉંચી જાતનાં કપડાં જડેલાંછે; ઝુંમરો કોઇ કોઇ તો ક્રીસ્તલ પથરોનાં ઘણાં કીમતીછે; શીલીંગો તથા દીવાલો તથા બારી બારણાંપર સઘળે નકસી અને ગીલીટ કામ બનાવેલુંછે, તથા પીકચરોનો સારો સંગ્રહ કીધેલોછે. એ મેહેલનો થીએટર રૂમ પણ સારો સણગારેલોછે, તેમાં ૬૦૦) બેઠકો તદન મખમલની ગીલીટનાં હાથાઓની કીધેલીછે. એનો મારબલ સલુન ૧૦૦) ફીટ લંબાઇમાંછે. બધી રીતે એ મેહેલ જોવા લાયકછે.

એ જોઇને પછી શાર્લટન હાફનો મેહેલ જોવા ગયા, જે "ઇટાલીઅન વીલા"નાં જેવો સને ૧૮૨૬ નાં શાલમાં બાંધ્યો હતો. એમાં પીટર ધી ગ્રેટે પોતે બનાવેલી રૂપાં તથા સ્ટીલની ખુરશીઓ રાખેલીછે. એ મેહેલને લગતાં રોમન હમામો જોવા ગયા, જે અસલનાં હમામોની બાંધણી પર બાંધેલાંછે અને તેની દીવાલ, શીલીંગ તથા જમીનપર રંગીન પથરની તરાંહ પાડેલીછે તથા વચમાં આખા ગ્રેનાઇટનાં પથરનું નાહાવાનું ટબ મુકેલુંછે, જેની કીમત ૭૫,૦૦૦) પૈંડની કહેછે.

એ જોઇને સાંજનાં પાછા બરલીન આવ્યા, અને બરલીન શેહેરનાં મોટા મોટા મોહોલાઓ ફરી આવ્યા હતા. અહીંયાંનાં રસતાઓ કોઇ કોઇ ઘણાંજ મોટાછે, તેમાં ઉનટેર ડેન લીનટેર (Unter den Linter) નામનાં મોહોલાનો રસતો ૧૯૨) ફીટ પોહોળોછે. તેમાં ઘરોની બાજુપર પગથીઓ, પછી ગાડી ઘોડાનાં રસતાઓ અને તેની વચમાં પાછો પગ રસતો કરીને પાંચ રસતાનો એક રસતો બનાવી બધા ભાગોપર ઝાડ રોપેલાંછે. એ શીવાય બીજા ઘણાં રસતા કોઇ કોઇ તો ચાર મૈલ લાંબાછે, અને તે પર ઘરો ઘણાંજ મોટાં અને રોણકદાર ડોલનાં બાંધેલાંછે, તથા તે ઉપર નકશી તથા પુતળાંનો થાગજ નથી. ઘણાખરાં બધાં ઘરોને બાહારથી ઓઇલ પેન્ટીંગનો રંગ મારયાથી જાણે નવાંજ રંગેલાં હોય તેવાં લાગેછે. પારીશ શેહેરનાં બાંધકામ તથા રસતા મોટાછે પણ અહીંયાંની રોણક અને કારીગરીની બરોબરી કરી શકશે નહીં, તેમજ લંડનનાં ઘરોની કારીગીરીને ટકર મારે એવી સરસ અને જોવા લાયકછે. આજે રાત્રે બતરેનાં ઓપેરાહાઉસમાં મીનોં (Minon) નામનો ફ્રેન્ચ નાટક જરમન બોલીમાં કીધો હતો તે જોવા ગયા હતા, જે જોકે હમો સમજયા નહીં તોપણ તેનું ઓપેરાનાં જેવું ગાયન ઘણું સરસ રીતે ગાતા તથા બજવી બતાવતા હતા.

**તા૦ ૪ થી સપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં જુલોજીકલ ગારડનસ જોવા ગયા હતા, જયાં જીવતાં જાનવરોનો ઘણો સારો સંગ્રહ કીધેલોછે. ત્યાં હાથીઓને રાખવાનું ઘેર હીંદુઓનાં ડેહરાનાં આકારનું અને થાંભળા હાથીઓનાં આકારનાં બનાવેલાછે; તથા બીજાં જાનવરોને સારૂં પણ તેઓને રેહેવા લાયક ખડક યા ટેકડી તથા ઝાડો કરીને ઘરો બાંધેલાછે. એ સઘળાંની ગોઠવણી ઘણી પસંદ કરવા લાયકછે.

ત્યાંથી નીકળેલા જુનો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલમાં શેહેનશાહ પોતે રેહેતો નથી પણ બાહારનાં વખણાયલા લોકો તથા રાજાઓ અહીંયાં આવેછે તેઓની મુલાકાત લેવા તથા મોટાં ખાણાં અને નાચ આપવા સારૂં વાપરવામાં આવેછે. હમણાંનો શેહેનશાહ પોતાનો મેહેલ જેને "શેહેનશાહ વીલીયમનો મેહેલ" કરી આગલ જણાવ્યોછે, તેમાં રહેછે. એ જુનાં મેહેલને રાયલ પાલેશ પણ કહેછે. એ મેહેલ સને ૧૪૫૧ માં એક કીલ્લા દાખલ બીજા ઇલેકટર ફ્રેડરીકે બાંધ્યો હતો, પણ પાછળથી તેને બીજા રાજાઓ સુધારતા આવ્યા હતા, અને હમણાં તે એક મોટા ચોખંડ આકારનો મેહેલ થયોછે. તે ૬૫૦) ફીટ લાંબો, ૩૮૦) ફીટ ઉંડો, અને ચાર માળનોછે. તેની ઊંચાઇ ૧૦૦) ફીટની તથા તેની ઉપરનો ગુંબજ ૨૩૦) ફીટ ઊંચોછે. એ મેહેલમાં ૬૦૦) ઓરડાછે, તે બધા કાંઇ બાહારનાં લોકોને દેખાડતા નથી પણ પબલીક રીસેપ્શન (દીવાનેઆમ) તથા બાલરૂમ, વગેરે બતાવેછે. એક પેહેલા ઓરડામાં બખ્તર મુકેલાંછે, તેને ગારડ રૂમ કહેછે, તથા બીજા ઓરડામાં ફરનીચર અને બીજી કીમતી ચીજોનો સંગ્રહ કીધેલોછે, તથા છત ઉપર પેનટીંગસ તથા દીવાલો ઉપર ગીલીટ કામ સારૂંછે. એક ઓરડાને કીંગશ ચેમબર કરીને કહેછે તેમાં પૃથીઆનાં બધા પાદશાહોની સબીઓ મુકેલીછે. એ બધા ઓરડામાં રીટર શાલ (Ritter Saal) કરીને તખ્તનો ઓરડોછે, જયાં શેહેનશાહ પાર્લામેન્ટ ઊઘાડેછે, તે સૌથી સરસ સણગારેલોછે. એ ઓરડામાં એક નાઘળી ગેલેરી રૂપાંની ગીલીટનાં પતરાંની બનાવેલી ઘણી નકસીદારછે. એ ઉપરાંત એ ઓરડાની આરશીઓ, શીલીંગની કોરનીસ સઘળું રૂપાંની ગીલીટનું કીધેલુંછે. તેને વાસતે કહેછે કે એ અસલ સઘળું ખરાં રૂપાંનું બનાવેલું હતું, પણ ફ્રેડરીક ધી ગ્રેટને લડાઇઓમાં ખરચ ઘણો થવાથી તે સઘળું ગાલી કાહાડી તે બદલે ગીલીટનાં પતરાંનું મુકયું હતું. એ ઓરડાની છતેપર એવી તો સરસ નકસી કીધીછે કે જાણે રેશમી ભરેલું કપડું તેપર ખરેખર જડેલું હોય તેમ દીસેછે. એ મેહેલમાં "વાઈટ શલુન" ( White Saloon ) કરીને નાચવાનો ઓરડો ઘણો મોટો અને સરસ સણગારેલોછે. તે ૧૦૫) ફીટ લાંબો, ૫૦ ફીટ પોહોળો, અને ૪૦ ફીટ ઊંચોછે, તેમા ઝુંમરોમાં ૮૦૦૦) મીણબતીઓથી લાઇટ કરેછે. તે મીણબતીઓને તાર ઇવા દોરીથી મેલવેલીછે, જેથી જો એક નાંકેથી દોરી સલગાવેછેતો સઘળી મીણબતીઓ એકદમ સલગી ઉઠેછે. આથી વખત ઘણો બચેછે. એ મેહેલમાં જોવાલાયક ચીજોમાં સોનાં તથા રૂપાંની પાદશાહી પલેટ દીવાલોપર ગોઠવીને મુકેલીછે, ને રૂપાંનોજ આઠ ફીટ ઊંચો એક થાંભળો હમણાંનાં શહેનશાહને તેનાં લશ્કર તરફથી ભેટ મલેલો (સને ૧૮૬૭નાં શાલમાં એને લશ્કરી અમલદારી ચલાવતાં ૬૦) વરસ પુરાં થયાં ત્યારે ભેટ કીધો હતો) તે તથા બીજી ભેટ દાખલ મલેલી ચીજોછે. એનો ચેપલ ઘણો સારો બાંધેલોછે. તે ૧૧૩) ફીટ ઊંચાઇ અને ૭૫ ફીટ ઘેરાવામાંછે.

એનો ઓલટર તથા કરોશ પીલા ઇજીપ-શીઅન મારબલનો ઘણો સરસ બનાવેલોછે, તથા તેની જમીન રંગીન સંગેમરમરનીછે. એ ચેપલ બાંધવાપર ૧૭) લાખ રૂપીયા ખરચ થયેછે.

એ મેહેલ જોઇને ધી રોયલ મ્યુઝીયમ જે મેહેલની સાંમેછે તે જોવા ગયા હતા. એ મ્યુઝીયમની બાહાર એક ઘણુંજ મોટું એકજ ગ્રેનાઇટનાં પથરનું બનાવેલું વાઝલું મુકેછે, જેનો ઘેરાવો આસરે ૨૧) ફીટ હશે. એને થાંભલાઓ કીધેલાછે, અમારતની અંદર જે થાંભળા તથા સીડીઓછે તે આખા સંગેમરમરનાં પથરનાંછે, અને એમાં ઉસ્તાદ ચીત્રકારોની અસલ તેમ તેની નકલનાં પીક્ચરો તથા પુતળાંઓ બનાવેલાં મુકેલાંછે.

ત્યાંથી નીકલેલા પીક્ચર ગેલેરી જોવા ગયા હતા, જે પણ સારી તરાહની બાંધેલીછે અને જેમાં પીક્ચરોનો ઘણો સારો મેલાવડો કીધેલોછે. એની શરૂઆત સને ૧૮૨૧માં મી૦ શોલી ( Mr. Solly ) કરી કોઈ અંગ્રેજનાં એકઠા કીધેલાં પીક્ચરો ૭,૫૦,૦૦૦) ડાલરે વેચાંતાં લઇને કીધી હતી, અને પછી તેમાં પાદશાહોનાં પોતાનાં તથા બીજા ધણીઓએ એકઠાં કીધેલાં ચીત્રો આપવાથી સારો જોડો થાયલોછે. એમાં પાછલથી બીજાં પીક્ચરો વેચાતાં લઇને ઉમેરો કીધામાં આવ્યોછે. તેમાં શુઅર મોનડટ કલેકશનનાં ૫૦૦૦૦) પોંડ આપીને તેમાં ઉમેર્યાં હતાં.

એ જોઇને પછી હોહેનઝોલર્ન( Hohenzollern ) મ્યુઝીયમ જોવા ગયા હતા. એ મ્યુઝીયમમા હોહેનઝોલ્લર્ન ખાંનદાનને (જેના વડો હાલ જરમનીનો શેહેનશાહછે) લગતી એકઠી કીધેલી ચીજોનો સંગ્રહ કીધેલોછે. તેમાં અસલમાં જયારે એ ખાંનદાનનાં ઇલેકટરો કહેવાતા હતા ત્યારથી તે હમણાંનાં શેહેનશાહ સુધીનાને લગતા જુદા જુદા ઓરડા કરી તેમને ભેટ મલેલી ચીજો, પેહેરવાનાં કપડાં, ઢોલીયા, કબાત, ઇત્યાદી તેમજ તેઓની અને તેઓની રાણીઓની તસ્વીરોછે. તેમાં હમણાંના શેહેનશાહાનાં બાપનાં ઓરડામાં નેપોલયન બોનાપાર્ટને એનાં વખતમાં હરાવ્યો હતો તેનાં બધા ચાંદા ગામેગામનાં મુકેલાછે. હમણાંનાં શેહેનશાવાલા ઓરડામાં એનાં સુનેરી લગન ( Golden Wedding ) એટલે એનાં લગન થયાને ૫૦) વરસ પુરાં થયાં તેની મુબારકબાદીમાં ગામેગામથી ભેટ આવેલી ચીજો મુકેલીછે. એને શેહેનશાહ કીધો તે વખતે જરમની દેશનાં બીજા રાજવંશીઓએ રૂપાંનો એક ગુંબજ બનાવી તેમાં ભેટ આપનારાઓનાં રૂપાંનાં બસ્ટ આડકાંમાં ગોઠવી તેમનાં કોટ ઓફ આરમ્સ મથાળે પાડીને બનાવેલું આપેલું તે ઘણુંજ સરસ અને જોવા લાયકછે. એની કીમત ૨૫,૦૦૦) રૂપીયા કહેછે.

આજે રાતનાં દશ વાગે આગગાડીમાં બેસીને બરલીન શેહેર છોડયું હતું. બરલીન શેહેરની વસતી આસરે ૧૦૯૦૦૦૦) માણસની કેહેવાયછે. તેને યુરોપના સૌથી મોટાં શેહેરોમાં ત્રીજું અને વાએનાની બરાબર ગણેછે. એ ૨૩) ચોરસ મૈલ જમીન રોકેછે. એ શેહેર જરમનીની વચોવચમાં આવેલું હોવાથી એનો વેપાર ઘણો મોહોટોછે, અને આખા કોનટીનેનટલ યુરોપમાં સૌથી મોટું વેપારી અને મેન્યુફેક્ચરીંગ શેહેર ગણાયછે. એમાં એન્જીનો બનાવાનું તથા બારનાં, રંગવાનાં, ઉન તથા રેશમનાં અને બીજા ઘણાં કારખાંનાંછે, તથા તે ઉપરાંત અહીંયાંનો મોટો વેપાર ગાય, ઢોર, અનાજ, દારૂ અને ઉનનો કહેવાયછે. એ શેહેરમાં રેલવે ઉગાડવાથી એના વસતી જે સને ૧૮૦૦ માં ૧૭૨૦૦૦) ની હતી તે વધીને સને ૧૮૭૯ માં નજદીક ૧૧) લાખ થવા આવીછે, એટલી જલદી એની વસતી વધી ગઇછે.

**તા૦ ૫મી શપટેમબર ૧૮૮૧**—આજે સવારનાં આઠ વાગે કોલોન શેહેરનાં સ્ટેશન પર ગઈ કાલે બરલીનથી નીકળેલા આવી. પુગયા, અને ત્યાંથી કલાક ૯—૫ મીનીટે પાછા આગગાડીમાં બેઠા, તે બોન (Bonn) ગામમાં કલાક ૯—૪૦ પુગયા હતા, અને ત્યાંથી રાહીન નદીપર જવાને સ્ટીમરને વખત હોવાથી ગામમાં ફરી આવ્યા. એ ગામ નાધળું આસરે ૨૮૦૦૦) માણસોની વસતી વાલુ છે તથા ત્યાંનાં ઘરો માફકસરની સારી બાંધણીનાંછે. હીયાંનાં દેવળની સાંમે બીઠોવન (Beethoven) નું પુતળું ઉભુ કીધુંછે. નવાં ગાયન ઉપજાવનાર બીઠોવન ઉસ્તાદનો જનમ આ શેહેરમાં થયો હતો, અને એનું પુતળું સને ૧૮૪૫ નાં શાલમાં આપણી મહારાંણી વીકટોરીઆ અતરે પધારયાં તેમનો સનમુખ ખોલું મુકયામાં આવ્યું હતું. આજે કોઈ સેંટનો દીવસ હતો તેની તક લઇને રાહીન નદીપરનાં કેથોલીક જીલ્લાઓમાનાં લોકોએ પોતાને લગતી બાબદોસર અહીંયાં એક એકઝીબીશન કરયું હતું, જે ઉઘાડવા સારૂં કોલોનનો આર્ચબીશપ આવેલો હતો. તે એક મોટું સરઘસ કરીને તેને ઉઘાડવા જતો હતો, તેથી રસતામાં મોટી ભીડ મળેલી હતી અને બધા મોહોલામાં વાવટાઓથી સણગારો કીધેલા હતા. રાહીન નદી જેની પશચમ બાજુપર એ ગામ આવેલું છે ત્યાં હમો ગયા, અને ત્યાંથી સ્ટીમર વીલીયમ મધે બેસીને રાહીન નદીનો દેખાવ જોતા જોતા કલાક ૧૦-૪૫ નાં નીકળેલા રાતનાં કલાક ૯-૪૦ બીબરીક (Bibrich)નાં કીનારાપર ઉતરયા હતા. એ આખી નદીનો રસતો ઘણોજ સરસ કેહેવાતો હોવાથી હમો આગગાડીમાં જવાને બદલે નદીને રસતે ગયા, અને હમોએ જે તારીફ સાંભળી હતી તે ઘણી ખરી હતી. એ નદીનો બેહુ બાજુપરની શીનરીની હમો તારીફ કરી શકતા નથી, મોટીમોટી જગ્યાઓ દરાખોનાં માદવા તથા બીજી જાતના ઝાડોથી ભરપુર અને તેની પાછલ નાધળા નાધળા ડુંગરો જાણે રમકડાં ગોઠવ્યાં હોય તેમ દીસતું, અને નદીને કાંઠે છેટે છેટે નાંધળાં તથા મોટાં ગામો વારાફરતી મળ્યા કરતાં હતાં. તેઓનાં દેવલોનાં મીનારાઓથી બંને બાજુપર આસમાન ટીંગાતું દેખાતું, તથા આગગાડીઓ બંને કાંઠેથી વારાફરતી આવજાવ કરયા કરતી. નદીપર લોકો એક ગામથી બીજે ગામ મોજ કરવા નીકળેલું તેથી ઘણું રળીયામનુ લાગતું હતું. કોબલેનટશ (Coblentz) નું ગામ જયાં હાલ જરમનીની શેહેનશાહબાનું આજારી હોવાથી રહેલાછે તે છોડયું કે પછી નાંધળાને બદલે મોટા ડુંગરો, અને તેપર વટોક દરાખનાંમાંદવાઓ તથા તપે તપે ભાગી પડેલા તથા કોઇ કોઇ દુરૂપેરમાં રાખેલાં આખા અને મજબુત કીલ્લા, રૂપાંની ખાંણો એ બાજુપર ખણેછે તેની ચીમની, ઇત્યાદીથી રંગભુમી બદલાતી હતી, તે જોવા લાયકછે અને હમો નજદીક તેપર જે ૧૧) કલાક ફરયા તેથી જરા પણ કંટાળ્યા હતા નહીં. રાત પડી કે ચાંદનું થોડુંક નીકળ્યું તેથી તથા કીનારાપરનાં શેહેરોનાં ઘેરોની તથા બીજી છુટી છવાઇ બતીઓથી વળી જુદોજ દેખાવ દીસતો હતો. હમો કીનારે ઉતરયા પછી ત્યાંથી આગગાડીમાં બેસીને ફ્રાંક ફોર્ટ (Frankfort) ગામમાં રાતનાં કલાક ૧૧—૩૦ પુગા હતા.

**તા૦ ૬ ઠી શપટેમબર ૧૮૮૧**—આજે સવારનાં ધી રોમર (Romer) કરીને અતરેનો જુનો ટાઉન હોલછે તે જોવા ગયા હતા. એ મકાન સને ૧૪૦૬ નાં શાલમાં બાંધેલુંછે, અને તેમાં આગલનાં જરમન શેહનશાહોને ચુંટી કાહાડતા હતા. તે સારૂં જરમન ડાએટ મળતી હતી. એ બધા શેહેનશાહ પેહેલો કોનરાડ સને

૯૧૨ થી ૯૧૮માં રાજ કરીગયો ત્યારથી તે છેલો શેહેનશાહ બીજો ફરાંનઝ સને ૧૭૯૨ થી ૧૮૦૬ સુધીનાંની તસવીરો અહીંયા મુકેલીછે. એ મહેલ બંધાયાની આગમજ હીંયા બીજુ મકાન હતુ તેમાં બી શેહેનશાહોને જરમન ડાએટ મલીને ચુંટી કાહાડતી હતી, અને એ માન ફ્રેંક ફોર્ટ શેહેરનેજ જરમનીમાં હતું. જયારે શેહેનશાહને ચુંટી કાહાડે ત્યારે એ જગ્યાપર ખાણું આપતા હતા, તે વેલાએ જરમનીનાં બીજા શાહાજાદાઓ તેની મેનીજ કરતા તે વખતની વપરાતી ખુરશી તથા ટેબલો પણ હજુ ત્યાં મુકેલીછે. એ મકાન ગોથીક ઇમારત બંદીપર બાંધેલુંછે, પણ કાંઇ ઘણું જોવાલાયક નથી.

ત્યાંથી નીકળેલા શેંટ પોલસનું દેવલ જોવા ગયા હતા. એ ઇમારત સને ૧૮૩૩ માં જરમન નેશનલ એશેમબલીની મીટીંગો જરમન રાજબંધનને સુધારવા બાંધી હતી, તેથી તે ગોળાકારમાં બાંધેલીછે, અને તેમાં ઠીયેટરની માફક ખુરશીઓ અર્ધગોળાકારમાં ગોઠવેલીછે, પણ પાછલથી સને ૧૮૫૨માં એને ફેરવીને દેવલ બનાવી દીધુંછે; અને જયાં સુરનશીનની બેઠક હતી ત્યાં હમણાં ઓલટર મુકેલાંછે. ત્યાંથી નીકલેલા શેંટ બારોલોમીઓનો કેથેડરલ જોવા ગયા. એ દેવલ સને ૧૩૧૫નાં શાલનું બાંધેલુંછે, પણ તેનો મીનારો જે સને ૧૫૧૪માં બાંધતાં અધુરો રહયો હતો તે એ દેવલને સને ૧૮૬૭માં આગથી નુકશાણી થઇ તે પછી સુધારતી વખતે અસલનાં નકસા મુજબ બાંધી પુરો કીધો હતો. એ મીનારો ૩૧૨) ફીટ ઉંચો તથા દેવલ માફકસરનું મોટુંછે, પણ કાંઇ ઘણું જોવા લાયક નથી. એ દેવલની સાંમે એક ઘણું જુનું ઘેરછે તે પ્રોટેશટંટ ધરમ ફેલાવનાર મારટીન લુથરનું કહેછે, અને તેની હેઠળ તે ઉભો રહીને એક ચોકછે ત્યાં વાએજી કરતો હતો. તેનો ઇધાણી દાખલ તેનું પુતળું ત્યારની દીવાળપર મુકેલુંછે.

એ જોઇને પછી ફ્રેંકફોર્ટનાં મોહોલાઓ તથા બીજી જગ્યાપર ફરી આવ્યા હતા. એનાં બાહારનાં મોટા રસતાઓ તથા મકાનો સારાંછે, પણ અંદરનાં અસલનાં રસતા સાંકડા તથા ઘરો પણ નાધળાંછે. અહીંની જુની ઇમારતોની દીવાલોપર સ્લેટનાં નાધળા કટકાઓ માછલીનાં ભીંગડાંની માફક જડી લીધેલાછે, તેથી નવાઇ જેવો દેખાવ લાગેછે. જયાં યાહુદીઓનો મોહોલોછે ત્યાં અસલનો પેહેલો રોડશચઇલ્ડ રેહેતો હતો. તે ઘેર તથા બીજાં ઘેરો ઘણાં ખરાં ઉપરની માફકનાં સ્લેટની દીવાલનાં બનાવેલાંછે. ફ્રેંક ફોર્ટનું શેહેર મોટુંછે, અને તેની હાલની વસતી ૧૧૮૦૦૦) માણસનીછે, અને અસલ એ શેહેર સ્વરાજકય હતું, પણ સને ૧૮૬૬માં પ્રશીઆ સાથે જોડાઇ ગયુંછે. એ શેહેર ઘણું જુનું કહેવાયછે, અને અતરેનાં શરાફો ઘણાં વખણાયલાછે. શેહેરમાં ફરીને પાછા આવતી વખતે એક શરાફ બેથમેનનું ખાસ મ્યુઝીયમછે તે જોવા ગયા હતા. અહીંયાં એક વચગાલેનાં હૉલમાં થોડાક પુતળાં મુકેલાંછે, તેમાં એરીઆદનને ચીત્તાપર બેસાડેલોછે. તે ઘણું સરસ પુતળું કેહેવાયછે; એક ફાંચલ પર તે ફરેછે અને તેની બરોબર અસર ઉત્પન કરવા સારૂં એક પડદો કીધેલોછે જેથી તે ઘણું સરસ લાગેછે. એ પુતળું મ્યુઝીયમનાં ધણીએ ૨૦,૦૦૦) ફલોરીન (એક ફલોરીનની કીમત એક રૂપીયા જેટલીછે) આપી વેચાતું લીધું હતું. એ શીવાય એમાં કાંઇ બીજું જોવા લાયક નથી. એ પુતળાંથી એનુ નામ એરીઆડનીયમ (Ariadneum) પણ કહેછે.

ત્યાંથી નીકળેલા અતરેનુ વખણાયલું ઓપેરા હાઉશ જોવા ગયા

હતા, ને થોડાજ દીવસપર બંધાઇ રહ્યું હતું. એની બાંધણી ઘણીખરી પારીશનાં મોહોટા ઓપેરાની શાળાને મળતી આવેછે. પણ સઘળું નાધળી હદમાંજ રાખેલુંછે. એ બાંધવા પાછલ ૮૦,૦૦,૦૦૦) માર્કસ ઇયાને ૪૦) લાખ રૂપીયા ખરચ બેઠા હતા. એની મોટી સીડી તથા પ્રસાળ સઘળું સંગેમરમરનું બાંધેલુંછે, અને તે બાંધતાં ૭) વરસ લાગાં હતાં. એમાં બે હજાર માણસો બેસે એટલી બેઠકછે, સ્ટેજની ઊંચાઇ ૮૭) ફીટછે. એ ઓપેરા અહીંયાંની મ્યુનીસીપાલાટીએ બાંધેલાછે, અને તેમાં સારા ગાંનારાઓને ૧૦) થી ૪૦) હજાર માર્કસ સુધી વરસ દાહાડે મલેછે.

અહીંથી ફ્રૅંક ફૂર્ટનું પ્રદર્શણ ઊઘાડેલું હતું તે જોવા ગયા હતા. એ સારૂં એક મોટી જગ્યા ઘેરાને તેમાં સંગ્રહ સારૂં એક મોટું મકાન કરેલુંછે, જેમાં એક લાંબી ચાલ બાંધી તેને ઉભા આઠ ભાગમાં વેહેચી તેમાં જુદી જુદી ચીજોનો નવી પરચુટણ ષોધાની, તથા સાંચાકામ, ફરનીચર, પેહેરવાસ ઇત્યાદીનો સારો જમાવ કીધેલાછે. એ ઉપરાંત રેશ્ટોરાંટ (ખાવાપીવાની જગ્યાઓ) છુટા છવાયા મકાનો તરાંહ તરાંહ જાતની ચીનાઇ, હીંદુસ્તાનની તથા બીજા દેશોની ટપ દેખાડવાને બાંધેલાં હતાં તથા વચલા ભાગમાં ફુવારા કીધેલા હતા. એ સઘળું ઘણું જોવા લાયક હતું. એ જોઇને બપોરનાં બે વાગે આગગાડીમાં નીકળેલા આસબુર્ગ (Strasburg) શેહેરમાં રાતનાં ૧૧-૩૦ મીનીટે આવી પુગા, અને મેસન રૂજ (Maison Rouge) નામનાં હૉટલમાં ઉતારો લીધો હતો.

**તા૦ ૭ મી શપટેમબર ૧૮૮૧**— આજે સવારનાં અહીંવાનુ કેડરલ જોવા શીવાય બીજું કાંઇ જોવા લાયક ન હતું તેથી શેહેરમાં પેહેલાં ફરી આવ્યા. એ શેહેર અસલ જરમનોનાં હાથમાં હતું તે ચૌદમાં લુઇએ અને ૧૬૮૨ માં જીતી લીધું હતું, અને ત્યારથી ફ્રેંન્ચનાં હસ્તકમાં સને ૧૮૭૦ સુધી રેહેવા પછી પ્રુશીઆની લડાઇમાં જરમનોએ તે પાછું જીતી લીધું, જયારથી તે જરમનોને હસ્તકછે. તેઓએ એ શેહેરને આલસાસ અને લોરેન પરગણાનુ પાયતખ્ત બનાવ્યું છે, અને જો કે તે બે સદી સુધી ફ્રેન્ચોનાં હસ્તકમાં હતું તોબી ત્યાંના લોકોએ પોતાની જરમન ભાષા તથા ચાલચલણ છોડી હતી નહીં. છેલી લડાઇમાં આસબુર્ગ શેહેરપર જરમનોએ ઘેરો નાંખ્યો હતો અને તે ૧) મહીનો અને ૧૮) દીવસ પછી તાબે થયું, ત્યાંસુધી તે પર ચાલેલા તોપોના મારાને લીધે તેનાં ઘરો ઘણાંખરાં ખીસ્માર થઇ ગયાથી હમણાં પાછાં નવાં બાંધવા માંડેલાંછે, અને ઘણાં ખરાં તૈયાર થઇ ચુકાંછે. એ નવાં ઘેરાનાં મોહોલા ઘણાં સરખા કીધેલાછે અને ઘરો પણ સારાંછે. બાકીનાં જુનાં શેહેરનાં રસ્તા સાંકડા તથા ઘરો નાંધળાંછે. એ શેહેર પરથી ઇલ (Ill) નદી જે રાહીન નદીથી આસરે બે મલ દુરછે અને તેની સાથે કેનાલથી જોડેલીછે તે પસાર થાયછે. તે આઠ દીવસપર સ્વીટઝરલાંન્ડમાં ઘણો વરસાદ પડવાથી ઉભાઇ જઇને રેલ આવી હતી, જેનાં પાણી ખેતર તથા બાગોમાં, નદી કાંઠે હજુ ભરેલાં હમોએ દીઠાં હતાં. એની ઉપર બે પુલોછે, તેમાં એક ગાડી ઘોડાનો અને બીજો આગગાડી માટે લોખંડનોછે. ગાડી ઘોડા જવાનો પુલ બોટાપર બાંધેલાછે, તેની છેક ઊંચાંન સુધી નદીનુ પાણી જોશથી દોડતું હતું, અને હજી પણ તે ઘણું જોર કરવાથી બોટવાલા પુલનાં થાંભળા ઘણાં હીલતા હતા. એ શેહેર કાંઇ ઘણું મોટું નથી અને એની વસતી આસરે ૧,૦૦,૦૦૦) માણસોની ગણાયછે.

એ શેહેરમાં ફરીને ૧૧—૪૫ મીનાટે અહીંયાંનું કેઠીડ્રલ જે તેનાં ઘડીયાળને સારૂં વખણાયલુંછે તે જોવા ગયા હતા. એ દેવલ ઘણું મોટું છે. તે ૩૬૩) ફીટ લાંબું, ૧૩૫) ફીટ પોહોળું, અને ૯૯) ફીટ ઉંચુંછે, તથા તેની ઉપરનો મીનારો જે ઘણો નકશીદારછે તે ૪૬૮) ફીટ ઉંચોછે, અને વેલાયતમાં એનેથી એકજ દેવલનો મીનારો ઉંચો કેહેવાયછે. એની ફરતી દીવાલપર પણ નકશીકામ કીધેલું તથા ઘણાંએક પુતળાં મુકેલાંછે, તેમાં કેટલાંક ઘોડાપર બેસાડેલાં પણ છે. સને ૧૭૯૩ નાં ફ્રેંચ રેવોલ્યુશનમાં એ દેવલમાંનાં સેંકડો ઉપર પુતળાં બલવાખોરોએ ભાંગી નાંખ્યાં હતાં, અને એના ખુબસુરત મીનારાપર પ્રજાસત્તાક નીશાણીવાલી લાલ ટોપી પેહેરાવવાથીજ તે બચી ગયો હતો. એનો અંદરનો ભાગ કાંઈ ઘણો જોવા લાયક નથી, પણ તેનાં ઘડીયાળનાં જેવું બીજું ઘડીયાળ દુન્યામાં કોઈ નથી એમ કેહેવાયછે. એ ઘડીયાળનાં જાણે ચાર મજલા કીધા હોય તેમ ગોઠવેલુંછે અને તેની ઉંચાઈ આસરે ૩૦) ફીટ ઉપરનીછે. એનાં પેહેલા મજલાપર દુનયા પાડેલીછે, અને સુરજનો આસપાસ જેમ આશમાનો દુનયાં ફરેછે તેમ સંચાકાંમથી અહીં સઘલું ચાલેછે. તેની ઉપર કલાક મીનીટ દેખાડવાનું ઘડીયાળછે, તેની ઉપર પાછું દુનયાનાં બીજા ભાગોમાં તેજ વખતે શી કલાક છે તે જણાવાનું મુકેલુંછે; હેઠળનાં ભાગપર ક્રીશચીઅન લોકનાં ફરતાં ફીશટ (પર્વો) પણ પોતાની મેલે બદલાઇને દેખાડેછે. તે ઉપરાંત સુરજ અને ચાંદનાં ગ્રહણો તથા આખા આશમાનનાં ગ્રહો દેખાડેછે, તથા જાથુકનું પંચાંગ પણ એમાં ચાલુછે, અને ૯૯૯) વરસો સુધીમાં કયાં ગ્રહણો તથા ફીશટો (પર્વો) આવશે તે તથા બીજી આશમાની બાબદો માલમ થાયછે. એનું સંચાકાંમ એવી રીતનું સરસછે કે પોતે પોતાની મેલે દરોબસ્ત થાયછે, અને એક મીનીટ પણ કોઈ વખતે વધતું ઘયા ઓછું થંડી ગરમીને લીધે બદલાતું નથી. એ ઘડીયાળની ટકોરી દર ૦।—૦॥—૦॥। કલાકની વાગેછે; તે સારૂં એક સરસ તાલ કીધીછે. ૦। કલાક વગાડવા સારૂં એક બચું (પુતળું) ચાલી આવીને જમણાં હાથપર એક ઘંટછે તે ઉપર ૦। કલાક વગાડેછે, ૦॥ કલાક એજ માફક એક જુવાંન મરદ આવીને વગાડેછે, ૦॥। કલાક એક અધીર માણસ અને આખો કલાક એક બુઢો માણસ આવીને વગાડેછે. તે વખતે એક બીજું પુતળું રેતીનું ઘડીયાળ જે ખાલી થાયછે તે પાછું ફરવેછે, જેમાંની રેતી બરોબર એક કલાકે પુરી થાયછે. ગેલેરીનાં ખુણાંમાં દરરોજ અઠવાડીયાંનાં દીવસ દેખાડવા તે દીવસને લગતાં પુતળાં બદલાઇને ઉભાં રહેછે, જેમકે એપોલો આતવારે, ડાએનાં સોમવારે ઇત્યાદી. એ ઉપરાંત જયારે બપોરનાં બાર વાગેછે ત્યારે ચોથા મજલાપર ક્રાઇશ્ટને ઉભો રાખેલોછે, ત્યાં પાછલથી એનાં બાર એપોસલસ ચાલી આવીને ક્રાઇસ્ટ તરફ મોહોડું કરી તેને નમી સલાંમ કરીને ચાલયા જાયછે. તે વખતે ક્રાઇસ્ટ પોતાનો જમણો હાથ ઉંચકીને તેઓને આશીર્વાદ દેછે; પણ સૌથી સરસ તો એક મરઘો છેક ઉપલે મથાળે બેસાડેલોછે, તે જયારે બપોરનાં બાર વાગેછે ત્યારે જીવતા મરઘાની માફક પીછ ઉભાં કરી પાંખ ફડફડાવી ડોકું ઉંચું કરી કુકરે કુક! આબાદ જાણે જીવતો મરઘો બોલતો હોય, તેમ પોકાર મારેછે; અને એ મુજબ પેલા એપોસલો ક્રાઇસ્ટનો સામે આવેછે, ત્યારે ત્રણ વખત પાંખ ફડફડાવી ડોકું ઉંચું કરી પોકાર મારેછે. આ ઘડીયાળ નવું સને ૧૮૪૨માં બનાવ્યું હતું; પણ અસલનું ઘડીયાળ જે સને ૧૫૭૧ માં ડાસીપોડીઅસે બનાવ્યું હતું, તેનીજ નકલછે, જેમાં ફક્ત દુનયાની

આલ તથા આશમાનનાં ગ્રહો હમણાંની શોધ માફક ફેરફાર કરીને નવું મુકેલું છે. અસલનાં ઘડીયાળનો સંચો તથા મરઘો તથા બીજી ડાગ્લો સઘળું બીજી સાંમેની ઇમારતમાં મુકેલું હજી લોકોને દેખાડેછે. હમો એ ઘડીયાળ બપોરનાં બાર વાગતા બામબા જોવા ગયા હતા અને હમોએ સઘળું જે જોયું તેની તારીફ કરી શકતા નથી.

એ જોઇને પછી હમો શેંટ ટામશનું દેવલ જોવા ગયા, જ્યાં મારશલ કાઉન્ટ ઓફ સાકસનીની યાદગારીનું મોન્યુમેન્ટ મુકેલું જોયું હતું. એ કાઉન્ટ ઇ. સ. ૧૭૫૦માં ફ્રાંન્સમાં ઘણો વખાણાયલો લશકરી સરદાર હતો, અને ઉપલાં મોન્યુમેંટમાં જમ જાણે મુડદાંની પેટી ઉઘાડી તેમાં કાઉન્ટ જે ઉપર ઉભેલોછે તેને સુવાને કહેતો હોય તેવી નીશાની કરી બતાવેછે તે ઉપરથી કાઉન્ટ સીડીપરથી ઉતરીને માંહે જતો હોય તેમ પાડેલોછે. તેને ફ્રાંન્સની જીનીઅશ અથવા સઘળી જાહોજલાલી, જે એક ખુબસુરત ઓરતનાં આકારમાં પાડેલીછે તે એક હાથે અટકાવેછે, અને બીજે હાથે તે જમને પાછો જવાનો હોકમ કરેછે. કોફીનની બીજી બાજુપર હરકયુલીશ (Hercules) જેને ગ્રીક લોકો કૌવતનો દેવતા કહેછે તે મોહત પેલાને બોલાવતું જોઇ પોતે સઘળાં જોરનું દૈવત છતાં રડતો નીચી ડોકીએ ઉભો રહયોછે. એ મારશલ કાઉન્ટ ઉભોછે તેની હેઠળ ઓસ્ત્રીઆ, હાલાંડ અને ઇંગ્લાંડ દેશનાં હેરાલડરીક (Heraldric) જાનવરો તથા ભાગેલા વાવટા ઊંધા નાંખેલાછે, જેથી ત્રણે રાજયોનાં એક મળેલાં લશકરપર કાઉંન્ટ આવ સાક્ષનીએ ફ્લાનડર્સની લડાઇમાં જીત મેલવી હતી. તે બતાવેછે. એ સઘળું સંગેમરમરનાં સફેદ પથરનું બનાવેલું અને ઘણું તારીફ લાયક રીતે કોતરેલું છે. એ પુતળાંને બનાવતાં વીસ વરસ લાગ્યાં, અને સને ૧૭૭૬માં તે તઇયાર થયાં હતાં. એ દેવલનાં એક ઓરડામાં ડયુક ઓફ નેશો (Duke of Nessau)નું મુડદું એક કાચની પેટીમાં દેખઇતું રાખેલું છે, જે ૨૩૫) વરસનું જુનું અને તેની ઉપર કપડાં પણ હજી અસલનાં પેહેરાવેલાં તેજછે. ફકત હાથનાં મોજાંજ પાછલથી જ્યારે એને એ દેવલમાંથી બાણી કાહાડયો ત્યારે પેહેરાવ્યાં હતાં. એને મમી (Mummy) જેવો બનાવીને દાટેલો હોવાથી તે જેવી હાલતમાં મરતી વખતે હતો તેવીજ હાલતમાં હમણાં દીસેછે. તેનું મોહાડું પણ સફેદછે (ઇજીપ્તની મમીઓનું કાળું રંગેલું હોયછે) પણ તેપર મોહોડાંમાંથી પાણી નીકળવાથી ડાઘ પડી ગયલાછે, બાકી જાણે તરતનો મુવેલો સુવાડેલો હોય તેવો લાગેછે. એજ ઓરડામાં એની છોકરીનું મુરદું પણ મુકેલું છે. તેનું માસ સઘળું ખવાઇ ગયલું છે, પણ હાડકાં તથા કપડાં હજુર જેમનાં તેમ છે. તેને હાથે દાણાની પોહોચી તથા આંગળાંએ ઝીણાં હીરાની વીંટી હજુર સલાંમતછે.

એ સઘળું જોઇને બપોરનાં ૨-૧૫ મીનીટે સ્ટ્રાસબર્ગ છોડયું હતું, ત્યાંથી સ્વીટઝરલાંન્ડનું બાલ (Bale or Basle) કરી ગામછે ત્યાં આગગાડીમાં કલાક ૫—૧૫ મીનીટે સાંજનાં આવી પુગ્યા, અને ધી ટ્રાય રાય (Trois Rois) હૉટલમાં ઉતારો લીધો હતો. જમીને શેહેરમાં ફરવા નીકલ્યા હતા. એ શેહેર રાહીન નદીપર આવેલું છે, તે કાંઇ ઘણું મોટું નથી; પણ ફ્રાંન્સ, સ્વીટઝરલાંન્ડ, અને જરમનીની વચમાં આવ્યાથી અહીંયાં તે દેશનાં આવતા જતા લોકોને ઉતારો લેવા સારૂં ઘણું કામ આવેછે. એને લગતી એક જગ્યાછે જયાં એક માણસ પોહોળા પગ કરીને ઉભું રહેછે તો તે એકજ વખતે ત્રણે દેશમાં

ઉભા હોય તેમ ગણાયછે. અહીંયાંનાં ઘરો તથા મોહોલાઓ કોઇ કોઇ સારાછે. એ ગામ કાંઇ ઘણું જોવા લાયક નથી. વસતી આસરે ૪૫,૦૦૦) માણસોની કેહેવાયછે, અને રેશમી રીબન બનાવવા સારૂ તે વખણાયલુછે. રાતનાં શોમરકેશીન (Sommercasins) કરીને બાગછે ત્યાં કોનશર્ટ હતો તે સાંભલવા ગયા હતા, જ્યાં એક ઘણું સારૂં વાજું વાગતું સાંભળ્યું હતું. એ જગ્યાપર ઉનાળાનાં દીવસોપર ગાયનનાં કોનશર્ટો તથા બોલો આપેછે. ત્યાં રેશ્ટોરાંટ કીધેલુછે તેમાં ખોરાકી તથા દારૂ મલેછે. એ નદીથી બે ભાગમાં વેહેંચાઇ ગયલું છે.

**તા૦ ૮ મી શપટેમબર ૧૮૮૧**— આજે સવારનાં કલાક ૧૦-૨૦ મીનીટે બાલ શેહેર આગગાડીમાં બેસીને છોડયું, તે રાતનાં ૯–૩૦ મીનીટે જીનીવા શેહેરમાં પુગ્યા હતા. એ શેહેર એજ નામનાં સુત્રીજ કેનટન્સ પરગણાઓનું પાયતખ્તછે. આખો રસતો બાલથી જીનીવા સુધી ઘણો રળીયામણો હતો અને હવે પાહાડોની જગ્યા મલતી જવાથી આગલ જે બેઠી જમીન હતી તેથી ઉલટા દેખાવો દીસતા હતા. જરા દુરથી બેહુ બાજુપર નાંધળા ડુંગરો અને તેની પાછલ બીજા ચહડ ઉતર ડુંગરો મલ્યા હતા. ઓલટનનું જનકશન પસાર કીધા પછી જરા મોટા ડુંગરો મલવા લાગ્યા, અને છેક બીએલ (Biel) પુગા તેટલાંતો ઘણાં મોટા પાહાડો મલવા લાગ્યા. એ મુજબ ઘણો ખરો રસતો ચહડાણનો અને વળી પાછો થોડો ઉતરાણનો જીનોવા સુધી મલ્યો હતો. એ ચહડાણના આખા રસતાને લીધે અહીંયાંની (સ્વીટઝરલાંન્ડની) બધી ગાડીઓ જે એનજીનો સાથે જોડછે તે દરેકને બ્રેક (Brake) રાખેછે, અને દર બે ત્રણ ગાડીએ એક માણસ બ્રેક દાબવા તથા છોડવા રાખેછે, તેને આવજાવ કરવા સારૂં અતરેની બધી ગાડીઓની વચમાંથી રસતો રાખેલોછે તેથી એક નાંકેથો બીજાં નાકાં સુધી ચાલતી ગાડીએ માણસ બધી ટ્રેનમાં જઇ શકેછે. પેહેલા, બીજા, તથા ત્રીજા કલાશની બેઠક આડી કરીને તેની વચમાં જા આવ રાખેછે તથા વચમાં ઉતારૂઓને સામાન મુકવાની ગાડીબી તેજ માફક સામન વગર ખોલી મેલછે. તે ઊંધાડી હોવાથી માણસને ચોકી કરવા સારૂં રાખેછે. બીએલ આગલ એજ નામનો એક સરોવર મલ્યો હતો. તે આસરે ૧૦) મૈલ લાંબો, અને ૨) મૈલ પોહોળોછે, તથા ત્યાંથી આગલ ચાલતાં ન્યુશેટલ (Newchatel)નો સરોવર એજ નામનાં ગામપર મલ્યો હતો. એ સરોવર મોટો, અને વધતામાં વધતો ૨૪) મૈલ લાંબો અને ૫) મૈલ પોહોળોછે. એ સરોવર પસાર કરતાં હમારી આગગાડી જે કીનારે ચાલતી હતી તેને દોહોડ કલાક ઉપર થયો હતો. એનો દેખાવ ઘણોજ સરસ અને જોવા લાયકછે. એક બાજુપર સરોવર અને બીજી બાજુપર પાહાડો તે ઉપર નજદીક આખાં મથાળાં સુધી દરાખના માંદવા રોપેલા હતા. તે બાદ લુશેન (Lusanne)નાં સ્ટેશન પછી જીનીવાનો સરોવર મલ્યો હતો. તે સૌથી મોટો સ્વીઝરલાંન્ડમાં ગણાયછે, તેની લંબાઇ ૫૬) મૈલ, અને પોહોળાઇ ૯) મૈલનીછે, તથા તેનો કીનારો પસાર કરતાં હમારી આગગાડીને બે કલાક ઉપર થયા હતા. હમોને નજદીક આખે રસતે છેટે છેટે ગામો મલ્યાં હતાં, અને દરાખનાં માંદવા પણ તેજ મુજબ આખે રસતે છેક બાલથી જીનીવા સુધી હતા. હમોએ હોટલ ડી. લા. મેટરોપોલ જીનીવા લેકની આથમણુ બાજુપર Jardin du Lac નામના બાગના સાંમે આવેલુંછે તેમાં ઉતારો લીધો હતો.

**તા૦ ૯ મી શપટેમબર ૧૮૮૧—** આજે જીનીવા શેહેરમાં બધે ફરી આવ્યા હતા તથા અહીંયાંની વખણાયલી• ઘડીયાલો અને આરગીનોની દુકાંનો જોઇ હતી. અહીંયાં ઘણી જાતનાં ઘડીયાલો બનાવેછે જે ઉપર સાત હજાર માણસો દરરોજ કામે લાગેછે. તેઓ દર અઠવાડીયે ૨૦૦૦) ઘડીયાલો તઇયાર કરેછે. એ ઉપરાંત વાંજાંની પેટી બનાવવાને ઘણાંક લોકો કામે લાગેછે. હમોએ આજે એક દુકાંનપર એવી પેટીઓ વાગતી સાંભળી હતી. તે ઘણી જાત જાતની ગોઠવણીની હતી, અને તેમાંનો એક બે એવી તો સરસ વાગતી હતી કે જાણે આરગીન મોહોટી વાગતી હોય તેમ તેમાંથી ઘણો મીઠો અને સરસ રાગ નીકળતો હતો. એ શેહેરની વસતી આસરે ૬૩,૦૦૦) માણસોની કેહેવાયછે, અને સ્વીટઝરલાંન્ડ દેશમાં એ સઉથી મોટું અને વસતીવાલું શેહેરછે. એની વચમાંથી રોહોન નદી જે જીનીવા લેકમાંથી નીકળેછે તે પસાર થાયછે, તેથી એ શેહેરને બે ભાગમાં વેહેંચી નાખેલુંછે. સરોવર તથા નદીને કાંઠે ઘર ઘણાં સરસ અને મોટાંછે, તેમજ મોહોલાઓમાં પણ છે. રસતાઓ બાહારનાં સીધાછે. પણ અંદરનાં જોકે મોટા છે તોપણ સીધા નથી. સાંજનાં કુવે ડુ મોં બલાં (Quai du Mont Blanc) પર ડયુક ઓફ બ્રનઝીક જે અહીંયાં સને ૧૮૭૩ માં મરી ગયો તે વખતે પોતાની મોટી પુંજી એ ગામને આપીંગયો હતો તેની યાદગારીનું માન્યુમેન્ટ કીધેલુંછે તે જોયું હતું. એ ઘણી સરસ કારીગીરીથી બનાવેલુંછે; એક પેડેશટલ પર ઘોર બાંધી હોય તેમ કરીને તે ઉપર એક એનું પુતળું લાઇફ શાઇઝનું સંગેમરમરનું બનાવીને સુવાડેલુંછે, અને તેની ઉપર એક ચોરસ ગુંબજ કરીને તેનાં ચાર છેડાઓ પર એનાં વડવાઓનાં પુતળાં ઉભાં રાખેલાંછે, અને તેને સોથી મથાળે એ ડયુકનું ઘોડાપર બેસાડેલું બ્રાંઝનું પુતળુંછે. રાતનાં સરકસ જોવા ગયા હતા, જયાં કાંઇ ઘણું જોવા લાયક હતું નહીં. આજે રાતનાં ભાઇ નવરોજી વાડીઆ જેવણ હમારી સાથે મુંબઇથી આવેલા હતા, અને ઇંગ્લાંડમાં પોતીકાં કામસર અત્યારસુધી રહી પાછા મુંબઇ જતાં• હમોને અહીં મલવા આવ્યા હતા.

**તા૦ ૧૦ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં નવ વાગે સ્ટીમરમાં બેસીને લેક જીનીવાપર ફરવા નીકળેલા ડોનો (Thonon) કરીને જગ્યા અરધી લેકપર છે ત્યાં થઇને બાર વાગે પાછા આવ્યા હતા. એ લેકપરનો દેખાવ ઘણો સરસછે. એની બાજુઓપર નાધળા મોટા પાહાડો તથા ખેતીવાડી તથા ઝાડોની લીલોતરી તથા છુટા છુટા રેહેવાના મોટા બંગલા, તથા ગામડાંઓથી દેખાવ ઘણો સારો લાગતો હતો. એ લેકની વીગત પાછલ લખી ગયાછે તેથી અતરે લખતા નથી. બપોરનાં એ લેકમાંથી નીકળતી નદી રોહોન અને આર્વ (Arve) જે જીનીવાથી ૧૦) મૈલ દુર શેમોની (Chamonny) થી આવેછે અને બંધે થોડે દુરથી મલેછે તે જોવા ગયા હતા. રોહોન નદી જે સરોવરમાંથી નીકળે છે તેનાં પાણી નીતરાં અને સાફછે, પણ આર્વ નદીનાં પાણી પાહાડોમાં થઇને આવવાથી ગદલાં હતાં, તે બે જયાં સાથે મલેછે તે એક બીજાં સાથે ભેળાતાં નથી, પણ ત્રણ મૈલ સુધી એ બેનાં પાણી સાથે દોડયા કીધા પછી ત્યાં વલાંણ આવ્યાથી એક બીજા સાથે ભેળાઇ જાયછે. એ દેખાવ ઘણો સારો અને જોવા લાયકછે.

એ જોઇને રાઠ મ્યુઝે (Musee Rath) જોવા ગયા હતા, જયાં થોડાંએક સારાં પીકચરોનો તથા પુતળાંઓનો સંગ્રહ કીધેલોછે. ત્યાંથી ટાઉનહોલ(Hotel

de ville) જોવા ગયા. એ મકાન ઘણું જુનું છે અને તેમાં કાંઈપણ જોવા લાયક નથી. માળપર જવા સારૂં સીડીને બદલે ઢળાવ કીધોછે જેથી આગલ ત્યાંનાં કાઉનશીલરો ઘોડાપર ઇયા પાલખીઓમાં બેઠેલાજ માળાપર જઇ શકતા હતા. એ કાંઈ ઘણું નવાઇ જેવું નથી, કારણકે હમોએ જેપોર શેહેરમાનાં પાદશાહોનાં મેહેલમાં પણ એવીજ રીતે પાંચ માળપર જવાનો રસતો જોયલોછે. અંગ્રેજ અને અમેરીકન વચ્ચે આલાબામાનો વાંધો પડયો તેનાં લવાદો અહીં મલ્યા હતા તેની યાદગારીની તખ્તી એક ઓરડો જયાં તે ભરી હશે ત્યાં મારેલીછે. એ ટાઉનહોલમાં અતરેની મયુનીસીપાલીટીને લગતી હાફીશોછે. ત્યાંથી નીકળીને કેઠડરલ જોવા ગયા હતા. એ દેવલ સને ૧૧૨૪ માં બાંધ્યું હતું, તે ઘણું જોવા લાયક નથી. એની અંદર ડયુક ડી રોહાનની ઘોરછે. એ ડયુક તેરમાં લુઇનાં વખતમાં પ્રોટેશટંટાનો સરદાર હતો, અને તે લોકોની તરફેણમાં લડતાં રીહન ફેલડનમાં સને ૧૬૩૮ માં મારયો ગયો હતો, તેને અહીંયાં દાટેલોછે. તેની ઘોર ઘણી સારીછે.

એ જોઇને પછી સરોવરનાં કીનારાનાં રસતાપર તથા સાંમી બાજુનાં મોહોલાઓમાં ફરી આવ્યા હતા. ફુવે ડુ માં બલાંપરની એક બાજુપરથી માઉન્ટ બલાંનો પાહાડ ઘણો સરસ દીસેછે તે હમોએ જોયો હતો. એ પાહાડ અહીંયાંથી ૪૮) મૈલ દુરછે, અને એનો અહીંયાંનાં જેવો દેખાવ બીજા આસપાસનાં ગામોમાંથી પણ દીસતો નથી એમ કહેછે. જીનીવા શેહેરમાં બીજું કાંઇ ઘણું જોવાં લાયક નથી, અને તે એક દીવસમાં બધું જોવાઇ શકાય એટલું નાઘણુંછે. ફકત એના લેકનાં દેખાવો તથા કારીગીરીના કામો માટે એ શેહેર વખાણાએલુંછે. એ શેહેર અસલ પરચુટણ ડયુકસ તથા કાઉનટસને હસ્તક હતું, અને તેનાં લોકો પ્રજાસતાક વીચારના અસલથીજ હોવાથી વારાફરતી તેઓથી છુટા પડવાને બલવો કરયા કરતા હતા. પણ એ શેહેર તથા તેને લગતાં ગાંમો એટલાં તો નાઘળાં હતાં કે (બધું મલીને ૧૫ થી ૧૫ મૈલનાં વીસતારનું કહેછે) તેની કોઇ દરકાર કરતું હતું નહીં, અને જરમનીના શેહેનશાહો જેઓનાં તાબામાં પાછલથી હતું તેઓ બલવા જલદીથી બેસાડી શકતા હતા. એ લોકોંના એ બલવાનાં ધીકાર દાખલ વોલટેર કરી ફ્રેન્ચ ફીલસુફ કેહેતો હતો કે "When I shake my wig, I powder the whole republic." એનો તરજુમો એ છે જે "મારી ટોપી પરથી ધુલ છટકાઉં તેટલાંમાંજ આખું રાજય છવાઇ જાએ." અને એજ મુજબ એમપરર પોલ પણ બોલતો હતો કે "It is a tempest in a glass of water" એટલે કે "જેમ ગ્લાશમાં પાણીનુ તોફાન થાયચ તેવું નજીવુંછે." એ શેહેરને ફ્રેન્ચ પ્રજાસ્તાકે સને ૧૭૯૪ માં જીતી લેઇને પોતાની સાથે જોડી નાખ્યું હતું, પણ સને ૧૮૧૪ માં તે પાછું છુટું થવાથી Swiss Confederation માં જોડાઇ ગયું હતું, અને હાલ તેનુ બાવીશમું પરગણું (Canton) ગણાયછે.

તા૦ ૧૧ મી શપટેમબર ૧૮૮૧—આજે સવારનાં કલાક ૧૧-૪૦ મીનીટે આગગાડીમાં બેસીને જીનીવા છોડયું તે રાતનાં કલાક ૮-૩૦ મીનીટે લુસર્ન (Lucerne) ગામમાં જઇ પુગા અને ત્યાંનાં હૉટલ ડુ શેન (Hotel du Cygne) માં ઉતારો લીધો હતો. રસતામાંનો દેખાવ ઘણો સરસ અને જોવા લાયક હતો. પાહાડો તથા સરોવરનો દેખાવ હમોએ જે સ્વીટઝરલાન્ડનાં દેશમાં ફરીને જોયો તેનાં જેવો બીજે કો જોયો નથી. લુસર્ન ગામ લુસર્ન લેકનાં કીનારા

પર અરધા ચાંદના આકારમાં બાંધેલુછે. તેનાં હૉટલોનાં ઘરો જે ઘણાં મોટાંછે તેથી એ શોભેછે, તે શીવાએ બીજું કશું જોવા લાયક નથી. એની આસપાસ ફરતા ડુંગરો આવ્યાથી દેખાવ ઘણોજ સુંદર લાગેછે, અને ઉનાળાનાં દીવસોમાં લોક ગામે ગામથી આવીને તનદરૂસ્તી મેલવેછે, એવી અહીંની હવા સારીછે. એ ગામ પણ સ્વીટઝરલાંન્ડમાં મોટી વસ્તીવાલું ગણાયછે. તેની વસ્તી ૧૬,૦૦૦) માણસોનીછે.

**તા૦ ૧૨ મી શપટેમબર ૧૮૮૧—** આજે પાછલી રાતનાં પાંચ વાગે સ્ટીમર સ્વીટઝ ઉપર સવાર થઇને લુસર્ન છોડયું, અને લેક લુસર્ને પરથી પસાર થઇને ફલુએલન કરીને ગામડુંછે ત્યાં કલાક ૭-૨૫ મીનીટે પુગ્યા હતા. એ લેકનો દેખાવ અત્તીઘણો ભપકાદારછે અને તેનાં જેવો બીજો દેખાવ આખા યુરોપમાં કેઇ નથી એમ કહેછે. આસપાસ મોટા મોટા પાહાડો, અને તેની પાછલ બીજા મોટા પાહાડો, અને તેઓનાં મથાળાંપર જાથુકનુ બરફ બંધાઇ રહેલું તે ઉપર તડકું પડવાથી ચળકે તે તથા નીચલા પાહાડોની લીલાતરી અને સરોવરને ઘેરી લીધો હોય તેમ તેની ચારે બાજુપર પાહાડો દીસે અને જાણે આગલ ચાલવાનો રસતો નહીં હોય તેમ લાગે પણ આગલ ગયા કે વળી સરોવર મોટો દીસે તથા સુરજ તરતનો ઉગતો હતો તેથી વાદળાંઓનો તથા પાહાડોના દેખાવથી સઘળું અત્તીઘણું રળીયાંમણું લાગતું હતું. સરોવરનુ પાણીબી ઘણું નીતરું બીલાર જેવુંછે, અને એટલું તો સાફછે કે કોઇ કોઇ જગ્યાપર ઊંડાણમાંથી પાણીમાંની ચીજો તથા માછલીઓ તરતી તથા તળીઆંપરનો પાલો વટીક દીસેછે. એ સરોવર ૨૫) મૈલ લાંબો અને એકથી ચાર મૈલ પોહોળાઇમાંછે. હમો ફલુએલન પુગ્યા પછી આઠ વાગે ઘોડાની ગાડીઓમાં બેસી ત્યાંથી આલપ્સ પર્વતનો સેંટ ગોઠાર્ડ પાસ (Alps Mountain's St. Gothard Pass) પસાર કરવા નીકળ્યા. એ ગાડીમાં ૯) થી ૧૦) જણાં બેસી શકેછે, એમાં બરૂમની માફક અંદર બેઠક છે તેમાં ૪) જણાં અને તેની આગલ બીજી અરધી બરૂમની માફક જગ્યામાં ૨) જણાં તથા પાછલથી ઘોડાવાલાની બેસવાની જગ્યાપર ફૈટનની માફક બેઠક (ધમણ સુધાંની)માં ૨) જણાં તથા કોચબોકશપર કોચમેન તથા ગાડીને લગતું એક માણસ બેસેછે. એ ગાડીઓને પાંચથી આઠ ઘોડાઓ જોડેછે. પેહેલાં પાહાડોની વચમાંથી થોડુંએક ચાલ્યા પછી ચહડાણ આવવા માંડી હતી, તે એનડરમાટ કરીને ગામડું છે ત્યાંસુધી આસરે ૩,૫૦૦) ફીટ દરીઆની ઊંચાઇએ ગયા, અને ત્યાંથી રીફ્રેશમેન્ટ લઇને નીકળ્યા તે સેંટ ગોઠાર્ડનાં મથાળાંપર ૪) વાગે સાંજનાં જઇ પુગ્યા. હેઠળથી નીકળ્યા ત્યારથી બરફથી ભરેલા પાહાડો દીસતા હતા. પાહાડોની કઠણોપરથી ગાડીઓ ચાલતી હતી, અને તેની નીચાણમાંથી નદીઓ પસાર થતી, અને પાહાડોપરથી પાણીનાં મોટા ધોધો પડતા તથા બેહુ બાજુપર ઘણાં ઊંચા પર્વતો દીસતા, તેમાં કોઇપર નીચાણમાં ઝાડો અને મથાળાં તદન ખાલી તથા કોઇનાં મથાળાંપર બરફ એમ જોતા જોતા છેક મથાળાંપર હોશપીશ (Hospice) કરીને જગ્યાછે, ત્યાં પુગ્યા કે રસતાની બેહુ બાજુપર બરફ પડેલો દીસતો હતો, અને તે પાહાડનો ઉપરનાં બીજા પાહાડનાં મથાળાંપર જાણે સાકરનાં ભુકાના પડા બનાવેલા હોય તેમ બરફથી ઢંકાઇ ગયલા હતા. એ બરફ ઘણો પોચોછે અને હાથમાં દાબીને તેનાં દડા બનાવી શકીએછે. એ જગ્યા દરીઆની સપાટીથી આસરે ૭,૦૦૦) ફીટ

અને ફ્લુએલન જ્યાંથી હમો ગાડીમાં બેઠા ત્યાંથી ૫,૬૦૦) ફીટ ઉંચીછે. એનડરમેટની થોડે આગલથી સેંટ ગોઠાર્ડની રેલવે બંધાયછે તેની સૌથી મોટી ટનલ ખોદાએછે. એ ટનલ ૯ા મૈલ લાંબી થશે અને મોનટ સેનીસ ટનલ જે હાલ મોટી ગણાયછે તેનાં કરતાં બે મૈલ ઇયાને દુનયાંમાં સૌથી મોટી ટનલ ગણાશે. તે સને ૧૮૭૨ નાં શાલથી ખણવા માંડીછે અને હવે એક બે વરસમાં તઇયાર થશે. તેને બાંધતાં ૨) થી ૨ા કરોડ રૂપીયા ખરચ થશે એમ કહેછે. સેંટ ગોઠાર્ડનાં પાહાડપર જતાં થંડી હવા સારી લાગતી હતી, અને શીશીનો પારો ૫૫)થી ૬૦) ડીગ્રી તડકાંને લીધે રેહેતો હતો; પણ છેક મથાળાંપર હોશપીશ આગલ પુગા ત્યારે ૪૬) ડીગરી ઓછામાં ઓછો થયો હતો, અને એ ઉંચાંણ-જગ્યામાં ધુમસ પણ ઘણો હતો તેની અંદરથી થોડો વખત પસાર થતાં થંડી ઘણી માલમ પડી હતી. એ હોશપીશ એક નાઘળું ઘરછે, અને તેની આસપાસ બીજાં નાઘળાં ત્રણ ચાર ઘરોછે, જેનાં છાપડાંઓપર વટીક બરફ પડેલો હતો. એટલી થંડીમાં લોકો ત્યાં રહેછે. (જો કે શીયાળો હજુર બેઠો નથી તોપણ આટલો બરફ બંધાયલો હતો) હવે અહીંથી બે ઘોડા દરેક ગાડીમાં જોડીને નીચે પાહાડની દક્ષીણ બાજુએ ઉતરવા માંડયું હતું, તે આઠ મૈલપર એઇરોલો (Airolo) કરીને ગામડું છે ત્યાંસુધી ઘણી ઉતરાણ મલી હતી. (હીંયાં પેલી ટનલનું મોહોડું પણ આવેલુંછે) ત્યાંથી નીકળેલા થોડી થોડી ઉતરાણ પસાર કરીને બીએશકા (Biasca) કરીને ગામછે ત્યાં રાતનાં ૯ા વાગે આવી પુગ્યા, અને ત્યાંથી આગગાડીમાં બેસીને નીકળેલા ૧૦-૧૫ મીનાટે બેલીનઝોના (Belenzona) કરી ગામમાં હૉટલ ડી વીલીમાં ઉતારો લીધો હતો. એ આખો પાસ પસાર કીધો તેનાં દેખાવની તારીફ કરવાને અશક્ત છઇયે. એ શેંટ ગોઠાર્ડની રેલવે સ્વીટઝરલાંન્ડનાં લોકોએ એક કમપની ઉભી કરીને બાંધીછે, તેથી ઇટલીનાઓનો આ બાજુથી સ્વીટઝરલાંન્ડનો વેપાર ખીલવાની ઘણી આશા રાખેછે, અને જરમનીને એથી પણ ફાયદો થાય તેમ હોવાથી એ ત્રણે સરકારો (સ્વીઝરલાંન્ડ, જરમની, અને ઇટલી)એ કમપનીને મોટી રકમનાં નાંણાંની બક્ષીશો આપીછે. એ કેવું મોટું ગંજાવર કામછે તે આપણે નજરે જોઇયે નહીં ત્યાંસુધી બરાબર જાણીએ નહીં એવુંછે. એ સેંટ ગોઠાર્ડનો પાસ (રસતો) આલપસનો પર્વત પસાર કરવામાં બધાઓ વાપડતા હતા, પણ તે રસતો તરુઓ જાય તેટલો નાઘળો હોવાથી એ પર્વતના બીજા ભાગો જેવા કે સીમ્પ્લોં Simplon, સ્પલુગેન Splugen, St. Bernard સેંટ બરનાર્ડ ઇત્યાદીપર રસતા સારા બાંધવાથી તે રસતે લોકોએ જવા માડયું હતું, પણ સને ૧૮૩૨ માં બાર વરસે એ સેંટ ગોઠારડનો હાલનો રસતો ૧૯) ફીટ પોહોળો બાંધવાથી તે પાછો ઘણો વપરાયછે, અને એ સેંટ ગોઠાર્ડનાં પાસનાં દેખાવની બરાબરી બીજા પાસનો દેખાવ કરી શકતો નથી એમ કહેછે.

**તા૦ ૧૩ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં બેલેનઝોનાથી પાછા કોચ ગાડીમાં બેસીને ૮) વાગે નીકળેલા થોડાએક નાઘળા પાહાડો પસાર કરીને લુગાનો (Lugano) ગામડાંમાં ૧૨) વાગે બપોરનાં પુગા હતા. બેલનઝોના જે ટીસીનો (Ticino)ની ખીણપર આવેલુંછે ત્યાંથી એ ખીણનો દેખાવ ઘણો સરસ દીસેછે, અને ત્યાંથી ગાડીમાં હમો નીકળ્યા તે બે કલાક સુધી એ ખીણ જોતા જોતા ગયા હતા. એ ખીણનો દેખાવ ઘણો સારોછે. તે બે પાહાડોની હારની વચે

આવેલીછે, અને તેમાં ખેતીવાડી સારૂં ઝાહાડોની હદ બાંધી લીધેલીછે, તેથી જાણે એક મોટા બાગના કેઆરા હોય તેવો દેખાવ ઉપરનાં પાહાડપરથી જયાંથી હમો પસાર થતા હતા ત્યાંથી લાગતો હતો, તથા તેની વચમાંથી ટીસીનો નદી પસાર થાયછે તે તથા મોટા અને સરખા રસતાઓ તથા ખેતીવાડીથી તરાંહ તરાંહનાં રંગીન ફુલો તથા ઝાડોથી દેખાવ ઘણો સુંદર બાગે બેહેસ્ત જેવો લાગતો હતો, જેવો દેખાવ કોઇજ વખતે આપણાં જોવામાં આવેછે. લુગાનો એજ નામનાં સરોવરને કાંઠે આવેલુંછે. એની વસતી આસરે ૬,૦૦૦) માણસોની કેહેવાયછે, અને સ્વીટઝરલાંન્ડનાં કોનફીડરેશીમાં ટીસીનોનું કેનટન સાંમેલછે.

લુગાનો ગામ નાધરૂંછે અને એના મોહોલાઓના જે ભાગ સરોવરનાં કીનારાપરછે તેનો એકજ પોહોળો તથા મોહોટા રસતા શીવાય બીજા અંદરનાં મોહોલા તથા રસતા સાંકડાછે. અહીંયાંનુ લોક ઘણુંખરૂં દેખાવ તથા રીતભાતમાં ઇટાલી અનોને મલતું આવેછે અને બોલી પણ ઇટલી દેશની બોલેછે. ઓરતો ઘણીખરી બુટોને બદલે લાકડાનાં તળીયાં અને ઉપર ચામડાંની પટી મારેલાં ચંપલો પેહેરેછે, તેથી પગમાં પેહેરેલાં મોજાં દીસેછે. એ ગામમાં આવેલો લુગાનો સરોવર સોલ મૈલ લાંબો અને બે મૈલ પોહોળોછે.

તે સઘળું જોઇને હમો લુગાનોથી બે વાગે આગગાડીમાં બેસીને એનો સરોવર જોતા જોતા કીઆસો (Chiasso) કરીને સ્વીટઝ અને ઇટલીઅનોની વચમે સરહદનું ગામછે ત્યાં ૩-૩૦ મીનીટે પુગા હતા, જયાં હમારો તથા સઘળા ઉતારૂઓનો સામન ઇટલીઅન કશટમ હાઉસવાળાઓએ તપાસ્યો હતો. કીઆસોથી નીકળેલા કોમો જે ઇટલીનો ઘણો મોટો અને રળીઆમણુ દેખાવનો સરોવર ગણાયછે તે જોતા જોત મીલાન શેહેરમાં છ વાગે પુગા હતા. એ. લેક કોમો ૩૦) મૈલ લાંબો અને ઘણામાં ઘણો પોણા ત્રણ મૈલ પોહોળોછે. તેની આસપાસ મોટા પાહાડો તથા નાધળા નાધળા બંગલાઓ આવેલાછે, તથા તેનાં કીનારાપરની લીલોતરીથી એ ઘણો શોભાયમાન લાગેછે. કીઆસો મુકયું કે સ્વીટઝરલાંન્ડ દેશ છોડયું હતું, અને હવે ઇટલીની હદમાં આવ્યા છઇયે. સ્વીટઝરલાંન્ડ દેશ આજે સૌથી જુની પ્રજાસતાક ગણાયછે. એ ૨૨) કેનટોનમાં વેહેચાઇ ગયુંછે, જેમાના આરનોલડ ફુર્સ્ટ અને સ્ટાઉફાખેર કેનટોનો સને ૧૩૦૭ નાં શાલમાં આસ્ત્રીયાના તાબામાંથી છુટા પડીને પેહેલાં પ્રજાસતાક તેઓએ સ્થાપી હતી. તેમાં વારાફરતી બીજાં પરગણાં છુટાં થતાં ગયાં તેમ ઉમેરાઇને હાલ ૨૨) કેનટોનસોની કોનફીડરેશી ચાલેછે. એ દેશની વસતી સને ૧૮૭૭ નાં શાલની ગણતરી મુજબ આસરે ૨૮) લાખ માણસોનીછે, અને તેની જમીનનો વીસતાર નજદીક ૧૬૦૦૦) ચોરસ મૈલનો તથા તે ઘણીખરી ડુંગર અને પાહાડવાલી જગ્યાછે. તેમાં ઓછામા ઓછી ૬૭૮) ફીટ લેક મેગીઓર આગલની અને ઊંચાંમાં ઊંચી ૧૫,૨૨૬) ફીટ મોંન્ટ રોઝા કરીને પર્વતનીછે. એનાં રાજવહીવટ સારૂં વસતીમાંથી દર વીસ હજાર માણસે એક જણને ચુંટી કાહાડેછે. એ મુજબ નેશનલ એશેમબલીનાં ૧૩૫ સભાસદ થાયછે, અને ૨૨) કેનટોનસોને દરેક દીઠ બે જણાં ચુંટી કાહાડવાનો હકછે તે મુજબ ૪૪) જણાં બીજાછે જેને કાંઊનશીલ ઓફ સ્ટેટસ કહેછે. તેઓ ત્રણ વરસ સુધી હોદ્દો ચલાવેછે. એ બધાઓ મલીને પોતાનામાંથી સાત જણાંને ચુંટી કાહાડેછે, જેને ફીડરલ યાને એકઝીકયુટીવ કાઊનશીલ કહેછે, જે-

આ દેશને લગતો વહીવટ ચલાવેછે, અને પોતાનાંમાંથી એક જણને દરશાલ પ્રમુખ દાખલ ઠરાવેછે. બર્ન શેહેરમાં રાજ્યનું પાયતખ્તછે, જ્યાં એશેમબલી રહેછે અને સઘળું કામ ચલાવેછે. દર કેન્ટોન પોતાની આવક તથા ખરચ જુદો કાહાડેછે, પણ સરકારી બાબદો ઉપલી કાઊંનશીલ ચલાવેછે. સ્વીટઝરલાંન્ડનાં વેપારમાં રેશમ, લેશ, લીનન, અને રૂનાં કાપડ, ભરટનાં કરતનો તથા ઘડીયાળો (વરસ દહાડે આખા સ્વીટઝરલાંન્ડમાં આસરે સોલ લાખ ઘડીયાળો બનેછે) તથા આરગીનો ઇત્યાદીછે. એ દેશનાં લોકોની પોતાની બોલી નથી પણ ફ્રેન્ચ હદપર આવેલાં ગામો (જીનીવા માફક) ફ્રેન્ચ બોલી, જરમન હદપર આવેલાં જેવાંકે બાલ, બર્ન, અને લુશર્ન એ જરમન બોલી, અને ઇટલીનાં હદપર આવેલાં જેવાંકે લુગાનો, બેલીનઝોના ઇત્યાદી ઇટલીની બોલી બોલેછે. એ લોકોનું જાથુક લશ્કર ૨,૦૦,૦૦૦) માણસોનુંછે, બાકીની રૈયતનાં બધા મરદે વીસથી ચોવીસ વરસની ઊંમર સુધી કવાયદ લેવાને ધારો બાંધેલોછે, તેથી જાણે આખી રૈયત લડાયક હોય તેમ છે. એ દેશનું લોક લડાયકછે, તે સાથે પૈસાની લાલચે બીજાં બાહારનાં દેશોમાં સોલજર દાખલ ચાકરીએ જાયછે. તેઓ ઘણાં નીમકહલાલ ગણાયછે તેના ઘણાં દાખલા યુરોપની તવારીખ પરથી આપણને મલેછે. ફ્રાંન્સ દેશનાં મોટા રેવોલ્યુશનમાં તેનાં પાદશાહની રઇયત સાથે બધું લશ્કર ફરી ગયું ત્યારે તેની એ દેશની Swiss Guard વાલી રીજમીટ નીમકહલાલ રહી હતી, જેથી તેમાં ઘણાંખરા બધા માણસ મારયા ગયા હતા. તેજ મુજબ રોમનાં પોપની તરફનુ તેવીજ રીજમીટ કીધી હતી, અને તેઓ નીમકહલાલ પુરવાર થયાથી આજેબી પોપે પોતાનાં ચોકીબાન દાખલ એ દેશનાં લોકોને રાખેલાછે.

આજે રાતનાં મીલન શેહેરનાં ઓપેરા હાઉશમાં સેમીરામીડનો રોસ્તનીનો ઓપેરા જોવા ગયા હતા, જે ઇટાલીઅન માશટરોએ ઘણો સરસ રીતે ગાયો હતો. ત્યાંનો બેલેટબી ઘણોજ સરસ સીનરીનો કીધો હતો. એવો બેલેટ ઇંગ્લાંડ તથા ફ્રાંન્સમાં પણ હમોએ દીઠો નથી. જે બેલેટો યુરોપ ખંડમાં થાયછે, તે મુંબઇમાં કોઇ વખતે ઓપેરા કંપની કરેછે તેવા નજીવા નથી હોતા. અહીંયાં બસો ત્રણસો ઓરતો જાત જાતનાં કીમતી પોશાક પેહેરીને આવેછે, અને તે બેલેટ સારૂં જે રંગભુમી બનાવેછે તેની કંઇપણ તારીફ થઇ શકતી નથી. હમોએ જે બેલેટ આજે જોયો તેમાં જાણે એક પરી ઘણી નાખુશ હાલતમાં અંધારી રાતે એક ગામડાંમાં બેઠેલી દેખાયછે, જેનાં ઘરો લાકડાંનાં નાધળા પ્રમાણમાં આબાદ ગામડું હોય તેમ બનાવેલાં દીસેછે. હવે તેને ખુશ મીજાજમાં લાવવા સારૂં તેનો આશક તેણીને જાત જાતની નવાઇની ચીજો બતાવેછે, જેમકે દાખલા દાખલ એક લાકડી હીલવી કે તરત પેલું ગામડું ગેપ થઇ જાયછે, અને ઘરો તુટી પડી નાબુદ થઇ તેની જગ્યાપર એક બેહેસ્તનો બાગ તરત બની જાયછે, જે બાગનાં ફુંવારાઓ, ઝાડો સઘળું કીમતી પથરાનુ ઝળકતું હોયછે, તેમાં પરીઓની મીજલશથી જાણે અરેબીઅન નાઇટસમાં વાતો વાંચયેછે તેવો દેખાવ આબાદ નજર આગલ આવી ઉભો રહેછે. તે પરીઓ પછી પોતાની રાંણી જે એક જડાવનાં તખ્ત ઉપર બેઠેલી હોયછે તેની સાંમે બેલેટ (નાચ) જાત જાતની ઢપોનો કરેછે. એ મુજબ બીજા ઘણાં દેખાવ એક રાતનાં બદલીને બતાવેછે, જેની તારીફ કરવાને હમો તદન અશકત છઇયે. ઇટલીનાં ઠીયેટરોમાં બધે

એકજ ભાવ ટીકીટનો જેખી જોવા જાય તેની પાસેથી લેછે. તે ટીકીટથી તેઓને અમથા ઉભા રહીને જોવાનુ મલેછે, પણ જો બેસીને જોવાની ખાહેશ થાયછે તો તેવી બેઠકોના બીજાં યુરોપનાં ઠીયેટરોની માફક જુદા પૈસા આપવા પડેછે. દરવાજામાં દાખલ થવાની ફી ૩) થી ૫) ફ્રાંક લેછે, અને બેઠકોનાં ૫) થી ૧૦) સુધી તેની જગ્યા તથા વર્ગ પ્રમાણે લેછે. જોવા આવનારાઓમાંનો મોટો ભાગ ગરીબ હોવાથી તેઓને ઉભા રહીને જોવાનું સસ્તુ પડેછે તેથી તેનો લાભ તેઓ ઘણો લેછે. હમો મીલાનમાં ગ્રાંડ હોટલ ડી મીલાંનમા ઉતરયા છઇયે. એ હોટલ નવું અને મીલાનમાં સૌથી મોટું કહેવાયછે.

**તા૦ ૧૪ મી શપટેમબર ૧૮૮૧**— આજનો આખો દીવસ અતરેનું મોટું પ્રદર્શણ (એક્ઝીબીશન) જોવામાં ગયો હતો. એ પ્રદર્શણ બે માસથી ઉઘાડેલુંછે, અને તેમાં ઘણી જાતની નવી નવી ઇટલી દેશને લગતી ચીજોનો મોટો સંગ્રહ કીધેલાછે, અને હમો સવારનાં ૧૦) વાગાથી તે સાંજનાં પા વાગા સુધી ફરયા તોપણ તેનો પોણો ભાગબી જોઇ શકયા નહીં, એટલું એ મોટું હતું. એમાં જોવા લાયક વેનીશ 'ગામનું' બીલોરકામ, વેનીશીઅન ગલાશનાં ઝુમરો, વાઝ, ઇત્યાદી, જીનોવાનું રૂપાંનુ નકશીકામ, તેમાં મોટાં પીજરાંઓ (ચલીયાંનાં), ટાવરો, ઘેરો ઇત્યાદી, એ સ-ઘળું રૂપાંના ફીલીગરીવરક જેને આપણે ફીનનાં જેવુ કહયેછે તેવી જાતનું બનાવેલું હતું. એ ઉપરાંત ઍંજીન કામની બાંધણી તરાંહ તરાંહની ઘણી જોવા લાયક હતી બાકી ચીજો જે ઇટલી દેશમાં બનેછે તેનો સંગ્રહ પણ ઘણો સારો ઉપરાંત તેની ગોઠવવાની રીતો પણ ઘણી તારીફ લાયક હતી. મીણબતીનાં ઘરો, સાબુનાં ફુંવારાઓ, પીરેમીડસ, બાટલીનાં મીનારાઓ, મીઠાઇનાં પુતળાં, રકાબી, પ્યાલાં ઇત્યાદી એવું એવું ઘણું હતું. આગગાડીનાં પેહલા બીજા કલાશની નવી ગોઠવણની ગાડીઓ તથા લડાઇઓમાં જખમી થયલાં માણશો સારૂં આખી ટ્રેનો તેમાં ડાકટર સારૂં કેબીન, દવાખાંનુ, બબરચીખાણું, તથા જખમી થયલાઓને સુવાના મજાના કોચો, એ સૌ ઘણું જોવા લાયક હતું.

મીલાન શેહેર જે લોમરડીનાં પરગણાંમાં આવેલુંછે ત્યાં રેશમનાં કીડાઓ પાલીને રેશમ કાહાડી તેનું કાપડ તરાંહ તરાંહનુ બનાવેછે તે જીવતા કીડાથી તે કાપડ વણવા સુધીનું અહીં દેખાડેછે. કીડાઓને સેંહેતુરનાં પાતરાં નાંખી બેઠી ચોરસ ટોપલીઓમાં રાખી મુકેછે, જયાં તેઓ આખો વખત પાતરાં ખાયા કરી જયારે વખત આવેછે ત્યારે તે સારૂં ઝાહાડની ડાંખલીઓનાં ઝીણાં ભાડા બાંધી મુકેલા હોયછે તેપર ચહડી ત્યાં પોતાની ઉપર કોકુન ઇયાને પડ બાંધી લેછે. હવે એમાંથી થોડાએક કોકુનસ એમનાં એમ રેહેવા દેઇ બાકીનાં કોકુનસને પેહેલાં એક જાળીની કોઠળીમાં ભરી ગરમ પાણીની ટાંકીમાં નાંખેછે. પછી તેને બાહાર કાહાડી નાઘળાં ગરમ પાણીનાં વાસણમાં નાંખી તેમાં કોકુનસ હીલવી રેશમનો તાર ખેંચી કાહાડેછે. પેહેલાં જાડો અને ખચબચડો તાર નીકળેછે તેટલો ભાગ હાથ વટે છુટો ખેંચી કાહાડી નાંખેછે. પછી જેમ ઝીણો તાર નીકળતો જાયછે તેમ તેને કાચનાં કેશમાં મુકેલા એક રેંહેટીયાપર વલગાવી દેછે, તે સંચાએ ચાલતાં તેપર રેશમનો તાર વીટલાતો જાયછે, અને જયાંસુધી પેલા કોકુનનો સઘળો રેશમવાલો ભાગ ખાલી થાયછે ત્યાંસુધી આખો તાર નીકળ્યા કરેછે, અને છેલ્લાં અંદર જે ચામડાંનાં પડ જેવો ભાગ રેહેછે તેને પેલી અંદર મરી ગયલા કીડા સુધાં

નાંખી દેછે. રેશમનો તાર નીકળેછે તે કાંઇ એક કોકુનમાંથી છુટો નીકળતો નથી. તે ઘણોજ ઝીણો હોવાથી ઘણાં કોકુનોનાં તારો એકઠા થઇને એક તાર નીકળેછે, તે પેલા રેંહેંટીઆ ઉપર વીટળાયછે, ત્યારપછી હવે પાછી જોઇતી જાડાઇનું રેશમ કરવા ઘણાં તારોને એકઠા કરી બીજા રેંહેંટીયાપર વીટાળી તેને રંગ આપેછે, અને પછી હમોએ ક્રીશટલ પેલેશની વીગતમાં રેશમી કાપડ બનાવવાની બાબદ લખીછે તેમ મોઠી જાતનું તથા પોહોળું કાપડ વણેછે. હવે થોડા કોકુનો જે રાખેછે તેમાંથી પંદર કે વીસ દીવસે પતંગીઆં થઇને નીકળેછે. એ પતંગીઆં સફેદ રંગનાં તથા જરા જાડાં દલનાં હોયછે તેથી તેઓ ઉડી શકતાં નથી. કોકુનમાંથી નીકળ્યા પછી તેઓમાંની માદા એક દીવસમાંજ ઇંડાં મુકવાની તૈયારી કરેછે તે સારૂં તેને એક ગાજનાં ઝીણાં કપડામાં મુકેછે, જ્યાં તે નજદીક એક હજાર સુધી ઇડાં મુકીને મરી જાયછે. એ ઇડાંને તેમજ રેહેવા દીધાથી તેમાંથી મહીને દહાડે પાછા ઝીણાં કીડા નીકળેછે જેઓને ટોપલીઓમાં ઘણી તપાસથી શેંહેંતુરનાં પાતરાંપર રાખેછે, અને મોટાં થવા આગમજ જો તપાસ નહીં રાખે તો તેમાનાં ઘણાં મરી જાયછે. એ પ્રમાણેનાં તેનાં બધા દરજ્જાના નમુનાઓ મુકયા હતા. એ ઉપરાંત મરઘીનાં ઇડાંમાંથી વગર મરઘીએ બચ્ચાં કાહાડવાનાં ઘરો પણ ત્યાં દેખાડવા મુકેલાંછે. એ ઘરો લાકડાંનાં બનાવી તેની ઉપર કાચ જડી લીધેલાછે, અને તેમાં પેંડાની અંદર ઇડાં મુકેછે તથા તે બાકશમાં જોઇતી ગરમી જાથુક રાખવાથી વખતસર ઇડાં પોતાની મેલે ફાટીને બચ્ચાં નીકળેછે. તેમાંથી તરતનાં નીકળેલાં બચ્ચાં હમોએ જોયાં હતાં. પછી તેને માણસો પોતાને હાથે તપાસથી ખવડાવીને મોટાં કરેછે, અને જેમ જુનાં ઇંડાંમાંથી બચ્ચાં નીકળતાં જાયછે તેમ દરરોજ તાજાં ઉમેરતાં રહ્યાથી દરરોજ બચ્ચાં નીકળતાં જાયછે.

મીલનમાં આંધળાઓને શીખવવાની સ્કુલ છે, તેમાંથી થોડાંક આંધળી છોકરીઓને અહીંયાં લાવેલા હતા; તેઓ સારૂં ઉપસેલા ટીબાનાં કાગળપર અક્ષરો પાડેલા હતા, જેપર આંગલી ફેરવીને ઘણી ઝડપથી જેમ આપણે જોતી આંખે વાંચેછે તેમ વાંચી જતાં હતાં, તથા ખોટાં ફુલો અને બીજું તેવું પરચુટણ કામ પણ ઘણી સરસ રીતે બનાવતા હતા. એ ઉપરાંત ઘાસમાંથી દોરીઓ વણીને તેનાં મજબુત દોરડાં બનાવવાનું, મીઠાઈ તથા ચોકલેટ બનાવવાનું, (એ છેલાંમાંથી તો હમણાંનાં પાદશાહોનાં અર્ધ પુતલાં તથા બીજી ચીજોનાં આકારો બનાવીને મુકેલાં હતાં) ચાંમડાંની પાકીટો, રબરનાં દડા, છાપવાનું, ચીતાર કામ, સોનાં તથા રૂપાંનાં ઘરેણાં, ચસમાંનાં કાચ બનાવવાનું ઇત્યાદી હુન્નરની કારીગીરીઓ હતી. સાંચા કામનો સંગ્રહ ઘણો સારો હતો, અને ઘણાંખરાં ચાલુ કરેલાં હતાં, તે ઉપરાંત સંચાથી રૂનું સુતર તથા કાપડ બનાવવાનું પણ દેખડાવતા હતા. ઘોડાની ગાડીઓ ઘણી જાતની હતી, અને મુસાફરીને માટે જાત જાતની પેટીઓ જેમાંથી કોઇતો બીછાણું થઈ શકે તેવી, તથા આજારી માણસો સારૂં ખુરસીઓ, હાથ પગ ભાગે તે બાંધવાનાં હથીયારો ઇત્યાદી જીનસો હતી જેની વીગત લખી શકતા નથી. એ સંગ્રહસ્થાંન સઘલી ખુદ ઇટલીની બનાવતોનુંજ હતું. રાતનાં ઠીયેટરમાં Il Lombardi નો ઓપેરા Verdi નો બનાવેલો સાંભલવા ગયા, તથા ત્યાં બેલેટ પણ જોયો હતો.

**તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૮૧**—આજે સવારનાં ગેલેરીઆ વીકટર ઇમેન્યુઅલ કરીને આરકેડ (Arcade) વાને કાચનાં છાપરાંની મોટી ચાલી બાંધી લી-

ધીલીછે તે જોવા ગયા હતા. એ એક નાધળા માહોલા જેટલીછે, તેની બે બાજુપર નકશીનાં મોટાં ઘર, અને તેમની વચમેનાં રસ્તાનાં મથાળાંપર ગુંબજ રોકું કાચનું છાપરૂં બાંધ્યુંછે. તેની હેઠળ ઘરોમાં હારબંધ દુકાંનો, કાવાખાંનાં અને રેસ્ટોરાં કીધેલાંછે, તે સઘળું સરસ અને જોવા લાયકછે. તે અસલ ઇટાલીઅન તથા અંગ્રેજોની એક કંપનીએ બાંધ્યું હતું, પણ તેને દીવાલું કાહાડયાથી શેહેરની મ્યુનીશીપાલીટીએ વેચાતું લીધેલુંછે. એ ગેલરીઆપર આઠ મીલીઅન ફરાંક (૩૨ લાખ રૂપીયા) ખરચ બેઠો હતો. તે ૩૨૦) વાર લાંબી, ૧૬) વાર પોહોળી, અને ૯૪) ફીટ ઊંચીછે, તથા સને ૧૮૬૫—૬૭ સુધીમાં બાંધી હતી અને તે જેવી આખા યુરોપમાં બીજી કોઈ નથી. એ ગેલરીની વચમાં ગોળ ચોક રાખી તેની ચાર બાજુપરથી ઘરો તથા દુકાંનોની હાર બાંધી તેપર કાચનું છાપરૂં કીધુંછે, અને વચમેનાં ચોકપરનો ગુંબજ ૧૮૦) ફીટ ઊંચો રાખ્યોછે. રાતનાં એમાં ૨૦૦૦) ગ્યાસની બતીથી લાઇટ કરેછે. એ ગેલરીમાં ૨૪) ઇટાલીઅન ઉસ્તાદોને હાથનાં પુતળાં મુકેલાંછે.

એ આરકેડથી થોડેક દુર પીયાઝો ડેલ ડુઓમો (Piazzo del Duomo) નામનાં ચોકમાં આવેલું મીલાનનું દેવલ જોવા ગયા હતા. એ દેવલ ઘણું મોટું તદન સફેદ સંગેમરમરનું અતીઘણી કારીગીરીથી બાંધેલુંછે. એનાથી ફકત સેંટ પીટર્શ (રોમનું) અને સેવીલ (સ્પેનમાં) નાં દેવલો મોટાં ગણાયછે. એનું છાપરૂં તદન સફેદ સંગેમરમરનાં મીનારા તથા પુતળાંઓનું હોય તેવું દીસેછે. એનાં બધા મલીને ૧૩૫) મીનારાછે, અને દરેકનાં મથાળાંપર વખાણાયલા શખ્સોનાં તથા સેંટસનાં આદમ કદનાં પુતળાં મુકેલાંછે. તે ઉપરાંત તેઓની હેઠલનાં ભાગમાં પણ ખાંચાઓ પાડીને પુતળાં મુકેલાંછે. દેવલની બાહારની બાજુઓમાં ગોખલાઓ તથા શીલીંગો પુતળાંઓથી ભરપુર ભરી નાખીછે. બધાં મલીને ૨૦૦૦) ઉપર મોટાં કદનાં સંગેમરમરનાં પુતળાંછે તેથી તેનો ભપકો ઘણોજ સરસ લાગેછે. એ દેવલનો સૌથી ઊંચો મીનારો ૩૬૦) ફીટ ઊંચોછે, તે ઉપર વરજીન મેરીનું પુતળું સોનાની ગીલીટનું બ્રોનઝ ધાતુનું મુકેલુંછે. એ દેવલનો અંદરનો ભાગ જે એકજ આખું દીવાનખાનું હોય તેમછે તે ૧૫૯) વાર લાંબો, ૬૧) વાર પોહોળો, અને ૧૫૫) ફીટ ઊંચોછે. તેની વચમાં ગુંબજ બાંધેલોછે તે અંદરથી ૨૦૦) ફીટ ઊંચોછે. એ દેવલનો પાયો સને ૧૩૮૬નાં શાલમાં ગીઅન ગાલેઆન્સો વીસકોનટે (Gian Galleanzzo Visconte) નખાવ્યો હતો, અને તેનો ઘણોખરો ભાગ ૧૦૦) વરસે બંધાઇ રહયો હતો. ત્યારપછી થોડુંએક કાંમ સોલમી સદીમાં ચલાવ્યું હતું, અને બાકીનું નેપોલીઅન બોનાપાર્ટે સને ૧૮૦૫ માં ચલાવીને પુરૂં કીધું. એ ધણીનું પુતળું હાથમાં ભાલો આપીને છાપરાં પરનાં મીનારાઓનાં પુતળાંઓ સાથે ઉભું રાખેલુંછે. એની અંદરનાં દીવાનખાનાંમાં દર ૧૨) ફીટની પરીધમાં ૫૨) થાંભલાઓછે અને તે દરેક થાંભલાની અંદર ગોખલા રાખી આઠ આઠ પુતળાં ગોઠવેલાંછે. એ દેવલ બાંધવાનાં પથર સારૂં એનો પાયો નખાવનારે પોતાની સંગેમરમરનાં પથરની ખાંણ આસરે ૧૫૦) મૈલ દુરછે તે આપી દીધી હતી, તેની કીમત નહી ગણતાં એ દેવલ ઉપર ૨૧) કરોડ રૂપીયા ખરચ બેઠો હતો. એનો પુલપીટ (વાયજ કરવાની જગ્યા) કોયર ગાનારાંઓ માટેની જગ્યાની બેહુ બાજુએ થાંભલાઓ પર મુકેલોછે તે તથા તેની બાજુપરનું છતર સઘળું તદન ચાંદીનાં બનાવીને નેપોલીઅન બોનાપાર્ટે મુકાવ્યાં

હતાં. એ દેવલમાં ભોયરાંમાં એક નાધળો ૬) ખુણાંનો ઓરડો કીધેલોછે, તેમાં શેંટ કારલો બોરોમીઓ ( St. Carlo Borromeo ) ની ધોરછે. એ ધણીએ આગલ એક વખતે મીલાન શેહેરમાં એવી મરકી ચાલી કે મા પણ પોતીકાં છોકરાંઓને મુકીને નાસી જતી હતી, તે વખતે પોતે એપથી ડરયા વગર મરવા પડેલાં માણસોમાં જઇને તેઓની માવજત તથા દવા કીધી હતી. એ ધણી કારડીનલનો હોદ્દો ધરાવતો અને ડ્યુકનાં ખાંનદાનનો હતો, તથા એની મેહેનતથી ઘણાં જણાં બચયાં તથા લોકોનાં કેહેવા અને એતેકાદ મુજબ એની દુવાથી મરકી આગલ વધતી અટકી હતી, તેનાં અહેશાંનમાં એને અહીંયાં દાટેલોછે, અને તેનાં ઓરડાનો સીલીંગપર બધું રૂપાંનું પતરૂં જડેલું તથા રૂપાંનાં પુતળાંઓ મુકેલાંછે. એનું મુરદું મુકવા સારૂં ખરા ક્રીશટલનાં પથરની પેટી સ્પેનનાં પાદશાહે સોનામાં જડાવીને આપેલીછે, તથા તે ઉપરાંત એની ઉપર છ ખરાં પાનાંનો મોટો ક્રોસ મુકેલોછે, તથા હાથમાં મીટર (એનાં હોદ્દાની લાકડી ) તદન ઝવેરાતનીછે; એ સઘળું ફ્રાંન્સ આસ્ત્રીયા, તથા ઇટલીનાં પાદશાહોનું આપેલુંછે. તથા તેની કીમત ૪) મીલીઅન ફ્રાંક (૧૬ લાખ રૂપીયા)નો કેહેવાયછે. ક્રીશટલની પેટીમાંથી મુડદાનુ મોહોડું, હાથ, અને પગ જે ખુલ્લા રાખેલાછે તે દીસેછે. તેનું મોહોડું તદન કાળું મારી ગયલુંછે અને નાખ સઘળું ખવાઈ ગયુંછે. એને મરી ગયાને નજદીક ૩૦૦) વરસ થવાં આવ્યાંછે. એનો પેટીની ઉપર બીજી કોઇ ધાતુનો ગીલાફ કરયોછે જેને કુંચી ફેરવ્યાથી તે જમીનમાં ઉતરી પડેછે, અને પેલી ક્રીશટલની પેટી મુરદાં સુધાં ઓલી થાયછે. પછી પાછી કુંચી ફેરવેથી પેલો ગીલાફ પાછો ઉપર આવી તેને ઢાંકી નાંખેછે, એ ઓરડાની ઉપર કુવા માફક ઓઇદને ત્યાંથી ઉજરડું હેઠે લીધેલુંછે; તોપણ અંધારૂં પડવાથી બતી સલગાવીને લોકોને બતાવેછે. એ દેવલનું ભડારયું પણ જોવા લાયકછે, જેમાં બે સેંટસ ( St Ambrogis and St Carlo Borromeo)નાં આદમ શાઇઝનાં કદનાં રૂપાંનાં પુતળાંઓ પણરાખેલાંછે. દેવલનાં મીનારાપરથી આસપાનો દેખાવ ઘણોજ સરસ અને ત્યાંથી એ દેવલનાં છાપરાંની બાંધણી તેનાં મોનારા તથા પુતળાંઓ શુધાં ઘણી સરસ દીસેછે. મીલન શેહેરનો આઓ દેખાવ તથા દુરથી આલપ્સના પર્વતો વઠીક એ મીનારાપરથી દીસેછે.

એ જોઇને પછી એની સાંમેજ પાદશાહનો મેહેલ(Palazzo Reale) જોવા ગયા હતા, જે સને ૧૭૭૨ નાં સાલમાં ઘણુંખરૂં સફેદ સંગેમરમરનું કામ લઇને બાંધ્યો હતો. તેનાં ઓરડાઓમાંનું ફરનીચર તથા ગીલીટ તથા પેનટીંગસ ઘણાં સરસછે, પણ બાલરૂમ અથવા નાચનું દીવાનખાનુ આખું સંગેમરમરનુ તારીફ લાયકછે, તથા તેને ફરતી ગેલેરી તદન સંગેમરમરનાં પથરનાં પુતળાંઓપર બાંધેલી છે. એ દીવાનખાનું ૪૬) વાર લાંબું અને તેમાં બતી કરવા સારૂં મીણબતીઓનાં વાલશેડોની તોરણો ગેલેરીપર કીધેલીછે તે ઘણીજ સરસ લાગેછે, તથા હાલમાં બીજી લાઇટ કરવાનાં ઝુમરો પણ ઘણાંછે. દીવાલોપર બારણાંઓનો આસપાસ સંગેમરમરની કોતરનીનાં ફુલો તથા વેલાઓ કીધેલાછે તેથી એ સઘળું ઘણુંજ શોભેછે, અને એવાં સરસ દીવાનખાંનાં બીજાં ઘણાંજ થોડાં હશે. એમાં નાચની વેલાએ ૩,૦૦૦) મીણબતીઓ સલગાવેછે તથા બધા મેહેલની જમીન "મોશેક વર્ક"ના રંગીન પથરની કીધેલીછે.

ત્યાંથી નીકળેલા મોલન શેહેરનાં લોકોને દાટવાની જગ્યા જોવા ગયા હતા. એ દાટવાની જગ્યાની બાંધણી બીજીઓ કરતાં તદન જુદી જાતનીછે; એક મોટી

ગેલરી અરધા ચાંદ શેકી બાંધેલીછે, તેમાં વચમેનાં ભાગમાં દીવાલ કરી બાકીની આસપાસની ઇમારતનાં હેઠળનાં ભાગમાં, દીવાલની અંદર, મુડદાંની પેટીઓ રહે તેનાં ખાંચાઓ રાખેલાછે. ત્રણ કોફીનો રહે તેટલી પોહોળાઇનો એક ખાંચો કરીને તેની ઉપર બીજાં ત્રણ થડ તેમજ કરયાં છે, જેથી દરેકમાં ૯) કોફીનો રહે તેટલા ખાંચાઓછે, અને વચમાં જગો રાખી વળી બીજી કોફીનોનાં ખાંચાઓ બાજુઓપર તે મુજબ કીધેલાછે. હવે એક ખાંચો એક ધણી વેચાતો લેછે અને તેમાં પોતાનાં કુટંબનાં માણસો મરણ પામે તેઓને દાટેછે; તેની કોફીનવાલા ખાંચાની બાહાર દીવાલપર તેનાં નામ નીશાનની તકતી મારી તે પર તે મુવેલા ધણીનો ફોટોગરાફ ઇયા કોતરેલું નાધળું બસ્ટ મુકેછે, અને વેચાતી લેતી વખતની બોલી મુજબ ખાંચાને મથાળે બીજી ગેલરી નીચેનાં જેવીજ કીધેલી હોયછે, તેમાં સારી કારીગરીનું એક મોટું બાવળું મુકવું પડેછે. તે માટે જગ્યા વેચાતી લેવાનાં એ શીમેટરી બાંધનાર કુંપનીને ૮,૦૦૦) ફ્રાંક આપવા પડેછે. એ મુજબનાં હારબંધ બાવળાં ઉપરની ગેલરીમાં આવ્યાથી તેનો દેખાવ ઘણોજ સારો લાગેછે, અને તેથી આપણે જાણે કે કોઇ મોટા શો રૂમ (પ્રદર્શનવાળા દીવાનખાના)માં ચાલતા હોઇયે તેવું લાગેછે. એ ઉપરનાં બાવળાં કાઇ જેવાં તેવાં નથી, પણ ઘણી ઉંચી કારીગીરી સાથે માણસપુર જેટલાં બનાવેલાંછે, અને તેમાનાં કોઇ કોઇની કીમત તો ૧,૦૦,૦૦૦) ફ્રાંક ઉપર પણ છે અને હલકામાં હલકું એક હજાર ફ્રાંકની અંદરનુ હશે નહીં. એ શીમેટરી હજી ૧૪) વરસ થયાંજ ઉઘડીછે તેથી બધી જગ્યા ભરાયલી નથી પણ ઘણી અધુરી છે, તોપણ અહીંયાંનાં પઇસાદાર લોકોએ પોતાનાં કુટંબ સારૂં એ મેહેરાબો વેચાતા રાખીને તેમાં પોતાનાં આગલનાં મરી ગયલાં ખેશીઓને જુની ઘોરસ્થાનમાંથી કાહાડી લાવીને અહીં દફનાવી તેપર બાવળાં કીધાંછે. એ જગ્યા સઘળી ઘણુંજ પૈસાદાર ધણીઓને વાસતે છે. એથી ઉતરતા વચલે વાંધેનાં લોકો જેઓથી આટલી મોટી રકમો અપાતી નથી તેઓ સારૂં એ ઇમારતની પાસે મોટો ચોક કીધોછે તેમાં એક બાજુપર જગ્યા ઘેરી લીધીછે. તે જગ્યા પણ મોંઘી વેચેછે અને તેનો અંદર ડાટવા પછી તેપર પણ મોન્યુમેન્ટસ મુકવાની બોલી હોયછે તે મુજબ નાધલાં કદની ઘોરો બાંધી તેપર આખાં ઇયા અર્ધાં કદનાં બાવલાં મુકેલાંછે તેથી જાણે મોન્યુમેન્ટસની એક દુકાન હોય તેમ તે આખી જગ્યા લાગેછે. અહીંયાં પણ દરેક મુવેલા ધણીનું પુતળું તેની ઘોરપર મુકેલું ઇયા જડી લીધેલું હોયછે તેથી તે કોણ ધણી હતો તે માલમ પડેછે. હવે એ ઉપર લખેલી બે જગ્યામાં દાટેલાઓને જાથુકની જગ્યા વેચાતી મલેલીછે. પણ એથી ગરીબ લોકો જેઓ પુતળાં સાથે ઘોરો કરી શકતા નથી તેઓ સારૂં છેલી જગ્યા પાસે બીજી મોટી જગ્યાછે. તેમાં ૧૦૦) વરસની બોલીએ જગ્યા આપેછે, જયાં સાદી પણ સંગેમરમરની ઘોરો કીધેલીછે. એ સઘળી રસતાની બાજુઓપર બાંધેલીછે પણ જે ઘણાજ ગરીબ અને મુફલેશ હોયછે તેઓનો ઘોર તેની માહેલા ખેતરોમાં ગોઠવી તે પર અમથી ખાલી નીશાનો કીધેલીછે. એ છેલી ઘોરનાં મુડદાંઓનાં હાડકાં દર દસ વરસે બાહાર કાહાડી નાખી તેઓને બીજી ગમ મોટા ખાડામાં ડાટી નાખેછે. એ ઉપર લખેલાં મોન્યુમેનટસ ઉપરાંત જેઓ તેથી પણ વધતા પઇસા આપીને પોતાનાં કુટંબ માટે તેહખાના (ફેમીલી વોલટ) જુદાજ કરવા માંગેછે તેઓને જુદી જગ્યાઓ આપેલીછે. તેનો

ઉપર તેઓ મોટા દેવલ રોકા સ્તંભ પીરેમીડસ તથા ગ્રીક દેહેરાં તથા એવી એવી જુદી કારીગરીનો બાંધણીનાં બાંધેછે, અને તેની અંદર જમીનમાં ભોયરાં બાંધી તેમાં કોફીન મુકેછે. એક ઓરતનો વર તથા ત્રણ મોટાં છોકરાં (બે છોકરી અને એક છોકરો) અઢાર, વીસ, અને બાવીસ વરસનાં એકજ વરસમાં મરણ પામ્યાં હશે તેઓને એક પેનઠીઅન રોકું ઘેર બાંધીને હેઠળ ડાટેલાછે, અને તે ઘેરમાં ત્રણે છોકરાંનાં સંગેમરમરનાં આદમ કદનાં પુતળાં જાણે એક એકને કોટી વલગીને ઉભાં હોય તેમ મુકેલાંછે, અને તેઓની સાંમે બાપનું પુતળું હસ્તે મોહોડે પાડેલુંછે. કોઇની ઘોર પર બંધાવનાર ઓરત ઉંધે મશતકે પડીને રડતી હોય, કોઇ ગુંઠણ મંડીયે પડીને ભણતી હોય, કોઇ મરતું હોય તે વખતે તેનાં આખા ઘરનાં માણસો મરણનાં બીછાણાની આસપાસ રડતાં ઉભેલાં, કોઇએ તેની ગરદન ઉચકેલી, એવી એવી જાત જાતના ચીતારના મોન્યુમેન્ટસ ત્યાં મુકેલાછે જે સઘળાંની તારીફ હમો કરી શકતા નથી. મીલાનમાં હાલ મુડદાંઓને બાલવાનો પણ ચાલ નીકલીછે, તે સારૂં એક ધણીએ અહીંયાં જુદી જગ્યા બાંધી આપીછે તેમાં બાલેછે. તે બાલવાનું કાંઇ હીંદુઓની માફક આતશમાં મુડદું મુકીને નથી; પણ એક મુડદું રહે તેટલી ભઠ્ઠી બાંધી તેની બાજુ આતશ સલગાવવાનો જગ્યા કીધેલીછે, તેમાં આતશની ગયાસ બધી એકઠી કરીને પછી પેલી ભઠ્ઠીમાં તેને છોડેછે. તે આગમજ એક લોખંડની કરકતી કરી તેપર ખીલા ઉભા કીધેલાં હોયછે તે ખીલાની અણીવાલા ભાગપર ચલક આપીને મેટાડીનાં મુદાઓ કરેછે, અને તે મુદાઓની ઉપર મુડદાંને મુકેછે, તેથી તે મુડદું બધી ગમથી ખોલું રહેછે, અને તે કરકટીને પેલી ભઠ્ઠીમાં મુકી બાહારથી બાજુ બંધ કરીને પેલી આતશની ગ્યાસનું બારણું જે એ ભઠ્ઠીમાં મુકેલું હોયછે તે ઉપરથી ઉઘાડવાને લીધે ગ્યાસ બધી અંદર ભઠ્ઠીમાં ફેલાઈ જાયછે, અને તે એવી તો ગરમ હોયછે કે પેલાં મુડદાંને પોણાં કલાકમાં ભસમ કરી નાંખેછે. એ મુજબ એક મુરદું જે १५०) રતલ વજનમાં હોયછે તેની રાખ ત્રણ રતલ ઉતરેછે; તે રાખને એક વાસણમાં ભરીને મુકવા સારૂં એક જુદુંજ ઘેર બાંધેલુંછે, જેની દીવાલની અંદરના ગોખલાઓમાં રાખ ભરી તેનો બાહાર નાધલી તકતીઓ મરનારનાં નામની મુકેછે. એ મુજબ દર શાલ ३७२) મુડદાં બાલવાની રાસ આવેછે. હમો આજે ગયા તેની બે દીવસ આગમજ એક १९) વરસની છોકરીને એ મુજબ બાલેલી હતી તેની કરકટી હજુર ત્યાં પડેલી હતી તેની ઉપર નાંખેલાં મટોડીનાં મુદાં વટીક પીગલી ગયાં હોય તેટલી ગરમી ગ્યાસની પોંહોંચેલી દીસતી, અને મુડદાંનો રાખ તથા ઝીણાં હાડકાંનાં ચાક જેવા થોડાક ભાગો વલગી રહેલા પણ દીસતા હતા, જે ત્યાંનાં રખેવાળે હાથમાં લઇને જેમ મેટાડી ભાંજી નાંખે તેમ બે આંગલાંમાં કચરડીને દેખાડયાં હતાં. માણસ દીઠ બાલવાનાં જો તે મીલનમાં મરણ પામ્યો હોયછે તો ५०) ફ્રાંક અને બાહાર ગામથી મુડદું બાલવા લાવે તેના १००) ફ્રાંક લેછે. એ પ્રમાંણેનું ઘોરસ્થાન બાંધેલું હમોએ પેહેલ વેહેલુંજ જોયું હતું, અને તેની ગોઠવણી સઘલી પસંદ કરવા લાયકછે.

એ જોઇને પછી આરકો ડેલ સેમપ્યોને (Arco del Sempione) કરી એક કીરતી મહેરાબ (ટ્રાઓમફલ આરચ) છે તે જોવા ગયા હતા. એ મહેરાબ નેપોલીઅન બોનાપાર્ટે સંગેમરમરનો આખો બાંધ્યો હતો, પણ અધુરો રેહેવાથી સને १८३३ માં ફરાંનશીશ શેહેનશાહે પુરો કરયો. તેની ઉપર બડાબ-

ઓની જીતની વીગતો કોતરેલીછે, અને તેને મથાળે બ્રાંઝની મોટી ગાડી છ ઘોડા જોડીને ઉભી રાખેલીછે, તથા ચાર ખુણે ચાર બીજા મોટા ઘોડા ઉભા રાખેલાછે. અહીંથી ઘણે દુર એક પાહાડછે ત્યાંથી અહીંયાં સુધી એક મોટો રસતો બાંધી તેને છેડે આ મહેરાબ મુકેલોછે, પણ તે રસતો આસરે છ મેલ સુધી જઇને પછી નેપોલીઅન હારી ગયાથી ત્યાં અટકી પડયો હતો.

એ જોઇને એરીના (Arena) કરીને સરત રમવાની તથા બોટની રીગેટા કરવાની જગ્યા પાએઝા ડારમી (Piazza D'Armi) વાળાં મેદાનમાં આવેલીછે તે જોવા ગયા હતા. એ એરીના નેપોલીઅન બોનાપાર્ટે બાંધીછે, તેમાં એક નાધલો જેવો મેહેલ કરી તેની ફરતી બાજુ તથા સાંમેથી એક મોટી જગ્યા ઘેરી લઇ તેમાં ઊંચી બેઠકો ઠીયટરની માફક મેટોડાંની બાંધી તે ઉપર ઘાસ ઊગાડેલું છે. તે જગ્યાની વચમાં મોટું ખાલી મેદાન રાખેલું છે, જયાં ગાડી તથા ઘોડાની સરતો હજુરખી રમાયછે, તથા બોટની રીગેટા રમવા સારૂં ત્યાં નદીનાં પાણીની કેનાલ લાવેલાછે તેમાંથી એક રાત અગાઊ પાણી છોડી મુકેછે કે પેલું મેદાન એક મોટો તલાવ બની જાયછે. તેમાં બોટની સરત રમાયછે તે જોવા આવનારાઓ સારૂં મેટોડાંની જગ્યા બાંધેલીછે. તે ઉપર ૩૦,૦૦૦) તીસ હજાર માણસો બેસી શકે એટલી મોહટીછે અને પેલો નાધળો મેહેલ પાદશાહ તથા ઉમરાવોને બેસવા માટે કામ આવેછે. એ જોઇને પછી અતરેનું ફાઇન આરટસ મ્યુઝીયમ (Museo Artistico) ચીત્રકારીક હુનરનુ પ્રદર્શણ જોવા ગયા હતા, જયાં અતરેનાં વખણાયલા ઉસ્તાદોનાં હાથનાં સંગેમરમરનાં બનાવેલાં સારાં પુતળાંઓ મુકેલાંછે, જે એવાં સરસછે કે જાણે જીવતાં હોય અને હમણાં બોલે તથા ચાલે એમ લાગતાં હતાં. એ પુતળાં ઉપરાંત ઉસ્તાદોને હાથની પાડેલી ઊંચી તસ્વીરોનો પણ સંગ્રહ ઘણો સારો કીધેલોછે

એ જોઇને ગઇ કાલનું અધુરૂં રહેલું ઇન્ડશટરીઅલ એકઝીબીશન પાછું જોવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં ત્યાંજ આજે ફુલ તથા ફલનું પ્રદર્શણ ઊઘાડયુ હતું તે જોવા ગયા, જયાં જાત જાતનાં ફુલ તથા મોટા કદનો મેવા તથા તરકારીનો સંગ્રહ ઘણો સારો કીધેલો હતો; તેમાં ઘણું જોવા લાયક ફુલનાં તોરા તથા તેના તદન ફુલની ગુંઠણીનાં બનાવેલાં ફુલાવર વાઝ હતાં. ઝાડવાઓ કોઇ ફલોને કુડામાં ઉગાડેલાં હતાં તેમાં શેફનાં ઝાડને કુંડામાં ઉગાડી તેની લાંબી વેલા રોકી ડાંખલીઓ બેહુ બાજુપર લઇ જઇને તોરણની માફક કરી તેપર ફલો અત્તી ઘણાં ઉગાડેલાં હતા. કોઇ કોઇ તો નાધળાં પપૈનાસ જેટલાં મોટાં હતાં અને પેર માલુગાં જેવડાં મોટાં હતાં. એ જોઇને સાંજનાં કલાક ૬॥ ને અમલે મીલાન શેહેર છોડયું, અને ત્યાંથી નીકળેલા રાતનાં કલાક ૧૧–૩૦મીનીટે જીનોઆ શેહેરમાં પુગા હતા. મીલાન ઇટલી દેશનું એક મોટું શેહેરછે અને તેની વસતી બે લાખ માણસનીછે અને જો તેનાં શેહેર બાહારનાં જીલ્લા ગણવામાં લઇયે તો ત્રણ લાખ માણસોની વસતી કેહેવાય. એ શેહેરનાં મોહોલાઓ મોહોટા અને સારાછે તથા ઘર વગેરે રોણકદાર બાંધણીનાંછે. મીલાન શેહેર સાત મેલ ઘેરાવામાંછે, એ લોમબારડી પરગણાની રાજધાણીછે અને અહીંયાં રેશમ તથા ઉનનાં કારખાનાં ઘણાં હોવાથી એ શેહેર ઇટલી દેશનાં પૈસાદાર શેહેરમાંનું એક ગણાયછે. હમો યુરોપનાં જે દેશોમાં અત્યારસુધી ફરયા તેમાં આલપ્સનો પર્વત છોડયા પછી હમણાં સુધીની જગો જોઇ

તેવી તે બીજી આગલા ભાગોમાં ફળવંત જોઇ નથી. એ લોમબારડી પરગણું ઘણું ફળવંત ગણાયછે, અને અહીંયાંથી હવે માફકસરની થંડી અને ગરમીવાલી જગ્યા આવવાથી તથા પડોશમાં આલ્પ્સનાં પર્વતો પરથી બરફ પીઘળી તેનાં પાણીની નદીઓનાં નહેરોએ કરીને એ જગ્યા એટલી તો રસાલ થઇછે. કે વરસમાં તેમાંથી અનાજનાં બાર પાક ઉતારી શકેછે, અને તેથી કરીને એ લોમબારડીની વસતી ઘણી ગીચ બનીછે. એ પરગણું ૯,૦૦૦) ચોરસ મૈલછે. તેની વસતી ૩૭) લાખની યાને દર મૈલે ૪૦૦) ઉપરની કેહેવાયછે જેવી ગીચ વસતી બીજી કોઇજ ગમ હશે. એનો મોટો વેપાર અનાજ, ઉન, અને રેસમનોછે. એ લોમબારડીનું પરગણું વારાફરતી જરમન શહેનશાહોને હસ્તક થયું હતું. સ્પેન અને પછી આસ્ત્રીઆનાં હાથમાંથી સને ૧૮૫૯માં તે ફ્રેન્ચનાં શેહેનશાહ લુઇ નેપોલીઅન ત્રીજાને હાથ ગયું, જેણે તે શારડીનીઆનાં પાદશાહા વીકટર ઇમેન્યુલને આપી દીધું હતું, અને જે ઘણી પાછલથી આખા ઇટલીનો પાદશાહ થયો હતો. તેનો છોકરો હમબરટ હમણાં ઇટાલીનો પાદશાહ ગણાયછે. મીલાન શેહેર તેનાં કોતરકામનાં હુનર સારૂં ઘણું વખણાયલું છે, અને તેનાં પુતળાં કોતરનારા કારીગર આખા ઇટલીમાં આજે સરસ ગણાયછે.

**તા૦ ૧૬ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં અતરેનાં (જીનોઆ) મી૦ ફરાનસીસ્કો કોશટા ફ્રોરફેલનું પરવાળાં તથા દાણાં અને બીજી બનાવટનું કારખાનું જોવા ગયા હતા. પરવાળાં જીનોઆથી આસરે ૫૦) મૈલ દુર દરીયામાંથી માછી મારૂઓ કાહાડી લાવેછે, જો ૧૫) જણાં છ માંસ સુધી કાહાડવાની મેહેનત કરેછે તો ત્રણ નાંધળી ટોપલી ભરી પરવાળાં મલેછે. દરીયાનાં બીજાં "કોરલસ" પ્રમાણે તે પહેલાં ઘણાં ખડબચડાં તથા ઝાડોની પાતળી ડાંખલી માફક હોયછે. તેનાં જોઇતી કદનાં ટુકડાઓ કરી સરાણપર ઘસી ગોળ બનાવેછે, પછી તેને એક વાસણમાં મુકીને તેમાં ગરમ પાણી નાંખી તે વાસણને ગોલ હીલવેછે, તેથી પાલીશ થાય છે. મોટાં પરવાળાંની દાંડીઓ બનાવેછે જે આસરે બેથી ત્રણ ઇંચ લાંબી અને ૦।।। ઇંચ પોહોળાઇમાં હોયછે, તો તેનાં ત્રણથી ચાર હજાર ફ્રાંક કીમત ગણાયછે. પણ એવી મોટી દાંડીઓ મલવી ઘણી મુશકેલ પડેછે, બાકીની દાંડીઓમાંથી ઝીણાં તથા મોટા દાણાં બનાવીને દુનયાનાં બધા ભાગોમાં વેચવાને મોકલાવેછે.

એ જોઇ અતરેનો ટાઉનહોલ જેને પલેઝો ડેલ મ્યુનીસીપીઓ (Plazzo del Municipio) કહેછે તે જોવા ગયા હતા. એ ઇમારત મોટીછે અને તેનો દાદર ઘણો ભભકાદાર તથા તેનાં દીવાનખાનાઓમાં પીકચરોનો મેલાવડો થોડો ઘણો સારોછે. એ જગ્યાપર પેગેનીની (Paganini) જે ઘણો વખણાયલો ગાયનકાર થઇ ગયોછે તેની પોતાની વાપરેલી સારંગી દીવાલમાં એક કબતની અંદર મખમલ તથા શાટીન જડીને મુકેલીછે. એ સારંગી એટલી તો વખાણાયલી તથા કીમતીછે કે આગલ હમારા વાંચ્યામાં આવ્યા મુજબ એનાં કોઇ અંગ્રેજ લોરડે ૧૨,૦૦૦) પૌંડ આપવા માગ્યા તોપણ તે વેચી નહીં.

એ જોઇ પછી પલેઝો રોસ્સો (Plazzo Rosso) કરીને મેહેલ તથા તેમાંની પીકચર ગેલેરી જોવા ગયા હતા. એ મેહેલનો રંગ બાહારથી લાલ હોવાથી તેને રોસ્સો યાને લાલ કરીને નામ આપેલું છે. એ મેહેલ તથા તેની અંદરની કીમતી તસ્વીરો અને બાવળાં ડયુક ઓફ ગેલેરીઆની બઇરી તથા છોકરાએ તેનાં વીલનાં હોકમ મુજબ જીનોઆ શેહેરને આપી

દીધાંછે. એની બાંધણીમાં ઘણોખરો સફેદ તથા રંગીન સંગેમરમરનો પથર વાપરેલો-છે. તેમાં તેની ફરસબંદી રંગીન પથરોની ગલીચાની માફક દર ઓરડામાં જુદી જુદી તરાંહની ઘણીજ સરસ રીતની કી-ધેલીછે તે જોવા લાયકછે, તથા પીકચરો પણ ઘણાં મોટા મોટા ઉસ્તાદનાં હાથનાં પાડેલાંછે તેનો સંગ્રહ પણ મોટો કીધેલોછે. એ ડયુક ઓફ ગેલેરીઆ ઘણો પૈસાદાર માણસ હતો. તે જીનોઆ શેહે-રમાં ગરીબ માણસોની પરવશી કરવા તથા ઇસ્પીતાલો બાંધવા તથા એનું બારૂં સુધારવા (એ છેલાં સારૂં વીસ મીલીયન ફ્રાંક ઇયાને હેંસી લાખ રૂપીયા) ઘણી મોટી કરોડો રૂપીયાની રકમો આપી ગયો છે. પણ સઘળું એ પોતે વીલમાં આપી ગયો હતો; જીવતો હતો ત્યારે કાંઇપણ ધરમ એણે કીધો હતો નહીં, અને એની એકજ છોકરી હાલ હૈયાતછે તેને બાકી-ની પોતાની ચારસો મીલીઅન ફ્રાંક ઇયાને સોળ કરોડ રૂપીયાનો દોલત આપી ગયો છે. એ ઓરત હાલ પારીશમાં રહેછે. તેને એકજ છોકરોછે તે પોતીકી મા સાથે રે-હેતો નથી. પણ છતી મોટી દોલત છતાં નીશાળ શીખવવાનો ધંધો કરી પોતાનું ગુજરાણ ચલાવેછે. એ છોકરો પ્રજાસતાક વીચારનોછે.

એ મેહેલ જોઇને પછી કેપુશીન લોકોનું સેંટ એનનઝીએટા ( St. Anunziata) નું દેવલ જોવા ગયા હતા. એ દેવલનો બાહારથી દેખાવ કશી પણ રીતે ભપકાદાર નથી, અને જાણે દીવાલ ભાગી ગઇ હોય તેમ તે ઉપરની કલકાત નીકળી ગઇછે, પણ અંદર ગયા કે તે ઘણાજ સરસ તદન સંગે-મરમરનાં રંગીન પથરો અને ગીલીટ તથા પેનટીંગશેથી ચીતારેલોછે. તેનાં જેવું ભપકાદાર દેવલ બીજું હમોએ કો જોયું નથી. અંદરથી જાણે તદન સોનાનો બાંધી તેની વચમાં નાખળાં પીકચરો મુકેલા હોય તેમ લાગેછે, તથા તેનાં સંગેમરમરનાં ગોલાબી સફેદ તથા બીજા રંગનાં થાંભળા અને તેની રંગીન દેવાલો તેને એટલુંતો જેબ આપે-છે કે હમો કોઇબી રીતે તેની તારીફ કરી શકતા નથી. દીવાલોપર ગીલીટ ફકત વરખની કીધેલી નથી પણ પાતળાં પતરા ઉપર જુદો સોનાનો થોર ચહડાવીને કી-ધેલીછે; અને જો કે તે ઘણું જુનું દેવલ છે તોપણ એ પેહેલ વેહેલી ગીલીટ કીધેલી તેજ હજી જાણે ઓપેલું નવું સોનું જડી લીધું હોય તેવી ઝળકાટ મારેછે, તે પણ વળી પતરાંપર સાદીજ ગીલીટનો હાથ નથી પણ જાત જાતની નકશીકામના પતરાં એવી ગોઠવણીથી જડેલાંછે કે દીવાલો અને છ-તરપર પણ જાણે ગીલીટ રોકી મોઠી આરશીની ફરેમો હોય તેમ ગોઠવી તેમાં ઘણી ઉંચી તસ્વીરો તથા હુન્નરમંદ લોકોને હાથના ચીતારો જડેલાંછે. એ દેવલ કાંઈ ઘણું મોટું નથી પણ માફકસર કદનું છે, અને સને ૧૫૮૭નાં શાલમાં બંધાયલું છે. એ જોઇને પ્લાત્સો ડેલ પાલાવીનસીની ( Plazzo Del Pallavincini ) કરી મેહેલછે તે જોવા ગયા હતા. એ મેહેલ મારકવીશ ઓફ ડુરાત્સો ( Marquis of Durazzo ) નોછે, અને તેમાંની સીહડી તથા થાંભળા સઘળું સંગેમરમરનું છે, તથા તેમાં પીકચર ગેલેરી ઘણી સરસછે, જેમાં રૂબન, વેનડાઇક, માઇકલ એનજીલો ઇ-ત્યાદી એવા એવા ઉસ્તાદોના હાથનાં ચીતારો ઘણાં એકઠાં કીધેલાંછે. ત્યાંથા નીકળેલા એજ મોહોલામાં (એ મોહોલો Via Nuova કરીછે અને બધા ઘણોખરો મોટા અને જોવા લાયક મેહેલોનો બંધાય-લોછે ) પેલેઝો બાલબી(Palazzo Balbi) કરીને બીજો વખણાયલો મેહેલછે તે જોવા ગયા હતા. એ મેહેલ પણ ઘણો જોવા લાયક-છે, તથા તેમાં તસ્વીર અને બાવળાં ઉપરાંત

પરચુટણ બીજી ચીજોનો સંગ્રહ સારો કીધેલોછે, તેમાં સૌથી સરસ એક રૂપાંની પેટી બેનવેનીતો સીલીની (Benvento Cellini) કરીને જે આગલ સરસ કોતરકામ તથા હુન્નરની બાબદમાં ઘણો હુશીયાર અને વખણાયલો હતો તેના હાથનીછે. એ જોઇને પછી રેલવેનાં સ્ટેશનની સાંમે ક્રીસ્તોફર કોલમબસની યાદગારીનુ પુતળું મુકેલુંછે તે જોવા ગયા હતા. એ ધણીએ અમેરીકા ખંડ સોધી કાઢયો હતો અને અહીઆંનાં લોકોનાં કેહેવા મુજબ તેનો જનમ સને ૧૪૫૯માં જીનોઆમાં થયો હતો. એ પુતળું સને ૧૮૬૨માં અહીંયા મુકયું હતું. તે એક મોટા સંગેમરમરનાં પેડેશટલ ઉપર ઉભું રાખેલુંછે, અને હેઠળ ધરમ, ભુગોળ વીદ્યા, જોર, અને અકલનાં ચીતાર પાડેલાંછે. તેની વચમાં કોલમબસની જીંદગીનો હેવાલ કોતરેલોછે. એ જોઇને પછી શેંટ મેરાઆ કેરીનીઆનો (St Maria Cariniano) નું દેવલ જોવા ગયા હતા. એ દેવલ સને ૧૫૫૫ થી બાંધવા માંડયું હતું તે સને ૧૬૦૩માં બંધાઇને તૈયાર થયું, અને એની બાંધણી શેંટ પીટરશ, જે રોમનું મોટું દેવલછે, તેની અસલની રૂપ પ્રમાણેની તથા ઘણી વખણાયલીછે. એ બંધાયા પછી એનાં ફંડમાં વારાફરતી ઉમેરો થતો જાયછે તેથી સેંટસનાં મોટાં કદનાં સંગેમરમરનાં પુતળાંઓ ઉસ્તાદોને હાથનાં બનાવી અંદર ઉમેરયા જાયછે, અને તે સારૂં આગલથી ખાંચાં રાખી મુકેલા તેમાં મુકેછે, અને હજીપણ નવાં પુતળાં મુકવાનાં ખાંચા થોડા ઘણાં ખાલીછે, તે જેમ ફંડ વધતું જશે તેમ પુરાયાથી એ દેવલ એ બાબદમાં ઘણું સરસ ગણાશે. એની બાંધણી છુટા છુટા ગુંબજોની કીધેલીછે, અને તે ગુંબજોની હેઠળની દેવાલોને ચાર ખુણે પુતળાંઓનાં ગોખલા રાખેલાછે. એ જોઇને પછી અતરેનું વખાણાયલું ઘોરસ્થાન જોવાને ગયા હતા. એ ઘણું ખરૂં મીલાનની દાટવાની જગ્યાને મલતું આવેછે, પણ તેનાં કરતાં જુનું હોવાથી તેમાં બાવળાં અત્રો ઘણાં વધી ગયલાંછે, અને તે બાવળાં પણ મીલાનનાં કરતાં ઘણાં મોટાં અને સરસ રીતની બનાવતનાં હોવાથી એનાં જેવું ઘોરસ્થાન આખી દુનયામાં કોઇ નથી એમ કેહેવાયછે. એનાં બાંધવા પાછલ મ્યુનીશીપાલીટીને (જેની એ જગ્યાછે) વીસ મીલીઅન ફ્રાંક થયાને એંસી લાખ રૂપીયા ખરચ બેઠોછે; અને એટલા થયા હોય તેમાં કાંઇ નવાઇ જેવું નથી; કારણકે એમાં ઘણોખરો સંગેમરમર વાપરેલોછે તથા મોટાં મોટાં પુતળાંઓ મુકયાં ઉપરાંત એનું (ચેપલ) દેવલ ઘણુંજ સરસ રીતનું કીમતી પથરનું બાંધેલુંછે, જેની પછવાડેજ આઠ લાખ રૂપીયા ખરચ બેઠોછે એમ કહેછે, અને વળી હજારો મયત ડાટવાની જગ્યા, તેમાં દરેક સારૂં સંગેમરમરની લાદીઓ તૈયાર કરી મુકેલીછે; તે મુજબ ખરચ કરી રાખવાથી એની ઉપજ ઘણી સારી થાયછે અને હજી ઘણી જગ્યા બાવળાં સારૂં ખાલી રાખીછે, તે જયારે સઘળી ભરાશે ત્યારે ઘણીજ સરસ અને જોવા લાયક ઘોરસ્થાન થશે, તેમાં કશો શક નથી. એ બધી ફરીને જોતાં નજદીક હમોને બે કલાક લાગા હતા એટલી મોટીછે. હમોએ જીનોઆમાં હૉટલ ડી વીલમાં ઉતારો લીધો હતો. પાછું ફરતી વખતે જીનોઆનાં મોહોલાઓ જે જોવા લાયકછે ત્યાં ફરયા હતા. એ શેહેરનાં એક બે મોહોલાઓ સારાછે, જેમાં ઘણાં મોટા મેહેલો બાંધેલાછે; તે શીવાય બાકીનાં મોહોલાઓ ઘણાં સાંકડાછે, પણ એમાંની ઇમારતો ઘણીખરી સારી બાંધણીની તથા તેની ગેલરી તથા દરવાજાઓ સઘળું સંગેમરમરનું બનાવેલુંછે; અને જોયા મળે

એ પથર અહીંયાં ઘણો સસ્તો મળવો જોઇયે; કારણકે જ્યાં જોઇયે ત્યાં વપરાસમાં એ પથરને લીધેલોછે. જીનોઆ શેહેર એ નામનાં અખાત ઉપર આવેલું છે, અને એનો વેપાર ઘણો મોટો તથા વસતી ગીચ નાધળી જગ્યામાં હોવાથી ત્યાંનાં ચોવાટા (ઇસ્કુવરો) પણ નાધળા રાખેલાછે. એની વસતી શેહેર બારની સાથે ૧,૬૩,૦૦૦) માણસોની, અને વેપાર ૪૨,૦૦,૦૦,૦૦૦ ) ફ્રાંકનોછે જેમાંનો ત્રીજો હીસ્સો ઇંગ્લાંડ અને બાકીના ફ્રાંન્સ તથા અમેરીકા સાથનો કહેછે. એ જીનોઆ શેહેર તથા તેને લગતાં ગામો અસલ પ્રજાસ્તાક હતાં, અને આસપાસનાં બીજાં પ્રજાસ્તાક રાજ્યો સાથે હમેશાં લડાઇ કરતાં હતાં, તેમાં પીઝા (Pisa) સાથે ઘણી લડાઇઓ થવા પછી આખરે તે દેશને એ લોકો એક દરીયાની મોહોટી લડાઇમાં સને ૧૨૮૪ માં જીત્યા હતા, અને ત્યારથી એ લોકો ઘણું જોરાવર ગણાતા હતા, તથા બીજા ઘણાં દેશો જેવાકે સીરીઆ, સાઇપ્રસ, ટયુનીસ, મેજોરકા ઇત્યાદી જીતી પોતાને તાબે કીધા હતા. પણ એ લોકોને વેનીસનાં પ્રજાસ્તાક રાજય સાથે પાછલથી લડાઇઓ ચાલી તથાં ઉપર લખેલાં ગામો તરફીવાલાઓએ લઇ લીધાથી નબળા પડતા ગયા, અને આખરે સને ૧૩૮૦ માં વેનીસનાં હાથથી દરીયાની લડાઇ હારયા પછી તદન ધંકાઇ ગયા હતા. ત્યારપછી પોતપોતામાં બે તડાં થઇને લડાઇ ચાલવાથી તેમાંનાં એક તડાંવાળાએ બીજા દેશની મદદ લીધી, જેથી તે બીજા દેશવાલા તેનાં ધણીઓ થઇ બેઠા હતા. આથી ફ્રેન્ચ તથા નેપલશનાં પાદશાહો તથા મોનફેરેટનો કાઉંનટ તથા મીલાનનાં ડયુકોને હસ્તક વારાફરતી તે ગયું, અને વળી કોઇ વેળા છુટાપણું મેલવ્યું હતું. ફ્રેન્ચ રેવોલ્યુશનની વખતે એ નેપોલીયનને તાબે થયું, અને સને ૧૮૧૪માં સારડીનોઆની પાદશાહાત હેઠલ જવાથી હમણાનાં ઇટલીનાં રાજ સાથે જોડાઈ ગયલું છે. એ શેહેર એની રૂપાંની " ફીલીગ્રી " અથવા મીનાકારીની બનાવતોથી ઘણું વખણાયલું છે, જેનાં ઘણાં તારીફ લાયક નમુના હમોએ મીલાનનાં એકઝીબીશનમાં જોયા હતા.

**તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં કલાક ળા વાગે જીનોઆથી આગગાડીમાં બેઠા તે રાતનાં આઠ વાગે વેનીસ પુગા હતા, અને પાછા નવ વાગાની ટરેનમાં બેસીને નીકલેલા.

**તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૮૧—** ને દીને પાછલી રાતનાં સાડા ચાર વાગે કોરમોનશ કરી ઇટલી તથા ઓસ્ત્રીયાની હદછે ત્યાં પુગા હતા. પછી તરતજ ઓસ્ત્રીયાને લગતી ગાડીમાં બેઠા તે ઓસ્ત્રીયાની રાજધાની વીએનામાં રાતનાં ૧૧—૩૦ મીનીટે પોહોચીને ત્યાંનાં હૉટલ ડી મેત્રોપોલમાં ઉતારો લીધો હતો. કોરમોનશની હદ છોડયા પછી ઓસ્ત્રીયાની જમીન ઘણીખરી પાહાડી તથા કોઈ કોઈ જગ્યામાં ખીણો મલતી હતી. પાહાડોની જગ્યા તદન પથરની ખાલી હોવાથી તેપર ખેતીવાડી કરી શકતા નથી પણ વળી કોઈ કોઈ પાહાડી જમીન સારી હોયછે તો ત્યાં ખેતીવાડી કીધેલી દીસતી હતી. ઇટલી દેશ જે ઘણુંજ ફળવંત અને રળીયામણું છે તે છોડીને એકદમ આવા પાહાડી દેશમાં આવ્યા તેથી સઘળું થોડી ઘણી ખેતીવાડી છતાં જાણે વેરાન હોય તેવું લાગતું હતું; પણ પાહાડો જે ઘણાં મોટા મોટાછે તેનો દેખાવ ઘણો સારો અને સ્વીટઝરલાંન્ડ દેશને મલતો આવેછે.

**તા૦ ૧૯ મી શપટેમબર ૧૮૮૧—** આજે આખો દીવસ રૂશીઆ જવા આગમજ "પાસપોર્ટ"ની તથા નાણાંની જોગવાઇ કરવામાં તથા ગરમ કપડાં લેવા

દુકાનોપર રોકાયો હતો. સાંજનાં અતરેનાં મોટા રસતાઓપર ફરી આવ્યા હતા પણ હમણાં વીગત લખતા નથી; કારણકે હમો પાછા ફરતી વખતે અહીંયાં વધતા દીવસો રહીને એ શેહેર બરોબર જોઇશું ત્યારે લખીશું. હમણાં તો રૂશીયા જવાની આગમજ કામસર એક દીવસ થોભ્યા છઇયે. આજે રાતનાં ૮–૩૦ ની ટ્રેનમા બેસીને નીકલ્યા હતા.

તા૦ ૨૦ મી શપટેમબર ૧૮૮૧—આજે સવારનાં ઓસ્ત્રીયા અને રૂશીઆની હદપરનાં ગરેનીઝા (Graniza) નામનાં સ્ટેશનપર કલાક ૧૧–૨૫ મીનીટ સવારનાં પુગા હતા, જયાં હમોને બપોરનાં કલાક ૧–૧૫ મીનોટ સુધી થોભવું પડયું હતું. હમો જેવા એ જગ્યાપર પુગા તેવાજ એક અમલદારે આવીને હમારી પાસપોર્ટ લઇ લીધી, અને ઉતરયા પછી હમારો સામન તપાસવા અમથો એક કોઠરો ઊઘડાવી જોઇને પાછો બંધ કરાવ્યો, તથા પાસપોર્ટ પરથી નામો વાંચીને હમો કયાંથી અને શું કારણસર આવ્યા અને કયાં જઇયે છીએ તથા કયા દેશનાં છઇયે તેની સઘળી પરપુછ કીધી હતી. હમો પાછા ત્યાંથી આગગાડીમાં બેઠા ત્યારે તે પાસપોર્ટો પાછી આપી હતી તે ઉપર તે ગામનો છાપ મારેલો દીસતો હતો. હમારી સાથે બીડેકર તથા બાદશાની ગાઇડ બુકો હતી તેની મુખમુદ્રા (ટાઇટલ પેજ) વાંચીને તેમજ મુંબઇ ગેજેટની સમેરી હતી તેબી તેનું નામ વાંચીને પાછી આપી હતી; અંદરથી કાંઇ ઊઘાડીને જોઇ નહીં. હમોએ આગલ સાંભલયું હતું કે રૂશીઅન ભુમીમાં કોઇબી નુસપેપર વાંચ્યા તથા ચોપડી તપાસ્યા વગર અંદર દાખલ થવા દેતા નથી, પણ તેમાંનું કશું દીસ્યું નહીં. અમલદારો સઘળા નમનતાઇથી વાતચીત તથા પરપુછ કરતા હતા.

હમો ગરેનીઝાથી પાછા કલાક ૧—૧૫ મીનીટે નીકળેલા વારશૉ (Warsaw) કરી રૂશીઅન પોલંડનું પાયતખ્ત શેહેરછે ત્યાં રાતનાં ૧૦—૩૦ મીનીટે આવી પુગા, અને હૉટલ ડી યુરોપમા ઉતારો લીધો હતો. હમો હૉટલમાં પુગા તેવો તરતજ તેનો ધણી આવીને હમારી પાસપોર્ટો પોતાનાં સવાધીનમેં લીધી હતી. હૉટલનાં માલેકો તેઓને ત્યાં જે અણજાણયા ધણી ઉતરેછે તેના જવાબદાર થાયછે, તેથી તે પાસપોર્ટ પોતાની પાસે રાખીને પોલીશપર મોકલાવી આપેછે, જયાંથી હમોને જતીવખતે પાછી લાવી આપશે. રૂશીઅન સરહદ ઉપર હમો પેઠા ત્યારે થોડેક દુર સુધી રેતાળ જમીન હમોને મલી હતી, પણ ત્યારપછી ઘણી ખરી જગ્યા મજાની કાળી મટોડીની દીસેછે, લેકીન તેનાં ઘણાંજ થોડા ભાગમાં ખેતીવાડી થાયછે. બાકીની ઘણી સારી સારી જગ્યાઓ વેરાન પડેલીછે. તેમાં પાછો કોઇ કોઇ ભાગ રેતાળ મલેછે. જમીન ઘણીખરી સપાટછે પણ દુરથી નાધળી નાધળી ટેકરીઓ દીસેછે. વસતી પણ રસતામાં ઘણી થોડી અને છુટી છવાઇ દીસતી, અને જયાં હતી ત્યાં નાધળાં ઝુંફડાં દીસતાં હતાં. યુરોપનાં બીજા દેશોમાં જેમ થોડે થોડે તપેમજેનાં ગામો દીસતાં હતાં તેવું અહીંયાં દીસતું નથી, પણ જયાં નજર કરીયે ત્યાં થોડાક ટપાઓ શીવાય બધે વેરાન જગ્યા લાગતી હતી.

તા૦ ૨૧ મી શપટેમબર ૧૮૮૧—આજે સવારનાં પેહેલાં જેનરલ પાશકાવીશ જે ઘણીએ પોલાન્ડનું દેશ રૂશીઆ તરફથી જીત્યું હતું તેનું પુતળું જોવા ગયા હતા. તે ઘોડાપર બેસાડેલું બ્રાંઝનું બનાવેલુંછે. તે જોઇને વીશચુલા નદીપરનો પુલ જોવા ગયા, જે ૧,૮૦૦) ફીટ લાંબો અને તદન લોખંડનો ૬) આરકાંઓપર બનાવેલોછે. ત્યાંથી નીકળેલા કેડેરલ ચર્ચ ઓફ ધી ટ્રીનાટી જોવા ગયા, જયાં કાંઇ

ઘણું જોવા લાયક નથી. હમો ગયા ત્યારે લોક ભણતા હતા, તેમાં કેટલાકો ભોંયપર ઊંધા સુઇને હાથ પગ લાંબા કરીને મુડદું પડેલું હોય તેવી રીતે બંદગી કરતા હતા તથા કેટલાકો નાક ઘસનુ કરી રહયા હતા. ત્યાંથી નીકળેલા રૂશીઅન ગ્રીક ચરચ જોવા ગયા, જે તાબુતના જેવું હોય તેમ પાંચ સોનેરી ગીલીટનાં મીનારાનું બાંધેલું અને અંદરથી ગીલીટ કામ તથા નકશીથી સણગારેલું છે. એમાં બીજાં દેવળોની માફક ક્રાઇસ્ટ સાથનાં ક્રાસ સાંમે ભકતી કરતા નથી, પણ એક ઓરશીયા (આલટર) ઉપર ખાલી ક્રાસ મુકીને તેની સાંમે ભણેછે. ભણવામાં આરગીન વાપડતા નથી તથા કોઅરમાં ઓરતોને સામેલ થવા દેતા નથી, પણ એખલા મરદોજ ગાયછે, જેઆરે હમો ગયા ત્યારે હીમ (તેમનાં ધરમનાં ગાથા) ગાતા હતા, તે જાણે ખરેખર આરગીન વાગતી હોય તેમ લાગતું હતું. ક્રાઇસ્ટવાલા ઓલટરની સાંમે સોનાની ગીલીટનાં નકશીદાર બારણાંઓ કીધેલાં હતાં તે વારાફરતી બંધ ઊઘાડ કરયા કરતા હતા. એ જોઇને પીકચર ગેલેરી જોવા ગયા હતા, જયાં સારા ઉસતાદોને હાથનાં પીકચરોનો ત્રણ ચાર ઓરડા ભરીને સંગ્રહ કીધેલો હતો. ત્યાંથી નીકળેલા યાહુદી લોકોનો શીનેગોગ (દેવલ) જોવા ગયા હતા. એ દેવલ સાદું બાંધણીનું અને તેનાં થાંભળા સંગેમરમરનાંછે, પાદરીની ભણવાની જગ્યા સારી સણગારેલી અને તેનો જમીનનો ગલીચો ઓરતોનાં હાથનાં ભરતકામનો કીધેલોછે. એ લોકોનાં ધરમની પોથી (તાલમંદ) મુકવા સારૂં એમનાં પવીત્ર લેબેનનથી સીદર ઝાડનાં લાકડાં મંગાવીને પાટલો બનાવેલોછે. એ જોઇને અતરેનાં પબલીક પાર્ક જોવા ગયા હતા, જયાં કાંઇ ઘણું જોવા લાયક નથી અને બાગ સઘળો ખરાબ હાલતમાં રાખેલોછે. ત્યાં એક સારો કુંવારોછે. ઠીયેટર હાઉસ તદન લાકડાંનું બાંધેલું તથા એકુબે રેસટોરાંટ કીધેલાંછે. તે જોઇને "આરકીઓલોજીકલ મ્યુઝીયમ" જોવા ગયા જયાં થોડાએક સીક્કા તથા અસલી ચીજો પડેલીછે, તેમાં પોલાંડનાં આગલા પાદશાહ ફ્રીમેશન હશે તેનું પેહરવાનું એપ્રન તથા જુવેલસ રાખેલાં છે. હમણાં આખા રૂશીઆનાં તાબાનાં દેશોમાં ફ્રીમેશનરી ચાલવા દેતા નથી કે એ બહાને છુપી રીતે બલવાઓરો પોતાની મંડળી ભરી શાહનશાહને હેરાન કરે. એ જોઇને એક મોન્યુમેન્ટ રૂશીઆની તરફેણ થઇને પાંચ "પોલીશ" સરદારો પોતાનાં દેશની સાંમે અને ૧૮૩૦ માં લડયા અને તેથી કરી પોલાંડ રૂશીઆને તાબે થયું તેઓની યાદગારીમાં બાંધેલુંછે તે જોવા ગયા હતા. એક બરોનઝનો મોટો થંભ પેડેશટલપર ઉભો કરીને તેઓની તારીફ તથા નામો લખેલાંછે, જે જોઇને અતરેનાં લોકો ઘણો બળાપો કરેછે પણ શું કરે રૂશીઆને તાબે પડેલા તેથી કાંઇ બોલાતું નથી. પછી પોલાંડનાં છેલા પાદશાહ Poniatoosky નો મેહેલ જોવા ગયા હતા, જેને લેઝીએનકી (Lazienki) કરીને કહેછે. એ મેહેલમાં રૂશીઆનો શેહેનશાહ હમણાં જયારે વારસોમાં આવેછે ત્યારે રહેછે. એમાં એનાં બાંધનાર પાદશાહનાં વખતમાં વખાણાયલી ખુબસુરત ઓરતો હશે તેઓની સબીઓ મુકેલીછે; એ મેહેલ અસલ જેમ હતો તેમજ રાખેલોછે, અને થોડો ઘણો સારો સણગારેલોછે પણ કાંઇ ઘણો જોવા લાયક નથી. એનાં બાગમાં એક નાટકશાળા બાંધીછે, તેમાં નાટક તખતો અને તમાશગીરોની બેઠકની જગ્યાની વચમેથી એક પાણીની નેહેર કરી લીધીછે તથા નાટક તખતો રોમન ઠીયેટરની માફક

ઓલો તથા ખંડેરમાં પડયો હોય તેમ વગર છાપડાંનો ભાગેલા થાંભળાઓનો આમખ્યા બનાવેલોછે. એ જોઇને પછી ફુલનું પ્રદર્શણ જોવા ગયા હતા જયાં ઘણાં ફુલ તથા ફળોનો સારો સંગ્રહ કીધેલો હતો. એ ઉપરાંત ખેતીવાડીને લગતાં હથીયારોનો પણ જથો મુકેલો હતો. એ જોઇને પછી વારસોથી આશરે પાંચ મૈલ દુર વીલેનહોફ (Villanhoff) નામનું ગામડું જયાં સોબીએસ્કી કરીને પોલાંડનો આગલો લડાયક પાદશાહ થઈ ગયોછે તેનો મેહેલ જે હમણાં એક કાઉનટેસ ઓફ પોટાસકીનાં હાથમાંછે તે જોવા ગયા હતા. એ મેહેલ ત્રણ ભાગનો બાંધેલોછે, અને તેમાં ઘણો સારો સંગ્રહ અસલી ચીજોનો આશરે ત્રણસો વરસનો તે પાદશાહનાં વખતનો કીધેલોછે, તથા એક માળ તદન ચીનાઇ ફરનીચરનો, અને તેની દીવાલોપર ચીતારો તથા ફાનસો, ફરનીચર સઘળું ચીનાઇછે. તે જોઇને પછી અતરેનું જુનું તથા નવું શેહેર જોવા નીકળ્યા હતા. એ શેહેરની વસતી ચાર લાખ માણસોની કહેછે, અને તેમાં એક લાખ યાહુદીછે. શેહેરનાં મોહોલાઓ જુનાં ભાગનાં નાઘળાછે અને નવા ભાગનાં મોટા તથા ઘરો પણ હવેલી જેવડાં મોટાંછે; પણ રસતાઓ ઘણાં ગલીચ અને કીચલથી ભરેલા તથા પથરાઓ આડા અતારા નીકળી આવવાથી ગાડીમાં આંચકા પણ અત્તીસે આવતા હતા. અહીંયાં ભાડે ગાડી ફરવેછે તે જાણે બરૂમ અને વાગનેટ ચાર પૈડાની ઉપર તેની બે ગાડીઓને એકજ કરી સાથે જડી લીધી હોય તેમ તથા તેમાં પેહેલા અને બીજા કલાશનાં પેશેનજરોને બેસાડેછે. એ વારશો શેહેર અસલ પોલાંડ દેશનું પાયતખ્ત હતું. જે દેશને આસ્ત્રીઆ, રૂશીઆ, અને જરમનીએ મલી સો વરસપર તેનાં પાદશાહ પાંસેથી ઝુંટી લઇને પોતે વેહેંચી લીધું હતું; ત્યારપછી પોલાંડનાં લોકોએ વારાફરતી છુટાપણું મેલવવા સારૂં ઘણાં હુલડો કીધાં પણ છુટા થઇ શકયા નહીં; તેમાં છેલું હુલડ સને ૧૮૩૦ નાં શાલમાં કીધું, અને નજદીક છુટાપણું મેલવ્યું પણ પાછી હાર ખાધાથી રૂશીઆએ વધતી ચાંપતી રાખવાથી નાચાર થઇને તાબે થઇ રહેલાછે. અહીંયાંનું લોક આંગે મજબુત તથા કદાવર લાગેછે, અને ઘણાંખરાં લાંબા જભા પોશાકની ઉપર પેહેરેછે. જમીન સારી ફળવંત અને શેહેરની આસપાસ ખેતીવાડી સારીછે, તેમાં મોટો ભાગ પટેટા રોપેલાછે. એ શેહેરમાં બીજું કાંઇ જોવા લાયક નહીં હોવાથી આજે રાતનાં ૧૧—૩૦ મીનીટે આગગાડીમાં બેસીને પોલાંડ છોડયું હતું. રસતામાં થંડી ઘણી લાગતી હતી, અને ગાડીનાં કાચો બંધ ચહડાવેલા તથા બારણાંઓ ડબલ બંધ અને ઓઢવા છતાં થંડી માલમ પડતી હતી.

**તા૦ ૨૨ મી સપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં ઉઠીને જોઇયે શું કે આગગાડીની બારીઓનાં કાચોપર અંદરથી વટીક બરફ બંધાઇ જઇને ઝાકળ કાચની ઉપર વળગી રહયો હતો, અને બાહાર ખેતરોમાનું ઘાસ તથા નાઘળાં ઝાહાડો, રેલવેની લાકડાંની શીલીપરો, તથા ઘરોનાં છાપરાં વટીક ઝાકળથી (બરફથી) તદન સફેદ થઇ ગયાં હતાં, અને ગરમી દેખાડનારી શીશી સવારનાં આઠ વાગે ૩૬) ડીગરી સુધી (સુરજનો પ્રકાશ હતો તોપણ) નીચે ગઇ હતી. એટલી બધી થંડી હતી અને રાતને વાસતે બીજા બોલતા હતા કે ૨૦) થી ૨૫)ડીગ્રી પારો નીચે ગયો હતો. જેમ દીવસ વધતો ગયો અને સુરજ ઉપર આવતો ગયો તેમ ગરમી વધીને પછી આખો દીવસ ૫૦) ડીગ્રી સુધી પારો થંભ્યો; પણ ગઇ

કાલની રાતનાં જેવી થંડી આજે રાતનાં માલમ નહીં પડી હતી, ઓછામાં ઓછો રાતનાં બાર વાગે ૩૫) ડીગ્રી સુધી થયો હતો એમ કહેછે. આજનો આખો દીવસ તથા રાત રસતામાં ગુજારી હતી. અહીં- યાંની આગગાડીની પેહેલા કલાશની ગાડી ઘણી સારી અને ફુઆદે હોયછે, અને સ્વીટઝરલાંન્ડની ગાડીઓની માફક આસ- પાસ બેઠકો કરીને વચમાંથી આવજાવ કરવાની પેશજો રાખેલીછે. બેઠકો આ- મનસામનનીછે અને તેને એંચીને સુવા સારૂં એક પણ થઇ શકેછે. સેકંડ કલાશની ગાડીઓમાં પણ એજ માફકની બેઠકોછે, ફકત ગાડીઓ સાદીછે. એ રૂશીઆનો મુલક ઘણો થંડીવાલો હોવાથી આગગાડી- ઓમાં પણ દરેક ગાડીમાં ભઠ્ઠી રાખેછે, જે ઘણીખરી શીયાળાની રૂતુમાં સળગાવેછે. આજે આખો રસતો સારી જમીનનો મલ્યો હતો, પણ ખેતીવાડી ઘણી છુટી છવાઇ થતી હતી, અને ગામડાંઓ પણ તેજ માફક છુટે છુટે હતાં, તથા તેમાનાં ઘરો તથા હવેલીઓ વટીક ઘણીખરી લાકડાંની બાં- ધેલીછે. જમીન ઘણીખરી સપાટ અને જરા તરા ઉપસેલી માલમ પડતી હતી. એ મુજબ જોતાં જોતાં આખો દીવસ પસાર કીધો. રસતામાં સવાર, બપોર, તથા રાતનાં ખાણાં સારૂં સ્ટેશનો ઉપર વખત પણ સારો મલતો હતો, જયાં ખાધાની બધી વાતની સગવડ સારી હતી તથા લોકો સઘળે ઠેકાણે નમનતાઇવાલા હતા.

**તા૦ ૨૩ મી શપટેમબર ૧૮૮૧**—આજે સવારનાં ૧૧) વાગે સેંટ પીટર્શ- બર્ગ પુગા, અને હૉટલ ડી આંગલીટેર (Hotel de Angleterre)માં ઉતારો લીધો હતો. વખત હાથમાં હોવાથી પેહેલાં જુઓલોજીકલ ગારડનમાં ફરવા- ને ગયા, જયાં થોડાંક જાનવરોનો સંગ્રહ સારો કીધેલોછે, પણ જગ્યા સફાઇ રાખેલી નથી. એ બાગમાં હમો ફરવા ગયા ત્યારે લશકરી તથા દરીયાઇ વાજાં વારાફરતી વાગતાં હતાં. એ જોઇને પછી અતરેનાં કીલામાં પીટર અને પોલનું દેવલ, જેમાં રૂશીઆનાં બધા શહેનશાહો પીટર ધી ગ્રેટ થી તે છેલા એલેકઝંડર ધી સેકંડ સુધી દટાયલાછે તે જોવા ગયા હતા, એ દેવલ કાંઇ ઘણું ભપકાદાર નથી. તેનો મીનારો જે અણીવાલો (મુંબઇની ગોદીની સાંમેનાં દેવલનાં જેવો) છે તે ૩૭૧) ફીટ ઉંચો અને તે ઉપર પતરાં જડી લઇ તેની ઉપર ૨૨) રતલ સોનાંનો ઘોર ચડાવેલોછે, જેથી તે જોકે ૧૦૦) વરસ ઉપરનું જુનુંછે, તોબી જાણે આજે ગીલીટ કીધી હોય તેવી હાલતમાં રહેલોછે.તેની અંદરનાં ભાગમાં હમણાં ગીલીટ તથા પીકચરો પાડવાનું કામ ચાલેછે. બધા શહેનશાહોની ઘોરો ઘણી સાદી એકજ આખા સંગેમરમરની કીધેલીછે. તે ઉપર પતરૂં જડીને તેઓનાં નામ નીશાંન લખેલાંછે. તેમાં પીટર ધી ગ્રેટની ઘોર ઉપર બાજુથી સેંટ પીટરની સબી મુકેલી છે તે પીટર ધી ગ્રેટનું જનમતી વખતે કદ હતું તેટલી ઇયાને ૧૯ા ઇંચ લાંબી અને પા ઇંચ પોહોળી રાખીછે. છેલો શહેનશાહ એલેકઝન્ડર જે હમણાંજ માર્યો ગયોછે તેની ઘોર ઉપર તદન ફુલો ગોઠવેલાંછે, અને વચમાં વરજીન મેરીની સબી મોતીની ગુંઠેલી ફ્રેમમાં મુકેલીછે. એની ઘોર આગલની બારીપર સોનાં તથા રૂપાનાં નકશીદાર હારો અને પાતરાનાં ક્રાઉનો ગામેગામથી આવેલાં મુકેલાંછે, તથા ઘોરની આસપાસ રાત દીવસ બતીઓ બાલેછે, તથા બેંશાલજરો ત્યાં ચોકી કરેછે. એ દેવલમાં ક્રાઇસ્ટની તથા બીજા સેંટસની આરશીઓમાં ડોકાં ખોલાં રાખીને બદન ઉપર સોનાં તથા રૂપાનાં પતરાં કપડાં દાખલ જડી લીધાંછે, અને તે ઉપર ઝવેરાત પણ સારૂં મુકેલુંછે. તેમાં એક ક્રોશ ઘ-

ણોજ સરસ લીલા પાનાંનો કીધેલોછે. દેવલની દીવાલોપર લડાઇઓની જીતની યાદગારી દાખલ સ્વીડન, ટરકી, પોલાન્ડ, ઇરાન, તથા ફ્રેન્ચ દેશોનાં જીતેલા વાવટા ઢાલો, કીલાની કુંચીઓ ઇત્યાદી ટાંગેલાંછે.

એ જોઇને કીલો જે નાધળોછે તથા તેની આસપાસ ફરતી નીવા નદી ફરી વળેલીછે તે જોઇને પછી છેલા શેહેનશાહને જયાં નીહીલીસ્ટમાંનાં એકે મારી નાખ્યો હતો તે જગ્યા જોવા ગયા. એ જગ્યા કેથરીન કનાલની એક બાજુનાં રસ્તાપર આવેલીછે. ત્યાં હાલ એક નાધળું દેહેરૂં બાંધી લીધેલુંછે અને સોલજરોની ચોકી રાખેલીછે. એ રસ્તા પરથી ગાડી ઘોડા જવા દેતા નથી, પણ માણસો ચાલીને જાયછે અને જયારે તે દેવલ આગલ આવેછે ત્યારે તેઓને ટોપી ઉતારવી પડેછે, તથા ક્રાસની સાઇન કરી નમીને તે જગ્યા પરથી ચાલી જાયછે, અને કેટલાક જણાં તો ત્યાં ગુડણ મંડીએ પડીને બંદગી પણ કરેછે. એ શાહ પોતાનાં ઘોડેસ્વાર પલટણનાં ઘોડા શીખવવાની જગ્યે થઇને પોતાનાં કાકાની છોકરીને મલવા ગયો હતો ત્યાંથી પાછા ફરતાં એ રસ્તેથી ગાડીમાં જતાં તે વખતે કોઇ નાહીલીસ્ટે દારૂનો ભરેલો ગોળો નાંખી એને મારી નાંખ્યો હતો.

દેવલ જોઇને પછી સેંટ પીટર્સબર્ગનાં મોટા મોહોલાઓમાં ફરી આવ્યા હતા. અહીંયાંનાં રસ્તા ઘણાં પોહોળાછે અને તેની બાજુપરની હવેલીઓ પણ ઘણી સારી અને મોટીછે, લેકીન ઘણાખરા રસ્તાઓ ગોતાના પથરોનાં બાંધેલા હોવાથી ગાડીઓનો અવાજ ઘણો થવા ઉપરાંત અંદર આચકા પણ વધારે આવેછે. કોઇ કોઇ રસ્તા લાકડાંનાં કટકાઓથી જડી લીધાછે તે સારાછે, ત્યાં ગાડીનો અવાજ તદન આવતો નથી. મેહેલોમાં શહેનશાહનો વીન્ટર પેલેસ (Winter Palace) જેમાં શહેનશાહ રહેછે અને તે વખતે ૭,૦૦૦) માણસોની ઠઠ જમેલી હોયછે, તેમજ તેનાં સગાંઓનાં મેહેલો પણ મોટા અને સારા છે. એ સઘળા મેહેલો કોઇને હમણાં જોવા દેતા નથી. નીવા નદીની બેહુ બાજુપર સારી ઇમારતો તથા રસ્તા કીધેલાછે તેથી તે ભાગ ઘણો સારો લાગેછે. એ નદીમાંથી નહેરો બાંધી તે શેહેરનાં ઘણાં ભાગોમાંથી પસાર કીધેલીછે. એ નહેરોમાં જેટલી બોટો ફરતી હતી તે સઘળીમાં લાકડાં ભરેલાં હોવાથી અહીંયાં લાકડાનો વેપાર મોટો હોય તેવું લાગતું હતું. નદીમાંથી ત્રણ નહેર કીધેલીછે તેઓને મોઇકા, ફોનટાકા અને સેંટ કેથરાઇન કેનાલ કરીન નામ આપેલાંછે. નીવાશકી પ્રોશપેકટનો મોહોલો ઘણો મોટોછે. તેમાં દુકાનો લંડનનાં રીજનટ સ્ટ્રીટનાં જેવી આવેલીછે, બીજા મોહોલાઓનાં નામ ગોરોખોવાયા ઉલીત્સ Gorokhovaya Ullitsa અને વાસ્નેસેનસ્કી પ્રાસપકટ Vosnesenski Prospect કરીનેછે. એ મોહોલાઓ અહીંયા સૌથી સરસ અને મોટાછે તથા તેમાં મોટા મોટા મેહેલો બાંધેલાછે. અહીંયાની ગાડીઓમાં એક ઘોડો જોડેછે, તેને હારનીસને પટા નથી, અને પુલ ઘોડાને લાગે નહીં તે સારૂં તેની ઉપર આરકાં રોકું લાકડું કરીને સાથે પુલ બાંધેછે. તે આરકું ઘોડાની ગરદન ઉપરથી રાખેછે અને પટા હારનીસની બાહારથી કાહાડીને પૈડાંનાં તુમબની બાહારથી ઓબલા સાથે બાંધેછે, તેથી ઘણું નવાઇ જેવું લાગેછે. ગાડી હાંકનારાઓ જામા જેવા લાંબા કાળા ઝભા પેહેરેછે, જેનાં બટન જેમ જામાનાં કસો ડાબી બાજુપર બાંધયેછીએ તેમ રાખેછે, તથા રંગીન કમરબંદ પણ તેપર પેહેરેછે, અને એ પોશાક (લીવરી)થી તો કોચમેનછે તેમ ઓલખાયછે. અહીંયાની ગાડીઓ ડ્રાસ્કી જાતની એક ઇયા બે માણસો બેસે એવી

નાધળી બગર ધમણુનીછે. આજે રાતનાં Aida કરીને ઇટાલીઅન ઓપેરા સાંભળવા ઓપેરા હાઉસમા ગયા હતા. જે અહીંનાં રેહેવાસીઓને એટલો પસંદ પડયો હતો કે નાટકકારોને દરેક દેખાવની આખરીએ છ સાત વખત પાછા બોલાવીને માન આપતા હતા

**તા૦ ૨૪ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં શેંટ આઇશિકસ કેઠીડરલ (Isa'acoviski Sobor) જોવા ગયા હતા. એ દેવલ હમો ઉતરયાછે તે હૉટલની સાંમે આવેલુંછે. તેની અંદર જાત જાતનાં કીમતી પથરાનું કામછે કે જેવા હમોએ આજ દીન સુધી કોઇ પણ દેવળમાં હજુર જોયા નથી. એ દેવલ ગ્રીક ક્રાસ રોકું ચાર ખુણાંનું બાંધેલુંછે, અને તેનાં બાહારનાં ભાગમાં ફરતા ૧૧૨) થાંભળા આખા ગ્રેનાઇટનાં ઘણાં સરસ પાલીશ કીધેલા ૬૦) ફીટ ઊંચા અને ૭) ફીટ પોલાણમાં બનાવેલાછે. તેનાં મથાળાંપર તથા હેઠળનાં ભાગપર બ્રાનઝનાં પતરાં જડી તે ઉપર સોનાની ગીલીટ કીધેલીછે. એ દેવલનો ગુંબજ પણ એવાજ પથરોનાં ૩૦) થાભળા ઉપર બાંધેલોછે, અને તે ૨૯૬)ફીટ ઊંચો અને ૬૬)ફીટ પરીધમાંછે, તેની ઉપર ત્રાંબું જડીને સોનાની ઘણી સરસ ગીલીટ કીધેલીછે, તેમાં ૧૮૫) રતલ સોનું ખપ્યું હતું. એજ મુજબના પણ ઘેરમાં નાધલા બીજા ચાર ગુંબજો ચારે બાજુપર કીધેલાછે તેથી તે ઘણું શોભેછે. એનાં બારણાંઓમાંનાં ૩) બારણાં ઘણાં મોટાંછે, તે તદન બ્રાનઝનાં બનાવેલાંછે. સે ૪૪) ફીટ પોહોળા તથા ૩૦) ફીટ ઉંચાઇમાંછે, અને તે ઉપર અતી ઘણી નકશી તથા પુતળાં પાડેલાંછે; તેમાં ૫૧) બાઝરીલીવાઇ (ઉપસાવેલાં), ૬૩) પુતળાં કોતરેલાં અને ૬૪) અર્ધ પુતળાં પાડેલાછે. અંદરનાં આલટરની બાહારથી મેલેકાઇટનાં થાંભળાઓની વચમે ગીલીટનો પડદો કીધેલોછે, તે થાંભળા ૩૦) ફીટ ઊંચાછે. એ મેલિકાઇટ પથર સૈબીરીઆથી આવેછે, અને તે એટલો તો મોઘોછે કે સાફ કરેલા એક રતલ વજનમાંનાંની કીમત ૫૦)રૂબલ ઇયાને ૬૨ાા રૂપીયા કહેછે. એ થાંભળા કાંઇ આખા પથરનાં નથી પણ અંદરથી લોખંડનાં બનાવી તે ઉપર એ પથરાની પોપરીઓ વળગાવી રંગબેરંગીન જડાવ (મોઝાઇક વરક) થી બનાવેલાછે. તે એવા તો સરસ કીધેલાછે કે આપણ એમજ સમજીએ કે તે આખાજ પથરનાં થાંભળાછે. એ ઉપરાંત તે થાંભળાઓની પાસે ઊપીઝુલી કરીને તેથી પણ કીમતી રંગબેરંગીન કામનાં પથરનાં ૨) થાંભળા મોઝેકની પતરીનાં પડદાની આસપાસ કીધેલાછે. એ દરેક થાંભળો ૬૦૦૦) પૌંડની કીમતનો કહેછે. એ જાતનાં પાલીશ કીધેલા પથરની કીમત દર આંઊશે ૧૦) શીલીંગની કહેછે. એની વચમેનું પડદાનું બારણું તદન સોનેરી ગીલીટનુંછે. તે ૨૩) ફીટ ઊંચું, ૧૫) ફીટ પોહોલું, અને અતીઘણું નકશીદાર બનાવેલુંછે. એ પડદાની પાછલ એક ઓરડોછે જયાં ઓરતોને જવા દેતા નથી તેમાં એ દેવલનો રૂપાંનો ફરમો બનાવી સુકેલોછે. એ ઓરડાનો ગુંબજ ૮) મોટા મેલેકાઇટનાં પથરનાં થાંભળાઓપર ઉભો કીધેલોછે. તે થાંભલા ૮) ફીટ ઊંચા અને ૩૪,૦૦૦) રતલ વજનમાંછે, તેની કીમત ૨૫,૦૦૦) પૌંડની કહેછે. એ ઉપરાંત દેવાલો તથા જમીન ઉપર તરેહ તરેહનાં કીમતી સંગેમરમર ૩૦૦) જાતનાં જડેલાછે. એ મેલિકાઇટનો પથર પ્રીન્સ ડેમીડોફે પોતાની સૈબીરીઆની ખાંણમાંથી ખણી કહડાવીને ઇટલીમાંથી સાફ કરાવી મંગાવી શેહેનશાહને ભેટ કીધો હતો, અને તેની કીમત દશ લાખ રૂબલની કહેછે. એ દેવલની અંદરનાં દીવાલપરની સબીઓ સઘળી પથરના મોઝેક વરકની રૂથી

આના કારીગીરોની ઘણાં સારાં હુનરથી બનાવેલીછે. એ દેવલમાં ૩) કરોડ રૂપીયાની ઉપરનો ખરચ બેઠોછે એમ કહેછે. એ સઘળો ખરચ તો ફક્ત બાંધવા પાછળ થયોછે પણ એની અંદરનાં ઓલટર ઉપર તદન રૂપાંનાં પતરાં જડેલાં તથા ક્રાઇસ્ટ, મેરી અને બીજા સેંટસની આરસીઓ ઉપર તેનાં કપડાં દાખલ સોના તથા રૂપાનાં પતરાં જડેલાંછે, અને તે ઉપર વળી અમુલ્ય ઝવેરાત પણ મુકેલુંછે તેની કીમત કશી થઇ શકે નહીં; કોઇ હીરા તો એ આની કરતાં મોટાછે, અને તે શીવાય બીજું ઘણું જોવા લાયકછે જેની કાંઇપણ રીતે હમો તારીફ કરવાને શકતીવાન નથી. એ દેવલ દેખાડનાર ભોમીઆનાં કેહેવા મુજબ અહીંયાં સૌથી સસતામાં સસતી ચીજમા સંગેમરમર કામે લાગેલોછે. એ દેવલ સને ૧૮૧૯ માં બાંધવા શરૂ કીધું હતું તે ૧૮૫૯ માં પુરૂ થયું. એનો પાયો પોચી પાણીવાળી જગ્યામાં ૨૧) ફીટ ઊંડો લાકડાંનો થર કરીને બાંધેલોછે, તે ઉપર બે લાખ પૌંડ ખરચ બેઠો હતો, અને પછી પાયો બેસી ગયો, તે વધારે નહીં બેસે તેવી નેમથી બીજા ટેકાઓ નદીની બાજુપરથી આપેલાછે.

એ જોઇને પછી કાઝાન કેઠેડ્રલ (Kazanski Sobor)જોવા ગયા, જે અહીંનાં સૌથી સરસ મોહોલો નેવેશકી પરોશપેકટમાં આવેલુંછે, અને બાહારની બે બાજુઓ પરથી રોમ શેહેરનું દેવલ સેંટ પીટરને મલતું આવેછે. એનો પાયો સને ૧૮૦૨ માં નાંખ્યો હતો અને તે સને ૧૮૧૧ માં તૈયાર થયું હતું તથા તે ઉપર ૬,૦૦,૦૦૦) પૌંડ બેઠા હતા. એ દેવલ ૨૩૮) ફીટ લાંબું, ૧૮૨) ફીટ પોહોળું અને મીનારો ૨૮૦) ફીટ ઊંચોછે. એનો બાહારનો દેખાવ એની બાજુઓપર વાંકા ઓટલા જેવા સ્થંભો "કોલોનેડસ" બાંધેલાછે તેથી અરધા ચાંદનાં જેવો લાગેછે. એની અંદરનો ભાગ ૩૫) ફીટ ઊંચા, ફીનલાન્ડ ગ્રેનાઇટનાં ૫૬) થાંભા (આખા પથરનાં)થી બે બાજુથી ભરી નાંખ્યો છે. તેનાં મથાળાં તથા તળીયાંમાં બ્રાંનઝ પર સોનાનો ઘોલ કીવેલાં પતરાં જડેલાંછે. રૂશીઅન બોલીમાં એ આલટરવાલા ઓરડાને ઇકોનોશટોશ (Ikonostos) કરી કહેછે. ઓલટર તદન રૂપાનાં પતરાંનો બનાવેલોછે તથા તેની ફરતી રેલીંગનાં કટેરા પણ રૂપાનાંછે. જયારે નેપોલીયન બોનાપાર્ટે માસ્કો શેહેર લુટ્યું ત્યારે તે ત્યાંનાં દેવલોમાંથી વગર ગણત્રીનું ઝવેરાત કાહાડી લઇ ચાલતો થયો; પણ પાછલથી રસતામાં બરફ પડવાથી તેનાં લશ્કરનો ઘણોખરો ભાગ મરી ગયો અને તે વખતે રૂશીઅન લશ્કરે તેમનો ડુંબાલો પકડી ખુબ માર્યો ત્યારે એ સઘળું રૂપું રૂશીઅન લશ્કરનાં ડોનકોસકેસોને પાછું હાથ આવ્યું, અને તેઓએ આએ દેવલમાં પોતાની જીતની ખુશાલીમાં તે આપી દીધું તેથી એ ઓલટર તથા તેનાં કટેરા વટીક રૂપાનાં બનાવેલાછે. એ ઓલટરનાં બારણાંપર પાક પરવરદેગારનું નામ તદન ખરા હીરાનું બનાવેલુંછે, અને તેની આસપાસ સોનેરી ગીલીટનાં કીરણો બનાવેલાંછે જેને ક્રીસ્ચીઅન લોકો ગલોરી (Glory) ને નામે ઓલખેછે. એની અંદર વરજીન મેરીની સબીછે જે કાજાન ગામથી સને ૧૫૭૧ નાં શાલમાં રૂશીઅનો લાવ્યા હતા, અને તે અહીં સને ૧૮૨૧ માં મુકી હતી, તેથી એ દેવલને એનું નામ આપ્યુંછે. એ સબીપર તદન સોનું મઢી લીધુલુંછે અને તેની ઉપરનાં ઝવેરાતની કીમત પૌંડ ૧૫૦૦૦) ની ગણાયછે. એનાં ઓલટરનાં પડદા (ગ્રીક મતભેદનાં દેવલોમાં ઓલટરની આગલ ઘણાં મોટા ધાતુનાં ગીલીટ કીવેલા નકશીદાર પડદા ભરી મુકેછે અને તેની વચમાં બારણું રાખેછે, તે જયારે પાદરી

ભણવાની ક્રીયા કરેછે ત્યારેજ ઉઘાડેછે) નાં બારણાં આગલ ચાર ઘણી મોટી તદન રૂપાની સમેદાનીઓ (કેનડીલાસ્રા) મુકેલીછે. શેહેનશાહની ભણવાની જગાની જમીન રંગીન સંગેમરમરની તથા સીડીનાં ટપા સઘલા "જાસ્પર" કરીને ઘણો કીમતી પથર આવેછે તેનાં બનાવેલાછે. એ દેવલમાં રૂશીઅનોએ ફ્રાંન્સ, તરકી, ઇરાંન તથા બીજા દેશોનાં જીતેલા વાવટા ઘણાં ટાંગેલાછે તથા રૂશીઅનોએ જીતેલા કીલાઓ જેવાકે હેમર્બગ, લીપઝીક, ડ્રેસડન, રીહ્મસ, બરીડા અને ઉટરેચની મોટી મોટી કુંચીઓ થાંભલાઓપર ટાંગેલીછે. એ દેવલ નેપોલીયનને રૂશીઅનો જીત્યા તેની યાદગારીમાં બાંધેલું છે, અને એની સાંમેનાં ચોકમાં તે વખતનાં બે જાણીતાતથા વખાણાયલા શખસો કુતુઝોફ સાનસલીસક (Kutuzof Sanslewsk) અને જેનરલ બારકલેડીટાલીનાં પુતળાંઓ મુકેલાંછે. રૂશીઅન લોકોમાં ઓરતો શું પણ મરદો વટીક ધરમપર ઘણાં આંધળાંપણાં સાથે ચુસતછે. અહીંયાં રસતે રસતે નાધળાં દેવલો બાંધેલાંછે, અને લોકો રસતે ચાલતા ત્યાં જઇને ક્રાસની નીશાની કરી પાખ પાણી મુકેલું હોયછે તેમાંથી બે ચાર ગોટ પીયેછે. (બીજા ક્રીશચીઅન લોકો ફકત એ પાણીથી ક્રોસની નીશાની કરેછે) તથા અંદર ભણવા જાયછે તો દરેકજણ એક નાધળી મીણબતી બારણાં આગલથી વેચાતી લેયછે, અને તે અંદર રાખેલા કેનડેલેબ્રામાં બળતી ઓસેછે, તથા પછી ગુડણમંડીએ પડી માથું ભોંય સુધી નીચું કરીને વળી ઉઠી ક્રાસની નોશાન કરતો થોડું આગલ ચાલી વળી તેમ કરતો છેક ભણવાની જગ્યા (Shrine) આગલ જાયછે, અને થોડું ભણીને પાછું પાછલા પગે ચાલતો ચાલતો (કીબલાં તરફજ મોહોડું રાખીને) બાહાર નીકળેછે. રૂશીઅનોનાં ધરમને રૂસોઓક ચર્ચ કરી કહેછે. (જો કે એ લોકો પણ ક્રીસ્ચીઅનછે તોપણ જુદોજ પંથછે) એ લોકોમાં બતી બાલવાની ઘણી ક્રીયાછે, અને કોઇપણ સારા અવસરને લગતું કામ જેવું કે લગન, અદરાવું, મરણ ઇત્યાદી બતી વગર કરતા નથી. આતશ એ લોકોનાં ધારવા મુજબ પાખ રૂહ (Holy spirit) નો કીબલોછે, અને તેથી ગ્રીક દેવલોમાં બતી વગર ક્રીયા કરતા નથી, તથા ભણવામાં કાંઈ પણ જાતનું વાજીંત્ર કામમાં લેતા નથી, અને સેંટસ શું પણ ક્રાઇસ્ટનાં અને મેરીનાં પુતળાંઓ પણ મુકતા નથી. ફકત તેઓની સબીઓ મુકેછે. એ ધરમનાં પાદરીઓ બે જાતનાંછે. સફેદ અને કાળા પાદરી, તેમાં સફેદ પરણી શકેછે પણ કાળા જેમાંથીજ બીશપો ચુંટી કહાડેછે તેઓથી પરણાતું નથી. એ લોકો રોમન કોઠોલીક ધરમનાં વડા પોપને માનતા નથી, પણ તેઓની ક્રીયા ઘણીખરી રોમન કાઠોલીકની ક્રીયાને મલતી આવેછે. સફેદ પાદરીઓને પરણવાની ફરજ પાડેછે અને તે પરણે ત્યાં લગીન તેને ક્રીયા કરવા દેતા નથી ; પણ તેની ઓરત મરી ગયા પછી ગમે તો તે પાછો નહીં પરણે તો કાંઇ નહીં. એ લોકો પુતળાં મુકતા નથી તે સારૂં બાઇબલમાં લખેલું બતાવેછે કે "Thou shalt not make unto thyself any graven images" કોઇ પણ કોતરેલી મુરતીને માનવું નહીં, તેથી પુતળાંને બદલે સબીઓ મુકીને તેની સાંમે ભણેછે. એ લોકોનાં તેહેવારનાં દીવસો એક વરસમાં ૧૦૦) ઉપર આવેછે તેથી છાકટપણું ગરીબ માણસોમાં ઘણું વધી પડેલું છે અને કામકાજમાં ઘણી અડચણો ભોગવવી પડેછે. એ લોકોનાં દેવલમાં બેસવાને જગ્યા હોતી નથી પણ શેહેનશાહથી અદના સુધી ઉભા રહીને ઇઆ ગુડણ મંડીએ ભોયપર પડીને ભણેછે. આતવારનો દીવસ એ લોકો અંગ્રેજોની માફક રોજગાર બંધ રાખીને પાળતા નથી,

પણ દેવલમાં જવાનાં દીવસ દાખલ ગણેછે અને ભણવાના વખત સુદ્ધાંજ દુકાનો બંધ રાખી આખો દીવસ અઠવાડીયાનાં બીજા દીવસોની માફક ખોલ્લી રાખેછે. એ લોકોમાં મરણ પામેછે તે સઘળાંને ગોરસ્થાનમાં ડાટવા આગમજ એક દેવલમાં લાવી એકઠાં કરેછે, અને ત્યાં જેટલાં મુરદાં હોય તેમને સારૂં એકજ બંદગી કરેછે. પછી કોફીન ઉઘાડી તે લોકોનાં સગાંવાહાલાંઓ તેઓને મોહોડાં પર ચુમી લેછે. કોઇ મુરદાં તો ઘણાં દીવસો રાખ્યાથી કાળાં તથા અસ્માની રંગનાં થઇ જવા ઉપરાંત વાસ પણ મારેછે, તોપણ તેને ચુમી લેવાની ખરાબ રસમછે.

હમો કેઆન કેઠીડ્રલ જોઇને પછી હરમીટિજ કરીને મ્યુઝીયમ તથા પીકચર ગેલરી સારૂં એક ઘણો મોટો મેહેલ શેહેનશાહનાં "વીનટર પેલેશ"ની પાસે તેનેજ લગતો બાંધેલોછે તે જોવા ગયા હતા. સને ૧૭૬૫ નાં શાલમાં કેટરાઇન ધી ગ્રેટ કરીને અહીંયાંની શેહેનશાહબાનું હતી તેણી રાજને લગતાં કામકાજથી જરા વીસામો લેવા સારૂં એક નાધણું નંખુ રોકું ઘેર વીનટર પેલેશમાં બાંધી તેમાં પોતાની એકઠી કીધેલી ચીજો મુકીને તે જગ્યાપર હમેશાં જઇને એકાંતવાસો લેતી, તથા ફીલસુફો અને ભણેલા માણસો સાથે તકરારો ચલાવતી હતી તેથી તેનું નામ હરમીટિજ કરીને આપેલુંછે; પણ તે ભાંગી નાંખીને ત્યાં ઘણોજ ગંજાવર તથા કીમતી મેહેલ બાંધીને તેમાં અતીઘણાં નવાઇની તથા કીમતી ચીજોનું મ્યુઝીયમ બનાવ્યુંછે. એ હમણાંનો મેહેલ સને ૧૮૪૦—૫૦ સુધીમાં બાંધી તૈયાર કર્યો, તે એટલી તો રોણકદાર ઢપપર બાંધેલોછે અને તેની બાંધણીમાં એવી તો કીમતી ચીજો લીધીછે કે તેની બરાબરી આખા યુરોપમાંનો સૌથી સરસ મેહેલથી ભાગ્યેજ કરી શકશે. તે ૫૧૫) ફીટ લાંબો અને ૩૭૫) ફીટ પોહોળોછે, અને તેના પોરટીકોમાં થાંભળાને બદલે આખા પથરનાં ગંજાવર પુતળાં ૨૨) ફીટ ઉંચા સારી કારીગીરીનાં બનાવીને મુકેલાંછે, તથા એની દીવાલોમાં ગોખલાઓ કરી તેમાં પણ વખણાયલા ચીતારા અને કોતરનારાઓનાં બનાવેલાં પુતળાં મુકેલાંછે. એનાં દીવાનખાનાનું છાપરૂં ૧૬) મોટા આખા પથરનાં ઘણાંજ ઊંચા ફીનલાંન્ડની ગ્રેનાઇટનાં થાંભળાપર મુકેલુંછે, અને તે થાંભળાઓનાં મથાળાં સફેદ કરારા સંગેમરમરનાં બનાવેલાંછે. એનો દાદર ઘણોજ ભભકદાર અને ત્રણ ટપા સુધીનો સીધો અને સીધોજ તદન સંગેમરમરનો બનાવેલોછે. એની બાજુપરની ચુનાની દીવાલ એવી તો સરસ પાલીશ કરીને રંગેલીછે કે તે પણ જાણે સંગેમરમરનીજ બનાવેલી હોય તેવી દીસેછે, તથા આરસીની માફક ચળકેછે અને તે સીડીની ઉપર ૨૦) બીજા પીલા ગ્રેનાઇટનાં આખા પથરનાં થાંભળાઓ મુકેલાછે, તથા તેઓની વચમે ૧૬) મોટાં પુતળાં ઉસ્તાદોને હાથનાં બનાવેલાં ગોઠવેલાંછે, તથા તે સીડીની સાંમેનાં બારણાં આગલ બે ઘણાંજ સરસ વાયોલેટ રંગનાં જાશપરનાં કેનડેલેબરા મુકેલાછે તેથી એ બાજુનો દેખાવ ઘણોજ ભપકાભરેલો લાગેછે. એ ઇમારતનાં ઓરડા (જે મોટાં મોટાં દીવાંનખાનાંછે) તેનાં પણ થાંભળાઓ જાત જાતનાં રંગીન ગ્રેનાઇટનાં કીધેલાછે. એમાંની પીકચર ગેલેરીમાનાં પીકચરો ઘણાં સરસ અને વખણાયલા ઉસ્તાદોને હાથનાં બનાવેલાં મોટી મોટી કીમતો આપીને રાખેલાંછે. એમાંનું વાલપોલ (Walpole) કલેકશન સને ૧૭૭૯ નાં શાલમાં ૩૫,૦૦૦) પોંડ આપીને ઇંગ્લંડમાંથી ખરીદયું અને ફ્રાંન્સમાંથી Chioseul ગેલેરીનાં ૧૧) પીકચરો ૧,૦૭,૯૦૪)

લીલ્લ આપીને લીધાં હતાં, તથા માલમેશન કલેકશનનાં (જે શાહનશાહબાનું જોશીફાઇન નેપોલીયનની બાનુએ ઉભું કીધું તેમાંનાં) ૩૮) પીકચરો ૯,૪૦,૦૦૦) ફ્રાંક વેચાતાં લીધાં હતાં; રાફ્ફાએલનું એક આઠ ઇંચ મોટું પીકચર ૧,૩૦,૦૦૦) રૂબલે વેચાતું લીધું હતું, તથા એ મુજબ ઘણાં કલેકશનો મોટી કીમતો આપી ખરીદી એવાં ૪,૦૦૦) પીકચરોમાંથી ૧,૭૪૦) પીકચરો ટારવી કરીને અહીંયાં મુકેલાંછે, તેમાં સ્પેનીશ, ફ્લેમીશ, ડચ, જરમન, ફ્રેંન્ચ, ઇટાલીઅન, અંગ્રેજ, રૂશીઅન, સઘળી જગ્યાના ઉસ્તાદોના ચીતારો જુદા જુદા ઓરડાઓમાં મુકેલાંછે, અને એવાં પીકચરોનાં ૩૪) ઉપર ઓરડા ભરેલાછે. એ ઉપરાંત ત્યાંનાં બાવળાં ઉસ્તાદોને હાથનાં બનાવેલાં તથા જાત જાતનાં ઉંચી કીમતોનાં પથરોનાં વાસીઝ પણ ઘણાં જોવા લાયકછે. અહીંયાં જુનાં સીકાઓનો પણ સંગ્રહ ઘણો મોટોછે, જેમાં બે લાખ ઉપર નમુનાછે, અને તેમાં મુસલમાંન રાજાઓનાં, તારતરી તરફના, તથા બીજા સીકાઓનો ઘણો મોટો જોઠો, તેમાં કોઇ સીકાઓ કાચનાં (બોખારા શેહેરનાં) લેપીસ લેજુલીનાં તથા આપણાં ઇરાનનાં અસલી પાદશાહોનાં પણ ઘણાંછે. અસલનાં કેમીઓશ (Cameos) (સીલની માફક બનાવેલાં) જુદી જાતનાં વીસ હજારછે. એક ટેબલ ઇટલીનાં પાદશાહે ભેટ આપેલીછે, તેમાં અતીઘણી જાતનાં રંગીન પથરોની તરાંહ ઉપરાંત તેમાં પાણાં તથા માણેકનાં પોતાવો વટીક જડાને ઘણાં સારાં ફુલોની આકરતી કીધેલીછે, અને દુનયામાં એ ટેબલની બરોબર બીજી ગણાતી નથી એમ કહેછે. બીજી એક ટેબલ પથ્થર થઇ ગયલાં (પેટ્રી ફાઇડ) લાકડાંની પાલીશ કરીને બનાવેલીછે, અને તેમાં રંગીન પેટ્રીફાઇડ લાકડાંની તરાંહ કીધેલીછે તેથી જાણે સંગેમરમરનાં રંગીન પથરની બનાવી હોય તેવી લાગેછે. પીટર ધી ગ્રેટની ગેલીરી જે ખાસ વીનટર પાલેસનાં એક ભાગમાં આવેલી પણ હરમીટેજની સાથે જોડાયલીછે, તેમાં એ શાહનશાહને હાથની બનાવતો મુકેલીછે, જે બનાવવાનાં એને વાપરેલાં હથીયારો તથા સાંચાકામ, દુરબીન, ગણીતનાં ઓજારો, ચોપડાઓ, ગાડી તથા સ્ટફ કીધેલા ઘોડા ચાલવાની લાકડી (તેમાં એક લોખંડની પરાઇ જેવી લાકડી પણછે) ઇત્યાદી મુકેલુંછે, જે ઉપરથી તે કેવો ચંચલ તથા મેહેનતું માણસ હતો તે માલમ પડી આવેછે. એ શેહેનશાહ ૬) ફીટ અને ૯) ઇંચ લાંબો હતો, તથા તેને પોતાને હાથે સઘળી ચીજો બનાવવાનો શોખ ઘણો હતો અને જયાંબી જઇયે છીયે ત્યાં એનાં હાથની બનાવેલી ચીજો દેખાડેછે. એ કદાવર હતો તેમ જોરાવર પણ હતો; એની લોખંડની લાકડી આપણને ઉંચકવી ભારી પડેછે પણ તે પોતે સેહેલાઇથી ઉંચકી શકતો હતો. એનું પુતળું બનાવીને એની બેરી (જે પાછલથી પેહેલી કેઠેરાઇનનાં નામથી રાજ ઉપર બેઠી હતી) એ શાટીન ઉપર ભરેલો જબ્બો તેઓનાં તખ્ત ઉપર બેસાડવાની ક્રીયા વખ્તે ભરયો હતો તે પેહેરાવેલોછે. એ ઓરડાની આગલથી બીજો ઓરડોછે તેમાં ઝવેરાતની દાબડીઓનો ઘણો મોટો સંગ્રહ કીધેલોછે. એ ઓરડામાં રોમાનાફ (Romanoff) ફેમાલીને (જે ફેમીલીનો વડો હાલનો શેહેનશાહછે) લગતી ચીજોનો સંગ્રહ કીધેલોછે. દાબડીઓમાં એક દાબડી ઘણાં મોટા હીરાઓ જડેલી તરકીનાં સુલતાને પેહેલા નીકોલસની બેરીને ભેટ આપેલીછે તેમાં પોતાની સખી પાડેલીછે. એ દાબડી ૩ થી ૩॥ ઇંચ જેટલી નાઘળી છતાં તેમાં આખી શાલ મુકીને આપી હતી. એ શાલ કેવી બારીક વણ-

તની તથા ઊંચી હતી તે વીચારી લેવું. એ ઉપરાંત બીજી કબાટોમાં હીરા તથા ઝવેરાતનાં ફુલનાં તોરા, આખા પાનાનો પોપટ, (૧ા થી ૧ ઇંચનાં) હીરા જડેલી પેટીઓ, પ્યાલાં, રકાબી, નાધળી ટેબલો, પાગડીપર પેહેરવાનાં બે કીમતી હીરાનાં મોડ (પ્લુમ્સ) આખા મોતીનાં રાજ હંસ ( Swans ) ઇત્યાદીનો અતીઘણો સંગ્રહ કીધેલોછે, અને એનાં જેવો ઝવેરાતની બાબદમાં બીજે કોઇ સંગ્રહ નથી એમ કહેછે. પોખરાજનો ઘણો કીમતી પથર આપણાં લોકો વીંટીમાં પેહેરેછે તેનો ૧)૪૮ આખા કડકાનો Vase બનાવેલોછે. કેરબાના એક કટકાનો આસરે ૧ા ફીટ મોટો અને ૨)ઇંચ જાડો થાંભળોછે. ગુમ થઇ ગયલું આગળા જમાનાનું રાક્ષસી મેમઠ જાનવરનાં સલંગ હાડકાંમાંથી એક ઓરતનું પુતળું આરશીની ફ્રેમ સુધાં કોતરી કાહાડેલું હતું તે આસરે ૨) ફીટ ઊંચું, ૧ા ફીટ પોહોળું, અને ૬) ઇંચ ઊંડું હશે. હીરા તથા બીજા ઝવેરાતની વીંટીઓ પણ બેસુમાર એક બે કેશોમાં ગોઠવેલી હતી. તેઓમાંનાં કોઇ કોઇ નંગો ઘણાં મોટાં અને કીમતી હતાં. એક વીટીમાં સળી પાડીને તેમાં કાચને બદલે પાવલી જેટલો મોટો હીરો જડેલો હતો. તે ઉપરાંત એક કાળા હીરાની વીટી હતી જે કાળો હીરો હમોએ પેહેલ વેહેલો દીઠોછે. એ હીરાની ઝળક સફેદ ઇઆ બીજા હીરાનાં જેવી નથી પણ ઝાંખોછે. એક આખા પન્નામાંથી એક નાંધણું વાહણ ૧) ઇંચ જાડું રમકડાં જેવું બનાવેલુછે, તેનું ડોલ પણ આસરે ૩) ઇંચ ઊંચું તેપણ એકજ પન્નાનું હતું. ત્રણ મોટાં મોતીનો એક કુતરો આસરે ૩) ઇંચ મોટો બનાવેલોછે. એવું એવું ઘણું બેકીમતી ઝવેરાત તે ઓરડામાં એકઠું કીધેલુંછે. એક ઓરડામાં એક મોરનું ઘડીયાળ મુકેલુંછે, જે તદન સોનેરી ગીલીટનો બનાવેલોછે અને જ્યારે કલાક વાગે ત્યારે મોર નાચે તેમ પુછડી ઉભી કરતો હતો, તે સાથે એક મરઘો પાંખ ફફડાવી બુંમ પાડતો, તથા ઘુવડ ડોળા ફેરવતું, અને એક તીડ ઘાસ ખાતું હોય તેમ દીસતું, એવું સંચાકામથી ચાલતું એ ઘડીયાળ હતું, પણ હાલ તે બંધ પડેલુંછે. એ ઉપરાંત જાત જાતનાં Vases કીમતી પથરનાં પણ ઘણાં મુકેલાંછે, તેમાંનાં કોઇએકની કીમત ૩૦૦૦૦) રૂબલ ઇઆને રૂ ૩૭૫૦૦) કહેછે. એ મ્યુઝીયમનાં હેઠળનાં ભાગમાં તદન સંગેમરમરનાં ચોરસ તથા ગોળ થાંભલાછે, અને તેની અંદરનાં ઓરડામાં અસલનાં ૨૪૦૦)વરસોપર કાલાસમુદ્ર(Black Sea)નાં કીનારાપર ગ્રીક લોકોએ સંસ્થાન. વસાવ્યું હતું તે વખતના કર્ટશ (Kertch) કરીને ગામમાં પાદશાહોની ઘોરો મોટા ડુંગરાની માફક કરી તેમાં તેઓની સાથે તેઓનો સઘળો સામન ઝવેરાત તથા ઘોડા સુધાં દાટતા હતા, તે સને ૧૮૩૧માં રૂશીઅનોએ જીત્યા પછી ઘોરો ઉઘાડી તેમાંનો સઘળો સામન ઉચકી લાવીને અહીંયાં મુકેલોછે, તેથી એક આખું મોટું દીવાનખાનું ભરી નાંખ્યુંછે. તેમાં સોનાનાંતાજો, હારો, પોહોંચીઓ, કપડાપર જડવાનાં ઇઆ ટાકવાનાં શોનાનાં નાધળાં રમકડાં ઇત્યાદી ઘણી સારી કારીગીરીનાં બનાલેલાં આજની બનાવતોને ટકર મારે તેવાંછે. ત્યારપછી બીજી શોધો સરકારની તરફથી કરતાં સને ૧૮૬૬માં એક ધરમ બોધ આપનારી બાઇડીની ઘોર મલી હતી, તેમાંથી પણ અતી ઘણો જવેરાતનો તથા તેનાં કપડાં વટીકનો જથો મળયો હતો, અને રાંધેલી ચીજો તથા ત્રાંબાનાં વાસણો દાતેલાં તે વાસણો તથા તે સાથે સુકો મેવો અકરોટ, બદામ ઇત્યાદી મુકેલું મલ્યું હતું. તે ઉપરાંત કરીમીઆમાંથી પણ એવી એવી જુની જીનસો મળવી તે પણ અહીંયા એ

ઓરડામાં મુકેલીછે. અસલનાં ઇજીપશીઅન, ગ્રીક, રોમન ઇત્યાદીને લગતાં બાંધકામો, પુતલાંઓ, વાઝોસો, ઇત્યાદી લાવી તેનાં જુદા જુદા ઓરડા ભરેલાછે, તથા પોમ્પીઆઇને લગતો સામનનો પણ ઓરડો જુદોછે. એવી એવી જુદી જુદી ચીજોનો સંગ્રહ એટલો તો મોટો છેકે તેની વીગતો લખી શકતા નથી. એ મ્યુઝીયમ આખા યુરોપમાંનાં સૌથી સરસની બરોબરી કરી શકેછે.

એ જોઇને પછી પીટર ધી ગ્રેટનું ઝુંપડું જે સેંટ પીટર્સબર્ગમાં સૌથી પેહેલું બંધાયું હતું તે જોવા ગયા હતા. એ ઝુંપડાંની ઉપર એક બીજું મોટું કાચનું ઘેર બાંધી લીધેલું છેકે તેથી તેનો બંચાવ થાય. સેંટ પીટર્સબર્ગનું શેહેર પેહેલ વેહેલું પીટર ધી ગ્રેટે સને ૧૭૦૩ માં આએ ઝુંપડું બાંધીને પોતાની સાથે થોડાએક ઉમરાવો લાવીને વસાવ્યું હતું. તેની આગમજ અહીં જલ માર્ગ જેવી પોચી જમીન હતી અને થોડાએક માછી મારૂઓ રેહેતા હતા. સને ૧૭૧૦ નાં શાલમાં અહીંયાં પેહેલ વેહેલું ઇટનું ઘેર એની સાથવાળા કાઉનટ ગોલવોકીને બાંધ્યું હતું, તે શેહેર હવે આસરે પોણી બસો વરસે યુરપનાં બીજાં મોટાં શેહેરોની બરોબરી કરી શકેછે, અને એની વસતી દસ લાખ માણસોની કહેછે. એ ઝુંપડું તદન લાકડાનાં સાંતાઓનું બાંધેલું છે, અને છાપરાં ઉપરનાં નળીયાંને બદલે નાધળા નાધળા લાકડાંનાં કટકાઓ જડેલાછે. એને હમેશાં રંગ મારીને તેનો તપાસ ઘણી રાખેછે. એ ઝુંપડું ૫૫) ફીટ લાંબું, અને ૨૦) ફીટ પોહોળું છે, અને તેમાં ત્રણ ઓરડાછે, જેમાં એક આરામ કરવાનો અને બીજો જમવાનો ઓરડોછે, અને ત્રીજામાં બખરચીખાંનું હતું. એમાંનો એક ઓરડો જેમાં તે સુતો હતો તેમાં હાલ દેવલ બાંધ્યુંછે, અને તેમાં પીટર ધી ગ્રેટને ક્રાઇસ્ટની એક ચમત્કારી તસ્વીરે પોલટાવાની લડાઇમાં મદદ કરી જીતાવ્યો હતો તેને મુકેલીછે, જેની માનતા અહીંયાંનું લોક ઘણું કરેછે, અને જેમ વાંદરે મોંનટમેરીને મુંબાઇનાં કેટલાક લોકો રૂપાનાં બનાવેલા હાથ પગ તથા આંખ ચહડાવેછે, તેમ એ સબીને અહીંયાનાં લોકો માનતા કરી જે ભાગ દુખતો હોય તે ભાગ સારો થાયછે તો રૂપાંનો બનાવીને ચહડાવેછે. એનાં બેસવાનાં ઓરડામાં એનું ફરનીચર હજુર જેમનું તેમ રેહેવા દીધેલું છે, જે સઘળું સાદુ અને જુની ઢબનું છે. એ પીટર ધી ગ્રેટનાં હાથની બનાવેલી એક બોટ પણ અહીંયાં તપાસીને રાખેલીછે, તથા એ ઘેર ઉપર સોલજરોનો ચોકી રાખેલીછે. એ જોઇને પીટર ધી ગ્રેટની સમરગાર્ડન નામનો બગીચો જોવા ગયા હતા. એ બાગનો દરવાજો અસલ એક હતો. ત્યાંથી સત્તર વરસનો વાત ઉપર છેલો શેહેનશાહ બાગમાંથી બાહાર નીકળતો હતો તે વખતે તેની ઉપર કોઇએ બંદુક ફોડી હતી પણ તે બચી જવાથી તે દરવાજો બંધ કરીને ત્યાં એક નાધલું સંગેમરમરનું દેવલ બાંધી લીધુંછે, અને તેની આસપાસથી બીજા નવા બે દરવાજા મુકેલાછે. એ બાગમાં કશું જોવા લાયક નથી અને અહીંયાંની રસમ પ્રમાણે સઘળું બીસમાર હાલતમાંછે; પણ તેમાં પીટર ધી ગ્રેટનું સમરહાઉસછે તેને સારી બરદાસથી ફરનીચર સુધાં રેહેવા દીધેલુંછે. તે સને ૧૭૧૧ માં પીટર ધી ગ્રેટે પોતાનાં પરોણાંઓને ઉતારો આપવા સારૂં બાંધ્યું હતું, પણ કાંઇ ઘણું જોવા લાયક નથી.

એ જોઇને પાદશાહી ગાડીખાંનું જોવા ગયા હતા, જેને મ્યુઝીયમ ઓફ ઇમપીરીઅલ કેરીએજીસ કહેછે, અને તે નામ ઘણું બરાબરછે. તેમાં ૫૦) ગાડીઓ ઘણીજ સુંદર બનાવેલી મુકેલીછે, અને કોઈ કોઇને તો પેનલો રૂપાનાં પતરાંનાછે.

એક ગાડીનાં અસ્તરની ફીટાપર હીરા માણેક તથા પન્નાં જડી લીધેલાંછે, અને તે એકજ ગાડીની કીમત દશ લાખ રૂબલનો કહેછે. એટલી મોટી કીમતની ગાડી બીજે કંઈ હમોએ દીઠી નથી. ગાડીઓ પર એ લોકોનો કોટ ઓફ આર્મ્સ ઉપસાવેલાં બરોનઝનો કરી તે ઉપર સોનાની ગીલીટ ચહડાવીને તેમાં ઓટા હીરા જડી લીધેલાછે, તથા પેનલો રૂપાનાં હોયછે તેપર નકશી તથા ઘણુંક ઊંચા ચીત્રકામ પાડેલાંછે. છેલા શેહેનશાહના રાજ્યાભીષક વખતે દશ નવી ગાડીઓ તૈયાર કરાવી હતી તે દરેકપર ૫૦૦૦૦) રૂબલ ખરચ લાગો હતો. એ ગાડીઓ નવી બનાવવાનું કારણ એછે જે પાદશાહી ખાંનદાન હમણાં ઘણું વધી ગયલુંછે, તે સઘળાઓને બેસવાની પાદશાહી તાંકણાઓની વખતે અગવડ પડવાથી બનાવી હતી. એ વાપડવાની ગાડીઓ ઉપરાંત પીટર ધી ગ્રેટની સ્લેડજીસ (આઇસપર દોડવાની ગાડી ૧૨) ઘોડા જોડવાની) તથા એક ઘણીજ જુની એ શેહેનશાહની પોતાનો હાથનો બનાવેલી, જયારે બાહાર દેશ ગયો હશે ત્યાં વાપડી હતી તે છે. તેની બારીને કાચને બદલે અબરખ (માઇકા) જડેલીછે. એ ગાડીઓને લગતાં હારનોસોનાં મોટા દીવાનખાનાં ભરીને મુકયાંછે, તે ૩૦૦) ઘોડા સારૂંછે, તેમાંનાં કોઇ કોઇ હારનીસનો સટ તો ૩૫,૦૦૦) રૂબલની કીમતનાં રૂપાનાં જડાવ સાથે તથા ૧,૦૦૦) ઘોડાવાલાઓ સારૂં પોસાક (Livery) ની કબતો ભરી મુકેલીછે. એક ગાડી હમોએ જોઈ તે ચાલેછે ત્યારે અંદર આરગીન વાગેછે, અને કેટલા માઈલ ચાલી, તે જાણવાનો સંચો ઇઆ ઘડીયાળ પણ મુકેલુંછે. હાલ તે ગાડી ભાગેલી હાલતમાં પડેલીછે. એ સઘળી ગાડીઓ ઘણી જોવા લાયકછે, અને કાંઈ ઘણી ભભકદાર નથી તોપણ પસંદ પડતી ઢબથી બનાવેલીછે. એ ગાડીનાં તબેલાની પાસે શેહેનશાહનાં ઘોડાઓનાં તબેલા છે; જેમાં ૩૦૦) ઘોડા રાખેછે. ગરમીનાં દીવસોપર તેઓને ગામેગામ વેહેંચી નાખેછે. એ ઘોડાની ખાધ ખોરાકનાં ખરચનાં દર શાલ એક લાખ રૂપીયા થાયછે એમ કહેછે.

**તા૦ ૨૫ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં અત્રેનું મોટું બજાર જોવા ગયા હતા. એ જગ્યાને મારકેટ નહીં કહીએ તો ચાલે, ઘણીજ કંગાલ હાલતની ઓટલા રેકી ઓલી ઈમારત છુટે છુટે કીધેલોછે, તેમાં લોકો ગોશ, તરકારી, એવો સઘલું વેચેછે; અને ત્યાં કચરો કીચલ તથા પાણીથી એટલી તો નજીસાત ઉપજેછે કે હમો તે જોઇને અજબ થયા હતા કે આવાં મોટાં શેહેર માટે આવી કંગાલ મારકીટછે. અહીંયાં જીવતી માછલીઓ પાણીની મોટી ટાંકીઓમાં રાખેછે, અને તેમાંથી કાહાડીને આપેછે તેથી હમેશાં તાજી મલેછે. એ જગ્યાપર ગરીબ બેગારીઓને સારૂં ખાવાનું પકાવીને તથા વાસી ચીજો વેચતા હતા, તેમાં વાસ મારતું તથા સુકું કાળું મારી ગયલું ગોશ કોણ જાણે કેટલા દીવસનું હશે, અને બાફેલાં ઇડાં તે પણ કાળાં મારી ગયલાં એવો ખરાબ ખોરાક તે બીમારાઓ ખાતા હતા, જેથી માલમ પડેછે કે અહીંયાંનું લોક ઘણું કંગાલ હોવું જોઇયે. એ જોઇને પછી હમોએ ગઈ કાલે જોયલું સેંટ આઇસેક્ષનાં દેવલમાં આજે આતવાર હોવાથી ત્યાંની બંદગીનું ગાયન સાંભળવા ગયા હતા, જે બાબે હમોએ ઘણી તારીફ સાંભળી હતી અને તેજ મુજબ. હમોએ થોડોક વખત સાંભળયું હતું; પણ હમો સ્ટીમરપર સ્વાર થઇને પીટરહોફ(Peterhoff) જનાર હોવાથી જલદી નીકલીને નદીપર સ્ટીમર તૈયાર હતી તેમાં કલાક ૧૧—૧૫ મીનીટે બેસીને નીકળેલા પીટરહોફ કલાક ૧૨—૪૫ મીનીટે જઈ પુગા

હતા. નદી ઉપરથી ઇમારતોનો દેખાવ ઘણો સારો લાગેછે, પણ એ દેખાવ થોડેક સુધીજ માલમ પડેછે, નદી મુકીકે ફીનલેન્ડના અખાત (Gulf of Finland) માં પેઠા હતા. એ અખાતની બેહુ બાજુપર દુરથી જમીન આવેલી હોવાથી પાણીની છોલોમાં જોર હતું નહીં, અને તેની ઊંડાઈ પણ ૧૦) ફીટની ઉપર નથી, જેને લીધે મોટાં વાહાણો તથા મનવારો સેંટ પીટર્સબર્ગમાં આવી શકતાં નથી, પણ તે અહીંથી વીસ માઇલ દુર ક્રાન્સ્ટાટ (Cronstadt) ટાપુ આગલ થોભેછે. એ ટાપુ પીટરહોફની સામે થોડે દુરછે ત્યાંથી બરોબર વાહાણો દીસેછે. પીટરહોફ કરીને નાંધણું ગાંમડુંછે, ત્યાં રૂશીઆનાં પાદશાહનાં ઉનાલામાં રેહેવાનાં સમરપેલેસો આવેલાછે અને હાલનો શેહેનશાહ પણ ત્યાંજ રહેછે. તે જમીનને રસતે સેંટ પીટર્સબર્ગથી આસરે ૨૧) મૈલ દુરછે. હમો પેહેલાં ત્યાંની "ઇમપીરીઅલ ફેક્ટ્રીક" શેહેનશાહ માટેની બનાવતો જોવા ગયા હતા, જ્યાં ફીનલાન્ડથી કીંમતી પથરો લેપીસલાઝુલી, માલાકાઇટ, ઇત્યાદી લાવીને તેઓને ઘડીને તેમાંથી "વાઝીસ" તથા બીજો સામન શેહેનશાહ સારૂંજ બનાવેછે. એ જગ્યાનો દાદર તદન સફેદ સંગેમરમરનાં પથરનો બાંધેલાછે. પથરો પેહેલાં ફીનલેન્ડથી ભાંજી લાવેછે અને તેને એમનાં એમ જો સાફ કરીને વાઝીસ બનાવેછે તો તેમાં સફેદ તથા આસમાની રંગ ભેળા રંગનો પથર હોવાથી તે કાબરચીતરા રંગનું બનેછે. તેમાં ઘણી મેહેનત નહીં પડવાથી તે સસતી કીમતનાં કેહેવાયછે; પણ અણીત પથરમાં આસ્માની પોપડીઓજ હોયછે તે ચીડી કાહાડી તેનાં મોઝેક વરકનાં વાઝીસ બનાવેછે તો તે ઘણાં કીમતી થાયછે. અમથા ખાલી રફ પથરની કીમત (રતલ ૧) નાં ૫૦) રૂબલ ધયા રૂ ૬૨) કહેછે. પણ તેની પતરી કાહાડીને વાઝીસ બનાવવાનાં કામમાં લેછે, તો પછી દર આંઊંશની કીમત ૫) થી ૧૦) શીલીંગ પડેછે એટલો કીમતી પથર તે ગણાયછે. પથરમાંથી આસ્માની રંગનો પથર કાહડવાને તેને વેહેરેછે, અને આસ્માની પોપડીઓને સરાણ ઉપર ઘસીને સફાઇ આપી તે પોપડીઓ લાખંડનાં વાઝીસ ઉપર પેહેલાં ચોટાડી દેછે, અને પછી તે વાઝને ઘસીને સાફ એવું તો કરેછે કે જાણે એક આખા પથરનું બનાવ્યું હોય તેમ લાગેછે.

તે જોઇને પછી "મારો પોતાનો" કરીને એક નાધળો બંગલોછે તે જોવા ગયા હતા. એ બંગલો મજેની ઢપમાં બાંધેલાછે, અને તેનાં ઓરડા ઘણીજ સરસ રીતનાં સણગારેલાછે. તેમાં અંદર જવાનો દાદર તથા ખડકી પાલોશ કીધેલાં લાકડાંનાં સરસ સણગારેલાંછે, અને માળા પરનું ફરનીચર તથા દીવાલપરની શાટીન તથા જમીનપર ગલીચા ઓરડે ઓરડામાં જુદા જુદા રંગનાંછે, અને બધે ડ્રેસડન શેહેરનાં કોરી કામનાં ઝુમરો તથા વાઝીસ મુકેલાંછે, જેનાં રંગ પણ તે ઓરડાને મલતા લીધેલાછે, તેથી તે ઘણો શોભેછે. એ બંગલો પીટરહોફમાં સૌથી સારો સણગારેલો કેહેવાયછે.

તે જોઇને પછી પીટરહોફ મેહેલ જોવા ગયા, જે ઘણો મોટો અને સણગારેલો પણ સારોછે, તથા તેનાં ઓરડાઓ જે એકમાથી બીજામાં જવાયછે તે હારબંધ હોવાથી તથા તે દરેકમાં જુદા જુદા રંગનું ફરનીચર હોવાથી એક નાકેથી બીજે નાકે સુધી જોતાં ઘણો સરસ દેખાવ લાગેછે. એક ઓરડામાં તદન સબીઓથીજ દીવાલ ભરી નાંખીછે. તે સબીઓ મધ્ય એશીઆનાં લોકોનો જુદા જુદા ગામોની (રૂશીઆનાં હસતક ૫૦) Provinces છે ત્યાંની) ઓરતોની ૮૬૩) જાતની મુકેલી છે, અને તે દરેકને જુદી જુદી પાડવાની ઢપ આપેલીછે, તથા અને તે સઘળી કાંઊન્ટ

શેટારી એકલાગ્મ કડેરાઇન બીજીનાં હોકમથી પાડી હતી, પણ તે લોકોનાં મોહોડાં જોવા પ્રમાંણે મધ્ય એશીઆનાં રેહેવાશીઓને બદલે યુરોપનાં જેવાં માલમ પડેછે; કારણકે મધ્ય એશીઆનાં મંગોલીઅન ટોળીઆંનાં લોકનાં નાંખ ચપટાં તથા આંખો જરા વાંકી ચીનાઓની માફકની આવેછે. પણ આએ સખીઓ તો મજાની ઘાટમની ઓરતો યુરોપખંડને મલતી પાડેલીછે. બીજા ઓરડામાં ચીનાઇ ફરનીચરજ મુકેલુંછે તેથી તેનો દીવાલપર વટીક ચીનાઇ લેકરવેરનાં પદડા જડી લીધેલાછે. ત્રીજો ઓરડો જાપાનીઝ ફરનીચરનો તેનાં જેવોજછે. એક ઓરડો ચીનાઇ રંગીન સટનોછે. તેની દીવાલોપર ચીનાઇ રંગીન પીકચરોનાં કાગજો જડી લીધાંછે. તે ઉપરાંત યુરોપીઅન ફરનીચરનાં જુદા જુદા રંગનાં ઘણાં ઓરડાછે. નાચ કરવાનાં દીવાનખાનામાં તદન સફેદ ફરનીચરછે. તેની દીવાલપર સફેદ સાટીન જડી સોનાનાં ગીલીટનાં પતરાંનાં ફુલની તરાંહ પાડેલીછે તેથી ઘણો શોભેછે. તેની ખુરશી કોચો ઉપર વારનીશ તથા પાલીશ એવી તો સરસછે કે જાણે સફેદ કોરીનું બનાવેલું હોય તેવું લાગેછે. એક ઓરડામાં મોહોડું જોવાની આરસીઓજ ગીલીટની ફરેમોમાં મુકેલીછે, તેથી તે પણ ઘણો સરસ લાગેછે. એક ઓરડો ચીનાઇ પોર્સલેન કોરી કામનોછે, તેની આરસી વટીક પોર્સલેન ઉપર ચીતાર પાડેલીછે તથા દીવાલ ઉપર તે જડી લીધેલીછે. ટેબલ કોચ વગેરે સઘળું પોર્સલેન કામછે. એ પ્રમાણે સઘળું ઘણુંજ સરસ સણગારેલુંછે.

તે જોઇને હરમીટેજ કરીને અખાતનાં કીનારાપર બંગલો બાંધેલોછે તે જોવા ગયા. એ બંગલાનો આસપાસ ચર ખણી લઇને ગમે ત્યારે તેમાં પાણી ભરી નાખવાની યુકતી કીધેલીછે. એ બંગલો કાંઇ ઘણો જોવા લાયક નથી, પણ તેની અંદર બીજી કેથેરાઇને એક ટેબલ ખાવા સારૂં માળા ઉપર મુકેલીછે તેને એવી તાલ કીધીછે કે પોતે તથા દોસ્તો ખાવા બેસે તો વગર માણસે ખાવાનો રકાબી સઘળું બદલી શકાય, અને પોતે છુપી વાત કરે તે કોઇ સાંભળે નહીં તે સારૂં ટેબલની હેઠળનાં ઓરડામાં એક લાકડાંનાં પીંજરાં જેવું બનાવી ઉપરની ટેબલપર રકાબીઓ મુકવાનાં ખાંચા છુટા રાખી તે સાથે દોરી બાંધેલી હોયછે, તેથી ખાવા બેસનાર ધણીને રકાબી બદલવી હોયછે ત્યારે પોતાની આગલનો દોરી ખેંચેછે એટલે ટેબલમાંનો ખાંચાવાલો ભાગ જે છુટો કીધેલો હોયછે તે હેઠળ રકાબી સુધાં ખેંચાઇ જાયછે, અને એક માણસ જે હેઠળનાં ઓરડામાં સઘળું તૈયાર રાખીને હાજર રહેછે તે રકાબી બદલી તેમાં ખાવાનું મુકીને પાછી મુકી દેછે કે પેલા રકાબીવાલા ખાંચાનાં લાકડાંને બીજી ગમથી એક વજન ટાંગેલો દોરી રાખેછે તે વજન નીચે જવાથી રકાબી ઉપર તેની જગામાં ખેંચાઇ જાયછે. એવી મેહેલી પણ સરસ યુકતી કામે લગાડીછે, અને એવી ટેબલ હમોએ પેહેલ વેહેલી જોઇછે.

એ જોઇને પછી મોન પલેશર કરી પીટર ધી ગ્રેટનું એક નાઘળું ઘેર બાંધેલુંછે તે જોવા ગયા. એ ઇમારત જુનીછે અને તેમાં થોડાએક પીકચરો જુનાં મુકેલાછે. અહીંયા એમપ્રેશ એલીઝાબેથે પોતાનાં રાંધવાનાં શોખ સારૂં એક મજેનું નાઘલું બબરચીખાનું બાંધેલુંછે, ત્યાં તેણીની ખુરશી પણ હજુર રાખેલીછે. એ જગ્યાપરથી પીટર ધી ગ્રેટ પોતાનો મનવારોનો કાફલો ક્રાંનસ્ટાડટમાં જોતો હતો એમ૰કહેછે.

એ જોઇને પછી અહીંયાનાં પારકમાં જુદે જુદે ઠેકાણે ફુવારા તરાંહ તરાંહની

ગોઠવણીનાં અતી ઘણાં કીધેલાછે તે જોવા ગયા હતા. એ જગોએ જયાંખી ફરીએ ત્યાં છુટે છુટે એવા ફુવારા મુકેલા હતા. તેમાં સૌથી સરસ સામસન ફાઉનટન કરીને મહેલની સામેછે. એ ફુવારામાં સામસન પેહેલવાનને સીંહને મારતો ઉભો રાખ્યોછે, અને તે સીંહનાં મોહોડામાંથી ૮૦) ફીટ ઉચું પાણી ઉડેછે. એનાથી પાંનસો વાર સુધી લંબાઇમાં બીજા ફુવારા હારબંધ મુકેલાછે, અને તેને છેક નાંકે દરીયો આવેલોછે. બીજી બાજુપર પાણીનાં ધોધો પડતા બનાવ્યાછે તે સારૂં સફેદ સંગેમરમરની ઉચી ઉચી સીડીઓ કીધીછે, અને તેની ઉપરથી એક પરથી એક ઉચાણમાંથી સીડીઓપર થઇને પાણી પડેછે. તે સીડીઓની આસપાસ બીજી સીડીઓ કરીને ત્યાં પણ તેમજ પાણી પડતું કીધુંછે. તે સીડીઓની વચમે કીઆરા જેવા ફુંવારા કરીને તેમાંથી પાણી એવીતો રીતે ઉડેછે કે જાણે કનીરનાં આરકાંઓ કેઆરા ઉપર મુંબાઇમાં લાઇટ કરી મુકીએછે તેવો દેખાવ પાણીથી પડતો દેખાતો હતો. એવા ફુંવારા હારબંધ ગણત્રી વગરનાંછે. એક બાજુપર પાર્કમાં એક ફુંવારો જાણે પીરેમીડ હોય તેમ પાણી ઉડારતો હતો તે સારૂં પાણીની નલીઓનો ઘણો જથો બતાસાનાં પડા રોકો કીધેલો હતો, જેમાંથી પાણી ઉડે તે આબાદ પાણીનો પડો હોય તેમ લાગેછે. એક ફુંવારાને ચકર કરી તેનાં છેડાઓપર કુતરો, બતક અને બીજાં જાનવરો મુકેલાં, તે ફુવારો ઉડે ત્યારે અંદરથી બતક બોલતું હોય અને પછી કુતરો ભોંસતો હોય તેવો અવાજ નીકળેછે. બીજી બાજુએ પાણીના ધોધને સીડીઓ કરી તે ઉપર સોનેરી ધાળનાં પતરાં જડી લીધાંછે, તેથી ચળક ઘણી આપેછે અને તેને ગોલ્ડન કાસકેડ (સોનેરી ધોધ) કહેછે. એક બાજુ તદન થાંભળાઓનું વગર છાપરાંનું ઘેર ઉભું કરી તેની વચમાંથી દર થાંભળે થાંભળે ફુંવારા ઉડેછે. એ મુજબ આખા પાર્કમાં જગે જગે તરાંહ તરાંહનાં ફુંવારા ઉડતા હમોએ જોયા હતા, અને એ ફુંવારા લંડનનાં ક્રીસ્ટલ તથા વરશેલેસનાં ફુંવારાઓની બરોબરી કરી શકે એવાછે. એ જોઇને પછી ત્યાં "આરટીફીશીઅલ લેક" (બનાવટનો સરોવર) બનાવી તેમાં બે નાધળા ટાપુ કીધેલાછે, તે જોયાં હતાં. એ ટાપુ ઉપર જવા સારૂં મજેનાં તરાપા ખુરશીઓની બેઠક સુધાં રાખેલા હતા. તે ઉપર માણસ બેસીને દોરડું ખેંચીને કીનારેથી તે ટાપુનાં ઘેરમાં જઇ શકેછે.

એ જોઇને પછી સાંજનાં કલાક ૪-૧૫ મીનીટે આગગાડીમાં ત્યાંથી બેઠા તે પાછા સેંટ પીટર્સબર્ગ કલાક ૫—૨૫ મીનીટે આવી પુગા હતા. એ આખા રસ્તા ઉપર શોલજરોની છુટી છુટી ચોકી રાખેલી હતી; કારણકે શેહેનશાહ આગગાડીમાં પીટર્સબર્ગ આવજાવ કરેછે તેથી આગગાડીમાં કોઇ તેને હરકત કરવા પામે નહીં. છેલા શેહેનશાહની ગાડીને ઉદાડી મુકવા સારૂં થોડુંકપર કોઇએ લાઇનનો હેઠે ડાઇનેમાઇટ ભરીને તે ઉદાડી હતી ત્યારપછી તપાસ કરવા સારૂં શોલજરોની ચોકી લાઇન આગલ રાખેછે. સેંટ પીટર્સબર્ગમાં આવીને પછી ચરચ ઓફ એશેમપશન જોવા ગયા હતા. એ દેવલ બીજાં દેવલોનાં જેવું ભપકાદાર નથી, પણ ત્યાં છેલી તરકી સાથની લડાઇનાં તથા બીજા દેશોની જીતનાં વાવટા રાખેલાછે, તેમાં અંગ્રેજ સાથની ૧૮૫૪ ની લડાઇમાં અંગ્રેજની (Tiger) ટાઇગર નામની એક બોટ ઓડીસાને કીનારે તોફાણને લીધે ઘસડાઇ આવી તેની ઉપરનો વાવટો રૂશીઅનોએ લીધેલો મુકેલોછે. એ શીવાય બીજો કોઇપણ વાવટો અત્યારસુધી (અંગ્રેજોનો) એ લોકોને સવા-

ધીન થયો નથી એમ કહેછે. હમો એ દેવલ જોવા ગયા ત્યાં તરફીનું એડરીઆ-નોપલ શેહેર રૂશીઆને શરણ થયું તેની કુંચીઓ ઓરવેલીછે. એ હમો જોતા હતા તેટલામાં ત્યાં સાત છોકરાંઓની ક્રીશચીઅનોંગ સેરીમની થતી હતી તે પણ જોઇ હતી, જેમ આપણામાં સુદરો પેહેરાવેછે. તેમ ક્રીશચીઅનોમાં તે ક્રીયા કરી બચ્ચાંઓનાં નામ પાડેછે. અહીંયાં તેની ક્રીયા જુદી રીતની થાયછે. છોકરાં સઘળાં વરસ દહાડાથી અંદરની ઉમરનાં હોયછે, અને તેઓનાં મા બાપ તેઓને હારબંધ હાથમાં ધરીને ઉભાં રહેછે, તથા પાદરી પાણીનું વાસણ જેને ફ્રાનટ કહેછે તેની સાંમે ઉભો રહી કંઇવાર ભણેછે, બાદ છોકરાંઓને પાખ તેલની પીછીથી ક્રાસની નીશાની છાતી, ખભાં, તથા માથાં ઉપર કરેછે, અને વળી પાછો ભણેછે, પછી તે છોકરાઓને વારાફરતી લઇ કપડાં તદન કાહાડી નાંખીને તેઓનાં મોહોડાં ઉપર એક હાથ ધાંકી બીજા હાથે ઊંધાં ધરીને પેલાં વાસણમાં ૩) વખત તદન ડુબતાં બુડારેછે, અને કાંઇ બોલો બોલેછે. પછી તેની માએનાં હાથમાં તરત તેને નુંછી નાખવા આપેછે, અને જેમ સુદરો પેહેરાવેછે તેમ એક જભો કાંઇ ભણીને પેહેરાવેછે. તે જભાના ગલાં આગલ ક્રાસ લટકાવેલો રાખેછે. પછી બધાંને એમ કરી રહયો કે તેનાં મા બાપોને એકના હાથમાં છોકરૂં અને બીજાના હાથમાં બે મીણબતી આપીને પાદરીની સાથે પેલાં પાણીનાં વાસણની આસપાસ ત્રણ ફેરા ભણતાં ભણતાં ફીરાવેછે કે ક્રીયા પુરી થાયછે. પછી તેઓનાં નાંમ પાડેલાંની શરટીફીકેટ તેનાં મા બાપને આપેછે.

એ જોઇને પછી પીટર ધી ગ્રેટનું પુતળું જોવા ગયા. એ પુતળું આઇસેક્ષનાં દેવલની સાંમે નોવા નદીની નજદીકમાં ઘણાજ મોટા એકજ પથરનાં બલોકપર ઘોડે સ્વાર મુકેલુંછે, તે ઘોડો જાણેકે એક પાહાડને નાંકે આવાને એકદમ અચકાવ્યો હોય તેમ બે પગ ઉપર ઉભો કીધોછે; પણ એ બે પાછલા પગ ઉપર ઉભો રાખવાનો બોજો થંભાવવા સારૂં પાછલા પગો તથા પુછડું તદન બટ ધાતુનું બનાવ્યુંછે, અને આગલો ભાગ પોકળ રાખેલોછે, તથા ઘોડાનાં પગ હેઠળ એક સાપ દબાતો હોય તેમ પાડીને તેની સાથે પુછડાંને મેળવી નાંખેલુંછે. તે સાંપ પણ તદન બટ ધાતુનો કરીને તેને પેલા પથર ઉપર જડી લીધેલોછે. તે સાંપની પુછડીમાં ફકત ૧૦,૦૦૦) રતલ ધાતુ ભરીછે. પુતળાંનું વજન આસરે ૧૬) ટણનુંછે, અને પેલો પથર કે જેની ઉપર તે મુકેલુંછે તે ૧,૫૦૦) ટણુ વજનમાંછે. તેને અહીંથી ચાર મૈલ દુર લાખતા કરીને ફીનીશ ગામડુંછે ત્યાંથી ટ્રામવે બાંધી લોખંડનાં દડાઓ ઉપર ગગડાવતા ગગડાવતા લાવ્યા હતા, અને તે ઉપર ૫૦૦) માણસો તથા ઘણાં ઘોડાઓ ૫) અઠવાડીયાં સુધી રોકાયા હતા. તે લાવ્યા ત્યારે ૪૫) ફીટ લાંબો, ૩૦) ફીટ ઊંચો, અને ૨૫) ફીટ પોહોળો હતો, પણ તેને ઘડતાં બે કટકા થઇ જવાથી હાલ તે ૪૩) ફીટ લાંબો, ૧૪) ફીટ ઊંચો, અને ૨૦ ફીટ પોહોળોછે; તથા તેની ઉપરનાં પુતળાંની ઊંચાઇ ૧૭॥ ફીટ છે. એ પુતળું સને ૧૭૮૨ માં કેઠેરાઇન બીજીએ ઉભું કરાવ્યું હતું

એ પછી રાતનાં ખાઇને સેંટ આઇસેકશનાં દેવલમાં આજે આદીતવાર હોવાથી "હીમસ" ગાતા હતા તે સાંભળવા ગયા. એ દેવલ જોકે ઘણું મોટુંછે, તોપણ ત્યાં એટલું તો લોક ઉભેલું હતું કે હમને ચાલવાને જગ્યા પણ મલી ન હતી; ૭) થી ૮) હજાર માણસો આસરે ત્યાં હતું, અને લોકોની આવજાવ ચાલુજ હતી તે તો જુદી. ગાવાનું આર

ગીન વગર ગાયછે, તોપણ તે એટલું તો સરસ હતું કે જાણે આરગીનની સાથેજ ગાતા હોય તેવું લાગતું, તથા લાઇટ કીધાથી સઘળું ઘણું શોભતું દેખાતું. ક્રાઇસ્ટની તથા તેની મા મેરીની સબી- ઓછે, તેની આગલ આવી લોકો તેની સાંમે કેનડલઆમાં મીણબતીઓ સલગાવીને મુકતા, તેમજ બીજા સેંટસની સબી- ઓ ઘણીછે, ત્યાં પણ લોકો તેમજ કરતા હતા; તેમાંની પેહેલી બે સબીઓ આગલની બતીઓનો તો કાંઇ થાગજ મલે નહીં. તે જરાક બલી કે આગલ ઉભેલા માણસો તેને કાહાડી લેતા, અને દરેક જણ આવે તે જાણે આપણે આતશબેહેરામ સુખડ લઇ જતા હોઇયે તેમ મીણબતીઓ લઇને આવતો, અને ક્રાઇસ્ટની તથા બીજી સબીઓની સાંમે ગુડણ મંડીએ પડી ક્રાસની નીશાની કરી સબીનાં હાથ તથા પગ ઉપર ચુમી લેતો હતો.

**તા૦ ૨૬ મી શપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં સેંટ એલેકઝાન્ડર નેવશકીની મોનેસટરી જોવા ગયા હતા. એ મોનેસટરી આખા રૂશીઆમાં વખણાયલીછે, અને એનાં દેવલમાં રૂશીઆનો સૌથી વડો પાદરી રેહેછે. એનાથી મોસ્કોવાલો પાદરીજ ચહડતોછે તથા બીજા બધા બીશપો ઉતરતાછે. એ મોનેસ્ટરી નેવશકી પ્રાશપેકટના એક નાંકે આવેલીછે, અને તે ઘણી મોટી જગ્યા ઘેરેછે. તેમાં દેવલો, બરૂજ, મથાધારી પાદરીઓને રેહેવાનાં ઘરો, તથા ઘોરસ્થાન સઘળું આવેલુંછે. એ જગ્યાપર પીટર ધી ગ્રેટ આગલનાં પાદશાહી ખાનદાનનો એક પ્રીન્સ એલેકઝાન્ડર કરી હતો, જેણે એજ જગ્યા ઉપર સને ૧૨૪૧ માં સ્વીડનનાં એક મોટાં લશકરને હરાવી રૂશીઆ તેને તાબે થતું અટકાવ્યું હતું, તેને સેંટ (Saint) બનાવીને તેનું મુરદું જે બીજી ગમ દાટેલું હતું. તે અહીંયાં લાવી તેની યાદગારીમાં એ દેવલ સને ૧૭૧૨ માં બાંધ્યું હતું. તે વખતે તદન લાકડાંનું હતું, પણ પાછલથી બીજા શેહેનશાહો તેમાં સુધારો કરતા ગયા, અને હમણાં તે તદન પથરનું બની ગયુંછે. એમાં દેવલ ઉપરાંત મથાધારીઓને રેહેવાની જગ્યા પણ કીધીછે. દેવલ સને ૧૭૯૦ માં બંધાયું હતું. તે ઘણું મોટુંછે, અને તેમાં સંગેમરમરનો પથર ઇટલીથી તથા બીજો કીમતી પથર સૈબીરીઆથી લાવીને બાંધ્યુંછે. એ દેવલ અંદરથી ઘણું સણગારેલુછે. એનાં આલટરની બાહારનો પડદો તથા તેની આસપાસ સેંટસની સબી તથા થાંભળાઓ ઉપર વટીક રૂપાંની નકશીપર સોનાની ગીલીટ ચહડાવેલાં પતરાં જડી લીધેલાંછે, અને આરશીઓમાં સબીઓ પર કીમતી જવેરાત જડેલુંછે. સેંટ એલેકઝાન્ડરની ઘોર તદન રૂપાંની ૩,૨૫૦) રતલની બનાવેલીછે. તેની આસપાસ વાવટા તથા બીજો શણગાર રૂપાંનો કરેલોછે. તેમાં મોટાં કદનાં ફરેસતાઓ બુગડું વજાડતા, તથા એ સેંટની જીંદગીનાં અહેવાલની કેટલીએક વીગતો પાડેલીછે. એની ઘોર પડાનાં આકારની ૧૫) ફીટ ઉચી બાંધેલીછે. એ સઘળું તદન સંગીન રૂપાનું બનાવેલુંછે, અને હમો હતા ત્યારે આજે કાંઇ એ લોકોનો મોટો દીવસ હોવાથી હજારો જણ આવી ઘોર ઉપર ચુમી લેતું તથા બતીઓ ચહડાવતું હતું. ઇરાંન દેશથી સને ૧૮૨૯ માં રૂશીઆનાં એક એલચીને તેહેરાનમાં મારી નાંખ્યો હશે તેનાં બદલામાં દંડ દાખલ ઘણીએક કીમતી ચીજો હીંયાં નજર દાખલ મોકલાવી હતી, તેમાં મોતી તથા બીજું જવેરાત હતું તે સઘળું આએ દેવલમાં આપી દીધેલુંછે. તે ઉપરાંત પાદરીની લાકડીઓ ઉપર જવેરાત જડેલુંછે, અને એક લાકડી ( Staff )

તો આખા કેરખાની બનાવેલીછે. અહીંયાં બીજુ ઝવેરાત એટલુ તો છે કે જો તે છુટી છુટી જગ્યાએ હોય તો તેની વખાણ થાય પણ એકઠું હોવાથી કોઇ દરકાર કરતુ નથી. એ મોનસ્ટરી અથવા મઠને લગતુ એક દેવલછે તે તદન સંગેમરમરનુ બાંધેલુ છે. ત્યાં રૂશીઆનાં સઉથી મોટાં ખાંનદાનનાં ઉમરાવોની વોલટસ અને તેઓપર યાદગારી દાખલ નાધળા ઓરડાઓ કાળા સંગેમરમરનાં પથરનાં બાંધી લીધેલાછે; તેમાંની એક ઘોર ઉપર હમોએ નાધળા વાસણમાં ચોખા ભરેલા જોયા જેની ખબર કાહાડતાં માલમ પડેછે કે જયારે કોઇ ધણી મરણ પામેછે તેને દાટેછે તે વખતે તેના ઘોર ઉપર ચોખા તથા સુકો મેવો મુકેછે, અને વારાફરતી તેમાં ઉમેરયા કરેછે. હવે એ જગ્યાપર તેનાં સગાંવાહાલાં પાછલથી તેને સેજદો કરવાને આવે તેઓને તેની યાદીમાં એમાંથી ચોખા તથા મેવો ખાવાની ફરજછે, તેથી મેવો પેહેલાં આવનારાઓ ખાઇ જાયછે પણ કાચા ચોખા ખાવા નહીં ગમે તેથી તે એકુ દાણો ખાયછે અને બાકીનાં પડી રહેછે. એ દેવલમાં દાટવાની જગ્યા સારૂં ઘણી મોટી કીમત આપવી પડેછે, અને એજ લગતુ બાહાર ચોકમાં ઘોરસ્થાનછે ત્યાંબી દાટવા સારૂં મોટી રકમો લોકો આપેછે. અહીંયાં આસરે ૫૦) થી ૬૦) વેરાગવાળા પાદરી રહેછે, અને તેઓમાં ઘણાખરા મોટા ખાંનદાનનાં અને પૈસાવાળાજ હોયછે, જેઓ પોતાની દોલતનો મોટો ભાગ એ મોનેસટરીને આપેછે, તેથી એ ઘણીજ પૈસાવાલી ગણાયછે.

એ જોઇને પછી ગામની જરા દુરથી એક નનરી, જયાં વેરાગ લીધેલી ઓરતોનેજ રાખેછે તે જોવા ગયા હતા. અહીંયાં પણ આજે હજારો લોક ભણવા આવ્યું હતું તેથી હમોથી તે બરાબર જોવાઇ શકાઇ ન હતી. એનુ દેવલ પણ ઘણું સારૂં શીણગારેલુ છે, અને એની અંદરની બંદગીમાં હમોએ પેહેલવેહેલી ઓરતો (નન્સ)ને ગાતાં જોઇ હતી. એ બાઇડીઓ તદન કાળો પોશાક પેહેરેછે, અને ટોપી લાંબી મોટી મુંબઇમાં આરમીનીઆનાં પાદરીઓ પેહેરેછે તે જાતની તદન કાળી પેહેરેછે. એ જોઇને એની પાસેથીજ માસ્કોની ભાગળનો દરવાજોછે તે જોવા ગયા, જે ૧૨) થાંભળાઓપર તદન લોખંડનો બનાવેલોછે (થાંભળા છાપરૂં સુધાં). એ દરવાજો પોલંડની છેલી લડાઇ (સને ૧૮૩૦ નાં બલવાની વખતે) જીત્યા તેની યાદગારીમાં સને ૧૮૩૮ માં બંધાવેલોછે. તે જોઇને તેનેથી થોડે દુર એક મોટું ઘોરસ્થાનછે, તે જોવા ગયા હતાં, જયાંનાં મીનારા કાંઇ જોવા લાયક નથી. એને લગતા દેવલમાં હમો ગયા ત્યારે મુડદાં દાટવાની ક્રીયા થતી હતી. હીંયાનાં ધારા મુજબ બપોરનાં બે વાગા પછી મુડદાં લાવે તે બધાંને એ દેવલમાં એકઠાં કરેછે, અને પછી બીજે દીને સવારનાં ૧૧) વાગે તેઓની ભણવાની ક્રીયા કરેછે તે વખતે હારબંધ તેની પેટીઓ લાકડાનાં પાટલાઓ પર મુકેછે. હમો ગયા ત્યારે ૮) મોટાં માણસો તથા ૬) બચાંઓની કોફીનો (માણસોની વચમાં અને બચ્ચાંની છુટી બેહુ બાજુપર) મુકેલી હતી, અને તેઓનાં સગાંવાહાલાંથી આખુ દેવલ ભરાઇ ગયું હતું, જેઓમાં ઘણાં જણાં છુપાં રડતાં હતાં, તેથી દેખાવ ઘણો ગંભીર લાગતો હતો. એ મરણને લગતી બંદગી ઘણી લાંબી હોવાથી હમો ત્યાં વધતો વાર ઉભા નહીં, પણ ત્યાંનાં ધારા મુજબ બરોબર બપોરનાં પોણા વાગેને બધી કોફીનોનાં ઢાંકણાં ઉઘાડેછે. અને પછી તેમાંનાં મુરદાંને તેનાં સગાંવાહાલાં સઘળાં ચુમી લેછે, અને જે પછી બધાઓને દાટવાને લઇજાયછે, તથા તેઓને છુટાં

છુટાં દોરેછે; પણ બંદગી તો બધાં માટે એકજ કરેછે.

એ જોઇને નાવા ગેટ કરીને બીજી ભાગળછે તે જોઇ હતી. એ ભાગળ તદન તાંબાનાં પતરાં જડી લઇને બાંધેલીછે, અને તે ફ્રેંચની લડાઇ સને ૧૮૧૨માં જીત્યા તેની યાદગારી રાખવા સારૂં બાંધેલીછે. તે ઉપર મોટાં કદનાં પહેરેદાર પુતળાં મુકેલાંછે, તથા ભાગળનાં મથાળાં ઉપર જીતની ગાડી છ ઘોડાનો એજ ધાતુની બનાવીને મુકેલીછે. એ ભાગળ સને ૧૮૩૪ મા બીજા એલેકઝાન્ડરે બંધાવી હતી. એ જોઇને કેથેરાઇન હાફ પારકમાંથી પસાર થયા હતા, તે જોકે મોટોછે પણ તેમાં જોવા લાયક કાંઇ નથી. અહીંયાં તા૦ ૧ લી અને દીને પીટર્શબર્ગનું લોક ઘણું ફરવા નીકલેછે, અને પાર્કની જગ્યામાં ટોલાં બાઝી ઉજાણી જેવી મેજબાનીઓ કરેછે. મોટા ઉમરાવો તથા પાદશાહો વટીક તેવા દીવસોપર પોતાની ગાડીમાં ફરી જાયછે એવો રવેયોછે. એનું કારણ એછેજે વસંત રૂતુ તે દીનથી બેસેછે, તેને જાણે શહેરબાર લેવા જતા હોય તેમ ધારેછે (રૂશીઅનોની પેહેલી તારીખ તે યુરોપનાં બીજાં દેશોનો તેરમી તારીખ સમજવી; કારણ એમનાં દીવશોની ગણત્રીમાં એટલો ફરક રહેલોછે.) એજ પારકમાં કેથેરાઇન હોફનો પેલેશ પણ આવેલોછે તે જોવા ગયા હતા. હીંયા થોડુક ફરનીચર તથા ટેપેસ્ત્રી વર્ક સારો જોવા લાયકછે. એ જોઇને પછી નીકોલો માશકાઇનું દેવલ જોવા ગયા હતા, જેમાં નવાઇ જેવું એ છેકે એકજ ઇમારતમાં એકની ઉપર એક એમ બે જુદાં દેવલો બાંધેલાંછે. તેમાં આખા અંદરનાં ભાગની દેવાલોપર સેંતોની મોટી મોટી આરશીઓ તદન રૂપાંનાં પતરાંનો વગર ગણત્રીનો જડી લીધેલીછે, અને તે દરેકની આગલ એકેકો રૂપાંનો કેનડલાબ્રા મુકેલોછે. એમાં બે આરથી ફ્રાસ રોકી પાંચ આરશીનો એક ફ્રીધેલી તદન સોનાનાં પતરાંનીછે, તથા ક્રાઇસ્ટ અને મેરીની આરશીમાં ઘણી મોટી કીમતનાં હીરા તથા પન્ના તથા માણેક તથા મોતી જડી લીધેલાંછે, તેથી જાણે એ દેવલની દેવાલો તથા થાભલાઓ તદન સોનાં અને જવેરાતનાં હોય તેમ લાગતું હતું.

એ જોઇને પછી અતરેનો વખાણાયલી ફાઉંડલીંગ હોસ્પીટલ ( Foundling Hospital ) જોવા ગયા હતા, જ્યાં ગામનાં લોકો જેઓ પોતાનાં જનમેલાં બચાંઓને પાળી શકતા નથી તેઓની તથા છીનાલવાના બચાંવોનો જાલવણીને વાસ્તેની ગોઠવણ કીધેલીછે, અને તે સારૂં વરસ દાહડે દશ લાખ રૂબલનો ખરચ રાખેલોછે. એ જગ્યામાં હમેશાં ૮૦૦) બચાંઓ રાખેછે, અને તેટલીજ જગ્યા હોવાથી બાકીનાં વધેછે તેઓને દર ત્રણ અઠવાડીયે બાહાર ગામડાંઓમાં મોકલી ત્યાંનાં ગરીબ લોકોને ત્યાં પરવરસી કરવા પગાર આપીને રાખેછે. દરરોજનાં એવાં ૨૫) છોકરાં નવાં આવવાની સરેરાસછે; અને હમો ત્યાં હતા તે વખતે બે વાગેલા હતા, તેટલાંમાં તે દીવસનાં ૧૯) છોકરાં નોધાઇ ચુકેલાં હતાં, અને બે છોકરાંઓને લઇને એક ઓરત તરતજ આવી હતી. એવાં છોકરાંઓને હમેશાં બારણાં આગલ એક ઓરત ઉભી રહેછે તે લઇને એક નાંધળાં પાળણાંમાં મુકેછે, અને જો તે બચાં લાવનારી કાંઇ નામ નીશાન આપેછે તો તે નોંધી લેછે, અને ત્રણ અઠવાડીયાંમાં તે છોકરાંને પાછું માગેછે તો આપેછે. એમ કરવાનું કારણ કે ઓરતો જેઓ નાચાર હાલતમાં હોયછે, તેઓ જનમ આપવાની ઇસ્પીતાલમાં બચાંને જનમ આપેછે તેને ઇસ્પીતાલવાલાઓ પોતાનાં માણસ પાસે જો તે ઓરત ધવડાવી નહીં શકે તો અહીં મોકલી દેછે, અને તેની મા સારી થઇને પાછું માગેછે

તો તેને આપેછે; પણ ત્રણ અઠવાડીયાં પછી તે બચ્ચાંને ગાંમડાંમાં મોકલી દીધા પછી પાછાં આપતા નથી; તેમ જો કોઈ પોતાનાં બચ્ચાંને જરા મોટાં થયલાં અને નામ પાડેલાં મુકી જાયછે તો તેઓને ત્રણ વરસનાં થાય ત્યાં સુધી પાછાં લઈ જવાનો હકછે, પણ ત્યારપછી પાછાં કોઇને આપતા નથી. હવે બચ્ચાં જેવાં આવ્યાં તેને નોધી કપડાં કાહાડીને તે લાવનાર માણસને કપડાં પાછાં આપી દેછે, અને પછી બચ્ચાંને એક ઓરડામાં લઇ જઇને નહવાડી સારાં ગરમ કપડાં પેહેડાવેછે, તથા બાહાર બીજી દુધવાલી ઓરતો આવીને દરરોજ ઘણી જણીઓ ઉભી રહેછે તેમાંથી એકને ૧૦) રૂબલને પગારે ચાકરી રાખી તેને એક બચ્ચું સોંપેછે, પણ જ્યારે બચ્ચાં ઘણાં હોયછે ત્યારે બે બચ્ચાં એક ધવાડનારીને સોંપેછે. તે બચ્ચાંને ધવાડનારી માળા ઉપર લઈ જાયછે, જ્યાં તેને એક સુવાનો કોચ અને બચ્ચાં સારૂં નાધળું પાળણું આપેછે. એ સારૂં ઓરડા ઘણાં મોટા અને સાફ રાખેલાછે, જ્યાં હમોએ એક એક ઓરત બબે બચ્ચાંને એકજ વખતે ધવાડતી જોઈ હતી. એ બે બચ્ચાંવાલી ઓરતોને ખોરાક વધતો મળવા ઉપરાંત બીર રોજ આપેછે કે દુધ વધતું આવે. જો બચ્ચાં અધુરે મહીનાંનાં ( છ અથવા સાતમાં મહીનાંનાં) જનમેલાં હોયછે તો તેનાં પાળણાં તાંબાનાં બનાવીને તેની વચમાં બે પરદા હોયછે તેમાં ગરમ પાણી ભરી રાખેછે, અને અંદરથી ઘણાં ગરમ કપડાં તથા રૂની ગાદીઓ મુકીને તેમાં બરદાશથી રાખેછે, પણ તેમાંથી સેંકડે પચીસ ટકા જીવેછે, અને બીજાં પુરે મ-હીનાંનાં બચ્ચાંઓમાંથી સેંકડે ૨૫) ટકા મરણ પામેછે. તેઓ સારૂં ડાકટર દરરોજ આવેછે. નવાં આવેલાં છોકરાંને બીજેજ દીને સહીએડ મુકેછે, અને ત્રણ અઠવા-ડીયાં સુધી એ ઘેરમાં રાખી તેની ધવા-ડનારી સાથે તેણીનાં ગામડામાં મોકલી દેછે. અને તે ધવાડનારીને આસરે હડી રૂપીયાનો પગાર બચ્ચાંની પરવરસી કરવાને આપેછે. પણ ત્યારપછીની માવજત બરાબર થતી નથી, તેથી તેમાંનાં ૫૦) ટકા બચ્ચાં મરણ પામેછે. એ મુજબ મરતાં મરતાં છેલે ઇસ્પીતાલમાં આવેલાં બચ્ચાંઓમાંનાં ભાયેગે ૨૫) ટકા મોટી ઉમરનાં થાયછે. ગામડાંમાં જેબી બચ્ચું આજારી પડેછે તેને પાછું અહીંયાં લાવીને દવા કરી સારૂં થાયછે ત્યારે પાછું મોકલાવી આપેછે. ધવાડનારી ઓરતો ઉપરાંત દર ઓરડે બીજી ચાર પાંચ ઓરતો એજ જગ્યામાં ઉપરેલીઓને રાખેછે, જેઓ ઉપરનું કામ જેમકે નહવડાવવું, રમાડવું, લાવલઇજવું વગેરે કરેછે, અને બધી રીતે બીચારાં નાવારેસ બચ્ચાંઓની પોતાનાં માબાપો નહી કરે તેવી રીતે જતન કરેછે. આવી ઇસ્પીતાલથી કરીને હજારો બચ્ચાંનો બચાવ થવા ઉપરાંત લોકો પોતાની એબ છુપાવવા સારૂં બચ્ચાંઓને મારી નાંખી ગુનાહમાં ભરાંતાં બચેછે. એ બચ્ચાંઓ દર શાલ ૮૦૦૦) ને આસરે હીંયા આવેછે, તેમાં ૯૦) ટકા છીનાળાંનાં કહેછે. તે મોટાં થયછે ત્યારે લખવા વાંચવા શી-ખવા સારૂં તેમને સરકારી નીશાળોમાં મુકેછે, જયાંથી ગુજરાણ જોગો કોઇ હુન્નર શીખવી અઢાર વરસનાં થાયાછે ત્યારે બા-હાર જવાદેછે. એ મુજબ એ ઇનશટીટયુ-શનને હસ્તક આસરે અરધાથી પોણાં લાખ બચ્ચાંઓ ( મોટાં તથા નાધળાં મલીને) રહેછે. એનો ખરચ પુરો પાડવા સારૂં સરકારે રમવાનાં પાનાં બનાંવી સોંઘે ભાવે વેચવાનો ઇજારો એ ખાતાવા-લાઓને આપેલોછે, જેઓ શીવાય બીજા કોઇથી પાનાં અહીંયા વેચાય નહીં, અથવા બાહાર ગામથી લવાય નહીં, તેથી તેની આવક ઘણી મોટી થાયછે. તે ઉપરાંત સરકાર પોતે પણ સારી મદદ

આપેછે, અને ધરમાતું લોકો પણ નાણાંની રકમો આપીઆ જાયછે, તેથી બધી રીતે એનું કામ વગર અડચણે ચાલેછે. બચાંઓ મરણ પામેછે તેને એક જુદા ઓરડામાં લઇ જઇ તેનું પેત ચીરી તપાસ કરેછે કે શા કારણથી મરણ પામ્યુંછે; પછી તેને સાફ કરીને કપડાં પેહેરાવી નાહાની પેટીમાં મુકી રાખેછે, અને બીજે દીને સવારનાં બધાંઓને દાટવાની જગ્યાએ મોકલાવેછે. હમોએ એવાં છ બચાંઓ મરણ પામેલાં મુકેલાં જોયાં હતાં, જે અધુરે મહીને જનમેલાં ઘણાંજ દુબળાં અને આંખ પણ ઉઘાડી નહીં શકે તેવાં હતાં, તેમાં એકુ બે તો સાડા છ માસનાં છોકરાં છોકરી હતાં, જે ઓમાંથી એકુ બે ભાયગે જીવેછે, અને તેવાં જીવેલાં બે બચાંઓ હમોને વણ મહીનાંની ઉમરનાં (જનમ પછીનાં) બતાવ્યાં હતાં જેઓ સારી તનદરોસ્તીમાં હતાં. એ અધુરે મહીનાનાં બેવી ત્રણ બચાંને એક એક પાળણાંમાં રાખેછે અને તેઓને દરરોજ તોલેછે, જેથી તનદરોસ્તીમાંછે કે નહીં તે માલમ પડેછે અને તેની તપાસ પણ અતીઘણી લેછે. સાત મહીનાનાં બચાંઓમાંથી ૭૫) ટકા મરણ પામેછે એમ કહેછે. અહીંયાં આસરે ૪૦૦) ધવાડનારીઓને રાખેલીછે. રોગીશટ બચાંઓ આવેછે તેને ધવાડતાં નથી કે રખેને ધવાડનારીને તેનું દરદ ઉડે, પણ ગાયનાં દુધપર રાખેછે. જનવાની ઇસ્પીતાલ તથા દાઇનો ધંધો શીખવવાની સ્કુલ પણ એ ફંડમાંથીજ ચલાવેછે. એની ઇમારત ૨૬,૩૨૫) ચોરસવાર જમીન પર ચાર માળની બાંધેલીછે

એ જોઇને પછી એલેક્ઝાનડર સ્તંભ જોવા ગયા, જે "વીનટર પેલેસ"ની સાંમે સને ૧૮૩૨ માં શહેનશાહ પેહેલા એલેક્ઝાનડરની યાદગારી સારૂં ઉભો કીધો હતો. તે એક આખા ગ્રેનાઇટ પથરનો થાંભળો ૮૪) ફીટ ઊંચો, અને તેની ઉપર એક ફરેસ્તો ૧૪) ફીટ ઊંચો છે, જેનાં હાથમાં ૭) ફીટ લાંબો ક્રાસ આપેલોછે. એનો પેડેશટલ પણ એકજ પથરનો ૨૫) ફીટ ઊંચો અને તેટલોજ ચોરસછે, તથા આખા મીનારાની તેનાં મથાળાં સુધીની ઊંચાઇ ૧૫૫) ફીટછે. એનો થંભ જે ૮૪) ફીટ ઊંચોછે તે અસલ ૧૦૨) ફીટ હતો, પણ એની જાડાઇ જે ૧૪) ફીટ ઘેરાવાનીછે તે આટલી ઊંચાઇને બસ નહીં પડે તેથી કાપીને ૮૪) ફીટનો કીધો હતો. એની ઉપરનાં ત્રાંબાંનાં પુતળાં તથા તરાહ કામ તરકીશ તોપો ગાળીને બનાવેલાંછે. એ પથરનાં થાંભળાનું વજન ૪૦૦) ટણ કેહેવાયછે, તે તથા પેડેશટલનો ભાર પીટર્શબર્ગની જમીન જે પાણીવાળીછે તે ખમી નહીં શકે, તેથી તેનો પાયો ૬) મોટા એક ઉપર એક પાયા કરીને કીધેલોછે. એ સ્તંભપર "પેહેલા એલેક્ઝાનડરને રૂશીઆની ઉપકારની યાદગારીનો" કરીને કોતરેલુંછે. આજનાં વખતમાં એવા એકજ પથરનો મોટો મીનારો દુનયામાં એજ ગણાયછે.

એ જોઇને નીકોલસનો મીનારો જોવા ગયા, જે સેંટ આઇશેકશનાં દેવલની નજદીક આવેલોછે. તે પેહેલા નીકોલાસ શેહેનશાહની યાદગારીમાંછે, અને તેનું પુતળું ત્રાંબાંનું ઘોડા ઉપર બેસાડેલુંછે. તેનાં પેડશટલ ઉપર ચાર ખુણે તેની ત્રણ છોકરી તથા બઇરીનાં મોહોડાંનાં પુતળાં આદમી કદનાં ધરમ, દયા, તથા એવાં ચીતારો બનાવીને મુકેલાંછે, અને તેઓની વચમાં બાસરીલીફમાં નીકોલસની જાણીતી બીનાઓ કોતરેલીછે. એ જોઇને બીજી કેથેરાઇન શેહેનશાહબાનુનું મોન્યુમેંટ જોવા ગયા. તે નેવીસકી પ્રાસપેકટવાલા મોહોલામાં મુકેલુંછે. એ એક મોટા પથરની લાદી ઉપર ઉભું રાખેલુંછે, અને તેને સને ૧૮૭૩ માં ખોલું મુકયું

હતું. તે તદન ગ્રાનઝનું બનાવેલું છે તથા તેનાં પેડેસટલપર તેને સલાહ આપનાર નવ જણાંનાં પુતળાં મુકેલાંછે. બધું મળીને એ મીનારો ૪૯) ફીટ ઊંચાઇમાંછે. એ શેહનશાહ બાનુએ રૂશીઆને ઘણું સુધારયું હતું, અને ઘણાં ધરમખાતાંઓ તથા સ્કુલો ઉઘાડી હતી, તેથી તેનું નામ રૂશીઅનો ઘણાં પ્યારથી યાદ કરેછે.

એ જોઇને અતરેનું વખણાયલું મેમઠનું મ્યુઝીયમ જોવા ગયા હતા, જેમાં ઘણી જાત જાતનાં મુવેલાં જાનવરોને (સ્ટફ) દવા ભરીને રાખેલાંછે, પણ તેમાં સૌથી સરસ તો મેમઠશ કરી હજારો વરસ ઉપર થઇ ગયલાં હાથીની જાતનાં પણ હમણાં જેની નસલ નથી તે જાનવરોનાં હાડકાંઓ સૈબીરીઆથી મલેલાં લાવીને મુકેલાંછે તે ઘણાં જોવા લાયકછે. એ જાનવરો હમણાંનાં તેઓની જાતનાં જાનવરોથી અતીઘણાં મોટાં કદનાંછે, અને તેઓ ત્રણ ચાર હજાર વરસોની વાતપર બરફમાં દટાઇ ગયલાં સને ૧૭૯૯ માં મલ્યાં હતાં. તે વખતે તેઓ જાણે તરતનાં મરણ પામેલાં હોય તેવાં બરફમાં આટલાં વરસ રેહેવાથી નીકળ્યાં હતાં, અને તેઓનાં માસનાં વાસથી વરૂઓ તથા કોલાંઓ આવીને ખાતાં હતાં; તેમાંનું મેમઠ એક માછીમારૂએ પેહેલ વેહેલું બરફમાંથી થોડુંક બાહાર નીકળેલું જોયું હતું, તેણે ખબર આપવાથી તેઆનાં ગવરનરે તેની આસપાસનું બરફ ભંજાવી નાંખી બાહાર કાહાડી અતરે મોકલાવ્યું હતું. એ જે ગંજાવર જાનવર હમણાં મલેલું છે તેને બીજાં છુતાં હાડકાંઓ મલેછે, તેની સાથે સરખાવતાં તે હાડકાંવાલા જાનવરો આગલ એ બચું લાગેછે, તોપણ તેની આગલ એક મોટા હાથીને ઘાસ ભરીને ઉભો રાખ્યોછે તે તેની આગલ નાંધણો લાગેછે. એ મેમઠ જે હાથીનેજ મલતો આવેછે તે આસરે ૧૩) ફીટ લંબાઇમાંછે, અને પેલા મોટા હાથી કરતાં ૨) ફીટ ઊંચોછે; તેનાં દાંત જે આગલ નીકળેલાછે તે આસરે ૮॥ ફીટ લાંબાછે, તથા તેની ઉપર થોડુંક ચામડું તથા બાલ વલગી રહેલાછે. બાકીનું જાનવરો ચામડું ખાઇ ગયાં હતાં તેમાનું બચેલું થોરૂ ચામડું પણ ત્યાં મુકેલું છે. તે ઘણુંજ જાડુંછે. એ ઉપરાંત ગેંડાનું હાડપંજર પણ મોટાં કદનું ત્યાં મુકેલું છે. જાનવરોના સંગ્રહ ઉપરાંત જાત જાતનાં નવાઇનાં જનમોનાં બાળકોને સીસાઓમાં ભરી રાખેલાંછે, જેમાં બે માથાનાં, ચાર પગનાં, એકની ઉપર એક ગરદન ઉપરથી વળગેલાં તથા એક બચાંને આખે દીલ મોટા બાલ આવેલા, એવાં એવાં નવાઇનાં ઘણાં જોવા લાયક હતાં. અમેરીકાનાં ઇનિડીયન્સ, તારતારસ, ટેકીટરકોમાન્સ તથા બીજાં ડોકાંઓ સ્પીરીટમાં રાખેલાંછે, તેમાં એક જાતનાં જંગલી માણસો બચપણથી પોતાનાં માથાંને બે પાટીયાં બાંધી લાંબાં કરેછે, તેઓનાં ડોકાં પણ ઘણાં જોવા લાયકછે, જે જાણે અણીદાર હોય તેવું ઉપરથી ઉપસાવેલું હોયછે. એ ઉપરાંત જાત જાતની ધાતુઓનો સંગ્રહ પણ મોટોછે, તેમાં મીટીઓરીક (તારા ખડેછે તેનો) પથર આસરે બે ફીટ સમચોરસ સૈબીરીઆથી મલેલો અહીંયાં મુકેલોછે, જેમાં ઘણોખરો ભાગ લોખંડનો ઉપરાંત ઓલીવાઇન (Olivine) નામની ધાતુ પણ તેમાં ભેલાયલીછે, જે મુજબ એવા બીજા પથરોમાંથી એ ધાતુ મલતી નથી. એ પથર સને ૧૭૪૦ ના શાલમાં મલ્યો હતો.

એ સઘળું જોઇને રાતનાં કલાક ૭–૧૫ મીનીટે આગગાડીમાં બેસીને સેંટ પીટર્સબર્ગ છોડયું હતું. એ પીટર્સબર્ગ શેહેરની વસતી આસરે આઠથી દશ લાખ સુધીની કહેછે. તેનાં રસતા મોટા તથા ઇમારત ઘણી સારીછે તે બાબે આ-

ગલ લખી ચુકા છઇયે. એ શેહેરની અસલ જગ્યા પોચી પાણીવાલી હતી; પણ રૂશીઆના વખાણાયલા શહેનશાહ પીટર ધી ગ્રેટને તે પસંદ પડવાથી તેને વસાવવાની ધારણા કરી અને ૧૭૦૩ માં પોતાનાં બીજાં ગામોમાંથી દર શાલ ચાલીસ હજાર નવાં માણસો બોલાવીને બંધાવ્યું તથા વસાવ્યું હતું, અને તે ઉપર પોતે જાતે તકેદારી રાખતો હતો. એનાં રસતા બનાવવા સારૂં ત્યાં જેબી વાહાણો ઇયા ગાડાંઓ બીજે ગાંમથી સામન લઇને આવે તેઓને થોડો ભાગ પથરો લાવવાની ફરજ પાડતા હતા. અહીંયાં રસતામાં ખબુતરો ઘણાં મલેછે તે બાબે ખબર કાહડતાં માલમ પડયું કે એ પંખેરાંને પાખ ગણેછે તેથી મારતા નથી; પણ મુંબઈનાં વાણીઆઓની માફક તેઓને અનાજ નાંખેછે. એ પાખછે તેનું કારણ કે દુનયાં જયારે પાણીમાં ગરક ગઈ, ત્યારે નોહાને ખબુતરે જમીન દીસવાની ખબર પેહેલી આપી હતી, તથા પવીત્ર આત્મા (હોલી ગોહસ્ત) ને પણ એ પંખેરાંનો આકાર આપેછે તેથીછે. એ ખબુતરોનાં રૂપાંનાં આકારો કરીને દેવલોમાં પણ ટાંગેછે અને શેહેરમાં તો નહીં પણ ગામડાંઓમાં જો કોઇ અણજાણ્યો ધણી ખબુતરને મારે ઇયા હેરાંન કરે તો ત્યાંનાં લોકો ચીડાઇને તેને માર મારેછે. હીંયાં બોટો ભરીને લાકડાં આવેછે તે બોટોને પાછી લઇ જવાનું ઘણું ભારી પડવાથી તેઓને ઘણી હલકી રીતે બનાવેછે, અને હીંયાં લાવીને તેને ભાંજી નાંખી તેનાં લાકડાં જે બીમનાં જેવાં હોયછે તે વેચી નાંખેછે. કોઈ કોઈ તો લાકડાંનાં મોટા ઊંડા ૭) ફીટના તરાપા કરીને લાકડાં તેરવી લાવેછે, અને તે અહીંયાં એમનાંએમ વેચેછે. અહીંયાં કોલસાને બદલે લાકડાંનો ખપ ઘણોછે અને તે સસતાં પણ પડેછે, આગગાડીમાં તથા બીજાં એનજીનોમાં પણ લાકડાં બાલેછે. અહીંયાંનુ લોક નમનતાઈવાલું તેમજ કદાવર તથા ખુબસુરતછે, અને બધાંઓપર તનદ્દરોસ્તીની બક્ષેસ માલમ પડેછે. એ લોકો પોતાનાં ધરમ ઉપર એટલા ચુસ્તછે કે દેવલોમાં મોટી મોટી રકમોનું જવેરાત તથા સોના રૂપાંકામ ભેટ આપેછે, જેથી તેમાં નહીં મનાય એટલું સોનુ રૂપું એકઠું થયલું આપણે નજરે જોઇયેછે, અને તેથી કરીને અતરેની સરકારને એ કીમતી ધાતુ નહીં મલવાથી કાગજનો ચલણ ઘણો ચલાવેછે. સોનાં તથા રૂપાંનું નાણું મલતું નથી તેથી જો આપણે રૂપાંનો એક રૂબલ લેવા માગ્યે છીએ તો તેની કાગજની નોટ ૧) અને ૪૦) દોકડા ઉપર આપવા પડેછે, એટલી તાણ રૂપાં તથા સોનાની પડેછે; પણ હમણાં જરા ધરવ આવ્યાથી એ કાગજની નોટોનો ભાવ જે અતીઘણો પડી ગયલો હતો (દર રૂબલની કીમત અસલ ૨) શીલીંગ ૯) પેન્સ હતી તેનો છેક ૨) શીલીંગ થઇ ગયો એટલો વીશ્વાસ ઉઠી ગયો હતો) પણ હમણાં પાછો જરા વધીને હાલ ૧) રૂબલની કીમત ૨૯) પેની ગણાયછે. અહીંયાંનાં મોહોલાઓમાં અસલ બીડી પીતા લોકોને પોલીસ અટકાવતી હતી, પણ હમણાં તે પીવાની છુટ આપીછે, તોબી મોહોટા લોકોનાં મેહેલો આગલ તથા લાકડાનાં પુલો પર હજુરબી પીવાની મનાઇછે.

**તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૮૧—** આજે સવારનાં ૧૧) વાગે ગઇ કાલનાં ૭) વાગે સેંટ પીટર્શબર્ગથી નીકળેલા મોસ્કો શેહેરમાં આવી પુગા, અને હૉટલ ડુશો (Dusaux) માં ઉતારો લીધો હતો. એ પછી અતરેની વખાણાયલી જગ્યા ક્રેમલીન કરી છે તે જોવા ગયા, જે એક મોટા કીલાની અંદર નાધણું જેવું શેહેર વસેલું છે. એ કીલાની દીવાલ હમણાં આસરે ૭,૨૮૦) ફીટ ઘેરાવામાંછે

અને તેમાં જવાનાં ૫) દરવાજા તથા તેની ઉપર લાંબા પડા રોકા મીનારા કીધેલાછે. એ ક્રેમલીનની બાહાર બીજુ નાધણું જેવું ગામ વસેલુંછે, તેમાં આગલ ચીનાઓ રેહેતા હતા તેથી તેને ચીનઇ શેહેર કહેછે, પણ હમણાં ત્યાં એકુ પણ ચીનો દીસતો નથી. એ ગામમાં જેમ વસતી વધતી ગઇ તેમ તેની દીવાલ આગલ વધારતા ગયાથી હમણાં ઘણું મોટું થઇ ગયુંછે; પણ મારકો શેહેરની વધતી વસતી એ દીવાલ ભરી લીધેલાં ગામની બાહાર ઘણીછે. એ દીવાલની અંદરનાં ગામમાં ઘણીખરી દુકાનો તથા દેવલો આવેલાંછે, અને તેની અંદર બીજી દીવાલ કીલા રોકી ભરીને તેમાં ક્રેમલીન ઘેરી લીધેલુંછે. એ છેલી જગ્યામાં પાદશાહનાં મેહેલો તથા તેને લગતાં ૪) મોટાં દેવલો આવેલાંછે, તથા દારૂખાનું પણ તેમાંજછે. હમો નીકોલેશકી ધયાને નીકોલાસ ગેટને રસતે અંદર ગયા હતા, જેમાં પેસતાં હારબંધ એક ઘણાં મોટા ચોતરાપર એક નાંકેથી બીજા નાંકા સુધી લડાઇઓમાં રૂશીઅનોએ જીતેલી તોપો ગોઠવેલીછે. એ તોપો બધી મલીને ૮૭૫) છે, તેમાં ફ્રેન્ચની ૩૬૫) (નેપોલીયન જયારે પાછો હઠયો તે વખતે લીધેલી), આસ્ત્રીયાની ૧૮૯), પરૂશીઆની ૧૨૩), ઇટલીની ૭૦), નીઆપોલીટનની ૪૦), બેવેરીઆની ૩૪), ડચની ૨૨), સેકસનીની ૧૨), સ્પેનની ૮), પોલંડની ૫), અને બાકીની વેસ્ટફેલીઆ, હેનોવર અને વર્ટેમ્બર્ગની જીતી લીધેલીછે. એ ઉપરાંત રૂશીઆમાં બનાવેલી તોપો બીજી ગમ મુકેલીછે, તેમાં એક તોપ ૪૦) ટણ વજનની સને ૧૫૮૬ માં બનાવેલીછે. તેનાં ગોળા ઘણાં મોટા આસરે ત્રણ ફીટ પરીઘના અને ૪,૩૨૦) રતલ વજનમાંછે. એ તોપોની હારમાં ઇરાન તથા તરકીથી ભેટ મલેલી ત્યાંની બનાવેલી થોડીએક તોપો ગોઠવેલીછે, ત્યાંથી તેનીજ પાસે મેહેલવાલા ઘેરાવામાં આવેલાં દેવલોમાંનો કેથીડ્રલ ઓફ આસમ્પશન જોવા ગયા. અને Uspenski Sobor કરીને હીંયાં ઓલખેછે. એ દેવલમાં રૂશીઆનાં બધા શેહેનશાહોને તખ્ત ઉપર બેસાડવાની ક્રીયા થાયછે, તથા એમાં અસલનાં રૂશીઆનાં વડા પાદરીઓ (Patriarchs) ને દાટેલાછે. એ દેવલ ઘણું જુનું, અને વારાફરતી ફેરફાર કરયા છતાં તેની અસલની ઢપ હજીસુધી રહેલીછે. એમાં છેલો ફેરફાર સને ૧૭૩૭ માં કીધો હતો. એની અંદર ફ્રેન્ચ લોકોએ મારકો લુટયું તેની અગાઉ ઘણું જવેરાત તથા સોના કામ હતું, અને હમણાં પણ એની ઉપરનાં પાંચ ગુંબજો સોનાનાં પતરાનાં જડી લીધેલાંછે. તોપણ અગાઉને વાસતે કહેછે કે ફ્રેંચ લોકોએ આએ દેવલમાંથી ૫) ટણ રૂપું અને ૫) હંડ્રવેટ સોનું કાહાડી લીધું હતું. એ દેવલ કાંઇ ઘણું મોટું નથી, પણ તેની અંદરની બધી દેવાલો ઉપર સેંટસ તથા ક્રાઇસ્ટ અને તેની માનાં પીકચરો સોનાં રૂપામાં મઢી લીધેલાં ટાંગેલાંછે, તેમાં વરજીન મેરીનું પીકચર જે ઘણું તલેશમાતી ગણાયછે અને જેને સેંટ લ્યુકે પોતે ચીતારેલું કહેછે, તેની ઉપર જવેરાતનો કાંઇ થાગજ નથી. એની ઉપર એક મોટું અને આબદાર પાણું જડેલુંછે; જેની કીમત એક લાખ રૂપીયાનીછે. તે શીવાય રૂપીયા ૪ાા લાખનું જવેરાત તે ઉપર જડેલુંછે. એ સઘી મીણની બનાવીને રંગેલીછે. એ જવેરાતની ખુબીઓ ઉપરાંત ત્યાં સેંટસની ઘોરો તદન રૂપાંની બનાવેલીછે. સેંટ પીટરની ઘોર (એ ઘણી રૂશીઆનો પેહેલો પેટરીઆરક થઇ ગયો હતો) માં તેનું મુડદું ખોલું ગુઅલુંછે, જેના કપાલ ઉપર તદન જવેરાતનું પાદરીનું તાજ મુકેલુંછે. એક

બીજો સેંટ ફીલીપ કરી મેટ્રાપોલીટન વડો પાદરી થઈ ગયોછે, તેની ઘોર પણ તદન રૂપાંનીછે. એ ધણીને વાસતે કહેછે કે સને ૧૫૬૯ નાં શાલમાં જોન ધી ટેરીબલ (John the terrible) કરીને એક ક્રૂર રૂશીઅન પાદશાહ એ દેવલમાં ભણવાને આવ્યો ત્યારે આએ પાદરીએ તેનાં ઘાટકીપણાં વીશે ટીકા કરીને શીખામણ આપી તેથી તેનાં ખુશામતીઆઓએ તે પાદરીને તખ્તા ઉપરથી હેઠળ ખેંચી કાહાડી તેનાં હોદ્ધાનો પોશાક છીનવી લઈ એક મોનકનો પોશાક પેહેરાવી એ દેવલમાંથી સાવરણીનો માર મારતા ઢીવરની મઠમાં લઈ જઇને તેને ત્યાં મારી નાંખ્યો હતો. એથી કરીને તેને પાછલથી સેંટ બનાવ્યો, અને એની ઉપર પણ ઝવેરાત મઢી લીધેલું છે તથા રૂશીઆનાં શેહેનશાહો વટીક એનાં ઓલાં કપાલ ઉપર ચુમી લેછે; એટલું માન એને હમણાં મલેછે. ઓલટરનાં પડદાની પાછલ મોંટ સેનાઈ (Mount senai) નાં પાહાડનો નમુનો તદન સોનાનો બનાવીને મુકેલોછે (એ પાહાડપરથી જુના કરાર પ્રમાણે યાહુદીઓનો પેગમ્બર મોઝીસને પરવરદેગારે પોતે દસ ફરમાણ આપ્યા હતા) તેમાં ૧૯) રતલ સોનું તથા ૧૯) રતલ રૂપું વાપરેલું છે. એમાં (Host) ને રાખી મુકેછે; બીજાં અગતનાં કાગજો પણ તેમાં રાખી મુકેલાંછે. એની આગલ બાજુપરથી એક સોનાંનું ૮) રતલ વજનનું ખબુતર ટાંગેલું છે. એ દેવલમાં પીટર ધી ગ્રેટની માએ એક બાઇબલ મુકેલીછે, તે ૧૦૦) રતલ વજનમાંછે, અને તેને ઉંચકવા બે માંણસો જોઇયે છે; તેનો ઉપર તદન હીરા તથા પન્નાં જડેલાંછે. એ ઉપરાંત અસલની રેલીક્સ અથવા ઇધાણીઓને સોનાં તથા ઝવેરાતનાં ડબડામાં રાખેલાંછે. તેમાં ક્રાઇસ્ટને મારી નાખેલાં લાકડાંનાં ક્રાસનાં એક ઝીણાં કટકાપર બીજો ક્રાસ કીધેલાછે તે બધું ઝવેરાતથી મઢી લીધેલું છે. ક્રાઇસ્ટને લાલ જભો મસ્કેરી કરવા પાદશાહી પોશાક દાખલ મારવાનો અગાઉ પેહેરાવ્યો હતો, તેનો થોડો ભાગ (ઇરાંનથી લાવેલા કહેછે) જે બીજા ડાકી એને મારી નાંખ્યો હતો તેમાનો એકને સોનાંનાં કેશમાં લટકતો રાખેલોછે, અને તેને ઘણાં માનથી સોનાનાં ચીમટાથી ઉંચકીને હઆને બતાવ્યો હતો; પણ એ સઘળું નહીં માનવા જોગ લાગેછે. સેંટ આનનો હાથ, સેંટ ગરેગરીનું માથું ઇત્યાદી એવું એવું ઘણું અહીંયાં રાખેલું છે, તે સઘળાને ખરૂં માની અહીંયાનાં લોકો તેને અતી ઘણું માન આપેછે.

એ જોઇને એની સાંમે માઇકલનો કેઠીડ્રાલ જેને આરખાનજેલશકી શોબોર ( Arkhangelski Sobor ) કરીને કહેછે તે જોવા ગયા હતા. એ દેવલ સને ૧૫૦૭ માં બાંધ્યું હતું, અને તેને પણ પાછલથી ફેરફાર કરવા કીધું છે. એમાં પીટર ધી ગ્રેટની આગલનાં બધા રૂશીઅન પાદશાહોને દાટેલાછે. તેમાં ૪૫) શાહાજાદા તથા તેઓનાં કુટુંબના આરકાંછે. દરેક કોફીનની ઉપર ઘોર કરીને તે ઉપર તેઓની સબીઓ કોતરેલીછે. એમાં જોન ધી ટેરીબલનો છોકરો, જે તેની પછી ગાદી ઉપર બેઠો હતો, તેને તેનાં મામાએ મારી નાંખી પોતે રાજ લઈ લીધું તેની ઘોરછે, જેમાં તેને ખુલો મુકેલોછે. તેનાં બદન ઉપર જરી કપરૂં ઢાંકી લઇને તેનું કપાળ ઓલું રાખેલું છે. એ ધણીને સેંટ બનાવી દીધોછે અને તેનાં કપાળ ઉપર લોકો ચુમી લેછે. જયારે નેપોલીયને મારકો લીધું ત્યારે એ દેવલમાં વખાર કીધી હતી, અને ત્યાં લોકો વાઇન પીને છાકટા બનતા હતા, તે વખતે એ મુડદાંને તેની રૂપાંની ઘોરમાંથી બાહાર કાહાડીને જમીન ઉપર ઓલું નાખી દીધું હતું, તેને એક પાદરીએ છુપાવી નેપોલીયન પાછો ગયો

ત્યારે પાછી બીજી ઘોર બનાવી તેમાં મુકેલું છે. બીજા પાદશાહોની ઘોરો સાદીછે. એ દેવલમાં આગલ ઘણી રૂપાંની ઘોરો હતી, પણ તે સઘળો નેપોલીયન ઉએડી લઇ ગયો હતો. એ દેવલમાં સેંટ માઇકલની સબી ૮) ફીટનીછે, અને તે ઉપર તદન સોનું મઢી લીધેલું છે, તથા બીજા ઘણાં સેંટ્સની મોટી મોટી સબીઓ તેમજ આલટરનાં થાંભળાઓ ઉપર પણ રૂપું જડી લીધું છે. એક આરસીમાં જોન ધી બાપ્ટીસ્ટ જેને ક્રાઇસ્ટને બેપટીઝમ આપ્યું હતું તેનું લોહીનું ટીપું એક કાચમાં મુકેલું છે, અને તેની આસપાસ હીરાનો તારો કીધેલોછે. એ દેવલને લગતો ભણવાનો સામન ઘણો કીમતીછે. માઇટરોપર ઘણાં મોટી શાઇઝનાં જેબદાર પાનાંઓ જડેલાંછે. ગોશપલની ચોપડી જુનીછે તેને સોનાનાં કેશમાં મુકીને તેપર ઝવેરાત જડી લીધાંછે. જોન ધી ટેરીબલનો આપેલો એક ક્રાસછે તે ઉપર ઘણાં મોટાં કદનાં મોતી જડેલાંછે, અને તે ઉપરનું પાનું એક ઇંચનો તીજો ભાગ જાડું છે, એનાં એોલટરનાં પડદા ઉપર સોનું જડી લીધું છે તથા આખા ઓરડામાં ઓઇલપેનટીંગસનો તો કાંઇ થાગજ નથી.

એ જોઇને પછી એનનશીએશનનો કેથીડ્રાલ જેને બલેગોવેશચેનશકી શોબોર (Blagovestchenski Sobor) કરીને કહેછે તે જોવા ગયા હતા. એ દેવલમાં શેહેનશાહનાં ખાનદાનના પ્રીન્સોને બેપટીઝમ આપવાની તથા લગનની ક્રીયા થાયછે. એ સને ૧૫૪૭ માં બાંધ્યું હતું. એ દેવલની અંદરનાં ભાગની જમીન "જાશપર" તથા "એગટ" કરીને ઘણાં કીમતી પથરો જે ઇરાંનનાં શાહે ભેટ મોકલ્યાં હતાં તેની બનાવેલીછે. એનાં એોલટરનાં પડદાની બાહાર એક શેનટની ૧૦ થી ૧૨ ફીટની શબી ઉપર એક વેપારીએ ૬૪૮) રતલ રૂપું જડાવી લીધુંછે. એ દેવલમાં પણ જુની અલામતો જેવું કે ક્રાઇસ્ટનું લોહીનું ટીપું, ક્રાઇસ્ટને બાંધી મારયો તે લાકડી, એને સરકો પાયો તે નીચવવા વાપરેલાં વાદલાંનો કટકો, અને કાંટાનું તાજ પેહેરાવ્યું હતું તેનો થોડોક ભાગ, એવું એવું ઘણું સોનાં તથા રૂપાં અને ઝવેરાત વગર ગણતરીની કીમતનામા ઘાંકી રાખેલુંછે, જે લોકોમાં વહેચાઇ ગયલું હોયતો રૂશીઆની રૈયતને ઘણું સારૂં થાય, પણ આએ પ્રમાણે બંધ હોવાથી તથા ગરાબો પોતે એકઠું કરવાને બદલે દેવલોમાં સેંટસની આરશીઓ ઉપર રૂપું ચહડાવેછે તેથી ઘણી નકારી હાલતમાં રેહેછે.

હમો એ દેવલ જોઇને ત્યાંનો વખણાયલો ઘાંટ (એને Tsar Kolokol ઇયાને ઘાંટોનો પાદશાહ કહેછે) જે આજે દુન્યામાં સૌથી મોટો ગણાયછે,તે જોવા ગયા હતા. મોસ્કોમાં સૌથી પેહેલો મોટો ઘાંટ સને ૧૫૫૩માં બનાવ્યો હતો, તે ૩૬,૦૦૦) રતલ વજનમાં હતો, પણ તે આગ લાગાને લીધે રદ થઇ જવાથી પાછો સને ૧૬૫૪ માં બનાવ્યો તે વખતે ૨,૮૮,૦૦૦) રતલ વજનનો કીધો, પણ ત્યારપછી આ છેલો ઘાંટ જુનો ઘાંટ ભાગી જવાથી સને ૧૭૩૩ માં શેહેનશાહબાનુ એનીએ ફરીથી બનાવ્યો હતો. તે વખતે મોસ્કોની ઓરતોએ પોતાની જણસ વઠીક તેની ધાતુમાં વધારો કરવાને નાંખવાથી બરડ (Brittle) થયો હશે, તેથી કોઇનાં કેહેવા મુજબ એનાં હથોડાનાં જોશથી ઇયા કોઇનાં કેહેવા મુજબ એના ઉપર એક ભારવટીયો પડવાથી તેનો એક કટકો ભાગીને જમીનમાં દટાઇ જવાથી તે રદ પડયો હતો. એ ઘાંટને લાકડાંનો માંચડો કરી ટાંગેલો હતો, તેમાંથી પડીને સને ૧૭૩૭ માં ભાગી પડયો હતો, ત્યારપૈછી સને ૧૮૩૬ માં એ ઘાંટને સારૂં એક પલેટફોર્મ બાંધીને તે ઉપર મુકયો હતો તે હજુ પડ-

લોછે. એ ઘાંટનુ વજન ૪,૪૪,૦૦૦) રતલછે, અને એની ઊંચાઇ એનાં મથાળાં પર એક દડા ઉપર ક્રાસછે ત્યાંસુધી ૨૬૧ ફીટછે, તથા એનો ઘેરાવ નજદીક ૬૮) ફીટછે. એની વંચતામાં વધતી જાડાઇ ૨) ફીટની અને તેનો ભાગી ગયલો કટકો જે ઉભો કરીને મુકેલોછે તે ૭) ફીટ ઊંચો તથા ૧૧) ટણ વજનમાંછે. ઘાંટની પરીઘ મથાળેથી બાહારનો ભાગ ૮॥ ફીટ અને અંદરથી ૬॥ ફીટછે. એ ઘાંટ ઉપર શહેનશાહ એલેકઝીશ તથા શેહેનશાહબાનુ એનીની સબીઓ પાડેલી છે, અને તે એટલો મોટો છે કે સામે આપણે ઉભા રહીયે તો બચ્ચાં જેવડા લાગીએ છીએ. એ જગ્યા પરથી માસ્કો શેહેરની રંગભુમી ઘણી સારી દીસેછે, અને જ્યાંબી નજર કરીએ ત્યાં દેવલોનાં મીનારા નજરે પડેછે, જે ઘણાંખરાં સોનેરી ધાતનાં પતરાંનાં હોવાથી તે ઉપર સુરજની રજાલે કરીને ઘણાંજ ઝળકાટ ભરેલાં માલમ પડેછે. જેઓપર ગીલીટ નથી કીધેલી તેઓપર લીલો રંગ કીધેલો, અને કોઇ કોઇપર બલુ જમીન કરીને તે ઉપર સોનેરી તારાઓ જડી લીધા હોયછે. દેવલોનાં મીનારાઓ મુસલમાનની મસજીદ તથા તાબુતોને મળતાં ઘણાં આવેછે, અને દરેક દેવલની ઉપર વચમે એક અને આસપાસ ચાર ગુંબજો હોયછે. એ સઘળામાં હમણાં એક નવું દેવલ બંધાઇને તઇયાર થવા આવ્યુંછે, જે સૌથી સરસ લાગેછે. તે તદન સફેદછે અને તેનાં ગુંબજો પર સોનાનું ઝીણું પતરૂં જડી લીધાથી ઘણું ઝળક મારેછે, અને ગુંબજોની આસપાસ ફરતી રેલીંગ ગોળ જાડા કટેરાઓનીછે તે ઉપર પણ સોનેરી પતરાં હોવાથી દેખાવમાં ઘણી સારી ભભક ઉમેરાઇછે. માસ્કોમાં જેટલાં મોટાં અને નાહનાં દેવલોછે તેટલાં બીજાં કેડે હમોએ જોયાં નથી, અને દરેક મોહોલામાં એવાં ઘણાં હોવાથી તથા લોક ધરમ ઉપર ઘણું ચુસત હોવાથી જયાં જોઇયે ત્યાં લોકો ક્રાસની નીશાની કરતા માલમ પડેછે.

એ સઘળું જોઇને હમો ઇસપાસ્કી ઇશાને પાપમાંથી છોડવનારને (એટલે ક્રાઇસ્તના) દરવાજાને રસ્તે બાહાર ગયા હતા. એ "હોલી" ઇયા પાખ દરવાજાને નામે પણ ઓલખાયછે. એ દરવાજાપર કોઇ સેંટની સબી મુકેલીછે, અને તે દરવાજામાંથી પસાર થતી વખતે દરેક જણને તોપી ઉતારવાની ફરજ પડેછે. શેહેનશાહ પોતે પણ હીંયાંથી પસાર થાયછે ત્યારે તોપી ઉતારે છે. જો કોઇ નહીં ઉતારે તો તેને ૫૦) વખત ભોંય ઉપર નાંગસની કરવાની ફરજ પાડેછે. એ સેંટની સબીને વાસતે કહેછે કે આગલ જયારે તારતર લોક તથા બીજાઓ રૂશીઆમાં લડાઇ જીતતા ધસી આવતા હતા ત્યારે સ્મોલેન્સ્ક (Smolensk) કરીને ગામછે, જયાં એ સબી આગલ હતી, ત્યાંસુધીજ લુટફાટ કરી કોઇબી કારણ વગર આગલ વધવાને બદલે પાછા ફરતા હતા. એનાથી રૂશીઆનાં બીજા શેહેરોનો બચાવ થતો હતો એવું લોકોએ ધારીને એ શેહેર જે રૂશીઆનુ પાયતખ્ત શેહેર અગાઉ હતું ત્યાં લાવીને દરવાજા ઉપર સબી મેલીને એટલું બધું માન આપેછે. એ દરવાજાની સાંમે એક ગોળ ચોતરોછે, જયાં આગલ ગુનેહગારોને મોહોતની સજા કરતા હતા તે વખતે તેઓ એ સબીની સાંમે પોતાની બંદગી કરતા હતા, તથા પીટર ધી ગ્રેટનાં હોકમ મુજબ જેઓ દાહાડી ખોરાવતા ન હતા તેઓને આ એ દરવાજામાંથી પસાર થાયતો દંડ આપવો પડતો હતો. એ જુનું શેહેર જેમાં ક્રેમલીન આવેલુંછે ત્યાં શેહેરને લગતી ઘણી મોટી બજારછે, જયાં ત્રણ હજાર દુકાંનો કીધેલીછે, અને ત્યાં બધી જાતનો સામન વેચાયછે. તે જોઇને પછી શેહેરમાં ફરવા નીકળ્યા હતા. અહીંયાનાં મોહોલાઓ કુશાદેછે

તથા ઘરો પણ સારાં માફકશરનાં મોટાંછે. તો પણ રસતાઓ ઘણીજ ખરાબ હાલતમાં અને રૂશીઆનાં બીજાં ગામો કરતાં પણ નઠારી હાલતમાં રાખેલાંછે. અહીંયાંની વસતી છ લાખ માણસની કેહેવાયછે, અને ઘરો ઘણાંખરાં બેઠાં હોવાથી જગ્યા ઘણી મોટી રોકેછે. હમો એ જોતા જોતા ઇસ્પેરો હીલ કરીને ટેકડી થોડેક દુરછે ત્યાં ગયા હતા. એ જગ્યા પરથી મારકો શેહેરનો દેખાવ ઘણો સારો દીસેછે, અને નેપોલીયન બોનાપારટે અહીંયાંથી મારકો શેહેર પેહેલું જોઇ તેનાં મીનારાઓપર સોનું તથા રૂપું ઝળકતું પોતાનાં હીમત છોડેલાં લસ્કરને બતાવી તેમને ઉલત આપી હતી કે એ સઘળું તમારૂંછે. એ જગયાપર જવાનો રસતો ઘણોજ ખરાબછે અને ત્યાં કાંઇ જોવા લાએક નથી. હમારા ધારવા પ્રમાણેતો ક્રેમલીન ઉપરથી મારકો શેહેરનો દેખાવ ઘણો સરસ દીશેછે, પણ હમારો ભોમીઓ હમોને બેહોશ કરીને ત્યાં લઈ ગયો હતો, અને અમથા બે તરણ કલાક ત્યાં જતાં ગુમાવ્યા તેથી એ દીવસે બીજું કાંઇ જોવા પામ્યા નહીં.

સાંજનાં અહીયાનું ચા પીવાનું ઘર વખણાયલુંછે તે જોવા ગયા હતા. એ એક જાતનું મોટું રેશટોરનટછે, અને તેમાંજ ચાકરી કરનાર માણસોનાં તેમાં શેરો કીધેલાછે. તેઓ પોતેજ મલીને તેનો વહીવટ ચલાવેછે, તથા જેબી નવો ચાકરી આવે તેને શેર લેવાની ફરજ પાડેછે, જેથી તેઓ ઘણું ધ્યાન આપીને કામ કરવાથી લોકોને જવાની ઉલત આપેછે. એના માણસોની લીવરી તદન સફેદ પોશાકની હોવાથી ઘણાં સોભેછે. હીંયા એક બે મોટી (૧૦૦) નલીઓની આરગીનોછે, જે લોકોની રમુજ સારૂં વજાડેછે, અને ત્યાં દીવાનખાણાઓમાં લોકો બેસીને ચાહ, દારૂ પીયેછે તથા ખાણું ખાયછે. એ ઇમારતમાં મથાળે એક મોટું હોટલ પણ કાડેલુંછે, અને તેપણ સઘળું ચાકર લોકો પોતેજ ચલાવેછે. એ આગળ કોઇ એક ધણીનું હતું, પણ તે પોતાના ચાકરોને ઓછે ભાવે આપી ગયો હતો તેઓ સસતા દર કરીને એ હાલ ચલાવેછે, અને તેનાં શેરોનું પરીમીઅમ બોલાયછે.

તા૦ ૨૮ મી શપટેમબર ૧૮૮૧— આજે સવારનાં અતરેની તીજોરી જોવા ગયા હતા. એ જગ્યા ક્રેમલીનમાં આવેલીછે અને ત્યાં મારકોનાં આગલા પાદશાહોને લગતી ચીજો જમા કરેલીછે, તેમાં ઝવેરાત સઘળું આવ્યાથી તેને ટ્રેઝરી કરી નામ આપ્યુંછે. રૂશીઆનું દેશ યુરોપ તથા એશીઆની વચમાં આવ્યાથી અહીંયાનાં શેહેનશાહોને એક બીજા સાથે આપ લે ઘણી થતી હતી, તેથી કરીને એશીઆખંડનાં ઇરાન તથા તરકી દેશોથી એ લોકો સારૂં ઘણી નવાઇની કીમતી ચીજો ભેટ આવતી હતી, જેથી એ સંગ્રહસ્થાનમાં ઝવેરાત જે રાખેલુંછે તેની બરોબર યુરોપનાં કોઇ પણ દેશમાં હમારા જોવામાં આવ્યું નથી. શેહેનશાહો નવા થાય તેઓ ઘણાં ખરા પોતાનાં તાજો પણ નવાં બનાવે તેથી હીયા તાજોનો સંગ્રહ ઘણો સારોછે, અને તેમાં કોઈ કોઇની ઉપર તો બેકીમતી ઝવેરાતો જડેલાંછે. તાજોનાં મથાળાંપર માણેક તથા પન્નાં કોઈ કોઈ તો કબુતર કે મરઘીનાં ઇંડાં જેટલાં મોટાંછે, અને મોતી પણ તેમજ મોટાંછે, પણ એ સઘળાં જે મોટાં કદનાંછે તે બરોબર ઘડેલાં નથી, પણ અસલી ઢપપર વગર ઝળકનાંછે, જો એને ઘસે તો હમારા ધારવા મુજબ ઘણાં સારાં નીકલે. ૧૦) તાજો ઝવેરાતનાં મુકેલાંછે તે ઉપરાંત તખ્તોની ખુરશી વીસેકછે. તેમાં પોલાંડ શેહેરનું અસલી તખ્ત, કાન્સ્ટાંટીનોપલથી શેફાબા પેલીઓલોગશનું લાવેલું હાથીદાંતનું તખ્ત, તથા ઇરાંનથી આવેલું એક તખ્તછે. એ છેલાં

ઉપર ૮૭૬) હીરા અને ૧૨૨૩) માણક ઉપરાંત ગણતરી વગરનાં મોતી અને પીરોજા જડેલાંછે. અને તે સને ૧૬૬૦ માં આવ્યું હતું. એ તખ્તની પાસે પાદશાહો જે દડો (Orb) ધરેછે તે મુકેલાછે. તે ઉપર પણ ઘણાં હીરા તથા માણક મોતીઓ જડેલાંછે. એ બધાં તાજોમાં સૌથી સરસ પીટર ધી ગ્રેટે પોતાની રાણી કેથેરાઇન (જે પાછલથી શેહેનશાહબાનું થઈ હતી તેને) સારૂં બનાવ્યું હતું તે છે; તેમાં ૨૫૩૬) હીરા ખીલીઆનનાં જડેલાછે, અને તેને મથાળે મરચીનાં ઇંડાં કરતાં મોટું એક માણક મુકેલું છે, જે પીકીન શેહેરથી એલેક્સીસ શેહેનશાહનો એલચી લાવ્યો હતો એમ કહેછે. એ તાજો તથા તખ્તો ઉપરાંત બીજી ઘણી જાતની ઝવેરાતની જડેલી ચીજો જેવાં કે ઘોડાનાં સાજો, હીરા, માણેક, મોતી જડેલાં તે પણ વળી કીમતી હારનીસો, તેબલ ઉપર નાખવાનાં કટકા તદન મોટી તથા હીરા જડેલાનાં, તરેહ તરેહનાં રૂપાનાં વાસણો જે એક મોટા હૉલ ભરીનેછે, ઇરાંનનાં શાહે મોકલેલાં કેરબાનાં વાસણો, તલવારો, ગુરજો, ભાળાઓ સઘળું ઝવેરાતનું ઘણું એકઠું કીધેલુંછે અને જાણે મોતી, માણક અને પીરોજાનાં પોતાંઓ તો રખડતાં હોય, તેમ તેની બનાવેલી ચીજોનાં ઢગલાને ઢગલા કેશોમાં તથા ઓલાં મુકેલાંછે. એટલું કીમતી ચીજોનું સંગ્રહસ્થાન હમો નહી ધારતા કે કેઇ પણ હોય, અને હમોને અમથા નજર કરીને ચાલી જતાંજ દોહડ કલાક ઉપર થયો હશે. એ ઉપરાંત અસબની જાત જાતની બંદુકો તથા બખ્તરો ઇત્યાદીનો સંગ્રહ પણ ઘણો સારોછે. સ્લેડજીસ તથા બીજી ગાડીઓ સાથે મુકીછે; તેમાં એક ઘણી મોટીછે, જેમાં ૪૬) ઘોડા જોડીને રાણી એલીઝાબેઠ પીટર્સબર્ગથી માસ્કોમાં તખ્તપર બેસવાની ક્રીયા કરાવવા આવી હતી, તે જાણે એક નાંધળો જેવો ઓરડો હોય તેટલી મોટીછે. ઘાટા જુનાં એકઠા કીધેલાછે, તેમાં એક ઘાંટ રૂપાંનો ૩ા ફીટ ઉંચાઇનોછે.

એ સઘળું જોઇને એની પાસેજ પાદશાહનો મેહેલ આવેલોછે તે જોવા ગયા હતા. એ મેહેલમાં ત્રણ ભાગ જુનાં અને એક ભાગ નવોછે, જેમાં નવો મેહેલ ઘણો જોવા લાયકછે. એ મેહેલમાં રૂશીઆનાં મોટા મોટા ખેતાબો આપવાને જુદા જુદા ઓરડા કીધેલાછે, અને તેની અંદરનાં ફરનીચરનો રંગ જે ખેતાબ આપવાનો હોય તેની રીતનાં રંગનો કીધેલો; જેમકે એલેકઝાનડર નેવીશકીનો ખેતાબનો ઓરડો લાલ રંગનો, સેંટ એનદ્રવાસો બલુ વોટરશીલકનો, સેંટ કેઠેરાઇનનો લાલ અને સફેદ ભેળનો ઇત્યાદી એમ રાખેલાછે. એ દીવાનખાના ઘણાં મોટાંછે, તેમાં એક છેડે શેહેનશાહને બેસવાનું તખ્તછે, અને દીવાનખાનાઓમાં ખેતાબનાં ચાંદોનાં આકારો પાડેલાછે, તથા ગીલીટકાંમ થાંભલાઓ સુધાં એટલું તો કીધુંછે કે જાણે સોનાનો ઓરડો હોય એમ લાગેછે. એ ઉપરાંત બીજા શેહેનશાહો તથા તેઓનાં પરોણાંઓને વાપરવાનાં ઓરડા પણ ઘણાં સરસ સણગારેલાછે. એક ઓરડામાં ફરનીચર સઘળું રૂપાનું તેમાં આરશીઓ, ખુરશીઓ, ટેબલો સઘળું એજ ધાતુનું બનાવેલુંછે. એને રીસેપશન રૂમ કરીને કહેછે. એક ગમ પીકચર ગેલેરીછે, ત્યાં બધા પાદશાહ તથા શેહેનશાહોની સબીઓ મુકેલીછે. એ નવો મેહેલ સને ૧૮૩૮—૪૯ સુધીમાં બંધાયો હતો. એનો બાહારનો દેખાવ જુનાં મેહેલની આગલ ઘણો સારો લાગેછે. એ મેહેલમાંથી જુનાં મેહેલમાં જવાયછે તે ઘણો ખરો મેહેરાબવાળા ગુંબજદારકા ઓરડાનો બાંધેલોછે, અને તેની બાંધણી પથરની તથા તે ઉપર ધોલ કીધેલાછે, તેમાં

ધાતુનાં ગીધ પક્ષીઓ નાહાનાં નાહનાં પગર ગણુતરીનાં જડી લીધાછે. એમાં આગલ શેહેનશાહોને તખ્ત ઉપર બેસવાની ક્રીયા થયા પછી તરતજ લેવી ભરતા હતા; પણ હમણાં એ દીવસોપર ખાણું થાયછે. એ મેહેલમાં સેંટ જયોર્જનો એતાબ આપવાનો હૉલ આવેલોછે, તેની દેવાલ ઉપર જે લોકોને એ એતાબ મલ્યોછે તેઓનાં નામ પથરમાં કોતરેલાંછે, તથા એ એતાબ લસકરી હોવાથી આખી રીજમીટને પણ એ એતાબ આપેછે; તેવી રીજમીટોનાં નંબર તથા નીશાંનીની વીગત ઉપલાં છુટાં છુટાં ધણીઓનાં નામોની વચમાં મુકેલીછે. એ હૉલ ૨૦૦) ફીટ લાંબો, ૬૮) ફીટ પોહોળો, અને ૫૮) ફીટ ઉંચોછે. તે સઘળો નામોથી ભરાઇ ગયલોછે. એનાં ફરનીચરનો રંગ કાળો અને પીલોછે. એ હૉલમાં લાઇટ કરેછે ત્યારે ૩,૨૦૦) મીણબતીઓ બળેછે.

એ સઘળું જોઇને પછી કેથીડ્રલ ઓફ બેશીલ જોવા ગયા હતા, જે ક્રેમલીનનાં ગેટની બાહાર આવેલુંછે. એ દેવલ બેસીલ કરીને એક ધણી જે ધર્મમાં ઘણોજ ઝનુની હતો, અને અગમચેતી તથા ચમત્કાર બતાવવાનો દાવો કરતો હતો તેને સારૂં બાંધેલુંછે, અને તેમાં તેને દાટેલોછે. એ ધણીને વાસ્તે અહીંયાંનાં પાદરીઓ કહેછે કે ક્રાઇસ્ટને ખાતર તે બેઅકલી બન્યો હતો તેથી તેને સેંટ બનાવી મજેનુ દેવલ બાંધેલુંછે. એ દેવલનાં ૧૧)મીનારાછે, અને દરેક મીનારાની હેઠળ એક દેરૂંછે, તેથી ૧૧) દેવલોનું એક દેવલ હોય તેમ લાગેછે. એ દરેક દેરામાં દરેક સેંટ જેને તે અરપણ કીધેલો હોય તેની જીંદગીનાં ચીત્રો ઉતારેલાંછે, અને તેને ગુંબજને મથાળે તેની તસ્વીર અંદરથી પાડેલીછે; તેમાં સૌથી મોટો ગુંબજ વચોવચમાં વરજીન મેરીનોછે. એ દેવલમાં તે દેરૂં વચમાં બાંધીને તેનો આસપાસ આડકટરાં દેરાં ફરતાં બાંધેલાંછે. એ દેવલનાં બાંધનારને વાસ્તે કહેછે કે જોન ધી ટેરીબલ શેહેનશાહે બાંધ્યા પછી તેને તેડીને પુછ્યું કે હું એનાં જેવું બીજું દેવલ બંધાવું તો તું બાંધી શકશે? તેને હા કેહેવાથી એ શેહેશાહે તેની આંખો કહડાવી નાંખી કે ફરીથી એનાં જેવું દેવલ બીજું કોઇ બંધાવે નહીં.

એ જોઇને પછી ત્યાંથી તરતજ આગગાડીપર ગયા અને તેમાં બેસીને ૧)વાગે બપોરનાં મારકો શેહેર છોડયું. મારકો શેહેર અસલ રૂશીઆ દેશનું પાયતખ્ત હતું, અને સેંટ પીટર્સબર્ગ બંધાયા પછી તેને પાયતખ્ત કીધુંછે; તોબી હીંયાંનાં દેવલો જે ઘણાં જુનાંછે તેને તથા એ જુનાં પાયતખ્ત શેહેરને એટલું માનછે કે રૂશીઆનાં બધા થતા શેહેનશાહોને હીંયાંજ તખ્તનશીન કરેછે. એ શેહેરની ઇમારતો ઘણી છુટી છુટી બાંધવાથી તે હમણાં ૨૫) મેલ ઘેરાવામાં કેહેવાયછે, તેમાં દેવલો ૩૪૫) છે, તેનાં રંગીન તથા સોનેરી ગીલીટના મીનારાઓથી એનો દેખાવ દુરથી ઘણો ભપકાભરેલો લાગેછે. એ શેહેરનો વેપાર પણ સારોછે. એમા ૫૫૦) જુદી જુદી જાતનાં નાહાનાં મોહોટાં કારખાનાંછે, જેમાં નજદીક ૪૦૦૦૦) માણસો કામે લાગેછે, અને વરસ દાહડે તેમાં સાત ક્રોડ રૂપીયાનો માલ બનેછે. કારખાનામાં રૂ કાંતવા તથા વણવાનાં ૯૩), ઉનનાં કાપડ બનાવવાનાં ૪૩), રૂ તથા ઉન ભેલસેલનાં કારખાનાં ૪૬), રંગવાનાં તથા રેશમનાં ૨૯), ઇત્યાદી એવાં એવાછે. એ શેહેરમાં યુરોપમાં બીજાં શેહેરોની માફક મોહોલાઓ સીધા નથી, પણ ઘણાં આડકટરા તથા સાંકડા હોવાથી એમાં જયારેબી આગ લાગેછે (અને તે ઘણી વખત બનેછે) ત્યારે મોહોલાઓનાં મોહોલા બલી જાયછે. હમો જે દીને અહીંયાં આવ્યા તે દીવસે રાત-

ના કૈમલીનમાં એક મોહોલામાં આગ લાગવાથી પેરીની એક આખી હાર બળી ગઇ હતી. એ બાબદમાં તે અસલથીજ કમનસીબછે, અને સને ૧૫૩૬ માં એક મોટી આગે નજદીક આખું ગામ ખાલી નાંખ્યું તથા ૨૦૦૦) માણસો બળી મુવાં હતાં. સને ૧૫૭૧ માં જ્યારે તારતારી દેશનાં લોકોએ એ ગામ લુટ્યું, ત્યારે પણ ત્યાં આગ લગાડવાથી એક લાખ આદમી બળ્યું, તથા તલવારથી કપાઇ ગયું હતું. સને ૧૬૧૧ માં પોલ્સ લોકોએ એ ગામ લીધું ત્યારે પણ તેને બાળી નાંખ્યું હતું. એ પ્રમાંણેની છેક છેલી મોટી આગ નેપોલીયન બોનાપારટે લીધું ત્યારે લગાડી હતી, જેમાં આખું ગામ નજદીક બાળી નાખ્યું હતું, તે વખત પછી હમણાંનું નવું ગામ જેવું અસલ હતું તેવુંજ બાંધ્યું. એની વસતી હાલ છ લાખ માણસોની કહેછે.

તા૦ ૨૯ મી શપટેમબર ૧૮૮૧—આજનો આખો દીવસ આગગાડીમાં ગયો હતો. સાંજનાં છ વાગેને કીફ ( Kief) કરીને ગામછે ત્યાં ગાડી દોહડ કલાક થોબવાથી હમો તે ગામમાં ફરી આવ્યા હતા. એ ગામ ઘણું પુરાનું અને રૂશીઆમાં ઘણું પંવીત્ર ગણાયછે. એ શેહેર રૂશીઆનાં આગલા પાદશાહોનું માસકોની પણ અગાઉ પાયતખ્ત હોવાથી તે વખતે ઘણું મોટું ગણાતું હતું; પણ હમણાં આગલનાં જેવું મોટું નથી અને તેમાં વારાફરતી આગલાગવાથી અસલી ઇમારતો પણ રહી નથી. એનાં મોહોલાઓ જોકે પોહોળાછે, પણ પાકા કીધેલા નથી. એમાંની ઇમારતો કોઇ કોઇ સારીછે પણ મોટો ભાગ બેથા એકાદ માળાનીછે. એનાં રસતા જાણે સરખા બનાવ્યા હોય, તેમ એક મોટા રસતામાંથી હારબંધ બીજા આડા રસતા ફાટેછે, અને તેમાં હારબંધ ઘરોથી સારા લાગેછે. એ શેહેરની વસતી આસરે એક લાખ માણસનીછે. એ જોઇને પાછા રાતનાં ૭॥ વાગે નીકળ્યા હતા. એ બીજી આગગાડીમાં હમો બેઠા તે જુદી કંપનીની હતી. એના પેહેલા કલાશમાં હારબંધ આડી ખુરશીઓ એક હારમાં ચારને હસાબે ત્રણ હાર (બે બાજુપર અને એક વચમો) કીધેલીછે, તે ખુરસીઓના ગમે ત્યારે કોચબી થાયછે, તે ઉપર મખમલ જડેલીછે અને તકીયો પણ તેને જડેલોછે તેથી સગવડ સારીછે, પણ ઓરતો તથા બીજા લોકો સાથે હોવાથી બીજી સુવાની ગાડીઓની માફક મઝાહજો રેહેતો નથી. અહીંયાંની ઓરતો વઠીક બીડીઓ પીયેછે. તેઓની તેમજ મરદોની બીડાનો ધુમાડો ગાડીની કાચની બારીઓ બંધ હોવાથી આપણને હેરાંન કરેછે.

તા૦ ૩૦ મી શપટેમબર ૧૮૮૧—આજે સવારનાં ૧૨) વાગે ઓડેશા આવી પહોંચી હૉટલ ડી યુરોપમાં ઉતારો લીધો, અને સાંજ સુધીમાં એ શેહેરમાં ફરી આવ્યા હતા. એ શેહેર મોટું અને તેની વસતી આસરે બે લાખ માણસનીછે. એનાં રસતા આખા રૂશીઅન મુલકમાં સરસછે. તે નાધળી લાદીનાં બાંધેલાછે, તેથી બીજાં શેહેરોની માફક ગાડીમાં આંચકા આવતા નથી. એ શેહેર કાળા સમુદ્રને કાંઠે આવેલું હોવાથી એનો વેપાર ઘણો મોટોછે, તેમાં અંગ્રેજો સાથે ઘણો વેપાર હોવાથી અહીંયાં તેઓની વસતી પણ સારીછે. એ બંદર ઉપર દરશાલ ૧૫૦૦) વાહાણોની આવજાવછે, તેમાં પાંચમો ભાગ અંગ્રેજી વહાણોનોછે. વેપારમાં હમારા જોવા પ્રમાણે લોખંડ તથા અનાજનો મોટો ભાગછે. અહીંયાંથી ધાણ દરશાલ સારા સતર ક્રોડ રૂપીયાનો બીજા દેશોમાં જાયછે, તથા ઉનનો વેપાર પણ સાડા ત્રણ ક્રોડનોછે. એનાં દરીયે કીનારેનાં, તથા ગામનાં અંદરનાં રસતાઓપર બાજુએ ઝાડો રોપેલાંછે, તેથી

ઘણું સોંઘુંછે. હમો કોનસ્ટાનટીનોપલ જવાનાં છઇયે, તેથી આ ગામમાં રેહેવાની ફરજ પડીછે, કેમકે અહીંથી દોઢોડ દીવસે સ્ટીમરમાં જઇ પોંહોંચાયછે. હમો આવતી કાલે રૂશીઆનું છેલું ગામ છોડીશું, તેથી થોડીક બાબત રૂશીઆ સારૂં લખ્યે છીયે. રૂશીઆ વીશે જે હમોએ પેહેલાં સાંભળ્યું હતું કે અહીં ઘણો જુલમછે, તથા બાહારનાં લોકોની પાછલ જાસુસો રાખી તેમને સતાવેછે તેવું કશું જોયું નહીં. અહીંનાં લોકો યુરોપનાં બીજાં દેશોનાં લોકો જેવાં ઘણાં સત્કારપુર્વક અને મીલનસારછે. પ્રદેશનાં અખબારો આવવા દેતા નથી એમ કહેછ પણ ટાઇમ્સ તથા બીજાં અંગ્રેજી તથા યુરોપનાં અખબારો હમો જયાં ગયા ત્યાં જોયાં હતાં. અહીંયાંનું લોક રાજનીતીથી સુખી માલમ પડેછે, તેઓપર કશી રીતનો જુલમ નથી ; ફકત "નાહીલીશટ" લોકો શેહેનશાહને તથા તેનાં ખાંનદાંનને છુપી રીતે મારી નાંખેછે, તેમની તપાસ સારૂં વધતી જોશતેજોઈ રાખેછે, તે શવાય બધી રીતની છુટ યુરોપનાં બીજાં દેશોની બરોબર અહીંછે. રૂશીઆને હસ્તક જમીન (સને ૧૮૭૫ નાં શાલમાં મરેસની ગાઇડ મુજબ)૮૨૮૮૩૦૨) ચોરસ મૈલ તથા તેની વસતી ૮) કરોડ ઉપરનીછે. એનું લશ્કર સમાધાનીની વખતે સાત લાખ અને લડાઇની વખતે તેર લાખ માણસનું થાયછે. અહીં રૈયતમાંનો દરેક મરદ ૨૦) વરસની ઉંમરનો થાયછે કે ત્રણ વરસ લશ્કરમાં ચાકરી રેહેવું પડેછે, તેથી બધું લોક લડાયક હોય તેવી કેળવણી લેછે. એનાં દરીયાઇ કાફલામાં ૨૯) લાખડની મનવારો અને ૧૮૨) સ્ટીમરોછે, જેમાં બધી મલી ૧૧૦૨) તોપોછે. એનાં રાજની આવક સને ૧૮૭૫ નો મહેસુલ તારવણી મુજબ ૭૭) ક્રોડ રૂપીયા અને ખરચ ૭૬) ક્રોડ રૂપીયાછે, તેમાંથી ૫) મો ભાગ તેનાં કરજનાં બાજ દાખલ જાયછે. શેહેનશાહના પોતાનાં ખરચનો એક કરોડ રૂપીયા અને દેવલોપર પણ એટલોજ ખરચ રાખેલોછે. ઘઉ તથા બીજો અનાજ, સણ, ચરબી અને બીજી ચીજોનો વેપાર બહોલોછે, તેમાં નીકાસ દર શાલ એક અબજ રૂપીયાનો અને આવકનો વેપાર અરધો અબજ રૂપીયાનોછે. એની જમીનનો જોકે ઘણો બોહોલો વીસ્તારછે પણ તે ઉપર વસતી ઘણીજ થોડીછે. હમો એ દેશમાં ફરયા ત્યાં મોટો ભાગ વેરાન અને વસતી વગરનો પડેલો જોયો. ઓડેસામાં ગાડીમાં ઘોડા જોડછે, તેમાં એક ઘોડો ધારા પ્રમાણે પુલની અંદર રહેછે પણ બીજા ઘોડાને નાધણું ચોકડું કરીને છુટો જોડછે, જે પેલા ઘોડાની બાજુપર ચાલેછે. ગાડાંમાં લાકડાં લઈ જવાને માટે મુંબઈની માફક એકદમ ભરે કે ગાડું ઉઠલાઈ જાય તેમ કરતા નથી; પણ બે પૈડાંની વચમાં એક લાકડું રાખીને તેવાંજ બીજાં બે પૈડાંનું લાકડું પાછલથી મુકેછે, અને જેટલું લાકડું તે મોટું હોયછે તેટલું દુર રાખી તેની સાથે બાંધી લઈ તે જાણે લાકડાંની ગાડીને ચાર પૈડાં હોય તેમ કરેછે, તેથી ગાડું ઉઠલાઈ જવાની ધાસતી રેહેતી નથી. ઓડેસામાં ગાડાંમાં બલ જોડેછે તે શીવાય યુરોપનાં ઘણાંખરાં બીજાં બધાં શેહેરોમાં ઘોડા જોડેછે. રૂશીઆન લોક કદાવર અને તંદરોસ્ત, તથા યુરોપનાં બીજાં લોક કરતાં જોરાવર લાગેછે. એ દેશમાં રસતાઓ બીજાં દેશોનાં કરતાં ઘણાં પોહોળા રાખેછે, પણ ઓડેસા શીવાય બીજાં બધાં શેહેરોનાં રસતા ખરાબ અને નજીસ હાલતમાં દીસતા હતા.

તા૦ ૧ લી અકટોબર ૧૮૮૧— આજે સવારનાં ૮) વાગે ફ્રેંચ સ્ટીમર "ગેમબોઝ" મીસાઝરી મારેટીમ વાલીમાં બેસીને ઓડેસા છોડયું અને કાળા સમુદ્ર-

માં પેઠા હતા. આઆ દીવસ દરીયો મજેનો ખુબ હતો.

તા૦ ૨ જી અકટોબર ૧૮૮૧— આજે સવારનાં ૧૨) વાગે બોસફરસની ખાડીમાંથી પસાર થયા. એનાં મુખમાં ઘણાંક વાહાણોને સ્ટીમરો પાગર (એક સ્ટીમર બે વાંહાણોને) બાંધીને ત્યાંથી કાળા સમુદ્રમાં મુકવા જતી, તથા વાહાણો પણ તરતનાં પસાર થયલાં ઘણાં દીસતાં હતાં. હમો એ મુખ જે ઘણું સાંકડુછે તેમાં પેઠા કે હમારી સ્ટીમર ઉભી રાખીને તેનાં ડાકટરે કીનારે જઇને તરકીના ઓધીદારોની ખાતરી કરી આપી કે રોગ કાંઈ નથી, ત્યાર પછી સ્ટીમર હંકારી હતી. મુખમાં બેહુ બાજુપર છુટા છુટા કીલા બાંધેલાછે, અને તે ઉપરની તોપોવતે દુશમનોનાં કોઇ પણ વાહાણોને કોનશટનટીનોપલમાં જતાં ઇયા ત્યાંથી બાહાર નીકળતાં અટકાવાય એવુંછે. એ કીલા મુકયા પછી આસપાસ બેહુ કીનારે ગામની વસતી મલવા લાગી, અને ત્યાંથી તે કીનારે ઉતરયા ત્યાં સુધી એક કલાક લાગો, તે બધો ભાગ આસપાસ મોટા મોટા મેહેલો તથા બેરા તથા તેઓની પાછલ ડુંગરોનાં દેખાવથી એવુંતો સરસ લાગતું હતું કે તેવી રંગભુમી (રાહીન નદીપરની થોડી ઘણી મલતી આવેછે તે શીવાય) બીજી કેડે હમોએ દીઠી નથી. એ બોસફરસની ખાડી દોડતા સાંપનાં જેવી વાંકીટીકીછે, અને તેની બે બાજુનાં કીનારાપર જમણા હાથપર (અંદર જતાં) યુરોપખંડ અને ડાબા હાથપર એશીઆખંડ આવેલોછે. હમો ખાંડીને સાપરેકી કહી તેનું કારણકે એક બાજુપર જમીન પાણીમાં નીકલી આવેલી હોય તો તેની સાંમે કીનારાની બાજુપર ખાડીનો ખાંચો હોયછે. એ ખાંચા વાલી જગ્યા મુકી કે તેની પાસે બાહાર નીકલેલી જમીન (Promontory) આવેછે, અને તેની સામે ખાચો પડી ફરી ખાડી હોયછે. એ મુજબ વારાફરતી જમીનનું કોણુ અને ખાડી છેક કાનસ્ટાનટીનોપલ પુગ્યે ત્યાંસુધી બેહુ બાજુઓપર મલેછે, અને તેપર ગામડાંઓ આવેલાં હોવાથી ઘણું સરસ લાગેછે.

એ પ્રમાણે જોતા જોતા ગોલ્ડન હાર્ન કરીને કાન્સ્ટાન્ટીનોપલનું બારૂંછે ત્યાં બે વાગે આવ્યા, જયાં હમારી સ્ટીમરે લંગર કીધું. એ શેહેર અરધા ચાંદ રોકું બંધાયલુંછે, તેથી દેખાવ ભપકાદાર લાગતો હતો. એ બારાંમાં ઘણાક અંગ્રેજી તથા બીજી તોપીનાં વહાણો તથા સ્ટીમરો પડેલી હતી, અને બોટાની દોડા દોડ હતી, જેમાં તરકીશ મરદો તથા ઓરતો બેઠેલી એક કીનારેથી બીજે કીનારે જાય, એ સઘળું ઘણું ધામધુમ જેવું અને સારૂં લાગતું હતું. એક ચીજ હમોએ ખરાબ જોઇ તે એકે ગામનો કચરો બોટામાં ભરીને કીનારાથી ૨૦૦) વારને છેટે જઇને બારાંમાંજ નાંખેછે જેથી અલબતાં પાણી ઘણુંજ ખરાબ થવું જોઇયે. હમો કીનારે બોટામાં બેસીને ઉતરયા કે સઘળું ફરવાઇ ગયું. જે દુરથી ભપકો લાગતો હતો તેને બદલે ઉતરવાની જગ્યા ઘણી કઢંગી અને આસપાસનાં ઘેરો, ઘણાં નાધળાં તથા બધે કચરો પડેલો દીસતો હતો. ત્યાં ગાડીઓ તો આવી શકેજ નહીં તેવું હતું. હમો એક ઘણીજ નાધલી અને ગલીચ ગલી પસાર કરીને બીજા મોટા રસતા ઉપર નીકલ્યા, જયાંથી ગાડીમાં બેસીને રોયલ હોટલ જે "પીરા" કરીને યુરોપીયન લોકોનો વાસોછે ત્યાં આવેલુંછે, તેમાં ઉતારો લીધો હતો. જે રસતો હમોએ પસાર કીધો તે મોસ્કોના રસતા કરતાં ખરાબ તથા ખાડા ખબોચીઆંવાલો હોવાથી ગાડીઓમાં આચકાનો તો કાંઇ થાગજ નહી.

હમો સાંજનાં અતરેનાં પોકાર મારતા દરવેશો (Howling Dervishes)

બંદગી કરેછે તે જોવા ગયા. તે જગ્યામા જવા સારૂં ગાડીઓ જાય તેવો રસતો નહી હોવાથી પગે ચાલીને જવું પડયું હતું. એ રસતો ઘણોજ ખરાબ અને પગે ચાલવાની પણ અડચણ પડી હતી; કારણ કે પથરા ઘણાં બાહાર નીકલી આવેલા ઉપરાંત રસતાનાં ઢોળાવો ઘણાં મોટા તથા ગલીઓ ઘણીજ સાંકડી હતી, અને રસતામાં જયાં ચાલીએ ત્યાં કુતરાં પગે પગ અથડતાં હતાં. હમો એક ગલી જયાં એ દરવેશોની જગ્યાછે ત્યાં ગયા, અને ઘેરની અંદરની એક ગેલેરી ઉપર જઇને જોઇએ છીએ તો ઘણાં જણાં દેવાલોને અડીંગીને ઉભેલાછે, અને થોડા જણાં જમીન ઉપર બેસીને ગાયન જેવું બોલેછે, તેમાં સાદ પ્રમાણે પોતાનું આંગ હીલવીને પગ અફાડેછે, અને વારા ફરતી તેઓમાંથી હું! હું! કરીને પોકાર નીકલતો હતો. એ લોકો એક જાતનાં દરવેશોછે, જેઓ આએ માફક બુમો પાડીને બંદગી કરેછે. એ મુજબ કેટલોએક વાર કીધા પછી બધાઓ ગોળ ફરેછે, અને પાછા પોકારો મારીને ગાયન રોકાં ભણવાને વખત (Time) આપેછે. તેમાં કોઈ કોઇતો ઉસકેરાઈ જાઈ ધુનવા તથા ગુઠણ મંડીયે પડીને કુદતા કુદતા આગલ વધી જાયછે. તેઓને બે માણસો પકડીને થંડા પાડેછે. પછી એક દરવેશ વચમાં આવી ગાયન બરાબર નાંચયો હતો; તેની પછી બીજા દરવેશો એક બીજાની ખાંધ ઉપર હાથ મુકી આમનસામન બે ભાગ થઈ નાંચતા નાંચતા આવીને એક એક સાથે ઘણાં જોરથી અઠડતા હતા, અને કોઈ કોઇને સજડ વાગંતું પણ હતું તથા તેઓમાંનાં એકું બે જણ ફીફર ચઢી બેસુધ થઈ ગયા હતા. હું! હું! કરીને જે એ લોકો અવાજ કાહાડેછે તે મુસલમાનનાં ધરમ મુજબ પરવરદેગારનાં ૯૯) નામોછે, તેમાં "હુંઉ" કરીને છેલ્લું નામ આવેછે, જેને એ લોકો ઘણું તસેથમાતી ગણીને પોકારેછે. તેથીજ તે લોકોને Howling Dervishes નું નામ યુરોપયનોએ આપેલુંછે. એ લોકો ધુનેછે તેમાં જેમ બીજા મુસલમાનો "લાઇલા–ઇલ–અલ્લા" કરીને બોલેછે તેમ એ દરવેશો બોલતી વખતે પેહુલા ત્રણ બોલોમાંનો પહેલો બોલ બોલતાં ડોકું આગલ નમાવી બીજે બોલે સીધું ડોકું કરી ત્રીજે બોલે પાછલી તરફ ડોકું નાંખેછે, અને તેજ મુજબ પાછા બાકીનાં ત્રણ બોલો બોલતી વખતે કરેછે. હવે શરૂઆતમાં આસતે આસતે ઉપર મુજબ ઝોલા ખાયછે, પણ જેમ સુર ચહડેછે તેમ વધતા જોશમાં આવી છેક છેલે અત્તીઘણાં જોરથી જાણે ધુણતા હોય તેવી હાલતમાં આવી જાયછે. એ પ્રમાણે તેઓની ભકતી ચાલતી હતી, તેટલાંગાં તેઓનો વડો ગુરૂ જે બુઢોછે તે અંદર આવીને એક બાજુપર ઉભો કે તેની આગલ મરદો તથા, છોકરાંઓ આવીને ભોંયપર ચતાં ઇયા ઉધાં સુવેછે, જેપર ગુરૂ ઉભો રહીને તેઓનાં દીલપર પોતાનો પગ ફેરવેછે, અને તરત પાછો ઉતરી પડીને ઉપર ફુક મારેછે, જેથી કરીને આજારીઓનું દરદ સારૂં થાયછે એમ એ દરવેશનાં પંથનાં લોકો માનેછે. કોઈ કોઈ તો પોતીકાં નાંધળાં એક વરસની અંદરનાં બાળકોને તેમ લાવીને તેમાં સુવાડતાં હતાં, તે ઉપર પણ એ ધરમગુરૂ ઉભો રેહેતો એવું ડોળ ઘાલેછે; પણ હમારા ધારવા મુજબ જે ધણીઓ એવાં બાળકોને ધરીને હેઠે સુવાડેછે તેઓ પોતાનાં હાથ ઉપર પેલા ગુરૂનો ભાર ખમેછે; નહી તો આટલાં નાંધળાં બચાંઓ મરી જયા વીનાં રહે નહીં. કેટલાંક મોટાં છોકરાંઓ તો સુવાને ઘણું તોફાન કરતાં હતાં; પણ તેને પકડી ધરીને સુવાડેછે. ઘણાં છોકરાં હોયછે તો તેઓને ગલીચો બીછાવ્યો હોય તેમ હારબંધ સુવાડેછે, અને તેઓનાં દર-

ફનાં દોમપર પગ મુકીને ચાલી જાયછે. જેઓ ઘણુંજ આજારી હોવાને લીધે ત્યાં આવી શકતાં નથી, તેઓનાં પેહેરવાનાં કપડાં લાવી તે ઉપર આશીરવાદ ભણાવી ફુંક મરાવીને પાછાં લઇ જઇને તેમને પેહેરાવેછે. એ દરવેશો માટે કહેછે કે આ-ગલ પચીસ વરસની વાત ઉપર તેઓ ત્યાં મુકેલી છરીઓછે તે લઇને નાંચતા હતા, અને વખતે ઝનુનમાં આવીને પોતીકાં પેટમાં ભોકી દેવાથી મરણ પણ નીપજતું હતું, પણ હમણાં સરકાર તેઓને તેમ કરવા દેતી નથી. એવી નવાઈ રીતનું તે-ઓનું ભણવાનું છે, જે સાંભળવાને બીજા મુસલમાંનો ઘણાં આવેછે, જેઓ બેઠા બેઠા પોતે પણ સાથે ધુણેછે.

એ જોઇને પાછા ફરતાં રસતામાં કો-નસ્ટંટાઇના એલીનાંનો એક ચર્ચ જેને આરથોડોક્ષ ઇપાને અસલી ચર્ચ કહેછે તે જોવા ગયા હતા. એ દેવલ રૂશીઆનાં દેવલોને મલતું આવેછે, પણ હીંમાં કસી રીતે રૂશીઆનાં દેવલોની માફક રૂપાં કામ તથા ઝવેરાત છે નહીં. એ દેવલમાં ઓરાંઓને સારૂં ઉપરથી જુદી ગેલેરી કાઇલીછે જેઓ મરદો સાથે ભેળા-ઇને ભણતાં નથી. એ દેવલને સારૂં કહેછે કે કોન્સ્ટંટીનોપલમાં આસરે ૧૩) વરસની વાત ઉપર ઘણી મોટી આગ લાગી હતી, તે વખતે આસરે દશ હજાર એ જાત્તાનાં ઘરો બલી ગયાં તથા ચારથી પાંચ હજાર માણસો તેમાં બલી મુઆં હતાં. તે વખતે એ દેવલ તથા તેની પાસેનાં બીજાં બે ઘેરા શીવાય એ સઘળો આઓ મોહોલો બલી ગયો હતો. એ આગ લાકડાંનાં ઘરો અને તે પણ વળી ખીચોખીચ હોવાથી, તથા તેમાં વળી દુકાનોમાં પેટરોઓલમ તેલ વેચવાનું રાખવાથી એટલી તો જ-લદીથી ફેલાઈ ગઈ કે મોહોલાઓમાંથી લોક બાહાર નીકલી નહી શકાયાથી ઘણાં જણાં બલી મુઆં, અને આસરે પાંચ હજાર માંણસ આ દેવલમાં ભરાયાથી તેઓ બચી ગયાં હતાં. એવી મોટી આગ વારા ફરતી ઘણી લાગેછે, અને જયાં પણ ફરીએ છીએ ત્યાં બલી ગયલાં ઘેરાની હાર દી-સેછે. એ રસ્તો આગમાં બલી જવાથી તેમાં જે નવાં ઘેરા બંધાયછે, તે ઘણાં ખરાં ચુનાં ઇટ તથા સારી બાંધણીનાંછે, તથા રસતા પણ જગ્યા મુકાવીને પોહોળા કરતા જાયછે, જેથી કરીને જયારે તે સઘળો બંધાઇને તૈયાર થશે ત્યારે ઘણો સરસ લાગશે.

એ જોઇને પછી જેમ લંડનમાં હાઇડ પાર્કમાં લોકો ફરવા નીકલેછે તેમ અહીંયાનો પાર્કછે તેમાં ફરવા ગયા, જયાં ઘણું લોક પગે ચાલતું હતું. એક બી જણ ગાડીમાં કે ઘોડા ઉપર નજરે પડયો ન હતો. તેની સાંમે એક સરકારી બાગછે તે જોવા ગયા, જયાં થોડાંક ઝાડ શીવાય બીજું જોવા લાયક કાંઇ નથી. ત્યાં એક "કાફે" ઉઘાડેલોછે, જયાં લોકો બેસીને હવા ઘો-બતા તથા સહજ મોં સમારવાને ખાવાનું લેતા હતા. ત્યાંથી નીકળીને હમો જે હોટલમાં ઉતરયા છીએ તેની પાસે એક ખાનગી બાગછે ત્યાં ગયા હતા. જયાં ફી લઇને જવા દેછે, અને જયાં ઉપલો પાર્ક દુર હોવાને લીધે જેવોથી ફરવાને જવાતું નથી તેઓ ફરેછે તથા વાજું પણ વાગેછે.

તા૦ ૩ જી અકટોબર ૧૮૮૧— આજે શીરાલીઓ Seraglio કરીને અ-સલનાં પાદશાહોનાં રેહેવાનાં મેહેલોવાલી જગ્યા જોવા ગયા હતા. એ મેહેલોમાં પંદર સદી સુધી પાદશાહો રેહેતા આવ્યા હતા, પણ સુલતાન મહમદથી એને છોડી દીધો હતો. ત્યારપછી સને ૧૮૬૩માં એ મેહેલનો મોટો ભાગ આગમાં બલી ગ-યોછે; પણ તેને લગતું જુની ચીજોનું સંગ્રહસ્થાન Antiquities Museum રહેલુંછે તે જોવા ગયા. એ જગાપર અસલ

જાનસરીઝ કરીને સુલતાનની ખાસ રખેવાળીવાળાં લશકરનાં સીપાહીઓ રહેતા હતા. અહીં અસલનાં પુતળાં ઘણાંખરાં ગ્રીસ અને એશીઆનાં ભાગમાંથી લાવીને મુકેલાંછે, તેમાં બેબીલોનથી લાવેલી બીજા રેકી હરફોની તથા તસવીરોની તખતીઓ પણ થોડી મુકેલીછે. એ સીરાલીઓનાં મેહેલની જગ્યા ત્રણ મૈલ ઘેરાવામાંછે, પણ તેમાં હાલ ઘણીજ થોડી ઇમારતો રહેલીછે અને બાકી સઘળું વેરાન પડેલુંછે. એને લગતો મીડલ ગેટ કરીને દરવાજોછે, જે ઉપર આગળ ક્રીશ્ચીઅન લોકોને ગરદન મારીને તેઓનાં ડોકાં મુકતા હતા એમ કહેછે. એ વચલા દરવાજાની બાજુપર એ મેહેલોને લગતું બબરચીખાનું આવેલુંછે, જેનાં જુદા જુદા ભાગો કરીને દરેકને મથાળે ગુંબજો ધુમાશીઆંને બદલે કીધેલાંછે, જેમાં આંધળાં પાડી ધુમાડો જવાનો રસતો કીધોછે. એ બબરચીખાનાંઓમાં પેહેલું સુલતાનને પોતાને સારૂં, બીજું તેની વડી રાણી સારૂં, ત્રીજું બીજી રાણીઓ સારૂં, ચોથું "કાપુ આગાશી" યાને દરવાજાનાં રખેવાળ સારૂં, પાચમું પ્રધાંનો સારૂં, છઠું સુલતાનનાં પોતાનાં હજુરીઆઓ (Pages) સારૂં, સાતમું જનાનખાનાંનાં સરદારો સારૂં, આઠમું ઓરત ગોલામડી તથા ચાકરડીઓ સારૂં, અને નવમું બીજાઓ જે દરબારમાં આવે તેઓ સારૂં બનાવેલાં હતા. એ બબરચીખાનાંઓમાં અસલ સુલતાનો રેહેતા હતા ત્યારે દરશાલ ૪૦૦૦૦) ગાય તથા બેલનું ગોસ ખપતું હતું, અને તે ઉપરાંત દર રોજ ૩૦૦). બકરાં, ૧૦) ગાયનાં વાછડા, ૨૦૦) મરઘી, ૧૦૦) જોડી કબુતર, ૫૦) હંશ ઇત્યાદી ખપતું તે જુદું હતું. એટલો મોટો ખરચ તરકીનાં સુલતાનને ફકત ખાધા પાછળ થતો હતો તથા હજુર બી થાયછે. કોન્સ્ટાંટીનોપલ ચાર ભાગમાં વેહેચાયલુંછે. તેમાંનો એક ભાગ જેને ઇસ્ટંબોલ કહેછે ત્યાં એ મેહેલ આવેલોછે. હમો ઉતરેઆછે તે ભાગને પીરા કરી કહેછે. ત્યાં ઘણાંખરા ગ્રીક ક્રીસ્ચીઅનો રહેછે, તેની સાંમે દરીયો વતાવીને પુલ ઉપરથી ઇસ્ટંબોલ જવાયછે, તીજા ભાગનું નામ સ્કુતરી (Scutari) જે બોસફરસને પેલે પાર એશીઆખંડમાં આવેલુંછે, અને તેનો ચોથો ભાગ સ્કુટરીને થોડે છેટથી કાલશીડોનાં કરીને આવેલોછે. હમોએ આજે જે સઘળી જગ્યાઓ જોઇ તે ઇસ્ટંબોલવાલા ભાગમાં આવેલીછે. એ ભાગમાં સઘળો મુસલમાંન રહેછે, જેમાં ક્રીસ્ચીઅનોને રેહેવા દેતા નથી.

એ જોઇને પછી અનરેની વખાણાયલી સેંટ સોફાયાની મસજીદ જોવા ગયા હતા. જે અત્રે સોથી મોટી ગણાયછે. અસલ એ જગ્યા ગ્રીક એમપાયરની વખતે દેવલ દાખલ વપરાતી હતી, તેને મુસલમાંન લોકોએ કોન્સ્ટાંટીનોપલ લીધું ત્યારે મસજીદ બનાવીછે. એ પેહેલવેહેલી સને ૩૨૫) નાં શાલમાં, જે વખતે કોન્સ્ટાંટીનોપલ શેહેરનો પાયો શહેનશાહ કોન્સ્ટંટાઇને નખાવ્યો, તે વખતે એનો પણ પાયો નાંખ્યો હતો; પણ બાછલથી તે બે વખત બલી ગઇ હતી, અને હમણાંની ઇમારત સને ૫૩૮) નાં શાલમાં એમપરર જસ્ટીનીયનને બંધાવીને તૈયાર કીધી હતી. એની દેવાલો ઇંટ તથા ચુનાનીછે, પણ તેની ઉપર ઘણી જાતનો રંગીન સંગેમરમર જડી લીધેલોછે. એનાં થાંમળાઓ પણ ઘણી જાતના સંગેમરમર તથા કીમતી પથરાઓનાંછે, તેમાં ફ્રીજીયાથી ગોલાબી પટાનો સફેદ મરમર, લેકોનીઆથી લીલો, લીબીઆથી આસ્માની, કાળા શેલટીક મારબલમાં સફેદ નશો, અને બોશફરસનાં સફેદમાં કાળી નસો, ઉેસલી, મોલેશીઆ તથા પરોકોનેશીઆથી બીજા મરમર, ઇજીપ્તથી

તાગ રેડો ગ્રાનીટ અને પોરફીરીનાં પથરો એમ જુદે જુદે ઠેકાણેના મંગાવીને વાપરવાથી એ દેવળની તારીફ તે વખતે સઘળે ઠેકાણે થઇ હતી. કેટલાંક જુનાં ગ્રીસનાં દેવલોમાંથી થાંભળા જે ઘણાં સરસ હતા, તે લાવીને અહીંયા વાપરેલાછે. એનો ગુંબજ ઘણો મોટો અને તે ૧૦૭) ફીટ પરીઘમાં તથા ઉપરથી ૪૬) ફીટ અને જમીનથી ૧૮૦) ફીટ ઊંચાઇમાંછે. તે ચાર આરકાં ૧૦૦) ફીટ પોહોળાં અને ૧૨૦) ફીટ ઊંચાં ઉપર બાંધેલાછે, અને એ આરકાં ૮) મોટા પોરફીરી જાતના કીમતી પથરાનાં થાંભળાઓ ઉપર ઉભાં કીધેલાંછે. એ થાંભળાઓ રૂમનાં સુરજનાં દેહેરાંઓમાંથી લાવ્યા હતા એમ કહેછે બીજી બાજુપર બીજા ચાર થાંભળાઓ લીલા ઉભા કરીને ઉપર ઓરત લોકોને સારૂં ગેલરી કીધેલીછે, જે એફેસીઝની ડાએનાનાં દેહેરામાંથી લાવેલાછે. એ ઉપરાંત બીજા ૨૪) થાંભળાપર ફરતી ગેલરી ઉભી કીધીછે. એ ગેલરી ઘણી મોટી અને પોહોળીછે. એ ઇમારતમાં સઘળા મલીને ૧૦૭) થાંભળા કહેછે તેમાં ઉપરની ગેલરીમાં ૬૭) આવેલાછે. એની અંદરનાં ભાગમાં જાતજાતનાં પથરોનો તથા કાચનો મોઝઇક વર્ક ઇયાને રંગબેરંગીન ડોમ ઉપર તથા સીલીંગોપર કીધેલોછે. તેમાં સોનેરી ધોળનું જે કામ આવેલુંછે તે ધોળ જતો નહીં રહે તે સારૂં કાચનાં કટકાઓની વચમાં સોનાનો વરખ મુકીને કાચ મોઝઇકમાં જડેલોછે, જે રીપેર વગર ઘણો ખરો ખરી પડયોછે, અને જેના ટુકડાઓ અહીનાં મુસલમાન રખેવાળો જોવા જનારાઓને વેચેછે. એ મસજીદ હમણાં ઘણી ખરાબ હાલતમાં રાખેલીછે, અને તેનું ભાગ તુટ ચુના કામથી રીપેર કરવાથી મોઝઇક વર્કમાં ધાબાં પડી જઇને સઘળો તેનો દેખાવ બગાડી નાંખયોછે. એનાં ચાર મીનારા મુસલમાન સુલતાનોએ પાછલથી બાંધેલાછે, તેપણ ઘણાં સારા અને જેબ આપેછે, અને જો આગલની માફક રીપેરમાં રાખી હતે તો એનાં જેવી બીજી મસજીદ કેઠે હતે નહીં એવું કેહેવાતે. અહીંનાં ક્રીસ્ચીયન લોકો કેવા વેહેમીછે તેનાં દાખલા દાખલ એ દેવલમાં એક થાંભળોછે, જેને બ્રાંનઝ ધાતુનું પતરૂં થોડી ગમથી જડી લીધેલુંછે, તેમાં એક આંગલું જાય એટલો ખાંચો પથરમાં પાડેલોછે. તેને વાસતે કહેછે કે અસલ જયારે એ મશજીદને દેવલ દાખલ વાપડતા હતા ત્યારે એમાંથી ખુદરતી પાણી વેહેતું હતું જે લઇને કપાલ ઉપર તેની નીશાની કરે તો આજારી માણસો સારાં થતાં હતાં, પણ મુસલમાનોએ એને મશજીદ બનાવી ત્યારથી તે પાણી સુકાઇ ગયુંછે. એક ઓરડો હમણાં બંધ પડી રહેલોછે, જેનું બારણું જોયા ભેલ ચીણી લીધેલુંછે. તેને વાસતે કહેછે કે જયારે મુસલમાનો ખ્રીશટીઓને હેરાંન કરીને મારી નાંખતા ત્યારે હીંયા હજારો ક્રીસ્ચીયનો ભરાઇ રહયા હતા, જેઓમાંથી એક પરેજગાર શખસને બીજાઓ સાથે મારવા આવ્યા, ત્યારે તેને ખોદા પાસે દુવા માંગી બંચાવ કરવા કહયો. તે વખતે એ ઓરડાનું બારણું ઊઘડી ગયું, તેમાં તેને ભરાઇ જવાનો એસારો થયો, અને જેવો અંદર ગયો કે તેનું બારણું બંધ થઇ જઇ તેને બદલે દેવાલ થઈ ગઇછે, અને મુસલમાનો એ દેવાલને ભાંજીને અંદરનાં ઓરડામાં જોવા માગેછે કે શુંછે તો ધરતીકંપ થઈ આવેછે અને તેઓનાં હાથ પગને લકવો થાયછે. એવું એવું અહીંયાનાં ક્રીસ્ટીઓ ઘણું માનેછે, જેથી સુધરેલા લોકોને આવા વેહેમી જોઇને આપણને અચરતી ઉપજેછે. અહીંયાં મુસલમાનો ભણવાની જગ્યા આગલ ઘણી મોટી થાંભલા જેવડી મીણબતીઓ વાપડેછે, જે એ લોકનાં રમજાનનાં દીવસોપર ૪૦)દીવસ અને રાત બળતી રહેછે. એ મુજબ મીણબ-

તીઓ મશજીદમાં બળતી આજેહમોએ પેહેલ વેહેલીજ જોઈ હતી. જોયા મેલે એ લોકોએ ખ્રીસ્ટીઓને જોઇને એ ચાલ દાખલ કીધી હશે. એ મશજીદમાં મહમદ પેગમબરનો પોતાનો ભણવાનો ગલીચો ટાંગી રાખેલોછે. અસલ એ ઇમારત દેવલ દાખલ બાંધી હતી, તેનો ક્રાસની નીશાનોઓ ઘણે ઠેકાંણેથી ઘસી કાહાડાછે, તોપણ થોડી થોડી જગ્યાએ રહી ગયલીછે, તથા એનાં બાંધનાર શાહનશાહની મા સેંટ હેલીનાને એક બારણાંને મથાળે દાટેલીછે તેની તકતી ત્યાં હજી રહેલીછે, અને તેની ઉપર તેણીનાં તથા શાહનશાહ કોન્સ્ટનટાઇનનાં ચાંદા કોતરેલાછે.

એ જોઇને એની પાસે ચાર પાંચ સુલતાનોની ઘોરો તેઓનાં કુટંબ સુધાં છુટે છુટે સંગેમરમરની બાંધેલીછે તે જોવા ગયા, તેમાં અંદરથી તેઓને દાટેલાછે ત્યાં એક મોટી એજ પથરની લાદી મુકીને તે ઉપર લાકડાંની ઘોરો બાંધો લીધીછે, જેની ઉપર રેશમી ઇપા કસબી ભરતનું કપડું તેઓનાં નામ નીશાન ભરતમાં ભરીને ઉપર ઓરવેલું છે, તથા માથાં આગલ નાહાના થાંભળા ઉપર તેઓની પાઘડી ઇપા તોપી ઓરવી રાખેછે, તથા ઘોરોની આસપાસ મોટી ચાર સમેદાનીઓમાં મોટી મીણબતીઓ મુકી રાખેછે, જે એઓનાં મરણનાં તથા બીજા તેહેવારો ઉપર સલગાવેછે. દરેક સુલતાનની ઘોર આગલ કોરાન રાખવા સારૂં એક રૂપાંનો બાકશ રાખેછે, અને ભણવા સારૂં મુલાંઓ જાથુક ત્યાં પડી રહેછે. ઘોરો અંદરથી સાદીછે પણ તેની ઉપરનું બાંધકામ ઘણું ખરૂં તદન સંગેમરમરનું બાંધેલું છે. દરેક સુલતાનની ઘોરનું ઘેર જુદુંછે તેમાં તેઓનાં બચ્ચાં, ઓરતો, અને ભાઇઓને આસપાસ દાટેલાછે.

એ જોઇને અતરેનાં વખણાયલા તરકીશ બાથ (હમામખાનાં) માં ગયા હતા. આએ દેશ જો કે હમામો માટે વખણાયલું છે તો પણ હમારા ધારવા મુજબ હમોએ લંડન, પેરીસ અને બીજાં મોટાં શેહેરોમાં જોયાં તેના જેવાં એ સરસ અને સગવડવાલાં નથી. ત્યાંથી નીકલેલા હીંયાની વખણાયલી બજાર જોવા ગયા. એ જગ્યા તદન દુકાંનોથી ભરાયલીછે, અને મુંબઈનાં કાપડ બજારને મલતી આવેછે. દરેક મોહોલામાં એકજ વણજનું બજારછે જેમકે એક મોહોલો ઝવેરીનો, બીજો કાપડીઆનો, અને ત્રીજો બુટ સપાટાનો, એ પ્રમાણે છુટા છુટા મોહોલાઓ કરી તેનાં રસતા ઉપર ચુનાનાં આરકાં રોકાં છાપરાં કરી લીધેલાંછે. એવી બજારો અહીંયાં ઘણીછે અને ત્યાં લખો રૂપીઆનો માલ વેચાયછે, તથા તે લેવા આવનારાઓની મોટી ભીડ હમેશાં રહેછે, જેમાં ઓરતો મુખીઅછે. એ ઓરતો મોહોડાં ઉપર નામનો પડદો રાખેછે, તેઓની આંખ, નાક, તથા મોહોડું પણ ઘણું ખરૂં ખોલું રહેછે. એ બજારો જોઇને પછી સુલતાંન અઝમતની મશજીદ જોવા ગયા. એ મશજીદનાં ૬) મીનારાછે, અને હીંયાંથી હાજીઓનો કાફલો દર શાલ મકે જાયછે તે આએ મશજીદ આગલ એકઠો થઇને નીકલેછે, જેને સારૂં આખા ગામનાં લોક બંદગી કરીને ગામની બાહાર સુધી મુકવા જાયછે. એ કાફલાની સાથે અહીંયાંનો સુલતાંન મક્કાની ઘોર સારૂં ચાદર તથા બીજી ચીજો મોકલાવેછે, અને આગલતો તેઓની સાથે લશ્કર પણ લુતારાઓથી બંચાવવા સારૂં મોકલતો હતો. એ મશજીદમાં કોન્સ્ટાંટીનોપલથી તે છેક મકે જાય ત્યાં સુધીન રસતાનો ફરમો, પાહાડો તથા મક્કાની ઘોરવાલાં ઘેર સુધાંનો મુકેલોછે; પણ હમો તે જોવાપરથી ધારીએ છીએ કે તે બરાબર બનાવ્યો હોય એવો લગતો નથી. એમાં હારબંધ એક બાજુપર પાહાડો એક એકથી ચડતા બનાવી ત્યાંથી એક આડાં-

કટરો રમતો કરીને મક્કા આગલ લાવી મુકેલોછે, જયાં પોરવાલું મકાન તેનાં કદથી ઘણું મોટું બનાવી દીધેલું લાગેછે. એ મશજીદમાં અંદરથી કાંઈ ઘણું જોવા લાયક નથી, ફક્ત એનાં ગુંબજનાં થાભળાઓનું કદ ઘણું મોટુંછે. તે આશરે ૧૭) ફીટ ડાયમેટર અથવા પરીઘમાં હશે.

એ જોઇને હીપોડ્રોમ કરીને એક મોટા ચોકછે તે જોવા ગયા, જેને અહીંયાંનાં લોકો અંત મેદાન કરી કહેછે. એ કોન્સ્ટાંનટીનોપલમાં સૌથી મોટા ચોક ગણાયછે. તેની આસપાસ નાઘળાં નાઘળાં ઘર આવેલાંછે. એ જગ્યા આગલ ગ્રીક રાજયનાં શેહેનશાહ સીવિરસે બાંધી હતી, અને ત્યાં સરત તથા બીજી રમતો થતી હતી. તે જોવા સારૂં તેની આસપાસ સંગેમરમરનાં પથરોની બેઠકો કીધેલી હોવાથી તે વખતે ઘણું સોભઇતું લાગતું હતું, પણ પાછલથી બીજાઓ સઘળો પથર કાહાડી લઇ જવાથી હમણાં ખાલી મેદાન પડેલુંછે. એમાં આગલ એટલાંતો દેવતાઓનાં પુતળાં મુકેલાં કહેછે કે હમણાં તેટલી વસતી માણસોની એ ભાગમાં હશે નહીં; પણ તે સઘલું જતું રહયુંછે, ત્યાં ફક્ત ઇજીપ્તથી લાવેલા ૫૦) ફીટ ઊંચાગોળ સ્થંભ, જે ઘણું કરીને કલીયોપાત્રા નીડલ (Cleopatra Needle) ને મલતો આવેછે, પણ તેની ઉપરનું કોતરકામ તેનાં કરતાં સારી રીતે જલવાઇ રહેલુંછે. એ થંભ સને ૩૯૫)નાં શાલમાં ઠીઓડોશીઅસે લાવીને મુકયો હતો. એ ઉપરાંત એક તાંબાનો થાંભળો મુકેલોછે, જેને સાંપનો થંભ કરીને પણ કહેછે. તે ૧૬) ફીટ ઊંચો અને તેની બનાવત જાણે ત્રણ સાંપ એક એક સાથે વીંટળાયલા હોય તેવી છે, પણ તે સાંપનાં ડોકાં અસલ મથાળાં પરથી છુટાં રાખીને તે ઉપર એપોલો ઓફ ડેલફાઇ કરીને આગજનાં દેહેરાંમાંથી પ્રીસ્ટેસ (ઓરત ધરમગુરૂ)નું વાસણ ક્રીયાને લગતું મુકવાની જગ્યા કીધેલી હતી, પણ જયારે મુસલમાનોએ એ શેહેર જીતી લીધું, ત્યારે પાદશાહ બીજા મહમદે તે ડોકાં પોતાને હાથે કાપી નાંખ્યાં હતાં. એ થંભને વાસતે હીરાડોટસની તવારીખમાં કહેછે કે અસલનાં ગ્રીક લોકોએ સને ૪૭૯)ની આગમજ જયારે પ્લીટીઇની લડાઇ ઇરાનીઓ પર જીતી પોતાનું છુટાપણું મેળવ્યું, ત્યારે તેની યાદગારીમાં ઇરાનીઓનો ખજાનો લુટયો તેમાંથી સોનાનું એક મોટું વાસણ બનાવી એ થાંભળો જે ઉપલાં દેહેડાંનાં ઓલટર આગલ હતો તે પર મુકયું હતું.

એ જોઇને પછી જાનીસરીસ કરીને આગલનાં સુલતાનોની રીજમીટ હતી તેને લગતી બરાઓ જોવા ગયા હતા. અહીંયાં હમણાં હુનર સાલા (School of Industry) કાહાડેલીછે, અને ત્યાં ૩૦૦) છોકરાઓને જાત જાતનો હુનર શીખવેછે. એક ઇમારતનો ભાગ છુટો રાખીને ત્યાં અસલનાં તરકીશ પેહેરવાસોનો સંગ્રહ કીધેલોછે, તે સારૂં લાકડાંનાં ઘણાં બદસુરત પુતળાં બનાવી તે પોશાકો તેઓને પેહેરાવેલાછે, જે ઘણાં નવાઇ જેવાં લાગેછે. જાનીસરીસને લગતા પોશાકો તેમાં ઘણાંછે, જેઓની પાઘડી અતીઘણી મોહોટી જાણે એક કપડાંનો ગાંસડો માથાં ઉપર મુકેલો હોય તેમ લાગેછે. એ જાનીસરીસો એકસો વરસની વાત ઉપર એટલું તો જોર ધરાવતા હતા કે સુલતાનોને તખ્ત ઉપર બેસાડે તથા તખ્ત ઉપરથી ઉઠાડે, પણ તે સઘળાઓને મહમદ સુલતાને વારાફરતી પકડીને ફાંસી દેઇ તે રીજમીટ કાહાડી નાખી હતી.

એ જોઇને હોંયાં અસલ પાણી એકઠું કરવાની મોટી ટાંકીઓ જમીનમાં બાં-

ઘેલીછે તે જોવા ગયા હતા. એને અ- હીંયાંનાં લોકે બીન બેરદરીક કયાને એક હજાર અને એક થાંભળા કરીને નામ આપેલુંછે. એ ઘણુંજ મોટું ટાંકુંછે અને તેનું મથાળું શોભાવવા સારૂં તેમાં મોટા મોટા થાંભળા આપેલાછે. એક ટાંકાંની હેઠે બીજું અને તેની હેઠળ તરીજું એમ બાંધેલુંછે, અને થાંભળાઓ પણ એક એકની ઉપર ત્રણ થડમાં બાં- ધેલાછે, જે આશરે એક હજાર હોવાથી તેનું નામ ઉપર મુજબ આપેલુંછે. હમણાં એ ટાંકું ઘણી બીસમાર હાલતમાંછે, અને તેમાં પાણી નહીં રેહેવાથી રેશમનાં વણ- કરો ત્યાં પોતાનુ કામ કરેછે. એનો દેખાવ જાણે થાંભળાઓથી એકજ હોય એમ લાગેછે.

એ જોઇને અહીંયાંનો છેલો સુલતાન અબદુલ અઝીઝ જેને તખ્ત ઉપરથી હ- મણાં રૂશીઆ સાથની છેલી લડાઇ વખ- તે ઉઠાડી મુકી બંદીખાનાંમાં મારી નાં- ખ્યો હતો, તેની ઘોર જોવા ગયા હતા. એ ઇમારત એની ઘોર વાસતે બાંધેલી નથી પણ એનાં બાપ બીજા મહમદને સારૂં બાંધે- લી હતી, તેમાં એને દાટેલોછે. એ શીવાય બીજા સઘળા સુલતાંનોની ઘોરની ઇમા- રતો છુટી છુટી બાંધેલીછે. એ ઇમારત તદન સંગેમરમરનીછે, અને સુલતાનની ઘોર ઉપર ઘણી ઊચી વણતનું કસબી ભરેલું કપડું મુકેલુંછે, અને તે ઉપર એની જીંદગીનો હેવાલ ભરેલોછે. એની આસપાસ ચાર બતીઓ મુકવાની રૂપાંની બનાવેલી મોટી સમેદાની એની મા જે હજુ જીવતીછે તેણે મુકાવેલીછે. એનો બાપ જેને એની પાસેજ દાટેલોછે તેની ઘોરની આસપાસ રૂપાંનાં કટેરા ભરી લીધેલાછે, તથા તેની ઘોરનાં મથાળાં આગલ તેની પોતાની પેહેરવાની તોપી તથા તે ઉપર હીરાનો સરપેચ મુકી રાખેલોછે, જે ઘણો કી- મતીછે. કોરાન વાંચવાની માચી તથા મુકવાની પેટીઓ સઘળું તદન રૂપાંનું બનાવી મુકેલુંછે.

એ જોઇને બલી ગયલો થંભ કરી એક મોટો થંભછે તે જોવા ગયા હતા, જે ૧૦૦) ફીટ ઊંચો અમે દીવાન ઇ- ઓાલી મોહોલામાંછે. એ પથરાનો બના- વેલોછે પણ આ જગ્યાપર ઘણી વખતે આગ લાગવાથી તે ફાટી ગયલોછે, તેથી તેને લોખંડનાં મોટા ચાપડા આપી શોભાવેલોછે. એની ઉપર આગલ શેહેનશાહ કાન્સ્ટાંટાઇનનું પુતળું મુકેલું હતું એમ કહેછે. એ થાંભળો ઘણી કારીગી- રીથી બનાવેલો હતો પણ હમણાં ઘણોજ બીસમાર હાલતમાં જાણે આજે પડી જાય તેવો થઇ રહેલોછે. એ જોઇને કબુતરોની મશજીદ જોવા ગયા હતા. એ મશજીદ કાંઇ જોવાલાયક નથી, ફક્ત હજારો કબુ- તરોને પાલેલાંછે, જે લોકો જોવા જાયછે તથા અનાજ નાંખેછે ત્યારે તે બધાં એકદમ એકઠાં થાયછે. એ જોઇને પછી સુલતાન મહમદનો મીનારો જોવા ગયા હતા. એ મીનારો ઘણો ઊંચોછે અને તે ઉપરથી જો શેહેરમાં આગલાગી હોયછે તો નીશાની કરીને આગ બુજાવનારાઓને ચેતવણી આપવા સારૂં બાંધેલોછે. તે ઉપરથી દેખાવ ઘણો સરસ દેખાયછે, અને આખું કોન્સ્ટાંટીનોપલ શેહેર તે ઉપરથી જાણે રમકડાં ગોઠવ્યાં હોય તેવું દીસેછે. એ શેહેર ચાર ભાગમાં પાણીથી વેહેચાય- લુંછે, અને તેઓની વચમાં ગોલ્ડન હાર્ન બારૂં તથા બોસફરસની ખાડી અને બાહારથી મારમોરાલાં દરીયો આવેલો હોવાથી દેખાવ ઘણોજ સરસ દેખાયછે. તે ઉપરાંત શેહેરમાં વગર ગણત્રીની મશજી- દોનાં મીનારાઓ દેખાવની ખુબસુરતીમાં ઉમેરો કરેછે. એ મીનારાની આસપાસ મોટું મેદાન ખોલું રાખેલુંછે, અને તેને ફરતી સરકારી ઇમારતો આવેલીછે તેથી

મજેનું લાગેછે. અહીંયાં આજે ઇમપીરીઅલ ગાર્ડસનું વાજું વાગતું હતું. તેઓએ ત્રણ રાગ વજાડયા તેમાં બે અંગ્રેજી અને ત્રીજો સુલતાન અબદુલ અજીઝનો માર્ચ કરી સ્વદેસી રાગ વજાડયો હતો. એ દેશી રાગ ઘણો મજેનો અને દીલપસંદ લાગેછે. એ ત્રણે રાગ અરધા કલાકમાં ઉતાવળથી જાણે દોડાદોડ પડી હોય તેમ વજાડીને વાજું પાછું જતું રહયું હતું, અને જતું રહે તેમાં નવાઇ જેવુંબી નહીં, કારણ કે ભાયગે ત્યાં ૫૦) માણસો પણ ઉભાં રહયાં હોય અને ગાડીઓમાં તો હમારી બે ગાડીઓ શીવાય બીજી હતીજ નહીં. ત્યાંથી નીકળેલા સુલતાન સુલેમાનની મસજીદ જોવા ગયા હતા, જે મુસલમાન લોકોની અહીંની મસજીદોમાં સોથી સરસ ગણાયછે. તે સને ૧૫૧૫ નાં શાલમાં સુલેમાન સુલતાને બંધાવી હતી. એ ૨૨૫ થી ૨૧૫ ફીટની અને ઘણીખરી સેંટ સોફાયાની મસજીદની બાંધણીને મલતી આવેછે. તેમાં જાતજાતનો રંગીન સંગેમરમમરનો પથર વાપરેલાછે, તથા તેની અંદર રંગીન કાચની અરબી હરફોથી લખેલી બારીઓ પણ દેવલની માફક મુકેલીછે, જે હમોએ આજેજ મશજીદમાં પેહેલ વેહેલી જોઇ, તથા ત્યાં મોઝઇક વર્ક પણ ઘણો વાપરેલોછે. એનો ગુંબજ ૮૬) ફીટ પરીઘમાંછે. એ મસજીદ નવી જેવી સારી હાલતમાં રાખેલીછે, અને જોકે સેંટ સોફાયાની બરોબરી કરી શકતી નથી, તોપણ સારી હાલતમાં હોવાને લીધે વધારે ભપકાદાર માલમ પડેછે. અહીંયાં મુલાંઓ ઘણાં રહેછે, જેઓ હમેશાં ઘણાં તોફાની કહેવાયછે, તેથી કાંઇપણ ગડબડ હોયછે તો આએ મશજીદપર લશકરી ૦ સીપાઇઓની ચોકી રાખવામાં આવેછે. હમો ગયા ત્યારે પાંચ જુદી જુદી જગ્યાઓપર ઘણાં જણાંઓ બેસીને મુલાં પાસેથી કોરાનની સમજ શીખતા હતા. તેઓ ગોળ ચકરાવો કરી બેઠેલા, અને તેઓનાં બાસડાં તેઓની સાંમે વચમાં ઢગલા કરીને મુકેલાં હતાં. એ જોઇને એનીજ પાસે એનો બાંધનાર સુલતાન સુલેમાન (The Magnificent) ની ઘોર જોવા ગયા હતા. એ ઘોર ઘણી સારી બાંધેલીછે, અને તેનાં ગુંબજમાં છુટા છુટા ઉપરથી દશ હીરા જડેલાછે, જે નીચેથી ચલકતા દીસેછે, પણ ખરા છે કે ખોટા તે ખોદા જાણે. ઘોરની આસપાસ સીપના કટેરા જડેલાછે તથા દેવાલ ઉપર અંદરથી કોરીનો ઇટો જડેલીછે, જે ઉપર કોરાનનાં અક્ષરો કોતરેલાછે. એ જોઇને પછી એની પાસે તેની ક્રીસ્ચીયન ઓરતની ઘોરછે તે જોવા ગયા હતા. તેનું નામ રોકશાલન હતું જે હનગરીની રેહેવાસી હતી. તેને વીશે કહેછે કે સુલતાનનાં બુંનથી તેનો છોકરો જયારે અઢાર વરસનો થયો ત્યારે કોઇએ તેને મેણું મારયું કે તારી મા તો ક્રીસ્ચીયન છે, તેવાજ તેણે જઇને પોતાની માને પુછયું, અને તેણીએ હા કહ્યું કે ચીડમાં આવી પોતીકી માને ખંજર મારીને મારી નાંખી હતી એ ખબર સુલતાનને પડવાથી તેણે ચીડમાં આવી પોતાનાં છોકરાને મારી નખાવ્યો હતો જેને પણ પોતાની માની ઘોર પાસેજ દાટેલોછે. એ જોઇને પછી શેહેરમાં ફરી આવ્યા હતા. અહીંનાં ખરાબ રસતા વીશે આગલ હમોએ લખ્યુંછે. તે સઘળા કાંઈ ખરાબ નથી પણ કોઈ કોઇ સારા બનાવેલાછે. બોસફરસની બાજુપરનાં ઘેરો ઘણાં સારાં અને મોટાં બાંધેલાંછે, પણ અંદરનાં ભાગનાં ઘેરો ઘણાં ખરાબ અને નાઘળાંછે. દરેક ઘેર કે જેમાં મુશળમાનો રહેછે તેની બારીને જાલીઓ ભરી લીધેલીછે, જેમાંથી તેઓની ઓરતો રસતે જતાં લોકોને પોતે દીસવા વગર જોઇ શકેછે.

**તા૦ ૪ થી અક્ટોબર ૧૮૮૧—** આજે સવારનાં બોસફરસની એશીઆની બાજુપર સ્કુટરીમાં આવેલો સુલતાનનો "બેલર બે" કરીને મેહેલછે તે જોવા ગયા હતા. એ મેહેલ માફકશરજ ઇટ અને ચુનાનો બાંધેલોછે, પણ તેનાં થાંભળા તથા ડેહેલાંનાં બારણાંઓની બરસાબો સંગેમરમરનાં પથરનીછે. એની અંદરનો ભાગ સારો સીણગારેલોછે. એનો દાદર લાકડાનાં મોઝઇક વરકનો ઘણો સારોછે, તથા એક બીજો ગમનો દાદર જનાનખાના તરફ આવેલોછે તે ઘણી સારી ઢપમાં બાંધેલોછે. મેહેલમાં ફરનીચર ઘણુંજ ઉંચી જાતનું યુરોપીયન રીતનું મુકેલુંછે, અને ઓરડાઓમાં જુદા જુદા રંગનું ફરનીચર તથા પડદા કીધેલાછે. જનાનખાનાંનો ભાગ પણ ઘણો સરસ સણગારેલો, અને ત્યાં ગાદીઓની બેઠક ઘણી ઉંચી સાટીનની કીધેલી, તથા હમામખાનું પણ સઘળું સંગેમરમરનાં પથરનું બાંધેલુંછે. સુલતાનનો સુવાનો ઓરડો તથા તેની માએ અને બઇરીઓને સુવાનાં ઓરડા પણ સારાછે. જનાનખાનામાં એક મોટું દીવાનખાંનુછે, તેમાં વચમે એક ફુંવારો બાંધી તેની આસપાસ મજેની બેઠકો સઘળી સંગેમરમરનાં પથરની બાંધેલીછે, જયાં ઓરત લોકો જાણે બાગમાં બેસતાં હોય તેમ ત્યાં ફુલ પાનનાં કુંડાંઓ મુકીને તે ફુવારાની આસપાસ બેસવાનું કીધેલુંછે. એ લોકોનું બીજું દીવાનખાનું મુલાકાત લેવાનું ઘણું સરસ સણગારેલુંછે, અને તેમાં મેજો તથા શોભા વસ્તુઓ સઘળું રૂપાકામનું મુકેલુંછે. એ ઉપરાંત બીજું ઘણું એ મેહેલમાં જોવા લાયક હતું, અને એ ઉપરથી એ સુલતાનોનાં જનાનખાનામાં શી રીતે ભપકો રેહેછે તેનો થોડો ઘણો ભાસ આવેછે. એ મેહેલમાં સુલતાન કાંઈ જાથુક રેહેતો નથી, પણ મોજ કરવા ઇથા હવા ખાવા સારૂં આવેછે, તથા એને લગતાં થોડાંક જીવતાં જાનવરોનો સંગ્રહ પણ સારો કીધેલોછે, એમાં બે વાઘ ઘણાંજ જંગલી અને ચીડીયલ હમોએ જોયા હતા. એટલા ચીડીયલ વાઘ હમોએ બીજે કેરે જોયા નથી. તેઓનું પીંજરૂં અતીઘણું મોટું રાખેલુંછે, તેમાં તેઓ છુટથી દોડી આપણાં આંગપર ધસી આવવા જાયછે, તથા જોયા મેલે એને ખાવાનું પણ ઘણું આપ્યાથી તેઓ ઘણીજ સરસ હાલતમાં રહેલાછે. ઓશટરીચો (શાહમુરગો) પણ ઘણાં જથાબંધ એક મેદાનમાં રાખેલાંછે. તે જોઇને પાછા કોઇકશ(Caiques) બોટોમાં બેસીને પીશનાં કીનારા ઉપર આવ્યા હતા. એ કીનારાની થોડેક દુરથી એક નાધલી મશજીદ આવેલીછે, જેમાં દર શુકરવારે સુલતાન ઘણી ધામધુમથી ભણવા જાયછે. એનો રેહેવાનો મેહેલ એનીજ પાસે આંવેલોછે, તેમાંથી હમણાંનો સુલતાન છેક ગાડીમાં બારણાં સુધી આવીને થોડાંક પગલાં લોકોની સાંમે ચાલીને ઉતાવળેથી મશજીદમાં જતો રેહેછે. તેને જોવાને અતી ઘણી ભીડ મલેછે, અને સ્વારીમાં રીજમીટ વગેરે બીજી ધામધુમ ઘણી થાયછે. સાથે જનાનાંની ઓરતો પણ ગાડીઓ ભરીને આવેછે. તેઓ મશજીદમાં જતાં નથી પણ સુલતાન મશજીદમાંથી બાહાર પાછો આવે ત્યાંસુધી ગાડીઓમાં બેસી રહેછે. હમોએ બે દીવસમાં જે કોન્સ્ટાંટીનોપલ જોયું તે ઉપરથી ખબર કાહાડતાં બીજું કાંઈ જોવાનું બાકી ન હતું, તેથી હમોએ આજે ઓસ્ત્રીયન લોઇડની જે સ્ટીમર જતી હતી તેમાં જવાનો ઠેરાવ કરીને બપોરનાં ત્રણ વાગે સ્ટીમર ગેમ બોજમાં સવાર થઈ કોન્સ્ટાંટીનોપલ છોડયું હતું. એ શેહેરની વીગત જેમ આગલ આપીછે તેમ બાહારથી ઘણું ભપકાવાળુંછે, પણ અંદરથી યુરોપનાં બીજાં શહેરો જોયા પછી કાંઇપણ જોવાલાયક માલમ પડતું નથી, અને રસતા એવા તો ખરાબ હાલત-

માંછે કે હીંદુસ્તાનનાં રજવાડાઓનાં નાંધળાં ગામમાં પણ તેથી સારા હશે. કચરો તથા કાદવનું તો કાંઈ ઠેકાણુંજ નહી મળે; મ્યુનીશીપાલીટી તે શું છે તે અહીંયાનાં લોકો જોયા મેલ સમજતા નથી. અહીંયાં નામને ખાતર આસરે ચાર પાંચ મૈલ લાંબા રસતાની રેલવેની ગાડીછે, જે ગેલેતાથી પીરા સુધી આઓ વખત મુંબાઇમાં ટ્રામ દોડેછે તેમ દોડયા કરેછે. એ શીવાય હીંયા બીજી સારી ગોઠવણ કશી નથી. હીંયાથી આસપાસનાં દેશોમાં તો શું પણ એનાં પોતાનાં લગતાં ગામોમાં જવાને વતીક આગગાડી તથા ટ્રામવે નથી. હમો યુરોપ ખંડમાં બંધે ફરયા તેમા એજ દેશમાં આગગાડી જોઇ નથી, અને બધી રીતે જાણે સુધરાઇથી દુર રેહેતું હોય તેવી હાલતમાંછે. કાન્સ્ટાંટીનોપલ ભયંકર આગો લાગવાને સારૂં ઘણું વખણાયલુંછે, અને હીંયાની કોઈ કોઈ આગમાં તો ૫૦૦૦૦) ઘરો થોડા કલાકમાં બલી ગયાં હતાં. એનાં મોહોલા સાંકડા તથા ઘરો ઘણાંખરા લાકડાના બાંધેલા હોવાથી આગને ફેલાવો પામતાં વખત લાગતો નથી, અને વળી આગને બુજાવવાની ગોઠવણો કશી પણ રીતે મનમાનતી નહી હોવાથી આવી આગો લાગે તેમાં નવાઇ જેવું દીસતું નથી. આગની વખતે બુંબાખાનાંમાથી નાધળા બાકશો જેવા બુંબા ત્યાનાં રખેવાળો પોતાની ખાંધપર ઉચકી લઇ જઇને જેઓનાં ઘરો આગથી જોખમમાં હોય તેઓ પાસેથી પેહેલાં પૈસા લેવા ઉભા રેહેછે, અને જે આપે તેનાં ઘરોપર પાણીનો મારો ચલાવેછે. હમણાં આગોથી મોહોલાઓનાં મોહોલા બલી ભસમ થઇ જવાથી તેઓને કુશાદે કરી તેમાંનાં ઘર ઇટ ચુના તથા પથરનાં બાંધેછે, તેથી આગલ ચાલતાં એવી મોટી આગો લાગવાનો અટકાવ થશે. તરકીનું દેશ એના છેલા સુલતાનોની બેદરકારીથી ઘણુંજ ખરાબ હાલતમાં આવ્યુછે, અને છેલી રૂશીઆ સાથની લડાઇ પછી એની પાસે યુરોપમાં ઘણીજ થોડી જગ્યા બાકી રહેલીછે, અને તે ઉપર ખેતીવાડી પણ બરોબર કરતા નથી, તેથી અનાજ તથા ગાય ઢોર સઘળું રૂશીઅન દેશો તરફથી પુરૂં પાડયામાં આવેછે. અહીયાંનાં લોકોનાં કેહેવા મુજબ જો ત્યાંથી આવતો અનાજ બંધ થાય તો દુકાલ પડયા વીના રેહે નહીં એવુંછે. છેલી રૂશીઅન સાથની લડાઈ વખતે પણ મોટી કીમતો આપીને રૂશીઅનો પાસેથીજ અનાજ છુપો વેચાતો લેતા હતા, એમ હમારા ગાઇડથી સાંભળયુંછે. તરકીને હસતકનાં દેશોની વસતી સને ૧૮૭૮ નાં શાલની (બરલીન ટ્રીટી આગમજ) આસરે સાડા ચાર ક્રોડ આદમીની હતી, તેમાં યુરોપમાં ૮૭) લાખનીછે, અને જમીન નવ લાખ ચોરસ મૈલની કેહેવાતી હતી. હમણાં રોમાનીઆ, બલગેરીઆ અને રૂશીઆને તથા બીજાં દેશોને તેમાંથી મોટા ભાગ જમીન અપાવી દીધાથી એ રાજ ઘણું નાધણું થઇ ગયુંછે. એનો સુલતાન અબદુલ હેમદ બીજો કરીનેછે, જે પોતાના ભાઇની જગ્યાએ તખ્તનશીન થયલોછે. અહીંયાનાં રેવાજ મુજબ દીકરો બાપની ગાદીએ બેસતો નથી, પણ ભાઈ જે વડો રહયો હોય તે બેસેછે, તેથી આગલા સુલતાનો પોતે તખ્ત ઉપર આવે તેવા પોતીકા છોકરાને ગાદી ઉપર બેસવાનું બને કરીને પોતીકા ભાઇઓ તથા ભત્રીજાઓને મરાવી નાંખતા હતા; પણ હમણાં સો વરસ આસરેથી એ રેવાજ બંધ પડેલોછે, અને ભાઇઓને વગર મારવે તખ્ત ઉપર આવવા દેછે: બધા ભાઇઓ આવી રહયા પછી વડા ભાઇનો વડો છોકરો ગાદીએ બેસેછે. એઓનાં કાયદા મુજબ ખાનદાનમાં જે ઉમરે વડો મરદ હોયં તે તખ્ત ઉપર આવવો જોઇએ.

તરકીનું લશ્કર સલાહની વખતે ૧૬૦૦૦૦) અને લડાઈ વખતે ૬૦૦૦૦૦) માણસનું થાયછે. એની આવક ૧૪) કરોડ અને ખરચ ૧૭) કરોડ તથા કરજ ૨ાા અજબ રૂપીયાનું તેમજ ઇંગ્લાંડ સાથેનો એનો વેપાર ૧૧) કરોડનોછે. કાન્સ્ટાંટીનોપેલની વસતી તેનાં પડાં સુધાં ૧૦) લાખની કેહેવાયછે. હીંયાં દીવસનાં કલાકો ઘડીયાલોમાં માડવાની નવી રીતછે. સુરજ ઉગેછે ત્યારે બાર ઉપર કાંટો માંડેછે અને તે પછી આખા દીવસનાં કલાકો ચાલેછે. જો સુરજ પાંચ વાગે ઉગેછે તો આપણાં બાર વાગેછે ત્યારે એ લોકોનાં સાત વાગેછે; હમણાં દીવસ તથા રાત સરખી હોવાથી સુરજ સવારનાં છ વાગે ઉગેછે, તેથી આપણાં બપોરનાં બાર વાગેછે ત્યારે એ લોકોનાં છ વાગેછે, અને જેમ સુરજ વધતો ઘટતો ઓછો દીવસમાં ઉગેછે તેમ ફેરફાર કરયા કરેછે, જેથી અલબતાં બીજાઓને સુરજ કયે વખતે ઉગેછે તે જાણવાને અડચણ પડતી હશે. આજે કાન્સ્ટાંટીનોપલ બપોરનાં ત્રણ વાગે છોડયું, અને બાકીનો દીવસ સ્ટીમરમાંજ ગુજારયો હતો. રાતનાં કાળો સમુદ્ર ઘણોજ જોરમાં થઈ આવ્યો હતો, અને હમારી સ્ટીમર ઘણી નાઘલી તથા જુની હોવાથી ડોલા ખાતી હતી, જેથી ઉતારૂઓનો મોટો ભાગ બીમાર પડયો હતો. એટલો જોરનો દરીયો હમોએ આગલ કોઈ વખતે જોયો ન હતો.

**તા૦ ૫ મી અકટોબર ૧૮૮૧**— આજે સહવારનાં હમારી સ્ટીમર કલાક ૬ ને ૨૦ મીનીટે વારનાં (Varna) નાં બંદરમાં લાંગરી અને હમો બોટોમાં બેસીને કીનારે ઉતરયા હતા. એ વખતે પણ દરીયાનો જોર ઘણો અને માજા જોસમાં હોવાથી બોટોમાં બેસતી વખતે જરાક મુશકેલી નડી હતી, તથા કીનારે ઉતરવાની જગ્યા અતી ઘણી ખરાબ હોવાથી ઘણી મેહેનત પડી હતી. બારાંનો ડંકો નામનો બાંધેલોછે, અને તેની દેવાલ ઉપર ઘણી નાઘળી એક લાખંડની આસરે બે ફીટ પોહોળી અને તપાને બદલે જાડા લોખંડનાં સલીયાની નીસરણી જેવી હતી. માજા ઘણાં જોરમાં હોવાથી તે સીડી ઉપર ઉતરવા સારૂં બોટ જરાક પણ થોભી શકતી હતી નહીં, તેથી ડંકા ઉપર માણસો ઉભાં રહીને હમો લોકનાં બેહુ હાથ પકડીને ખેંચી લેતા હતા. જો તપાસીને સીડી ઉપર પગ નહી મુકેતો હેઠળથી બોટ ખીસી જાય એટલે હેરાનગતી પડે એવું હતું. એ વારના શેહેર બલગેરીઆનાં પ્રીન્સને હસ્તકછે, જે તેને તરકીની છેલી લડાઇમાં મલ્યું હતું. એનું ગામ કાંઈ હમારા જોવામાં આવ્યું નહીં, કારણકે આગગાડી તરત હંકારવાની હતી, અને હમારો સામાન અહીંયાં ફુરજાવાળાઓએ તપાસ્યો તેથી વખત ઘણો જતો રહયો હતો. હમોએ કોન્સ્ટાંટીનોપલથી વાએનાં સુધીની પાંસરી ટીકીટ લીધો હતે તો સ્ટીમરવાલાઓ પોતીકી બોટમાં બેસાડીને કીનારે ઉતારતે, તથા સામન પણ આગગાડીમાં તે લોકોજ મોકલાવતે, જે સારૂં આગગાડી કીનારાનાં ઉતારા સુધી આવીને ઉભી હતી, પણ અહીં જવાનું હમોએ એકાએક ઉભું કીધાથી ટીકીટો સ્ટીમર ઉપરથી લીધી અને તેથી બોટ મેલવવાની તથા કીનારેથી સ્ટેશન જે આસરે એક મૈલ દુરછે ત્યાં સુધી જવાની હલામન ઘણી પડી હતી. એ રસતો ગાડીમાં જવાનો કાન્સ્ટાંટીનોપલનાં રસતા કરતાં પણ અત્તીઘણો ખરાબ હતો. જોકે એ ગામ એક ક્રીશચીઅન પ્રોન્સનાં હાથમાંછે તોપણ આ બંદરની ખરાબ હાલત રાખેલીછે.

હમો વારનાથી કલાક ૮—૩૦ મીનીટે આગગાડીમાં બેસીને નીકળેલા રટશચક(Rutschuck)કરીને બલગેરીઆની હદછે ત્યાં સાંજનાં ચાર વાગાને અમલે

પુગા હતા, જ્યાં હમારો સામાન ફરીથી રોમાનીઆની હદવાલાઓએ તપાસ્યો હતો. વારનાથી તે છેક રટશચક સુધીની જગ્યા ઘણીખરી વેરાન પડેલીછે તથા ખેતીવાડી બરાબર ચાલતી નથી. હમો રટચકમાં આગગાડીમાંથી ઉતરીને ત્યાંથી સ્ટીમરમાં બેસીને ડેન્યુબ નદી પસાર કીધી હતી, તે કલાક૪—૩૦ નાં નીકળેલા કલાક ૫) વાગેને સ્માર્દા (Smarda) કરીને રોમાનીઆની સરહદછે ત્યાં પાછા કીનારે ઉતરયા હતા, અને ત્યાંથી કલાક ૬) વાગે આગગાડીમાં પાછા બેશીને બુકેરેશટ (Bucharest) કરીને રોમાનીઆનું પાયતખ્ત શેહેરછે ત્યાં રાતનાં કલાક ૯) વાગે પુગા, અને હૉટલ બ્રાફત (Brofft) માં ઉતારો લીધો હતો. આગગાડી હીંયાંથી રાતનાં આગલ વધતી નથી તેથી હમોને અહીંયાં રેહેવાની ફરજ પડી હતી. હમોએ સ્માર્દાથી હીંયાં (બુકેરેશટ) સુધીનો રસ્તો પસાર કીધો તે સઘળામાં ખેતીવાડી થયલી જણાઇ હતી, તેમાં મકાઇબુઠા અને કોહોડાં ઘણાં હતા તથા લોકો સુખી હોય તેવું દીસતું હતું.

તા૦ ૬ ઠી અકટોબર ૧૮૮૧—આજે સવારનાં આગગાડી કલાક ૮—૨૫ મીનીટે ઉપડવાની હતી તેથી સકારેથી હમો બુકેરેસ્ટનાં શેહેરમાં ફરી આવ્યા હતા. એ શેહેરનાં રસ્તાઓ યુરોપનાં બીજાં શેહેરોનાં રસ્તા જેવાછે, અને ઇમારત તથા મોહોલા પણ મોટા અને કુસાદે તથા કોઇ કોઇ ઇમારત મજેની કારીગીરીથી બાંધેલીછે. આજે શેહેરનો પાદશાહ પેહેલો ચાર્લસ શેહેરમાં આવવાનો હતો, તેથી બધે ધામધુમ થઇ રહી હતી, તથા વાવટાનો સણગાર ઇમારતો ઉપર લોકો કરતા હતા. એ શેહેરની વસતી સને ૧૮૭૭ નાં શાલમાં પોણા બે લાખની હતી તે હમણાં વધીને હડી બાખની થઇ છે, અને બધી રીતે એ શેહેર આબાદ દીસેછે. એ દેશનો પ્રીન્સ અસલ તરકીનાં સુલતાનને તાબે હતો, પણ સને ૧૮૬૬ માં તે છુટો થયો અને તેને પ્રીન્સનો ખેતાબ મલ્યો હતો, તથા ત્યારપછી તરકી રૂશીઆની છેલી લડાઇ પછી ૧૮૮૧ માં પાદશાહનો ખેતાબ ધારણ કીધોછે. રોમાનીઆ દેશ આસ્ત્રીયા, રૂશીઆ, અને કાળા સમુદ્રની વચમે આવેલુંછે. તે ૪૯,૨૬૦) ચોરસ મૈલ, અને તેની વસતી ૫૩,૭૬,૦૦૦)ની કહેછે. એનું લશ્કર સમાધાનીનાં વખતમાં ૫૦,૦૦૦)નું અને લડાઇનાં વખતમાં ૨,૦૦,૦૦૦)નું કહેછે, તથા દેશની સરકારી ઉપજ વરસ દીને સાડા ચાર ક્રોડ રૂપીયાની તથા કરજ ચોવીસ ક્રોડ રૂપીયાનુંછે. એ દેશમાં ૮૮૦ મૈલની રેલ તથા ૩૨૫૦) મૈલનો ટેલીગરાફ નાંખેલોછે. હમો સવારનાં કલાક ૮-૧૫ મીનીટે બુકેરેસ્ટથી નીકળેલા સાંજનાં ૭ વાગે ઓરસોવા જે રોમાનીઆ અને આસ્ત્રીઆની સરહદછે તે પસાર કીધું હતું, અને વરશીઓરોવાનાં સ્ટેશન ઉપર ફરીને હમારો સામાન આસ્ત્રીયાના કુરજાવાળાઓએ તપાસ્યો હતો તથા પાછા આગગાડીમાં (ત્યાંથી સુવાનો ગાડી મલી હતી) બેસીને રાતનાં કલાક ૭—૩૦ મીનીટે નીકળ્યા તે આખી રાત રસતામાં ગુજારી હતી.

તા૦ ૭ મી અકટોબર ૧૮૮૧—આજે સવારનાં કલાક ૭—૩૦ મીનીટે બુડાપેસ્ટ (Budapest) કરીને હંગરીનું પાયતખ્ત શેહેરછે ત્યાં સ્ટેશનપર ઉતરયા હતા, અને એ શેહેર જેની વખાણ હમોએ સાંભળી હતી તે જોઇને પાછા બપોરની બીજી ટ્રેનમાં જવાનો ઠેડાવ કરી શેહેર જોવા નીકલ્યા હતા. એ શેહેરનાં મોહોલા તથા ઘેરો ઘણાં જોવા લાયકછે. એનાં રસતા પણ મજેની ફરસબંદીનાં કીધેલાછે. ડેન્યુબ નદીથી તે બે ભાગમાં વેહેંચાઇ ગયલુંછે, તેમાં

એકનું નામ બુડા અને બીજાનું નામ પેસ્ક કરીને (Buda & Pesth)છે, અને તેમાં છેલો જોવા લાયકછે. તેનાં એક બે મોહોલા બે મૈલ સુધી લાંબાછે, અને તેમાં શુગર અટ (Sugar Ut) કરીને મોહોલોછે તે યુરોપનાં મોટાં શેહેરની બરોબરી કરી શકે તેવોછે, તેમાંનાં અસલનાં સઘળાં જુનાં અને નાઘળાં ઘેરો તોડી પાડીને નવી મોટી મોટી ગંજાવર ઇમારતો બંધાઇ કેટલીકો તૈયાર થાઇછે, અને કેટલીકો બંધાયછે તેની વચમેનો રસતો ૧૫૦) ફીટ પોહોળોછે અને તેમાં પગે ચાલવાની પગઠીઓ ચાર, ગાડાં તથા સામન લઇ જવાનાં રસતા બે, તથા તેઓની વચમે ગાડી ઘોડાનો મોટો રસતો એક એમ મલીને સાત રસતાનો એક રસતો બનાવેલોછે, જેવા રસતા બરલીન શીવાય બીજે કંઠે હમોએ જોયા નથી. એ મોહોલાની વચમાં બે મોટા "સ્કુવેર" ચોક કીધેલાછે અને તેમાં ચાર ખુણે એકજ સતની હવેલીઓ બાંધેલીછે, જેમાનાં એક ચોકમાં તો એ હવેલીઓ ઉપરાંત એઓની આગલ નાઘળા બાગ તથા ફુંવારા કીધેલાછે, તેથી ઘણોજ સોભેછે. એ છેલો ચોક મુકયા પછી મજાની ઢપનાં બાંધેલા નાઘળા બાગ સાથનાં બંગલા આવેછે, એ જગ્યાપર ગરમ પાણીનાં ઝરા લાગેલાછે, તેથી રસતાઓની ગટરમાંથી ધુમાડો નીકળ્યા કરેછે. એ રસતાને છેડે ઝુઆલોજીકલ ગાર્ડન્સ આવેલીછે તે હમો જોવા ગયા હતા, જયાં થોડાંક જાનવરોનો સંગ્રહ કીધેલોછે. એ જોઇને ડીક ફરેનગટનું બાવળું જોવા ગયા. એ શખ્સ અહીંયાંનો એક મોટો વીદ્વાન થઇ ગયોછે, તે સારૂં એનું પુતળું પેડસ્ટલ ઉપર બ્રાન્ઝનુ બનાવીને મુકયુંછે, અને તે પેડસ્ટલની ચારો બાજુઓપર તેનાં કુટંબનાં મેમબરોનાં પુતળાં મુકેલાંછે, જે ઘણાં જોવા લાયકછે. એ પુતળાંની સાંમે ડેન્યુબ નદીની ઉપર એક પુલ તદન ઝુલતો વગર પાયાનો સાંકળ ઉપર લટકતો બાંધેલોછે, જે ૧૨૨૦) ફીટ લાંબોછે, અને એવા મોટા ઝુલતા પુલો દુનયાંમાં થોડાછે એમ કેહેવાયછે. તે પુલપરથી પસાર થઇને બુડા કરીને બીજો ભાગછે ત્યાં ગયા. એ ભાગમાં નદી કીનારેથી થોડીક ઇમારતો ઘણી સારી અને રસતો માફકસરનોછે. અહીંયાં હંનગેરીનાં આગલા પાદશાહનો મેહેલ એક ટેકડી ઉપર બાંધેલોછે, જે ઉપર જવા સારૂં બાગમાં ચઢાવો ઘણી સરસ રીતનાં બાંધેલાછે. એ જગ્યા પર ગરમ પાણીનાં ઝરા ઘણાં હોવાથી ત્યાં એક ઘણો મોટો નાહાવાનો હમામ બાંધેલોછે, જેમાં આસરે એકસો ઓરડાઓમાં મોટી ટાંકીઓ કરી તેમાં ગરમ ઝરાનાં પાણીનાં નલો મુકી લાવેલાછે. એ પાણી ખળખળતું ગરમ પાણી જેવું રહેછે, તેમાં નહાવાથી દીલનો ઘણો રોગ નરમ પડેછે, દરેક જણના નાહાવાના ૫૦) ક્રટજર ઇયાને અરધો રૂપીયો લેછે. એ જોઇને હમો આગગાડીનાં સ્ટેશનપર પાછા આવ્યા હતા. બુડાપેસ્ટની વસતી આસરે ૨,૮૦,૦૦૦) માણસનીછે, અને એ હંનગેરીનું પાયતખ્ત શેહેર ગણાયછે. હંનગેરીનુ દેશ જો કે ઘણાં વરસ થયાં આસ્ત્રીયાના તાબામાંછે, અને તેઓનો વહીવટ સઘળો આસ્ત્રોઆમાં થતો હતો તેને નામનું છુટાપણું આપીને ૧૮૬૭ માં તેનો પાદશાહ જાણે બીજો હોય તેમ આસ્ત્રોઆનો શેહેનશાહ એ શાલમાં ઘણી ધામધુમથી તખ્તનશીન એ શેહેરમા થયો હતો. તેનો વહીવટ જુદી કાઊનશીલ (ઇયાને ડાએટથી) ચલાવેછે, અને જરમનીનો શેહેનશાહતમાં જેમ બીજાં પરચુટણ રાજયો સામેલછે તેમ આસ્ત્રીઆની શેહેનશાહતમાં એને સાંમેલ કીધુંછે, અને

ત્યારથી એ શેહેનશાહતનું નામ આસ્ત્રીઆ હંગેરી કરીને આપેલું છે. હમો બુડા પેસ્તથી બપોરનાં ૨-૧૦ મીનીટે ટરેનમાં બેસીને રાતનાં ૭-૩૦ મીનીટે વીએના મધે આવી પુગા, અને ત્યાંનાં હોટલ મેટરોપોલમાં ઉતારો લીધો હતો. આગગાડીમાં જે રસતો આજે પસાર કીધો તે સઘળો ફળવંત દીસતો હતો, અને ત્યાં મેવો ઘણો થવો જોઇયે, કારણકે સ્ટેશનો ઉપર નાધળી ટોપલી ભરીને મેવો લોકો ાા રૂપીયે વેચવાને ઘણાં ખુશી થતાં હતાં. એટલો બધો સસતો મેવો યુરોપનાં બીજાં ગામોમાં હમોએ કદી જોયો નથી. સેફ, દરાખ, પેર, પ્લમ્સ, એપરીકોટસ એ સઘળું એકજ ભાવે ટોપલીઓ ભરીને એક ક્રાંકે વેચતા હતા

તા૦ ૮ મી અકટોબર ૧૮૮૧— આજે પેહેલાં Franzens Platz નાં રસતામાં પેહેલા ફ્રાંસીસનું બાવળું જોવા ગયા હતા, જે બ્રાંઝનું બનાવીને શાહનશાહના મેહેલવાલા ચોકમાં મુકેલું છે, અને તેની આસપાસ ધરમ, સલાહ, ઇનસાફ અને હીંમતનાં દર્શણીક (આલેગોરીકલ) પુતળાં ગોઠવેલાંછે. તે ઉપરાંત ખુણાંઓ પર હુનર, વેપાર, ખેતીવાડી ઇત્યાદીનાં બીજાં પુતળાં મુકેલાંછે.

તે જોઇને એ મેહેલને લગતી ઘોડાપર બેસવા શીખવાની સ્કુલ જોવા ગયા હતા, જયાં શેહેનશાહનાં બેસવાનાં ઘોડાઓને સરસ રીતની કેળવણી આપતાં જોઈ હતી. ત્યાંથી નીકળેલા મેહેલને લગતો દેવલ આગસ્તીનેર કીર્ચે(Augustiner Kirche)કરીને આગસ્તીનેર ગાસ(Augustiner gasse) નામના મોહોલામાં આવેલું છે તે જોવા ગયા હતા. એ દેવલ કાંઈ ઘણું ભપકાદાર નથી, પણ એની અંદરનો ઓલટર ઘણોજ સારો અને નકશીદાર તથા વગર ગણત્રીનાં પુતળાંઓ તથા પોરબંદર જેવા પોચા પથરનો બનાવેલોછે; તે તથા ડચેશ ક્રીસ્ત્રીઆનાનો યાદગારીનું બાવળું મુકેલું છે, તે ઘણુંજ સરસ કાનોવા (Canova) કરી વખણાયલા કારીગરનું બનાવેલું છે. હીંયાં સઘળા શેહેનશાહો મરણ પામેછે,તેમનાં દીલ(Heart) કાહાડીને રૂપાનાં વાસણોમાં રાખી મેલી મુડદાં બીજાં દેવલોમાં દાટેછે, અને શેહેનશાહનાં ખાનદાનનાં લગન તથા બેપ્તીસમની ક્રીયા પણ હીંયાંજ થાયછે. શેહેનશાહને મેહેલમાંથી પાધરો અહીંયા આવવાને રસતો કીધેલોછે, જે વાટે આવી તે ગેલેરી પર બેસેછે

એ જોઇને પછી Scholten Ring માં આવેલું Hieland skerche ઇયાને વોટીવ ચર્ચ (Votive Church) કરીને દેવલ સને ૧૮૫૩ માં હાલનાં શેહેનશાનું ખુન થતાં બચી ગયો હતો તેની યાદગારીમાં બાંધેલું છે તે જોવા ગયા હતા. એ દેવલ અંદરથી ઘણુંજ સરસ સણગારેલું છે અને તેની છતપર ચીત્રકામ કીધેલાં છે.તેની ૭૮) રંગીન કાચની બારીઓ જુદા જુદા પૈસાવાલા શખ્સોએ મુકેલીછે, તે ઘણીજ સરસ અને જોવા લાયકછે, જેમાં મુકાવનાર ધણીની પોતાની અને કોઇમાં કુટંબની સબીઓ પાડેલીછે. શેહેનશાહ તથા તેનાં કુટંબની સબીઓ પણ બારીઓમાં પાડેલીછે. એ દેવલ સને ૧૮૭૯ માં તૈયાર થયલું છે, પણ એની અંદરનાં બાંધકામમાં કાચો પથર વાપરવાથી અત્યારથીજ તેમાં આંધળાં પડવા માંડેછે, તેથી બીજાં દેવલોની માફક આ દેવલ ઘણું સુધી ટકે એવું લાગતું નથી.

એ જોઇને પછી શેહેનશાહનાં મેહેલનાં ચોકમાંથી પાછા પસાર થયા હતા (એ મેહેલ શેહેરની વચમાં આવેલોછે અને તેનાં ચોકમાં થઇને મેહેલની નીચેથી રસતોછે તેમાંથી આખો વખત ગાડી ઘોડા આવ જાવ કરેછે). તે વખતે મેહેલ ઉપરની લસ્કરી ચોકી બદલવાનો વખત થયો હતો,

તે જોવાને ૧૨ા વાગેને લોકોની ભીડ ઘણી મલી હતી તે હમો પણ જોવાને ઉભા હતા. દરરોજ ચોકી બદલવા સારૂં એક ટુકડી વાજા સુધાં આવેછે અને ચોકી કરતી ટુકડી તેની સાંમે ઉભી રહીને મળેછે, અને તેની પાસે જે વાવટો હોયછે તે નવી આવેલી ટુકડીને આપેછે; તે વખતે પાદશાહની સલામતીનું વાજું વજાડેછે. પછી નવી ટુકડીવાલાઓ મેહેલની અંદર જુની ટુકડીનાં માણસો સાથે પહેડા બદલી કરેછે તે પાછા આવે તેટલાં સુધી પેલું વાજું બે ત્રણ રાગ લોકના શોખને સારૂં વજાડેછે. એ જોઇને શેહેનશાનાં તબેલાઓ જોવા ગયા, જયાં જાતજાતની સ્ટેટ કેરીએજીસ ઘણી સારી પણ સાદી ઢબની રાખેલીછે. હમણાની સ્વારીની ગાડીઓપર ગીલીટ માફકસરનીછે પણ જુની સો વરસની ગાડીઓ યુરોપનાં બીજાં દેશોમાં ગીલીટની જોઇ તેવીછે. એ ગાડી ઉપરાંત શેહેનશાહાનાં ઇયા તેના કબીલાનાં માણસો મરણપામે તેઓનાં મુડદાં લઇ જવાની ગાડીઓ પણ રાખી મુકેલીછે. અને ૧૮૭૩માં પ્રદર્શન થયું ત્યારે યુરોપનાં ઘણાખરા રાજાઓ અહીંયા આવ્યા હતા, તેઓ દરેક સારૂં નવી ગાડીઓ બનાવી હતી, તથા બીજા પરચુટણ લોકોમાટે પણ નવી ગાડીઓ બનાવ્યાથી ગાડીઓએ એક મોટો હોલ ભરી નાખ્યોછે. અહીંયા એક કેશમાં તરકીનાં સુલતાને મોકલેલું જીન તથા તેનાં સઘળાં સીંગાર મુકેલાંછે. તે તદન ઝવેરાતથી મઢી લીધેલું, અને ઘણું કીમતીછે. એનાં એક ઓરડામાં શેકારે જવાનો સામન ગોઠવેલોછે, તેમાં જાત જાતનો બંદુકો તથા હરણોનાં સીંગડાં તથા શહેનશાહો અને તેઓની ઓરતો એ મારેલાં હરણોનાં ડોકાં ગોઠવેલાંછે. તેનો વચમે હરણનાં ડોકાંનું તથા સીંગડાનું એક ઝુંમર ઘણી સારી રીતથી બનાવીને મુકેલુંછે. શેહેનશાહનાં તબેલામાં હાલ ૪૦૦) ઘોડાઓ રહેછે, તે સઘળા મોટી કીમતનાં અને ઘણાં જોવા લાયકછે. તખ્ત ઉપર બેસવાની ક્રીયા વખતેના સફેદ અને મોહોતની ક્રીયા વખતેનાં કાળા રંગનાં ઘોડાઓ વાપરવા જુદા રાખેલાછે, જેઓ તેજ વખતે કામે લાગેછે અને બાકીના વખત બેસીને ખાયા કરેછે. પેહેલા ઘોડા સને ૧૮૬૭માં હમણાંનો શેહેનશાહ હનગેરીનો પાદશાહ દાખલ તખ્તનશીન થયો ત્યારે વપરાયા હતા, તે હાલ ઘણાં બુઢા થઇ ગયાછે અને જે મરી જાયછે તેને બદલે બીજા લાવીને રાખેછે. એ તબેલા જાણે મોહોલાનાં મોહોલા ચોખુટ બાંધેલા હોય તેમ ગણત્રી વગરનાંછે, અને સઘળા ઘણા સફા રાખેછે. એનેજ લગતી સ્વારી કરવાની નીશાળ રાખેલીછે, જેની ઉપર કાચનું કવર કરી લીધેલુંછે, ત્યાં શેહેનશાહ અને તેનાં કુટંબી શીયાળાનાં વખતમાં ઘોડાપર કશરત કરેછે.

એ જોઇને પછી રીંગસ્ત્રાસમાં(Ring-strasse) આવેલું કુન્સ્તલેર હાઉસ (Kunstler haus)નુ સંગ્રહસ્થાન જોવા ગયા હતા. એ જગ્યાપર સબીઓનો સારો જથો કીધેલોછે, જેમાં કોઇ કોઇ ઘણી કીમતીછે. ત્યાંથી નીકળેલા સ્ટુબેન રીંગ (Stuben Ring) માં આવેલું ઓસ્ત્રીયન સંગ્રહસ્થાન જોવાને ગયા, જયાં પણ સબી તથા પુતળાંઓનો સંગ્રહ સારો કીધેલોછે. તે ઉપરાંત દેશ દેશનાં જાત જાતનાં હુન્નરકામનો પણ જથો ઘણો મુકેલોછે, તેમાં સોનાકામ, રૂપાંનું ફીલીગરી વરક, ચાએનાવેર, મીના કામ, ફરનીચર, હથીયારો, હાથીદાંતનું કામ, બીલોર કામ, જુની અને નવી ઢબનું લાકડાંનુ મોઝઇક વરક, પડદા, કથાતકામ, કેબીનેટ, એબનીં અને જાત જાતનાં ઉંચા પથરોની બેળેશેશ બનાવેલી જુનીલાકડાની તીજોરી, અસલમાં પથરાનાં વપરાતાં હથીયારો ઇત્યાદી ઇત્યાદી એવી બધી જાતનાં દેશ દેશની

બનાવટનો સંગ્રહ ઘણો સારો કીધેલોછે. એ ઉપરાંત ૧૬૦૦૦) પોઠીઓનું પુસ્તકખાનું, તથા ૧૫૦૦૦) ફોટોગ્રાફ તથા ડ્રાઇંગ મુકેલાંછે, એ સઘળું જોવા લાયકછે પણ તેની વીગતો હમો લખી શકતા નથી. ત્યાંથી નીકળેલા અને ૧૮૭૩ માં અહીં મોટું એક્ઝીબીશન ઉઘાડ્યું હતું તેની વચમેનાં ભાગની ઇમારત જે Prater નામની જગ્યામાં બાંધેલા હજુ રાખેલીછે તે જોવા ગયા હતા. એ ત્યારપછીનાં એ શેહેરનાં પ્રદર્શનોનાં કામમાં આવેછે. તેમાં વચમાં એક મોટો ગોળ હૉલ બાંધી તેની ચારો બાજુપર છુટા છુટા વધારા(Wings) બાંધ્યાછે. વગમે ગોળ હૉલ ઘણોજ મોટોછે, તેની ૩૨૦) ફીટ પરીઘછે, અને તેની ઉપરનાં ગુંબજનું મથાળું ૩૯૦) ફીટ ઊંચુંછે. એની વચમાં એક મોટો ફુવારો કીધેલોછે, જે હમો ગયા તે વખતે ઉડારયો ત્યારે પાણી આસરે ૮૦) ફીટ ઊંચે ઉડયું હતું. અને પવન અંદર નહી હોવાને લીધે ઘણું સીધુંજ ઉડયું હતું. હૉલને ફરતી સાંડી બાંધીને તે ઉપર ઓટલા (પ્લાટફાર્મ), તથા મથાળે ફરતી ઊંચી ગેલેરી કીધેલીછે. તે ઉપરથી ગુંબજની અંદર છેક મથાળાંની નજદીકમાં પણ ફરતી ગેલેરી કીધેલીછે, જયાં જવા સારૂં સાંચા (લીફ્ટ્સ) રાખેલાછે. એ ઇમારત જયારે પુરેપુરી હશે ત્યારે ઘણીજ ભપકાદાર અને મોટી હોવી જોઇએ, જે તેનાં પ્લાન તથા ડીઝાઇનનાં ડ્રાઇંગ ત્યાં રાખેલાંછે તે જોવાથી માલમ પડેછે. એ જોઇને પછી અતરેનાં પાર્કમાં ફરવા ગયા હતા જે યુરોપનાં બીજા દેશોનાં પારકોને મલતો આવેછે ત્યાં થોડાક રેસ્ટોરાંટ કીધેલાંછે, તેમાં એક ઘણુંજ મોટુંછે જયાં ૭૦૦૦) માણસો એકી વખતે આવજાવ કરેછે. ત્યાંથી પીપલસ પાર્કમાં ગયા. પગે ચાલતાં જતાં લોકોને ફરવા સારૂં એ જગ્યાછે, જેમાં (Restaurants) રેસ્ટોરાંટનો તો કાંઇ પાગજ નથી ; જાણે એનોજ મોહોલો હોય તેમછે. એ ઉપરાંત જાતજાતની ફરવાની ચકરીઓ, નાચો, આરગીનો ઇત્યાદીનાં પણ ઘરો છુટાં છુટાં બાંધેલાંછે, જેથી લોકોને મોજ કરવાને બની શકેછે. આજે રાતનાં અહીંયાનાં ઇમપીરીઅલ ઓપેરા હાઉશમાં UnBallo in Maschera નો ઓપેરા જોવા ગયા હતા. એ ઓપેરા હાઉશ ઘણું મોટુ, અને તેની અંદર ૩,૦૦૦) માણસ બેસે એટલી જગ્યાછે. તેની અંદરનો તથા બાહારનો ભાગ ઘણો સારો સણગારેલો તથા તેના તખ્તાની રંગભુમી પણ ઘણી સરસ કીધેલીછે. તે બાંધવામાં હમારા ધારવા મુજબ પચીસથી તીસ લાખ રૂપીયા બેઠા હશે ; પણ જોયા મેલે શેહેનશાહને તે પસંદ પડતી નથી તેથી બીજો નવો અને ઘણો સરસ ઓપેરા હાઉશ બાંધેછે, જે હજુ તૈયાર થયો નથી. એ ઉપરાંત પરચુટણ નાટક તથા નાચનાં ઘરો પણ ઘણાંછે, જેમાંની બીજા વર્ગની નાટકશાળા જેવી પણ મુંબઇમાં એકું નથી, અને ત્રીજા વર્ગની શાળાઓ પણ ઘણી સરસછે.

**તા૦ ૯ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં આમબ્રાસ કલેકશન (Ambras Collection) કરીને એક સંગ્રહસ્થાનછે તે જોવા ગયા હતા, જેમાં પરચુટણ ચીજોનો ઘણો સારો જમાવ કીધેલોછે. એનો મેહેરાબ ડયુક ફરડીનાંડ જે સને ૧૬૯૬ માં મરણ પામ્યો તેણે Chateau Ambras કરી ઇનસબરકમાંની નજદીકમાં મેહેલ હતો ત્યાં કીધેલો હતો. તે વીએનામાં સને ૧૮૦૬માં લાવીને મુકેલોછે અને ત્યાર પછી તેમાં વધારો ઘણો કીધોછે. એમાં નવાઇની ચીજોમાં ૭ા ફીટ ઊંચાં માણસનું લોખંડનું બખ્તર, જે ઉપલા ડયુકનો એક હજુરીઓ (વાલેટ) હતો તેનુંછે. પાદરીઓનાં રેસમી

તથા કસબી ભરતનાં પેહેરવાનાં જભા ઘણાંછે, અને તે ઉપર બેસુમાર સેંટની તસવીરો ઘણી સરસ કારીગીરીથી ભરેલી છે, તથા તેમાં બધો ઘણોખરો ભાગ મોતીઓથી ભરાયલોછે. એની કારીગીરી ઘણી જોવા લાયકછે. એ જભા કાંઇ નાધળા નથી પણ અત્તીઘણાં મોટા, કબાટનો આખો ભાગ ભરાય એવડાછે. એક કબાટ ઘણાં નાધળાં ૧૦૦૦) ખાનાંનીછે. એક પોલાદની ખુરસીમાં એવી ગોઠવણ કીધેલીછે કે જે તે ઉપર બેસે તેનાં હાથ તથા પગ એક જાતની ચાંપથી બંધાઇ જાયછે. હાથી દાંતનાં નાધળાં ૧) થી ૧॥ ફીટની ઉંચાઇનાં પુતળાં, વાઝીસ ઇત્યાદી પણ કીધેલાંછે, અને તે ઉપર માણસો, જનાવરો, તથા ઝાડની તસવીરો અત્તીઘણી ઝીણી કારીગીરીથી કીધેલીછે. હમણાંનાં શેહેનશાહનાં સીલ્વર વેડીંગ પર વીએનાનાં લોકોએ તેને એક પેટી ભેટ આપીછે જે અબનુસ, હાથીદાંત અને રૂપાંકામની બનાવેલીછે; તે ઉપર સારી કારીગીરીનાં બનાવેલાં રૂપાનાં પુતળાં મુકેલાંછે. હીરાનાં મુદાંની લાકડીઓ, ઝવેરાતનાં બનાવેલાં નાંધળાં ફુલાવર વાઝ તેમાં હીરા, માણક, પાણાં અને મોતીનાં ફુલો સુધાં, કેરબાનાં વાસણો તથા ક્રાસ, પરવાળાનો સામન, તલવારની આખાં પરવાળાની મુઠ, ઝવેરાતનાં આલટર, આખાં મોટીનાં એકથી બે ઇંચ મોટા કુતરા, રતનહાસ તથા બીજાં ઘણાં જાનવરો, એક બાવણું વીએનાં મધે હોફસ મોન્યુમેનટ કરીનેછે તેની નકલ ઘણી સરસ બનાવીને તે ઉપર બોટા હીરા તથા પાના જડી ઘણું સોભાઇતું કીધુંછે, તથા એક જયોતીશીનું ઘડીયાળ (Astronomical Clock) સને ૧૬૬૩ માં બનાવેલું ઇત્યાદી ઘણી ચીજોછે, જેની વીગતો હમો લખી શકતા નથી. વખણાયલા સરદારોનાં જુના લડાઇનાં બખ્તરો પણ ઘણાંછે.

એ જોઇને થી પીકચર ગેલરી (The Picture Gallery) જોવા ગયા હતા. એ તસ્વીરોથી બેલવેદીઅરનો મેહેલ સને ૧૭૭૭ થી રોકતા આવેલાછે, પણ તેમાં પાછલથી બીજાં નાધળાં સંગ્રહ વેચાતાં લઇને ઉમેરતાં ઉમેરતાં હાલ ૧૫૦૦) ઉપર એકઠાં કીધેલાંછે, અને તેમાં યુરોપનાં ઉસ્તાદ ચીતારાઓને હાથની તસ્વીરો જુદા જુદા ઓરડાઓમાં મુકેલીછે. તેમાં મોટો ભાગ વીનીશીઅન સ્કુલનાં રૂબન અને દુરૂઅર ચીતારાઓનાં હાથનાંછે, જે બાબે આએ સંગ્રહની બરોબરી દુનયાની બીજી કોઇપણ ગેલેરી કરી શકતી નથી. એ પીકચર ગેલેરી મરાયા ટેરીસા (Maria Theresa) કરી શેહેનશાહ બાંનુ હતી તેને પોતાનો મેહેલ આપીને પેહેલી ઉભી કીધી હતી. એ મેહેલ ઘણો મોટો અને તેમાં પેસ્તાં સંગેમરમરનાં પથરનો હૉલ બાંધેલોછે, તથા ઉપરનાં ઓરડાઓમાં અસલનો ઘોલ તથા છતોપર ચીત્રકામ હજુ સલાંમતછે. તેમાં એક ઓરડો સૌથી નાંકેછે તે તદન આખો શુદ્ધ ઘોળનો દેવાલ છત શુધાંનો કીધેલોછે, જેમાં હાલનાં શેહેનશાહને સને ૧૮૭૩ નાં એકઝીબીશન કમીટીવાલાઓએ એક આલબમ ભેટ આપેલી તે મુકેલીછે, તે જાણે એક મોટી પેટી હોય તેવી આસરે ૪×૨ ફીટની હશે, અને ઉંચાઇમાં ૧) ફુટછે. તે આલબમમાં એ શેહેનશાહ સને ૧૮૪૮ માં તખત ઉપર આવ્યો ત્યારથી તે સને ૧૮૭૩ સુધી ઓસ્ત્રીયામાં જાણવા લાયક બનાવો બન્યા તથા ઇમારત બંધાઇ તેનાં ફોટોગ્રાફ મુકેલાછે, અને તેને બાહારથી ઘણી સરસ સણગારેલીછે. એ જોઇને પછી સેંટ કાર્લોસનું દેવલ બાહારથી જોયું હતું, જેની બાહર બારણાં આગલ બે મોટા મીનારા સહીત થાંભળા મુકેલાછે, અને તે ઉપર ત્રોજનનાં કોલમ (Trojan Columns) ની માફક અત્તો ઘણી નકશી

કીધેલીછે. એ શીવાય દેવળમાં કાંઈ ઘણું જોવા લાયક ન હોવાથી અંદર નહીં ગયા હતા. ત્યાંથી નીકળેલા રીંગસ્ત્રાસ (Ring-strasse) નાં ભાગનાં પારાદ પ્લાટ્સ (Parade Platz)માં આવેલી કોર્ટ ઓફ જસ્ટીસની ઇમારત જોવા ગયા હતા. એનો બાહારનો દેખાવ ઘણો સરસ અને અંદર પેસતાંજ સીડીપર (જસ્ટીસ) ઇન્સાફનુ પુતળું મુકેલુંછે તે ઘણું ભપકા ભરેલું લાગેછે. એજ જસ્ટીસનાં ગંજાવર પુતળાંને ચાર થાંભળાને મહેરાબ સીડી સાંખે કરીને તેપર મુકેલુંછે. એ શીવાય બીજું અહીંયા કાંઇ જોવા લાયક નથી. કોરટોનાં ઓરડા માફકશરનાં તથા સઘળા સાદાછે. વચમાં ચોક કરીને તેની આસપાસ ઓરડાઓમાં જવા આવવાને ગેલરી કીધેલીછે, તેની છત ગુંબજોની અને તે ઉપર ઓઇલ પેનટીંગસ કીધેલાંછે. એ ૩૫૪) ફીટ લાંબી અને તેટલીજ પોહોળી હશે.

એ જોઇને પછી લીખ્તનસ્ટીન પીકચર ગેલરી (Liechtensteen Picture Gallery) જોવા ગયા હતા. એ ગેલરી ઓસ્ટ્રેના એક પૈસાવાલા ગ્રહસ્થ પ્રીન્સ લીખ્તનસ્ટીનની પોતાની મીલકતછે, અને તેનાં ઉનાળામાં રેહેવાનાં મેહેલની પાસે છુટો વડાવાનો મેહેલછે તેમાં સંગ્રહ કીધેલોછે, જયાં વીસ ઓરડા ભરી ૧૪૦૦) તસ્વીર મોટા ઉસ્તાદોનાં હાથની ઘણી કીમતી રાખેલીછે; તેમાં બે તસવીરો કોઈ ઉમરાવ અને ઉમરાજાદીનાં વેનડાઇકનાં હાથનાં ચીતારેલીછે, તે દરેકની કીમત એક લાખ રૂપીયા આપીને વેચાતી લીધેલીછે, તથા રાફ્બાંટની પોતાની સબી પોતે પાડેલીછે તેની તો કીમતજ નહીં થાય એમ કહેછે. એવી એવી ઉંચી અને કીમતી તસવીરો એ પ્રીન્સ અને તેનાં વડાઓ આજે ૧૫૦) વરસો થયાં એકઠી કરતા આવેલાછે, જે સઘળી સબીઓ ઘણી જોવા લાયકછે અને આખા વીએનામાં સૌથી કીમતી ગણાયછે; પણ એ ઇમારતનાં માળપર ઓરડાઓમાં જે તસ્વીરો રાખીછે, ત્યાં બારીઓ અસલી ઢપની નાધળો હોવાથી રોશની બરાબર પડતી નથી તેથી તેઓની ખુબી ઘણી જણાતી નથી.

ત્યાંથી નીકળેલા શેહેનશાહનો સમરપલેસ સોનબ્રુન(Schonbrunn)કરીને વીએનાથી આસરે ચાર મૈલ દુરછે તેને લગતો પાર્ક તથા જાનવરોનો સંગ્રહ જોવા ગયા હતા. એ જગ્યાનો બાગ ઘણો સરસ સણગારેલોછે, અને તેનાં રસ્તાની બાજુઓપર ઝાડ રોપી તેને ઉપરથી કાપી આરકાંઓ બનાવવાથી તે રસ્તા દુરથી ઘણાં સરસ લાગેછે. બાગમાં મોટા ફુવારા પણ સારી ગોઠવણનાં કીધેલાંછે, તથા બાગને છેડે ઓલું થાંભલાપર એક ઘેર બાંધેલુંછે, જેને ગ્લોરીએટ (Gloriette) કરીને કહેછે. તે ટેકડીને મથાળે આવેલુંછે. તે ઉપરથી વીએનાનો દેખાવ ઘણો સરસ દીસેછે. એ બાગને લગતી મીનાજરી (પ્રાંણીઓ રાખવાની જગા)ની ગોઠવણ ઘણી સરસ દીસેછે. વચમાં એક ફુંવારો કરી તેની આસપાસ ચોક રાખીને જાનવરોનાં પીજરાંઓ છુટાં છુટાં ચોકો ઘેરી લઇને કીધેલાંછે, તેમાં તરેહ તરેહનાં જાનવર રાખેલાંછે. તે ગોઠવણી ઘણી સરસ અને જોવા લાયકછે.

**તા૦ ૧૦ મી અકટોબર ૧૮૮૧—** આજે હમો પેહેલાં કેબીનેટ ઓફ કાઇન્સ એંડ એનટીકવીટીસ(Cabinet of Coins and Antiquities) જોવા ગયા હતા. એ જગ્યાપર ઘણી મોટી રકમના જુનાં સીક્કા જમીનમાંથી ખોદી કાહાડેલા, ક્રાઇસ્ટની આગમજનાં ધાતુનાં વાસણો, ઝવેરાત, કેમીઓસ, તથા કીમતી ઝવેરાતની નવાઇની ચીજો રાખેલીછે; તેમાંનાં સીક્કા કોઈ કોઈ તો ઘણાં મોટા કદના તથા ચાંદીછે, તેમાં હાલનાં શેહેનશાહનાં ખાનદાનનાં વડાઓની જીનીઓલોજીકલ ટ્રી (પેહેડીઓનાં નામો

તથા સબીઓ ) નું ઝાડ સને ૧૬૭૭ નાં શાલ સુધીનું કીધુંછે. કેમીઓસમાં એક મોટું ખલીર (વીટી બનાવેછે તેવા પથરનું એક મોટા વેશ-માં કોતરેલું ૮)ઇંચ પરીઘમાંછે. એવીજ એક બીજી ૯) ઇંચની રકેબીછે, તેમાં પાદશાહોનાં મોહોડાંના કેમીઓસ નંગ ૨૦) કોતરેલાંછે. એ રકેબી ૧૨,૦૦૦) ડુકટ આપીને શાહનશાહ બીજા રોડાલ્ફે વેચાતી લીધી હતી. એક અગેટ જાતનાં પથરનું વાઝ ૨૯) ઇંચ ડાએમેટરનું છે. આલરીક જે ગાથ્સનો મોટો પાદશાહ થઇ ગયોછે તેનું શીલ આખાં પન્નામાં કોતરેલુંછે. એક સોનાનું વાસણ જે દુનયાંમાં સૌથી મોટું કહેવાયછે તે ૬૧૪) આંઊંશ વજનમાંછે. એક સોનાની રકાબીછે તેમાં ૧૨૭) કેમીઓસ કરી તે ઉપર ઝવેરાત જડી લીધેલુંછે. ગોલ્ડન ફ્લીસનાં એતાબનો હારછે તેમાં આસ્ત્રીઆનાં પાદશાહોની ૪૯) સબીઓ કેમીઓસમાં કોતરેલી મુકેલીછે, અને તે ઉપર મીનાકામ ઘણું સરસછે. એક લાકેટછે તેમાં ૨) ઇંચ ડાએમેટરનાં આખા પન્નામાં સબી કોતરી આસપાસ કીમતી હીરા જડેલાછે. એ સબી પોપે આગલનાં કોઇ પાદશાહને ભેટ મોકલાવી હતી. એવું એવું ઘણું જોવા લાયકછે.

એ જોઇને શેહેનશાહનાં મેહેલનુ પુસ્તકખાનું જોવા ગયા હતા, જેને સારૂં જુદીજ ઇમારત સને ૧૭૨૨ માં બાંધી હતી, અને તેની શેલુન ઘણી સરસ ચીનાર તથા ઘોળની કીધેલીછે. પુસ્તકખાનાંમાં બધાં મલીને દશ લાખ પુસ્તકછે, તેમાં વીસ હજાર ઉપરે હાથની લખેલી જુની ચોપડીઓ, જેમાં ઉગમણ ભાષાઓની ઘણીછે, અને જે સને ૧૮૫૭ નાં શાલમાં બેરન એંડ હેમર પુર્ગસ્ટાલે (Baron and Hammer Purgstall) એકઠી કીધી હતી. એ ઉપરાંત ૧૨,૦૦૦) પુસ્તક ગાયનનાંછે. અને ૧૫૦૧ નાં શાલની આગમજ છપાયલી ચોપડીઓનાં નંગ ૧૨,૦૦૦) છે, તેમાં એક સામ્સ (ભણવાનું ગાવાની) ચોપડી અને ૧૪૫૭ ની, અને સૌથી જુની છપાયલી બાઇબલ સને ૧૪૩૦ નાં શાલનીછે. એ ઉપરાંત છુટાં કાગજો લખેલાંછે, તેમાં લાલ કાગજો ઉપર સોનેરી અને રૂપેરી અક્ષરો છઠી સદીનાંછે. થોડાંએક લખેલાં કાગજોનાં કટકાઓપર જેનીશીશ (બાઇબલનો પેહેલો ભાગ) લખેલાં ચોથી સદીનાં, દવાઇની ચોપડીઓ ચીત્ર સુધાં પાંચમી સદીનાં, કેટલાંએક સોલમી સદીમાં લખેલાં કાગજો જે ઓલી આંખથી ભાયગે ઉકળી શકાય એટલાં ઝીણાં લખેલાંછે, એક કોરાન ગળામાં તાવીજમાં પેહેરાય તેટલી નાધળી સને ૧૫૪૫ નાં શાલની લખેલીછે, એક નકશોછે તે સને ૧૬૦) થી ૧૮૦) નાં શાલનો બનાવેલો રોમન શાહનશાત બતાવવાને રચેલોછે. તે ઉપરાંત તાડનાં પાતરાં ઉપર લખેલાં તથા બીજા જુનાં અને નવાઇનાં ઘણાં કાગજોછે જેની વીગતો હમો લખી શકતા નથી.

એ જોઇને પછી એકેડેમી ઓફ આર્ટ્સ (Academy of Arts) જોવા ગયા હતા, જેનો બાહારથી ભપકો ઘણોછે અને હમણાં જે નવી ઇમારતો ઘણી બંધાયછે તે ઢપની એકછે. તેને બાહારથી દીવાલોમાં ગોખલા કરીને માળા ઉપર તથા હેઠે મોટાં કદનાં પુતળાં ગોઠવેલાંછે, તથા દીવાલો ઉપર ફુલોની તથા બીજી તરાંહ પાડીને ઉપર ઘોળ કીધાથી દેખાવડું લાગેછે. એ ઇમારતમાં દુનયામાં વખણાયલાં પુતળાંઓની કાસ્ટીંગ્સ (ઓટકામ) કરીને મુકેલીછે, અને તે ઉપર તેને મથાળે મોટી પીકચર ગેલેરી રખીછે, જેમાં ઘણાં ઉસ્તાદોનાં હાથની—તેમાં ડચ (વલંદા) સ્કુલની ઘણી જોવા લાયકછે.

એ જોઇને પછી અતરેનો સેંટ સ્તીફનનો કેથીડ્રલ (St. Stephen's Cathedral) જોવા ગયા હતા. એ દેવલ ઘણું જુનું અને ૧૩૧૦ અને ૧૫૧૦ નાં શાલની વચમાં બંધાઇને તઈયાર થયું હતું, તેમાંનો થોડોક ભાગ એથી પણ ૨૦૦) વરસ આગમજનોછે. એ દેવલ ૩૫૪) ફીટ લાંબુ અને ૮૯) ફીટ ઊંચુંછે. એનો અંદરના થાંભળાઓ પર ૧૦૦) ઉપર મોટાં પુતળાં કોતરેલાં અને છાપરાં ઉપર રંગીન નળીયાં કીધેલાંછે. એનો ઓલટર ઘણોજ સરસ તદન રૂપાનો બનાવેલોછે, અને તેની ઉપર સેંટ્સ વગેરે બીજાં મોટાં કદનાં પુતળાં મુકેલાંછે, તે પણ એજ ધાતુનાં બનાવેલાંછે. એ ઓલટરની હેઠલ વોલ્ટ (ભોંયરાં) માં શેહેનશાહી ખાનદાનવાળા મરણ પાંમેછે તેને "એમબામ" કરેછે, તેના આંતરડાં તથા પેટનો મવાદ રૂપાનાં વાસણમાં ભરીને અહીં રાખેછે. અહીં ડયુક રેદાલ્ફ (Duke Radolph) દટાયલોછે તેની ઘોર ઘણાં ઊંચાં લાલ મોટા પથરની બનાવેલીછે, અને તે ઉપર બેસુમાર નાઘળાં નાઘળાં પુતળાં અને તેની જીંદગીની વીગતની તસવીરો કોતરેલીછે, તે ઘણી જોવા લાયકછે. એ ઘોરનાં પથર ઉપર બે લાખ ફલોરીનનો ખરચ બેઠો હતો એમ કહેછે. એનું મુડદું એ પથરની અંદર પેટી બનાવીને તેમાં રાખેલુંછે. એ દેવલની અંદર ૨૦૦) વરસની આગમજનાં બધા અહીંનાં પાદશાહો દટાયલાછે. એનો બરૂજ ૪૩૦) ફીટ ઊંચો અને ઘણો દળદાર તથા નકશીદાર બનાવેલોછે.

એ જોઇને પછી કેપ્યુકીન્સ ચર્ચ (Capuchin's Church) કે જયાં અહીંયાનાં શેહેનશાહો તથા તેઓનો કુબીલો ૨૦૦) વરસ થયાં દટાયોછે તે વોલ્ટ જોવા ગયા હતા. એ વોલ્ટમાં જવા સારૂં એક નાહાની ગલીછે, તેમાંથી હેઠળ સીડીઓ પરથી જવાનું કીધેલુંછે. વોલ્ટમાં એ શેહેનશાહી ખાંનદાનની કોફીનો છુટી છુટી ઓરડાઓમાં ગોઠવેલીછે, તેમાં એક શેહેનશાહ અને તેની બઇરી છોકરાં એક ઓરડામાં, બીજો શેહેનશાહ અને તેની બઇરી છોકરાં બીજા ઓરડામાં, એમ દરેક કબીલાની છુટી કોફીનો મુકેલીછે. એ કોફીનો તદન ધાતુની બનાવેલીછે, અને તેઓની અંદર સીસાં તથા લાકડાંની એકની અંદર એક એમ કોફીનોછે, જે છેલીમાં મુડદાં રાખેછે, અને એક પથરનો ૩) ઇંચ ઊંચો ઓટલો (પ્લાટફાર્મ) બાંધોને તે ઉપર રાખી મુકેછે. એ બધી કોફીનો ઉપર તેઓનાં બસ્ટ તથા નામ કોતરેલાંછે, પણ તેમાં સૌથી સરસ મરાયા થેરીસા (Miraa Therosa) અને તેનો વર એ બેહુને એક (સાર્કોફેગસ) કોફીનમાં બે ભાગો ઉપર મુકેલાંછે, તે ઘણી સરસછે, તેની કોફીનને ચારે ખુણે ચાર રડતી ઓરતોનાં આદમ કદનાં પુતળાં ઘણાંજ સરસ બેસાડેલાંછે, તથા સાર્કોફેગસ ઉપર પણ અત્તી ઘણી નકશી કીધેલીછે, અને તેનાં મથાળાંપર એ બેહું જણાંનાં આદમ કદના બ્રાંનઝનાં પુતળાં સુવાડેલાંછે. એ મુજબ તેઓની કોફીનો વચમાં રાખીને તેઓની આસપાસ છુટા છુટા ઓટલાપર તેમનાં કુટંબીઓની કોફીનો (ઇયાને ઉપર મુજબનાં સાર્કોફેગસ) ગોઠવેલાંછે. એ શેહેનશાહજાદીની આગમજ મરણ પામેલા શેહેનશાહી ખાંનદાનવાલાઓને એક બાજુપર વચમે ચાલ અને બાજુ બાજુ ગેલરી કટેરાથી ભરી લઇને તેમાં હારબંધ એક બાજુપર મરદો અને બીજી બાજુપર સાંમેથી ઓરતોની કોફીનો મુકેલીછે, તેમાં એ દેવલ તથા વોલ્ટ બંધાવનાર શાહનશાહ મેઠાઆશ સને ૧૬૧૯ માં મરણ પામ્યો તેની કોફીન તદન સાદી તાંબાની બનાવી તેમાં તેને રાખેલોછે. એ શેહેનશાહી ખાંનદાંનનાં મુડદાં આએ દેવલ

માં, તેઓનાં પેટમાંનો માવો સેંટ સ્ટીફનનાં દેવળમાં, અને તેઓનાં દીલ (Hearts) શેહેનશાહનાં મેહેલને લગતાં દેવળમાં છુટાં રાખેલાંછે, તેથી બીજાં યુરોપનાં લોકો હમેછે કે જ્યારે દુનયાની આખેરીને વખતે સઘળાં મુવેલાં સજીવન થશે, ત્યારે એ શેહેનશાહી ખાંનદાંનનાં મુરદાંનાં ભાગોને શોધી કાહાડવાની ઘણી મેહેનત પડશે. એ જોઇને પછી માર્કાર્ટ (Markart) કરીને અતરેનો એક વખાણાયલો ચીતારોછે તેની દુકાંન તથા ઘેર જોવા ગયા હતા. એ ધણી જાત જાતનો સામન પોતીકા દીવાનખાનામાં ગોઠવીને તે ઉપરથી છબીઓ પાડેછે, અને જાણે મ્યુઝીયમ ગોઠવ્યું હોય તેમ ત્યાં અસલી તથા હમણાંની બનાવટની ચીજો એકઠી કીધેલીછે. તેની પાડેલી છબીઓ હમોએ જોઇ તે ઘણી સરસ હતી.

તા૦ ૧૧ મી અકટોબર ૧૮૮૧— આજે સવારનાં ટરેજરી (Treasury) જોવા ગયા હતા. એ જગ્યા પાદશાહનાં મેહેલમાં આવેલી, અને તેમાં તાજને લગતું ઝવેરાત રાખેલુંછે, જે ઘણું જોવા લાયકછે. હમો પેહેલાં ક્રાઉન જ્યુએલ્સ એટલે પાદશાહી ઝવેરાતવાલા ઓરડામાં ગયા, જ્યાં એક કેશમાં ગાદીનશીન થતી વેલાની ક્રીયાવાળો તલવારો સોનાં તથા હીરા તથા ઝવેરાતથી જડી મુકેલીછે, જેમાંની એક ઉપર પાવલી જેટલા મોટા આઠ હીરા જડેલાછે. હીરા તથા ઝવેરાતો જડેલાંનો એ ઓરડામાં એક મોટો કાચનો કેસ વચમાં મુકેલોછે, જેની અંદરનાં ઝવેરાતની કીમત તથા તારીફ થઈ નહીં શકે તેવુંછે. એમાં હીરાનાં તાજ, હાર, મોઠી, કમરપટો, બ્રેસ્ટપીન ઇત્યાદીનો સટ એક ગમ, તેવાજ બીજા સટ, માણક તથા હીરાનાં પાના તથા હીરાનાં, તદન મોતીનાં, હીરા તથા પોખરાજનાં, ઇત્યાદીક મુકેલા હતા. એમાંનુ એક તાજ શેહેનશાહને પેહેરવાનું તે જુની ઢપપર પણ સારી બાંધણીનુંછે, તેમાં ઝવેરાત સારૂં જડેલુંછે, જેની કીમત સાત લાખ રીક્ષ ડાલર (Rix Dollars) યાને સાત લાખ રૂપીયાની ગણાયછે. બીજું તાજ એક શહેનશાહની બાનુને વાસતેછે, તે તદન હીરાનું અને તેમાંનાં બાલીઆનો ઘણાં સરસ અને મોટાંછે. એ તાજ અસલનાં જુનાં તાજને ઉખેડી નાંખીને સને ૧૮૬૭ માં હમણાંની શહેનશાહ બાનુને હનગેરીની રાણી દાખલ ક્રીયા કીધી ત્યારે પેહેરાવ્યું હતું. એમાંનાં કોઇ કોઇ હીરા ઘણાં મોટાં કદનાંછે, અને તેની કીમત ૧૫) લાખ રૂપીયા ઉપરની કેહેવાયછે. ગોલ્દન ફલીસનાં ખેતાબ સારૂં પેહેરવાના ચાંદમાં એક ઘણો મોટો હીરો ૪૨ રતીનોછે. તે ૨૮,૦૦૦) સોનાનાં લુઇસ (યાને ૨,૮૦,૦૦૦ રૂપીયા) લેખે સને ૧૭૬૪ માં ફ્રાંકફોર્ટ આન ધ મેન (Frankfort on the Maine) ગામમાંથી વેચાતો લીધો હતો, તે ઉપરાંત તેથી ઉતરતા બીજા ૮) હીરાછે અને બીજા તેથી ઉતરતા પણ બેઆનો જેટલાં કદને પહોંચતા ૧૫૦) હીરાછે; જે સઘળાંની કીમત કીધેલી નથી. એજ ખેતાબ પેહેરવાનો બીજો શીંગારછે તેમાં તદન પાવલી જેટલા હીરાનાં હારની હેઠે બકરૂં લટકાવેલું (સોનાના મીનાપર હીરાનું)છે. એજ ખેતાબનો ત્રીજો શીંગારછે, તેમાં ૭) મોટા હીરાછે, જેમાંનાં ૨) જરાક પીલાછે, અને જે બધા મલી ૮૯) કેરતનાંછે. એ શીવાય બીજા પાંચ એવા ઓરડરોને લગતા ચાંદો, પોખરાજ અને બીજા ઝવેરાતનાછે, અને એક સરગાંઠ હીરાની હારોનો બનાવેલોછે, જેની વચમાનો હીરો ૨૬) કેરતનો ઉપરનોછે. એક ટોપી ઉપર હીરાનું બટનછે તે આખો હીરો દુનયામાંનાં સૌથી મોટા હીરા માંનો એક ગણાયછે. તે ૧૩૩॥ કેરતનો અને તેનાં મથા-

જાં૫૨૯) પેઅલ કાપેલાછે. એ હીરો અસલ ચાર્લસ ધી બોલ્ડ કરી બર્ગંડીનો ડયુક હતો તેનો હતો, જેણે મોરાટની લડાઇમાં સને ૧૪૭૬ માં ખોયો, તે એક ગરીબ ખેડુતને પાયો, જેણે તે કાચ સમજીને બર્ઠોલોમ્યુ મેએ કરીને બર્ન (Berne) શેહેરનાં રેહેવાસીને એક રૂપીયાની કીમતે વેચ્યો હતો! ત્યાંથી બે ત્રણ હાથ ફરીને ફ્રાંસીસ સ્ટીફન લોરેનનાં ડયુકનાં હાથમાં આવ્યો, જે આસ્ત્રીઆની શેહેનશાહ મરાયા થીરીઝા સાથે પરણવાથી આએ રાજના હાથમાં આવેલોછે, અને સને ૧૭૪૫ માં એ ધણીને ફ્રાંકફોર્ટમાં શેહેનશાહ બનાવ્યો ત્યારે એનાં તાજમાં એ ગોઠવ્યો હતો. એ હીરાને ધી ફ્લોરેનટાઇન નામે બોલએછે. એક ખલીર અથવા ગીધ (આસ્ત્રીયાની નીશાન બે મોહોડાંનાં ખલીરનીછે) ઝવેરાતનુ બનાવેલુંછે, તેનું આખું આંગ એક માણકનુ બનાવેલુછે જે ૪૧૬) કેરત વજનમાં અને કદમાં આસરે હાંસનાં ઇંડાં જેટલુંછે. એની પછવાડેનાં પાસામાં નીચે મુજબ લખેલુંછે "કે પેહેલા લ્યોપોલડે સને ૧૬૮૭માં આએ બેકીમતી નંગ તોલમાં ૪૧૬) કેરતનું હનગેરીની હીયુમાની વંશ પાસેથી વેચાતું લીધું હતું અને આએ તીજોરીમાં મુકયુંછે." એ નંગનુ નામ હાઇઆસીંઠ લા બેલા (Hyacinth la Bella) કરીનેછે. હીરાનો એક હારછે તે અત્તીધણો સરસછે, તે મોટા મોટા બેકીમતી હીરાની આસપાસ બીજા "રોઝ ફાસીનનાં" હીરા જડીને ઘણો મોટો બનાવેલોછે. તેની સાથ એક જોડ એરીંગછે તેપણ ઘણાં મોટા અરધા રૂપીયાની કદનાં હીરાનાં બનાવેલાંછે. એ એરીંગ મરાયા ટેરીઝાએ હીંયાં મુકીને લખેલુંછે કે "એ મારી યાદગારી સારૂં અહીંયાં મુકેલુંછે અને અહીંયાં હમેશાં એને તેમજ ગણતા રેહેવું" એવીજ રીતનાં માણક તથા હીરાનાં રોઝનાં હારોછે, તેમાંનાં માણકો ઘણાંજ સરસ આતશી રંગનાં અને એવાં મોટાંછે કે હમોથી તેની તારીફ કાંઇપણ રીતે થઇ શકતી નથી. એમાંનાં હેઠળનાં રોઝોનાં માણકો ૧॥ થી ૨) ઇંચ મોટાં છે. એજ મુજબ પાનાં અને હીરાનો સતછે, તેમાંનાં પાંનાં પણ એટલાંજ મોટાં સરસ રંગનાં તથા ઝળકનાંછે. એ ઉપરાંત તેઓની બાંધણી એવી સરસછે કે તેને બેકીમતી કરી નાંખ્યાંછે, અને હીંયાં સઘળા જોવા આવનારાઓનાં મોહોડાંમાંથી તારીફનાં અવાજો નીકળેછે. એક મોતીની માળાનો સટછે તેમાં એ શેરી એક માળા જેમાં ૬૦) મોતીઓ લખોટાનાં કદ કરતાં પણ મોટાં, અને તેનેથી ઉતરતી બીજી ઘણી હારો મોટાં મોતીઓની કીધેલીછે. એક બ્રેસ્ટપીન પાનાં તથા હીરાનીછે, તેમાંનું પાનું ઘણુંજ મોટું આસરે ૧॥ થી ૨) ઇંચનું અત્તી ઘણાં સરસ રંગનુંછે. એક હીરાનો નેકલેસ કીધેલોછે, તેમાં ત્રણ હારમાં ૧૫૦) મોટાં અને પંદર હારમાં ૭૫૦) નાધળા હીરાની હારો કીધેલીછે, અને તેઓની હેઠળ ૮૬) ગોળ ચોકડાં જેવા આકાર લટકાવીને તેઓપર દરેકની હેઠળ મોટા હીરાનાં લોલકો લટકાવેલાંછે. એક ઇંડાં જેટલાં પાનાંમાં નાધળું ઘડીયાળ બેસાડેલુંછે, અને તેની ઉપરનું કોટલું પણ ફીક્કાં પાણાનુંજ હોવાને લીધે અંદરથી તેનો કાંટો બરાબર દીસેછે. હીરાનાં રોઝનાં સારાં કદનાં ૧૯૨) બટનોછે, તેમાંનાં ૧૦) નાં હીરા ઘણાં મોટાછે. એક હેરપીનછે, તેમાં એક હીરો ખુણાં રેકો ઘણો મોટો મુકેલોછે. એક બ્રેસ્ટપીન ઝવેરાતનુંછે, તેમાં બે હીરા મોટા ગોલાબી રંગનાંછે, જે બાહારથી હીરા જેવાજ ચળકતા પણ તેની અંદર જાણે ગોલાબી રંગ પુર્યો હોય તેવું દીસેછે. એ ઉપરાંત બીજી ઘણી જાતનું કીમતી ઝવેરાત એક કેશમાં મુકેલુંછે, જેની કીમત

થઈ શકતી નહીં અને તેની વીગતો જો લખવા બેશીએ તો ઘણું લંબાણ થઈ જાય. હમોએ ઘણી ગમ ઊંચી જાતનું ઝવેરાત જોયુંછે પણ અહીંયાનાં જેવું કીમતી અને સરસ બાંધણીનું કેડે જોયુ નથી, અને અતરે ગમે તેટલું પણ લખ્યે તોપણ વાંચનાર નજરે જોયા વીનાં કદીબી કદર પીછાણી શકશે નહીં. એ ઉપરાંત બીજા છુટા છુટા ઓરડાંમાં શેહેનશાહી ખાંનદાંનને મલેલી તથા વેચાતી લીધેલી ચીજોનો સંગ્રહ ઘણો સારો કીધેલોછે, તેમાં ખરબચડાં, આખ્ખાં મોટીના મરઘા, ધીલોડી, ડ્રાગન્સ ઇત્યાદી એકથી બે ઇંચવાળાં ઘણાંછે. સોનાની થાળી જેવી રકેબીઓ, ઝવેરાત જડેલી તથા સારી કારીગીરીની બનાવટની ફુલાવર વાઝ, તે ઉપર ઝવેરાતનાં ઝીણાં નંગોનાં બનાવેલાં જાનવરો, એક સોનાની મોટી રકેબી તે ઉપર માણસોનાં પુતળાં અલગાં હોય તેવાં ૧) ફુટ ઊંચાઇનાં બનાંવેલાં, સોનાનો મોટો સેન્ટરપીસ અથવા વચગાળો તેમાં કોરી તથા સોનાકામ ભેલ કરીને ઘણું સરસ બનાવેલોછે. આખ્ખાં એક ગારનેટ (માણકનાં પોતા જેવો આવેછે) નું કાશી કપ જેટલું મોટું બરણીરોકું વાસણ ૪ થી ૪ ઇંચનુ અને તેનો પરીઘ પણ ૪) ઇંચછે. ઝવેરાતની થાળીઓ, ૨) ફીટ મોટા રોકક્રીસ્ટલનાં પુતળાં તથા પેટીઓ, ઝવેરાતની જડેલી પેટીઓ ઇત્યાદી હતું. એ ઉપરાંત સંચાકામથી તરાંહ તરાંહની બનાવટનાં ચાલતાં નવાઈ નવાઈનાં ઘડીયાળો, તેમાં એક ઘડીયાળ ઝવેરાત જડેલું પાંચ તખ્તીનું અને તેની નીચે બાગ કીવેલોછે, જે ચાલેછે ત્યારે બાગમાં જાણે એક માણસ ઘાસ કાપતો હોય તથા બીજાં જાનવરો ચરતાં હોય તેમ લાગેછે. બીજાં ઘડીવાળનો નીચે અબનુસની પેટીછે, તેમાં એક ઓરતને ઉભી રાખીછે અને ઘડીયાલ વાગેછે ત્યારે તે નાચ કરેછે. તે સતરમી સદીનું બનાવેલુંછે. ત્રીજું ઘડીઆળ રોકક્રીસ્ટલમાં બનાવેલુંછે, તેમાં ત્રણ તખ્તો એક બીજાં ઉપર મુકેલીછે, જેમાં કલાક તથા મીનીટ ચાલેછે, અને તેની બાજુઓપર આસમાની ચાલનું ઘડીયાળ ચાંદની ચાલ તથા તેની આકૃતીઓ દેખાડેછે, તેમજ બીલોરનાં દડા ઉપર બાર રાસીઓ ગણતરી સાથે માંડેલીછે, જેથી આસમાની ચાલ પણ જોઇ શકાયછે. એ ઘડીયાળ ૧૬૩૦ નાં શાલમાં બનાવેલુંછે. એ શીવાય બીજાં ઘણાં નવાઇ નવાઇનાં ઘડીયાળો કબાટોમાં મુકેલાંછે. એક બીજા ઓરડામાં શેહેનશાહી તાજ મુકેલુંછે, તેપર પાલીશ કીધેલાં પણ વગર કાપેલાં ઝવેરાતનાં મોટાં નંગ જડેલાંછે, તાજ ઉપર ક્રાઇસ્ટનું પુતળું તથા બીજી ધરમની બાબદો કોતરેલીછે, તેની સાથે તાજને લગતો બીજો સઘળો સામન પણ એવાંજ ઝવેરાતનોછે. શાર્લમાં જે પેહેલો શાહનશાહ થયો હતો તેની તલવાર પણ હીંયાં મુકેલીછે, જે બગદાદનાં વખાણાયલા પાદશાહ હારૂનલ રશીદ ભેટ મોકલી હતી. રાજ્યભીશક થતી વખતે પેહેરવાનાં જભાપર મોતીઓ બેસુમાર ભરેલાંછે. એ ઉપરાંત ક્રાઇસ્ટને લગતી જુની ઇધાણીઓ પણ ઘણી એકઠી કીધેલીછે. તેમાં એનાં ક્રાસનુ નાધણું લાકડું અને તેમાંનો એને મારેલો બીલો, એનો જનમ થયો તે તબેલામાનાં લાકડાંનાં થાનનો એક કટકો, એને પોતાનાં ચેલાઓ સાથે બેસીને છેલ્લી વેળા ખાવેલાં જમણનાં દસ્તરખાનાનો ટુકડો, તથા પોતાનું એપ્રણ કે જેથી તેનાં ચેલાઓનાં પગ ધોઇને તે લુંછતો હતો તેનો ટુકડો, તથા બીજા સેંટસની રહી ગયલી ઘણી નીશાનીઓ પણ સોના તથા ઝવેરાતમાં મઢો લીધેલા હીંયાં મુકેલાંછે, જે જોઇને ઘણું હસવું તથા અચરતી ઉપજે છે કે આવા સુધરેલા વખતમાં ઓલીયા

જેવી શેહેનશાહતનાં લોકો એવું માનેછે કે ક્રાઇસ્ટ જનમ્યો તે જગ્યાનું લાકડું તથા તેની હારમારીમાં તે છેલો પોતાનાં ચેલાઓ સાથે ખાવા બેઠો તે દસ્તરખાનું ઇત્યાદી કોણ સાચવવા ગયું હશે કે આજે તે માહેલા ટુકડાઓને માન આપેછે. તે મારયો ગયો ત્યારે દુશમનોનાં હાથમાં હતો, અને ક્રીસ્ચીઅનનીટી તેની પછી ૩૦૦) વરસ સુધી હારમારીમાં પડી હતી, ત્યારે કોઇ શું જાણતું હશે કે રહેલી જુની નીશાનીઓ પાછળથી કામ લાગશે કે રાખી મેલ, અને હારમારીમાં તે શી રીતે લોકોના હાથમાં રહે ? પણ રોમન કેથોલીકસ આવી બાબદો ઘણી જલદીથી માની લેછે, અને લાખો રૂપીયાની કીમત આપી ખરીદેછે. એ ઓરડામાં પેહેલા નેપોલીયનનાં છોકરાની ઝોળી હજુર રાખેલીછે તે રૂપાનાં ઘોળ તથા શીપની બનાવેલીછે, અને તેનાં છેડાઓ ઉપર રૂપાંનાં ખલોરો કીધેલાંછે, તથા તે ઝોળી બે પુતળાંઓ અકલ અને જોસની ઉપર લટકાવેલીછે. નેપોલીયન બોનાપાર્ટે ઓસ્ત્રીઆનાં શેહેનશાહ બીજા ફ્રાંશીશની છોકરી મેરી લુઇ સાથે પોતાની આગલી બઇરી જોસેફીન સાથે છુટા છેડા કરીને પરણ્યો હતો, તેને પેટનો એક છોકરો હતો તેને કોઇ બીજા નેપોલીયનને નામે ફ્રાંન્સમાં ઓલખતા હતા, અને ડયુક ઓફ રીડસ્ટાડતને નામે અહીંયાં રહયો હતો. તે સને ૧૮૪૫ માં મરણ પામ્યો ત્યારે તે અને તેનું માને શહેનશાહી ખાનદાન દટાયછે ત્યાં કોફીનોમાં રાખેલાંછે. એ શીવાય બીજું હીંયાં ઘણું જોવા લાયકછે.

એ જોઇને પછી અતરેનાં આરસેનલ (તોપખાના)માં લડાઇઓમાં થયલી જીતની યાદમારીઓ તથા હથીયારોનો સંગ્રહછે તે જોવા ગયા હતા. એ આરસેનલ સને ૧૮૪૯—૫૫ સુધીમાં બંધાઇ હતી, અને તેણે ½ મેલ લાંબી અને ½ મેલ પોહોળી જગ્ગા ઘેરીછે. તે ઇમારત જાણે મોટો કીલો હોય તેવી રીતની માળાની બાંધેલીછે. એમાં પેસતાં દીવાનખાનાનાં દરેક થાંભળાઓની આસપાસ ચારે બાજુ લડાઇમાં વખણાયલા સરદારોનાં આદમકદનાં સંગેમરમરનાં ચાર ચાર કરી ૫૪) પુતળાં મુકેલાંછે, તેથી તે જાણે પુતળાંઓનુ દીવાનખાનું હોય એમ સોભેછે. એ માંહેથી સામેજ મોટી સીડીઓ બાંધેલીછે, જેથી ઉપર જવાયછે અને જયાં જાત જાતનાં હથીયારોનો સંગ્રહ ઘણો સારો કીધેલોછે. તેમાં ઓસ્ત્રીયાનાં અસલનાં લડાઇનાં હથીયારો, શેહેનશાહોનાં બખતરો, તલવારો, બંદુકો ઇત્યાદી ઘણાં રાખેલાંછે, તે ઉપરાંત બીજા વખણાયલા સરદારોનાં બખતરો તથા લડાઇની ચીજોનો પરચુરણ સંગ્રહ કીધેલોછે. ઉપર ૩) મોટા દીવાનખાનાં કીધેલાછે તેની દીવાલો તથા છતો તથા ગેલેરીપરની દીવાલનાં મથાળાંપર અસલની જાણીતી ઓસ્ત્રીયાની લડાઇઓનાં ચીતારો ઘણાં સરસ મોટા વીસ્તારપર પાડેલાછે, તથા તેમાં ઘોળ ઘણો સરસ ચઢાવેછે, અને વચલા દીવાનખાનામાં હીંયાંના ત્રણ મોટા માર્શલશોને મલેલી ભેટ મુકેલીછે, તેમાં એડમીરલ ટી ગેટાફને ટ્રીએસ્તનાં લોકોએ ભેટ આપેલી પલેટ પર નેપચ્યુનને (દરીયાનો રખેવાળ) વહાણ ઊંચકતો પાડેલોછે; મારશલ રોડેલસ્કીલોની બાટન ( એ મારશલની નીશાનીની લાકડી હોયછે) સોનાનાં કેશપર મુકેલીછે, તેનાં પેડસ્ટલપર તેનાં હાથ તળેનાં લશ્કરનાં સીપાઇઓની જાત જાતની ટોપીઓ કોતરેલીછે. એ ઉપરાંત હથીયારનાં સંગ્રહમાં એક તલવાર પર આખાં વરસનું પંચાંગ કોતરેલુંછે. આખા હાથીદાંતની મીઆંનો, કામઠાં જેને આગલ ચકરથી જોર કરીને તીર ચડાવતા હતા તે, જુની બંદુકો, એક તલવારનો આખો હાથો એકજ પરવાળાંનો, બંદુક-

નો (Stock) આખા હાથીદાંતનો, હીરાનાં મુઠની બંદુકો, હંનગેરીની તલવારો, એ સંધું રૂપરૂં જોવા લાયકછે. ઉપરની ગેલેરીપર તરકી પાસથી જીતેલા વાવટાઓ તરાંહ તરાંહનાં એકથી [એ પુછડી તેઓ સાથે લટકાવેલી ટાંગેલા હતા, (એ પુછડીઓ જેમ વધતી હોયછે] તેમ આગલ તેઓ મોટા હોધ્ધાવાલાઓ કેહેવાતા હતા)તે સાથે માણશોને ગળે સાંકળો બાંધીને બંદીવાન દાખલ લઇ જતા હતા તે સાંકળો પણ તેઓ સાથે લટકાવેલી હતી, તથા તે લોકોની પાઘડીઓં તથા તીર કામઠાં સઘળું (જેનરલો પકડાયલા હશે તેઓનાં) તેની સાથે ગોઠવેલાં, અને તુરકી સાથનાં લડાઇઓનાં ચીતારો દીવાલોપર પાડેલાછે. એ સંગ્રહસ્થાનનાં હેઠળનાં ભાગમાં હાલમાં નવી જાતની વારાતી બંદુકો તથા તોપોનો સંગ્રહ કીધેલોછે, તેમાં એક બંદુકમાં ૧૦) ગોળીઓ એકની પછી એક એમ ભરીને એકજ નળીમાંથી તેને દશ વખત ફોડી શકાય તેવી હતી. એ બંદુક રીવોલવરની માફક ગોળ ફરતી નથી, પણ તેની નળી મુકવાની લાકડીમાં એવો ખાંચો કીધેલો હતો, જેમાં તે બધી ભરાઇ જાય અને સૌથી છેલી મુકેલી કારટરીજ સાથની ગોળી પેહેલાં ફુટીને ચાંપ ઉપર ખેંચી કે તેના ખાલી થયલી તોપી ઉડીને બાહાર પડે, અને બીજી ગોળી તેની જગ્યામાં તે ખાંચકા શમેત આવીને ઉભી રેહેતી હતી. એ મુજબ ૧૦) ગોળીઓ એક પછી એક દરેક સેકંડે ફુટી શકેછે. એક તોપછે તેમાંથી ૩૭) ગોળીઓ એકદમ તેનાં છુટા છેડો કીધેલા તેમાંથી ફુટેછે, તથા મીત્રાઇયસ છે તેમાં ૮) બારલો ગોળા ફોડવાનાંછે, જે કુંચીથી ફેરવીને એકજ વેળાએ ફોડી શકાયછે. એક તોપનો ગોળોછે તે સાત લોખંડની બે ફીટ લાંબી નલીઓનો બનાવીને તેનાં મુઢાંપર અણીરોકું બટ લોખંડ એક ફુટ જાડું કીધેલુંછે, કે. જે મુઢું કોઇપણ ચીજમાં પેવસ થયું કે પેલી નલીઓમાં દારૂ ભરેલો હોવાથી તે ફુટીને તે ચીજને ઉદાડી દઇ પાયમાલ કરી નાંખેછે. એક બંદુક તદન મંડાઇ ગઇછે પણ તેનું લોખંડ તથા લાકડકામછે તે ભાગી ગયું નથી. એવી એવી ચીજો ત્યાં ઘણી જોવા લાયક હતી.

એ જોઇને પછી ઓરીયંટલ મ્યુઝીયમ (Oriental Museum) ધયાને ઉગમણની ચીજોનું સંગ્રહસ્થાન જોવા ગયા હતા. એ મ્યુઝીયમ અને તેને લગતો એકશચેંજ હૉલ બાંધવાપર પચાસ લાખ રૂપીઆ બેઠાછે; એકશચેજનો હૉલ ઘણો મોટો, અને તેની ઉપર ફરતી ગેલેરી કીધેલીછે, ત્યાંથી હમોએ એ હૉલ જોયો હતો; જયાં તે વખતે આસરે બે હજાર માણસો એકઠાં થયાં હતાં, અને તેઓ એટલો તો ઘોંઘાટ કરતાં હતાં કે આપણી અલાઇબાગની ન્યાતનો ઘોંઘાટ તો તેની આગલ કુંચ બીસાદમાં નથી, અને બારણાં બંધ કીધા પછીબી હમોએ મ્યુઝીયમમાં ફરતાં જાણે મધમાખો ભમતી હોય તેવો દુરથી ભણભણાત સાંભળયો હતો. મ્યુઝીયમમાં હીંદુસ્થાન, ચીન, જાપાન, શાએમ, ઇજીપ્ત, ઇરાન, તરકી, ઇત્યાદીની બનાવટ તથા વનસ્પતીનો જથો એકઠો કીધેલોછે, અને તે જોવા લાયકછે. એ જોયા પછી સોસાયટી ઓફ આર્ટસ (Austrian Kunstervein) જોવા ગયા હતા જેમાં થોડાએક પીકચરો નાધળા પાંચ ઓરડા ભરીને પડદાવોપર ટાંગેલા હતા, તે ઘણાં સારા અને જોવા લાયકછે. એ પીકચર ગેલેરી જોઇને પછી કોઇ જરમન પ્રીન્સ ઓગસટસ ઓફ સેક્ષ કોબર્ગ એંડ ગોઠાનો ચીતારોનો સંગ્રહછે તે જોવા ગયા હતા, જયાં પણ ઘણો સારો જથો ઉસ્તાદોને હાથનાં પીકચરોનો કીધેલોછે. ત્યાં એની બારીઓ તદન એકજ આખા કાચની કીધેલી હોવાથી ચીત્રોપર રોશનાઇની અસર

આવી પડેછે. એ જોઇને પછી હૉટલમાં પાછા ફરતી વખતે ગરાબન અને કારનટનર આઉસ મોહોલાને છેડે એક ખુણાંમાં એક નાધળો આસરે ચાર ફીટ ઊંચો ઝાડનાં થડનો કટકો મુકેલોછે તે જોયો હતો, જેમાં ગણતરી વગરનાં ખીલા મારીને તેને તદન ભરી નાંખેલાછે. તેને વાશે કહેછેકે એ ઝાડ ઘણું પાખ કેહેવાતું હતું, અને તેમાં ખીલા મારવાથી તે મારનાર ધણીને ઘણું સારું થતું તેથી તેમાં લોકોએ ખીલા એટલા તો મારેલાછે કે નવો એક પણ ખીલો મારવાની જગ્યા બાકી રાખી નથી.

એ જોઇને પછી હૉટલમાં આવી ત્યાંથી આગગાડીનાં સ્ટેશનપર ગયા, અને ત્યાંથી છ વાગેને વીએનાં છોડયું હતું. વીએના શેહેર ઘણું મોટું ભભકદાર છે, અને જયાં ફરયે ત્યાં જાણે મેહેલોજ બાંધેલા, અને કોઇ કોઇ રસતા સારા અને મોટા બાંધેલા તોપણ મોટો ભાગ એની હવેલીઓ સાથે સરખાવતાં ઘણાંજ સાંકડાછે, જેમાંથી બે ગાડીઓ ભાયગે જઇ શકે. પણ તેવા રસતાની ઇમારતો જાણે મેહેલજ આખો મોહોલો હોય તેવી મોટી ચારથી પાંચ માળની ઊંચી અને તેવીજ ઊંડાઇની બાંધેલીછે, તેમાં હાલની ઇમારતો જે પેરેડપલાટજમાં બંધાયછે તે તૈયાર થઇ રહેશે ત્યારે તેની તથા રીંગશટરાશના લતાની બરોબરી યુરોપનુ કોઇપણ શેહેર કરી શકશે નહીં, એવું હમો ધારીયે છીયે. એઓમાં મ્યુઝીયમની બે ઇમારતોનો એકજ મોહોલો બંનેને આમનસામન એકજ તરાહનું બાંધીને કીધેલા, અને તે ઘણી સરસ કારીગીરીથી બાંધેલીછે. યુનીવરસીટી, નવી કોર્ટ ઓફ જસ્ટીસ, નવો ઓપેરા હાઉસ, નવી મીલીટરી હાસ્પીટલ ઇત્યાદી હાલ બંધાયછે અને કોઇ બંધાઇને તઇયાર થયલીછે તે સઘળી ઇમારતો ગંજાવર અને તરેહે તરેહની કારીગીરીની બાંધેલીછે, જેમાંની કોઇપણ દશ ઇયા પંદર લાખ રૂપીયાની અંદર કીમતની હશે નહીં એવી સરસછે. તેઓપર કોતરકામ તથા મોટાં પુતળાં ગોઠવેલાંછે તથા કોઇ કોઇને બાહરથી સોનેરી ઘોળ વટીક કીધેલીછે. રાજસભાનું હાઉસ બંધાયુંછે તે ઉપર ઘોળ હાલ થાયછે. એ શેહેરની વસતી એનાં પડા મલીને સવા દશ લાખ માણસની કેહેવાયછે. હીંયાંનું લોક સઘળું તંદરોસ્તીભરેલું, ખુબસુરત, અને સુખી માલમ પડેછે તથા તેઓને સારી છુટથી રાખેલા દીસેછે. પાદશાહનાં મેહેલમાં, ચોકોમાં, બાગોમાં, તથા મ્યુઝીયમ અને બીજી જગ્યાઓપર લોકોને જવાની છુટછે. ત્યાં બીજા દેશોની માફક ફી લેતા નથી, અને હમણાંનાં શેહેનશાહ પેહેલા ફ્રાંસીસ જોસફ (Frances Joseph I)પર રૈયત ઘણી ખુશી દીસેછે. એ શેહેરનાં શેહેનશાહ તે આગલ આખા જરમનીના શેહેનશાહ દાખલ સને ૧૪૯૩ થી ૧૮૦૪ સુધી ઓલખાતા આવેલાછે, પણ પ્રુશીઆ સાથની છેલી લડાઇ સને ૧૮૬૬ માં હારયા પછી એ નામ જે અમથું (નેપોલીયનની પછી) રાખેલું હતું તે કાહાડી નાંખીને એમપરર ઓફ આસ્ટ્રીઆ એંડ હનગેરીનું નામ લીધુંછે. એ આસ્ટ્રીયા હનગેરીની શેહેનશાહતને હસ્તક ૨,૫૦,૦૦૦) સ્કુવેર મૈલ જમીન અને ૩,૮૦,૦૦,૦૦૦) માણસની વસતીછે. એને હસ્તકનાં બોસનીઆ અને હરજીગોવીનીઆનાં દેશોનો વીસતાર ૨૪,૩૦૦) સ્કુવેર મૈલ અને વસતી ૧૫) લાખ માણસનીછે. એ શેહેનશાહતની આવક ૬૩॥ કરોડ, અને ખરચ ૬૮॥ કરોડનો તથા કરજ ૩॥ અબજ રૂપીયાનુંછે. સલાહની વખતે લશ્કર પોણાં ત્રણ લાખનું અને લડાઇની વખતે દશ લાખનું ઉભું કરી શકેછે. એ દેશમાં પણ બધી રૈયતને લડાઇની કવાયત લેવા-

ની ફરજ પાડેછે. અહીં વેપારમાં લોખંડ, તાંબુ, સીસું, રૂપું તથા બીજી ધાતુઓ જે એ દેશમાં મળી આવેછે તેનો તથા કોલસો, ચોખા, પટેટા, બીટરૂટ, વાઇન, રેશમ અને ઉનછે, તથા તબાકું અને મીઠાંનો ઇજારો સરકારે પોતે રાખેલોછે. બધો મળીને એનો વેપાર સવા અબજ રૂપીયાનો કહેછે. એનું મોટું બારૂં ટ્રીએસ્ટછે, જેમાં દરશાલ સરાસરી ૧૫૬૫૦) વાહાણો તથા સ્ટીમરોની આવજાવ થાયછે, અને તેનો ટનેજ ૨૫)લાખ ટનની ઉપરનો કહેછે. એ દેશમાં ૧૧,૪૦૦) મૈલ રેલવે અને ૩૦,૩૪૦) મૈલ તાર નાંખેલોછે. વીએનાનું શેહેર હમણાંબી પારીશ અને બીજાં મોટાં શેહેરોની હરીફાઇ કરી શકે તેવું સરસછે. તેમાં ડેન્યુબ નદીને કાંઠેની હવેલીઓ તેનાં રસતા સાથે ઘણી સોભેછે, અને તે નદીમાંથી નહેરો શેહેરમાં લઇ ગયાછે જેથી માલ લઇ જાવ લાવવાને ઘણું સવલ પડેછે. અહીયાંની બનાવટમાં સોનાં અને ઝવેરાત કામની બનાવત, શીલક, પીઆનો, ફરનીચર, ઓપેરા ગલાશ ઇત્યાદીછે.

**તા૦ ૧૨ મી અકટોમબર ૧૮૮૧—** આજે સવારનાં ૯-૩૦ મીનીટે ઓસ્ત્રીયા અને ઇટલીની સરહદ વચેનું શેહેર "નેબરેઝીનાં" પસાર કીધું, અને યુડીન (Udine) કરી ઇટલીનાં ગામમાં હમારી આગગાડી બપોરનાં એક વાગે પુગી હતી, જયાં હમારો સામાન તપાસ્યો, અને ત્યાં આગગાડી પાછી સાંજનાં પાંચ વાગે હંકારવાની હતી તેથી વખત હાથમાં હોવાને લીધે એ ગામમાં ફરી આવ્યા હતા. એ ગામમાં આસરે બાવીશ હજાર માણસોની વસતીછે, અને તેમાનાં ઘરો નાધળાં પણ ઘણાં સફાઇદાર રાખેલાં તથા રસતા પણ ઘણાં સફાઇદારછે. અહીંયાની ઇમારતમાં ટાઉન હૉલ મોટો છે, જે એક મોટા માળનો ઓટલો હોય તેવો લાગેછે, અને તે તદન સંગેમરમરનાં પથરનો બાંધેલોછે. તે શીવાય બીજું કાંઈ જોવા લાયક હતું નહીં તેથી એક કલાકમાં ફરીને પાછા આવ્યા, અને સાંજનાં ૪—૫૬ મીનીટે પાછા આગગાડીમાં નીકલેલા વેનીસ શેહેરમાં રાતનાં ૯—૩૦ મીનીટે જઈ પુગા, તથા હૉટલ વીકટોરીયામાં ઉતારો લીધો હતો. એ શેહેર પાંણીમાં બાંધેલું હોવાથી હમો સ્ટેશનપરથી બોટો જેને હઇઆં ગોનડોલા (Gondola) કરી કેહેછે તેમાં બેશીને હોટલમાં ગયા હતા.

**તા૦ ૧૩ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં વેનીસ શેહેરનો સૌથી મોટો ચોક પીઆઝા સેંટ માર્ક જોવા ગયા હતા, જેને અહીંયાં "લા પીયાત્ઝા" (La Piazza) ને નામે બોલાવેછે. એ ચૌક અહીંયાં ઘણોજ મોટો કેહેવાયછે, કારણ કે વેનીસ શેહેર ઘણાંજ નાધળાં નાધળાં ટાપુઓપર આવ્યાથી જગ્યા ઘણી મલતી નથી, અને જે હોયછે તે ઉપર ઘરો બાંધવાથી બાકી જગા ઘણી થોડી રહેછે, તેથી આવા ચોકો ઘણાં નાધળા અને થોડા આએ શેહેરમાંછે. એ પીઆત્સ સેંટ માર્ક ની આસપાસ બે બાજુપર એક એકને લગતા પાદશાહનાં મેહેલો આવેલાછે, અને ત્રીજા ભાગપર ખાનગી ધણીની હવેલી આવેલીછે. એ સઘળી ત્રણો બાજુની મીલકત એક સટ બાંધેલી હોવાથી જાણે એકજ ગંજાવર મેહેલ હોય તેમ લાગેછે. એ ત્રણ ભાગની વચમેનાં ભાગમાં અસલ એક દેવલ હતું, પણ તેથી એનો દેખાવ બરાબર સારો ન લાગવાથી નેપોલીયન બોનાપાર્ટે તે ભંજાવી નાંખીને આસપાસનાં મેહેલોનાં જેવો મેહેલ બંધાવી એક સટ કીધો હતો. એ મેહેલોમાં હેઠળ સઘળી જાતનાં ઝવેરાતો, મોઝાઇક વર્ક, શીલીશી વર્ક, લાકડાંનું તથા બીજું નકશીકામ ઇત્યાદીની દુકાનો તથા કેફેશો કીધેલાછે,

જયાં રાતનાં દુકાનોની બાહાર, બંધ કીધેલા રસતાનાં આરકાંઓ ઉપર રોસની ઘણી થાયછે, તથા બધી દુકાનોમાં પણ રાતનાં ઘરાકી હોવાથી તેની રોશની તથા ચોકમાં મોટા ચાર ચાર દીવાનાં ખુંટાઓ ફાનસનાં કીધેલાછે તે સળગાવેછે, તેથી એ ચોક ઘણો શોભેછે. એમાં અઠવાડીયામાં ત્રણ વખત વાજું વાગેછે તે વખતે ભીડ ઘણી મોટી થાયછે. એ ઉપર જણાવેલી ત્રણ ઇમારતોની સામે એ ચોકની ઇમારતો ફરતી પુરી કરવા સેંટ માર્કનું દેવલ આવેલુંછે, તેની બાંધણીની કારીગરીથી એ ચોકની ખુબસુરતી ઘણી વધેછે. એ ચોકમાં દેવલની સામે ત્રણ મોટી વાવટા કાઢી મુકેલીછે, જેપર આગલ વેનીસ જે પ્રજાસત્તાક હતું તેનાં તાબામાંનાં સાઇપ્રસ, કેનડીઆ, અને મોરીયાનાં વાવટા ઉડારતા હતા, પણ હમણાં તેપર રવીવાર તથા બીજા તેહેવારો ઉપર ઇટલીનો વાવટો ઉડેછે. પેલી ત્રણ બાજુની હવેલીઓની તથા દેવલની વચમાં ખાલી જગ્યા રાખી ત્યાંથી ચોકમાં આવવા જવાનો ઓલો રસતો રાખેલોછે. બાકીનો રસતો એ દેવલની સામે આવેલી ઇમારતની હેઠળથી ભાગળની માફક કીધેલોછે.

હમો પેહેલાં એ ચોકમાંનું આવેલું અને હીંયાનું સૌથી સરસ શેંટ માર્કનું દેવલ જોવા ગયા હતા. એ દેવલમાં વેનીશીઅન લોકોનો સેંટ માર્ક (St Mark) જે એલેકઝાન્ડ્રીઆમાં દટાયલો હતો તેને ત્યાંથી ૮૨૮નાં શાલમાં અહીંયા દાટીને સને ૯૭૬--૧૦૭૧ સુધીમાં દેવલ બાંધ્યું હતું. એનો બાહારથી દેખાવ પાંચ ગુંબજની મસજીદ હોએ તેવો લાગેછે, અને તેનો દેવાલો તથા છતોપર બધે કાચનાં રંગીન મોઝાઇક વર્કસનાં ચીતારો ઘણાં સરસ પાડેલાંછે. એ મોઝાઇક વર્કનો રંગ અસલથીજ રંગીન બનાવેલા કાચનો કીધેલો હોવાથી જેવો ને તેવો હજુર સલામતછે અને તેની ખુબી હજુ લોકો વખાણેછે. એ દેવલની જમીન પણ રંગીન પથરોનાં મોઝાઇક વર્કની જાનવરોની તસ્વીરો તથા બીજી તરાંહનાં ગલીચાઓ સઈ બનાવેલીછે. એની ઇમારત તદન રંગીન જાત જાતનાં મરમરનીછે, તેથી તેનો બાહારનો દેખાવ હીંદુસ્તાનમાં આગરા શેહેરમાં બીરબલની અને બીજી ઘેરો જે રંગીન પથરની બનાવેલીછે તેને મળતી આવેછે, અને હમણાં એને સાફ કરેછે તેથી તેનો સાફ કીધેલો ભાગ જાણે હમણાંજ બનાવ્યો હોય તેવો દીપી નકળ્યોછે. બાકીનો ભાગ ઘણાં વરસનો થવાને લીધે કાળો મારી ગયોછે, તે સઘળો સાફ થઇ રેહેશે ત્યારે એનો ભપકો નવેસરથી નીકલી આવશે. એ દેવલની બાહાર તથા અંદર મલીને જાત જાતનાં રંગીન સંગેમરમરના પથરોનાં ૫૦૦) થાંભળાછે, જેની ઉપરનાં મથાળાં પરની બાંધણી દરેકની જુદી જુદી જાતની ફુલો તથા બીજી તરાંહની કોતરેલીછે. એ થાંભળાઓમાં વચલા વાટ પર કાળા અને સફેદ મલીને કાબરચીતરા રંગનાં પથરનાં આઠ થાંભળાછે, તેને વાસતે કહેછે કે જેરૂશલમનાં વખાણાયલા સુલેમાન પાદશાહનાં બીજી વખતે બાંધેલાં દેવલમાંથી તે લાવેલાછે, તથા અંદર ઓલટર પર બીજા ચાર થાંભળાછે તે એજ ધણીનાં પેહેલાં દેહેડાં (વખાણાયલા King Solomon's Temple) માંથી લાવેલાછે, તેમાં બે પારદર્શક આલાબાસ્ટરનાંછે તે દોરડાંનાં વળનાં જેવા બનાવેલાછે, તેની પાછળ રોશની ધરેછે ત્યારે તેમાંથી ઉજાસ દીસેછે. દેવલમાં પેસ્તાં સેંટ માર્કસનાં મુરદાંને ઇજીપ્તથી લાવ્યા તેની વીગતો કાચનાં મોઝાઇક વરકથી સારી ચીતારેલીછે. તેમાં એકની અંદર તર્કસ એનું મુરદું લાવવા દેતા હતા નહીં તેથી તેને હરસે એક ટોપલામાં મુક્યું, અને તેની ઉપર ડુકરનું ગોસ પાંથરીને વાહાણ

ઉપર ચહડાવવા લાગ્યા ત્યારે કીનારાપર તર્કસોએ અટકાવીને પુછ્યું કે શું છે? (કારણ કે તે મુરદું ચોરાઈ ગયું છે એમ તે લોકોને ખબર હતી અને પેહેલે માગ્યું ત્યારે આપવાને ના પાડી તેથી તે કોઈ લઈ નહી જાય કરીને તેની ચોકસી ઘણી રાખી હતી) ત્યારે તે લોકોએ ટોપલીનું ઢાંકણું ઉઘાડીને અંદર પાંકરેલું ડુકરનું ગોસ બતાવ્યું, જે બાબે મુસલમાંનોને ઘણી છીત હોવાથી તેની આગલથી બધા ખસી ગયા હતા. તે પીકચરમાં જરાક ટોપલીનું ઢાંકણુ ઉઘાડેલું છે, અને પેલા મુસલમાનો મોહોડાં ફેરવીને જાણે સુગાતા હોય તેમ નાસતા ઘણુંજ સરસ રીતનું મોઝાઇક વર્કસમાં પાડેલું છે. તે ઉપરાંત તેને લાવ્યા ત્યારે અહીંયાં મલેલો મેલાવડો તથા તેને દાટવાની ક્રીયાની પણ તસવીરો બીજાં બારણાંઓ પર પાડેલી છે. એ મુજબનો મોઝાઇક વર્ક આખા દેવલમાં ૪૫૭૦૦) ચોરસ વારનો કીધેલો છે એમ કહેછે. એ ઉપરાંત ગીલડીંગ, બરોનઝ તથા નકશીકામ રંગીન પથરો પરનું ઘણું છે. એ દેવલનાં મથાળાંપર બરોનઝને ધોલ ચહડાવેલા ચાર ઘોડા ગોઠવેલાછે જે ઘણાં જુનાં અને ઊંચી બનાવટનાં હોવાથી જુદા જુદા ધણીઓનાં હાથમાં થઇને હીંયાં હમણાં રેહેલાછે એ ઘોડા રોમનાં નીરો પાદશાહનાં વખતમાં બનાવેલા ધારી શકાયછે, અને તેને ટ્રાયમફલ આર્ચ એટલે ફતેહના મેહરાબ ઉપર મુકેલા હતા, ત્યાર પછી ટરોજન શેહેનશાહે તે લઇને પોતાનાં ટ્રાયમફલ આર્ચ ઉપર મુકયા ત્યાંથી ગ્રીક શાહનશાતનો શેહેનશાહ કોન્સ્ટનટાઇને તેને કોન્સ્ટનટીનોપલ લઈ ગયો હતો, જ્યાંથી પાછલથી વીનીશીઅન લોકોએ તે શેહેર ક્રુઝેડની લડાઈઓમાં સને ૧૨૦૪ માં જીત્યું ત્યારે ત્યાંથી લાવીને અહીંયાં રાખ્યા હતા, અને સને ૧૭૯૭ માં નેપોલીયને વેનીસ જીત્યું ત્યારે તે ફરાંનસ લઈ ગયો, તથા પેરીસનાં ટ્રાયમફલ આર્ચ ઉપર મુકયા હતા, જયાંથી આસ્ત્રીયાનાં શેહેનશાહ બીજા ફ્રાંનસીસે સને ૧૮૧૫ માં લાવીને અહીંયાં પાછા મુકયાછે. દેવલનો અંદરનો ભાગ ૮૬ x ૭૦ વારનો, અને માંહે જવાના બારણાં ઘણાં સરસ નકશીદાર બરોનઝનાં બનાવેલાંછે. એની અંદર હાઇ ઓલટરની ટેબલછે તે ઉપર સોનાનાં પતરાં પર ઝવેરાત જડીને પડ કીધેલું છે, જે કોન્સ્ટનટીનોપલમાં સને ૧૧૦૫ માં બનાવ્યું હતું. એ ઓલટરનાં થાંભળાઓ સંગેમરમરનાં એક એક પથરાનાં કીધેલાછે, અને તેમાં જુના અને નવા ટેસ્ટેમેનટ બાઇબલનાં કરારની વીગતો કોતરેલીછે. તેની અંદર પુતળાં સરવે અલગાં આસપાસ જગ્યા રાખીને છુટાં કોતરેલાંછે, તે ઘણું સરસ કામછે. એક બાજુ એક કારડીનલ ઝીનોનું બાવળુંછે, તેનું ઓલટર તથા ઘોર સુધાં બધું બ્રાંઝનું નકશીદાર કીધેલું છે, અને એક બીજો ચેપલ એનાં ડાબા હાથપર બાંધેલોછે તેમાં અસલનું બાઇઝનટાઇન મોઝાઇક જે જરાક તેજહીનછે તથા વીનીશીઅન મોઝાઇક સોળમી સદી પછીનું એ બેહુ ભેલસેલ આવેલું છે. એ ચેપલને મેડોના ડી મેશકોલીના કરીને કહેછે. આગલ જેનોવા સાથની એક મોટી લડાઇમાં વેનીસનાં માણસો એટલાંતો મરી ગયાં હતાં કે મરદોની ઘણી ખુટ પડવાથી અહીંયાંની ઓરતોએ માનતા કીધી કે તેની પછાથી ઓરતોને પેટે એક વરસ સુધી છોકરાજ આવેતો મેડોનાનો ચેપલ બાંધે, અને તે મુજબ પરવરદેગારનાં હોકમથી જનમોનો મોટો ભાગ તે શાલ છોકરાઓનો થવાથી એ મરદ લોકનું (Mascolina) દેવલ બાંધ્યું હતું. તે ઉપર તે વખતનો વેનીશીઅન મોઝાઇક કીધેલોછે એમ કહેછે. એ ઉપરાંત બીજો બધો વરક એ દેવલમાં ઘણોજ સરસ અને જોવા લાયક છે.

તે જોઇને પછી અસલની પ્રજાસત્તાકના વડા ડોજીઝ (Doges) નો મેહેલ જોવા ગયા હતા, જે એ દેવલની પાસેજછે. એ મેહેલ સઘળો સંગેમરમરનાં પથરનો બાંધેલોછે, પણ ઘણાં વરસોનો જુનો થવાથી કાળો મારી ગયો છે. એનો બાહારથી દેખાવ ઘણાં રળીયામણાં પથરનો કીધેલોછે. એની ઉપર હમો સુનેરી સીડી (Golden stairs) ને રસ્તે ગયા હતા. એ સીડીની દીવાલો પર અસલનાં મોટા મોટા ઉમરાવોનાં નામો સોનેરી અક્ષરોમાં લખેલાં હતા તેથી એ નામ આપ્યુંછે. એ સીડીઓપર જવાની આગમજ એક બીજી સીડી રસ્તામાં આવેછે જે ઘણી મોટીછે, તેને ગ્રાંડ સ્ટેર્સ કહેછે. તેનાં મથાળાંપર આગલ ડોજીઝોને તખ્તનશીન કરતા હતા. તેની પાસે પેહેલા સુનેરી સીડીની બાજુપર બે ખાંચા કીધેલાછે જેને સહીંનું મોહોડું કહેછે. અહીંયાં આગલ કોઇ ધણીને કોઇ ગુનેહગાર લીશે છુપી ખબર આપવાનું હોય તો એ મોહોડાંમાં નનામાં કાગજો નાખતા હતા ; જે ઉપરથી તજવીજ કરીને તેને ઘટતી શીક્ષા કરતા હતા; પણ કોઇ વખતે કોઇ બીચારા બેગુનેહગારને એવી નનામી ચીઠીઓથી પકડીને તેમને પીળીને ગુનાહ કબુલાવી મારી નાખતા હતા. એવો દાખલો કોઇ કાઉંટ કારમાનીઓલાનો બન્યો હતો, જે બીચારાએ બેગુનાહ હોવા છતાં ગભરાવવાને લીધે ગુનાહ અમથો કબુલ કરયો હતો, અને તેને મારી નાખ્યા પછી માલમ થયું કે તે બેગુનાહ હતો. એ મેહેલની અંદર ઘણાં ઓરડાછે,તેમાંનાં અસલ કાઊંનશીલ ભરવાનાં તથા ઇનસાફ કરવાનાં ઓરડામાં ઓઇલ પેનટીંગ્સ તથા છબીઓ દીવાલો ઉપર મુકેલી છે, અને તેની છતોપર પણ આરસીની ફ્રેમ માફક ખાનાઓને મલતા ખાંચાઓ કરી તેમાં પણ પેન્ટીંગસ ચીતારેલાંછે. એ પેન્ટીંગસમાંનો મોટો ભાગ વેનીસની પ્રજાસ્તાક તવારીખમાં લડાઇઓમાં જીત મેલવેલી તે પાડેલીછે, તથા એક મોટું દીવાનખાનું જે આસરે ૧૬૫)ફીટ લાંબું, ૭૮) ફીટ પોહોળું, અને ૪૭)ફીટ ઉંચુંછે તેમાં એક ચીતાર મેહેસ્તનો પાડેલોછે, તે દીવાનખાનાની પોહોળાઇ જેટલો તથા ઉંચાઇમાં પાંચ ફીટ નાંધળો હશે. એ ઓઇલ પેનટીંગને લીશે કહેછેકે એનાં જેટલું મોટું ઓઇલપેનટીંગ યુરોપમાં કો નથી, અને તેમાં ૮૦૦) ઓળી પરખાય તેવી છબીઓ તથા ૩૦૦) નહીં પરખાય તેવાં મોહોડાં પાડેલાંછે. એ હાલને Sala del Maggoir Consiglio કરીને કહેછે, અને તેમાં જે અમીરોનાં નામ સોનેરી સીડીપર લખતા હતા તેવો મલતા હતા, જેઓ આસરે ૧૫૦૦) જણાં હતાં. તેઓમાંથી ૩૧૦) જણને ચુંટી કાહાડી તેઓને સેનેટર્સ (Senators) કહેતા હતા, તેઓમાંથી વળી ૧૨૦) જણાંને ચુંટી કાહાડેલાને વરકીંગ કાઊંનશીલ, અને તેમાંથી ૪૦) જણાંને કુવારેનટરા (ઇવાને ૪૦ જણાંની કાઊંનશીલ) કરીને કેહેતા હતા. એ લોકો અપીલ સાંભળતા, અને એઓમાંથી ૧૦) જણાંની હાઇ કોર્ટ થતી હતી, જેઓમાં ટીકીટ નાંખીને ત્રણ કાળા રંગની ટીકીટ જે ઉંચકે તે ત્રણ જણાં આગલ રાજદરબારી બાબદનો ઇનસાફ થતો હતો. જેઓ પોતાનાં મોહોડાંપર બુરખા પેહેરીને ઇનસાફ કતા, અને તેઓ જે કાંઇ કરવા માગે તે બંદીવાનને કરી શકતા હતા. બુરખા નાખવાનું કારણ એછે જે તેઓનું મોહોડું કોઇ જોય નહીં, અને તેથી માલમ પડે નહીં કે દશ ધણીઓમાંનાં ત્રણ જણાં તે કયાછે, જેથી કોઇનું મોહોડું રાખવા શરમાવું પડે નહીં. એ ટીકીટો નાંખી તે દરેક જણ પોતે ઉંચકી વગર ઉઘાડવે પોતાને ઘેર લઇ જઇ છુપી જોઇને એ મેહેલમાં છુપે રસતે બીજે

દીને ઇનસાફ કરવાને આવતો હતો, તેથી એ દશ જણાંઓમાંથી પણ નહીં જાણતું કે તેઓમાનો કીયો ધણી ઇનસાફ કરવા જનારછે. એ દીવાનની છતપર ત્રણ મોટાં ચીત્રછે, તથા દીવાલની ફરતી બાજુપર તથા પાસેનાં ઓરડાઓનાં મથાળાંપર ૭૬) ચીતાર પ્રજાસત્તાક ડોજીઝનાં (એમનાં પેહેલા ડોજ, એનજીલો, પારટીશીપીશીઓ અને ૮૨૭ નાં શાલથી) પાડેલાંછે, તેમાં એક જણનું પીકચર પાડેલું નથી. એ ડોજ મારીનો ફલીએરોશ જેને ગરદન મારયો હતો તેની ફ્રેમ ખાલી મુકી તેમાં પીકચરને બદલે કાળું કપડું મુકેલું છે, અને તેની ફરેમ ઉપર નીચે મુજબ લખેલું છે કે "આએ જગ્યા મારીનો ફલાઓરોસ જેણે ગુનાહો કીધા તેથી ગરદન મારયો હતો તેની છે" એ ધણીને ડોજ કીધા પછી એક વરસમાં અને ૧૩૫૫ માં જે સીડીપર એને તાજ પેહેરાવ્યું હતું તેજ સીડીપર તેને મથાળે ગરદન મારયો હતો. એ મેહેલમાં અસલ બંદીવાનોને પરેજ રાખતા હતા તેની કોડડીઓ અંધારાં ભોયરામાં કીધેલીછે, જેમાંની તે એક હજુ જેવીને તેવીજ હાલતમાં રાખેલાછે તે હમોએ જોઇ હતી, જ્યાં એક મોટો ચોતરો તે બંદીવાનનાં ખીછાંનાં સારૂં બાંધી રાખેલાછે. તે ઓરડી આસરે ૧૫) ફીટ લાંબી અને ૧૦) ફીટ પોહોળી હશે. એ મુજબની ઘણી કોડડીઓ ત્યાં કીધેલીછે, અને તેઓમાં જવાને એકજ ગલી, તથા મેહેલની સાંમેજ કેદખાનું છે ત્યાં જવાને એક પુલ નહેર ઉપર આવેલોછે, જેને દીવાલથી બંધ કરી લીધેલોછે. એ પુલ ઉપરથી બંદીવાનોને લાવ લઇજા કરે ત્યારે તે લોકો બાહારનાં ફરતા લોકોને જોઇને પોતે રૂદી અને તેઓ છુટા હોવાથી હાય મારતા હતા, તેથી તે પુલનું નામ હાયનો પુલ (Bridge of Sighs) આપેલુંછે. એ બંદીવાનોને મોહતની સજા થતી તે સારૂં ફાંસીનું લાકડું કોડડીઓ નજદીકછે તેપર ફાંસી દેતા, અને ત્યાંથી એક ખાંચો કીધેલોછે તેમાં તેઓનું મુડદું પથર બાંધીને નાંખી દેતા હતા, જેમાંથી તે નહેરમાં એક બોટ તૈયાર રેહેતી તેમાં પડતું, અને તે બોટ દરીયામાં લઇ જઇને તેને નાંખી આવતી હતી. કેટલાકોને ખુરસી ઉપર બેસાડી તેઓની ગરદનમાં દોરડું નાંખી દોરડાંને વળ આપી તેઓને ગુંગળાવીને મારી નાખતા હતા. ગરદન મારે તેનું લોહી જવા સારૂં ગટર રાખેલીછે તે હજુ જેવીને તેવીજછે.

એ સઘળું જોઇને પછી "ગરાંડ કેનાલ"માં ફરવા નીકળ્યા, અને વેનીસનાં બીજા ભાગોમાં પણ નાધળી કેનાલોમાંથી ફરી આવ્યા હતા. વેનીસ શેહેર ત્રણ મોટા અને ૧૧૪) નાધળા ટાપુનું બનેલું છે, અને તેઓની વચમાં આવજાવ કરવા સારૂં મોટી તથા નાધલી મળીને ૧૫૦) નહેરો આવેલીછે, જેપર ૩૭૮)પુલ બાંધેલાછે. એ બધા ટાપુઓનું એ શેહેર ૭) મૈલ ઘેરાવામાંછે. એનો આસપાસ ફરતો એડ્રીઆટીક સમુદ્ર આવેલોછે. શેહેરની અંદર પાણી ઘણું જોરમાં આવે નહીં તે સારૂં શેહેરની આસપાસ હુનરથી તથા કુદરતી પુરણીનાં કીનારા કરેલાછે. તેની અંદર પાણી આવવાનાં ચાર રસતાછે, જેમાંથી વાહાણો આવજાવ કરેછે. તેમાં "લીડો"નાં બારામંથી નાધળાં વાહાણો આવેછે તેનું ૮) ફીટ પાણી ઊંડું છે, બીજું માલેમાકો બારૂં ૪૫) ફીટ ઊંડું છે, અને બે બીજાં નાળાંછે. એ બંધ કીધેલાં પાણીને "લગુન" કરીને અહીંયાં કેહેછે. તેમાં ભરતી ઓટની માફક પાણી આવેછે. એ લગુન ૩૮) મૈલ લાંબો અને ૧૦) મૈલ લાંબી કીનારાની પાળની વચમાં આવેલો તથા તેની વચમાં વેનીસ શેહેરછે. સૌથી મોટી જુડેકરની કેનાલ કરીછે; તે આસરે

૫૦૦) વાર પોહોળી અને તેમાં ૨૬) ફીટ ઊંડુ પાણીછે. એ જગ્યાપર બાહાર દેશનાં મોટાં વાહાણો તથા સ્ટીમરો આવી લંગર કરેછે. એની પછીની કેનાલ મોટીછે તેને "ગ્રાંડ કેનાલ" કહેછે. એ કેનાલની આસપાસ મોટા મેહેલો આવેલાછે તેથી એનો ભપકો તેઓની જુદી જુદી બાંધણીની ઢપથી ઘણો સરસ લાગેછે, પણ નાધળી કેનાલો ઘણી સાંકડી અને કોઇ કોઇતો ૧૦) ફીટ જેટલી પોહોળીછે, જેમાંથી બે ગોનડોલાસ ભાયગે પસાર થઇ શકે. અહીંયાં નાધળા નાધળા ટાપુઓને લીધે ઘરો પાણીને કીનારે બાંધેલાં તથા તેઓની સીડીઓ છેક પાણીમાં બાંધેલી હોયછે, જેમાંથી બોટોમાં બેસીને ગાડી ઘોડાની માફક બધે મોહોલે જવાય છે. ટાપુનાં વચમેનાં ભાગમાં પણ બનાવટની નહેરો કીધેલીછે, પણ ઘેરોનાં મોહોલાઓની વચમાં નાધળા રસ્તા રાખેલાછે. અહીંયાં મોટામાં મોટો રસ્તો જુનાં વખતમો ૧૬) ફીટ ઉપરનો નથી. હમણાં બે મોહોલાનાં રસ્તા નવા બાંધ્યા છે તે ૧૮) ફીટનાંછે. તેમાં ગાડી ઘોડા ફરી શકતા નથી, તેથી બોટોમાં ઇયા પગે ચાલીને કામ લેવું પડેછે. એક પણ ગાડી કે ઘોડો આખે શેહેરમાં છેજ નહીં. એની આસપાસ બીજાં છુટાં મોટાં ટાપુઓછે તેમાં છુટા છવાયા બે ચાર ઘોડા દીસેછે, જે જોવા અચરતી દાખલ અહીંયાંનાં લોકો છોકરાંઓને લઇ જાયછે. તેજ મુજબ ગાય ઢોર ઘણાં રાખતા નથી, અને રાખેછે તેને તબેલામાં બાંધી રાખેછે. જમીન થોડી હોવાને લીધે ખેતીવાડી પણ કરી શકતા નથી, તેથી અહીંયાં દુધ તથા ખોરાકી આસપાસનાં દુરનાં ગામોમાંથી આવેછે. તે ઉપેરાંત પાણીનાં કુવા પણ નથી, તેથી રોજની આસરે ૬૦) બોટો ભરીને પાણી દુરથી લાવીને ટાંકીઓમાં ભરી રાખેછે, અને તેમાંથી લોકોને બે કલાકની છુટ મળેછે તેટલાં પાણી ભરી લઇ જાયછે. કુતરાંઓ રાખવા સારૂં પણ સરકારને ૪૦) ફ્રાંકનો કર વરસ દીને આપવો પડેછે, તેથી કુતરાંઓ પણ ઘણાં દીસતાં નથી, અને થોડાંકજ કુતરાં શીવાય આખા શેહેરનાં રસ્તાપર એક પણ ચોપગું જાનવર દીસતું નથી. પંખેરાંમાં અંહી બબુતરો તથા ચલીયાં શીવાય બીજાં દીસતાં નથી એવું એ શેહેરછે. હીંયાં આસરે સવા લાખ માણસની વસ્તીછે, અને ઘણી સારી આરકીટેક્ચરની ઢપની બીજી ઇમારતો ગ્રાંડ કેનાલ ઉપર બાંધેલી તથા બાકીની ઘણીખરી નાધળી અને સાંકડીછે. ગ્રાંડ કેનાલની બેહુ બાજુ ઉપર જરા મોટી મોટી ઇમારતોછે, જે અસલ મોટા ઉમરાવોની હોવાથી તેઓને મેહેલોનાં નામ આપેલાંછે, પણ તેમાંનાં ઘણાંને ઘરો કહીયે તો ચાલે. અહીંયાંની બોટોને ગોનડોલાસ (Gondolas) કહેછે, જે સઘળી કાળી રંગેલી અને તેઓની ઉપરની છત્રી તથા અસ્તર પણ કાળા રંગનુ હોવાથી જાણે શોકમાં હોય તેવું લાગેછે. એ પ્રમાણે કરવાને હોકમ પંદરમી સદીમાં થયો હતો તે હજુ તેમજ રાખેલોછે, અને જો કોઇ પોતાની ગોનડોલા બીજા રંગની બનાવે તો તેને ઘેલો માણસ કહી હસેછે. અહીંયાં હાલ ૪,૦૦૦) ગોનડોલાસ, તેમાં અરધો ભાગ ઘેરગતુ અને અરધો ભાગ ભાડુતીછે. એ ઉપરાંત બોટોની આમનીબસ પણ ગરાંડ કેનાલમાં દોડેછે, અને બીજી નાધળી સ્ટીમરો લોકોને છુટા છુટા ટાપુઓપર લાવ લઇજાવ કરેછે. વેનીસ શેહેરમાં લોકોનો મોટો ધંધો જોયા મળે કાચનોછે. કાચનાં દાણાં, બીલોરકામ (કે જેનાં કાચની બરોબરી બીજું કોઇ હજુ કરી શકતું નથી અને તેની ઘણી મોટી કીમત આવેછે) સોનાં તથા રૂપાંનું જીનું નકશીકામ તથા લાકડાંનું કોતરકામ શીવાય બીજું ઘણું એવું હુનરનું કામ કરેછે.

હમો ગ્રાંડ કેનાલમાં પેહેલા ફરવા નીકળ્યા. તે હડી મૈલ લાંબી અને ૩૦૦) ફીટ પોહોળીછે. તેની ઉપરનાં મેહેલોમાં આપણને લુકરેશીઆ.બોરજીઆ, ડેશડીમોના, આએગો ઇત્યાદીનાં મેહેલો ગાઇદ બતાવેછે. તે ઉપરાંત બીજા મેહેલો સારી દ્ધનાંછે, જેમાં પેલેશ ડી મુલાનોની બાહારની દીવાલપર કાચનાં મોઝેકનાં પીકચરો સરસ પાડેલાંછે. ડોજ ફોસકારીનું ઘેર છેક નાંકે આવેલુંછે, તે ઘેરમાં એ ધણી એક બારી કે જે કેનાલમાં આવેલીછે તે ઓરડામાં મરણ પામ્યો હતો. તે બારી આગલ રાતને દીવસ ફાનસમાં દીવો સરકાર તરફથી બાલીઆમાં આવેછે. એ ધણી જયારે ડોજ હતો ત્યારે એનો છોકરો કોઇ બલવામાં સામેલ થયો હશે, તેને પોતે ઇનસાફ કરીને ગરદન મરાવ્યો હતો, તેથી એને હીંયાનાં લોકો માન ઘણું આપેછે, અને ત્યાં એ મુજબ રાત અને દીવસ દીવો બળતો રાખેછે. એ કેનાલ ઉપર રીઆલટો બ્રીડજ કરીને પુલછે, તે ઘણો પોહોળો બાંધીને તેની બેહુ બાજુપર દુકાનો માંડેલીછે, અને વચમે લોકોને જવા સારૂ રસતો ખોલો રાખેલોછે. એવી ૨૪) દુકાનો ૧૨) એક ગમ ને ૧૨) બીજી ગમ મળીનેછે. એ કેનાલપર Freres Rubbi કરીને માણસો સારૂં ખોટી આંખો બનાવનારનું કારખાનું જોવા ગયા હતા. એ બનાવવા સારૂં સફેદ કાચને પેહેલાં નલીમાંથી ફુંકી ગોળ બનાવેછે, અને પછી તેનો ઉપર લાલ કાચની ઝીણી લીટીઓ પાડી નેસનાં જેવો રંગ આપેછે, તથા કીકી સારૂં કાળો તથા તેની ઉપરનાં ડોલાનાં રંગનો બલુ યા કોલા કાચનો રંગ આપીને પાછું તેની ઉપર પાણી જેવું કાચનું પડ ફેરવેછે. પછી તેને ફુંકીને હથીયારથી આંખનાં જેવું ચપટું કરેછે કે પેલા ડોલાનો રંગ પંથરાઇ જાયછે. પછી તેને ભાંજીને આંખનાં જેવા આકાર ગરમ કરતો કરતો બનાવેછે. એ ઉપગંત અહીંયાં ઝવેરાતનો મોઝાઇક વર્ક પણ બનાવેછે તે જોયો હતો. એ સારૂં એક જાતની મોટાડી જે પાછલથી સુકાયછે, ત્યારે ચીકટ અને મજબુત પથર જેવી થાયછે, તેને પોચી કરીને તેમાં પીકચરો મુજબ જાત જાતનાં રંગો આગલથી તરાંહ પાડીને ગોઠવેછે. તે એવો તો સરસ રીતે કરેછે કે ફુલ પાણુ ઇત્યાદી જાણે રંગ્યું હોય તેવું માલમ પડેછે. એ કરવા સારૂં રંગીન પથરનાં જોઇતા કદના કટકા ભાંજી તેને રંગ મુજબ ગોઠવતાં અત્તી ઘણી મેહેનત પડવાથી તે ઘણું મોઘું થાયછે. અહીંયાં કાચનાં દાણાં પણ ફુંકીને બનાવતાં હમોએ જોયા હતા. એ દાણાં બનાવવા સારૂં કાચને ફુંકીને તેની ઉપર રંગીન કાચો પીઘળાવીને જોઇયે તેવો તરાંહ પાડેછે.

એ જોઇને પાછા નાધલી નહેરોમાં ફરતા ફરતા યાહુદીઓની રેહેવાની જગ્યા તરફ જઈ લાગા હતા, જયાં આઠથી નવ માળોનાં ઘેરો જોવાથી તે વીશે ખબર કાહાડતાં માલમ પડયું કે અસલ ડોજીસોનાં વખતમાં યાહુદીઓને એક થોડાજ ભાગમાં જયાં હમણાંછે ત્યાંજ રેહેવાનો હોકમ હતો, અને બીજી જગ્યા વેચાતી લેવાને અને બીજે કંઈ રેહેવાને ના ફરમાવ્યું હતું. હવે એક વખતે લડાઈ થઈ ત્યારે ડોજીસોને નાણાંની ઘણીજ ગરજ પડી ત્યારે યાહુદીઓને તેડાવી તેઓ પાસે વધતા પૈસા માગ્યા, જે તેઓએ આપવાને ના પાડી, પણ જો એ ડોજ તેઓને રેહેવાનો જગ્યા આગલ વધારવા દેય તો નાણાં આપવા કેહેવાથી ડોજે હા પાડી, પણ પાછલથી તેઓએ જગ્યા માગી ત્યારે કહયું કે તમોને તમારાં ઘેરછે તે ઉપરની આસમાન સુધીની ઊંચી જગ્યા આપીછે, તે તમારે ગમે એટલાં ઊંચાં બાંધો પણ નવો

જગ્યા અપાય નહીં. એમ કહીને ફરી ગયાથી એ લોકોને અગવડ પડે એટલા માળોની ઉંચી ઇમારતો બાંધીછે.

એ જગ્યા પરથી બીજી ઘણીગમ ફરીને "બોટેનીકલ ગારડન"જોવા ગયા, જે અસલ સરકારને હસ્તક હતી પણ હમણાં ખાનગી ગ્રહસ્થ પાસેછે, અને ત્યાં કાંઈ જોવા લાયક નથી. એ જગ્યાપર યુપાસ (Upas) કરીને જે ઘણું ઝેહેરી ઝાડ થાયછે તેનો રોપો હમારા જોવામાં આવ્યો હતો. હાલ તે એક નાધણું ઝાડછે, ત્યાં કહેછે કે અસલ મોટું ઝાડ પેરડીનાં જેટલું હતું, તેની હેઠે જો કોઈ સુતું તો તેનું આંગ ઘણું સુજી આવતું અને તે મુજબ થોડાં વરસપર બનેલું હમારી સાથવાલા ભોમીઆ તથા બાગબાને જોયું હતું, અને તે ધણી પાછલથી મરી ગયો હતો. એમાંથી જો ડાંખળી તોડેછે ઇયા તેમાં સલી ભોંકેછે તો દુધનાં જેવો ચીક નીકળેછે, તેમાં તેનાં અસલ વતનનાં જંગલી લોકો પોતાનાં તીરનું મુંડું બોળેછે, અને તે તીરથી કોઇને મારેછે તો ઝેર ચહડીને તે તરત મરણ પાંમેછે. તે ઝેર કાહાડવા સારૂં ગોલામોનેજ મોકલેછે કે જેઓમાંથી ઘણાં જણાં એનું ઝેર અંચીંતુ લાગવાથી મરણ પાંમેછે. એક બીજું ઝાડ Euphorbia Canarienses કરીને થુવરનાં જેવુંછે, તે પણ ઘણું ઝેરી અને તેમાંથી પાંચ ટીપાં જો કોઇના પીધામાં આવે તો મરણ પામેછે.

એ જોઇને પાછા બોટમાં નીકળેલા રેલવે ક્રુા૦નો લેગુનમાંથી પસાર થતો બ્રીજ જોવા ગયા હતા. એ પુલ ઘણોજ મોટો અને તેનાં ૨૨૨) આરકાંછે, અને હમારા ભોમીઆના કેહેવા મુજબ તે ૨ા મૈલ લાંબોછે, પણ હમો તો એકથી સવા મૈલ લાંબો ધારીયેછે. તે જોઇને પાછા હૉટલમાં ગયા.

તા૦ ૧૪ મી અકટોબર ૧૮૮૧—આજે સવારનાં પેહેલાં Accademice delle Belle Arte ની પીક્ચર ગેલેરી જોવા ગયા હતા, જ્યાં ઘણાં ઉંચી જાતનાં ચીતારો ઉસ્તાદોને હાથનાં ચીતારેલાં જોયાં હતાં. એ જગ્યા અસલ એક જોગણશાળા હતી, પણ તેને નેપોલીયન બોનપારટે બંધ કરી હતી. તે વખ્તને વાસતે કહેછેકે નેપોલીયન જ્યારે હીંયાં આવ્યો ત્યારે એ જોગણશાળા Scuola della Carita ના મહંતોને ઘણાં સુખ અને ચેનથી રહેલા જોયા, અને તેઓ બધા આંગે વધી ગયલા હોવાથી તેઓને કહ્યું કે તમો આવા મજબુત છો, તેથી વૈરાગ પાદરીને બદલે શોલજરોને લાયકનાં છો, એમ કહીને પોતીકી રીજમીટમાં તેઓને જબરદસતીથી સાંમેલ કીધા, અને ત્યાંથી સરવે ઉંચી કીમતનો સામન ઉઠાવી લઇ ગયો હતો. એ મઠધારી ઇમારત અંદરથી ઘણી સારી તથા તસવારોથી સણગારેલી, અને છતોપર લાકડાનાં પુતળાં ઘાળ કીધેલાં મજેનાં સટ બેસતાં ગોઠવેલાં તથા ચીત્રકામ પણ ઘણું કીધેલુંછે. જમીન ઉપર ગલીચા રોકુ મોઝઇક વરકછે, અને બધી રીતે મઠાધારીઓ ભપકાદાર રેહેતા હતા તેવું માલમ પડેછે. પેહેલો ઓરડો હમોએ જોયો તેમાં એક ધણીએ અબનુશ અને બોકશ વુડ (Box wood)નું ફરનીચર ઘણાંજ સરસ કોતરકામનું આપેલું જોયું હતું. તેનાં પુતળાં બનાવી તેની ઉપર કોરીની બરણી મુકેલીછે. તે જોઇને પીકચરોનાં ઓરડાઓમાં વારાફરતી ફરયા જયાં ઉંચી જાતનાં પીકચરો જોવામાં આવ્યાં હતાં, તેમાં ઘણાં સરસમાનું પાલમાવીશીઓનું, "ક્રાઇસ્ટ અને નેઅનની વીધવાનું" (Curia da Conegliano નું, "મેડોના" અને જોન બેપટીસટ"વાલું, અને "ટીશીઅન" કરીને મોટા ચીતારો

થઇ ગયોછે તેનાં ત્રણ પીક્ચરો—એક ૧૪) વરસની ઉંમરનો હતો ત્યારે, બીજું ૩૫) વરસનો હતો ત્યારે અને ત્રીજું ૯૯) વરસની ઉંમરનો હતો ત્યારે, પાડેલાં મુકેલાંછે. તેમાંનું ૩૫) વરસની ઉંમરે એશેપશનવાલું પીક્ચર આએ આખા સંગ્રહમાં સૌથી સરસ ગણાયછે, અને તેની કીમત ચાર લાખ રૂપીયાની કહેછે. એવાં એવાં બીજાં ઘણાં પીક્ચરો મુકેલાંછે તેની વીગત હમો લખી શકતા નથી.

એ જોઇને એજ ઇમારતમાં દરશાલ સંગ્રહસ્થાન ઉંઘાડેછે તે જોવા ગયા હતા, જયાં અહીંયાંની બનાવટનો સંગ્રહ ઘણો સારો કીધેલો હતો. તે જોઇને પછી બોટમાં બેસીને વેનીસને લગતા મોટા પણ જરા છેટે છેટે આવેલા ટાપુઓ જોવા ગયા હતા, તેમાં સેંટ જયોરજ મેગોરીનું ટાપુ પસાર કરીને સેંટ લેઝેરીઓ (St. Lazzario) નાં ટાપુમાં આરમીનીઅન લોકોની મઠછે તે જોવાને ઉતરયા હતા. એ મઠ કોઇ આરમીનીઅને આએ ટાપુ વેચાતું લઇને બંધાવી હતી. હાલ તેમાં ૩૦) મઠાધારી રહેછે, જેઓ આરમીનીઆથી છોકરાઓ આવેછે તેમને બધી રીતનો હુનર શીખવેછે. હીંયાં છાપવાનું કારખાનુંછે તેમાં ૩૩) ભાષામાં બાઇબલનાં ફકરા છાપેછે.

એ જોઇને લીડો (Lido) નાં ટાપુ ઉપર ગયા હતા, જયાં બે ચાર ગાડી ઘોડા ભાડે ફેરવેછે, તેમાં બેસી તે ટાપુ પસાર કરીને તેને બીજે છેડે એડ્રીઆટીકને કીનારે ફરી પાછા આવ્યા હતા. એ ટાપુમાં ખારાં પાણીનાં હમામ ઘણાં બાંધેલાંછે, અને જમીન ફળવંત હોવાથી તે તરકારીનો ઘણો ભાગ વેનીસ શેહેરને પુરો પાડેછે. તે જોઇને પાછા નીકળેલા જાહેર બાગ (Gardini Publici) નેપોલીયન બોનાપાર્ટે વેનીસનાં ગરીબ આદમીઓ સારૂં બનાવ્યો હતો તે જોવાને ઉતરયા હતા. એ એક મોટી પાર્કનાં જેવી વાડીછે, અને ત્યાં સરખા હારબંધ રસતાની બાજુઓપર ઝાડ રોપેલાંછે. તે શીવાય બીજું કશું જોવાનું નથી. એ જગ્યાપર એક કંપની ઉભી થઇને વેનીસ શેહેરને પાણી અહીંથી પુરૂં પાડવા સારૂં (નલનો કુવો) Artisan well બાંધેછે તે જોયું હતું. એ આરટીઝન વેલ જમીનની નીચાણમાં એકથી બે ઇયા ત્રણ હજાર ફીટ સુધી ખણીને નલી મુકેછે, જેમાં પતાળનો ઝરો લાગેછે તો એવો કુવો જે ભાયગે ત્રણ ફીટ પરીઘમાં હોયછે તેમાંથી એકથી બે લાખ આદમીઓને પાણી પુરૂં પાડેછે. એ કુવો ખણવા સારૂં પેહેલાં એક નલ ઉભો ભોયમાં ખાડો ખણીને જાય તેટલો મુકેછે. હવે એ નલીની નીચેનો અરધો ભાગ ધાર રેકો કરેછે, જે નલ ફેરવ્યાથી મોટાડી અંદરથી ખણાઇને જમીન પોચી હોયછે તો નલ નીચે જાયછે. હવે એ નલની વચમાં એક લોખંડનો સલીયો સ્કુરૂ માફક ફેરવીને તેની અંદરની મોટાડી ઘીલી કરેછે, અને તેમાં પાણી નામી તેને પોચી કરી બાલદીએ કરીને બાહાર કાહાડી નાંખેછે. જો અંદર રેતીની જમીન હોયછે તો તે નલીની અંદર બીજી ભુંબાની નલી મુકીને પાણી છોડેછે, જેથી રેતી ડોહોવાઇને પાણી સાથે મલી જાયછે, અને હેઠળ પાણીવાલો નલ જરાક ઉંચો રાખવાથી પાણી રેતી લઇને બાહાર નીકળેછે. એ મુજબ નલની અંદરનું મોટાડું ઇયા રેતી ખાલી કીધી કે નળને સ્કુરૂની માફક ફેરવીને જમીનમાં વધતો ઉંડો પેસાડી આગલની માફક મોટાડું ઇયા રેતી કાહાડેછે. જો પથર નીકળેછે તો મોટી પહરાઇ લોખંડની મુકીને તેને ઉંચકીને ઠોકેછે, તેથી પથરાનાં ટુકડા થાયછે અને તેને બાલદીથી કાહાડી લેછે. હમણાં એ કુવો ૪૨૦) ફીટ ઉંડો ખણેલોછે, અને નીચેથી બાલ-

ટીઓમાં કીરા તથા બીજી ચીજો ઉપર આવેછે, પણ પાણી મલ્યું નથી તેથી ૭૫૦) ફીટ ઊંડા જાશે, અને જો પાણી નહીં મલશે તો કબુલાત મુજબ વેનીસની મ્યુની-શીપાલીટી ત્યાર પછીનો ખરચ તે કંપનીને આપશે, અને પાણી મલશે ત્યાં લગણ ઊંડા ખણ્યા જશે એમ કહેછે. એ જોઇને પાછા બોટમાં બેસીને હોટલમાં આવ્યા હતા.

તા૦ ૧૫ મી અકટોબર ૧૮૮૧—આજે સવારનાં સેંટ મારકના ચોકમાં આવેલો પાદશાહનો મેહેલ જોવા ગયા હતા. એને પાલાઝો રીઆલે (Palazzo Reale) કરીને કહેછે. એ મેહેલ ઘણો મોટોછે, અને સેંટ માર્કસનાં પીઆઝોનાં ત્રણ ભાગ રોકેછે, જેમાં આસરે ૯૦૦) ઓરડાછે, તેમાં પાદશાહ પોતે જયારે વેનીસ આવેછે ત્યારે જે ઓરડા વાપરેછે તે હમોએ ઘણી સારી રીતનાં સણગારેલા જોયા હતા. દરેક ઓરડામાં જુદા જુદા રંગનું ફરનીચર તથા હેનગીંગશ હતાં, અને વેનીશીઅન કાચની આરશીઓ તથા ઝુમરોથી ઘણું સોભતું હતું. તે જોઇને પાલાસ ગરાશી (Palace Grace) જોવા ગયા હતા, જે મેહેલ કોઈ મોટા સોદા-ગરનોછે અને તે પાદશાહનાં મેહેલ કરતાં સરસ સણગારેલોછે. તેમાં એનાં બધા ઓરડાઓની છત પર દરેક ઓરડે જુદી જુદી ઢપનો ઘોળ તથા ચીતાર કીધેલા ઘણા જોવા લાયકછે. તેજ મુજબ જમીન પરનું મોઝાઈક વરક પણ ઘણું સરસછે.

તે જોઇને સેનટ મેરાઆ ગલોરીઓસા દી ફારી (St. Maria Gloriosa dei Fari) કરી દેવળછે તે જોવા ગયા હતા. એ વેનીશનાં મોટાં દેવલોમાંનું એક ગ-ણાયછે અને તેરમી સદીની અધવચમાં બાંધ્યું હતું. એની અંદરનાં બાવળાં જોવા લાયકછે. તેમાં કેનોવા, જે મોટો શીલ્પશાસ્ત્રી થઈ ગયોછે તેનું દીલ મુકેલું યાદીસ્તંભ, તથા ટીશીઅન કરીને મોટો ચીતારો થઈ ગયોછે તેની યાદગારીનું બાવળું જોવા લાયકછે. તેઓ પર તેઓનાં હુનરથી બ-નાવેલાં સૌથી સરસ અર્ધ બાવળાંનાં ચીત-રોની નકળ કોતરેલીછે. એક ડોજનું બાવળું છે તે ડોજે આફ્રીકામાં લડાઇઓ જીતી હશે તેથી તેનું મોન્યુમેનટ કાળા પથરનાં મોહોડાનાં તથા સફેદ પથરનાં કપડાનાં બનાવેલાં સીધોઓને ઊંચકતાં પાડેલુંછે. એ બાવળાં ઉપરાંત સેંટ જેરોમનું પુત-ળું એને લગતા દેવલમાં મુકેલુંછે. તે ટીશીઅને પેહેલવેહેલો અસલ પ્રમાણે સ-જીવ પાડવાનો હુનર સોધી કાહાડયો ત્યારે એ પુતળાંનો બનાવનાર એલેક-ઝાનડર વીટોરીઆ (Alexander Vittoria) આગલ પોતે તેનાં નમુનાં દા-ખલ ઉભો રહીને તેની પાસે આએ પુ-તળું પેહેલવેહેલું સજીવ ચહેરાનું કોત-રાવ્યું હતું. એ શોધની આગલ પુતળાં તથા ચીતારો ઘણાં તેજહીન દેખાવનાં માલમ પડેછે, પણ અસલપરથી પાડવા તથા કોતરવા લાગાથી એ કાર્યો ખામી-રહીત લાગેછે. એ દેવલમાં હમોએ આગલ ડોજીસોનાં મેહેલની વીગતમાં એક ધણીને બેગુનાહ મારી નાખ્યો હતો તેની ખાનાં લખ્યીછે તે ધણીનું મુરદું તે માલમ પડવા પછી પાછું દાટેલું કાહાડીને અહીંયાં તેની કોફીન અલગી દીવાલ આગલ મુકીને તેની યાદગારી બનાવેલીછે. એનું નામ Comte Carnianiola કરીનેછે. એ ઉપરાંત ક્રાઇસ્ટનાં ઓલટરો-ની નકશીકામ તથા ચીતારોપણ ઘણાં જોવા લાયકછે.

એ જોઇને પછી અતરેનું વખણાયલું કાચનું મોઝાઇક વરક બનાવેછે તે જોવા ગયા હતાં. એ મોઝાઈક વરક બનાવવા સારૂં પેહેલાં જાત જાતના રંગના ભાસ પડતા કાચો બનાવીને મુકેછે, અને એવા રંગનાં ભાસની ૮,૦૦૦) જાત એ કારખાનામાં રાખેછે. તેઓમાંથી એક કાગજપર રંગ-વાનાં કપડાંની માફક ભાગેનાં ખાંચા પા-

ડેલા હોયછે તેમાં જોઇતા રંગો તેનાં ચીત્ર મુજબ ગોઠવેછે, તે સારૂં જોઇતા કદના કાચો બરાબર ભાંજવા તથા ધસવા પડવાથી ઘણી મેહેનત તથા વખત જાયછે. એ મુજબ બે ડોકાં એક પીક્ચર સારૂં એક માણસ બનાવતું હતું તે હમોએ જોયું, જે નજદીક પુરૂ થવા આવેલું હતું. તે ઉપર તેને ચાર માસ લાગા હતા એમ કહેતો હતો, અને એક ચીતાર આખું તેવું બનાવાપર બાર માણસોને દશ મહીનાં લાગેછે. તસ્વીરનાં જુદા જુદા ભાગો કરીને તેનાં ચીતારાઓ પાસે ચીતાર ખાંચા સુધાનાં કરાવેછે, અને તે જુદા જુદા ઘણીઓ કાચોનાં રંગ તથા ભાય મેળવીને ગોઠવેછે. એ સઘળું ઉંધું ગોઠવેછે અને તૈયાર થઈ રહયું કે તેની ઉપર મેંટાડીનું પડ કરીને તેને મજંબુત કરી ઉપર પાટીયાંથી અથવા લોખંડનાં પતરાંથી બંધ કરી લેછે, અને પેલું અસલ કાગજ જે નીચે રહેછે તે કાહાડી નાખેછે કે એ કાચનું મોઝઈક તૈયાર થાયછે. એ જોઇને પાછા શેહેરમાં નહેરોમાંથી ફરી આવ્યા, અને રાતનાં કલાક ૧૧) વાગે તરૈનમાં બેસીને વેનીસ છોડયું. એ વેનીસ શેહેર જે સઘળું ટાપુઓનું બનેલુંછે તેમાં અસલ ઇટલી દેશનાં લોમબારડી પરગણાનાં લોકોને રોમન્સની લડાઇથી ઘણી હરકત તથા હેરાનગતી થવાથી તે લોકો એ ટાપુઓ પર આવીને વસ્યા હતા, જયાં તેઓને દુશમનોથી નીરાંત મલવાથી તથા અસલ જાતે મેહેનતુ હોવાથી વેપાર ધંધો વધારી પોતાનું નવું ગામ પણ સાથે બીજા ટાપુઓ ઉમેરીને વધારતા ગયા હતા, તેમજ દરીયામાં આવેલું હોવાથી દરીયાઇ લડાઇપર ઘણું ધ્યાંન આપી મેડીટરેનીઅન તથા એડરીઆટીક સમુદ્રો પર એ લોકોએ મોહોટાઈ ઘણી ભોગવી અને વેપાર પણ ઘણો મોટા વધારી મુકયોંહતો.

એ લોકો અસલ પોતાનાં ઉમરાવોનાં ખાંનદાંનનાં એકવીસ વરસ ઉપરની ઉમરનાં મરદોની કાઉનશીલ કરીને તેઓ હસતક રાજદરબારી કામ ચલાવતા હતા, જેઓ પોતાનાંમાંથી એક જણને વડા દાખલ ચુંટી કાહાડી તેને ડોજનો એતાબ આપતા હતા. (પેહેલો ડોજ એ લોકોનો સને ૭૧૬ માં હતો એમ ધારેછે) એ મુજબ રૈયતનું રાજ પોત પોતામાં સ્થાપ્યું હતું, જે નજદીક ૧૦૦૦) વરસ ટકીને આખરે ફ્રેંચ રેવોલ્યુશનનાં વખતમાં ફ્રેંચોને હસ્તક ગયું. ત્યાર પછી ઓસ્ત્રીયાને હસતક થયું હતું, તે છેક સને ૧૮૬૬ માં આસ્ત્રીયાવાલા પ્રુશીઆનો લડાઇમાં હાર્યા ત્યારથી ઇટલીની સરકારને હસતક પડેલુંછે. અને હમણાં પણ દરીયાને મથાળે આવવાથી એ શેહેર મોટા વેપાર ચલાવેછે. હમણાં એ ઇટલીનાં વેનીશીઆ(Venitia) પરગણાનું મુખ્ય શેહેર ગણાયછે.

**તા૦ ૧૬ મી અકટોબર ૧૮૮૧—** હમો ગઈ કાલે રાતનાં ૧૧) વાગેનાં વેનીશથી નીકલેલા ફલોરેન્સ શેહેરમાં આજે સવારનાં ૭ વાગે આવી પુગા, અને હૉટલ ડી લા યુરોપમાં ઉતારો લીધો હતો. હમો સવારનાં પેહેલાં અતરેનો કેઠીડ્રલ જોવા ગયા. એને અહીંયાં La Cattedrale di St. Maria del Fioie કરીને કહેછે. એ દેવલ સને ૧૨૯૪ થીતે ૧૪૭૪ સુધી વારા ફરતી બંધાઇને તૈયાર થયું હતું. એનો બાહારનો દેખાવ રંગીન સંગેમરમરનાં પથરનો ઘણો સારો લાગેછે, તથા એનો મીનારો પણ સંગેમરમરના પથરનો નાજુક થાંભલાનાં આરકાંઓનોછે તે પણ ઘણો સોભેછે, અને અંદરનો ભાગ રંગીન કાચની બારીઓને લીધે પેહેલાં અંધારો હોય તેવો લાગેછે અને કાંઈ બરાબર દીસતું નથી; પણ નજર ઠરયા પછી તેના ગુંબજ ઉપરનાં ચીતારો કાંખાં દીસેછે. એ ગુંબજ ૩૫૨ ફીટ ઊચો અને

એની પોહોળાઈની બરાબરી બીજો કોઈ પણ દેવલનો ગુંબજ કરી શકતો નથી એમ કહેછે. એ ચીતાર જોવા સારૂં ઉપર જવાની ઘણીજ સરસ સીડીઓ તદન પથરની બાંધેલી, અને ગુંબજની આસપાસ ફરતી ગેલરી કીધેલીછે તે ઉપરથી તેપર પાડેલા બેહેસ્ત તથા દોજખનાં ચીતારો ઘણાં સરસ, અને ગેલરી ઉપરથી નીચે અંદર દેવલમાં જોઇયેછે તો દેવલનો દેખાવ પણ ઘણોજ સરસ લાગેછે. હમો ગયા ત્યારે ભણવાનું ચાલતું હતું તેથી લોકોની આવજાવ જાણે રમકડાં ચાલતાં હોય તેવી લાગતી હતી. એ દેવલમાં રંગીન કાચની બારીઓ ઉપરાંત કાચનો મોઝાઇક વરક દેવાલ ઉપર ઘણોજ સરસ કીધેલાછે, અને અંધારાંમાં તે એવો તો સરસ ચળકેછે કે જાણે તે પણ કાચની રંગીન બારી હોય. જો હમોને હમારા ભોમીઓ એમ નહીં કહે કે દેવાલ ઉપર કાચનો મોઝાઇક વરક કીધેલાછે તો હમો એમજ સમજતે કે કાચની રંગીન બારીઓછે. હમો આગલ ચાલીને ફરીથી જરાક ઉજાસ વધ્યા પછી તે જોયું ત્યારે હમોને માલમ પડ્યું કે તે દેવાલ ઉપર મોઝાઇક વરકછે. એ દેવલ ૧૮૫થી૧૧૪ વાર મોટું છે. એની અંદર એક પુતળું માઇકલ એનજલોએ પોતાની ઘોર સારૂં બનાવ્યું હતું, જે બનાવતાં તે મરણ પામ્યો હતો. તે વખતે એને પોતાનું છેલુ કામ આએ કેઠીફલને ભેટ આપવાથી તે હીંયાં ઓલટરની પછવાડે મુકેલું છે, તે ઘણું જોવા લાયકછે. એનીજ પાસે બેટીસટેરો (Batistero) કરી દેવલછે, જે તદન રંગીન જાતજાતનાં સંગેમરમરનાં પથરનું બનાવેલું, અને તેની અંદરનો સઘળો ભાગ કાચનાં મોઝાઇક પીકચરોથી ભરી નાંખેલોછે, તે જાણે સઘળું રંગીન કાચનાં દાણાંની દીવાલ તથા છત હોય તેવું એ મોઝાઇક વરકથી લાગેછે; પણ સૌથી સરસ તો એનાં ત્રણ દરવાજા જે બ્રાંઝનાં બનાવેલાછે, અને તે ઉપર નકશી તથા કોતરકામ, આખાં અલગાં માણસો, તથા જાનવરોનાં એવાં તો સરસ બનાવેલાંછે કે કાંઇ તારીફ નહીં થઇ શકે. એમાનું એક બારણું માઇકલ એંજલોએ જોયું ત્યારે તેની તારીફમાં બોલ્યો હતો કે એ બારણું બેપટીસ્ટીને નહીં પણ બેહેસ્તનાં દરવાજાને લાયકનું છે. એ કોઇ લોરેનઝો ગીઇબેરટી (Lorenzo Ghiberti) નામનાં ઉસ્તાદનો ચીતાર હતો, અને તેમાં ક્રીસ્ચીઅન બાઇબલને લગતા ૧૦) બનાવો કોતરેલાછે. એની અંદરનો ભાગ ( એ ગોળાકારછે તેમાં ) બબે થાંભળાઓ વચે ગોખલાઓ કરીને બનાવેલાછે. એનો ઓલટર તદન સંગીન રૂપાનો બનાવેલો, અને તેનાં ક્રાસ સુધાં ૪૬૬) રતલ વજનમાં કહેછે. એ ઓલટર સેંટ જોનનાં દીવસપર બાહાર કાહાડીને મુકેછે, અને બાકીનાં દીવસો ઉચો કરી રાખેછે.

એ જોઇને પછી મેડીસી (Medici) કરીને હીંયાં આગલ મોટી ફેમીલી થઇ ગઇછે તે લોકોનું દેહરૂં જોવા ગયા હતા. એ મેડીસીનો વંશ જેઓ હીંયાંનાં આગલા ગ્રાંનડ ડયુકસ હતા, તેઓને દાટવા સારૂં એ દેહરૂં તથા તેની હેઠળ ભોયરાં બાંધેલાંછે. બાહારથી એનો દેખાવ સારો છે, અને અંદર જતાં પેહેલાં ઇંટ રોકા મેહેરાબોનાં છાપરાંનાં ઓરડાઓમાં તેઓને દાટી ઉપર સાદી મરમરની લાદીઓ મુકેલાછે; પણ તેમાં થઇને ઉપર ગયા કે એક આઠ ખુંણાંનો ઘણો મોટો ઓરડો આવેછે તેની અંદરનાં ભપકાની તારીફ હમો કરી શકતા નથી. તે તદન જાત જાતનાં ઘણાં સંગેમરમરનાં પથરોનો બાંધેલોછે, અને તેમાં જાતજાતની તરાંહો પાડેલીછે. છતપર ઉંચા ઉંચા ચીતારો બાઇબલને લગતાં ઉસ્તાદોને હાથનાં પાડેલાછે, તથા

દીવાલોની બાજુઓપર સારકોફેગસ (પીરો) હોય તેવી ૬) મોટી ગંજાવર યાદગારી એ મોટા ડયુકસોની મુકેલીછે. અને તે ઉપર ઘણાંજ કીમતી પથરો, પથર થઇ ગયલા શીડર ઓફ લીબેનઅનનાં, લાકડાં તથા ઝવેરાતો જડેલાંછે. તેની ઉપર બે ગમ બે પુતળાં ડયુકસનાંછે તેઓનાં માથાં ઉપરનાં તાજમાં પાણાં, માણક, હીરા, તથા સ્નીઅર ઇત્યાદી જડેલુંછે, તથા બારણાં આગલ ઊંચી જાતનો ફલોરેનટાઇન ટેપેસ્ત્રી વરક ટાંગેલોછે. એ ચેપલ સને ૧૬૦૪માં ગ્રાંડ ડયુક ફરડીનાનદ પેહેલાએ બંધાવ્યો હતો, અને તેપર પાછલથી બીજા ગ્રાંડ ડયુકઝ ખરચ કરતા આવ્યાથી તે ઉપર સઘળો મલીને ૮૮) લાખ રૂપીયા ખરચ બેઠોછે, એવું ગાઇડ બુક ઉપરથી માલમ પડેછે. એની અંદરનાં સણગારમાં શીગાહમા, કાલચીરોના, રોક-ક્રીશટલ, લેપીશલેઝુલી, માલાકાઇટ, પાર-ફરી તથા એવા એવા બીજા ઊંચા ઊંચા પથરો કામે લગાડેલાંછે. એનીજ પાસે એ લોકોમાંનાં બે ચાર જણાંને સારકો-ફેગસમાં દાટેલાંછે. તેથી જુદાજ દેરાંમાં જેહાદેનોવા તથા માઇકલ એનજીલો અને એવા ઉસ્તાદોને હાથનાં કોતરેલાં પુતળાં-ઓ સવાર, સાંજ, દીવસ, અને રાતનાં દર્શકરૂપે કીધેલાં મુકયાંછે.

એ જોઇને એનનશીએટા (Anunziata)નું દેવલ જોવા ગયા હતા, જે સને ૧૨૫૦)નાં શાલમાં રંગીન સંગેમર-મરનાં પથરોનું બાંધ્યુંછે. તેની અંદર દીવાલો ઉપર રંગીન પથરની ફ્રેમો કરી-ને તેમાં સેંટસની તસ્વીરો ગોઠવેલીછે, અને તે ફ્રેમ ફરેસતાઓ ઊંચકતા હોય તેમ તેવોના પુતળાં કોતરેલાંછે. એમાં વરજીન મેરીનુ ચેપલ ઇવા દેહરં છુટું બાજુ ઉપર બાંધેલુંછે, અને તેની ઉપર રંગીન સંગેમરમરનું છતર પણ સારી કારીગીરીનું બનાવેલુંછે. એની અંદર રૂ-પાનાં ઘણાં મોટાં ફાનસો તથા સમેદાની-ઓ બળતી હતી, અને વચમે એક મોટું સોનાનું ફાનસ અતરેની મ્યુથીશીસાલીટી-એ સને ૧૮૪૪ માં કોલેરા અહીંયાં ફે-લાયો હશે તે બંધ થયો તેથી ચહડાવેલું છે. એ દેવલની છત જાણે સોનાની બ-નાવી હોય તેવો ધોળ કરેલોછે, અને તે ઉપર નકશીકામ પણ ઘણું કીધેલું તથા તે નકશીકામની અંદર ચીતાર ક-રાવેલાંછે. એની વચમાં મોટા ડોમની હેઠળ કોએર (ગીત ગાવાની જગ્યા) બાં-ધેલીછે, તેમાં હમો ગયા ત્યારે આરગી-નની સાથે આજે આતવાર હોવાથી કો-એર તથા ફીડલનું બેનડ સુધાં ઘણીજ સરસ રીતનુ ગાતા હતા.

એ જોઇને સેંટ ક્રાસે (St. Croce)નું દેવલ જોવા ગયા હતા. એ દેવલની માહે જતાં મરમરની સફેદ મોટી લાદીઓ વચમાં, અને તેને ફરતી રંગીન પથરની કોરની લીલા તથા લાલ રંગની ફરસબંદી કીધેલીછે. એનો બાહારનો ભાગ બંધાતો અધુરો રેહેવાથી પોપ નવમાં પાયસે સને ૧૮૫૭ માં તે બાંધ્યો અને પોતે તેનાં પાયાની ક્રીયા કીધી હતી. એ દેવલ ૧૬૩ થી ૧૪ વારનુછે, અને તેની ઊંચાઇ ૬૫) ફીટછે. એમાં ઇટલીનાં જાણીતા અને વખાણાયલા સખસોને દાટેલાછે, તેથી "એને "પાનઠીઅન ઓફ મોડરન ઇટલી" કરીને કહેછે. તેમાં માઇકલ એનજલો જે શીલ્પશાસ્ત્રો અને ચી-તારા દાખલ ઘણો વખણાઇ ગયલોછે તેને દાટેલોછે તેનું બાવળું ઘણું સરસછે, જેમાં ફરતાં ચીતાર, કોતરકામ અને બાં-ધકામનાં પુતળાંઓ બનાવી એનો હુનર બતાવ્યોછે. એની સાંબે ડાન્ટે (Dante) કરીને વખાણાયલો કવી જેણે બેહેસ્ત તથા દોજખની બાબદો ઘણી સરસ લખેલીછે તેનું બાવળું મુકેલુંછે. તેનાં પુતળાંની

આસપાસ બેહેશત (Gloria) અને શાંહેરીનાં પુતળાં મુકેલાંછે. એક બાવળું ગવરનમેનટનો પરાઇવેટ સેક્રેટરી હશે તેનું છે, અને તેને કોફીન ઉપર સુવાડેલો પાડેલોછે, જેમાં કામ ઘણુંજ સરસ લીધેલું છે. તેની ટાપેસ્ત્રી તથા જીસવરક સંગેમરમરનો કોતરેલો જાણે ખરેખરો હોય તેવો લાગેછે. એનફીઆ કોરશીનાં કરીને કોઈ શખસે ઇટલીને વાસતે ઘણું ફાયદા ભરેલું કામ કીધું હશે, તેનાં મોન્યુમેનટમાં તેનાં બસટની એક બાજુપર ઇટલી દેશ (જેને એક ઓરતનો આકાર માથાં ઉપર કીલ્લો આપીને પાડેલોછે) નું પુતળું તવારીખનાં પુતળાં પાસે તેની ખુબી લખાવેછે, જે તવારીખ લખતું માલમ પડેછે. એ શીવાય બીજાં ઘણાં બાવળાં તથા ચીતારો જોવા લાયકછે.

એ જોઇને પાએઝા દેલા શીનોરીઆ Piazza della signoria કરીને એક મોટો ચોકછે ત્યાં ગયા હતા. એ જગ્યા પર અસલ મેડીસીનાં વખતમાં કાઠલીક ધરમની સાંખે થનારને જીવતા બાલી નાખતા હતા, તેમાં એક મોટા પાદરીને પણ બાલ્યો હતો, જે જગ્યા પર બીજાઓ તેને લીધે જઇને તેને નામની બંદગી કરતા હતા, તે અટકાવવા ત્યાં હાલ ફુંવારો બાંધેલોછે. એ ચોકનાં જમણાં હાથપર લોજીઆ ડેલ લેનશી (Loggia del Lanzi) કરીને એક મોટો ઓલો ચોરસ ઓટલો બાંધેલોછે. એવા ઓલા હોલો ફલોરેન્સમાં મોટા મહેલોની બાહાર તે મહેલોના ધણીઓને હવા ખાવા તથા લોકોને મુલાકાત આપવા બાંધતા હતા. એમાં આરકાંઓની વચમાં તથા દેવાલની બાજુપર થોડાંક પુતળાંઓ હાલ મુકેલાંછે. તે જોઇને તેની સાંખે પેલેઝો વેકીઓ (Palazzo Vecchio) કરીને અસલની રીપબલીકનું પારલામેનટ હાઉસ હતું તે જોવા ગયા હતા. એ જગ્યામાં હાલ ટાઉનહાલ કીધેલોછે. જે સને ૧૨૯૮ નાં શાલમાં બાંધ્યો હતો. એનો એક મોટો હોલછે તેમાં છત પર મેડીસી વંશની તવારીખનાં પીક્ચરો, તથા દેવાલોપર એ લોકોની લડાઇનાં ચીતારો પાડેલા, તથા થોડાંક સારાં પુતળાંઓ કોતરેલાં ત્યાં મુકેલાંછે.

તે જોઇને પછી ગેલરીઆ ડેલી યુફીઝી (Galleria Degli Uffizi) જોવા ગયા હતા. એ ઇમારત ઘણીજ મોટી અને આમન સામન મલીને જાણે આઓ મોહોલો હોય તેવીછે, તથા તે બેહુની વચમાં જોડી નાખવાને છેડેથી આડકટરી ગેલરી કીધેલીછે. તેની હેઠલ મોટા આઓ ફરતો ઓટલોછે, તેનાં આરકાંઓનાં દર ત્રીજે થાંભલે બાહારથી વગમાં આદમ કદનાં સંગેમરમરનાં પુતળાં ગોઠવેલાંછે. પીક્ચર ગેલરી જોવા જવા સારૂં ૧૨૬) સીડીઓ ચઢવી પડેછે. માળ ઉપર એક લાંબી ને લાંબી ચાલ ત્રણકે ભાગ ઉપર ફરતી કરીને તેમાંથી હારબંધ વગર ગણતરીનાં ઓરડાઓ કીધેલાછે, તે બધા ઓરડામાં તથા ગેલરી પર ઉસ્તાદ ચીતારાને હાથનાં પીક્ચરો મુકેલાંછે, અને તે એટલાં તો સરસછે કે દુન્યામાં એની બરોબરી કોઇજ ગેલરી કરી શકે. એનો મોટો ભાગ મેડીસી વંશવાલાઓએ અને પાછલથી લોરેનની વંશે કીધો હતો. ગેલરીમાં બંધે ફરતી મથાળાંપર એ જગ્યાપર દુન્યાનાં જે વખણાયલા સખશો તથા ઉમરાવો આવી ગયા હશે તેઓની ૫૨૪) તસવીરો પડાવીને ટાંગેલીછે. દરેક ઓરડાનાં નામ આપેલાંછે, તે બધામાં તસ્વીર અને બાવળાં જોવા લાયકછે, પણ ટરીબ્યુન કરીને ઓરડોછે તેમાં બધાં કરતાં સૌથી સરસ ચીત્રો એકઠાં કીધેલાંછે. તે પીક્ચરો તથા તેમાંનાં બાવળાં (Venus of Medici) નો કાંઇ તારીફ હમો કરી શકતા નથી. એ ઓરડામાં જેટલો સરસ સંગ્રહછે તેની

બરોબરી યુરોપની કોઇબી બીજી ગેલરી-નો એટલો ઓરડો કરી શકે નહીં એમ કહેવાયછે. તેમાંનાં સૌથી સરસ પીકચર તથા પુતળાંઓ આએ ટરીબ્યુનવાલા ઓરડામા રાખેલાછે જયાં આખો વખત લોકોનો ભીડ તે જોવા સારૂં રેહેછે. રેફલ, રૂબન, ટીશીઅન, ગીડોરેની, પોલવીરોની, વેનડાઇક ઇત્યાદી જાણીતા અને વખણાયલા ચીતારાઓનાં ઉત્કૃષ્ટ કામો હીંયાં ગોઠવેલાંછે. પુતળાંઓમાં વીનસ (Venus)નું પુતળું સરસછે. એ તથા એની બરોબરનાં બીજા બે વીનસ આખી દુન્યામાં વખણાયલાછે. એ ઓરડામાં મોઝૈઇક વરકની ટેબલો પણ ઘણી જોવા લાયકછે. તેપર જાણે ફાટેલી મ્યુઝીક બુક તથા સારંગી તથા મેપ મુકેલો હોય તેવો મોઝેઇક વરક કીધેલોછે. એવી એકકી ટેબલની કીમત ૪૦,૦૦૦) ડુકેટની કહેછે. ગેલરીપર વખણાયલું મેડોનાનું પીકચર મુકેલુંછે. એની જોડી વીએનાં અને લુવર (પેરીશ) માંછે. એ સઘળું જોઇને પછી પીટી ગેલરી (Pitti Gallery) જોવા ગયા હતા. એ ગેલરી પીટી પેલેસમાં આવેલીછે, અને એમાનાં પીકચરો ઉપર જણાવેલી યુફીઝી ગેલરોમાં સૌથી સરસ ટ્રીબ્યુન કરીને ઓરડોછે તેનાંજ જારી રાખ્યાં હોય તેમછે. એમાં આસરે ૫૦૦) પીકચરો સઘળાં મોટા ઉસ્તાદોને હાથનાં પાડેલાંછે, અને ઇટલી દેશ જે પીકચરોમાં વખણાયલુંછે તેમાં કોઇબી પીકચર ગેલરી એની બરોબરી પીકચરવાલું હશે નહીં. એ પીકચરો ઉપરાંત થોડાંક વાઝોસ તથા બાવળાં, કેબીનેટસ, આલાબાસ્ટરનાં થાંભળાઓ તથા છતોપરનાં પેનટીંગસ પણ ઘણાં જોવા લાયકછે.

એ જોઇને પછી એનીજ પાસે પીટી પેલેશ (Palazzo Pitti) જે હાલ પાદશાહનો મેહેલ ગણાયછે તે જોવા ગયા હતા. એ મેહેલ ઘણાં મોટા મોટા પથરનો જાણે એક કીલો હોય તેવો બાંધેલોછે. એ પીટી કુટંબ અસલ મેડીસીની કુટંબીઓના હરીફ્ હતા, અને એ કુટંબ ફલોરેન્સમાં ઘણું મોટું અને માનવાળું ગણાતું હતું, તથા આ મેહેલ એક લુકા પીટી (Luca Pitti) એ મેડીસી ખાનદાનનાં પીઅર (Piero de Medici)ની સાથે તેનાં મેહેલની હરીફાઇ કરવા સારૂં તેનેથી સરસ બાંધવાનો વીચાર કરીને બાંધ્યો હતો. તે સને ૧૪૪૦ માં બાંધવાને શરૂ કીધો હતો. પાછળથી અતરેનો ડયુક કોસ્મો પેહેલો એના ખાંનદાનની એક છોકરી સાથે પરણવાથી તેનાં હાથમાં આવ્યો, ત્યારથી એ શેહેરનાં રાજકર્તાનાં મેહેલ દાખલ વપરાતો આવ્યોછે. એ મેહેલ બધો મલીને ૨૨૦) વાર લાંબો અને ૧૨૧) ફીટ ઉંચો, તથા એક ટેકડી ઉપર મોટા ચોક કરીને બાંધેલોછે. એ પીટીની ગેલરી એનાં પેહેલા માળ ઉપર આવેલીછે. મેહેલમાં ફરનીચર, બાવલાં, તથા પીકચરો ઘણાં જોવા લાયક છે, તેમાં અસલી પીટી ફેમીલીને લગતી કેબીનેટસ ઘણી સારીછે. કુંમરો લાકડાંનાં ગીલીટ કરીને (બ્રોનઝને બદલે) ટાંગેલાંછે. એક ઓરડામાં આરસીની ફ્રેમો રૂપાંની ઝીણી નકશીની તથા કોતરકામની (Filigree work)બનાવેલીછે. દીવાલપર ઉંચી ભરતકામની સાટીન જડેલીછે. હમણાં જે ઓરડો ઇટલીની રાણી વાપરવામાં લેછે તે ઓરડામાં એક નાથળી મેહોગેનીની ગોળ ટેબલ મુકેલીછે, તેની અંદર એવી તાલ કીધેલીછે કે જો તેનો એક પાયો ધરીને બહાર ખેંચે તો તે પાયા સાથે ખુરશી અંદરથી નીકલેછે, અને મેલી ટેબલ પોતાની મેળે બે બાંજુપર ઉઘડી જઇને તેમાંથી એક ૧૩ ઉભું થઇને લખવાની ટેબલ નાથળાં ખાંણાં સાથે તૈયાર થઇ જાયછે, અને પેલી ખુરસી પાછી

અંદર ધકેલી કે ચાર પઇયાની ગોળ ટેબલ થઇ જાયછે. રાણીની મા હીંયાં આવેછે તેને સારૂં જુદા ઓરડાઓ રાખેલાછે, તેમાં તેનાં સુવાનાં ઓરડાસાંનો ધોળીયો ઘણો જોવા લાયકછે. તેની ચાર બાજુપર ચાર નાધળાં ગીલીટનાં પુતળાં કીધેલાંછે. એ ધોળીયો પોપ હીંયાં આવ્યો હશે તેને સારૂં પેહેલાં બનાવ્યો હતો એમ કહેછે. એ મેહેલ જોઇને એની પાછલ બાગછે જેને બાબોલી ગારડન (Baboli Garden) કરીને કહેછે તે જોવા ગયા હતા. એમાં એક ગ્રોટો (Grotto) ઘણો સરસ બનાવેલોછે, તેમાં ઓરડાની અંદર ઓરડાનાં ત્રણ થડ કીવેલાંછે, અને જાણે કુદરતી બનેલો હોય તેવો બનાવેલો તથા માંહે ઘણાં પુતળાં તથા ફુંવારા કીધેલાછે. બાગમાં એ શીવાય બીજું કાંઇ જોવા લાયક નથી ; ફક્ત ટેકડીપર હોવાથી તેનાં ટેરેસીસ ઘણાં સરસ ગોઠવેલાંછે.

એ જોઇને ધી કાઝાઇને (Caseine) કેયાને ફલોરેન્સ શેહેરનો પાર્ક જયાં લોકો સાંજનાં ફરવા જાયછે ત્યાં ગયા હતા. એ પાર્ક બે મેલ લાંબો અને તેમાં ઘણાં સરસ રસતા તથા તેની આસપાસ ઝાડો રોપેલાંછે, તેથી તેની ઘટા ઘણી સરસ દેખાયછે. અહીંયાં સાંજનાં એક અમેરીકન નામે લીવીંગસ્ટન (Livingston) જે આસરે ૨૫) વરસ થયાં અહીં આવીને રહેલોછે તે પોતાની ગાડીમાં ૨૦) ઘોડા બબેની દસ હાર જોડીને પોતે હાંકી, આવ્યો હતો. એની સાથે હમોને મેલાપ થવાથી તેને હમોને બતાવવા સારૂં પાછો ગાડીમાં બેસી હમોને ૨૦) ઘોડાની ગાડી કોઇપણ ઘોડાવાલાની મદદ વગર હાંકી અને બાગનાં કેઆરાની આસપાસ સારી વલાંણ લઈ બતાવ્યો હતો. એ ઘોડાઓની વીસ લગાંમ હાથમાં પકડીને હાંકવું તથા સઘળા ઘોડાઓને સાચવવા એ કાંઇ સેહેલ કામ નથી. એનાં કેહેવા મુજબ સૌથી આગલનાં ઘોડા ગરીબ હોવા જોઇયે તો હંકાઇ શકાયછે, નહીં તો મુશકેલી પડેછે. એ હાંકતો હતો ત્યારે વલાંણ લેવા સારૂં પોકાર મારતો તે મુજબ આગલનાં ઘોડાઓ બરોબર વલાંણ લેતા, અને તેની પાછલ બીજા ઘોડા ચાલતા હતા. એ હાંકનાર ધણી પોતાની કમરે પટો બાંધી તેને ગાડી સાથે જોડી લેછે, નહીં તો કે તેને પડી જવાની ધાસતી રહેછે. બધી લગામોનાં છેડાઓ જે હાથમાં ધરેછે તે જુદાં જુદા રંગની રાખેછે, તેથી તે કયા ઘોડાની લગામછે તે માલમ પડી આવેછે. એનો દેખાવ જયારે ઘોડા ચાલતા હતા, ત્યારે ઘણો સારો અને નવાઇ જેવો લાગતો હતો. એ મુજબ ચોવીસ ઘોડા સુધી એ ધણી કોઇ કોઇ વખતે જોડેછે એમ પોતે કેહેતો હતો. એ જોઇને પાર્કમાં ફરી પાછા હોટલમાં આવ્યા હતા.

**તા૦ ૧૭ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં કલાક ૬—૪૫ મીનીટે આગગાડીમાં બેસીને નીકળેલા કલાક ૯) વાગે પીઝા (Pisa) કરીને ફલોરેન્સથી ૫૦) મેલ દુર ગામછે ત્યાં ગયા, અને ત્યાંનો કેથીડ્રલ પેહેલાં જોવા ગયા. એ દેવલ સને ૧૦૬૩ માં બંધાયું હતું. તે ૩૧૨×૧૦૫ ફીટ મોટું, અને તદન સંગેમરમરનાં કાળા તથા સફેદ પથરનું બાંધેલુંછે. એની અંદરનાં હોલમાં ગેલેરી કીધેલીછે, અને તે ૬૦) ગ્રેનીટનાં અને ૧૪) મારબલનાં થાંભા ઉપર ઉભી કીધેલી તથા એની છત (શીલીંગ) ઘણી સરસ ગીલીટની, અને ઓલટરની પાછલ ક્રાઇસ્ટની સબી કાચનાં મોઝાઇકમાં ગંજાવર કદની પાડેલીછે. એની અંદર સાક્રામેંટનો ચેપલછે તે તદન રૂપાંનો અને તે ઉપર ૨,૬૦,૦૦૦) ફ્રાંકનો ખરચ બેઠોછે એમ કહેછે. દેવલમાં દીવાલ તથા ગુંબજ ઉપર અંદરથી

ચીત્રો સારાં કીધેલાંછે. એની અંદર એક ફાનસ લોખંડનું લટકતું ટાંગેલુંછે, જેને વાસતે કહેછે કે ગેલીલીઓને એ ફાનસને એક વખત હીલતું જોઇને ઘડીયાલનાં લોલક (Pendulum) ની ચાલ શોધી કાહાડવાનું સુઝ પડયું હતું. તે ફાનસનું નામ ગેલીલીઓનું ફાનસ કરીને આપેલુંછે, અને તે હજુ ત્યાંજ ટાંગી રાખેલુંછે. એ દેવલનો બાહારનો આગલો ભાગ થાંભળાઓનાં માળા કરીને કીધેલોછે. તેવા ચાર માળની ગેલેરી એકની ઉપર ચહડ ઉતર કીધાથી તે ઘણોજ સોભેછે, અને તેમાં રંગીન પથર લીધેલો હોવાથી જેબ ઘણી આપેછે.

એ જોઇને એની સાંમે બેપટીસ્ત્રી (Baptistry) જોવા ગયા હતા, જેમાં બેપટીઝમ આપવાની ક્રીયા થાયછે. તે ગોળ બાંધેલું, તથા તેમાં સઘળા સંગેમરમરનાં અને રંગીન પથરા વાપરેલાછે. તેની અંદર ૧૨)થાંભળા અરધા ગોળ કરી તેની ઉપર ગુંબજ બાંધેલોછે. ત્યાંનો પુલપીટ ઘણો નકશીદાર અને જોવા લાયકછે. તે નવ નાઘળા થાંભળાઓ જુદા જુદા દેશમાંથી રંગીન પથરનાં લાવી તે ઉપર બાંધેલોછે, અને તેની ઉપર ઘણાંજ તારીફ લાયક ડાકાં કોતરેલાંછે. બેપટીઝમ આપવાનો ફોનટ (પાણી રાખવાનું વાસણ) પણ ઘણો સારો અને રંગીન પથરનો બનાવેલોછે. એ બેપટીશટરીમાં અવાજનો પડઘો ઘણોજ સરસ થાયછે, જો બે સાદ એક ઉંચો તથા એક નીચા સુરમાં કાહાડેછે તો તે ઘણો વખત સુધી લંબાઈ પાછળથી મલી જઇને જાણે ઘણાં જણાઓ (કોએર) સાથે ગાતા હોય તેમ થઇને ધીમે ધીમે ગેબ થાયછે. એવો પડઘો હમોએ આગલ આગ્રા શેહેરનાં તાજમેહેલમાં સાંભળ્યો હતો. એ દેવલ સને ૧૧૫૩ માં બાંધવાને શરૂ કીધું, પણ વચમાં કાંઇ કામ અટકવાથી છેક સને ૧૨૭૮ માં તૈયાર થયું હતું. તે ૧૦૦) ફીટ ઘેરાવામાં અને તેનો ગુંબજ ૧૯૦) ફીટ ઉંચોછે.

એ જોઇને પછી એની પાસે Campo santo (દાટવાની જગ્યા) જોવા ગયા હતા. એ જગ્યાપર જયારે જેરૂસલમ ક્રીસ્ચીઅનોનાં હાથમાંથી ગયું ત્યારે આર્ચબીશપ ઉબાલડોએ ત્યાંનાં માઉનટ કેવલરી પરથી ૫૩) વાહાણ ભરીને મેટાડું લાવીને પંથરાવ્યું હતું (જે પાખ મેટોડીમાં દટાવાનું કેટલીક લોકો ઘણુંજ સવાબ સમજેછે), અને તેની આસપાસ મોટાં આરકાંનાં ઓટલા બાંધીને બાહારની બાજુથી દીવાલ ભરી લીધી હતી, જે સને ૧૨૮૩ માં તૈયાર થઇ હતી. એ જગ્યા ૫૧૪) ફીટ લાંબી, ૧૭૧) ફીટ પોહોળી, અને ૪૮) ફીટ ઉંચી, તથા તેનાં ૬૨) આરકાંછે. એ ઓટલા ઉપર થોડાંક બાવળાં ઘોર દાખલ કીધેલાંછે, બાકીનાં જમીનમાં દટાએલાછે. તેઓની ઘોરની લાદીઓથી જમીન સંગેમરમરની થઇ ગઇછે. ઓટલાની વચમાં પેલી પાખ મેટોડી નાંખેલીછે જે ઉપર ઘાસ ઉગેલું હતું. હમણાં ઘણી ખીસમાર હાલતમાં હોય તેમ દીવાલપરનાં ચીતારો ખરાબ થઇ ગયાછે.

એ જોઇને પછી કેથીડ્રલની સાંમે પીઝાનો વખણાયલો ઝુલી ગયલો મીનારો (Pisa's Leaning tower) જોવા ગયા હતા. એનું નામ અસલ કામ્પાનીલે (Campanile) અથવા ઘડીયાળનો મીનારો કરીને હતું, પણ એ એક બાજુપર કાંઇ કારણથી લચી ગયોછે, તેથી તેને હાલ લીનીંગ ટાવરને નામે ઓલખેછે. એ મીનારો સને ૧૩૫૦ માં બંધાઇ તૈયાર થયો હતો, અને તે આઠ ટપા ઇયાને માળનો બાંધેલોછે, જે સઘળા માળ ઉપર બાહારથી અરધા થાંભળા કીધેલાછે, અને તેની બાહાર ગેલેરી કરીને આખા થાં-

ભળા બધા ફરતા કીધેલાછે, તેથી જાણે થાંભળાઓનોજ મીનારો હોય તેવો લાગેછે. એ જોયા મેળે પાયો બેસવાથી ૧૩) ફીટ ઓલંબામાંથી વાંકો વલેલોછે, અને જાણે હમણાં પડી જાય તેવો દીસેછે, તો જો કે ૫૦૦) વરસ ઉપર થયાં લચેલી હાલતમાં તે એવોને એવોછે. એ ટાવરપર જવાને ૨૯૪) સીડીનાં ટપા ચડવા પડેછે, અને તેનાં મથાળાં પરથી દેખાવ ઘણો સારો લાગેછે. એ મથાળાં પર ૭) ઘાંટ આરકાંઓની વચમાં ટાંગેલાછે, તેમાં સૌથી મોટો ૬) ટણ વજનમાંછે, અને તેને જે બાજુપર ટાવર લચી ગયોછે તેની સામેની બાજુપર ટાંગેલોછે.

એ જોઇને શેહેરનાં મોહોલામાં ફરતા ફરતા પાછા સ્ટેશન ઉપર આવ્યા હતા. એ પીસા શેહેર નાધણું ૫૦,૦૦૦) માણસની વસતીવાલુંછે, જો કે એ એટલું નાધણું શેહેરછે તોપણ આગલ જયારે એ પ્રજાસત્તાક (ઇટલીના બીજા શેહેરોની માફક) હતું ત્યારે એ મેડીટરેનીઅન દરીયાનો ઘણોખરો વેપાર ચલાવતું હતું, અને તેમાંનાં સારડીનીઆનાં ટાપુનાં ધણી વટીક થયા હતા, પણ પાછલથી એનું જોર આસપાસનાં બીજા રાજયો સાથની લડાઇમાં ઓછું થતું ગયું, અને સારડીનીઆનું ટાપુ પોપે એરેગોનનાં રાજાને આપી દીધું તથા છેલે સને ૧૪૦૬ માં ફલોરેન્સ શેહેરવાલાને એ ગામ વેચાતું આપ્યું હતું જેઓનાં હાથમાં તે છેલ સુધી રહીને આખરે વીકટર ઇમેન્યુએલ જે સારડીનીઆનો રાજા હતો તેને તાબે થયુંછે. જે ઉપરથી દુન્યાની ચહડતી પડતીનો એક દાખલો આપણને મલેછે કે અસલ સારડીનીઆનું ટાપુ એ શેહેરનાં હસતકમાં હતું, તેજ ટાપુનાં રાજાને તાબે એ હાલ થયલુંછે. એ શેહેરની અંદરથી આરનો નદી પસાર થઇ જાયછે. તેનાં કીનારાપરની ઇમારતો સારી બાંધેલીછે તેમજ મોહોલાઓ માફકસરનાં મોટા અને ઘેરો પણ માફકસરનાં બીજા ઇટલીનાં શેહેરો જેવાંછે, અને એમાં ઉપર લખેલી ત્રણ ચાર ચીજો જે Piazza del Duomo કરીને ચોકમાં આવેલીછે તે શીવાય બીજું કસું જોવા લાયક નથી.

એ પછી હમો આગગાડીમાં બપોરનાં કલાક ૧૧॥ વાગે નીકલેલા પાછા ફલોરેન્સ શેહેરમાં બે વાગે આવી પુગા, અને નેશનલ મ્યુઝીયમ (Museo Nazionale) જોવા ગયા હતા. એ મ્યુઝીયમની ઇમારત અસલ Palazzo del Podesta કરીને મેહેલ ગણાતો હશે તેને સને ૧૮૬૫ માં ફેરફાર કરીને આએ નેશનલ મ્યુઝીયમનાં કામમાં લીધોછે. એમાં હાલ પરચુટણ ચીજો તથા પીકચરો અને બાવળાંનું એક નાધણું મ્યુઝીયમ કીધેલુંછે. હેઠળનાં ભાગમાં બખતરો તથા અસલનાં હથીયારો મુકેલાંછે, તેમાં એક તોપ ઘણી મોટી અને તેનો પાછલનો ભાગ એક માણસનાં ડોકાંનાં આકાર જેવોછે, તથા તેની ઉપર મેડીસી વંશનો કોટ ઓફ આર્મ કોતરેલોછે. એનો ચોક મોટોછે. તેની ઉપર ઘણી જાત જાતનાં કોટ ઓફ આમર્સની તકતીઓ મારેલીછે, તે સારૂં પુછતાં હમારા ભોમીઆથી સાંભળયું કે આગલ એ મેહેલમાં ધરમ તથા સરકારી બાબદની તપાસ Inquisition નામની કોર્ટથી ભરતા હતા, અને તે વખતે ઘણાં જણાંઓને એ ચોકમાં ગરદન મારયા હતા, તેમાંનાં જે મોટા ખાંનદાંનવાલા તથા હોધાવાલા હતા તેઓનાં કોટ આફ આર્મસ એ જગ્યા ઉપર મુકયા હતા. એ લોકોને ગરદન મારવાની નીસાણી આપવા સારૂં માળ ઉપર એક ગેલેરીછે ત્યાં ત્રણ ઘાંટ હજુર મુકેલાછે. તે વારા ફરતી એકેક વજાડતા અને છેલો ત્રીજો ઘાંટ વાગો કે પેલા બંદીવાનનું ડોકું ઉઘાડી નાખતા

હતા, જેનું લોહી જવા સારૂં ગટરો આઠ ગમથી બાંધીને વચમાં મોટી ગટરમાં ઉતારેલીછે. એ મુજબ ઘણાં જણાંને એક દીવસમાં ગરદન મારતા. જેઓને ચોકના જુદા જુદા ભાગોપર શીક્ષા એકજ વખતે કરતા હતા. તે ઉપરાંત કેટલાકો જેઓ કેથોલીક ધરમ છોડીને પ્રોટેસ્ટંટ થતા હતા તેઓને એજ ચોકમાં જીવતા બાલી નાખતા, તથા વળી કેટલાકોને તો બીજા માળપરથી છેક ભોંયની અંદર સુધી ઉંડો કુવો ખણી રાખેલો તેમાં ઉતારતા. જેમાં તેઓ ભુખથી રીબી રીબીને મરણ પામતા હતા. એવી ખરાબ એ ઇનકવીઝીશન કોર્ટ હતી કે જેનાં નામથી લોકો ધ્રુજતાં, અને પાદરીઓ તથા મોટા ઉમરાવોને કોઇ સાથે દુશમની હોય તો તેને ખોટા પકડાવી મંગાવી રીબાવીને ગુનાહ કબુલ કરાવી મારી નાખતા હતા. ઉપરનાં માળ ઉપર જાત જાતનાં હાથીદાંત, કોરી, કેરબો, ખીલાર ઇત્યાદીની ઘણી ઉંચી બનાવટનો સંગ્રહ કીધેલોછે, તે ઉપરાંત પુતળાં, (તેમાં Geo. Bologna નું મરકયુરીનું ઘણું સરસછે) ઉંચી જાતની ટેપેસ્ત્રીઓ તથા પીકચરો સૌ ઘણાં જોવા લાયકછે. આગલ ઇટલીમાં એક જાતની મરકીનો રોગ થયો હતો તે વખતે એટલું તો માણસ મરી ગયું હતું કે તેઓનાં મુડદાં રસ્તે રસ્તે પડી રહેતાં તે વખતનાં દેખાવનાં પુતળાંઓ બનાવીને મુકેલાંછે, જ્યાં રસ્તામાં મુડદાં કાળા સહીનાં રંગનાં થઇને પડેલાં, અને તેઓનાં આતરડાં સૌ પેટ ફાટીને બાહાર નીકળી પડેલાંછે, તથા તેઓને કુતરાં તથા કોલાં ખાયછે જેઓ પણ કેટલાંકો ત્યાં મુવેલાં પડેલાંછે. એ સઘળું ઘણું કમકમાતભરેલું આબેહુબ બનાવીને ત્યાં મુકેલુંછે.

તે જોઇને કેશીનીપારક (જેમાં ગઇ કાલે ફરી આવ્યા હતા)ની બાહારથી હીંદુસ્થાન દેશનો કોલાપોરનો રાજો જે ઇંગ્લાંડથી ફરતી વખતે આએ શેહેરમાં તા૦ ૩૦ મી નવેમબર ૧૮૭૦ ને દીને મરણ પામયો તેને એ જગ્યાપર નદીને કીનારે બાળયો હતો તે ઉપર તેની યાદગારી માટે બાંધકામ કરેલુંછે તે જોવા ગયા હતા. એ મોન્યુમેન્ટ એક ઉંચા પલેટફોરમ ઉપર ઉઘાડું થાંભળાંનું છતર કરીનેતેમાં એ રાજાનુ મરમરનું પુતળું રંગીન મુકેલુંછે. એનાં પેડસ્ટલની બે બાજુપર મરાઠી બોલીમાં, ત્રીજીપર અંગ્રેજી અને ચોથી બાજુપર ઇટાલીઅન બોલીમાં એનાં નામ નીશાણની તખ્તીઓ મારેલીછે. પેડશટલ તથા થાંભળાઓ ઉપર પણ નકશીકામ સારૂં કીધેલુંછે અને તેની આસપાસ કટેરા ભરી લીધેલાછે.

એ જોઇને ફલોરેન્સ શેહેરમાં ફરીને રાતનાં ૯—૪૫ ની ટરેનમાં બેસી રોમ જવાને એ શેહેર છોડયું હતું. એ શેહેર ઘણું મોટું અને એની વસતી પડાં સુધાં આસરે ૧,૬૯,૦૦૦) માણસની છે. અસલ એ ડચી ઓફ ટસકનીનું મુખ્ય પાયતખ્ત શેહેર હતું, અને એનો કોતરકામ તથા તસવીરોનો હુનર ઘણોજ વખણાયલો હતો. એ હુનર તથા ઇટલીની હાલની બોલી અને સાહીત્ય સઘળું અહીંયાંથી પેહેલું ઇટલીમાં દાખલ થયું હતું. એની બરોબરનાં નાહાનાં શેહેરોમાં કોઇ એટલાં પુતળાં તથા પીકચરો ઉસ્તાદોનાં હાથનાં એકઠાં કીધેલાં નથી, અને એ શેહેર એટલું તો સઘળી બાબદોમાં આગલ વખણાયલું હતું કે એને શેહેરોનો તુરો (Flower of the cities) કરીને કહેતા હતા. અને ૧૮૬૫ થી ૧૮૭૦ સુધી એ શેહેરને ઇટલીની રાજધાની બનાવી, પણ રોમ શેહેર જયારે વીકટર ઇમેન્યુલે લીધું ત્યારે તેને ૧૮૭૦ માં પાયતખ્ત

કરવાથી ફલોરેન્સ જે પાછું દીપી નીકળ્યું હતું તે નરમ પડી ગયુંછે, તોપણ ત્યાંનાં હુનરની બનાવતોથી હજુર પંકાયલુંછે. એનાં પેરો તથા મોહોલ્લાઓ માફકસરનાં ઇટલીનાં બીજાં શેહેરોને મલતાં આવેછે, અને નદી કીનારેની ઇમારતો ઘણી સરસ તથા જોવા લાયક છે. અહીંયાં પણ નદી ઉપર એક પુલછે તે ઉપર નાઘણો દુકાનો અને કોઇપર બે બેઠા માળો બાંધેલાછે. એ દુકાનોમાં ઝવેરીઓ પોતાનો સામન વેચેછે. એ શીવાય બીજા થોડાએક પુલોછે પણ તે કાંઇ ઘણાં વખાણવા લાયકનાં નથી. એ ફલોરેન્સ શેહેરની રહયેતે પોતપોતામાં અસલ મારામારી ચલાવ્યા પછી મેડીસી વંશવાળાઓ તેનાં ઘણી થઇ બેઠા, અને તેઓ ગ્રાંડ ડયુકસને નામે ઓળખાતા હતા. તેઓને વારાફરતી રઇયત જે છુટાપણું મેળવવાને ઘણી ખંતી હતી તેઓ ઉઠાડી મુકતા પણ તે ખાંનદાનવાલા પાછો કબજો લેતા હતા. એ મુજબ થયા પછી એ શેહેરનાં એક ડયુકની છોકરી ઓસ્ત્રીઆનાં એક શેહેનશાહ સાથે પરણવાથી તે શેહેનશાહતનાં વંશવાલાઓ રાજ ચલાવતા હતા. પાછલથી વળી તે પ્રજાસ્તાક થયું, જેને ફ્રાંન્સનાં રેવોલ્યુશનની વખતે ફ્રેંચોએ જીતી લઇ પાછું ઓસ્ત્રીઆવાલાને હસતક કીધું (સને ૧૮૧૪ માં), અને તે સને ૧૮૬૦ માં પાછો બલવો કરી છુટા પડીને ઇટલીનું રાજ જે સ્થાપન થયું તેમાં જોડાઇ ગયું હતું, અને વીકટર ઇમેન્યુએલને પોતાનો રાજા કબુલ કીધો હતો.

**તા૦ ૧૮ મી અકટોબર ૧૮૮૧**— હમો ગઇ કાલે રાતના ૯—૪૫ ની ટ્રેનમાં બેસીને ફ્લોરેન્સથી નીકળ્યા તે આજે સવારનાં ૫-૩૦ મીનીટે ઇટલીનાં વખણાંયલા પાયતખ્ત શેહેર રોમ (Rome) માં આવી પુગા, અને હોટલ ડી અમેરીકમાં (Hotel de Amerque) ઉતારો લીધો હતો. સવારનાં પેહેલાં Piazza del popolo નાં સ્કુવેરમાં એક ઓબેલીસ્ક (પથરનો થંભ) જોયો હતો. તે ઇજીપ્તથી ઇશવી સન ૫૦) વરસની અગાઉ ઓગસટસ શેહેનશાહ લાવ્યો હતો, અને તેની અસલી જગ્યા મેકશીમશનાં સરકસમાં હતી ત્યાંથી લાવીને હીંયાં પોપ શીકશટશ પાંચમાંએ સને ૧૫૮૯ માં મુકયો હતો. એ ઓબેલીસ્ક ૧૨૦) ફીટ ઉંચો, અને તેપર લંડનની કલીઓપેટ્રાસ નીડલની માફક હાએરોગલીફીક અક્ષરો કોતરેલાછે. એને વાસતે કહેછે કે તે આજે ૩૪૦૦) વરસની જુનીછે, તોપણ સારી હાલતમાં જલવાઇ રહેલું લાગેછે.

એ જોઇને Porta del Popolo ની ભાગળપર થઇને માર્કસ ઓરીલીઅસનો કોલમ જોવા ગયા હતા. એને એન્ટોનાઇન કોલમ કરીને કહેછે. એ કોલમ તદન સંગેમરમરનોછે અને તેની ઉપર માર્કોમાનીઓ ઉપરની લડાઇની વીગતો છેક તળીયેથી તે મથાળાં સુધી ગોળની ગોળ કોતરેલીછે. એ ૨૮) માર્બલનાં મોટા પથરાનો બનાવેલો, અને ૧૨૫) ફીટ ઉંચોછે. તેની અંદર ૧૯૦) ટપ્પા સીડીનાં કીધેલાછે તેમાથી ઉપર જવાઇ શકેછે. એની ઉપર અસલ માર્કસ ઓરીલીઅસ જે ઉપલી લડાઇ જીત્યો હતો તેનું પુતળું હતું, પણ સને ૬૬૩)નાં શાલમાં બીજો કોનસ્ટન્સ જયારે રોમમાં આવ્યો ત્યારે શેહેરમાંથી બધી ગમથી ખાંઝ ધાતુ કાહાડી લઇ ગયો તે વખતે એ પુતળું પણ ઉંચકી લઇ ગયો હતો. તેથી હલ તેની ઉપર ૧૫૮૯ માં પોપ શીકશટસ પાંચમાએ આસપાસની જગા જે ખરાબ થઇ ગઇ હતી તે તથા નજદીકનાં નાહનાં ઘરો ભંજાવી નાંખી સાફ કરીને એ ઉપર સેંટ

પીતરનું પુતળું મુકાવ્યું તે હાલ સુધી સલામતછે. એ પુતળું ૧૪) ફીટ ઊંચાઈમાંછે.

એ જોઇને પછી કામપસ મારશીઅશ (Campus Martius) માં સુરજની ડાએલ દાખલ કામે લગાડવાનો ત્રીજો એક ઓબેલીસ્કછે, તે જોવા ગયા હતા. એ પણ હેલીઓપોલીસથી ઓગસ્ટસ લાવ્યો હતો, અને પાછલથી ઘણી બીસમાર હાલતમાં પડેલો હતો. તેને સને ૧૭૯૨ નાં શાલમાં પોપ પાએસ છઠાએ પાછો સમરાવીને ઉભો કીધો હતો. એને ઓબેલીશક ઓફ ધી સન (સુરજનો થાંભળો) કરી કહેછે. એવા એવા બધા મલીને નવ ઓબેલાસ્કો રોમનાં નવ મોટા ચોકોમાં મુકેલાછે. તે ઉપરાંત બે મોટા કોલમોછે.

ઉપલો કોલમ જોઇને તેની સાંમે અતરેનું વખાણાયલું પાનટીઅન(Pantheon) જોવા ગયા હતા. એ ઇમારત એક જાતનું ગોળ દેવલ, અને તેની આગતરમાં મોટા મોટા લાંબા થાંભળાઓનો લાંબો ઓટલો બાંધેલોછે. એ ઇમારત ઘણીજ જુની આસરે ૧૯૦૦) વરસની, અને તેને માર્કસ એગ્રીપાએ ઇ૦ સ૦ ૨૭) વરસની આગમજ બંધાવી હતી, તથા તેને અસલનાં રોમન લોકો મુરતી પુજક હતા તે વખતે જુપીટર અને બીજા ખોદાઓનાં દેહેડાં દાખલ અર્પણ કીધું હતું. એને સઘળો બ્રાંઝ ધાતુથી ઢાંકી દીધું હતું અને બાહારનાં ઓટલાઓ ઉપર દેવતાઓનાં પુતળાં મુકેલાં હતાં. અંદરથી દરવાજાની સાંમે જુપીટરનું પુતળું હતું, અને તેની આસપાસ દીવાલોમા ગોખલાઓ કરીને ફરતા બીલ્ડીંગની દીવાલોમાં માર્સ, વીનસ, રોમયુલશ, (કે જેણે રોમ શેહેર વસાવ્યું તેથી દેવતા બનાવ્યો હતો ) જુનો, (રોમનો રખેવાળ) પાલાસ, અને જુલીઅસ શીઝર (જે ઘણી લડાઇઓ જીત્યો હતો) નાં પુતળાં મુકેલાં હતાં, અને ત્યારપછી ઘણાં વરસો સુધી એ કામમાં વપરાયું હતું. તે વખતે વારા ફરતી આગોમાં ઘણું નુકશાન એને પુગું હતું, પણ પાછું તેની મુરતીપુજક શેહેનશાહો મરામત કરતા આવ્યા હતા, અને સને ૩૯૯ માં હોનોરીઅસનાં કાહાડેલા ધારાનાં હોકમ મુજબ સઘળાં દેહેડાં બંધ કીધાં તેમાં એ પણ બંધ થયું હતું. તે છેક સને ૬૦૮)નાં શાલમાં ચોથા પોપ બોનીફેસે શેહેનસાહ ફોકાસ(Phocas)જેને રોમને મુરતી પુંજકોના હાથમાંથી છોડવ્યું હતું તેની રજા લઇને એને ક્રીસ્ચીઅનોનાં દેવલ દાખલ "કોનશીક્રેટ" કીધું હતું. તે વખતે એની અંદરનાં પુતળાંઓ કાહાડી નાખવા શીવાય સઘળું અસલની માફકજ રેહેવા દીધું હતુ. તે સને ૬૪૫ નાં શાલમાં શેહેનશાહ બીજા કોનસ્ટનેશ કોનસ્ટાંટીનોપલથી આવીને રોમને લુટ્યું ત્યારે બીજી બધી ગમથી બ્રાંઝની ધાતુ ઊંચકી લઇ ગયો તે સાથે એમાંથી જે ધાતુ હતી તેકાહાડી લઇ ગયો હતો, ત્યારથી તે સને ૧૪૨૫ સુધી એનું ગુંબજ વગર કવરે પડી રહ્યું હતું, તે પાંચમાં નીકોલશ કરીને પોપે તેનીપર સીસાંનું કવર કીધું, અને એનો અંદરનાં ભાગનાં થાંભળાઓપર તથા બીજી ગમ જે બ્રાંઝ બાકી રહેલું હતું તે પોપ આઠમાં અરબેને કાહાડી લઇને સેંટ પીટર્સનાં દેવલમાં ઘોર ઉપર છતરછે તેનાં થાંભળા બનાવવાનાં કામમા લીધું હતું. એની અંદર જે સંગેમરમરનાં કીમતી પથરો સઘળે દીવાલો તથા બીજી ગમ વાપરેલા હતા તે સને ૧૭૪૭ માં પોપ બેનેડીકટ ચૌદમાએ કાહાડી લઇને તેને બદલે પલાસ્ટરનું ઇમીટેશન (નકલ) તેનાં જેવા રંગનું બનાવ્યું હતું, જે હમણાં જોવામા આવેછે. તેઉપરથી આગલ એ ઇમારત કેવી સરસ બાંધેલી તથા સણગારેલી હોવી જોઇયે તે આપણને માલમ પડેછે.

એનો પોરટીકો (આગલા ભાગનો ઓટલો) ૧૧૦) ફીટ લાંબો અને ૪૪) ફીટ પોહોળોછે. તે ૧૬) મોટા થાંભળાઓ ૪૭) ફીટ ઊંચા અને ૫) ફીટ ડાએમેટરનાં પર બાંધેલોછે. એનું બારણું ૩૨ થી ૨૦ ફીટનું અને અંદરની ફરસબંદી સઘળી રંગીન મારબલની કીધેલીછે. એનો અંદરનો ભાગ ૧૪૩) ફીટ પરીઘમાં અને દેવાલ લેતાં ૧૯૦) ફીટનો થાયછે, તથા ઊંચાઇમાં ઉપરનો ગુંબજ જે વચમાંથી ખોલોછે ત્યાં સુધી ૧૫૭॥ ફીટનોછે. ઉપરનો ઊઘાડો ભાગ તે ૨૮) ફીટ પરીઘમાંછે. એ ભાગ ખોલો રાખવાનું કારણ એજે અસલ એની હેઠળ આલટર હતો તે ઉપર જાનવરોનો ભોગ આતશ ઉપર આપતા તેનો ધુંમાડો નીકલી જવાને કામ લાગે. એમાંથી વરસાદનું પાણી અંદર પડેછે તેની સીડીઓની હેઠલથી ફરતી ગટરો કીધેલીછે. એ દેવલમાં કાંઈ ઘણો આરટનો વરક બનાવીને મુકેલો જોવામાં આવતો નથી. દેવલમાં રાફેલ (Raphael) જે સૌથી સરસ ચીતારો થઈ ગયોછે તેને તથા ઇટલીનો છેલા પાદશાહ વીકટર ઇમેન્યુઅલને દાટેલાછે. પેહેલાને દાટેલોછે તેની ઘોરપર તેનું પોતાનું જ બનાવેલું મેડોનાનું પુતળું અને ૧૫૨૦ નાં શાલમાં એનાં કીધેલાં વીલનાં હોકમ મુજબ મુકેલુંછે. એનું મુરદું અહીં દાટેલું નથી એવી પાછળથી તકરાર ઉઠવાથી અને ૧૮૩૩ માં એની ઘોર ઊઘાડી હતી, તેમાંથી એનું મુરદું ઘણી સારી હાલતમાં મલી આવ્યું હતું. તે પાછું ત્યાંજ દાટેલુંછે. એ ચીતારાની બરોબરી હજુર કોઈ કરી શકયું નથી, અને તેને તે વખતનાં પાદશાહો તથા પોપ એટલું તો માન આપતા હતા કે જયારે તે મરવા પડયો ત્યારે પોપે તેની પાસે જઇને તેનાં હાથને પોતે ચુમી લીધો હતી (જે મુજબ પોપ કોઈ પાદશાહને પણ કરતો નથી). એ બાએનું પીકચર હમોએ કોઈ પીચકર ગેલેરીમાં જોયું હતું પણ કયાં હતું તે યાદ નથી. એનું એક પીકચર જે એનું ઉતકરસ્ટ કામ કેહેવાયછે તે પોપનાં પોતીકાં મેહેલમાંછે. તેને વાસ્તે કહેછે કે અંગ્રેજ સરકારે સને ૧૮૩૫ માં બે ક્રોડ રૂપીયા આપવા કહયા તોપણ તે વેચ્યું નહીં, અને કહયું કે બીજો રેફલ શોધી આપો તો આપીએ, ત્યારે વળતી જણાવ્યું કે જો બીજો રેફલ મલી શકતો હતે તો આટલી બધી કીમત શું કામ આપતે? એ બાબદ હમોએ સાંભળેલી લખીછે પણ ખરી ખોટી વાત ખોદા જાણે. એનાં પીકચરોની બરોબરી આગલ કે હમણાં કોઈ કરી શકતું નથી એ વાત ખરીછે.

એ જોઇને પછી Santa Maria Sopra Minerva નામનું દેવલ જોવા ગયા હતા. એનું નામ અસલ એ જગ્યા પર મીનરવાનું દેહેરું હતું તે ઉપરથી આપેલુંછે. એ દેવલ અસલ ડોમીનીકન મઠ ધારીઓને લાગતું હતું, પણ હાલ તેમાંથી તે લોકોને કાહાડી મુકયાછે. એની અંદરની દેવાલ સઘળી જાત જાતનાં રંગીન સંગેમરમરનાં પથરોથી જડી લીધેલુંછે, અને તેનાં સણગારપર થોડુંક થયું ૨૩૦૦૦) પોંડ ખરચ કીધા હતા. એમાં ૫) પોપને દાટેલાછે. તેનાં અને બીજી ફેમાલીઓને લગતાં ચેપલશો ઘણાં જોવા લાયક સણગારેલાછે. એમાનાં સેંટસનાં પીકચરો પણ તારીફ લાયક ઉસ્તાદોને હાથનાં પાડેલાં, તથા યાદગારીનાં પુતળાંઓ પણ ઘણાં સરસછે. એમાં ક્રાઇસ્ટનું એક મારબલનું મોટું પુતળું ઘણું સરસ બનાવીને મુકેલુંછે, જેનાં પગપર બ્રાંઝનાં પતરાંને ગીલીટ કીધેલું જડી લીધેલુંછે; કારણકે તે ઉપર હજારો જણ ચુમી લેછે તેથી ઘસાઇ નહીં જાય, તોપણ એ પતરું ચુમીઓથી ઘસાઇને પાલીશ થઇ ગયુંછે. એ શીવાય બીજા ઘણાં પુતળાં હીંયાં જોવા લાયકછે.

એ જોઇને પછી જેઝુ (The Gesu) કરીને જેઝુઇટસ લોકોનું દેવલછે તે જોવા ગયા હતા. એ દેવલ જેટલી શાઇઝનાં કોઇપણ રોમનાં દેવલોમાં શંગાર, ભપકો અને કીમતી પથરા જડેલા નથી. એનો બાહારનો દેખાવ સાદોછે, પણ અંદર જોવા ગયા તેવા હમો એ દેવલમાં જે અતીશે જાતનાં રંગીન પથરોથી દીવાળો અને જમીન મઢી લોવેલી જોઇને ખુશી થઇ ગયા હતા. દીવાલોપર જાણે રંગ કીધો હોય તેમ જાત જાતનાં મોટા કદનાં પથરો જડી લીધેલાછે, અને જમીન ઉપર ફુલો તથા વેલાની તરાંહનો મોઝ-ઇક વરક કીધેલોછે. થાંભળા સઘળા કીમતી પથરોનાં અને બારીઓની બારસાકને બદલે નાધળાં છોકરાંનાં પુતળાં કીધેલાં, તથા શીલીંગપર પેન-ટીંગ્સ તથા ગીલીટકામ પણ સારૂં કીધેલું-છે. એ સઘળું સણગાર કામ અતરેનો એક તમાકુનો વેપારી (કે જેને પોપનાં વખ-તમાં એનો ગુત્તો લીધો હતો, અને તે એખલોજ રોમ શેહેરમાં તમાકુંની શી-ગારો તથા ચીરૂટો બનાવીને વેચતો હતો, જેથી તેણે અત્તીઘણી દોલત એકઠી કીધા સાથે ઘણો ધરમ કીધોછે, તથા પોપે તેને પ્રીન્સનો એતાબ આપ્યોછે) જે પ્રીન્સ ટોરલોનીઆને નામે ઓલખાયછે તેણે આસરે વીસ વરસનો વાત ઉપર દશ મીલીઅન ફ્રાંક યાને ૪૦) લાખ રૂપીયા ખરચીને કીધું હતું, અને તે સારૂ ગ્રીસ, ઇટલી તથા ઇજી-પ્તથી પથરો મગાવ્યા હતા. એ દેવલમાં સૌથી સરસ જોવા લાયક એ જેઝુઇટસ-નો ઓરડર ઉભો કરનાર સેંટ ઇગને-શીઅશ લોયોલા (St. Ignatius Loyola) ને દાટેલોછે તેનો ચેપલછે. તેનાં થાંભળા બ્રાંઝનાં બનાવી તેનીપર લેપીશ-લેઝોલી જડેલોછે, તથા એનાં મથાળાંપર એક ગ્રુપ કોતરેલોછે. તેની વચમાં દુ-ન્યા બતાવવા સારૂં આસરે સાડા ચાર ફીટ ડાએમેટરનો એક લેપીશલેઝોલી પ-થરનો ગોળોછે, તેનો કીમત ત્રણ મીલી-અન ફ્રાંક યાને બાર લાખ રૂપીઆની કહેવાયછે. એવો મોટો આઓ લેપીસલે-ઝોલીનો પથર હમોએ કૈંડે દીઠો હતો નહીં. એ ચેપલમાં લાકડાંપર ચીતારેલી એક તસવીર એ સેંટ લોયોલાનીછે. તેને નીચે ઉતારેછે કે તેની પાછલ એક ઘણાજ ભ-પકાદાર ગોખલામાં એજ સેંટનું નવ ફીટ ઉંચું તદન રૂપાનું બનાવેલું, અને તેપર ઝવેરાત જડેલા પોશાકનું પુતળું મુકેલું તથા તેનાં પગ આગલ બાજુ-પરથી બે ફરેસતાનાં હાથમાં તકતીઓ આપેલીછે. એ પુતળું વજનમાં ૭૫૦) રતલ કહેવાયછે. એ ફરેસતાઓ જે પા-ડેલાછે તેમાં એક જણ બુતપરશતીપર ફતેહ પામતો અને બીજો ધરમને દેખાડતો બનાવેલોછે.

એ દેવલ જોઇને પછી અતરેનો કોલમ ઓફ ત્રોઝન (Column of Trojan) જોવા ગયા હતા. એ કોલમ ત્રણ સંગેમરમરનાં સફેદ પથરનો બનાવેલોછે. તેનો શાફટ ૮૭) ફીટ ઉંચો અને તેનાં પેડશટલ તથા ઉપરનાં પુતળાં સુધાં તેની ઉંચાઇ ૧૪૭) ફીટછે, તથા ડાએમેટર હે-ઠળથી ૧૧) ફીટનો અને ઉપરથી ૧૦) ફીટનોછે. એ કોલમની આસપાસ ગોળ ફરતો ત્રણ ફીટ પોહોળો અને ૬૬૦) ફીટ લાંબો પટો તદન કોતરકામ તથા માણ-સોનાં નકશીનાં પુતળાં હેઠળથી ઉપર સુધી બનાવેલો જાયછે, અને તેમાં શહેનશાહ ટરોજાનની ડેશીઅન્સ સાથની લડાઇની વીગતો કોતરેલીછે. તેમાં જાનવરો તથા લડાઇને લગતા સંચા ઉપરાંત ૨૫૦૦) માણસોનાં બબે ફીટ મોટાં પુતળાં નીચે-થી ઉપર જતાં કોતરેલાંછે. એ કોલ-મની હેઠળ ટરોજનને દાટેલોછે, અને મથાળાં ઉપર એનું પુતળું હતું તે કાહાડી

નાંખીને હાલ સેંટ પીટરનું પુતળું મુકેલું છે. એની અંદરથી ૧૮૪) સીડીનાં ટપ્પાઓ ચહડીને ઉપર જવાયછે. એ કોલમ જમીનમાં દટાઇ ગયો તેને જમીનમાંથી ખુણી કાહાડયો હતો, એટલી જમીન અસલ કરતાં વધતી ઊંચી એ બાજુપર થયલીછે. એ કોલમ સને ૯૬) નાં શાલમાં બાંધ્યો હતો. એજ કોલમની પાસે Forum of Trojan હતું તેનાં ખંડેરમાં હજુર થોડાક પડી ભાગેલા થાંભળાઓ ઉભેલાછે, જે બેશીલીકા ઉલપીઆ (Basillica Ulpia) ને નામે ઓલખાયછે. એ જગ્યા પાછલથી આસરે ૭૦) વરસપર ખુણી ત્યારે જમીનમાં દટાઇ ગયલી મલી હતી, તે અસલ પાંચ હૉલની બાંધેલી હતી; પણ હમણાં પડી ગયલીછે. તેનો વચલો હૉલ ૮૧) ફીટનો અને આખી ઇમારત ૧૮૩) ફીટ પોહોળાઇમાં હોય તેવી દીસેછે. એનો ફરસ રંગીન કીમતી મારબલનો હતો પણ હાલ તે સઘળું કાંઇ મલે નહીં. ત્યાં ફકત ગ્રાનીટનાં ભાગેલા થાંભળાઓનાં કોલમો પડેલાછે.

એ જોઇને પછી રસતામાં સરવીઅસ ટલીઅસ (Servius Tullius) ની ક્રાઇસ્ટની સને ૫૫૦) વરસ અગાઉ બાંધેલી કીલાની દીવાલનો થોડોક ભાગ હજુર સલાંમતછે તે જોઇ હતી. એને હમણાં તપાસીને રાખેલીછે અને તેની આસપાસ બાગ કીધેલોછે. એ દીવાલપરથી આગલનું રોમ શેહેર કેટલું નાઘણું હતું તે માલમ પડી આવેછે. હાલ તેની બાહાર બીજી ઘણી ઇમારતો બંધાઇછે. તેની સાંમે નીરો શેહેનશાહનો ટાવર આવેલોછે, જે પરથી એ કૂર શેહેનશાહે રોમને આગ લગાડી પોતે ફુલનું તાજ પેહેડીને શીસોરી વજાડી (તેના ધારવા મુજબ) મજાહ જોઇ હતી. એ શેહેનશાહે ટરોય (Troy) કરીને જરૂશલમ આગલ શેહેરછે, તેમાં દુશમનોએ આગ લગાડી તે બાબેની કાંઇ વીગતો વાંચી હશે, તેથી પોતે વીચાર કીધો કે આવા વખતે લોકોમાં શી રીતે ઘભરાત થતો હશે, તેથી તે જોવા પોતે પોતાનાં માણસોને હોકમ કરીને શેહેરનાં દરવાજા બંધ કરાવીને આગ લગડાવી હતી, અને પોતે તેની મજાહ જોવા એ ટાવર ઉપર બેઠો તથા લોકોની આગમાંથી બંચવાની તથા સામન બંચાવાની દોડાદોડ તથા ગભરાટ જોઇને પોતે ખુશી થતો સીસોડી વજાડતો હતો. એ પ્રમાંણે ઘણો વાર સુધી શેહેર બળ્યા પછી માણસોને હોકમ આપીને આગ વધતી અટકાવી હતી. પાછલથી એણે તે બલેલી જગાપર સરખા મોહોલાઓ બંધાવી શેહેર પાછું મજાનું વસાવ્યું હતું. એ ટાવરનો હજુર થોડોક ભાગ સલામતછે અને દુર બધેથી તે દીસે એટલો ઊંચોછે.

એ જોઇને એક ઓબેલીસ્ક જોયો હતો, જેને કેસ્ટર અને પોલકસને નામે ઓલખેછે. એ આસરે ૩૦૦૦)વરસનો જુનો કહેવાયછે, અને એઠન્સમાં સૌથી પેહેલા કારીગર Phidiac અને Praxiteles નાં બનાંવેલા કહેછે. તેની ઉપર નકશીનાં ઘોડા તથા માણસો બ્રાંઝનાં બનાવેલાંછે.

એ જોઇને પછી અહીંયાંનાં હાલના પાદશાહ પેહેલા હમબર્ટનો મેહેલ જોવા ગયા હતા. એને (Palazzo Regio) પેલઝો રીજીઓ કરીને કહેછે. એ મેહેલ સને ૧૫૭૪ માં બંધાયો હતો અને તે પોપના હુનાળામાં રેહેવાનાંમેહેલ દાખલ વપરાતો હતો, પણ ૧૮૭૦ માં રોમ શેહેર વીકટર ઇમેન્યુલે લીધું અને તેને ઇટલીનું 'પાયતખ્ત બનાવ્યું', ત્યારે એ મેહેલ પોતે લઇ લીધો હતો, અને તેમાં હાલ ઇટલીનાં પાદશાહો હુનાળામાં રહેછે. એની અંદરનું સઘળું ફરનીચર પોપ ઉપર મોકલાવી દઇને પોતે સઘળું નવું પોતાનાં મેહેલમાંથી લાવીને ગોઠવ્યું

છે. પોપને ત્યારપછી વેટીકનનો મેહેલ આપેલોછે, બાકીનું સઘળું ગવરમેનટે લઇ મુકયુંછે. એ મેહેલમાં ફરનીચર તેની ગોઠવણી સાથે ઘણું જોવા લાયકછે. તેમ-એક ઓરડામાં તદન ટેપેસ્ત્રી કામ મુકેલું ઘણું સરસછે. એનો ચેપલ સઘળો સંગેમરમરનો બાંધેલોછે. ત્યાં પોપને સારૂં સાત સીડીની બેઠક કીધેલી હજુર એમને એમ સલાંમતછે. એનો તખ્તનો ઓરડો ઘણો ભપકાદાર, અને તેમાં મોટી ચીનાઇ બરણીઓ મુકેલીછે, તથા તે ઉપર કેનડલબ્રા કીધેલાછે. ડાઇનીંગ રૂમ તેનાં બારણાં સુધાં સઘળો ગીલીટ તથા મોહોડાં જોવાની આરસીઓનો બનાવેલોછે, અને તેની વચમાં રીલીફ સારૂં સોનાની ગીલીટની ફ્રેમો કીધેલીછે તથા કામની ફ્રેમમાં ટેપેસ્ત્રો જડેલીછે, તેથી ઘણોજ સોભેછે. રાણીનાં ઓરડાઓ પણ ઘણાં સરસ સણગારેલાછે. તેમાં એક આરસીમાં ૧૭) હાથીદાંતની ઓઇલપેંટીંગસ એનાં ખાનદાનનાં વડાઓની મુકેલીછે તે ઘણીજ સરસછે. એનાં ઓરડામાં લડાઇની સખીઓ મુકેલીછે, તેમાં ગોઇટાની ઓસ્ત્રીઆ સાથની લડાઇમાં પાદશાહ વીક્ટર ઇમેન્યુઅલને જખમી થયલો ઘોડાઉપર બેસાડેલો પાડેલોછે. તે પોતાનાં રૂમાલથી પોતાનાં પગનાં જખમમાંથી લોહી જતું અટકાવેછે, અને ડાકટરો તેની દવાઇ તૈયાર કરેછે તેટલાં થંડે પેટે પોતાનાં જેનરલો સાથે લડાઇની બાબદ વાત કરતો પાડેલોછે, તે ઘણું સરસ અને જોવા લાયકછે. એનાં કોઈ રૂમમાં ડોનકુવીકશોટની તવારીખથી ભરીને ટેપેસ્ત્રી વરક મુકેલીછેં તે પણ જોવા લાયકછે, અને ઘણી આબેહુબ આપણે એની ચોપડીમાં જેમ સાનકો પાંનસાને તથા એમેડ પેહેલવાનને જોઇએછે તેમ પાડેલાછે. એક ઓરડો વીકટર ઇમેન્યુલ મરણ પાંમ્યો તે વખતે તથા દરશાલ તેની વરસીને દીને ગામેગામનાં લોકો તથા ઉમરાવોએ શોગીત તાજો મોકલ્યાં તે એકઠાં કરવાનો કીધેલોછે, જેથી તે ઓરડો કબતોથી ભરાઇ ગયોછે અને એટલાં બધાં રૂપાં તથા સોનાં કામનાં જાત જાતનાં હુનરોનાં બનાવેલાં તાજો ત્યાં મુકેલાંછે. તેમાં મેકશીકોથી તદન સોનાનું તાજ આવેલુંછે જેની કીમત બે લાખ ફ્રાંકની કહેછે. તે ઉપરાંત રોમ શેહેરનાં લોકોએ પણ સોનાનું તાજ આપેલુંછે. માર્સેલીશથી ઇટાલીઅન લોકોએ મોકલેલું રૂપાંનું તાજ ઘણાં મોટાં કદનુંછે, તેજ પ્રમાંણે જીનોવાથી ફીલીગરી વરકનો રૂપાંનો, વેનીશથી ઊંચા કાચનો, મીલાનથી સખીઓનો ઇત્યાદી એવાં વગર ગણતરીનાં જુદાં જુદાં શેહેરોનાં લોકોએ પોતાના વખણાયલા હુનરથી બનાવીને મોકલાવેલાં મુકેલાંછે અને હજુ પણ દરશાલ મોકલાવતા જાયછે, તેથી આગલ ચાલતાં વધી જવા જોઇયે. એ સઘળાંની કારીગરી ઘણી વખાણવા લાયકછે. તે જોઇને એક કોલમ જેને ઇમેકયુલેટ કન્સેપશન (Immaculate Conception)નો કોલમ કહેછે તે જોયો હતો. એ કોલમપર ક્રાઇસ્ટની મા મેરીનું પુતળું મુકેલુંછે. સને ૧૮૫૪ માં છેલા પોપ પાયસ નવમાંએ મેરીને પોતાની મેલ હમેલ રહયા કે નહીં તે વીશે તકરાર ચાલી રહી હતી તેનો ફડચો કારડીનલ્સ (મોટા પાદરીઓ) સાથે મલીને કીધો કે તેણીને માણસને પેટનાં નહીં પણ ખોદાનાં રૂહથી મહીના રહયા હતા, જે કેથોલીક ધરમનાં સર્વેસ લોકોએ કબુલ કીધું હતું તેની યાદગારીમાં બાંધેલોછે.

એ જોઇને Palazzo Albani (આલબેનીનો મેહેલ) નો સંગ્રહ જોવા ગયા હતા. એ મેહેલ અસલ આલબેની ખાંનદાનનો હતો, જેનો ઘણી પોપ થયો, અને પાછલથી એમાં ઘણો વધારો કીધો હતો,

પણ આસરે ૨૬) વરસ થયાં તેનાં ખાંનદાનનાં એક જણનાં હાથમાં આવ્યો, અને તેણે પેલા તમાકુનાં વેપારી કે જેણે જેરૂસલેમનાં દેવલ ઉપર મોટી રકમ ખરચેલી હમોએ આગલ લખીછે તે પ્રીન્સ એલેકઝાનડર ટારલોનીઆને એનો બધો સંગ્રહ સુધાં વીસ મીલીઅન ફ્રાંક યાને ૮૦) લાખ રૂપીયે વેચ્યો હતો, અને હાલ એ છેલા ધણીનાં હાથમાંછે. એ સંગ્રહસ્થાનને લગતી ઘણી મોટી જગ્યા તથા બાગછે, જેમાં જગોએ જગો ફુંવારા ઉડતા કીધાછે અને ટપે ટપે પુતળાં મુકેલાંછે. મેહેલ પણ ઘણો સરસ બાંધેલો અને તેમાં મોટો ભાગ રંગીન સંગેમરમરનાં પથરનો લીધેલાછે. ઓટલાપર હારબંધ તથા બંગલામાં સઘળે ઠેકાણે ઉસતાદ કોતરનારાઓને હાથનાં સંગેમરમરનાં બનાવેલાં પુતળાં મુકેલાંછે, તેમાંનો મોટો ભાગ એમપરર હેડરીઅનનાં વીલામાંથી તથા રોમમાં બીજી જગ્યામાંથી ખણી કાહાડેલામાંથી મલેલાછે. એ સંગ્રહમાંથી સૌથી સરસ ર૯૪) મુરતીઓ નેપોલીઅન બોનાપાર્ટ હીંયાંથી ઉચકીને લઈ ગયો હતો, જે પાછલથી સને ૧૮૧૫ માં એ લોકોની સલાહની બોલી મુજબ આપી હતી. તે પાછાં લાવવાનો ખરચ ઘણો પડવાથી ત્યાંજ વેચી નાંખી હતી, પણ તેમાંથી સૌથી સરસ પુતળું એક જે એનટોનીઅસ ઓફ ધ વીલા આલબેની (Antonius of the Villa Albani) ને નામે હાલ વખણાયલુંછે તે પાછું લાવીને હીંયાં મુકયું હતું. તે ઘણીજ તારીફ લાયકની બનાવતનું જાણે હમણાં વાત કરે તેવું કીધેલુંછે. એ સંગ્રહમાં અસલનાં બુતપરસતી લોકોની મુડદાં બાલ્યા પછીની રાખ વાસણમાં મુકીને ઘોરમાં મુકતા હતા તેનાં (સરકોફેગસ) પણ મુકેલાંછે, જે ઉપરનું નકશીકામ ઘણુંજ વખાણવા લાયકછે. તે ઉપરાંત એવાં બીજાં જુનાં આરકીટેકચરની બનાવટનો સંગ્રહ ઘણો સારો કીધેલોછે, અને તેની કીમત આટલી મોટી આપી હોય તેમાં કશી નવાઈ લાગતી નથી; કારણ કે એવાં જુનાં વરકશો એકઠાં કરવાનું કાંઈ સેહેલું કામ નથી, અને જયારે તે દરેકની મોટી કીમત આપવી પડેછે ત્યારે આટલાં બધાં એકદમ એકઠાં કીધેલાં મળ્યાં તેની કીમત મોહોડે માંગી એ તમાકુવાલા જેવો નવો પૈસાવાલો નામ મેળવવા સારૂં આપે તેમાં કસું નવાઈ જેવું લાગતું નથી.

એ જોઈને પછી ધી ટરાયમફલ આરચ ઓફ સેપ્ટીમસ શીવેરસ (Arch of Septimus Severus) જોવા ગયા હતા. એ આરચ સને ૨૦૪ નાં શાલમાં સેપ્ટીમસ શીવેરસની લડાઈઓ જીતેલી તેની યાદગારીમાં બાંધ્યું હતું. એની ઉપર ચાર થાંભળાઓ દીવાલમાં અરધા કીધેલાછે, અને ઉપલા ધણીએ પારઠીઅનસ, અરેબીઅન, અને એડીઆબેનીઅન લોકો ઉપર મેળવેલી ફતેહ બાસરીલીફમાં કોતરેલીછે. એ આરકું અસલની જમીન ઉપરછે. તે જમીન હમણાંની જમીનથી ૨૦) ફીટ નીચીછે એટલું એ પુરાઈ ગયું હતું.

એ જોઈને પછી હમણાં જયાં કેપીટોલ એક ટેકડી ઉપર છે તેનીજ હેઠળ અસલનાં દેહેડાં તથા ફોરમનાં ખંડેર જોવા ગયા હતા. એનો વીસ્તાર ઘણોછે, અને હીંયાં આગલ રૈયતની મીટીંગો ભરતા હતા. એ ફોરમમાં હાલ ટેમપલ ઓફ કોનકોરડ કે જે ઇ. સ. ૩૮૯ વરસ આગમજ આમ અને ઉમરાવો લોકોની દોસ્તી થઈ તેની યાદગારીમાં બંધાવ્યું હતું, અને જેમાં શીશરોએ ઇ. સ. ૬૩ વરસ આગમજ સેનેટને બોલાવી કેટેલાઇનની સાંમે એનું વખણાયલું ભાશણ કીધું હતું તે સઘળું ભાગેલી ટેકડી જેવી હાલતમાં હાલ પડેલુંછે. તેની પાછ-

ના ત્રણ મોટા થાંભળા ભાગેલી હાલતમાં ઉભેલાછે, તે આગલ વેસ્પીશીઅનનું ટેમપલ (Temple of Vespasian) દાખલ ઓલખાતું હતું, અને જે ટાઇટસ શેહેનશાહે પોતાનાં બાપ વેશપીશીઅનને દેવતા દાખલ અર્પણ કરયું હતું. તેની આગલ સનીસરનું દેહેડું કે જેમાં આગલ ઝવેરાતની તીજોરી રાખતા હતા અને જે સને ૪૯૭ ક્રાઇસ્ટની આગમજ બંધાયું હતું તેની ભાગેલી દીવાલો દીસે છે. એની સાંખે રસતાની એક બીજી બાજુપર એક ઊંડી ખણી કાહાડેલી જગ્યાછે, જેમાં ખંડેરની વચમાં એક કોલમછે જેને કોલમ આફ ફોકાસ*(Column of Phocas) કરીને કહેછે. તે એ નામનાં શેહેનશાહે મુરતીપુજક લોકનાં હાથમાંથી રોમને છોડવીને પોપસને સ્વાધીન કીધું તેની યાદગારીમાં બાંધેલુંછે, અને સને ૬૦૭ નાં શાલમાં મોટા પાદરી શમારેગડશે (Exarch Smaragdus) તે બંધાવ્યો હતો. એની આસપાસની જગ્યા ઇ. સ. ૮૧૬ માં ખનાવી હતી, પણ ત્યારપછી ૧૮૭૦ સુધી તે પાછી પરત નાંખી અને પાછલથી વીકટર ઇમેન્યુલે રોમ લીધું ત્યારે પાછું ખણવાનું શરૂ કીધું, તથા એનો ઘણો મોટો ભાગ મટોડાંથી ભરાઇ ગયલો સાફ કીધો, અને તેમાંથી અસલની જુની બે હજાર વરસની ઉપરની ઇમારતોનાં પાયા તથા ભાગેલા થાંભળાઓ શોધી કાહાડયા હતા, જે હજુ દેખાડવા સારૂં એમનાં એમ રાખેલાછે. તેમાં જુલીઅશ શીઝરે બાંધેલું Basilica of Julia નું દેહેરૂં જેનાં થાંભળા નાધળા ભાગેલી હાલતમાં ઘણી મોટી જગ્યા રોકેછે, અને કેટલાક નવા આગલનાં જેવા બનાવી મુકેલાછે કે તે દેહેડાંની જગ્યા માલમ પડે. એમાંથી એક પવીત્ર રસતો હતો તેપર થઇને (જેને Via Sacra કહેછે) સાંખેનાં દેહેડામાં જવાનું હતું તે રસતો ભાગો તુટો તેનાં સંગેમરમરની અસલી મોટી લાદીઓનાં ટુકડા સાથે માલમ પડેછે. એ બેશીલીકાની પાસે કાસ્ટર અને પોલાકશનાં દેહેડાનાં અસલ ત્રણ થાંભળા હજુ ઉભેલાછે. તે દેહેરૂં ઇ. સ. ૪૮૪ વરસ અગાઉ બંધાયું હતું. એ શીવાય બીજી ઘણી જુની ઇમારતો તથા દેહેરાંઓનાં ખંડેર ફોરમમાં જોયાં હતાં. એની અંદર દુરથી અસલ એક દેહેરૂં એનટોનાઇનસ અને તેની બઇરી ફોસ્ટીનાનું હતું, જે સને ૧૩૮ નાં શાલમાં એ બે જણાંને દેવતા બનાવી તેની ભકતી કરવા બાંધ્યું હતું. તેનો મોટો ભાગ સલામત રેહેવાથી હાલ તેના અંદર એક દેવલ બાંધેલુંછે, જેનુ St. Lorezzo in Mirander નું નામ આપેલુંછે. એની અને કેસ્ટર અને પોલકશનાં દેહેરાંની વચમાં રોમનો વખણાયલો શહેનશાહ જુલીયશ શીઝરને જયાં મુવેલો બાલયો હતો, ત્યાં તેની ભકતી કરવા દેહેરૂં બાંધેલું હતું, અને તેમાં એ શેહેનશાહની ઓગસ્ટસ શેહેનશાહનાં હોકમથી દેવતા દાખલ મુરતી બનાવી તેની ભકતી કરતા હતા.

એ જોઇને પછી ધી બેસીલીકા આફ કોનસ્ટેનટાઇન કરીને સૌથી છેલું મુરતીપુજકોનું દેહેરૂં ભાગેલી હાલતમાંછે તે જોયું હતું. એ દેહેરૂં મેકસેનશીયસ (Maxentius) કરીને છેલો પેગન શેહેનશાહ હતો તેને બંધાવ્યું હતું. તેનાં ત્રણ મોટાં ગંજાવર આરકાં હજુ સલામતછે, અને તેનો પાયો પણ હજુ સલામત હોવાથી તે ૩૨૦ થી ૨૩૫) ફીટનું હતું તે તથા આરકાંની ગોળાઇ વચમાંથી ૮૦) ફીટનીછે તે જણાઇ આવેછે. એનાં નેવનું છાપરૂં ૮) ઘણાં મોટા ગ્રાનીટનાં થાંભળાની ઉપર હતું તે થાંભળાઓમાંનો એક સને ૧૬૧૩ નાં સાલ સુધી સલામત ઉભેલો હતો, તે પોપ પાલ પાંચમાએ

૧૦૯૯૯) સ્કુટડી યાને ૨૨૦૦૦) રૂ-પીયા ખરચીને ત્યાંથી ઉઠાવી લઇ જઇ સાન્ટા મેરાઆ મેજોરીનાં દેવલની સાંમે ઉભો કરીને તે ઉપર વરજીન મેરી અને તેનાં બચ્ચાં ક્રાઇસ્ટનું પુતળું ઉભું કીધું હતું તે હાલ દીસેછે.

એ જોઇને ધી આરચ ઓફ ટાઇટસ કે જેણે એની જુડીઆની જીતેલી લડાઇ ની યાદગારીમાં સને ૮૧ માં બંધાવ્યો હતો તે જોયો હતો. એ સંગેમરમરનાં પથરનો ભાગળ રેકો બાંધેલો, અને તેની ઉપર એ લડાઇની બીનાંઓ ઘણી સરસ રીતે કોતરેલીછે. એ લડાઇ જેરૂ-સલમમાં થઇ ત્યાંથી એ ઘણી ત્યાંનાં સોલોમનનાં દેહેરાંમાંથી સમેદાણી તથા ૩૦,૦૦૦) યાહુદી બંધવા લાવ્યો હતો તેની વીગત પણ આરકાની અંદરની બાજુપર ટરાયમફલ અંનત્રી સાથે પાડેલાં દીસેછે. એ બંધવાઓ પાસે એ આરચથી થોડેક દુર કોલોશીઅમની ઇમારત હાલ ખી-સમાર પડેલીછે તે બંધાવી હતી એમ કહેછે.

આ આરચ જોઇને પછી હમોએ ઉપર લખેલું અને દુન્યામાં વખણાયલું કોલો-શીઅમ ( Collosseum ) જોવા ગયા હતા. એને અસલ(Amphitheatarum Flavium ) કરીને કેહેતા હતા, અને એ ઠીયેટર દુન્યામાં સૌથી મોટો અને હજુ પણ એની બરાબરનો કોઇ બંધાયો નથી. એનો દેખાવ પણ ઘણો સરસ હતો. એ સને ૮૦ નાં શાલમાં (યાને ૧૮૦૦ વરસ ઉપર ) શેહેનશાહ ટાઇટસે તૈયાર કરાવ્યો હતો, અને જયારે તે ઉ-ઘાડયો ત્યારે તેમાં ૧૦૦) દીવસો સુધી લાગત ગલેડીએટરશે(આપણા ગાયકુવાડનાં કુસતી લડનારા મલ લોકોનાં જેવા)ની લડાઈ તથા માણસો અને જાનવરો તથા જાન-વરોની પોત પોતામાં લડાઈ કરાવી હતી, જેમાં ૯,૦૦૦) જાનવરો માર્યાં ગયાં હતાં. એ જાનવરો સઘળાં ઘણાં ખરાં જંગલી સીંહ, વાઘ, ગોધા અને એવાં એવાં લાવતા હતા તથા તેઓ સાથે માણસોને લડાવતા અને તે જોવા સારૂ એ ઠીયેટરમાં ૮૭૦૦૦) માણસો બેસે એટલી જગ્યા કીધેલી હતી. એ બાંધવા પાછલ જેરૂસલમથી આસરે ૩૦,૦૦૦)બંધવા લાવી તેઓને કામે લ-ગાડયા હતા. એનો કારીગર કોઇ ગોડેનશી-અશ કરીને હતો, જે ઘણી પાછલથી પેગન ધરમમાંથી વતલીને ક્રીસ્ચીઅન થયો તેથી બીજા ક્રીસ્ચીઅનોની સાથે એજ ઠીયેટરમાં જાનવરો સાથે લડવા મુકયાથી તેમાં માર્યો ગયો હતો. એ જાનવરો સાથે લડાઇમાંથી લાવેલા બંધવાઓને અંદર લડવા મુકતા, અને કોઇ વખતે તે બધાઓ મારયા ગયાથી પછી જો વખતસર બીજા મલે નહીં તો હીંયાનાં તે વખતનાં મોટા મોટા લોકો પોતાનાં ગુલામોને એ જગ્યામાં મુકતા, અને તેઓને જાનવરો મારી નાખે યા ફાડી ખાય તે ખુશીથી જોતા હતા. એ ઉપરાંત ક્રીસ્ચીઅન લોકોનો પણ એ જગ્યા પર જાનવરોને ભોગ આપતા હતા. એ લડનારાઓને ફકત એક મોટી છરી યા ખંજર આપીને વગર કપડે લંગોટ ભર સીંહ, વાઘ તથા ગોધાઓ ભુખે મારીને ઘણાંજ જોશમાં લાવેલાઓની સાંમે એક ઘણોજ મોટો ચોક જેને એરીનાં કહેછે તેમાં લડવાને મુકતા હતા. જો તેમાંથી તે બચે તો તેને છુટાપણું મલતું, પણ તેઓનો મોટો ભાગ મારયો જતો હતો. એ કોલોશીઅમને ઘણાં મોટા મોટા પથરોને અસલ લોખંડનાં ચાપરાઓ મારીને બાંધેલો હતો ( જે લોખંડ પાછ-લથી કાહાડી લેવાથી દેવાલોમાં પથરની અંદર બંધે ખાંચા હજુ દીસેછે) અને તેની અંદરનાં ભાગમાં ઇંટોનું કામ ઘણું મજબુત લીધેલું હતું. એનો બા-હારથી ઘેરાવો ૧૭૨૮) ફીટ યાને ૩ માઇલનો અને લંબાઇમાં ઘેરાવો (ક્રા-

રણુકે બેઠાં રોકા બાંધેલાછે) ૬૧૫) ફીટનો તથા પોહોળાઇમાં ૫૧૦) ફીટનોછે. એની વચમેનો એરીના (જાનવરો સાથે લડવાનો ચોક) ૨૭૯ થી ૧૭૪ ફીટનો અને તેની ઉંચાઇ ૧૫૬) ફીટનીછે. એને ચારમાળ કીધેલા હતા જેનો થોડોક ભાગ એક બાજુથી હજુ સલામતછે. તેમાં પેહેલો માળ આરકાંનો કીધેલો હતો અને તેની ઉપરનાં માળો ખાલી દીવાલ અને શીલીંગને થાંભળાપર અટકાવેલીનાં કીધેલા હતા. એ બધાંની પાછલ દેવાલ આગલ લખીછે તેમ મોટા પથરોની ફરતી કીધેલી અને તેની વચમાં બારીઓ રાખેલી હતી, પણ અંદરનો ભાગ ખોલો ગમત જોવા સારૂં રાખેલો હતો. એ સઘળી ગમ બીજા તથા ત્રીજા માળ સુધી આરકાંઓમાં પુતળાં ગોઠવેલાં હતાં. એમાં જવા સારૂં ચાર મોટા એનટ્રંસો હતાં, અને બાકીનાં બધી ગમ ફરતાં આરકાંઓમાંથી લોકોને આવવા જવાની જગ્યા હતી. એનાં ચાર માળ હતા તેમાં પેહેલા માળપર શેહેનશાહ, માજીસ્ત્રેટો અને વેસ્ટલ વરજીન્સ (તે વખતે પણ જોગણીઓ માફક ઓરતો આતશપર ભોગ સારૂં તપાસવા કુમારી રેહેતી હતી તેઓને વેસ્ટલ વરજીન્સ કેહેતા હતા). બીજા મજલાપર ચોવીસ થડ બેઠકોનાં હતાં તે પર ઉમરાવો જેઓ સેનેટર હોય તેઓને બેસવાની જગ્યા હતી. ત્રીજા માળપર ૧૬) થડ બેઠકો હતી તેપર ઘોડેસ્વારનાં રેનકનાં લોકોને બેસવાની હતી, અને ચોથો ભાગ જે સૌથી મોટા હતો તેમાં ૨૫) થડ બેઠકોનાં હતાં (જેમાં સૌથી ઉપલા થડની બેઠકો નંગ ૧૬ લાકડાંની હતી) તે ગામનાં હલકાં માણસો તથા ગોલામોને સારૂં હતી. એ મુજબ ત્રણ માળ ઉપર ૬૫) થડની બેઠકો એકની ઉપર એક કીધેલી હતી, અને તેમાં જ્યારે ૮૭,૦૦૦) માણસો બેસતા હશે ત્યારે તેનો વીચાર કરી લેવો કે કેવો ભપકો લાગતો હશે. એ સઘળાઓને અંદર આવજાવ કરવા સારૂં બાહારથી ૮૦) ખોલાં આરકાં રાખેલાં હતાં, (પેલાં ૪ મોટાં એનટરનસ ઉપરાંત) અને તેમાંથી દર ચાર આરકાંઓમાંથી ચાર માળ ઉપર જવાનું હતું અને તેનાં નંબરો કોતરેલાં હજુ જે સલામત આરકાંઓછે તે પરથી દીસેછે, એથી કરીને આટલું બધું લોક દશ મીનીટમાં ગમત પુરી થવા પછી ખાલી થઇ જતું હતું એવી સરસ ગોઠવણીનું તે બાંધેલું હતું. એ ઠીયેટરનાં એરીનાની આસપાસ મોટાં પીંજરાં રોકા ઓરડાઓ કીધેલાછે, જેમાં જંગલી જાનવરોને રાખતા હતા કે તેમાંથીજ પાધરા એરીનામાં લડવા સારૂં લઇ આવે. સને ૪૦૫ નાં શાલમાં હોનોરીઅશ શેહેનશાહે માણસો (Gladiators) ની લડાઇઓ ક્રીસ્ચીઅન લોકોને સોભે નહીં કરીને બંધ કરાવી પણ જાનવરોની લડાઇ ચાલુ રાખી હતી. મીડલ એજીસ Middle Ages માં ઠીયેટરને કીલા દાખલ વાપરવા માંડયો હતો, પણ ૧૩૨૧ માં પાછો તે ગોધાઓની લડાઇ સારૂં રોમન શેનેટે ઉઘાડયો હતો, અને ત્યારપછી એ બીસ્માર થવા માંડયો. સને ૧૩૪૯ માં એક મોટા ધરતીકંપ થયો ત્યારે ધારવામાં આવેછે કે એની દીવાલ ફાટી હતી, અને ત્યારપછી એની અંદરનાં પથરો તથા ઇંટો લોકો કાહાડીને તેમાંથી ઘણાંએક મેહેલ વીગેરે બીજાં બાંધકામો બંધાયાં હતાં, તેમાં વીનીશીઅન, કેનશેલીરા, ફારનીશી અને બારબેરેનીનાં મેહેલો જે અહીંયાં સૌથી મોટા કહેવાયછે તે, તથા નદી કીનારા પરનાં બારાં ઉપરાંત વગર ગણતરીનાં નાંખળા ઘરો બાંધવાનાં કામમાં એનો કાટ કાહાડી લાવીને વાપરવામાં લીધો હતો. તેમાંથી સંગેમરમરનાં પથરો પોપોએ પોતે કાહાડી મંગાવી દેવલો તથા બીજી જ-

જ્યામાં વાપરયા હતા. એ મુજબ સને ૧૭૪૦ સુધી ચાલ્યા પછી પોપ બેનીડીક્ટ ચૌદમાએ એની વધતી ખરાબી થતી અટકાવી હતી, અને જે ક્રીશ્ચીઅનો એમાં મારયા ગયા તેઓનાં રૂહને અર્પણ કીધી હતી, તથા દીવાલો પડી જતી હતી તેને ટેકા આપ્યા હતા, તેથી હમણાં થોડો ઘણો ભાગ જે બચેલોછે તે આએ પોપની ખુબીથીછે. ત્યારપછીનાં બીજા પોપશો એને બચી ગમથી ટેકા આપતા આવ્યાથી હવે બાકીનો ભાગ પડી જાય તેની ધાસ્તી નથી. એણે જે કીલા દાખલ વાપરવામાં આવ્યો હતો તે કીલાનાં ભાગો એરીઆનામાં હજુ સલામતછે અને જે ઘણાં વરસોનો પુરાઇ ગયલો હમણાં ખણી કાહાડયોછે. એ એરીનાં હાલની રોમની જમીનની સપાટીથી ૨૦) ફીટ નીચીછે એટલું પુરાઇ ગયું હતું. એની જમીનનો થોડોક ભાગ ઓલો થયલોછે પણ હજુ બીજું ઓદવાનું કામ ચાલેછે, જેથી તે થોડા વખતમાં પાછો બધો ઓલો થશે. એ ઇમારત જે સલામતછે તેટલોજ ભાગ જોઇને હમો દંગ થઇ ગયા હતા એવી ગંજાવર રીતની બાંધેલીછે. એની અંદર પોપશોએ ચેપલશો બંધાવ્યાં હતાં તે હમણાંનાં ઇટલીનાં છેલા પાદશાહે સને ૧૮૭૪ માં કાહાડી નખાવ્યાં હતાં

એ જોઇને પાછા ફરતી વખતે મીનરવાનું આગલા વખતનું દેહેરૂં (Temple of Minerva) જોયું હતું. તેના આગલા ભાગમાં મજાની નકશીનાં પુતળાંઓ બનાવેલાં સલામતછે, પણ તેનો મોટો ભાગ જમીનમાં દટાઇ ગયલોછે. એ જોઇને માર્શ ઉલટોર (Mars Ultor) નું દેહેરૂં જોયું, જેનાં થોડા ભાગનાં થાંભળાઓ આસરે ૫૦) ફીટ ગ્રાનીટનાં હજુ ખુંડેર હાલતમાં પડેલા દીસેછે તેથી તે ઘણું મોટું દેહેરૂં હોવું જોઇયે એવું ધારવામાં આવેછે. એ દેહેરૂં ઓગસટસ શીઝરે ક્રાઇસ્ટની બે વરસ આગમજ ઇયાને ૧૮૮૩ વરસ ઉપર જુલીઅસ શીઝરનું ખુન થયું તેની યાદગારીમાં બંધાવ્યું હતું.

એ જોઇને પછી અતરેનાં લોકોને ફરવા જવાનો બાગ પીનશીઅન ટેકડી ઉપર છે ત્યાં ગયા હતા. એ ટેકડીપર મજેનાં ચહડ ઉતરનાં રસતાઓ કરીને તે પર ટપે ટપે પુતળાં ગોઠવેલાં, તથા તેનાં મથાળાંપર મોટો એક બાગ ઘણો સરસ બનાવેલોછે, જયાં એક મોટો ટેરેશ ટેકડીને છેડે બાંધીને સાંજનાં રીજમીટનું વાજું વાગેછે ત્યાંસુધી ગાડી ઘોડા ઉપર જઇ શકેછે. એ ટેકડીની ટેરેસપરથી રોમ શેહેરનો દેખાવ ઘણો સરસ દીસેછે. તેમાં એનીજ હેઠળ Piazza del popolo કરીને ચોક આવેલોછે, તેમાંનાં ફુંવારા તથા ઓબેલીશકથી તે ઘણો સોભેછે. એ ટેકડીનાં બાગમાં એક છેડેથી એક ઘડીયાળ મુકેલુંછે, જેની એવી ગોઠવણ કીધેલીછે કે તેનાં પેનડયુલમની ઉપર બે બાજુપર પાણીની ઝીણી નલીઓ મુકેલીછે, જેમાંથી વારાફરતી પાણી નીકળે અને બંધ થાયછે, તેમ તે પેનડયુલમપર બેહુ બાજુથી એક પછી એક પડેછે, જેથી તે ઘડીયાળ પોતાની મેલે કુંચી આપ્યા વગર રાત દીવસ ચાલ્યા કરેછે, તથા પાણી એવી રીતની ગોઠવણીથી પડેછે કે વખત બરોબર ચાલેછે તેથી ઓછું વધતું બી ઘડીયાળ ચાલતું નથી. એવી રીતનું પાણીથી ચાલતું ઘડીયાળ હમોએ પેહેલું જોયું હતું.

તા૦ ૧૯ મી અકટોબર ૧૮૮૧— આજે પેહેલાં ગેલેરીઆ બોરગીશી (Galleria Borghese) કરીને બોરગીશી કુટુંબની પીકચર ગેલેરીછે તે જોવા ગયા હતા. એ કુટુંબ આગલ ઘણું મોટું થઇ ગયુંછે, અને હમણાં પણઘણી આબરૂવાળું ગણાયછે. એના પીકચર ગેલેરી પોતાનાં

મેહેલમાંજ કીધેલીછે. એ મેહેલ એ ખાનદાનવાળા કારડીનલ રેજાએ સને ૧૫૬૦ માં બાંધવાને શરૂ કીધો હતો તે એજ ફેમીલીમાંનો પોપ પોલ પાંચમાંએ પુરો કરાવ્યો હતો. એ મેહેલ ઘણો મોટો અને પથરનો બાંધેલોછે. તેનાં એન્ટરનશની સાંમે મેહેલની વચમાં મોટો ચોક રાખેલોછે. એની પીકચર ગેલેરી ઘણી સારી અને જોવા લાયક અને રોમ શેહેરમાં તે વેટીકનનીજ ગેલેરીથી ઉતરતી ગણાયછે. એમાં અસલનાંથી તે છેક હમણાંનાં ઉસ્તાદોને હાથનાં પીકચરો ચીતારેલાં મુકેલાં ઘણાં જોવા લાયકછે, પણ તેની વીગત હમો આપી શકતા નથી.

એ જોઇને વેટીકનના મેહેલપર જતાં સેંટ એનજલોનો પુલ પસાર કીધો હતો. એ પુલ મજાનો બાંધેલો ઉપરાંત પુલ ઉપરનાં થાંભળાઓપર સારાં પુતળાં ગોઠવેલાંછે, તેથી ઘણો સોભેછે. એ પુલ શેહેનશાહ હેડરીઅને પોતાનો ઘોર ટાઇબર નદી જે રોમમાંથી પસાર થાયછે તેને પેલે પાર બાંધી હતી તે સારૂં ઇ.સ. ૧૩૬ માં બાંધ્યો હતો. એની સાંમેથી એક ટેકડીપર સેંટ એનજેલોનો કીલો (Castle of St. Angelo) આવેલોછે, જે હજુ સારી હાલતમાં રાખેલોછે. એ કીલો પણ ઉપલાજ શેહેનશાહનો બંધાવેલોછે, પણ તે કાંઇ કીલા દાખલ વાપરવા સારૂં નહીં પણ પોતાની પાછલનાં શેહેનશાહોની ઘોર દાખલ બંધાવ્યો હતો. એની અંદરનાં ભાગમાં તે વખતે સઘળો સંગેમરમર જડી લીધેલો તથા એનાં મથાળાંપર પુતળાં ગોઠવેલાં અને એનાં ટાવર ઉપર એ શેહેનશાહનું ગંજાવર પુતળું મુકેલું હતું, (જેનું ડોકું વેટીકનનાં મ્યુઝીયમમાં રાખેલુંછે) પણ હમણાં તેવું કાંઇ નથી. સંગેમરમરનાં પથરો વટીક કાહાડી લઇ ગયાછે અને હાલ તેમાં જેલજરો રહેછે.

એ જોતા જોતા હમો દુન્યાનો વખણાયલો સૌથી મોટો મેહેલ ધી વેટીકન (Palazzo Vaticano) કે જેમાં હાલ પોપ રહેછે અને તેની તે મીલકત ગણાયછે તેની અંદરની શકલ્પચર મ્યુઝીયમ (Sculpture Museum) જોવા ગયા. એ મેહેલ સેંટ પીટર્સનાં દેવલનો ડાબી બાજુપરથી આવેલોછે, અને દેખાવે ઘણો ગંજાવર તથા બાહારથી સાદો માલમ પડેછે, અને તેનું એનટ્રન્સ સેંટ પીટરનાં ચોકમાં થઇને તેની પાછલથી જવાનુંછે. એ અસલ પોપોને રેહેવાનું સાધારણ રીતનું ઘર હતું, પણ પાછલથી તેમાં ઘણાં પોપશો વધારો કરતા આવ્યાથી દુન્યામાં સૌથી મોટો ગંજાવર મેહેલ કેહેવાયછે. એમાં આગલ પોપસો આવજાવ કરયા કરતા હતા, અને તે વખતે લેટીરન કરીને મેહેલ તે નામનાં દેવલ આગલ હતો ત્યાં રેહેતા હતા; પણ સને ૧૩૭૮ માં હીંયાં પેહેલી કોનકલેવ (ઇયાને કારડીનલશોની મીટીંગ) ભરી હતી, અને ત્યારથી ત્યાં પોપ્સ રેહેતા આવ્યાછે. એમાં હાલ ૨૦) ચોક (ઇયાને જુદા જુદા ભાગો સાથે મેળવી નાખેલા) અને ૧૧,૦૦૦) ઓરડાઓમાં હોલો, ચેપલો, સેલુનો અને વાપરવાનાં ઓરડાછે, જેમાંનાં મોટા ભાગમાં નવાઇનાં સંગ્રહ તથા શો રૂમ્સ (Show Rooms) છે. ઇટલીનાં રાજા વીકટર ઇમેન્યુલે જયારે રોમ સને ૧૮૭૦ માં લીધું ત્યારે પોતને હસતકની (તેની આગલ પોપ અહીંયાંનાં રાજા ગણાતા હતા) સઘળી ઇમારતો લઇ મુકી હતી, અને ફકત એ વેટીકનનો તથા લેટીરનનો (એઓનો અસલનો રેહેવાનો) મેહેલ અને એક કાસ્ટલ ગોનડોલ ફોમાંનો વીલા કરીને તેઓનાં હાથમાં બાકી રાખ્યાંછે, તેથી પોપ પાયસ નવમો જે તે વખતે હતો તે અને તેની પછીનાં હમણાંનાં પોપ લીઓ તેરમો બાહાર નો-

ફળતા નથી, અને કહેછે કે હમોને તો કેદ કીધા હોય તે બરોબરછે, જેથી ઘણી ક્રીયા જે એ લોકો આગલ કરતા હતા તે ત્યારનો (ઇયાને ૧૧ વરસ થયાં), બંધ થઇ ગઇછે; અને તેઓ સેંટ પીટર્શનાં દેવલમાં વટીક જતા નથી પણ પોતાનાં વેટીકન મેહેલમાં (કે જેને એ લોકો હમણાં બંદીખાનું કહેછે.) ચેપલોછે ત્યાંજ ભગતી કરી લોકોની મુલાકાત કરેછે. એ મેહેલમાં હમો સેંટ પીટર્સનો જમણી બાજુપરનાં રસતાપરથી ગયા હતા, જયાં એનટ્રન્સમાં એક મોટો ઢળ ડુંગરીપર બાંધી લીધોછે, જે પરથી મેહેલમાં પેઠા હતા. ત્યાં એ પોપનાં વખાણયલા સ્વીસગારડની ચોકી બેઠેલી હતી. એ ચોકીબાંન સ્વીતઝલેંડનાં માણસોછે, અને તેઓનો પોશાક માઇકલ એનજેલોએ જે ડીશાઇન કીધો હતો તેજ રાખેલોછે, જેથી તે વખતનાં (૩૦૦ વરસની ઉપર) હીસાબ પ્રમાંણે ઝલકતો, કાળા, પીલા, અને લાલ પટાપટાનો બનાવેલો ઘણો રમુજી લાગેછે. એ સ્વીટઝ લોકો જો કે પૈસાને ખાતર બીજા ગામોમાં સોલજરો થાયછે તોપણ ઘણાં વીસ્વાસુ અને હમેશાં ગમે તે હોય તોપણ પોતાનાં ધણી ઉપર જીવ કાહાડી આપનારાછે, તેથી જે રાજાને પોતીકી રૈયત ઉપર ભરોસો નહીં રેહેતો હોય, તે એ લોકોને પોતાનાં બોડીગાર્ડસો બનાવીને રેહેવાનાં મકાનોની તથા પોતાની ચોકી કરવા સારૂં રાખેછે. એ મુજબ ફ્રેંન્ચ રેવોલ્યુશનની વખતે લુઇ સોલમા પાસે પણ એજ દેશનાં ગાર્ડસો હતા, જેઓએ પોતાનો જીવ એ પાદશાહની ઉપર તેને પકડવા આવેલા લોકોને આપયો હતો; અને જો કે જતેની આખી રઇયેત તેની સાંમે થઇ હતી, તોપણ તેઓ નીમકહલાલ રહયા હતા. તેમ વીકટર ઇમેન્યુલે જયારે રોમ લીધું ત્યારે પણ એ લોકો પોપની તરફથી થોડુંક લડયા, અને પોપે લડાઇ બંધ કરવા કહયાથીજ પાછા હટયા હતા. વેટીકન મેહેલનું એનટ્રન્સ શાંકડું છે અને તેમાં ઘણી ઉંચી સીડીઓ ઉપર થઇને ઉપર જવાયછે, તેથી ભપકાવાલું લાગેછે. તે સીડીઓ સંગેમરમરની અને ગ્રાનીટનાં મોટા થાંભળાઓની વચમાં બાંધેલી હોવાથી ઘણી સોભેછે. ઉપર ચહડતાં પેહેલો સીકસ્ટાઇન ચેપલ (Sixtine Chapel) આવેછે તે જોયો, જે સીકસ્ટશ ચોથાએ સને ૧૪૭૧—૮૪ સુધીમાં બાંધ્યો હતો. એમાં પોપ ગુડફરાઇડે વાલા તેહવારોપર મીશરેરી, બુધ, ભરેસપત અને સુકરવારે* ગવાડેછે તેથી એ ઘણો વખાણાયલોછે. એની અંદર ચેપલ ઘણો સારોછે પણ દીવાલો તથા છતો ઉપરનાં ચીતારો જે માઇકલ એનજેલોને હાથના છે તે ઘણાં વખાણવા લાયકછે. એ ચીતારાને સાત વરસ એ ઉપર લાગાં અને ૧૫૪૧ માં તે તૈયાર કીધાં હતાં, તેમાં એોલટરની ઉપર ક્રાઇસ્ટને પાડેલોછે, જે ખરાબ માણસોને પોતાથી દુર કરેછે, તેઓ તેની નીચે દોજખમાં જાયછે તથા સારાં માણસો તેની સાથે બેહેસતમાં રહેછે, તેમાં એનાં વખાણયલા સેંટસ જે હથીયારોથી તેઓને આએ દુન્યાંમાં રીબાવીને મારી નાંખ્યા હતા તેની સાથે પાડલાંછે. સેંટ કેટોરાઇન (ઓરત હતી) તેને એક ચકર ઉપર હાડકાં ભાંજીને મારી હતી, તેથી ચકર તેણીનાં હાથમાં આપયુંછે, સેંટ બારોલોમીઓની જીવતાં જીવત ચામડી કાહાડીને મારી નાંખ્યો હતો, તેથી તેનો ચામડી કાહાડેલી તેનાં હાથમાંછે. ઇત્યાદી. પણ સોથી સરસ તો એ ચીતારાનાં એ ચેપલનાં ચીતારને કોઇએ વગોવ્યો હશે, તેથી તેન[illegible]ીકઅર દોજખમાં પાડી તેને ગધેરાનાં કાન પાડેલાછે. એ પેનટીંગસો દીવાલ ઉપર પાડેલાં

છે તે ચેપલમાંની બતી તથા ધુંવાડાથી કાળાં અને ઝાંખાં થઇ ગયાંછે, તોપણ ઘણી સારી હાલતમાં રહેલાંછે.

હમો ત્યાંથી નીકળીને વેટીકનનું મ્યુઝીયમ ઓફ સ્કલપચર (ઇયાને પુતળાંનાં કોતરકામનું મ્યુઝીયમ) જોવા ગયા હતા. એ મોટું મ્યુઝીયમ અસલનાં હુનરનું પોપ કલેમેન્ટ ચૌદમાએ સને ૧૭૬૯–૭૫ સુધીમાં સ્થાપ્યું હતું, અને તેમાં હાલ બધાં મલીને આસરે ૬૦૦૦) નંગો એકઠાં કીધેલાંછે, એટલું મોટું કોતરકામનું મ્યુઝીયમ બીજે કેહે નથી. એનાં દરવાજાના ઓટલામાં બે મોટા લાલ પોરફીરીનાં પથરના સારેકોફેગસછે, જે શેહેનશાહ કોનસ્ટંટાઇનની મા સેંટ હેલીના તથા તેની દીકરાની ઘોરપરથી આગલ કાહાડીને લેટીરનનાં મેહેલમાં રાખેલાં હતા, તેમાંથી લાવીને હીંયાં મુકેલાંછે. એ સારેકોફેગસો સને ૧૧૫૦–૫૪ નાં શાલમાં એનાશટેશીઅશ કરીને ઉસ્તાદ હતો તેનાં હાથનાં કોતરેલાંછે તેમાં સેંટ હેલીનાની ઘોરપર નકશીનું કામ ઘોડા તથા માણસોનું એવું સરસ કોતરેલુંછે કે આજનાં કોતરકામને ટક્કર મારેછે, અને એવા સરસ શારકોફેગશ હમોએ બીજે કેહે જોયો નથી. તે એક પથરનો ૮) ફીટ લાંબો, ૫) ફીટ પોહોળો, અને ૬) ફીટ ઊંચોછે. એ સારેકોફેગસોની વચમાં જમીનપર મોઝાઇક વરક ઘણો સરસ ફુલોનો બનાવીને મુકેલોછે, અને એવા બીજા ઓરડાઓમાં ઘણાંછે, જેને વાસતે કહેછે કે હેદરીઅન એમપરરનાં વીલાની જમીનમાંથી કાહાડી લાવીને હીયા તેજ માફક ગોઠવેલાછે. એ મોઝાઇક કારીગીરી ૧૫૦૦) વરસની જુનીછે. એ ચાલમાંથી ધી રોટુંનડા(The Rotunda) કરીને ગોળ ઓરડોછે તેમાં જવાયછે, જેમાં વચમે એક ઘણો મોટો હમામ પોર્ફરી પથરનો ૪૪॥ ફીટ ઘેરાવાનો શેહેનશાહ ટરાજોનનાં હમામમાંથી સને ૧૫૫૦ માં ખણી કાહાડયો હતો તે મુકેલોછે. એમાં બીજાં મોટાં મોટાં પુતળાંઓછે તેમાં એક પુતળું હરકયુલીસનું ગીલીટ કીધેલુંછે, જે છેલા પોપે તેને શોધી કાહાડનાર પાસેથી એક લાખ રૂપીયે વેચાતું લઇને અહીયાં મુકેલુંછે. એ પુતળું જમીનની ૨૦) ફીટ અંદર દટાયલું સને ૧૮૬૪ માં પાયું હતું. તે ઉપરાત બીજાં ૧૦) ફીટની ઊંચાઇનાં પુતળાંઓ ઘણી સરસ કારીગરીનાં મુકેલાંછે. ત્રીજા ઓરડાને હૉલ ઓફ મ્યુઝીસ (Hall of the Muses) કરીને કહેછે, જેમાં નવ મ્યુઝીસોનાં પુતળાં ટીવોલીથી જમીનમાં ખણુતા મલ્યાં હતાં તે મુકેલાછે. એઓનાં નામો ધી મ્યુઝીસ ઓફ ટરેજેડી, કોમીક, એશટરોનોમી, હીસટરી, મેમરી, લાઇરીક, એપીક, શોનગશ, અને મ્યુઝીકનાં કહેછે. તે સઘળાં એકથી એક સરસ હુનરનાં બનાવેલાંછે. તેની પછીનાં હૉલને જાનવરોનો હૉલ (Hall of Animals) કહેછે, જેમાં સઘળી જાતનાં જાનવરોનાં પુતળાં તરેહ તરેહની ગોઠવણીનાં મુકેલાંછે. એમાં એક આરસીમાં એક સીંહ એક ગોધાને મારેછે તેની ઘણી સરસ પેનટીંગ મોઝાઇક વરકમાં ચીતારેલીછે. એમાંથી ધી ગેલેરી (The Gallery) કરીને ઓરડોછે ત્યાં અસલનાં મુરતીપુજકો મુડદાંને બાલી તેની રાખ વાસણોમાં મુકતા હતા જેને સીનીરેરી (Cinerary) કરી કહેછે તેમાંનું એક ઓરીયંટલ આલેબાશટરનું ઘણી સરસ બનાવટનું તથા મોટાં કદનું મુકેલુંછે, જેમાં જરમેનીકસ શહેનશાહની છોકરી લીવીલાની રાખ હતી એમ ધારેછે. તેની પાસે કાલા શેહેનશાહનાં હમામખાનામાંથી લાવેલો આલાબાશટરનો એકજ પથરનો ૧૦) ફીટ ઘેરાવાનો હમામ મુકેલોછે. એજ ઓરડામાં એરીઆડનીનું પુતળું

ઘણીજ સરસ બનાવતનું, અને તેનું કપરાનું ઓઢણ આબેહુબ જાણે પેહેરેલું હોય તેમ દીસેછે, જે આ એ વેટીકનનાં સંગ્રહમાં સૌથી સરસમાંનું એક ગણાયછે. એ એક ઓરતનું પુતળુંછે, અને ભુતકથા પ્રમાંણે એને એનો આશક ઠીશીઉસ નાકશોશનાં ટાપુપર પડતી મુકીને ચાલી ગયો હતો, તે વખતે નાશીપાએશ થઇને તે ભોંયપર પડી પડી ઊંઘી ગઇછે, પણ જાણે ચેનથી સુતા નહીં હોય તેવી રીતે એમાં દેખાડેલીછે, અને આંગ વાંકુંતીકું અને મોહોડાંપર વીચાર હોય તેવો દેખાવ ઘણો સરસ કીધેલોછે. (હમો એ બાબેની વીગતો લખીને બરાબર સમજાવી શકતા નથી પણ આપણે નજરે જોઇયે છીયે ત્યારેજ તેની ખુબી માલમ પડેછે.) એની પાસેનો ઓરડો ધી ફર્સ્ટ કેબીનેટ ( The First Cabinet ) કરી બોલખાયછે, તેમાં લેઓકુન અને તેનાં છોકરાઓને મીનેરવા દેવીનાં હોકમથી બે સાંપો વીટળાઇને ચુરી નાંખેછે તે બનાવેલાછે, જેમાં એ લોકો જાણે ખરેખરા કચડાતા હોય તેમ તેઓનાં હાથપગ એંચાઇ જાયછે અને મોહોડાં જાણે હેબકથી ફીકાં મારી ગયાં હોય તેવાં લાગેછે. એની પાસે ધી સેકંડ કેબીનેટ (The Second Cabinet ) વાલા ઓરડામાં સૌથી સરસ એપોલો બેલવેડાઅર ( Apollo Belveder ) નું પુતળુંછે, જે એટલું તો વખાણાયલું છે કે એ પુતળાંની કોઇ બીજું પુતળું હરીફાઇ ધરાવતું નથી, તથા વેટીકનનાં જેવાં સંગ્રહમાં પણ એ સૌથી સરસછે એમ કેહેવાયછે, અને આગલનાં સ્કલપચરનો સરસમાં સરસ દાખલા દાખલ હમણાં એ ગણાયછે. એ પુતળું નીરો શેહેનશાહનો મેહેલ હતો તેની જમીનમાંથી દટાયલું ૧૫) મી સદીમાં પાયું હતું. તે જીવતું માણસ ઉભું હોય તેવું બનાવેલું અને આપણી સાથે જાણે હમણાં વાત કરે તેવું લાગેછે. એની પાસે ધી ઠર્ડ કેબીનેટ (The Third Cabinet) વાલા ઓરડામાં કેનોવા કરીને છેલો વખાણાએલો ઇટલીનો સ્કલપટર થઇ ગયોછે તેનાં હાથનાં ત્રણ પુતળાંઓ મુકેલાંછે. જેમાં પરસ્યુસ (Perseus) પોતાનાં હાથમાં ગોરગોન (Gorgon) નું ડોકું લઇને ઉભોછે, અને તેની આસપાસ બીજાં બે પુતળાં હાથ મુકીથી લડાઈ કરનારાં (Boxers) હાથની મુઠી વાલીને લડતા તેમનાં ડંડ (Muscles) તથા પગનાં ટેટાં લડતી વખતે જેમ તણાયછે તેવાં આબેહુબ પાડેલાંછે. એ પુતળાંઓ જોકે ઘણાં સરસછે, તોપણ એ ઓરડામાં એથી સરસ અસલ હતાં તે નેપોલીયન બોનાપાર્ટ ઊંચકી ગયો હતો તેની બદલીમાં મુકેલાંછે તેથી તેનું નામ Consoler ઇયાને મનમારીને સમજવાનો દીલાસો દેનાર કરીને પાડેલુંછે. એની પાસનો ઓરડો ધી ફોર્ડ કેબીનેટ (The Fourth Cabinet) કરીને છે. તેમાં સૌથી સરસ ધી મરકયુરી ઓફ ધી બેલવેડીઅર (The Mercury of the Belvedere) કરીને પુતળુંછે જેબી એવું સરસ બનાવેલુંછે કે ઉપર જણાવેલા એપોલો બેલવેડીઅર (Apollo Belvedere)નાં પુતળાંની બરોબરી કરી શકેછે. એ પુતળું સને ૧૫૩૪ નાં શાલમાં એક દેવલ આગલની જમીનમાંથી પાયું હતું. એ પ્રમાંણે ઘણાં બીજાં વખાણાયલાં પુતળાંઓ હીંયાં જુદા જુદા ઓરડામાં મુકેલાંછે જેઓની તારીફ લખયે તો ઘણું લંબાણ થઇ જાય પણ એટલુંજ જણાવવું બસછે કે એ પુતળાંની ખુબી વાંચ્યા કરતાં નજરે જોયાથી માલમ પડેછે. એમાંથી હલકાંમાંનાં હલકાં પુતળાં જો મુંબઇમાં આવેતો તેની બરોબરી મુંબઇનાં કોઇપણ પુતળાં કરી શકશે નહીં. એ પુતળાંઓ જે એકઠાં કીધાંછે તે બધા-

ની કીમત જો ગણે તો કરોડો રૂપીયાની થઇ જાય, પણ તે કાંઇ કીમત આપીને વેચાતાં લીધેલાં નથી, લેકીન રોમ શેહેરમાં જેથી બનેલાં હુન્નરકામ મળે તે સરકારી મીલકત ગણાયાથી, તેમજ પોપ અહીંનાં રાજા હોવાથી આવો મોટો સંગ્રહ ઘણાં વરસો સુધી કરતા આવ્યાથી તે આજે આટલો વખણાયછે. બીજા ખાનગી ગ્રહસ્થો જેઓ કરોડપત્તીછે તેઓને ત્યાંના હુન્નરકામનાં સંગ્રહ ઘણાખરા પઇસા આપીને વેચાતા લીધેલા હોવાથી આવો મોટો સંગ્રહ કરવાને અશક્ત હતા, પણ પોપ ધર્મગુરૂ હોવાથી તે જે માંગે તે કેથોલીક રઇયેત ખુશીથી આપે તેઓ પાસે આવો મોટો સંગ્રહ આટલા થોડા વખતમાં થયો તેની નવાઇ લાગતી નથી. એવા થોડાજ ઓરડાઓ લોકોને જોવા સારૂં ખોલા રાખેલાછે, પણ બીજા ઘણાં ઓરડાઓ એવા હુન્નર કાંમથી ભરેલાછે તે લોકોને દેખાડતા નથી, અને તે સારૂં પોપનીં દયા તેનાં સેક્રેટરીની રજા લેવી પડેછે. બંધ ઓરડાઓમાં હમોએ બાહારથી તેનાં બારણાં કે જે લાખંડની નકશીનાંછે તેમાંથી તેની ગેલેરીઓ જોઇ જેમાં પણ એવી એવી કારીગરી તથા દીવાલોપર ટાંગેલા નકસાથી ઓરડાઓ ભરેલા દીસતા હતા. એ શીવાય એક આખી ગેલેરી ભરીને અસલનાં મુરતીપુજક તથા ક્રીસ્ચીઅનનાં ઘોરસ્થાનમાંથી લાવેલી તખ્તીઓ દીવાલોપર જડીછે, જે ૧૬,૦૦૦)ને આસરે એકઠી કીધેલીછે. એક હોલછે તેમાં બધી ટેપેસ્ત્રી કામ રફાયલ ચીતારાનાં પીકચરો ઉપરથી બનાવેલીછે. એ બાજુ નીચેનાં માળપર ઇજીપશીઅન મ્યુઝીયમછે તે પણ જોયું હતું, જ્યાં ઇજીપ્તથી લાવેલી મમીસ તથા સારકોફેગસ અને ઘોરોમાંથી મલેલી ચીજોનો સારો સંગ્રહ કીધેલોછે, પણ તે ઇગ્લાંડનાં તથા બીજા યુરોપનાં મોટાં મ્યુઝીયમોને એ બાબે પુગી શકે નહીં.

એ સઘળું જોઇને અમીજ પાસે સેંટ પીટર્શનુ દુન્યામાં વખણાયલું દેવલ જોવા ગયા હતા. એ દેવલ આખા યુરોપમાં સૌથી મોટું કહેવાયછે. એનાં એનટ્રેન્સની સામે એક ઘણો મોટો ચોક ઘેરી લીધોછે જેની બાજુએ દેવલને અડકતા અરધા ગોળ આકારમાં બેહુ બાજુપરથી ઓટલાઓ ખોલા થાંભળાઓ (Colfonades) નાં બાંધેલાછે, તથા તેની વચમેનાં ચોકમાં ફુંવારા કીધેલાછે તેથી તે ઘણો ભપકાદાર અને સોભઇતો લાગેછે. એ કોલોનેડ્સની જગ્યા ૭૯૪ થી ૭૫૪ ફીટનીછે, અને તેની વચમાં જે મેદાનછે તે ૯૧૩ થી ૭૫૪ ફીટ તથા અને તેની સાંમેનો ખોલો ચોક ૨૬૬ થી ૨૨૫ ફીટનોછે. તે જો સાથે લઇયે તો ઘણો મોટો ચોક થાયછે. એ કોલોનેડ ચાર થાંભળાની હારનો બાંધેલોછે. એને સને ૧૬૫૫-૬૭ સુધીમાં પોપ એલેકઝાનડર સાતમાંએ બંધાવ્યો હતો. તેની પોહોળાઇ ૫૨) ફીટની અને એકેકા કોલોનેડમાં ૧૪૨) થાંભળા કીધેલાછે તેઓ દરેક ૪૨॥ ફીટ ઊંચા અને કોલોનેડની બધી ઊંચાઇ ૫૯॥ ફીટનીછે તથા તેનાં ઉપર મોટાં ૧૦)ફીટના કદનાં ૨૩૬) પુતળાં સેંટ્સ તથા પાદરીઓનાં મુકેલાંછે. એ કોલોનેડ્સો ડાબી બાજુથી શેંટ પીટર્શનાં દેવલ સાથે અને જમણી બાજુથી એ દેવલ ઉપરાંત વેટીકનનાં મેહેલ સાથે મોટી ગેલેરીથી જોડાયલોછે, જે દરેક ૩૩૮ ફીટ લાંબી અને ૧૭॥ ફીટ પોહોળીછે. દેવલનાં આગલા ભાગ (Facade) પર ચહડતાં મોટી સીડી આવેછે તેઓના છેડાપર સેંટપોલ અને સેંટ પીટરનાં ગંજાવર પુતળાં મુકેલાંછે. એ સેંટ પીટરનાં દેવલની જગ્યા પર આગલ સેંટ પીટર ક્રીને ક્રાઇસ્ટનો પછી તેનો ખલીફો હતો તેને ક્રાઇસ્ટની માફકજ શેહેનશાહ નીરોનાં હોકમથી ક્રાસપર ખીલા ઠોકીને પણ ઊંધો

કરીને મારી નાંખ્યો હતો તેની યાદગારીમાં એ દેવલ બાંધેલુંછે. એ સેંટ પીટરનાં હસ્તકમાં ક્રાઇસ્ટે બેહેસ્તની કુંચી આપી હતી તેથી તેની પછીનાં ખલીફા જે પોપ કહેવાયછે તેઓ તેની વતી આએ દુંન્યાનાં લોકોને • બેહેસ્તમાં જવાની છુટી આપેછે, તેથી એને માન ઘણું મલેછે અને એ લોકોનો કરેશટ પણ કુંચીનો છે. એ દેવલ અસલ ઘણું નાઘણું સેંટ પીટરને જયાં દાટેલો હતો તે જગ્યાપર સને ૧૦૬ નાં શાલમાં સેંટ એનેકલીશીઅસ કરીને રોમનો પાંચમો બીશપ થઇ ગયોછે તેને બંધાવ્યું હતું. તે સને ૩૨૪ નાં શાલમાં પોપ શીલવેસ્ટરે શેહેનશાહ કોનશટેનટાઇનને સમજાવ્યાથી તેને બેશીલીકા (ઇયાને મોટું દેવલ) બંધાવી આપયો હતો. એ શેહેનશાહ રોમનાં શેહેનશાહોમાંથી પેહેલો ક્રીસ્ચીઅન થયો હતો. ત્યારપછી એ દેવલ ૧૫) મી સદીમાં પડી જાય તેવું થવાથી નવેસરથી બાંધવા સારૂં એનાં ડીઝાઇન કીધા, અને તેનું કામ એક કારીગર ચલાવે અને તે મરી જાય ત્યારે બીજો તેની જગ્યાપર આવે તે પોતાને મન ગમતી ડીઝાઇન લે તેમ ફેરફાર ઘણાં વરસો સુધી થયો, તથા કોઇ કોઇ વખતે પોપ મરણ પામવાથી અટકતું ચાલે. એ મુજબ પોપ પોલ ત્રીજાએ સને ૧૫૩૪–૫૦ માં પાછું કામ ચાલુ કરાવ્યું, અને માઇકલ એનજીલો કરીને દુન્યામાં સ્કલપટર, પેનટર તથા આરકીટેકટ દાખલ વખણાઇ ગયોછે તેને તેની ૭૨) વરસની ઊંમરે તેડાવીને એ કામ સોંપ્યું, જેણે એનો ડીઝાઇન ફેરફાર કરીને નવો પલાન પંદર દીવસમાં તઇયાર કરી આપયો, અને એની દેખરેખ હેઠળ કામ ચાલયું •તે છેક એ ૯૦) વરસની ઊંમરે મરણ પાંમયો ત્યાં સુધીમાં ગુંબજ તઇયાર થવા આવ્યો હતો. એ ગુંબજનો ડીઝાઇન તેને એવો કીધો હતો કે કોઇ ગુંબજ તેની મોટાઇ બરોબરી કરી શકે નહીં. એનાં મરણ પછી બીજા ઇજનેરોને કામ સોંપયું જેઓને પૈસા ખુંટી પડવાથી કામ આસતે આસતે ચલાવવાની ફરજ પડી હતી, પણ પોપ પાંચમો સીકશટશ જયારે સને ૧૫૮૫ માં તખ્ત ઉપર આવ્યો ત્યારે એનું કામ પાછું ધમધોકાર ચલાવવા માંડયું, અને દરશાલ ૧,૦૦,૦૦૦) સોનાનાં ક્રાઊંન એને સારૂં ખરચનાં જુદા કરતો ગયો, તથા ૬૦૦) માણસો એની ઉપર રાત દીવસ કામે લગાડીને ૨૨) માસમાં એ દેવલ પુરૂં કરયું; પણ ગુંબજપર જે ફાનસછે તે તથા ગુંબજની બાહારનો ભાગ અને અંદરનાં ભાગમાં મોઝાઇક કામ તથા તે પરનો દડો અને ક્રાસ પાછલથી સને ૧૫૯૩ માં તઇયાર થયાં હતાં. એ ગુંબજમાં ૩૦,૦૦૦) રતલ તો ફકત લોખંડ વાપરવામાં આવેલુંછે. એના આગલા ભાગ પછી કોલોનેડ્સ ઇત્યાદી બનાવવાનું કામ ચાલું રહેતાં તે છેક સને ૧૭૮૪ માં તઇયાર થયો હતો. એ મુજબ ગણતાં એ દેવલનો પાયો સને ૧૪૫૦ માં નખાયો ત્યારથી તે એ દેવલ ઇજાયું ત્યાંસુધી (સને ૧૬૨૬ માં) એ બાંધવાપર ૧૭૬) વરસ લાગાં હતાં, અને તેટલા વખતમાં ૨૮) પોપસ રાજ કરી ગયા, તથા ૧૫) ઇજનેરો તે બાંધતાં એક પછી એક મરણ પામયા હતા અને કોલોનેડ્સ સુધી તઇયાર થતાં બધાં મલીને પેહેલેથી છેલે સુધી ૩૩૪) વરસ લાગ્યાં! એની ઉપર ખરચ શું થયો હશે તે કોઇ કહી શકતું નથી, પણ એક આરકીટેકટ કારલો ફોનટેનાંએ સતરમી સદીમાં એ બંધાઇને ઇજાયું ત્યારે ગણત્રી કીધી હતી. તે મુજબ તે વરસ ઇયાને ૧૬૨૬ સુધીમાં એ દેવલ ઉપર દશ કરોડ રૂપીયા (૪,૬૮,૦૦,૪૯૮ રોમન ઇશકુડી) થયો જોઇયે એમ ધારતો હતો, પણ ત્યારપછી બીજો કેટલો થયો હશે

તેની ગણત્રી કોઇએ કીધી નથી. એની મરામત પાછલ હાલ દરશાલ રૂપીયા ૬૩,૦૦૦ ખરચવા પડેછે એટલું મોટું એ છે. એનો આગલો ભાગ ૩૭૨)ફીટ પોહોળો અને ૧૫૪ ફીટ ઊંચોછે. એનાં ૮) મોટા થાંભળાછે દરેક ૯૩) ફીટ ઊંચા અને ૯)ફીટ પરીધમાંછે. એનાં (ઓતલા) Facade નાં મથાળાં પર ૧૯) ફીટ ઊંચાં ૧૩) પુતળાંછે, તેઓમાં ક્રાઇસ્ટ અને તેનાં ૧૨) ચેલા પાડેલાછે. એની બાજુપર બીજા આરકટરા ઓટલા જેવું કીધેલુંછે, જેનાં છેડાઓપર બે મોટાં ગંજાવર પુતળાં શહેનશાહ કોનસ્ટેનટાઇન અને શારલેમેનનાં ઘોડા પર મુકેલાંછે. તેઓની વચમેની એ ફ્રેમેદ સુધાં ગણતાં એ દેવલની પોહોળાઇ ૪૬૬) ફીટનીછે, અને માંહેનો વીસ્તાર અંદરનાં બારણાંથી તે છેક પાછલનાં ભાગ સુધી ૬૧૯)ફીટ લાંબો અને ૪૪૯) ફીટ પોહોળાઇમાંછે. એ ભાગ જાણે એક મોટું દીવાનખાનું હોય તેમ લાગેછે તથા તેની ઊંચાઇ ૧૫૨) ફીટછે. એનાં ગુંબજની ઊંચાઇ ક્રાસ સુધાંની ૪૭૦) ફીટ અને ગુંબજની માહેલી પરીધ ૧૪૧।। ફીટનીછે. એ દેવલમાં અંદર તથા બાહાર મલીને ૭૫૬) થાંભળા (કોલોનેડ સુધાં)છે, તેમાં અંદરનાં ભાગમાં ૨૪૫) આવેલાછે, જેનો મોટો ભાગ અસલનાં રોમ શેહેરની ઇમારતોમાનો લાવેલોછે. સને ૧૮૨૮ માં બધા મલીને ૩૮૯) પુતળાં એમાં હતાં, જેમાં ૪૦) ધાતુનાં, ૯૬) સગેમરમરનાં તથા બીજાં બાકીનાં ત્રાવરટાઇન અને સ્ટકો વરકનાં હતાં. ત્યારપછી બીજાં ૯) ગંજાવર પુતળા મરમરનાં વધ્યાછે, એમાં ૪૬) ઓલટરછે અને ૧૨૧) દીવાનાં ફાનસોછે, જેમાંનો મોટો ભાગ જાથુક સલગાવેલો રહેછે. એમાં સઘળા મલીને ૧૩૨) પોપ દટાયલાછે. એ માંહે જવાનાં પાંચ મોટા બ્રાંઝનાં બારણાંછે તેમાંનું એક ચીની લીધેલુંછે અને તે ઉપર ક્રાસ મુકેલોછે. એને પવીત્ર બારણું (Porta Santa) કહેછે, જે દર ૨૫) વરસે જુબીલીનો મોટો તેહેવાર કરેછે, ત્યારેજ ઊઘાડેછે, જયારે પોપ પોતાને હાથે પેહેલાં રૂપાંની હથોડી તે ચીની લીધેલાં કામ પર મારેછે. એની છેલી જુબીલી સને ૧૮૨૫ માં થઇ હતી. ત્યારપછી સને ૧૮૫૦ માં એ ઊઘાડવાનો વખત આવ્યો પણ તે વખતે પોપ રોમમાંથી નાસી ગયલો હતો, તેથી તહેવાર કીધો નહતો. ત્યારપછી ૧૮૭૫ માં તે દીવસ પાછો આવ્યો ત્યારે પોપનાં હાથમાંથી રોમનું રાજ જતું રહેલું હતું તેથી તે વેટીકનનાં મેહેલમાં બંદીવાનછે કરીને પડી રહયો, અને બાહાર નહીં નીકલ્યો તેથી ઊઘાડયું ન હતું, અને હજુ પણ તેમજ બંધ પડેલુંછે. એ બારણું જુબીલીમાં ઊઘાડેછે ત્યારે બીજાં બારણાં બંધ કરેછે અને એમાંથીજ લોકો તેટલા દીવસો આવજાવ કરેછે. બારણાંમાંથી અંદર પેઠા કે અંદરનો ભાગ આપણે જોઇને ખુશી થઇ જઇએ છીયે, જયાં નજર કરયે ત્યાં ઊંચી જાતનાં કીમતી પથરોનું તથા ઝીણાં મોઝાઇક કામો નજરે પડેછે. એનો દેખાવ જો કે ઘણો ગંજાવર લાગેછે; તોપણ એની પોહોળાઇ તથા ઊંચાઇ તેવીજ ગંજાવર હોવાથી તે જેટલો મોટો લાગવો જોઇયે તેટલો દીસતો નથી. પેહેલાં એનત્રન્સની બાજુપર પાખ પાણી રાખવાનાં વાસણો બચાંઓનાં પુતળાં બનાવીને તેઓનાં હાથમાં આપેલાંછે, જે દુરથી જોઇયેછે તો નાધલાં લાગેછે; પણ નજદીક ગયા કે ઘણાં મોટા વીસતારનાં માલમ પડેછે. એક છેડે બારણાં આગલ હમોને ઉભા રાખીને હમારા ભોમીઆએ અંદરનો ભાગ જોવાને કહયો પણ તે ઘણો પ્રમાણમાં બાંધેલો હોવાથી જેટલો મોટો દીસવો જોઇયે તેટલો લાગતો નથી. એ દેવલ યુરોપનાં મોટાં વખણાયલાં દેવલો કરતાં

નીચે મુજબ મોટુંછે, જે એની ફરસપર જેટલો તે દેવલનો વીસ્તારછે તેટલી ભરી ને ત્યાં એકેકો તારો પાડી ત્યાં તેનાં નામ તથા કેટલું નાધળુંછે તે કોતરેલુંછે. સેંટ પીટર ૬૧૯) ફીટ, લંડનનું સેંટ પોલ ૫૧૬ાા ફીટ,' ફ્લોરેન્સનું કેઠીડ્રલ ૪૯૫) ફીટ, મીલનનું કેઠીડ્રલ ૪૪૮), સેંટ પેટરોનીઆ કરીને બોલોનામાંછે તે ૪૪૦), સેંટ પોલ નામનું રોમમાં બીજું કેઠીડ્રલછે તે ૪૨૩), અને કોનસ્ટેનટીનોપલમાં સેંટ સોફાયા, (જે અસલ દેવલ હતું પણ હાલ મસજીદ કીધીછે) તે ૩૬૪ ફીટ લંબાઇમાંછે. આગલ ચાલતાં હમોને થાંભળાઓપર, દીવાલોપર, તથા ગોખલાઓમાં પુતળાંઓ દીસતાં હતાં, તથા દીવાલ અને જમીન સઘળું સંગેમરમરનાં રંગીન પથરોનું સાફ ઘસેલું હતું. આગુલ ચાલતાં જમણાં હાથપર એ દેવલનાં સેંટ પીટરનું વખણાયલું બ્રાંઝ ધાતુનું પુતળું મુકેલુંછે, જેનો એક પગ જરા બાહારથી રાખેલોછે, જેનાપર પુજનારાઓએ ચુમી એટલી તો લીધેલીછે કે પગનાં આંગલાંઓનાં ખાંચા સઘળા ઘસાઇ જઇને સાફ થઇ ગયાછે, અને વળી બીજો પગ જે જરા અંદરથીછે, તેને ચુમી જે ઊંચા કદનાં માણસો હોય તેનેથીજ લેવાય તે પગ પણ થોડો ઘણો ઘસાઇ ગયોછે; કાંઇ અબજો ચુમીઓ વરસોનાં વરસ થયાં એ પુતળાંપર લેવાતી આવેછે! એનાં મથાળાંપર દીવાલમાં અહીંયાંનો છેલો પોપ નવમા પાયસની સબી ઘણી સરસ મોઝાઇકમાં બનાવેલીછે. એને એટલું માન બીજા પોપો કરતાં વધતું આપવાનું કારણકે જેટલા પોપ સેંટ પીટર સુધાં થઇ ગયાછે તે સઘળા કરતાં એણે વધતાં ઇયાને ૨૮)* વરસ રાજ કીધું હતું. પાદરીઓની સઘળી પદવીઓ મેળવી રહીને છેલ્લાં કારડીનલ થાયછે તે કારડીનલમાં જે ઘણોજ પઢેલો હોયછે તેને "પોપ"ની જગોપર ચુંટી કાહાડેછે, તેથી પોપ જાતેજ ઘણાં બુધા હોયછે અને ઘણાં વરસ એ હોદ્દો ભોગવી શકતા નથી. એ પુતળું છોડીને એ દેવલનાં ગુંબજનાં હેઠળનાં ભાગપર આવ્યે છીયે, તે ગુંબજ દેખાઇતો ૪૩૩) ફીટ ઊંચો અને તે પર સઘળે મોઝાઇક કામથી સબીઓ ઘણી સરસ ચીતારેલીછે. ગુંબજની હેઠળની દીવાલપર ચારે બાજુ ચાર મોઝાઇકનાં મેડાલીઅનો એ ધરમનાં ઇવેનજેલીસ્ટો (ક્રાઇસ્ટનાં ચેલા) માથ્યુ માર્ક, લ્યુક, અને જોનનાં ૨૮) ફીટની ઊંચાઇમાં બનાવેલાંછે. એની હેઠળ મોટો આલટર આવેલોછે, તેનાં છતરનાં થાંભળા પાન્થ્યનમાંથી પોપ આઠમા અરબેને તેનાં પોરટીકોમાંનું બ્રાંનઝ ધાતુ ઊતારી લાવીને બનાવ્યા હતા. તે ગોળ વળનાં બનાવેલાંછે અને એકેકો થાંભળો ૬૫ાા ફીટ ઊંચો તથા મોટી જાડાઇનોછે. તેમાં ૧,૧૬,૩૯૨) રતલ ધાતુ વપરાઇ હતી, અને તેપર ફકત ધોળ ચઢાવવા પાછલ ૮૫,૦૦૦) રૂપીયા બેઠા હતા. એ હાઇ ઓલટરની સાંમે રંગીન સંગેમરમરનાં કટેરા ભરી લઇને તેની હેઠળ ૧૦) ફીટ સુધી ઉતરવાની સીડી એવાજ પથરોની કીધીછે, અને તે પરથી થઇને તે આલટર નીચે જયાં સેંટ પીટરનાં મુડદાંનો થોડોક ભાગ દાટેલોછે ત્યાં જવાયછે. એ ઘેરી લીધેલો ભાગ એવો તો સરસ અને રંગીન તથા કીમતી સંગેમરમર અને બીજા એવા પથરોનો બનાવેલોછે કે હમો તેની તારીફ કરી શકતા નથી. એ સીડીઓની વચમાં અને પેલી ઘેરની સાંમે પોપ છઠા પાયસનું મોટું સંગેમરમરનાં સફેદ પથરનું પુતળું ગુંઠણમંડીએ બંદગી કરતો હોય તેમ મુકેલુંછે. જયાં સેંટ પીટરનાં મુડદાંનો ભાગ દાટેલોછે તેની ઉપર ક્રાસ પાડેલોછે, અને તેની ઉપર સોનાની પેટી બનાવી મુકીછે, તેમાં ક્રાઇસ્ટને મારયો તે

ક્રાસનું લાકડું મુકેલુંછે, તથા એ કુવા રોકી જગ્યા જેને ધી કોનફ્રેશનલ ઓફ સેંટ પીટર કરી કહેછે તેની આસપાસ સોનેરી ધોળનાં ૮૯) ફાનસો આખી રાત તથા દીવસ બળ્યા કરેછે. એ હાઇ ઓલટરની પાછલ બીજું દીવાનખાનું આવેછે તેમાં સેંટ્સનાં ૧૬) ફીટ મોટાં પુતળાં ગોખલાઓમાં ૧૧) ફીટ ઉંચાં પેડેસ્ટલોપર નંગ ૪) મુકેલાંછે. એ દીવાનખાનું મુકયા પછી બીજો ઓલટર આવેછે. (પેહેલો ઓલટર જે હમોએ આગલ લખ્યોછે ત્યાં પોપ પોતેજ ભણેછે બીજો કોઇ ભણી શકતો નથી તેથી તેને પોપનો ઓલટર પણ કહેછે.) એ જગ્યાને ટરીબ્યુન (Tribune) કરી કહેછે. ત્યાં સેંટ પીટરની ખુરશી (એ ખુરશી જેમ એક રાજો ફલાણાં રાજનાં તખ્ત ઉપર બેઠો તેમ પોપને સેંટ પીટરની ખુરસી ઉપર બેઠો કરી કહેછે) મુકેલીછે, જેને ચાર ૧૭ાા ફીટ મોટાં પુતળાંઓએ ઉંચકી રાખેલીછે, જે પુતળાં દેવલોનાં મુરબ્બીઓ સેંટ ઓગસ્ટીન, એમબ્રોઝ, ક્રીસોસ્ટમ અને એથેનેશીઅશનાંછે. એની ઉપર જાણે આસમાન બનાવ્યું હોય તેમ બ્રાંઝને રંગીને ગંજાવર કદનું સઘળું ગોઠવેલું, અને તેમાંથી સુરજનાં કીરણો પડતાં હોય તેવું કોતરેલુંછે. એ કીરણોનો રઝાલ હવેલીઓનાં ભારવટીયા જેવી મોટીછે, અને તેને માથે કાચની બારીમાં એક કબુતર (જેને એ લોકો હોલીગોસ્ટ યાને પાક રૂહ કહેછે) પાડેલુંછે. એ કોતરકામને ક્રોશચીઅનો ધી ગ્લોરી (The Glory)ને નામે ઓલખેછે, અને તે સઘળું બ્રાંઝપર સોનાનો ધોળ કરીને બનાવેલુંછે. તેમાં ૨,૧૯,૧૬૧) રતલ ધાતુ ખપીછે, અને બરનીની (Bernini) નામનાં મોટા ઉસ્તાદે બનાવ્યું હતું. એ ટરીબ્યુન વાલા ભાગની દીવાલમાં તથા બીજી બધી ગમ ફરતી દીવાલોમાં મોટા ગોખલા કરીને હીંયાંનાં દટાયલા કેટલાક પોપોનાં ગંજાવર કીરતીસ્તંભ મુકેલાંછે, જેઓ ઘણી કારીગીરીનાં અને દરેકની કીમત લખોની થઇછે. એ ઉપરાંત દેવાલોપર અસલ ઉસતાદોનાં હાથનાં ગંજાવર કદનાં એ લોકોનાં ધરમને લગતાં ઓઇલપેનટીંગસ હતાં તેની કોપી મોઝાઇક વરકશમાં કરાવીને તે તસવીરો કાહાડીને તેની જગ્યાપર મુકેલાંછે તે ઘણાં જોવા લાયકનાંછે, અને તે દરેકપર લાખ લાખ ફ્રાંક બેઠા હશે. એ મોઝાઇક કારીગરી પોપ પોતાનાં કારખાનાં રાખીને બનાવેછે, અને તેમાં ૩૦,૦૦૦)જાતનાં જુદાં જુદાં "સેડસ" તથા રંગોનાં પથરો વાપરેછે. પોપસનાં કીરતી સ્તંભોમાં સાતમાં એલેકઝનડરનું સૌથી સરસછે. તેમાં એને મથાળે આદમ કદનું પુતળું બનાવી બેસાડેલોછે, અને તેની આસપાસ સચાઇ, આશા, એકીન અને ધરમ (Truth, Hope, Faith & Charity) નાં પુતળાં કીધેલાંછે. તેઓનાં ઓળાપર કપડું ધાંકેલું હોય તેવો પડદો લાલ પથરનો કરી તેની હેઠળ જમનું પુતળું ભરાયલું પાડેલુંછે, જે પેલો પડદો ઉંચકી પોતાનો હાથ બાહાર કાહાડીને તેમાં રેતીનું ઘડીયાળ ખાલી થયલું પેલા પોપનાં પુતળાંને બતાવીને જાણે જણાવેછે કે હવે તમારો વખત પુરો થયોછે. એ સઘળું ઘણી સરસ કારીગીરીનું બનાવેલુંછે, અને તેની કીમત બેથી ત્રણ લાખ રૂપીયા ઉપરની હશે એમ કહેછે. એ કીરતી આકૃતીઓ પોપસ પોતાને ખરચે મુકાવેછે. એ પ્રમાણે જોતા દેવલની ડાબી બાજુપર ગયા ત્યાં એક બાજુ બારણાને મથાળે એક સાદી મયતપેટી જેવો ચીતાર પાડી તેપર કરોશ ચીતારેલોછે. એ જગ્યાની દીવાલમાં ખાંચો કીધેલાછે તેમાં જે પોપ મરેછે તેનું મુડદું પેહેલાં મુકી રાખેછે, અને જયારે તેની પછીનો પોપ મરેછે ત્યારે પહેલાનું મુડદું કાહાડીને તેને દાટેછે, અને પછી મરણ પામેલા

પોપને તેની પેટી સુધાં હીંયાં મુકી રાખેછે. એ પ્રમાણે એ જગ્યા હમેશાં એક પોપનાં મુડદાંથી ભરેલી રહેછે. હમણાં છેલો પોપ મરી ગયો ત્યારે તેનું મુરદું હીંયાં મુકયું હતું; પણ તેને પોતાની મરજી એવી જણાવી હતી કે મને દાટે તેથી એનું મુરદું હમણાં થોડુંક થયુંજ ત્યાંથી કાહાડીને દાટયુંછે, અને એ જગ્યા પેહેલ વેહેલી ખાલી પડીછે. જયારે હમણાંનો પોપ તેરમો લીઓ મરશે ત્યારે તેનું મુડદું તેમાં રાખી મુકશે. એ દેવલમાં બીજાં મોન્યુંમેનત્સ (કીરતી આકૃતી)છે, તેમાં આપણાં ઇંગ્લાંડ દેશનાં પદભૃષ્ટ રાજા બીજો જેમ્સ તથા તેનો છોકરો તથા છોકરાનો છોકરો જેઓ પ્રીટેનડરસ ( Pretenders ) ને નામે ઓલખાતા હતા તેઓને ત્યાં દાટી તેમના બનાવેલાંછે, તથા બીજા જેમસની રાંણીને દીવાલનો અંદર એક ગોખલામાં સારકોફેગસ બનાવી તેમાં મુકેલીછે (ઓરત લોકોને એ દેવલમાં દાટવાનો હોકમ નથી તેથી તેને દીવાલમાં દાટેલીછે). એ પદભ્રષ્ટ રાજા જેમસે વેલાયતમાં કેથોલીક ધરમ પાછો સજીવન કરવા માંડયો, એટલે તેને રૈયતે ગાદીપરથી ઉઠાડી મુકી ત્રીજા વીલીયમને રાજ આપ્યું હતું તેથી પોપે તેનાં મુડદાંને આટલું માન આપવા ઉપરાંત તેની બૈરીને પણ અહીંયાં દાટવા દીધીછે. એ ઓરત ઉપરાંત સ્વીડન શેહેરની રાંણી અને કાંઉનટેશ મેટીલડા કરીને બીજી બે ઓરતોને અહીંયાં એજ મુજબ દીવાલોમાં પેટીઓ સાથે દાટેલાંછે. એ છેલી ઓરતોએ પોતાની મોટી પુંજી પોપસને ધરમખાતે આપી દેવાથી તેઓનાં મુડદાંઓને પણ હીંયા દાટી માન આપ્યું હતું.

એ જોઇને પછી ધી પાએઝા નાવોના ( The Piazza Navona ) માં આવેલો એક ઘણોજ સરસ ફુંવારો જે અહીંયાં ધી ગ્રાંડ ફાઉનટન ઓફ બરનીની (The Grand fountain of Bernini ) નામે ઓલખાયછે તે જોયો હતો. એ સને ૧૬૪૪—૪૫ સુધીમાં પોપ દસમાં ઇનોસંટ વાસતે તે વખતનાં વખાણાયલા આરકીટેકટ બરનીની ( Bernini ) એ બાંધ્યો હતો. એ ૭૩) ફીટ પોલાણમાંછે અને તેની વચમાં રોક વરક ( ખડક ઉગાડેલા ) ઘણોજ સરસ જાણે કુદરતી હોય તેવોજ કીધેલોછે, અને તેની ચાર બાજુ ચાર ગંજાવર પુતળાં દુન્યાની તે વખતની વખાણાયલી નદીઓ ડેન્યુબ, ગેનજીશ, નાઇલ, અને રાઓઓ ડે લા પલાટા યુરોપ, એશીઆ, આફ્રીકા, અને અમેરીકા ખંડોમાં આવેલી દર્શાવીછે; તથા પેલા રોક વરક જે ગોફાનાં આકારનોછે તેમાંથી સીંહ જાનવર ડોકું બાહાર કાહાડીને પાણી પીતો ઉભો કીધોછે. એ ફુંવારાનાં મથાળાંપર એક ઓબેલીશક અશલ રોમ્યુલનાં સર્કસમાં હતો તે લાવી ઉભો કીધેલોછે. એ ફુંવારો ઉપલી ગોઠવણીથી ઘણોજ સરસ લાગેછે. પેલાં ચાર પુતળાંનાં પગની હેઠળથી ચાર બાજુએ પાણી જાયછે.

**તા૦ ૨૦ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં કેપુસીન મનકશોને લગતુ સેંટ મેરાઆ ડેલા કોનસેત્સ્યોને ( Saint Maria della Concezione ) નું દેવલ જોવા ગયા હતા. એ દેવલ સને ૧૬૨૪માં બાંધ્યું હતું જે બીજાં દેવલો સાથે સરખાવતાં ઘણું સાદું છે, પણ એમાં દશ ચેપલોછે તેમાં તસ્વીરો ઘણી સારીછે. તેઓમાં ઘણાં સરસમાં ગાઇડોરેનીનું રેશમી કપડાંપર પાડેલું ફરેસતો માઇકલ સેતાનને દાબી રાખેછે તે, તથા જીરારડી રેનોડીનું પાડેલું ક્રાઇસ્ટને કાંટાનું તાજ પેહેરાવેછે તે છે. એ જોઇને એ દેવલની હેઠળ એને લગતા કેપુકીન મોનકસોની વોલટ છે તે જોવા ગયા હતા. એ જગ્યાપર છુટ્રા છુટા ઓરડાઓમાં એ મોનકશો મરણ પામેલાનો પેહેલાં જેરૂશલમથી

લાવેલી મોટાડીમાં દાટેછે, અને પાંચ વરસ પછી તેનાં હાડકાં કાહાડીને દીવાલપર અભરાઇ કીધેલીછે ત્યાં પેરીશનાં કેટેકોમ્સની માફક ગોઠવેછે. તેમાં પગનાં મોટાં હાડકાં તથા ડોકાને ગોઠવીને ક્રાસ કીધાછે, પણ ઝીણાં નાધળાં હાડકાંઓની ઘણી ઘણી જાતની આકરતી છત, દીવાલ, થાંભળા ઇત્યાદી સઘળી જગ્યાપર સરસ કારીગીરીની ગોઠવણીથી કીધેલીછે, તથા જેનાં હાડકાં આખાં વગર છુટેલાં નીકલે તેને મંકસનો પોશાક પેહરાવીને ગોખલામાં સુવાડેલાછે. હાલ દશ બાર વરશ થયાં દેવલોમાં દાટવાનું બંધ કીધાથી એમાં હવે નવા મંકસ દટાતા નથી.

એ જોઇને પછી સેંટ મરાયા ડેલી એનજેલી (St. Maria Deyli Angeli) નું દેવલ જોવા ગયા હતા. એ કારઠુઝીશીઅન મંકસને લગતું દેવલ હતું. એ દેવલ સારી રીતે શીંગારેલુંછે. તેની જમીન રંગીન પથરોની મોટી તરાંહની તથા એમાં સારી બનાવતનાં પુતળાં મુકેલાંછે. તેમાં એ કારઠુઝીઅન મંકસનો ટોલો સ્થાપનાર સેંટ બ્રુનો (St. Bruno) નું ઘણું મોટુંછે. એ દેવલનાં અંદરનાં ભાગમાં Transept (જયાં ઓલટર મુકેછે તે જગ્યા) છે તે ૩૦૦) ફીટ લાંબી, ૮૭) ફીટ પોહોલી, અને ૯૦) ફીટ ઊંચીછે. તે ૪૦) ફીટનાં ઊંચા ૧૬) થાંભા ઉપર બાંધેલીછે. તેમાંનાં ૮) થાંભળા અસલનાં વખતનાં ઓરીયંટલ ગ્રાનીટનાંછે, પણ સૌથી સરસ તો સેંટ પીટરનાં દેવલમાં અસલ જે ઓઇલપેનટીંગ્સ હતાં તે કાહાડીને તેને બદલે તેની નકલ મોઝઇક કામમાં કરી તે અસલ હઇઆં લાવી મુકેલાછે તે જોવા લાયકછે. તેમાં વળી નવાઈ જેવું એછે જે પેલાં ઓઇલપેનટીંગ્સ સાથે સેંટ પીટર્સનાં દેવલમાં દીવાલ પર "ફ્રેસ્કોઝ"ના ચીતારો હતા તે પણ તેની પાછલથી ત્રણ ફીટ દીવાલ ખણી લાવીને હીંઆં ગોઠવ્યાંછે. જેમાંનું એકને લાવતાં ત્રણ ટુકડા થઇ જવાથી તેને વલગાવીને મુકયું; પણ બીજું તેની પછી પાંચ ફીટ ઊંડી દીવાલ ખણીને લાવ્યા તે આખું આવ્યું હતું. એ છેલાં પર કાહાડીને લાવવાને તથા પાછો બેસાડવાનો ખરચ ફકત ૭૫,૦૦૦) ફ્રાંક થયો હતો. એ ઉપરાંત એક બીજું પીકચર સ્લેટપર પાડેલું અહીંયાં લાવવા સારૂં ઉખેડતાંજ ભાગી ગયું હતું તેને સમારીને પાછું મુકયુંછે; તેથી તેનાં જેવું બીજું એક પીકચર સ્લેટપર પાડેલું જે ઘણુંજ સરસ કેહેવાયછે તે ઉખેડવા દીધું નહીં અને સેંટ પીટર્સનાંજ દેવલમાં રેહેવા દીધુંછે. (તે એકજ ઓઇલપેનટીંગ શીવાય સેંટ પીટરનાં દેવલમાં બીજુ કશું ઓઇલ પેનટીંગ નથી પણ બધી ગમ મોઝાઇક વરકનાં પીકચરો તથા તરાંહ પાડેલીછે. તે ઉપરથી સેંટ પીટરમાં જેટલો મોઝાઇક વરકછે તેટલો બીજે કેઉ આખા યુરોપમાં નથી.) એ સેંટ એનજેલોનાં દેવલનો ઓલટરછે તેની જમીન ઘણાં ઊંચા ઇજીપશીઅન મરમરની, તથા ઓલટર ખુદ કેલીફોરનીઆનાં આલેબાસ્ટરનો બનાવેલોછે. એનાં ત્રાંનસેપ્ટમાં અહીંયાંનાં કોઇ મહંતે સુરજનાં છાયડાથી ચાલનારાં ઘડીયાલ(સનડાએલ)બનાવીઆંછે. જે સારૂં દીવાલમાં છેક મથાળેથી એક ઝીણું છેદ કીધુંછે, જેમાંથી સુરજનાં કીરણ બરોબર બપોરનાં બાર વાગતે એક લાંબી લીટી જમીન ઉપર દોરેલીછે તે પર પડેછે. એ પ્રમાંણે છેક ઉપરની બાજુપરથી કીરણ પડતાં પડતાં છ મહીનામાં છેક નીચે લીટીની હેડે સુધી જાયછે અને પછી પાછાં ઉપર ચહડતાં આવેછે અને છ મહીને મથાળાંપર તે કીરણનો ગોળાકાર પડેછે. તે ઉપરાંત જયોતીષશાસ્ત્રમાં એ "મંક" (મહંત) ઘણો હુશીયાર હોવાથી જમીન ઉપર બીજે એને લગતાં ગોળાકારો ગણુતરીઓનાં પાડેલાંછે તે ઉપરથી આસમાનની ચાલની ગણતરી માલમ પડેછે.

એ જોઇને પછી સેંટ મરાયા મેજોરી (Saint Maria Maggoire)નું દેવલ જોવા ગયા હતા. એ દેવલ અતરેનાં પાંચ મોટાં દેવલો જેને બાશીલીકા (Basjlica) કરી કહેછે તેમાંનું એકછે, અને ઘણું મોટું બાંધેલુંછે, તથા આખા રોમમાં શું પણ આખી દુન્યાનાં ક્રીશ્ચીઅન દેવલોમાં જુનું કહેવાયછે. એમાં પણ સેંટ પીટરનાં દેવલની માફક જુબીલીનું બારણું બંધ કરી રાખેલુંછે. એ દેવલ બંધાવા વીશે કહેછે કે વરજીન મેરીએ પોપ લાઇબીરીઅસ અને જોહાનીસ કરીને એક ઉમરાવનાં સ્વપનામાં આવીને કહ્યું કે આવતી કાલે સવારનાં જે જગ્યાપર બરફ પડેલો જોવો ત્યાં મારે નામનું દેવલ બાંધજો, તે પરથી એ દેવલ સને ૩૫૨—૬૬ સુધીનાં શાલમાં બંધાવ્યું હતું. એ દેવલમાં ત્યારપછી ઘણી વખત ફેરફાર થયોછે, પણ "નેવ" અને થાંભળાઓ હજુ તે અસલ દેવલનાંજ મરમરનાં તથા તે વખતનું મોઝેઇક કામ પણ થોડું ઘણું સલામતછે. એ દેવલ બધું તદન રંગીન સંગેમરમરનાં પથરનું સણગારેલુંછે, તથા એને એક ટેકડી ઉપર બાંધવાથી ઘણી સીડીઓ ચહડીને ઉપર જવાયછે. એ ૨૭૩) ફીટ લાંબો અને ૫૭) ફીટ અંદરથી પોહોળોછે. એનાં ૪૨) મોટા થાંભળાઓછે, જેમાં ૩૯) મરમરનાં છે. એનાં હાઇ ઓલટરની હેઠળ સેંટ મેહ્યુને દાટેલાછે. તેની સાંમે "કનફેશનલ" સેંટ પીટર્સનાં જેવો રંગીન મરમરનાં ઉંચા કીમતી પથરનો જેમાં જાસ્પરનાં પથરનાં નાંધળા કટેરા તથા પોરપોરા, લેપીસલેજુલી, એમેકીશટ, એગેટ, આમંડ સ્ટોન, (એમાં બદામનાં જેવી તરાંહ આવેછે) ગીલીટ સ્ટોન, શીડ સ્ટોન, લીલો, પીલો, કાળો, સફેદ ઇત્યાદી જાતનાં મારબલોનો બનાવેલો અને ઘણો જોવા લાયકછે. એ દેવલમાં ફરતાં ચેપલોછે તેમાં પોપ નવમા પાયસ (જે છેલો પોપ હતો) નાં કુટંબીઓનું ચેપલછે. અહીંયાં એવો રેવાજછે કે મોટા ખાનદાનનાં લોકો આગલ ઘણાં દેવલો પોતાનાં કુટુંબો સારૂં જુદાં બાંધતા હતા, તે અટકાવવા સારૂં એવાં મોટાં દેવલોમાં તેઓને એકેકો ચેપલ જગો વેચાતી લઇને બાંધવાનું ઠેડવ્યું હતું, તેથી દેવલોનાં ચેપલો જે મંડપની બાજુપર બાંધેલાં હોયછે તે જુદાં જુદાં ખાનદાનનાં બાંધેલાછે, અને તેમાં તેઓ દટાયછે તથા તેની અંદરનું ભણતર સરવે તેઓનાં ખરચે ચાલુ રહેછે. એ પોપ નવમા પાયસનું ચેપલ અતીઘણું સણગારેલું અને તેની દીવાલો કીમતી પથરોથી જડી લીધીછે, પણ એ જગ્યે પોપ દટાયો નથી. જયારે વીકટર ઇમેન્યુઅલે રોમ લીધું ત્યારે હોકમ કીધો કે પાદશાહી ખાંનદાન તથા પોપ શીવાય બીજું કોઈ પણ દેવલમાં દટાય નહીં તેથી એ પોપ કે જેની ખુશી પેહેલાં અહીંયાં દટાવાની હતી તેણે મરતી વખતે પોતાને એ દેવલમાં દાટવાને ના કહ્યું, અને બોલ્યો કે જયાં મારી રૈયત દટાય ત્યાંજ હું દટાઉ કરીને ગામની બાહાર ઘોરસ્થાનછે ત્યાં દટાયલોછે. એનાં ચેપલની સાંમે પોપ પાંચમાં સીકસ્ટનું ચેપલછે ત્યાં તેને દાટેલોછે. એ પોપને વાસતે અતરે કેહેવતછે કે એણે પાંચ ચેપલો, પાંચ મોહોલા, અને પાંચ ઓબેલીસ્કો બાંધ્યાં તથા પાંચ શાહજાદાઓને ગરદન મારયાં હતા. એ પોપ પેહેલાં જાતે ભરવાડ હતો પણ ઘણો ચંચલ હોવાથી પોતે પાદરીનો ધંધો લઇ વધતો વધતો કારડીનલનાં ઓહ્દાપર આવ્યો હતો. તે વખતે એ પોતાની પવીત્રાઇ અને અપવાસથી એટલોતો નબલો થઇ ગયો હતો કે તેનું બદન વાંકુ વલી ગયું હતું. એ પ્રમાણે ઘણાં વરસો સુધી રહયો હતો, પણ જયારે એની આગલનો પોપ મરી ગયો ત્યારે તેને ઘણો પાખ અને બુઢો માણસ જાણી

બધા કારડીનલ્સ મળીને પોપ કીધો. ને ધારા પરમાણે સેંટ પીટરની કુંચી તેની આગલ ગાદીપર મુકીને લાવ્યા કે હવે પોપ દાખલ તેનો રખેવાળ એ થયો. તે વખતે બીજા કારડીનલ્સ શું જોયછે કે તેવણુ જે ઘરડા અને વાંકા વલી ગયા હતા તે ટટારબંગ સીધા થાઇને પેલી કુંચી હાથમાં લેઇને ઉભા થયા! જેનું કારણ કારડીનલ્સે પુછવાથી તે બોલ્યો કે આટલાં વરસ થયાં હું વાંકો વલીને સેંટ પીટરની કુંચી સોધતો હતો તે હવે મને પાઇછે તેથી તેને શોધવા સારૂં હવે વાંકું વળી રેહેવાની કાંઇ જરૂર નથી. એ પરમાણે આટલાં વરસોથી વાંકોને વાંકો ચાલ્યા કીધો તે પરથી એ કેવા ઠરાવનો માણસ હોવો જોઇયે તે વીચાર કરવો. એ પોપ થવા પછી એણે ઘણાં સારાં કામો કીધાં હતાં, અને રોમની બાહાર રેહનારા લુતારા ( Brigands ) જેઓથી રોમ આવતાં જતાં લોકોને હેરાણ ગતી ઘણી પોહોંચતી હતી તેઓની છુપી જગ્યા પોતે ઘાસ વેચનારના લેબાસમાં ફરીને શોધી કહાડી પોતાનું લશ્કર ત્યાં મોકલી તેઓને તારાજ કીધા હતા. તે શીવાય એણે રોમને સારૂં બીજાં ઘણાં સારાં કામો કીધાં હતાં. ઉપર લખેલા પાંચ પ્રીન્સો જેઓ રૈયત ઉપર ઘણો જુલમ ગુજારતા હતા, અને ધારાની દરકાર નહી કરતા હતા તથા જેઓનાં ખાનદાનથી પોપ વટીક બીહીતા આવ્યા હતા, તેઓને પેહેલાં ચેતવણી આપયાં ઉપરાંત પણ તેઓએ દરકાર નહીકરતાં તોફાન કરયાં કીધાં, અને ઘણાં માણસોનો જીવ વટીક ગયો ત્યારે એણે હીમતથી તેઓને પકડાવી મંગાવી ઇનસાંફ કરાવી ગરદન મરાવ્યા હતા, જેથી તે ખાંનદાનનાં કારડીનલસ હતા તેઓએ એને હરશથી તોરામાં જેર સુંઘાડી મારી નાખ્યો હતો. એનું ચેપલછે તેનાં ડોમ ઉપર હજારો મોહોડાંની તસવીરો ચીતારીછે, અને બીજી બધી રીતે ઘણો સરસ સણગારેલોછે, તથા પેલા ચોરોને તારાજ કીધા તેઓનાં ડોકાં એનાં જેનરલો લાવ્યા હતા તેનાં ઓઇલપેનટીંગનાં ચીતાર દીવાલ ઉપર કીધેલાછે. એ પ્રમાણે એ દેવલમાં છ પોપ દટાયલાછે, તેઓનાં મોન્યુમેનટ્સ (કીરતી આકૃતી) ઘણાં જોવા લાયકછે. દેવલની છત ઘણીજ સરસ રીતની ઘોળ ચઢાવેલી જે સ્પેનનાં પાદશાહ પાંચમા ફીલીપે અમેરીકામાં કેલીફોરનીઆથી પેહેલું સોનું સત્તરમી સદીમાં આવ્યું હતું તે પોપને આપયું તેની કીધેલીછે, અને હજુ તે ઘણી સારી હાલતમાં જાણે નવી કીધી હોય તેવી દીસેછે. એ કીમતી ભેટ સારૂં એ પાદશાહનું મોટું પુતળું બ્રાંઝનું એ દેવલમાં મુકેલુંછે. એ દેવલ એકુવીલાઇનની ટેકડી ઉપર બાંધેલુંછે.

તે જોઇને પછી વેટીકન મેહેલની પીકચર ગેલેરી જોવા ગયા હતા. એ પીકચર ગેલેરીમાં સેંટ પીટર્સનાં દેવલપર જતાં જમણાં હાથપરનાં કોલોનેડ પરથી જવાયછે. તે ઉપર જવા સારૂં ઘણી સીડીઓ ચહડવી પડેછે. તે સીડીઓ તથા આસપાસનાં થાંભળાઓ સઘળું સંગેમરમરનાં પથરનું હોવાથી ઘણું શોભેછે. એ પીકચર ગેલેરી સને ૧૮૧૫ માં પોપ સાતમા પાયસે ફ્રેંચનો શેહેનશાહ નેપોલીયન જે રોમનાં દેવલોમાંથી ઊંચી તસવીરો ઉઠાવી લઇ ગયો હતો તે પાછી મલી તેને રાખવા સારૂં બનાવી હતી, અને ત્યારપછી તેમાં ઘણો વધારો કીધો હતો, તથા એ હમણાં બોરગીજી કુટંબની પીકચર ગેલેરીછે તેથીજ ઉતરતી ગણાયછે, પણ વખણાયલા ઉસ્તાદોને હાથનાં ચીતારોમાં તથા કીમતની બાબદમાં સઘળાંથી સરસછે. પેહેલાં હાલનાં જમાનાનાં કારીગરોનાં હાથનાં પીકચરોનો ઓરડો આવેછે, જેમાં મધરાજ શેહેરમાં સેંટ ટામસ લોકને ક્રીસ્ચીઅનીટીમાં વટલાવવા સારૂં ગયો

હતો તેને ત્યાંનાં એક રથી રાજાએ મારી નાંખ્યો તેની સબી ઘણી સરસ ઉતારેલી છે, જેમાં બ્રાહમણો તથા રાજાનાં ચોબદારો ઇત્યાદી હીંદુસ્તાનની પાદશાહી દરબારોને મલતું બરોબર ઉતારેલું છે. જોયા મલે એનો પાડનાર હીંદુસ્તાનમાં ઘણાં વરસ હોવો જોઇયે. સેંટ ટામસને રાજાની સાંમે ઉભો રાખેલોછે, જે રાજાને એક બ્રાહમણ હાથની ઇસારતથી હોકમ કરેછે કે તે સેંટને મારેછે, તથા તેની આગલ બીજા બે હીંદુસ્તાની વતળી ગયા હશે તેમનાં હાથ બાંધીને ગુંહણ મંડીયે રાખેલાછે. એક ઓરડાને ધી હોલ ઓફ કનસેપશન (The Hall of Conception) કરીને કહેછે. તેમાં બધાં પીકચરો દીવાલોપર નવમાં પાયસ કરી છેલા પોપે વરજીન મેરીને ઓદાએનાં પેટનાં મહીના રહયા હતા અને માણસનાં નહીં એમ સને ૧૮૫૪ માં નકી કીધું તેની યાદગારીમાં બનાવેલોછે. તેપર કારડીનલોના મીબાવડા તથા તેનો ઢંઢેરો ઇત્યાદીની સબીઓ ચીતારેલીછે. એક ઓરડાને "ઇશટેનઝી ઓફ રેફ્લ" કરી કહેછે, તેમાં રાફાયલનાં હાથનાં પાડેલાં પીકચરો તથા દીવાલોપરની તસવીરોછે. તેમાં એક પીકચર ફીલસુફ્નું કહેવાયછે, જેમાં દુન્યાંમાં બધા વખણાયલા અસલી ફીલસુફો પાડેલાછે, તેમાં આપણાં જરથોસ્ત પેગમબરનેબી હાથમાં આશમાની ગોળો આપીને ઉભા રાખેલાછે, અને તેને વાસતે પુછતાં તેવણ ઘણાં મોટા જયોતીષશાસ્ત્ર જાણનારા (Astrologer) દાખલ ત્યાં ઓલખાયછે. એક હૉલનું નામ Loggio of Raphael કરીનેછે, તેમાં એ ઉસ્તાદનાં ચેલાઓનાં હાથની એની ડારેલી કારીગરી પેરથી પાડેલાં પીકચરો મુકેલાંછે. બીજો હૉલ કોનસ્ટેનટાઇન કરીને છે, તેમાં એ શેહેનશાહની તવારીખને લગતાં ચીત્રોછે. એ હૉલની પાસે એક માટી ગેલરીછે તેનું બારણું બંધ હતું, પણ બોખંડની ગરાડીમાંથી હમો તે જોઈ શકયા હતા, તેમાં પોપને મલવા આવનારાઓનો મેલાપ ઓરડો કીધેલોછે, જયાં હારબંધ ખુરશીઓ મુકીછે, અને લાલ પડદો એક નાંકે કીધેલોછે તેમાંથી પોપ આવી તેઓને આશીરવાદ દેઇ મુલાકાત લેછે, જે વખત સઘળાઓને ગુંઠણ મંડીયે પડવું પડેછે પછી તે ગમે તો પોપને માનતો હોય ઇયા નહીં. એ ગેલરીની દીવાલો તથા છત વટીક ચીતારી નાખેલીછે અને જરા પણ જગ્યા બાકી રાખી નથી. એ મુજબ જોતાં જોતાં રાફાએલનાં ચીત્રવાળા ઓરડામાં ગયા, જયાં એ ઘણીનાં બનાવેલા સૌથી સરસ ચીત્રો મુકેલાંછે. હમોએ આગલ કહેલુંછે કે રાફાયલનાં એક ચીત્ર માટે બે કરોડ રૂપીયા અંગ્રેજ સરકારે આપવા કહયા હતા, તે "ટરાનશફીગયુરેશન ઓફ ક્રાઇસ્ટ" (Transfiguration of Christ)વાલું પણ હીંયાં મુકેલું છે, જેની તારીફ લખવાની હમો કશી જરૂર જોતા નથી. એ એનું છેલું ચીત્ર હતું અને તે બનાવતા બનાવતાં મરી ગયો હતો. એ ચીત્રમાં તસ્વીરો પાડેલીછે તેમાં એની રાખેલી ઓરત ફારનીરીનાંની સબી પણ ચીતારેલીછે. રાફાયલ પોતે પરણેલો નહીં હતો, પણ આએ ઓરત ઉપર તેનું અત્તીઘણું હેત હતું, તેથી જેબી સબી તે ઘણી સરસ ચીતારતો તેમાં તેણીનું મોહોડું પાડતો હતો. એ વખણાયલા પીકચરની સાંમે ડોમીનીસીનો (Dominicino)નું ચીતારેલું સેંટ જેરોમને મરતી વખતે કમ્યુનીઅન આપયું તેનું પાડેલુંછે. તે પણ ઘણું સરસ પાડેલું હોવાથી તેને આવા ઉસ્તાદનાં પીકચરની બરોબરીનું ગણી તેની સાંમે માન દાખલ મુકેલુંછે. એ સેંટ જેરોમ જંગલમાં એકલો રહીને બંદગી કરયા કરતો હતો તથા-

ત્યાંજ કાંઇ વનસ્પતી ખાઇને જીવવાથી ઘણોજ લેવાઇ ગયો હતો, તે મરણ કાંઠે આવ્યો ત્યારે બીજાઓ તેની આગલ મરતી વખતની છેલી ક્રીયા (Last Communion) કરવા આવ્યા જેમાં એક પાદરી હાથમાં એક નાંધળી આટાની બનાવેલી ટીંટણી (Holy Wafer) ખવાડવા જાયછે, તેટલાંમાં તે મોહોડું આ કરીને જીવ પરવરદેગારને સોંપેછે, અને તેનું પડતું દીલ બીજાઓ ઉંચકી રાખેછે તે વખતે એની આંખ મોતની વખતે જેમ ઝાંખી પાણી જેવી તથા મોહોડું ફીકું તથા અંગ ઢીલું પડી ગએલું, ચીત્રેલું છે. એ શીવાય બીજા ઓરડાઓમાં ઘણાં પીક્ચરો જોવા લાયક ઉસ્તાદો જેવાકે માઇકલ એનજેલો, કારવેજીઓ, ગ્વનીવેજીઓ, ગાઇડોરેની, પીરૂજીનો ઇત્યાદી ઇટાલીઅન ઉસ્તાદોને હાથનાં ચીતારેલાંછે, જેની વીગતો લખવાને હમો તદન અશક્ત છઇયે.

એ જોઇને પછી અતરેનાં મોટાં દેવલો (Basilica) માનું એક મોટું દેવલ (St. Paols Fuori le Mura) કરીને છે તે જોવા ગયા હતા. એ દેવલ સને ૩૮૮ નાં શાલમાં પેહેલું બંધાયું હતું, પણ વારાફરતી આગમાં ખરાબ થઇ જવાથી તેને ફરીથી ફેરફાર કરીને છેક છેલું ૧૮૫૪ માં તૈયાર કરી ઉઘાડવાની ક્રીયા છેલા પોપ નવમાં પાવસે કીધી હતી. તેને અત્તીઘણી સરસ રીતે સણગારેલું છે. એની અંદરના ભાગમાં જાત જાતનો તદન સંગેમરમર વાપરેલોછે અને મંડપ ૧૩૦) વાર લાંબુ અને ૬૫) વાર પોહોલું મોટા થાંભળાઓપર ઉભુ કીધેલું છે, તેથી એની બાંધણી તદન જુદી જાતની તથા ઘણી ભભકદાર લાગેછે. એ મંદપની આંસપાસ ફરતી ચાલ રાખેલીછે તથા તે બધાંનાં મથાળાંપર અતરેનાં થઇ ગયલા સઘળા પોપોની (૨૬૧ પોપો) પાંચ ફીટ મોટી તસવીર સેંટ પીટરથી તે હમણાનો પોપ તેરમો લીઓ સુધાની પાડેલીછે. એનાં ૮૦) થાંભળાછે, અને તે ગંજાવર કદના આખા ગ્રાનીટનાં બનાવેલાછે. એનાં ઓલટરનાં ૪) થાંભળા ૩૦) ફીટ ઉંચા એક એક આલબાસ્ટરનાં આખાં પથરનાં તથા ઓલટર માલેકાઇટ પથરની પોપરીઓનો બનાવેલો, તેમજ દેવલનાં મંદપની લાદીઓ સંગેમરમરનાં પથરને આરસી જેવા સાફ કરીને જડેલીછે, જેથી બારીઓ તથા થાંભળાઓનો ઓળો પણ પડેછે, તેથી તથા તેની આસપાસનાં થાંભળાઓ તથા તેની ઉપરની કોરમાં પોપની સબીઓ તથા ધોળની છત સો આપણે એક બાજુપર ઉભા રહીને જોઇયે તો ઘણોજ ભભકદાર રોણક આપેછે. એવો સરસ મંડપ કોઇજ વખત આપણાં દીઠામાં આવેછે. એ મંડપની બાજુપર ફરતી ચાલછે તેને મથાળે વીસ બારીઓમાં એપોસ્ટલસ તથા પેગમબરોની તસવીરો રંગીન કાચની મોટી બનાવીને મુકેલીછે. ઓલટર એ મંડપને નાંકે આવેલોછે. તેની સાંમે બીજાં મોટાં દેવલોની માફક "કોનફેશનલ" આવેલોછે તેમાં ઓલટરની હેઠળ સેંટ પોલને દાટેલોછે. એ કોનફેશનલ પણ બીજાઓની માફક કીમતી રંગીન પથરાઓનો બનાવેલોછે. ઓલટરની પછવાડે બીજો મોટો આરકટેરો મંડપછે, ત્યાં પોપને સારૂં ખુરસી રોકું તખત બનાવીને ગોઠવેલું છે, જયાં તે આ દેવલમાં વરસમાં બે ત્રણ વખત ક્રીયા કરવાને આવેછે ત્યારે બેસેછે. એ તખતનાં મથાળાંપર તેરમી સદીનો વખતનો એ દેવલનો થોડોક ભાગ આગમાંથી બચેલો હજુ સલામતછે. તે ઉપરનું મોઝેઇક કામ ઘણું સરસછે. એ જગ્યાપર દીવાલમાં છ મોટી તસ્મતીઓ જેઓએ આઆ દેવલ પાછું બાંધવા સારૂં નાણાંની મોટી રકમો આપીહતી તેઓનાં નામો

કાતરીને મુકેલીછે. એ ઉઘરાણું તથા પોપોના ખરચથી આએ દેવલ આઠ ક્રોડ રૂપીયા ખરચાઇને તૈયાર થયું હતું એમ કહેછે, અને હજુ એનો આગલો ભાગ (Facade) તૈયાર થયો નથી. તે સારૂં છેલાં પોપ પોતાનાં વખતમાં ૨૦) લાખ ફ્રાંક યાને ૮) લાખ રૂપીયા જુદા કાહાડી ગયોછે તે હમણાંની સરકારે પોતાને હસતક લઇને બાંધેછે, જે તદન સંગેમરમરનાં મોટા પથરો તથા થાંભળાઓનો બંધાયછે, તથા દરેક થાંભળાનાં મથાળાંપર નકશીની અંદર માણસોનાં ડોકાં કોતરેલાં દીસેછે. એ ફાસેડ (મુખડા) પર આખું મોઝઇક કામ કરવાનાછે, જેનો થોડો વચમેનો ભાગ તૈયાર થયલો હમોએ જોયો તે ઘણો સરસ દીસેછે; તેમાં ક્રાઇસ્ટ સેંટ પીટર અને પોલને વચગાં બેસાડેલાછે અને તેની બાજુપર જરૂસલમ તથા બેથલીહમનાં શેહેરો ચીતારેલાંછે. એ મુખડાની સામે એક મોટો ચોક ઊંચી દીવાલોથી ભરી લેછે, તેમાં સંગેમરમરનાં થાંભળાનો વચમાં ગોખલા કરીને તેમાં સેંટસનાં પુતળાં મુકવાનાંછે જેથી એ દેવલ ઘણુંજ ભપકાદાર થશે, અને મોહોટાઇમાં નહીં પણ ખુબસુરતીમાં સેંટ પીટરનાં દેવલની બરોબરી કરી શકશે. એનાં બંધાવનાર બે પોપ, તેમાં સોલમાં ગ્રેગરીનું પુતળું હાલ તૈયારછે, તથા નવમાં પાયસનું બનાવેછે, ને બેહુ ગંજાવર પુતળાં એ દેવલની અંદર મુકવાનાછે. એ દેવલને લગતો કલોઇસ્ટર (Cloister) જે એક ફરતા ચોકની માફક બાંધો લીધેલાછે તેનાં થાંભળા આસરે ૪) ફીટનાં મોટા જાત જાતનાં બનાવેલાછે. એમાંનો મોટા ભાગ ભાગી ગયલો હોવાથી તેને બદલે નવાં અમસથા સાદા બનાવીને મુકયાથી તેનો દેખાવ ઘણો બગાડી નાખેલાછે, તથા તે જગાની ઉપર જુની ઘોરો પરનાં કોતરકામનાં પથરા એકઠા કીધેલાછે.

**તા૦ ૨૧ મી અકટોબર ૧૮૮૧—** આજે સહવારનાં સેંટ પીટર ઇન વીનકુલી (St Pietro in Vinculi) કરીને બેશીલીકા ચર્ચછે તે જોવા ગયા હતા. એ દેવલમાં સેંટ પીટર કેદ હતો ત્યારે બાંધેલી શાંકળ વેલનટીનીઅન શેહેનશાહની ઓરત યુડોકશીઆએ મુકેલીછે તેથી તેનું નામ સેંટ પીટર (In Vinculi) સાંકલમાં (પડેલો) કરી આપેલુંછે. એ દેવલ કાંઇ ઘણું જોવા લાયક નથી, પણ એની અંદર માઇકલ એનજેલોએ મુસા પેગમબરનું પુતળું બનાવી મુકેલુંછે તે ઘણું સરસ અને જોવા લાયકછે. તેનાં હાથોની નસો તથા આંગનાં ડંડ સ્નાયુઓ જેમ જીવતાં માણસોની ચામડીમાંથી દીસે તેવી રીતે કોતરેલાંછે. એ અસલ બીજા જુલીઅસ પોપનાં મોન્યુમેનટ પર મુકવા સારૂં બનાવ્યું હતું, અને તેની સાથે બીજાં ૩૦) પુતળાંઓ એ કીરતી આકાર સંપૂર્ણ કરવા બનાંવાનો હતો; તેટલાંમાં વખત ફરી જવાથી એ અધુરૂં મુકયું હતું. તેની સાથનાં એક બે પુતળાં હાલ પેરીશનાં લુવરનાં મેહેલમાં મુકેલાંછે. એ પુતળું માઇકલ એનજેલોની વખાણાયલી કારીગીરી ગણાયછે.

એ જોઇને પછી શકાલા સેંટા (Scala Santa) ઇયાને પાક સીડી કરીને છે તે જોવા ગયા હતા. એ સીડી ૨૮) સંગેમરમરનાં ટપ્પાની એક ઊંચા બાંધેલા દેવલમાં મુકેલીછે, જેને વાસતે કહેછે કે અસલ તે જેરૂસલમમાં પાઇલેટનાં ઘેરમાં હતી અને તેપરથી ક્રાઇસ્ટ ચહડી ગયો હતો. તેને ત્યાંથી રોમમાં કોનસ્ટેનટાઇનની માય સેંટ હેલીના લાવી હતી. એની ઉપર હીંયાનાં કેથોલીક લોકો ગુડંણુ મંડાયે પડીનેજ ચહડેછે. પોપ વઠીક એ પ્રમાણે તે ઉપર ચહડેછે અને દર સીડીએ બંદગી ભણેછે. એ સીડી ઘણાં જણાં ચહડેછે તેથી ઘસી જવા આવ્યાથી તેની ઉપર

લાકડાંનું કવર કરીને તેની કોરો ફક્ત દેખાઇતી રાખીછે. જ્યારે હમો ગયા ત્યારે પણ થોડાક જણાં ગુઠણુ મંડીયે પડીને ચહડતા હતા, અને એક સીડીનાં ટપા ઉપર થોભી કાંઇ બંદગી બોલીને બીજા ટપા પર જતા હતા. જેઓને એ પ્રમાણે ઉપર નહી ચહડવું હોય તેઓ સારૂં તેની આસપાસ દેવાલ ભરીને બીજી સીડીઓ બેહુ ગમ બાંધેલીછે તે રસતે સઘળાઓ પાછા ઉતરેછે. ઉપર એક નાધણું જેવું ચેપલ બાંધેલુંછે, જેમાં પોપ શીવાય બીજા કોઇથી જવાતું નથી પણ તેની બારીઓ ગરારની આલી હોવાથી અંદરનો ભાગ જોઇ શકાયછે. એ જગ્યાને Sanctum Sanctorum ઇયાને પાકની પાક જગ્યા કરીને કહેછે. ત્યાં એક સાદો ઓલટર તથા પોપને બંદગી કરવા સારૂં ગાદી મુકેલીછે તે શીવાય બીજું કશું જોવા લાયક નથી. પોપ શીવાય બીજાઓ આવે તેઓ સારૂં તેની બાહાર બીજો ઓલટર કીનેલોછે ત્યાં તેઓ ભણેછે. એ દેવલ અસલમાં પોપનાં "લેટરન" મેહેલને લગતું હતું, અને તે મેહેલનો એટલોજ ભાગ હાલ સલામતછે. તે સને ૧૨૭૮ માં પોપ ત્રીજા નીકલસ સારૂં કોસ્મોસ ખાંનદાનનાં કોઇ નબીરાએ બંધાવી આપ્યો હતો.

એ જોઇને એનીજ પાસે "સેંટ ગાએવોની ઇન લેટરએનો" કરીને દેવલછે તે જોવા ગયા હતા. એ દેવલ ઘણું જુનું બંધાયલુંછે, પણ ધરતીકંપથી અને જુનું થવાથી વારા ફરતી પડી જવાને લીધે મરામત કરયા કરી હતી તથા નવેસરથી પણ બંધાવ્યું હતું. તે સને ૧૩૬૦ માં આગમાં ફરીથી બલી જવાથી પોપોએ તે પાછું બંધાવ્યું, જે હાલ સલામતછે. એનો બાહારનો એટલો ૧૭૪) ફીટ લાંબો અને ૩૩) ફીટ ઉંડોછે, તથા અંદરનો નેવનો ભાગ ૪૨૬) ફીટ લાંબો અને તેની અંદર બે ગમથી બાર મોટા થાંભળા ઉભા રાખેલાછે. એ થાંભળાઓની વચમાં ગોખલા રાખીને બાર એપોશલસનાં પુતળાં ૧૨) ફીટ મોટાં મુકેલાંછે, જે બારોમીની કરીને મોટા ઉસતાદને હાથનાં બનાવેલાંછે. એ ગોખલાઓની આસપાસ બબે થાંભળા કરી તેમાં કાળા સંગેમરમરનાં પેડેશટલો ગોખલામાં મુકીને તેપર પુતળાં ઉભાં રાખી મથાળે બાહારથી છતર કીધુંછે, તથા જમીન રંગીન મોઝેકવરકની કીધાથી એ દીવાનખાંનું ઘણું સોભેછે. એની છત પણ ઘણી સરસ બનાવેલીછે. એનાં ઓલટરની હેઠળ કોનફેશનલછે તે બીજાં મોટાં દેવલોની માફક કીમતી પથરોનો બનાવેલો, અને ત્યાં પોપ પાંચમા મારટીનનું બરોનઝનું પુતળું મુકેલું તથા એ ઓલટરની હેઠલ સેંટ પીટર તથા પોલનાં ડોકાં તેમની બકાત ઇધાણી દાખલ મુકેલાંછે. એ ઓલટરની સામે પોપ શીવાય બીજા કોઇથી Mass ભણાતો નથી. ઓલટરના પાછલા ભાગ (Tribune) ને હજી સમારેછે તેથી તેને ધાંકીને તેને બદલે કનતાન પર રંગ કરી પાછલ દેવાલ હોય તેમ બનાવેલુંછે. એની આસપાસનાં ચેપલોછે, તેમાં પેલો પૈસાદાર તમાકુવાલો પ્રીન્સ ટોરલોનીઆએ પોતાનાં ખાંનદાન સારૂં રાખેલો એક ઘણોજ સરસ રીતે કીમતી પથરોથી દીવાલ તથા જમીન સુધાં સણગારેલોછે. બીજો ચેપલ કોરશીની (Corsini) ફેમીલીનોછે જેનાં ખાંનદાન માંહેથી પોપ બારમો કલેમેનટ થયો હતો. તે લોકોએ ચેપલ પોતાનાં ખાંનદાનમાં એક મોટા બીશપ સેંટ એનડ્રુ કરી થઇ ગયો હશે તેને અર્પણ કીધેલુંછે. એમાં એ બારમાં કલેમેનટને દાટેલોછે. તેનું મોન્યુમેનટ ઘણું સરસછે અને તેની આસપાસ મીતહારપણું, ડાહપણ, ઇનસાફ અને જોર (Temperance, Prudence Justice and Strength) નાં પુતળાં ઉપરાંત બીજાં થોડાંએક મોન્યુ

મનટશ્રા મુકેલાંછે. એની દીવાલ તથા જમીન સઘળું રંગીન કીમતી પથરનું બનાવેલું તથા એની હેઠળ એક ભોંયરૂં કીધેલુંછે તેમાં એ ખાંનદાનનાં ઘણાં જણાંને દાટેલાછે. પેલા સેંટ એનડ્રુને દાટેલાછે તેની ઉપર એક આલટર કરી તે ઉપર ક્રાઇસ્ટ અને તેની માનું પુતળું ઘણીજ સરસ બનાવતનું મુકેલુંછે, જયાં અંધારૂં હોવાથી તેની ઉપર લાઇટ બળતી રાખવાથી અને તે સફેદ કરારા મારબલનું બનાવેલું હોવાથી તેની અસર અત્તીઘણી સરસ લાગેછે. એ ચેપલની ઉપરનો ડોમછે તે ઉપર ફુલોની તરાહ બધી ગીલીટની કીધેલીછે.

એ સઘળું જોઇને પછી ડોરીઆ (Doria) ખાંનદાનની મેહેલની પીકચર ગેલરી જોવા ગયા હતા. એ મેહેલ બીજા મેહેલોનાં જેવો મોટો અને પથરોનો બાંધેલોછે. તેની વચમાં એક ચોક રાખેલોછે અને ઉપર જવા સારૂં મારબલની સીડીઓછે, ત્યાંથી પીકચર ગેલરીમાં જવાયછે, જયાં ઘણી ઉંચી જાતનાં ચીત્રો તથા પુતળાં ઉસ્તાદોને હાથનાં બનાવેલાં તથા જુની સારકોફેગસ ઘણાં નકશીનાં તથા પુતળાંનાં કોતરકામનો બનાવતોનાં એકઠાં કીધેલાંછે. ચોકને મથાળે ફરતી ગેલરીપર પણ એવાં પુતળાં તથા જુના વાઝીસ ઇત્યાદી મુકેલાંછે જે ઘણું વખાણવા લાયકછે, પણ હમો વીગતો લખી શકતા નથી. ત્યાં હમોએ પેહેલવેહેલી રેશમી તથા કસબમાં ભરેલી ટેપેસ્ત્રી વરક જોઇ હતી જે ઘણી જુની હોવાથી કસબનાં દોરા અલગા થવા છતાં હજુ ઘણી સારી રીતે તેની બનાવત દેખાડેછે.

એ જોઇને અસલનાં રોમનસ જેઓ મુરતીપુજક હતા તેઓ પોતાનાં મુડદાં બાલી તેની રાખને વાસણમાં ભરીને જમીનમાં મુકતા હતા તે જોવા ગયા હતા. એ જગ્યાઓને એ રાખ મુકવાનાં ગોખલાઓને લીધે Columbaria ઇયાને કબુતરનું ઘેર કરીને નામથી ઓલખેછે. એ રાખ મુકવા સારૂં જમીનની અંદર ઓરડા મોટા બાંધી લઇને તેમાં કબુતરનાં ઘેરનાં ખાંચા માફક ખુલ્લા ગોખલા રાખેછે. એવા ૨૨૫) ગોખલા એક ઓરડામાં હમોએ ગણ્યા હતા જે હારબંધ એકેકની ઉપર નવ થડ સુધી કીધેલાંછે. એ ગોખલાઓમાં બે ખાંચા કરી તેમાં કુંડાંનાં જેવાં મટોડીનાં વાસણો જડી લીધેલાંછે, તેમાં એકમાં ઓરતોની અને બીજામાં મરદોની રાખ નાખતા હતા. એ દરેક ગોખલો એક કુટંબનોછે અને જયારે તે કુંડાંઓ રાખથી ભરાઇ જતાં ત્યારે તે ઉપર મટોડીનાં ઢાંકણાં મુકી તે ગોખલાને સંગેમરમરની લાદીઓથી ચીણી લેતા, અને કુટંબનાં નામની તખતી દરેક ગોખલાને માથે મુકતા હતા. એ બધા ગોખલાઓનો મોટો ભાગ ઉઘાડોછે અને હાલ ખાલી વાસણો શીવાય કાંઇ નથી. કોઇ કોઇમાં હાડકાં સાથની રાખ હજુ બે હજાર વરસ થયાં તોપણ દીસેછે. કોઇ એકજ ગોખલા બંધ કીધેલા દીસેછે.

એ જોઇને પછી આગલનાં ક્રીસ્ચીઅન લોકોને મુરતીપુજક શેહેનશાહોનાં વખતમાં જમીનમાં ભોંયરાં (Catacombs) કરીને દાટતા હતા તે જોવા ગયા હતા. એ વખતે મુરતીપુજક લોકોનો એવો હુકમ હતો કે મુડદાં બાલવાં પણ દાટવાં નહીં, પણ ક્રીસ્ચીઅનોને એવો વેહેમછે કે દુન્યાની આખેરીએ બધાં મુવેલાં જીવતાં કરીને ઘોરમાંથી ક્રાઇસ્ટ તેઓને ઉઠાડશે, એટલે એઓ Resurrection કહેછે તે થશે, તેથી જો તેઓનાં મુડદાં બાલી નાંખે તો હાડકાં રેહેશે નહીં, અને છેલે દીવસે પાછા સજીવન થઇ શકે નહીં તેથી દાટવાનું પસંદ ઘણું કરતા હતા, માટે છુપી રીતે એ પ્રમાંણે

ભોંયરાંઓ રાખી તેમાં દાટતા હતા. પણ પાછલથી મુરતીપુંજક રાજાઓએ તેમને છુટ આપવાથી તેઓ તેમાંજ દાટતા આવતા હતા, અને એમાં તે વખતે ઘણાં ક્રીસ્ચીઅનો જેઓએ પોતાનાં ધરમ સારૂં જાન આપ્યા હતા તેઓને દાટયા હતા; જેઓમાંથી પાછલથી સારા વખાણાયલા સેંટ અને માંરટરસનાં મુડદાંનાં હાડકાંઓ કાહાડીને તે ઉપર તેમનાં નામનાં દેવલો બંધાવ્યાં હતાં, અને કેટલાએક ધુતારાઓ એમાંથી બીજા ભલતા ધણીઓ કે જેઓએ વખતે ઘણાં ગુનાહ આએ દુન્યામાં કીધા હશે તેઓનાં મુડદાંનાં હાડકાંઓ સેંટસના હાડકાં એ "કેટેકોમ" માંથી લાવ્યા કરીને મોટી કીમતે યુરોપનાં બીજા ભાગોમાં વેચતા હતા. એમાંથી પાછલથી સઘળાં હાડકાંઓ કાહાડાવીને પાનઠીઅન ચર્ચમાં સને ૬૦૯ માં પોપ ચોથા બોનીફેસે દટાવ્યાં હતાં, અને તે જગ્યાને એ લોકોનાં દેવલ દાખલ અર્પણ કીધું હતું. એ ધણીએ ૨૮) ગાડી ભરીને એ લોકોનાં હાડકાંઓ લાવી ઓલટરની હેઠળ દટાવ્યાં હતાં. બીજાં હાડકાં ગોરસ્થાનમાં દટાવેલાંછે. એ કેટેકોમબસ માટે જમીનની અંદર ગેલેરીઓ ખણીને તેની આસપાસની દીવાલમાં ચાર પાંચ થડની અભરાઇ કરતા હતાં તેમાં મુડદાં મુકીને બાહારથી ચીની લેઇ તે ઉપર જાત જાતનાં નકશીનાં તથા નામોનાં પથરો નીશાન દાખલ મુકતા હતા, જેમાંનો મોટો ભાગ હમણાં કાહાડી લઇ જઇને મ્યુઝીયમો મધે ભરી નાંખેલાંછે. હમણાં તો ખાલી મોટાડાંની અભરાઇઓ જોવામાં આવેછે, અને કોઇ કોઇ ગમ જ્યાં ચેપલો બાંધેલાં હશે ત્યાં ઉડી ગયલા ફ્રેસ્કો ચીત્રો તથા છુટાં છવાયાં પથરનાં કોતરેલાં માણસોનાં ડોકાં વગેરે પરચુટણ બાજુપર યાદદાસત દાખલ જોવા મુકેલાંછે.

એ જોઇને પછી અતરેનો વખાણાયલો ડોરીઆ કુટંબનો પારક એટલે મહેલગાહમાં ફરવા ગયા હતા. એવાં મોટાં ખાંનદાનનાં લોકો પોતાનાં પારકો જે મૈલોનાં મૈલ મોહોટાં રાખેછે તે અથવાડીઆનાં ચોકશ દીવસ પર ખુલાં મુકેછે. એ પારક પાા મૈલ ઘેરાવામાં અને રોમ શેહેરની દીવાલની બાહાર આવેલોછે. તેમાં તલાવો ફુંવારા તથા છુટાં છુટાં રૂઇનશોમાંથી મેળવેલાં પુતળાંઓ ગોઠવેલાંછે, તથા ટેકડીપર આવવાથી ત્યાંથી દેખાવ ઘણો સરસ દીસેછે. એ ડોરીઆ ફેમીલી આજે રોમમાં સૌથી પેહેલી ફેમીલી ગણાયછે.

**તા૦ ૨૨ મી અકટોબર ૧૮૮૧—** આજે અતરેનું કેપીટાલનું મ્યુઝીયમ જોવા ગયા હતા. એ મ્યુઝીયમ રોમની તવારીખમાં વખાણાયલાં કેપીટાલ (Capitol) માં આવેલુંછે. હમણાં જે ઇમારતછે તે તદન નવીછે. ફકત એની પાછલનો થોડો ભાગ અસલવાલો રહેલોછે. એ કેપીટોઇન નામની ટેકડીપર આવેલોછે તેથી ઉપર જવા સારૂં ગાડીનાં રસતા ઉપરાંત મોટી લાંબી સીડીઓ કીધેલીછે. એ કેપીટોલ અસલ ઘણો મોટો ભાગ જમીન રોકતો હતો, અને એની સાંમેનાં ચોક (Area Capitolina)માં અસલની મોટી રીપબલીકની મીટીંગો ભરાતી તેમજ અહીંયાં ઘણી વખતે પોત પોતાની લડાઇઓ અતરેનાં દેશીઓ વચે થતી હતી. પણ હમણાં તે અસલ ઇમારતોનો ભાગ કાંઇ ઘણો દીસતો નથી અને તેને બદલે નવાં બાંધકામ કરેલાંછે જેમાં મ્યુનીશીપાલ હાઊસો તથા થોડાક ભાગમાં મ્યુઝીઅમ રાખેલુંછે. એનાં એનટરનશમાં સાંમે એક મોટો પુતળાંનો ફુંવારો મુકેલોછે, જે પુતળું જમીનમાંથી મલ્યું હૈતું અને તે નદીના દેવતા દાખલ આગલ ગણાતુ હતું. એ પછી મયુઝીયમવાલા ઓરડામાં જવાયછે, જ્યાં જોકે ઘણો મોટો વેટીકન જેટલો

સંગ્રહ નથી તોપણ ઘણી તારીફ લાયક બનાવતનાં અસલી જમીનમાંથી ખણેલાં વશ્કનો મેળવેલો સંગ્રહ સારો કીધોછે. તેમાં ઘણું જોવાલાયકમાં મારસનું પુતળું (એનો પોશાક ઘણો સરસછે. તે ઉપર ફુલોની તરાંહ સઘળું સરસ કોતરેલુંછે), તેમજ હરકયુલીશ તથા ઘણાં મોહોડાંનો સાંપછે. એ પુતળાંનો પગ પેહેલાં એને ખણી કાહાડયો ત્યારે સાથે મલ્યો હતો નહી તેથી બીજો નવો બનાવીને મુકયો, પણ ત્યારપછી ઘણે વરસે તે પગ પણ મલ્યો, જે તેની પાસે છુટો મુકેલોછે. એ ઉપરથી આગલની કારીગરી હમણાંની કારીગરી કરતાં કેટલી ચહડતીછે તે માલમ પડેછે. નવા પગને જુના પગ સાથ સરખાવતાં તે જાણે બેડોલ હોય તેમ દીસેછે, અને વગર વીચારે જાણે પગ મુકી દીધો તેમ લાગેછે, તથા જુનો પગ પ્રમાણમાં અને પુતળાંને મલતો આવેછે. ધારયા મેલ એ પગોને મુકાબલો કરવા સારૂં જુનો પગ તે પુતળાંની પાસે છુટો મુકેલોછે. એક સારકોફેગશ આગલનાં શેહેનશાહા એલેકઝાંનડર શીવેરસનો ધારવામાં આવેછે. તે ઘણોજ સરસ, અને તેની ઉપરનાં કોતરકામમાં ૨૯) પુતળાં અલગાં High Relief ના બનાવેલાંછે. તે ઉપરાંત બીજાં જાનવરો તથા માણસોનાં ડોકાછે. તે જુદાં. એક મલનું પુતળુંછે જેમાં તેને પોતે પોતાનાં હાથે પોતીકી છાતીમાં ખંજર ભોકી દીધેલું તે જખમમાંથી લોહી વેહેછે, અને પોતે પોતાની ઢાલ ઉપર બેસી ગયેછે, જેનો બનાવત આ સંગ્રહમાં ઘણી સરસ ગણાયછે. એક પુતળું અસલનાં દેહેરાંઓમાં (Oracle) જવાબ આપતું પુતળાંનું મુકેલુંછે. તેનું મોહોડું થોડું ઊઘાડું રાખેલુંછે. એની પાછલ તેનાં રખેવાળ બ્રાહમણો ભરાઇ રેહેતા હતા, અને પુંજારાઓ આવીને પુતળાંને કાંઇ પોતાનાં કામસર સવાલ પુછતા હતા કે આએ કામ થશે કે નહીં? તેનો જવાબ પેલો છુપો બરાહમણ પાછલથી તેનાં મોહોડાં આગલ પોતાનું મોહોડું કરી બોલતો તેથી સવાલ પુછનારો દેવતાજ બોલ્યા કરીને સમજતા હતા. એ જવાબ આપવા સારૂં બરાહમણ ઘણાં હુશીયાર હતા અને એવી તાલથી જવાબ દેતા કે તેનાં અરથ જેમ ગમે તેમ થઈ શકે, તેથી જો તે વખતે કામ ઉલટું થાય તો તે ફેરવી નાખી શકાતો હતો. એક પુતળું એક બુઢી ઓરતનું ઘણું સરસ જાણે ડાકણ હોય તેવું બનાવેલુંછે. એ પુતળું અસલ કોઇ મોટું માણસ મરણ પામે તે વખતે રડનારી તથા કુટનારી ઓરતોને ભાડે બોલાવતા હતા, જેઓ રડીને પોતાનાં આંસુ એક નાધળી સીસી જે એ ઓરતનાં હાથમાં આપેલીછે તેમાં ભરતા હતા, અને જેટલાં વધતાં આંસુ હોય તેટલો વધતો દામ તેઓને મલતો હતો, અને તે સીસીઓ (આંસુંથી ભરેલી) તે મરનારની ઘોરમાં મુકતા હતા. એ પ્રમાણે બીજાં ઘણાં રમણુય પુતળાંઓ અસલની રીતભાંત જણાવતાં ખણી કાહાડેલાં અહીં મુકેલાંછે તેની વીગતો લખી શકતા નથી. એ બધા સંગ્રહમાં સૌથી સરસ વીનશનું પુતળું જે કેપીટોલાઇન વીનશને નામે દુન્યામાં મહશુર થયલું અને ઘણી સરસ બનાવતનું કીધેલુંછે, (એ વીનસની જોડી એક ફલોરેન્સમાં મેડીચીવીનસને નામે તથા બીજી પેરીશમાં માઇલો વીનસને નામે વખાણાયલીછે.) જે ઓરડામાં તેને મુકીછે તેને એ પુતળાનું નામ આપેલુંછે. અસલનો જુનો મોઝઇક વરક એક આરશીમાં મુકેલોછે, જેમાં પાણીનાં વાસણ ઉપર કબુતરને બેસાડેલું ઘણું સરસ પાડેલુંછે એમાં કહેછેકે એક ચોરસ ઇંચ જગ્યામાં ૧૬૪) કટકા રંગોનાં પથરનાં ગોઠવી એ મોઝઇક કામ એટલું બારીક બનાવેલુંછે. અસલનાં રોમન્સ પાટીયાંપર મીણનું થડ કરી તેપર કઠણ લાકડાંની

અણીવાલી કલમથી લખતા હતા તે કલમો જમીનમાંથી મલેલી એક બાકશમાં મુકેલીછે. લખેલું પાછું કાહાડી નાંખવા એજ કલમનો બીજો છેડો ગોળ કીધેલોછે જેથી તે મીણ ઉપર ઘસવાથી અક્ષરો નીકળી જતા હતા. લખવાનો આ કળા જયારે કાગજ અને શહી ન હતી ત્યારે કરતાં હતા.

એ જોઇને પછી પેલેઝા રોશપીલીઓઝી ( Palazza Rospigliosi ) નું સંગ્રહ જોવા ગયા હતા. એ મેહેલમાં ત્રણજ ઓરડામાં ચીત્ર મુકેલાંછે. તેમા સરસ વચલા ઓરડાનો છતપર ગાઇડો રેની ઉસતાદના હાથનાં ચીતારો પાડેલાંછે. તે શીવાય એના દીવાનખાનામાં બીજું કાંઇ જોવા લાયક નથી. બીજા ઓરડામાં ડોમીનીકીનોનું Fall of Man ( આદમે તેની બૈરી ઇવનાં સમજાવ્યાથી જે ફલ તોડવા પરવરદેગારે ના પાડેલી તે તોડયું તેથી તેને બેહેસતમાંથી ફરેસતાઓએ હાંકી મેલ્યો એટલે આપણી દુન્યામાં વસતી થઇ હતી ) જોવા લાયકછે. એમાં આદમને જાણે ફરેસતાઓ આવીને ધમકાવેછે કે શું કામ તેં આએ ફલ તોડયું, ત્યારે આદમ પોતાની ઇવ સામે ઉભેલીછે તેને બતાવેછે કે આને લીધે હું ફસ્યો, ત્યારે તે ઓરત પોતાની સાંમે એક સાંપ ( સેતાને સાપના આકારમાં આવીને તેણીને એ ફલ ચાખવાની ઉલત આપી હતી) બતાવેછે. એ સઘળું જાણે ઘભરાઇને બતાવતા હોય તેવી રૂપનું પાડેલુંછે. એ શીવાય બીજા ઓરડામાં થોડાંક સારા ઉસતાદોનાં હાથનાં પાડેલાં પીકચરોછે.

તે જોઇને ગેલરીઆ બારબેરીની (બારબેરીનાં મેહેલની પીકચર ગેલરી) જોવા ગયા હતા. એ ગેલરીનું નામ નાસીપાસી ગેલરી ( Gallery of Disappointment)કરી લોકોએ આપેલુંછે. તેનુ કારણ એ કે એનાં સંગ્રહમાં રેફેલનું બનાવેલું પોતાની રાખેલી ઓરત Fornarina નું ચીત્ર જે ઘણું સરસ ગણાતું હતું તે છે, પણ તે પછવાડેથી ખરાબ થવાથી તેને કોઇ અણઘડ કારીગર પાસે દરૂસત કરાવ્યાથી તેની અસર બીગડી ગઇછે, તેથી લોકો જે રેફેલની કારીગીરી જોવા જાયછે તેઓ નાસીપાસ થાયછે માટે ઉપલું નાંમ આપયુંછે. એ સંગ્રહ પણ સારો અને જોવા લાયકછે, જેમાં ઉપલું ચીત્ર તથા ગીડોરેનીએ એક ઓરતને ગરદન મારયા આગમજ તે બંદીખાનામાં બેઠેલી હશે તેનું ચીત્ર લીધેલું મુકેલુંછે તે ઘણાં સરસ ગણાયછે. તે ઓરત આસરે ૧૭) વરસનીછે અને તે ઘણાં ઊંડા વીચારમાં ખોદા તરફ મોહોડું કરી બંદગી કરતી હોય તેમ પાડેલીછે.

એ જોઇને પછી અતરેનાં મોટા ફુવારામાંનો સૌથી મોટો ફુવારો જેને ફાઊનટેના ડી ટરેવી (Fountaina di Trevi) કરી કહેછે તે જોવા ગયા હતા. એ ફુવારો Palazza Poli કરીને મેહેલછે ત્યાં એક બાજુપરથી બાંધેલોછે, અને તેપર નેપચ્યુન (દરીયાનો દેવતા) વચમાં બેસાડી તેની આસપાસ તનદરોસતી તથા ફળદરૂપતાનાં પુતળાંઓ (Health and Fertility) મુકેલાંછે. એ ફુવારો અતરે પાણીનાં ઘણાંએક ગંડાળાંમાનુ એક જે ૧૪) મૈલ દુર વેરથી બાંધીને લાવેલાછે તેનું મોહોડું કીધેલુંછે, અને તેમાંથી દરરોજ એક ક્રોડ ને ત્રીસ લાખ કયુબીક ફીટ પાણી ફુવારામાં પડી તેમાંથી પાછા નલો મુકીને ગામનાં ઘરોને પુરૂ પાડેછે. એ ફુવારો સને ૧૪૫૩ માં બંધાયો હતો. એ મુજબની ૧૯) ગંડાળામા પાણી દુંરથી લાવેલા હતા, જેમાનાં હાલ ૯) વપરાયછે, પણ તે એટલું તો પાણી પુરૂં પાડેછે કે તેટલું પાણી બીજા શેહેરોમાં મલતું નહીં હશે, અને જયાં જોઇયેછે ત્યાં મોટા ફુવારા રાત દીવસ ઉડતા રહેછે જેનું પાણી

૨૬ ફરી ટાઇબર નદીમાં કાહાડી નાંખેછે. એટલી છુટ પાણીની અહીંયાંછે તથા પાણી મજાનું પીવા લાયક આવેછે.

એ જોઇને પછી અતરેની વખણાયલી બોરગીસી કુટુંબની સેહેલગાહ જોવા ગયા હતા. એ સેહેલગાહ ગઇ કાલે હમો ડોરીઆ કુટુંબવાલી જોઇ આવ્યા તેનાં જેવીછે, અને અહીંયાં અઠવાડીયામાં ત્રણ વખત તે ખુલ્લો મેલવામાં આવેછે તથા ત્યાં ઘણું લોક ઘોડાગાડીમાં ફરવા આવેછે. એ જગ્યામાં ગાડીઓ જેને અહીંયાંનાં લોકો બીગાસ કરીને કહેછે તેની સરતો રમવાનો મોટો ચોકછે, જેની આસપાસ મજાહની બેઠકો કરી લીધેલી તથા જુનાં બાંધકામ દેખાડવા જુની ઇમારતોનાં થાંભળા જાણે ખંડેર પડયાંજ હોય તેમ છુટા છુટા ગોઠવેલાછે. તે ઉપરાંત ફુવારા તલાવો વીગેરે બીજી સેહેલગાહોની માફક જોવામાં આવેછે. એ જોઇને પાછા પીનશીઅન હીલપર આજે ફરવા ગયા હતા જયાં રેજીમેનટનું વાજું વાગતું સાંભળયું હતું.

તા૦ ૨૩ મી અકટોબર ૧૮૮૧— આજે ધી ઠરમી આફ કારાકાલા (Thermae of Carracalla) કરીને અસલ કારાકાલા શેહેનશાહનું બાંધેલું હમાંમખાનું અને હાલ જે ખંડેર પડયુંછે તે જોવા ગયા હતા. એ હમામખાનું ગંજાવર હતું, અને સને ૨૧૨ માં કારાકાલાએ બંધાવ્યું હતું. તેમાં એકી વખતે ૧,૬૦૦) જણાં નાહી શકે તેટલી જગ્યા હતી, એ મકાન ૭૨૦ થી ૩૭૨ ફીટ હતું, અને એની આસપાસ બીજી જગ્યા ઘેરી લઇને ઘોડાની સરતો તથા બીજી ગમતો કરાવતા તે સુધાં ૧૦૮૦ થી ૧૦૮૦ ફીટની જગ્યાને રોકતી હતી. એનો હજુબી દેખાવ જો કે મોટો ભાગ પડી ગયોછે તોબી ઘણો ગંજાવર લાગેછે. તેની દીવાલો નજદીક ૨૦) ફીટ જાડી અને કોઇ ગમ ૧૦૦) થી ૧૨૫) ફીટ ઊંચી ઉભેલીછે. તેમાં છુટા છુટા ઓરડાઓ કરી તેઓની વચમાં મોટા નાહવાનાં તલાવો કીધેલાછે. જમીનપર આગલ મોઝઇક કામ કીધેલું હતું તેનો થોડોક ભાગ સલામતછે. તેપરથી તે વખતે એ કેટલો સોભઇતો બાંધેલો હશે તે માલમ પડી આવેછે. એને વાસતે કહેછે કે એમાં પુતળાં તથા દીવાલોપર રંગીન ચીતારો તથા સંગેમરમરનું કામ અંદરથી લીધેલું તેથી ઘણોજ ભપકાદાર હતો. એમાં ખણ્યાંથી ઘણાં ઊંચા હુનરની બનાવતનાં પુતળાં તથા થાંભળાનાં મથાળાં સંગેમરમરનાં મલયાં હતાં. એ હમામને સારૂં ૧૬) મૈલ દુરથી પાણી જળ નળો બાંધીને લાવેલા હતા, તથા ગરમ પાણી સારૂં દીવાલોની વચમાં ચોરસ મટોડીનાં નલો કીધેલા હતા જેમાંથી બધે ઓરડાની આસપાસ ગરમ પાણી ફરી વલવાથી ગરમ નાહવણ કરવાને બનતું હતુ. પેલું પાણી ૧૬) મૈલ દુરથી થંડી નાહવણ (ઇયાને મોટા તલાવમાં) એક ગમથી ઘણાં બાંચાઓ કીધેલાછે ત્યાંથી અંદર આવીને બીજી ગમનાં બાંચાઓમાંથી પાછું ખરાબ પાણી ઉપરથી નીકળીને ટાઇબર નદીમાં જાય તેથી પાણી હમેશાં ગમે તેટલાં માણસો અંદર નાહે તોપણ સાફને સાફ રેહેતું હતું

એ જોઇને પછી ધી પેલટીન હીલપર અસલનાં શેહેનશાહો (સીઝર્સ) નાં મેહેલો જોવા ગયા હતા. એ ટેકડીપર પેહેલવેહેલું રોમયુલશે રોમ શેહેર વસાવ્યું હતું. ત્યારપછી શેહેર જેમ વધતું ગયું તેમ જુની દીવાલો ભાંજતા ગયા અને નવી વધારતા ગયા હતા. રોમયુલસની બાંધેલી દીવાલનો ઘણોજ થોડો ભાગ અહીંયાં દેખાડવામાં આવેછે. એ ટેકડી ઉપર ઓગસ્ટસ શેહેનશાહનો જનમ થયો હતો, અને તેને પોતાનું રેહેઠાણ એ જગ્યાપર જયાં આ-

ગલ શેહેનશાહો રેહેતા હતા ત્યાં કીધું હતું. નીરો શેહેનશાહે પોતાનો મેહેલ એટલો તો મોટો બાંધ્યો હતો કે તેની બરોબરી હજુ કોઇ કરી શક્યું નથી, તોપણ તેની પછીનો શેહેનશાહ વેશપેશીઅન અહીંયાં આવીને રહયો હતો તેને વલી મેહેલ વધારયો, એ પ્રમાંણે શેહેનશાહો વારાફરતી વધારતા આવ્યાથી એ મેહેલ હાલ ઘણો મોટો ખંડેર દીસેછે. જમવાનો દીવાનખાનાનો જે ભાગ સલામતછે તેમાં જમીનપર મજેહનું મોઝઇક કામ તથા દીવાલપર મેવાથી ભરેલી વાઝીસ ચીતારેલી દીસેછે. એ લોકોનાં જમવાના દીવાનખાનાની પાછલ એક બીજો નાધળો ઓરડોછે જેને Vomitoris ઇયાને વમન (વોમીટ) કરવાનો ઓરડો કહેછે. અસલ એવો ધારો હશે કે (ઇયા તો તેઓ ખાધરા હોય) શેહેનશાહ પોતે ખાઇને બીજાઓનેબી એટલું તો ખવાડતો પીવાડતો કે ગળાં સુધી ભરાયકે ઓરડામાં શેહેનશાહ જઇને ઉલટી કરી આવે, અને વળી પાછો બેસીને જમતો હતો તે સારૂં એ ઓરડો પછવાડે તૈયાર રાખેલો હતો. એમ હમારા ગાઇડે હમોને સમજાવ્યું હતું. એ જગ્યાપર રોમ્યુલસની આગલબી (ઇ૦ સ૦ ૧૨૦૦ વરસ આગમજ) ઇમારતો હતી જે રોમ્યુલશે પોતા સારૂં જમીન ખણતાં તેને મલી હતી, તે ઇમારતોનો થોડો ભાગ મોટા મોટા પથરોનો હજુ સલામતછે. એને વાસતે કહેછે કે કીંગ ઇવેનડોરોશે બંધાવી હતી. શેહેનશાહ ટાઇબીરીઅસે પોતાની મા લીવીઆ સારૂં પોતાનાં મેહેલની હેઠળ ઓરડા બંધાવ્યા હતા. તેમાં હજુ 'ફરેશકોનાં ચીત્રો રહી ગયલાંછે, તથા દીવાલપરનો લાલ રંગ જેવોને તેવો ૧૮૦૦) વરસ જુનો થવા છતાં દીસેછે. શેહેનશાહ કાલીગ્યુલાએ જે મેહેલ બાંધ્યો હતો ત્યાંથી કેપીટોલ સુધી જવાનો એક ટેકડીપરથી બીજી ટેકડી સુધી પુલ બંધાવતો હતો તેનો થોડોક ભાગ હજુ સલાંમત દીસેછે, અને આજનાં સરસ પુલોની બરોબરી કરી શકે તેવી રીતનો બાંધેલોછે. એ મેહેલોની બાજુપર નીચાણમાં જગ્યાછે ત્યાં અસલ સરકસ મેકસીમશ કરીને ખેલ કરવાની જગ્યા હતી, જે જગ્યા અસલનાં પાદશાહોએ બનાવી હતી તેને પાછલથી શેહેનશાહોએ વધારી હતી. તેની બેઠકો મટોડીની હતી તેપર પથરો જડી તેને ઘણી શીંગારી હતી. પ્લીનીનાં વખતમાં એ જગ્યામાં ૨,૬૦,૦૦૦) માણસો બેસતાં હતાં, પણ પાછલથી વધારયા કીધાથી તેમાં ૩,૮૫,૦૦૦) માંણશો બેસી શકે એટલી જગ્યા રોકી હતી. એની દીવાલ ૫૦) ફીટ ઉંચી હતી અને ગોળ બેઠકો હમનાનાં સરકસોનાં તંબુઓમાં બાંધેછે તેમ કીધેલી હતી. એ જગ્યામાં સેબાઇન લોકો જે રોમના પાસે એક ડુંગરછે ત્યાંનાં રેહેવાસીઓ હતા તેઓને સરત જોવાને બોલાવ્યા, અને અહીં ટેકડીપર રોમનો રેહેતા હતા તેઓ પાસે ઓરતો ઘણી નહીં હોવાથી તે જોવા આવનારા સેબાઇન લોકોની ઓરતોને પાછી જવા દીધી નહીં અને મરદોને હાંકી કાહાડયા, જે બાબે ઘણી લડાઇઓ એક બીજા સાથે થઇ તેમાં સેબાઇન્સ હારયા હતા; પણ પાછલથી આસપાસનાં લોકોની મદદ લઇને પોતાનું વેર લેવાને આવ્યા ત્યારે રોમન્સ ઘભરાયા તેથી જે ઓરતોને જુલમથી રાખી હતી તેઓને પેટે છોકરાંઓ થયલાં તે છોકરાંઓને તેઓની સાંથે શીખવીને મોકલ્યાં કે પેહેલાં હમો તમારાં ખાંનદાંનની ઓરતોને પેટનાં છોકરાંઓને મારી પછી હમારા બાવાઓને મારો તેથી નરમ પડયા હતા અને દોસતી કરીને આગલી વાત ભુલી ગયા હતા. એ બનાવને The Rape of the Sabines કરી તવારીખમાં લખી જણાવેછે. શીઝ-

રસનાં મેહેલવાલી જગ્યા તેનાં હાલના ધણીઓ પાસેથી લેઇને ત્રીજા નેપોલીયને ખણી તેમાંથી જે કાંઇ પુતળાં નીકળે તે લેવા સારૂં હડી લાખ ફ્રાંક (ઇયાને એક લાખ રૂપીયા) આપયા હતા, અને ખણાવી તેમાંથી ઘણાં પુતળાં તે લેઇ ગયો હતો. ત્યારપછી સને ૧૮૭૦ માં ઇટલીનું એક રાજ્ય થયું ત્યારે તેની સરકારે એ ધણી પાસેથી એ જગ્યા ૬,૫૦,૦૦૦) ફ્રાંકે વેચાતી લઇને તેમાં નવેશરથી ખણવાનું કામ ચલાવ્યું હતું તેથી હમણાં એનો મોટો ભાગ ખુલો જે આગલ દટાઇ ગયો હતો તે થયોછે.

એ જોઇને પછી ધી ઠરમી ઓફ ટાઇટસ (The Thermae of Titus) કરીને ટાઇટસ શેહેનશાહનું હમામખાનું હતું તે જોવા ગયા હતા. એ હમામ અસલ નીરો શેહેનશાહનો સોનેરી મેહેલ કરી વખણાયલા મેહેલને પુરી નાંખી તે પર બાંધેલો હતો, પણ તે તદન નાબુદ થઇ ગયોછે, અને સને ૧૮૧૩ માં એ જગ્યા ખણી ત્યારે તેની હેઠળથી નીરો શેહેનશાહવાલો પેલા ગંજાવર મેહેલનાં ખંડેર મલ્યાં હતાં. એ જગ્યા ઘણીજ મોટીછે અને તે જુદા જુદા ધણીઓનાં હાથમાં ગઇછે; જેપર ખેતીવાડી થાયછે પણ થોડો ભાગ ખણ્યો તેટલાં ખંડેર હમણાં સાફ કીધેલાછે જે જોતાંબી આપણે તેની મોહોટાઇ જોઇને અજાયબ થઇયે છીયે. શોધી કાહાડેલા ભાગમાં ફક્ત ૬૦) ઓરડાછે. એનાં મેહેલને ફરતા ઓટલા જેવું હતું તેનાં થાંભળા ૨,૦૦૦) કેહેવાયછે, અને એ મેહેલ અસલ ત્રણ ટેકડી ઉપર બાંધેલો હતો. એને પેહેલવેહેલો સોળમી સદીમાં ખણ્યો હતો તે વખતે એની અંદર ચીત્રો સઘળું સારી હાલતમાં નીકળવાથી એ જુનાં ચીત્રોની નકલ ઉસતાદો જેવાકે રેફુલ અને ગાયવોના ડાઉડી અને બીજાવોએ તેવા નહીં હોવાથી કીધી હતી (પોમપીઆઇ તે વખતે ખણી નહીં કાહાડેલું હતું). એ મેહેલની ઉપર ટાઇટશનાં હમામનો થોડો ભાગ સલામતછે. તેની દીવાલો એવી તો સરસ ઇંટ તથા ચુનાની બાંધેલીછે કે તેનો જાણે કે એક કાંકરોબી ખડેલો નહીં હોય તેમ દીસેછે. કેટલીએક જગ્યાપર વોલકેનીક પથરો જેને ટુફો (Tufo) કરી કહેછે તેનાં ચોરસ કટકાઓની ઇંટની માફક દીવાલો બાંધેલીછે. એ પથર જુની અતરેની ઇમારતોમાં ઘણો મલેછે, અને તેને ટાઇટસ શેહેનશાહે પેહેલવેહેલો બાંધકામમાં વાપરયો હતો. એ હમામ બાંધવા સારૂં તેનો નીચેનો મેહેલ તદન પુરી નાંખ્યો હતો. તે પુરણી દેખાડવા સારૂં કેટલોક ભાગ એમનોએમ રેહેવા દીધેલો છે. ખણી કાહાડેલા ભાગમા મોટા ઓરડાઓ તથા ચાકરોને તેમાં જવા સારૂં તેનાં મથાળાંપરની ચાલો રોશની આવવા સારૂં ઉપરથી ખાંચા રાખીને બાંધેલી હજુ ઘણી સારી હાલતમાંછે, પણ તેની ઉપર ટાઇટસનાં હમામની જગ્યા હોવાથી તે ખાંચાઓ પુરાઇ ગયાથી હમણાં તે વાટ અંધારી લાગેછે. એ વાટમાંથી ૬૦) ઓરડામાં જવાઇ શકાતું હતું, જેઓ એકજ હારમાં બાંધેલા હતા, ત્યારે તેની પાછલનાં બીજા ભાગોમાં કેટલા ઓરડા હોવા જોઇયે તેનો વીચાર કરવો. એ નીરોએ જે મેહેલ બાંધ્યો હતો તેની હેઠળ મીસેનાઝનું ઘર અસલ હતું, તેથી એ પ્રમાંણે એકની ઉપર એક એમ ત્રણ પેરો બંધાયલાં હતાં. ઉપલી વાટમાં ફ્રેસ્કો ચીતારછે તેને વાસ્તે કહેછે કે અસલ આરબ લોકોંને અહીંયા બંદીવાન લાવ્યા હતા તેઓ પાસે તે ચીતરો કરાવ્યાં હતાં, જેનો થોડોક ભાગ હજુ દીસેછે જે ઉપર આરકાંનાં ફુલો પાડેલાંછે.

એ જોઇને પછી ધી કેપીટોલ (The Capitol) નાં મેહેલની હેઠળ ડુંગરના

અંદર અસલ બંદીવાંનોને રાખતા હતા તે જગા જોવા ગયા હતા. એ જગા હાલ ક્રીસ્ચીઅનોનાં સેંત્સ પીટર અને પોલનાં બંદીખાનાં [દાખલ ઓલખાયછે. એમાં જવા સારૂં ઘણી સીડીઓ ઉતરવી પડેછે તથા તે જગ્યા અંધારી હોવાથી સાથે બતી લઈ જવી પડેછે. અસલ એ સીડીઓ નહીં હતી પણ તે બંદીખાનાંની કોટડીઓ માંથે એક ચોરસ ખાંચો હતો, તેમાંથી એ બંદીવાંનોને હેડળ ઉતારતા હતા. તે ખાંચાઓ હજુ સલામતછે. પેહેલાં ભોયરાં હેડળ વળી બીજું ભોયરૂંછે જેમાં પણ જવા સારૂં ઉપર મુજબ ખાંચો હતો, ફકત એક બાજુપર લોખંડનું બારણું હમેશાં બંધ રાખતા હતા, જે રસતે ભુખમારાથી જેઓ એ ભોંયરાંમાં મરી જતા હતા તેઓનાં મુડદાં બાહાર કાહાડી નાખતા હતા. એ ઓરડા ૧૯ થી ૧૦ ફીટ અને ૬॥ ફીટ ઉંચાઇમાંછે, અને તે અતીઘણાં અંધારામાંછે, તેમાં સૌથી હેડળનો ઓરડો તો ઘણોજ ખરાબછે, જેમાં અંધારૂં તો રહ્યું પણ હવાબી ઘણીજ શેહેજ આવતી હશે. એ છેલી કોટડીમાં ઉપલા સેંત્સને બંધ કીધા હતા ત્યાં હાલ દેહેરૂં બાંધેલુંછે. એ બંનેને એક ખુંટા સાથે સાંકળથી બાંધી રાખતા હતા તે ખુંટો પણ હમણાં સુધી સલાંમતછે, તથા એ કોટડીમાં એક નાધળો ઝરો પાણીનોછે તેના આસપાસ જરા કોર જેવું બાંધીને ટાંકી બનાવીછે, જેને વાસતે કહેછેકે જયારે ઉપલા સેંત્સ બંદીવાન હતા ત્યારે પોતાના દારોગાઓને તેઓએ વટલાવ્યા હતા (એ વખતનો *શેહેનશાહ નીરો તથા તેની રઇયતનો મોટો ભાગ મુરતી પુજતા હતા) તે વખતે બેપટીસમ આપવા સારૂં પાણી કુદરતથી પોતાની મેલે એ ઝરો નીકળી આવ્યાથી મલ્યું હતું, તે મોજેજાની તસવીર ચીતારી ઉપલા ઓલટરપર મુકેલીછે. પાછળથી એમાંનાં સેંટ પીટરને ઉંધો ટાંગી ક્રાસપર ખીલા મારીને તથા સેંટ પાલને ગરદન મરાવી નીરો શેહેનશાહે મરાવી નાખ્યા હતા.

એ જોઇને પછી બોરગીઝી સહેલગાહમાં ફરવા ગયા, જ્યાં આજે આદીતવાર હોવાથી ઘણું લોક ગાડી ઘોડે ફરવા આવ્યું હતું. ત્યાંથી નીકળીને પીનશીઅન હીલની ટેકડીપર ગયા હતા જયાં આદીતવાર હોવા છતાં વાજું વાગતું હતું. એ જગાપરથી રોમનો દેખાવ ઘણો સરસ દીસેછે, તથા રોમ શેહેર જે સાત ટેકડીપર બાંધેલુંછે તેનાં છુટા છુટા ભાગો હમારા ગાઇડે બતાવ્યા હતા. એ સાત ટેકડીનાં નામો નીચે મુજબછે—સૌથી પેહેલી જેપર રોમયુલસે પેહેલું રોમ શેહેર વસાવ્યું હતું તેનુ નામ પેલેતાઇન (Palatine) જયાં શીઝરસનાં બાદશાહોનાં મેહેલોછે. બીજી આવનટાઇન (Aventine) જે સેંટ પોલનાં દેવલપર જતાં રસતામાં આવેછે અને જેપર ઓરફનેજ બાંધેલુંછે. ત્રીજી વીમીનલ (Viminal) જે ઉપર રેલવે સ્ટેશનછે. ચોથી વાટીકન (Vatican) જેપર સેંટ પીટરનું દેવલ તથા વેટીકનનો મેહેલ આવેલોછે. પાંચમી કુવીરીનલ (Quirinal) જેપર હમણાંનાં પાદશાહોનાં મેહેલછે. છઠી કીલીઅન (Caelian) જેપર સેંટ જોન ધી લેટરનનું દેવલ આવેલુછે. અને સાતમી એશકુવીલાઇન (Esquiline) જેપર સાન્ટા મેરીઆ મેજોરીનું દેવલ આવેલુંછે. એ પ્રમાંણે સાત ટેકડીઓ રોમ શેહેરમાં આવેલીછે. હમોએ તેની ઉપર આવેલી ઇમારતોનાં નામો લખ્યાંછે તેથી એમ નહીં સમજવું કે તેટલીજ ઇમારતો તેપર આવેલીછે પણ બીજી ઘણી આવેલીછે. ફકત હમોને ધ્યાનમાં બરોબર લેવા તે પરની હમોએ જોયલીઓનાં નામો યાદ રાખવા ઇચ્છાણી દાખલ લખ્યાંછે.

તા૦ ૨૪ મી અક્ટોબર ૧૮૮૧—આજે સવારનાં સેંટ પીટરનાં દેવલમાં અંતરેનાં પોપસને લગતી ટીજોરી જોવા ગયા હતા, જયાં એ દેવલને તથા પોપસને લગતું ઝવેરાત તથા પોશાક રાખેછે. એ ટીજોરી એક મોટા આતશથી ન બળે હેવા (fireproof) ઓરડા બાંધીને તેમાં કબાટો હારબંધ કીધીછે, જે શેકીશટ્રીવાલા ભાગમાં આવેલીછે. એ તીજોરીમાં પોપને પેહેરવાનાં તાજ (Tiara) નો નમુનો મુકેલોછે જેપર મોટાં નંગનાં ઘણાં હીરા માણક મોતીઓ જડેલાંછે. અસલ તાજ તો પોપની પોતાની તીજોરીમાંછે જેની કીમત ૫૦) લાખ ફ્રાંક ઇયાને ૨૦) લાખ રૂપીયાની કેહેવાયછે. એની પાસે એવાં બે તાજોછે તેમાં એક અસલી રીતનાં વગર કાપેલાં નંગોનું તથા બીજું જેની નકલ હમોએ જોઇ તે હમણાંની રીતનું ચલકતાં તથા કાપેલાં ઝવેરાતનું છે. એ નકલી તાજ જયારે સેંટ પીટરસનો મરવાનો દીવસ આવેછે ત્યારે એનું બરોનઝનું પુતળું જે દેવલમાંછે તથા જેનો પગ તેનાં પુંજનારાઓની ચુમીઓથી ઘસાઇ ગયેોછે તેને પેહેરાવેછે, તથા તેજ પુતળાંને ઊંચો કસબી પોશાક તથા ઝવેરાતનાં ક્રાસ પેહેરાવેછે, અને એની કુંચી (Key of St. Peter) પણ તે પુતળાંમાં કોતરેલી કુંચીઓમાં ઓળવેછે. એ કુંચીપર ઝવેરાત જડેલુંછે. એ મુજબ એ કાળા રંગનાં બ્રાંનઝનાં પુતળાંને તે દીવસે આવા ભપકાથી સણગારેછે તે કેવો સોભતો હશે તે વીચારી લેવું. એ ઉપરાંત પોપનાં પોતાના માથાંપર માશ (Mass) ભણતી વખતે પેહેરવાની ટોપી (Mitre) પર પણ બેઆંની જેટલા કદનાં ખરાં હીરા માનક તથા પાંનાઓ જડેલાંછે, અને એવી ટોપીઓ ઘણીછે જે જુદી જુદી વખતે કીયામાં બદલેછે. એનાં તે વખતનાં પેહેરવાનાં ઝભા પણ ઘણી ઊંચી કીસમનાં રેસમી તથા કસબી ભરત કામનાં સેંચ્યુની ખુબીઓ સાથનાં જોવા લાયકછે, તેમાં છેલા પોપના ઝભા ઉપર એટલું તો જાડું કસબ કામ લીધુંછે કે તે ૯) રતલ વજનમાં થાયછે. એ ઉપરાંત "માસ" પઢવાની રૂપાંની ટેબલ તથા સોનાનાં કપ ઉપરાંત બીજાં ઘણાં સોનાનાં વાસણો કબાટ ભરીને મુકેલાંછે. તે સાથે મોટાં કદનાં હીરા તથા ઝવેરાત જડેલાં ક્રાસ સેંટ પીટરનાં પુતળાં સારૂં બરોંઝ ક્રીસ્ટલનો ક્રાસ જે પોપ પોતાની સ્વારીને વખતે હાથમાં લેઇને ખુરશી ઉપર બેસેછે તે ઇત્યાદી ઘણું જોવા લાયકછે.

એ જોઇને વેટીકનનાં મેહેલનું પુસ્તકખાનુ જોવા ગયા હતા. યુરોપનાં બીજાં પુસ્તકખાનાં જેવું આ મોટું નથી તોપણ એમાં જુની તથા વખણાયલી ચોપડીઓનો સંગ્રહ ઘણો સારોછે, જે બધી મલીને આસરે એક લાખ વાલમો છે, તેમાં હાથની લખેલી ચોપડીઓ આસરે ૨૪,૦૦૦) છે, જેમાં ૧૭,૪૦૦) લેટીન, ૩,૪૫૦) ગ્રીક, અને ૨,૦૦૦) ઉગમણુ તરફની બોલીઓમાંછે. એ પુસ્તકશાળા સારૂં શીલ્પીકામનું સંગ્રહછે તેની સાંમે એક વીંગ ૧,૨૦૦) ફીટ લાંબી બાંધી તેમાં હારબંધ કબાટો ગોઠવી ચોપડીઓ રાખેલીછે. પેહેલો ઓરડો તદન રંગીન સંગેમરમરનાં પથરનો શીણગારેલોછે, પણ ત્યારપછીનાં એક પછી એક ઓરડામાં દીવાલોપર એ લાઇબરેરી સ્થાપનાર તથા તેને વધારનારા પોપસના અહેવાલોનાં ચીતરો કીધેલા તથા છતપર ફુલોની તથા બીજી એવી તરાહો પાડેલીછે. અરધો ભાગ ગેલેરીનો પસાર કરતાં ડાબા હાથપર એક મોટું દીવાનખાનું આવેછે, જેને કાંઊનશીલ રૂમ કહેછે ત્યાં કારડીનલો સાથે પોપસને કાંઇ મોટાં કામો સારૂં મસલત કરવી હોયછે ત્યારે મીજલસ ભરેછે, જે

પાપોની તસવીરો તે ઓરડાની દીવાલોપર ચીતારેલીછે. એ ઓરડામાં પોપસને મળેલી થોડીક ભેટો મુકેલીછે, તેમાં ૧૨) સ્પોનનાં પુતળાંપર મોટા પથર મુકીને બનાવેલી ટેબલ, ડરેશડન, સેવાએ તથા ચાએનાના મોટાં કીમતી વાઝીસ, ત્રીજા નેપોલીયનનાં છોકરાને જે ફ્રાનટમાં બેપટીસમ આપયું હતું તે વાસણ, એવું ઘણું મુકેલું છે. એ દીવાનખાનું મુકયા પછી પાછા ગેલેરીને રસતે આગલ વધતાં અસલના વખતની ચીજોનો ઓરડો આવેછે, તેમાં ક્રીસ્ચીઅન લોકોની અસલની તથા મુરતીપુજારાઓની ઘોરમાંથી મળેલી ચીજોનો સંગ્રહ કીધેલોછે. એમાં કાચનાં વાસણો ઘણાં વરસો સુધી જમીનમાં રેહેવાથી રંગ બદલાઇને તેમાં વરસાદની કમાણ જેવો રંગ માલમ પડેછે. તે ઉપરાંત પુતળાં, ફાનસો, બાટલીઓ, ઇત્યાદી ઘણું એકઠું કેશોમાં કીધેલું છે. તેની પછીનાં ઓરડાઓમાંબી જુની ચીજોનો સંગ્રહ ઉપરાંત છેલા પોપને ફ્રાંન્સની ઓરતોએ એક ચોપડી મુકવાનું સ્ટાંડ તથા ભણવાની ખુરશી મોકલેલીછે, તેપર હાથીદાંતનાં નાહનાં નાહનાં પુતળાં જોવા લાયક ઘણાં જડેલાંછે. સૌથી છેલા ઓરડામાં એજ પોપની વીનીશીઅન કાચમાં બનાવેલી સબી દીવાલમાં મુકેલીછે તે ઘણીજ સરસછે, અને ઓરડામાં બીજી બારીઓ બંધ કરેછે ત્યારે તે કાચમાંથી લાઇટની અસર એ સબીપર સારી પડેછે. એ ઓરડામા પોપને ભેટ મળેલી ચીજો એકઠી કીધેલીછે, જેમાં મોટો ભાગ ચોપડીઓ તથા આલબમોનોછે. સાએમનાં રાજાએ એને સોનાનું પાનદાન તેનાં સઘળા સામન સાથે ભેટ કીધેલું છે તે ઉપર તેનો ફોટોગ્રાફ નામ સાથે મુકેલોછે. સ્પેનનાં ૨૨) ગામમાંથી એ પોપને એક પર્સ (થેલી) ડાલરોની ભેટ મળી હતી તેઓનાં નાંમો તથા ભરેલા પઇસાની રકમો એક આરસીમાં ફ્રેમ કરીને ટાંગેલીછે. એ ઉપરાંત બીજા ઓરડાઓમાં જુની ચોપડીઓ કાચનાં કેશોમાં ઉઘાડીને મુકીછે, તેમાં વરજીલની કવીતાની ચોપડીઓ પાંચમી સદીમાં તેનાં હાથની લખેલી, ડાન્ટેની બહેશ્ત અને દોઝખપરની કવીતા, બોકાસીઓનાં હાથની કોપી કીધેલી, વેનીશનાં ડોજીસની તવારીખ તે વખતનાં બનાવોનાં ચીતાર ઘણાંજ સરસ હાથની, તથા બાઇબલો, પેપેરસપરનાં લખતો ઇત્યાદી હજારો વરસનાં જુનાં મુકેલાંછે. એ ઉપરાંત અસલની ઇમારતોપરનાં સરસ ફરેસ્કો ચીત્રો તેનો દીવાલનાં ચોસલાં સાથે આણી લાવી ફ્રેમોમાં મુકેલાંછે. અસલની પોંપસની ગંજાવર વીંટીઓ કેટેકોમબશમાંથી મળેલી, બારમી સદીનાં લાકડાંપરનાં પેનટીંગશો, કેટેકોમબશમાંથી મળેલા રંગીન મારબલોની એક તથા શીઝરસનાં મેહેલમાંથી મળેલા રંગીન પથરોની એવી બે ટેબલો ઘણીજ સરસ બનાવી મુકીછે, તથા બીજી ઘણી ચીજો જોવા લાયક હતી જેની વીગતો હમો લખી શકતા નથી.

એ જોઇને પછી વાટીકનનાં મેહેલમાં પોપસની સ્ટેટ કેરીએજીશ જોવા ગયા હતા. એ ઉપર લખેલી લાઇબરેરીનાં હેઠળનાં ભાગમાં એનાં તબેલાઓછે તેમાં છુટા ભાગ કરીને મુકીછે, જે બધી મળીને ત્રણ ગાડીઓછે, તેમાં મોટાં તાકણુંઓપર વાપરવાની ઘણી ભપકાદારછે, તેની અંદરની બેઠકમાં એક બાજુપર વચમાં મખમલની ખુરશી કીધેલીછે, જેપર પોપ એકલો બેસેછે અને તેની સાંમેની બેઠક ઉપર બે કારડીનલો બેસેછે. એ ગાડી જરા ઊંચી હોવાથી તેમાં ચહડવા ઉતરવાની સીડી અંદરથીજ વાળવાની છ ટપાની ઘણી સરસ બનાવેલીછે. ગાડી બધી લાલ રંગની કરી તેપર ઘણી ગીલીટ કીધેલી

તથા પૈનલોપર પુતળાં અને મથાળાંપર સોનેરી ગીલીટનાં ફુલો ગોઠવેલાંછે. એ ગાડી વરસમાં ચાર વખતજ છ ઘોડા જોડીને વાપરેછે. બીજી ગાડી બીજા તેહેવારોપર વાપરવાની તેથી ઉતરતી ગીલોટ તથા ભાભકાની, અને ત્રીજી ગાડી હમેશાં વાપરવાની બે ઘોડાની પણ લાલ અને તેપર ઘણોજ થોડો ઘોળછે. પેહેલી ગાડી જે બધામાં સરસછે તેની કીમત ૧,૫૦,૦૦૦) ફ્રાંક યાને રૂપીયા ૬૦,૦૦૦) ની કહેછે.

એ જોઇને અતરેનાં સૌથી મોટા સરકસની ઇમારત જોવા ગયા હતા. એમાં સરકસની વખતે ૭૫૦૦) માણસો બેસેછે, અને સરકસ નહીં હોય ત્યારે ઠીયેટર થાયછે તે વખતે નવો સ્ટેજ ઉભો કરેછે. એનું નામ Umberto Primo Circus કરીને છે. તે અસલ ઓગસ્ટસ શેહેનશાહની ઘોર હતી તેપર બાંધેલાછે, અને અંદરથી ઘણો ગંજાવર લાગેછે. એની બાંધણી ગોળ અને વચમાં કાચનું છાપરૂં કીધેલુંછે.

એ જોઇને પછી અતરે વખણાયલાં પથરનાં મોઝાઇક કામનું કારખાનું (ફેક્ટરી) જોવા ગયા હતા, જયાં ઘણું ઝીણું કામ આરશીઓ તથા ટેબલોમાં જુનાં રોમની ઇમારતોની તસવીરો પાડતાં હમોએ જોઇ હતી, અને જે તઇયાર થાયછે ત્યારે જાણે ઓઇલ પેનટીંગની હોય તેવી લાગેછે. એવી એક નાહાની આરસી બનાવતાં એક માણસને એક વરસ લાગેછે. એવી ત્રણ ફીટની આરસીનાં ૧૬,૦૦૦) ફ્રાંક કીમત માગતો હતો એટલું કામ એ મોંઘું બનેછે. એની બનાવત જેમ કાચનું મોઝઇક કામ વેનીશમાં બનાવતા હતા તેમ રંગો પથરનાં જેવા કાંઇ મેળવણીથી મજબુત બનાવી તેનાં જોઇતી કદનાં ટુકડા કરી તે વાપરેછે. એવા ૨૮,૦૦૦) રંગનાં જુદા જુદા "જશેડશે" એ કારખાનાંમાં વપરાયછે. એવું તેનાં ધણીથી સાંભળ્યું હતું.

હમોએ રોમ શેહેરમાં જે જોવા લાયક હતું તે સઘળું જોઇ રેહેવાથી આજે સાંજનાં પાંચ વાગે આગગાડીમાં નીકળેલા રાતનાં કલાક બાર વાગેને નેપલસ પુગ્યા હતા. રોમ શેહેર ઘણું મોટું અને અસલથી દુન્યામાં વખાણાયલુંછે. અસલ એ શેહેરને હસતક તે વખતનો જાણીતી દુન્યાનો મોટો ભાગ હતો, અને તે વખતે એની વસતી ૧૫)લાખ આદમી સુધી વધી ગઇ હતી. એ શેહેરમાં તે વખતે ૪૨૩) મોહોલા, ૧૭૯૦) મેહેલો અને ૪૬,૬૦૨) રેહેવાનાં ઘેરો હતાં. તે ઉપરાંત ગમત સારૂં ૧૧) ઠરમી (યાને ગંજાવર હમામખાનાં)૮૫૬) માફક શરનાં હમામખાનાંઓ, ૧,૩૫૨) ફુંવારા, ૪૨૩) દેહેરાં, ૩૬) કીરતી મહેરાબ (ટરાયમફલ આરચીસ) અને ૧૦) બાશીલીકા (યાને મોટાં દેવલો) હતાં. પણ પાછલથી કોનસ્ટેનટાઇન શેહેનશાહે રોમથી પોતાનું પાયતખ્ત કાહાડીને કોનસ્ટંટીનોપલમાં લઇ ગયો ત્યારથી એ શેહેરની પડતી હાલત આવી હતી, તોપણ એ છેલા શેહેનશાહે ત્યાં ક્રીસ્ચીઅન ધરમ પાળવાની છુટ આપવાથી એ ધરમનાં ગુરૂઓ (પોપસ) નો કાબુ વધતો ગયો, અને તેઓને બીજા રાજાઓથી વારાફરતી શેહેરોની ભેટો મળવાથી એક રીતે રાજાઓ પોતે બની રાજ ચલાવતા હતા. તેઓનાં વખતમાં એ શેહેરને વારાફરતી વેનડલ્સ, ગોઠ્શ, સારાસેન્સ તથા બીજાઓએ લુટયું હતું. ત્યાર પછી પોતપોતામાંજ મોટા ખાનદાનવાળાઓમાં લડાઇઓ ચાલી તેથી પોપ પાચમાં કલેમેનટે પોતાનુ તખ્ત ત્યાંથી કાહાડીને સને ૧૩૦૯ માં આવીનોન (Avignon) માં લઇ ગયો. તે વખતે એ શેહેર એટલુંતો પડતી હાલતમાં આવી ગયું હતું કે તેમાં ૨૦,૦૦૦) માણસોની વસતી ભાગ્યે રહી હોય. એવું એક વખતનાં એ દુનયાની શેહેનશાહત ભોગવતાં શેહે-

રની હાલત થઇ ગઇ હતી, પણ પોપ દશમો ગ્રેગરી પાછો સને ૧૩૭૭ માં ત્યાં આવ્યા પછી એની હાલત સુધરતી ગઇ હતી, અને પોપસની તીજોરીમાં બધા દુન્યાનાં ભાગોમાંથી નાણું આવવાને લીધે પાછું તેને તેઓ સુધારતા ગયા હતા. તેમાં પાંચમાં સેક્ષટસનાં વખતમાં હમણાંનું રોમ શેહેર ઘણું સુધરયું હતું. સને ૧૭૯૮ ના ફ્રેંચ રીવોલ્યુશનની વખતે રઇયતનું રાજ થયું હતું, અને સને ૧૮૦૯--૧૪ સુધી ફ્રેન્ચ સરકારને હસતક રહયું હતું. સને ૧૮૪૯ માં પાછું રીપબલીક થવાથી ફ્રેન્ચ સરકારે તેને જીતીને પોપ નવમા પાયસને સ્વાધીન કીધું હતું, અને ત્યાં ફ્રેન્ચનું ૧૫,૦૦૦) માણસનું લશકર જાથુક રેહેતું હતું. તે ફ્રેન્ચ અને પરૂશીઆની લડાઇના વખતે સને ૧૮૭૦ માં બોલાવી લીધાથી ઇટલી દેશનાં રાજાનાં લશકરે સ્વાધીન લઇને ઇટલીની રાજધાનીમાં સામેલ કીધું ત્યારથી તે હમણાં સુધી એ શેહેર પાછું ઇટલી દેશનું પાયતખત ગણાયછે. એની વસતી આસરે ત્રણ લાખ માણસની કેહેવાયછે. અહીંયાંની ઇમારતો માફકશરનીછે, તેમાં અસલનાં મોટા ઉમરાવી ખાંનદાંનનાં મેહેલો ઘણાં મોટા અને મજબુત બાંધેલા તથા તેઓને ત્યાં ચીત્રોનો સંગ્રહ જગે જગે કીધેલોછે. રસતાઓ થોડા ઘણાં સાંકડા અને બીજા માફકસર પોહોલાછે. વાઆ નેશનલ (Via National) કરીને રસતોછે ત્યાંની હવેલીઓ સારી અને યુરોપનાં બીજાં દેશોને મલતી આવેછે. કોર્સો (Corso) કરીને એક મોહોલો આસરે બે મૈલ લાંબોછે. તે અહીંયાંનો મુખ્ય મોહોલો ગણાવાથી ત્યાંની જગ્યા ઘણી મોંઘી કીમતે વેચાયછે. તે તથા બીજા એવા બે ચાર મોહોલા શીવાય બાકીના જુના ભાગની ઇમારતો કોઇ કોઇતો ઘણી કંગાલ હાલતમાં દીસેછે. અહીંયાં જોવામાં અસલનાં વખતનાં ખંડેર જગે જગે રાખેલાંછે, તે જોવા સારૂં હજારો લોકો યુરોપનાં બીજા ભાગોમાંથી આવેછે. એ શીવાય જગોએ જગોએ મોટા ફુંવારા તથા ચોક તથા પુતળાં અને ઓબેલીસ્કોથી શેહેર ઘણું શોભાયમાન બનાવેલુંછે.

તા૦ ૨૫ મી અકટોબર ૧૮૮૧—હમો ગઇ કાલે રાતનાં બાર વાગે આગલ લખ્યુંછે તેમ નેપલ્સ શેહેરમાં આવી પુગા, અને અતરેનાં દરીયે કીનારાપરનાં આવેલાં હૉટલ ડી મેટરોપોલમાં ઉતારો લીધો હતો. આજે સવારનાં દીવસ જરા ખુલો માલમ પડવાથી (બે દીવસ સુધી રોમ તથા નેપલ્સમાં લાગત વરસાદ પડયો હતો) હમો પેહેલી તકે અતરેનો વખણાયલો બલતો પાહાડ વીઝુવીયસ (Visuvius) જોવાનો ઠરાવ કરીને હોટલમાંથી ઘોડાનો ગાડીમાં બેસીને સવારનાં ૧૦ ને ૨૦ મીનીટે નીકળયા હતા. એ પાહાડ નેપલ્સની સાંમેછે અને ત્યાંથી બરોબર દીસેછે; એની પાસેજ બીજો પાહાડછે તેને માઉનટ સોમા ( Mount Somma ) કરીને કહેછે. એ વીઝુવીયસનો પાહાડ નેપલ્સથી આસરે ૧૧) મૈલ દુરછે, અને આખો રસતો છેક પાહાડની નજદીક સુધીની હેઠાણું તુલીક વસતી તથા ઘેરો જાણે એકજ શેહેર હોય તેમ નેપલ્સથી મલેછે. નેપલસની પાસે હારબંધ બીજાં ત્રણ ગામો આવેલાંછે તેથી તે સઘળાં વધતાં વધતાં મલીને હમણાં એક થઈ ગયાંછે. પાહાડની હેઠાંણમાં આવ્યા કે એ પાહાડ ફાટીને તેમાંથી નીકલેલો રસ જેને "લાવા" કહેછે તેનાં રેલા જે એ રસતાની બાજુપરથી સને ૧૮૪૦ માં પાહાડ ફાટયો ત્યારે ગયો હશે તેનાં ડુંગરો થયલા મલ્યા હતા. એનો દેખાવ જાણે સુકા કીચડનાં ઢગલા હોય તેમ પણ કાળા રંગનો લાગેછે, અને જયારે રસ નીકલતો બંધ થાયછે ત્યારે તે વેહેતો બંધ થઈ

જઇને બંધાઇ જાયછે, તેથી તે ઉપર કકડા ચઢતા હશે તે સુધાં બંધાઈ જવાથી તેનાં જાત જાતનાં આકારો બની રહયા હતા. ત્યાંથી ઉપર જવાની ચઢણ મલી હતી, અને વારા ફરતી પેહેલાં એક બાજુપર અને પછી બેઉ બાજુપર એ લાવાનાં ડુંગરો મલ્યા હતા, તથા પછી તો સઘળી જગાએથીજ બનેલી અને તેમાંથીજ રસતો પણ પસાર કીધો હતો. એ લાવાનો પથર ઘણોજ હલકો તથા મજબુત અને રસતા બનાવવાનાં કામસર નેપલ્સ તથા બીજા શેહેરોમાં આવેછે. એ પ્રમાણે જોતા જોતા ઉપર ઘણા ચહડયા ત્યારે એ પાહાડમાંનાં બલતાંમાંથી નીકલેલી રાખનાં ડુંગરો લાવાની ઉપર બની ગયલા દીસવા લાગ્યા. એ રાખના ઢગલાનાં ૨૦૦) ફીટ સુધીનાં પડ લાવાની ઉપર બંધાઇ જાયછે એટલી રાખ પાછલથી ઉડેછે. પાહાડને અરધે રસતે એક ઇમારત આવેછે ત્યાં એ પાહાડ ફાટવાની તૈયારી કરેછે તે બાબે તપાસ રાખવા સારૂ તથા તે ફાટવા પછી વીગતો નોધવા સારૂ ચોકીનું ઘેર બાંધેલુંછે. એમાં એક જાતનું હથીયાર રાખેલુંછે જેને સીસમોગ્રાફ Sismograph કરીને કહેછે, જે ઠરમોમીટરની માફક એનાં ધરતીકંપની વીગતો નોધેછે. તેની થોડેક દુરથી સોલજરોની ચોકી રાખેલીછે. જયારે પાહાડ ફાટવાની તૈયારી થાયછે તેનો બે ત્રણ કલાક આગમજથી પેલી શીશીમાં માલમ પડેછે, ત્યારે નેપલ્સમાં તે બાબે તાર મુકી આસપાસનાં રેહેનારાઓને ચેતવણી આપેછે. જેઓને ગમેછે તો ઘેરબાર ખાલી કરી જાયછે અને ગમે તો નસીબપર આધાર રાખીને પડી રહેછે. એ પ્રમાણે પડી રહેનારાઓમાંનાં ઘણાંજણાંઓ કોઈ વખતે એ પાહાડ ફાટવાથી તેનાં નીકળતા રસની ઝાદીમાં મરણ પામેછે. પાહાડની ઉપર જવા સારૂં છેક બાજુપર ઉપરથી એક ટરાંમવે બાંધેલીછે, અને ત્યાં રીફ્રેશમેન્ટ રૂમ બાંધેલોછે જયાં હમો બપોરનાં બે વાગતે પુગ્યા હતા, તેટલાં વરસાદ ઘેરાઈ આવેલો હોવાથી તેનાં છાંટા પડવા લાગ્યા, અને સઘળું ધુમસથી ઘેરાઈ રહેલું હતું તેથી હમોએ ધારયું કે ઉપર જતાં હેરાનગી ભોગવવી પડશે, પણ રીફ્રેશમેન્ટ લઇ રહયા તેટલાં તો વરસાદ નરમ પડયો હતો. ડુંગરનાં મથાળાંપર ધુમસ એટલો હતો કે એની માંહેથી નીકળતો ધુંમાડો વટીક પણ દીસતો ન હતો. હવે એ જગ્યાપરથી એ ટરાંમવે બાંધેલીછે, જેનાં પાટા છેક મથાળાં સુધી લઈ ગયાછે તે એટલા તો ઉભા મુકેલાછે કે તે પરથી તારનાં દોરડાં એ ગાડી ખેચ્યા વગર ગાડી કદીબી ઉપર જઇ શકે નહીં. એટલો ઉભો રસતો હમોએ કોઇ દીને દીઠો નથી. તેવાંપર એક રેલ નાંખી તેપર ચાર બાજોટની બેઠકવાળી ગાડી દોડાવેછે. પાહાડની હેઠળ એક એનજીન ચાલુ કરેછે, અને તેથી પેલાં તારનાં દોરડાં કે જેની સાથે ગાડી બાંધેલી હોયછે તેથી ગાડી તે ઉપર ખેંચી જાયછે તેજ વખત બીજી રેલપરથી બીજી ગાડી નીચે ઉતરેછે. વખતે દોરડું તુટી જાય તો ઘણી મજબુત "બ્રેક" ગાડીને જોડેલીછે તેથી તે રેલને પકડી ગાડીને હેઠે પડી જતાં અટકાવેછે. એ ગાડીનાં પઇડાં બીજી ગાડીઓની માફક ઉભાં નહીં પણ આડાં અને રેલ ઉપર દોડતાં કીધાંછે. તેવાં ચાર (બે એકેકી બાજુપર) તેમજ બે મોટાં પઇડાં રેલ ઉપર દોડેછે. એ પ્રમાણે છ પઇડાં ગાડીની ત્રણે બાજુ ફરતાં આવ્યાથી તેઓ બધાની બ્રેક જો નાખેતો ગાડી પાટાઓનેં વળગી રહેછે, નહીં તો કે જો દોરડું ટુટું તો ગાડી તથા તેમાંનાં માણસોને બંચવાની આશા કદી રેહેતી નથી. એટલા મોટા ઢોળાવપર એ ટ્રામની રેલ નાંખીછે. એ રેલની "સ્લીપર" જમીનથી આસરે એક ફુટ ઉંચી રાખેલી અને

રેલ પણ આસરે ચાર ઇંચ પોહોળીછે તેથી તેની બાજુપરથી પણ પેલાં વાંકાં પઇડાં દોડી શકેછે. એ ટ્રામવે આસરે ૯૮૫) વાર જમીન ઉપર ચાલેછે, અને એટલો કટકો તેને ઉપર ચહડતાં દશ મીનીટ થાયછે. તેટલાંની ટીકીટનાં પૈસા ૨૦) ફ્રાંક ઇયાને ૮) રૂપીયા આપવા પડેછે. એ કમપની સાથ સરકારને વીસ વરસની બોલીછે અને પાહાડ ફાટવાથી જો એને નુકશાન પહોંચે તો બીજી લાઇન બાંધવાની દર વખતની કબુલાતછે. એ ટ્રામ કંમપનીવાલાઓને જોયા મેલે ઘણો નફો થતો હશે; કારણકે મોહસમપર અહીંયાં ઘણું લોક જોવાને આવેછે અને કોઇ મહીનામાં તો પાંચ હજાર ઉપર માણસ જઇ આવેછે. હમો ગાડીમાં બેસીને દશ મીનીટમાં ઉપર જઇ પુગયા હતા, અને ઉતરયા ત્યારે ઓદાનાં હોકમથી સુરજ નીકળયો અને આસપાસ પેહેલાં જે કાંઇ દીસતું ન હતું તે સઘળું ખુલું થવા માંડયું, તેથી હમે ખુશી થતા ઉપર જવાની તૈયારી કીધી. હવે હમોને પાહાડ પરનો ધુંમાડો દીસવા લાગ્યો તે જાણે મોટાં વાદળાં ઉડતાં હોય તેવો જાડો નીકળતો હતો. અહીંથી ઉપર જવાને ઘણું બીકટ પડશે એવું ભોમીઆએ કેહેવાથી હમે તો ખુરશીઓમાં બેસીને માણસો પાસે ઊંચકાવી જવાની તેયારી કીધી, પણ ભાગજોગે ત્યાં એકજ ખુરશી મલી તેથી તેમાં એક જણ અને બાકીનાં ત્રણ જણાંને બે માણસો દરેકને બાંધબોડી કરીને ઉપર ઊંચકી લઇ ગયા. રસતો થોડો ભાગ સારો મલ્યો પણ જેમ મથાળાંની નજદીકમાં એનાં ક્રેટર (જે જગ્યા ફાટી તેમાં મોટા ખાડો પડેછે અને તેમાંથી બળતાં તથા ધુંવાડો ઉપરાંત જયારે ફાટેછે ત્યારે લાવાની નદીઓ વેહેછે તેને Crater ક્રેટર કરી, કહેછે) આગલ આવતા ગયા કે જમીન ખરાબ મલવા લાગી, અને જયાં નજર કરયે ત્યાં ગંધકનાં ભરેલા પથરાઓ માલમ પડતા ગયા, અને તેની ફાટોમાંથી બધેથી ધુંમાડો નીકળતો હતો. હમોને જુનાં ક્રેટર પર લઇ જઇને હમારા ઊંચકનારાઓએ ઉપલા ધુંમાડામાં ઉતારયા તે વખતે ધુંમાડો અત્તીઘણો હમારી આસપાસ ફરી વલ્યો હતો, અને પાંચ ફીટ દુરની ચીજ પણ કાંઇ દીસવા ન લાગી. ધુંમાડો સઘળો ગંધકનો હતો તેથી નાકે પાટા બાંધવા પડયા હતા અને પેહેલાં જરા દમ લેવાને પણ અડચણ પડી હતી. હવે હમોને જયાં ઉતારયા ત્યાં સને ૧૮૭૦ માં પાહાડ ફાટયો હશે તે વખતની ક્રેટર જુની હતી. હમણાં સઘળી પોતાની મેલે તે પુરાઇ ગયલીછે. એ પાહાડની એવી ખુબીછે કે ફાટેછે ત્યારે તેમાંથી પથરા તથા મેટાડીની નદી થઇને સઘળું બાહાર નીકળી પડવાથી પાહાડ નીચેથી પોકળ થઇ અંદર બેસી જઇને ઘણાં ગંજાવર ખાદાઓ ૦। થી ૦।। મૈલ ઘેરાવાના પડી જાયછે, જેને ક્રેટર કરી કહેછે. હવે પાહાડ બલતો નરમ પડેછે કે કુદરતથી જે પાછો અંદર ઉંડો ખાદો પડી ગયલો હોયછે તે પોતાની મેલે હેઠળથી બીજી જમીન નીકલી આવ્યાથી પુરાતો આવેછે. તે ઘણે વરસે પાછો પુરાઇને પાહાડનાં મથાળાંની બરોબર તેની જમીન થઇ જાયછે, ત્યાં હમોને જુનાં જવાળા ખાંચરનાં મથાળાંપર લાવીને માણસોએ ઉતારયા હતા, જયાં હમોએ લખવા મુજબ બધે ગંધકથી ભરેલા છુટા છુટા પથરોની જમીન બનો ગઇ હતી અને આસપાસથી ધુંમાડામાં ઘેરાઇ ગયા હતા. હવે અહીયાં હમારી પાસે દરેક જણ દીઠ ૨૫) ફ્રાંક નવી ઓતરનું મથાળાંપર જે આસરે ૧૦૦) વાર દુર હશે તે ઉપર લઇ જવાનાં ઉચકનારાઓએ ઠાગો કરી માંગવાની હઠ લઇ બેઠા, અને હમો

એક ગમ ધુંમાડામાં ગુંગળાયલા અને બીજી ગમ તે લોકો ખાલી તકરાર અને પોત પોતામાં મોટે મોટે બોલવા લાગા. હમોને પાછું હટવાની ઇયા આગલ વધ્યે તો ૨૫) ફરાંક દરેક જણને આપવાની ફરજ પડી,• તોપણ આટલા નજદીક આવેલા તેથી પાછું ફરવાને ગમ્યું નહીં, અને આગલ વધ્યા તે રસ્તો અતીશે ખરાબ હતો. રાખની અંદર પગ ડુબી જતા હતા અને માણસો હમોને ખાંધગોરી કરીને લઇ ગયા તેઓનાં પગ ફસડાઇ જતા હતા. એ પ્રમાણેની મેહેનત લેતાં છેક તે નવો ક્રેટર ( જે સને ૧૮૭૯ માં છેલો ફાટયો હતો ) નાં મથાળાંપર જઇ પુગ્યા હતા, જયાં સાંમે અત્તી ઘણો એક મોટો તથા ઊંડો ખાદો દીસતો હતો, તેમાંથી ધુંમાડો વાંદળાંઓની માફક ઘણોજ જાડો નીકળતો હતો, અને અંદર ખાડામાં મોટાં બલતાં હતાં, જેનો અવાજ મોજાઓની માફક થતો, પણ ધુંમાડો એટલો જાડો હતો કે એકુ બે બલતાંનાં ઝમકાટ શીવાય બીજું વધારે જોઇ શકાય ન હતા. એ તેનાં મોડાંવાલી જગ્યા જયાં હમો ઉભા હતા (પવન હમારી પીઠ પરનો રાએલો હતો તેથી ધુંમાડો હવે કંટાળો આપતો નહી હતો) તેની ઉપર હાથ ધરીયેતો ગરમ લાગતી હતી અને બધી ગમ ફરતી ગંધકનાં પથરોથી જમીન ભરાઇ ગઇ હતી. થોડો વખત એ જોઇને પછી પાછા ચાલતાં બે માણસો હમોને આજુ બાજુથી ટેકો આપતા હતા, અને પગ પાછા સુકાયલી રાખનાં કટકામાં બેસી જતા હતા અને ઢલાવ પણ અતીસે હતો તેથી જો ટેકો હમોને માણસોનો નહીં હોયતો ખચીત પડી જયાવીના રહેતે નહીં. એ પ્રમાણે ૧૦૦) વાર પાછા પસાર કીધા કે પેલા જુનાં ક્રેટરપર આવ્યા કે જમીન કઠણ પણ છુટા છુટા કટકાઓની મલી હતી, જેમાંથી ધુંમાડો નીકળતો હતો તેથી તથા ધુમસ અતી ઘણો પાછો થવાથી હમોને દુરનું કાંઇ પણ દીસતું નહતું. એ મુજબ પાછા ટ્રામવેપર આવીને હેઠળ પાછા રેસ્ટોરાંની જગાએ પુગ્યા જયાથી સાંજનાં ૪—૨૦ મીનીટનાં નીકળેલા નેપલ્સમાં કલાક ૬—૩૦ મીનીટે આવી પહોચ્યા. એ વીસુવીયસ પાહાડ ખુલ્લા મેદાનમાંથી એકલો નીકળી આવેલોછે, અને તેની ઊંચાઇ વારા ફરતી ફાટેછે* ત્યારે ઘટેછે અને બંધ હોયછે ત્યારે વધેછે. સને ૧૮૪૫માં એ ફાટયો હતો ત્યારે તે ૩૯૦૦) ફુટ ઊંચો હતો, જે ૧૮૬૮ માં વધીને ૪૨૫૫) ફીટ થયો અને સને ૧૮૭૨નાં ફાટવામાં પાછો ઓસરી ગયો હતો ; પણ ત્યારપછી પાછો વધવા માંડેલોછે. એનો ઉત્તર ઉગમણ તરફનો ભાગ જુદો ઉપરથી નોક નીકળી આવ્યો હોય તેમ લાગેછે. તેને માઊંટ શોમા કરી કહેછે, અને એની તથા વીશુવીયશની વચમે મોટી ખીણ આવેલીછે. એ ફાટેછે ત્યારે એમાં ત્રણ ક્રેટર (ઇયાને મોટા ખાડાઓ) પડેછે, પણ બંધ થયા પછી પુરાઇને વચમેનો એકું મોટો ખાડો રહી જાયછે. એ પાહાડ પેહેલાં મજાહનો ફળવંત હતો, પણ તેનું મથાળું રાખ તથા બળેલા કાંકરાનું હતું. એ પેહેલ વેહેલો સને ૬૩ નાં શાલમાં શેહેનશાહ નીરોનાં વખતમાં ફાટયો હતો, તે વખતે એની હેઠળ આવેલાં પોમપીઆઇ અને હરકયુલેનીયમનાં શેહેરોની ખરાબી કીધી હતી. ત્યારપછી ૬૪ નાં શાલમાં નેપલ્સની ખરાબી કીધી હતી પણ ૭૯ નાં શાલમાં તા૦ ૨૪ મી આગસ્ટે ફાટયો તે ઘણોજ જોરાવર હતો. તે વખતે પોમપીઆઇ, હરકયુલેનીઅમ, સ્ટેબી ઇયાને બીજાં ઘણાંએક ગામો તથા ગામડાંને તારાજ કરી તેની રાખમાં ગરક કરી નાંખ્યાં હતાં. તે વખતે પ્લીની કરી મોટો વખણાયેલો નેચરલીશત (Naturalist) ત્યાં ગુંગળાઇને મરણ

પામયો હતો. તેનાં ભત્રીજાએ તેશીટશપર એ વખતના લખેલા કાગળપરથી એની વીગતો માલમ પડેછે. તે કહેછેકે "દીવસની રાત થઇ ગઇછે, ધરતીકંપનાં આચકાઓ ખુબ આવેછે, દરીયો ઘણોજ ઉછાળો મારેછે, માથાંપર ધુંમાડાનાં મોટાં વાદળાં થઇ ગયાંછે, અને તેમાંથી વીજલી પડેછે તથા આતસ અને રાખનાં વરસાદો વરસેછે. લાવાની નદીઓ ચાલેછે અને સઘળાં જણાં દુન્યાની આખેરી આવેલી સમજેછે." એવી રીતનો ઘભરાતવાલો દેખાવ તે વખતે થયો હતો. ત્યારપછી નાઘળાં મોટાં "ઇરપશનો" એટલે પાહાડનું ફાટવું ઘણી વખત થયા કીધું હતું. પેહેલાં બએશો ઇયા સો વરસે એક વખત ફાટતો હતો, પણ પાછલથી એ કજા વધવા માંડી હતી. ૧૫૦૦) નાં શાલ સુધીમાં નવ "ઇરપશન" નોધાપલાંછે, અને ત્યારપછી અત્યારસુધીમાં ૫૦) બીજાં થયાં હતાં. કોઇ વખતે સદી સુધી ફાટયા વગર રહેછે. ૧૫૩૮ થી ૧૬૩૧ સુધી તદન ઇરપશન થયું હતું નહીં. તેટલા વખતમાં એ પાહાડપર મોટાં જંગલો તથા ઝાડી ઉગી નીકળી હતી, જેમાં ગાય ઢોર ચરતાં હતાં, અને સને ૧૬૩૧ માં પાછું મોટું ઇરપશન થયું હતું તે વખતની વીગતો હમણાં સુધી રહીછે, તે પરથી માલમ પડેછે કે "રાખ અને ધુંમાડાનાં વાદળાં પડા રેકા થઇ આશમાનપર દીસતાં હતાં, અને નેપલ્સમાં અંધારૂં થયું હતું, તથા તે છેક ટરેનટમ શેહેર સુધી પોંચ્યું હતું. મોટા મોટા પથરાઓ ૧૫) મૈલ દુર ઉડયા હતા તેમાંનો એક પચીસ ટણ વજનનો શોમા નામનાં ગામમાં પડેલો હતો. જમીન ધરતીકંપથી ધુજતી હતી, અને એનાં મોહોડાંમાંથી લાવા એટલે પીઘલેલા પ્રવાહીનાં ૭) રેલા નીકળતા હતા. તેમાં પાંચ ગામડાં દટાઇ ગયાં હતાં, અને ૩,૦૦૦) માણસો મરણ પામયાં હતાં." સને ૧૭૩૭-૬૦-૬૭ માં પણ ઘણાં જોરથી પથરા ઉડયા હતા, જેમાનાં કોઇ તો નેપલ્સ સુધી આવતા હતા, અને તે બળતા હોવાથી લોકોમાં ઘભરાત થઇ ગયો હતો, તથા એનાં લાવાનાં રેલા દરીયા સુધી જઇને તેમાં પડયા હતા, તેથી તેનાં પાણી મૈલ સુધીનાં ગરમ કરી નાંખ્યાં અને ૪૦૦) માણસો મારવાં ગયાં હતાં. સને ૧૮૫૮ નાં ઇરપશનમાં એ પાહાડ ૧૯૫) ફીટ બેસી ગયો હતો. છેલો મોટો ઇરપશન સને ૧૮૭૨ માં થયો તે વખતે એમાંથી લાવા નદી માફક નીકળ્યા હતા. તેમાં એક તો ૧૦૦૦) વાર પોહોળો અને ૨૦) ફીટ ઊંડો રેલો દોડતો હતો, જેથી બે ચાર ગામડાં પાયમાલ થઇ ગયાં હતાં અને તે વખતે તેને જોવા આવેલા લોકોમાંથી ૨૦) જણાં નાસી શકયા નહીં તેથી એ ઝરામાં મરી ગયા હતા. એ લાવા (ગલેલો પ્રવાહ) લોખંડનાં રસનાં જેવો હોયછે, જે આવડો મોટો ઝરો લાલ આતસ જેવો કેવો લાગો હશે તે વીચાર કરવો. હમારો ભોમીઓ જે તે વખતે નેપલ્સમાં હતો તેનાં કેહેવા મુજબ જંગલનાં ઝાહાડો તેની ગરમીથી ફાટીને જેમ માણસો ચીચારો મારે તેવા તેમાંથી અવાજો નીકળતા હતા અને જરાકમાં ભસ્મ થઇ ગયાં હતાં. એ આતસની ગરમી ૨૦૦૦) ડીગરી સુધીની કહેછે. ઉપર લખેલા ૧૦૦૦) વાર પોહોળો અને ૨૦) ફીટ ઊંડો ઝરો ત્રણ મૈલ બાર કલાકે દોડયો હતો, અને તે વખતે ક્રેટરમાંથી પથરાઓ ૪૦૦૦) ફીટ ઊંચે ઉડતા હતા, તથા રાખથી સઘળું આસમાન ઘેરાઇ ગયું હતું, અને તેનાં ૮૦૦૦) ફીટ સુધી ઊંચાં વાદળાં જતાં હતાં, જે ૧૪૦) મૈલ સુધી દુર કોશેનજાનાં ગામ સુધી પુગ્યાં અને જયાં રાખનો વરસાદ વરસ્યો હતો. એ વખતના નીકળેલા લાવાએ બે ચોરસ મઇમની જગા રોકી

હતી અને ૧૩) ફીટ સરાસરી ઊંડો હતો. છેલો ઇરપશન સને ૧૮૭૯ની આખેરીમાં થયો હતો. જે ક્રેટર હમોએ આજે જોયો તે નવા ક્રેટરને નામે ઓલખાયછે. સને ૧૮૭૨ નાં શાલમાં ઇરપશનનાં પેહેલાં રેલાની શરૂઆત હમોએ ઉપર ચહડતાં જોઈ હતી તે જાણે ડુંગર બનેલો હોય એટલો મોટો હતો, અને બધી રીતે તેનો દેખાવ માહભારત લાગેછે.

**તા૦ ૨૬ મી અકટોબર ૧૮૮૧**— આજે પેહેલાં સેંટ કારલોની નાટકગ્રહ જોવા ગયા હતા. એ નાટકગ્રહ આખાં ઇટલીનાં મોટાંમાંનું એક ગણાયછે. એ પેહેલાં સને ૧૭૩૭ માં બાંધ્યું હતું, પણ પાછલથી બલી જવાથી સને ૧૮૧૬ માં તેજ રૂપમાં તૈયાર કરયું. તેમાં ૪૦૦૦) માંણસો બેસી શકે એટલી જગાછે. અંદર અંધારૂં હોવાથી હમો બરાબર જોઈ શક્યા ન હતા. હાલ મોસમની તૈયારીઓ થાયછે તેથી સઘળું વીખરાઈ ગયલી હાલતમાં પડેલું હતું.

એ જોઇને પછી વીક્ટોરીયા સકુવેરમાં એકવેરીઅમ આવેલુંછે તે જોવા ગયા હતા. એ જગામાં જો કે ઘણી જાતની માછલીઓ બીજાં મોટાં એકવેરીઅમોનાં જેટલી નથી, તોપણ એમાં નવાઇની માછલીઓનાં સંગ્રહને બીજું કોઇપણ એકવેરીઅમ પુગી શકે નહીં. એ પેહેલું કોઈ જરમન ડાકટર ડોહરન (Dr. Dohrn) કરીનેછે તેને પોતે મેડીટરેનીઅન દરીયાની માછલીની શોધ કરવા સને ૧૮૭૨—૭૪ માં સ્થાપ્યું હતું, અને પેહેલાં પોતે તે મેળવવાનો ખરચનો મોટો ભાગ ગાંઠથી આપતો હતો, તથા તેને જરમનીની સરકાર થોડી ઘણી મદદ કરતી હતી, અને ઇંગ્લંડની નેચરલીસ્ટ સોસાએટીએ ૧૦૦૦) પૌંડ બક્ષીસ દાખલ આપ્યા હતા. પાછલથી એને બીજાં ગામોની મદદ મલવા લાગી અને હમણાં એની આવક વરસ દીને ૩૧૫,૦૦૦) નીછે, જેમાંથી એક નાધળી સ્ટીમર તથા ઘણી બોટો, જાનવરની વીદ્યાના સાત ઉસ્તાદો અને વીસ મદદગાર એણે રાખ્યાછે, જેથી તે પોતાની શોધ ઘણી વધારી શકયોછે અને તેમાંથી યુરોપનાં બધાં દેશોમાં નમુના મોકલાવેછે. હમોએ બધો સંગ્રહ જોયો તે સઘળો જોવા લાયક માછલીઓનો હતો, તેમાં ઘણી સરસમાં રંગીન તારાનાં જેવી માછલીઓ (Star Fishes) ડાંખલીઓપર જાણે ઝીણાં વેલા ઉગ્યા હોય તેવી માછલીઓ, ઉડતાં પંખેરાંનાં જેવી, ઝાહાડો ઉગ્યાં હોય અને તેનાં મોહોડાં જાણે ઘાસ હોય તેવી, તેને છેદે ત્યારે તે બંધ કરી નાંખે તો જાણે સુકી ડાંખલીઓ પડી હોય તેવી લાગે, પરવાળાં બાંધતાં જાનવરો, કોરલશ બાંધતી માછલીઓ, અને બીજી વીજલીનો જટકો મારતીછે, છેલ્લાંમાં એક માછલી બાહાર નાહાની કુંડીમાં મુકેલીછે જેને આપણાં હાથમાં લેવા દેછે પણ તે જેવી હાથમાં લીધી કે વીજલીની પેટીનો તાર હાથમાં ધરયેછે ને ઝટકો આવેછે તેવો આબાદ આપણને લાગેછે. એ માછલી ભુમધ્ય સમુદ્રમાં ઘણી મલેછે, અને અહીંયાં રાખેલી માછલીને લોકો ઘડી ઘડી હાથમાં લીધાથી બે ત્રણ દીવસે મરી જાયછે, ત્યારે નવી હમેશાં લાવીને મુકેછે. એનો આકાર બેડી ચાન માછલી મુંબઇમાં આવેછે તેને મલતો આવેછે. વળી હમે ઉડતી માછલી જોઇ જે દરીયામાંથી હવામાં ઘણો વખત ઉડેછે. એને બે મોટી પાંખો ચામડાની તથા ભીંગડાંની બાજુ ઉપર હોયછે, તથા તે મોટી બોઇ માછલીને મલતી આવેછે. આઠ પગની માછલી (Octopods), સહી જેવી વસતુ કાહાડનારી માછલી (Cuttle fish), એ માછલીને જો આપણે છેડયેછે તો દોડતી દોડતી. પોતાનાં આંગમાંથી કાંઇ કાળી સહી જેવી જાડી વસતુ કાહાડેછે, તે એ-

ટલી બધી નીકળેછે કે તેની આસપાસ જાણે કાળાં વાદળાં થઇ ગયાં હોય તેમ પાણી ગદલું થઇ જાય તેમાં તે છુપાઇ જાયછે. એવી ખુબી પરવરદેગારે તેને આપીછે. તેનું કારણ છે જે એની પાછલ બીજી મોટી માછલી ખાવા દોડેછે ત્યારે એ વસતુ એની ઉપર ફૂંકેછે, જેથી તેની આંખમાં આગ બલવા ઉપરાંત પાણી એ કટલ ફીશનાં રંગની માફક કાળું થઇ જવાથી તેનો દુશમન તેને જોઇ શકતો નથી, તેટલાં એને નાસી જવાની તક મલેછે. હમોએ બે વખત એ માછલી જે રેતીમાં ભરાઇ બેસેછે તેને છેડાવી હતી, અને બંધે વખત કાળી શહી જેવી વસતુ કાહાડી તેમાં ભરાઇ જઇને નજર આગલથી તરતજ ગેપ થઇ ગઇ હતી. બીજી માછલી હમેશાં રેતીમાંજ ભરાઇ રહેછે. તેઓને રેતીમાંથી લાકડીએ બાહાર કાહાડી કે તરતજ પોતાની (ફીનશ) પાંખથી રેતી પાછી ખસાડી તેમાં આસતે આસતે ડુબી જઇને સંતાતી હતી. પેરેશાઇટ ક્રેબ્સ એક જાતનાં કાચબા થાયછે તેઓ હમેશાં કોરાઓમાં રેહેતી માછલીઓ પર જીવેછે. તેઓનાં કોરામાં પોતીકું આંગ ઓસીને તેને વલગી રહેછે અને જયાં સુધી તે જાનવરનો રસ બધો ચુસી લેય નહી ત્યાં સુધી તેને છોડતા નથી. એ દેખાવ જાણે અરધા કોરા અને અરધા કાચબા હોય તેવા લાગેછે. એવી નવાઇની માછલીઓ ઉપરાંત જાત જાતનાં રંગની લાલ, લીલી, કાળી, તથા પીલી રંગની ભેલસેલ પટીઓની તથા છુટા ચુટા રંગોની માછલીઓ પણ ઘણી જોવા લાયકની એકઠી કીધેલીછે. એવું સરસ નવાઇની માછલીઓનું એક વેરીયમ હમોએ કોડે જોયું હતું નહી.

એ જોઇને અતરેનો પાદશાહાનો મેહેલ Palazzo Real જોવા ગયા હતા. એ મેહેલ સને ૧૬૦૦માં બાંધ્યો હતો, પણ પાછલથી આગમાં બલી જવાને લીધે સને ૧૮૪૧માં પાછો બાંધ્યો હતો. એ ઘણો મોટોછે અને એનો આગલો ભાગ ૫૫૫) ફીટ લાંબો તથા પોહોલાઇમાં પણ ઘણો અને તે પર બે માળ કીધેલાછે. એનો. મુખ્ય દાદર ઘણો સરસ અને જોવા લાયકછે. તે તદન સંગેમરમરનો બાંધેલો અને તેની બાજુપર દીવાલમાં એજ પથરનાં પુતળાં કોતરી મુકેલાંછે. મેહેલની અંદર જવા સારૂં ત્રણ ભાગળનાં જેવા દરવાજા મેહેલની હેઠળથી પસાર કરવા પડેછે અને તેટલાજ ચોકો પણ છુટા રાખેલાછે. દરીયાની બાજુપરથી મોટી એક મેહેલની લંબાઇ જેટલી અગાશી ખુલ્લી રાખેલીછે જયાં ઝાડપાન સારાં ઉગાડેલાંછે, તથા જમીન બધી સફેદ સંગેમરમરની કીધેલીછે. ત્યાંથી નેપલ્સ શેહેરનો દેખાવ ઘણો સારો દીસેછે. એનાં ઓરડા તથા દીવાનખાનાં યુરોપનાં બીજા પાદશાહી મેહેલોનાં જેવા દરેક ઓરડામાં એકજ રંગનાં ફરનીચરથી શીણગારેલાછે. તેમાં તખતવાલો ઓરડો તદન લાલ શાટીન તથા ગીલીટનાં ઢોળનાં ફરનીચરનોછે. ખાવાનો હૉલ મોટો અને મોહોડું જોવાની આરશીથી શીણગારેલોછે. ખાસ ઓરડાઓમાં એક સીપની બનાવેલી ઘણી સરસ ટીપોય (Teapoy) જોઇ હતી. છતોપર બધે ઉસતાદોનાં હાથનાં ઓઇલપેનટીંગશો પાડેલાંછે. એ મેહેલને લગતો નાટકગ્રહછે તેની રંગભુમી ઘણી સારીછે. એનું ચેપલ પણ ઘણું સરસ સણગારેલું છે; તેમાં તેનો ઓલટર ઘણાં કીમતી પથરોથી જડી લીધેલો તથા તેની ઉપરનો કારીગીરી સોનાનું નાધણું દેવલ હોય તેવા નમુનાની કીધેલીછે. એનાં બારણાં પણ કીમતી પથરોનાં મોઝાઇક કામનાંછે. ગુંબઝની છતમાં અતાસે મોઝાઇક કામની સબીઓછે, તથા જમીન પણ રંગીન પથરોની બનાવેલીછે. મેહેલમાં ચોકોને ફરતી ગેલેરી સંગેમરમરની લાદી-

આ જડીને કીધેલીછે જેમાંથી સઘળા ઓરડાઓમાં જવાઇ શકાયછે.

એ જોઇને પછી જેઝુનુઆવો(Church of Gesu Nuovo) નું દેવલ જોવા ગયા હતા. એ દેવલ અસલ જેઝુઇત્સનું બાંધેલું અને અંદરથી ઘણાંજ રંગીન મરમરથી સણગારેલુંછે. તે સને ૧૮૫૪ માં બંધાયું હતું, અને તે ઉપર દોડ ક્રોડ રૂપીયાનો ખરચ બેઠો હતો એમ ત્યાંનાં રએવાળ પાદરીથી સાંભળયું હતું. એની છતપર બધે પેનટીંગશો તથા ગીલીટ કીધીછે. એનો આલટર ઘણો સરસ છે. તેપર બ્રાંઝનાં મોટાં પુતળાં તથા બાજુપર ત્રણ ફીટ કદનાં બસ્ટ ગોઠવેલાંછે. દીવાલપર મરમરનાં મોઝાઇક વરકથી ફુલોની તથા બીજી તરાંહો ઘણી મોટી પારેલીછે. આલટરની પાછલ સેંટ પીટર અને પોલના ૮) ફીટના કદવાલાં સફેદ મારબલનાં પુતળાં મુકેલાંછે, અને તે ઉપરાંત બીજાં છુટાં છુટાં આદમ કદનાં બાવલાં ઘણાં રાખેલાંછે. એક બીજો આલટર જેપાનીશ મારટીરશોનાં ચેપલમાંછે. એ જેઝુઇત્સ દુન્યામાં આગલ બધી જગાપર જયાં કોઇ યુરોપીયન ગયો નહીં હોય ત્યાં જતા, અને લોકોને વટળાવતા હતા. તે મુજબ જેપાન દેશમાં જઇને તે લોકોને વટળાવ્યા હતા, પાછલથી ત્યાંનાં એક શેહેનશાહે હોકમ કાહાડી બધા વટળેલાને પાછું પોતાનાં ધરમમાં આવવા કહયું, પણ એ પાદરીઓનાં શીખવ્યાથી તેઓએ તેમ નહીં કીધાથી શેહેનશાહે બધા ક્રીશ્ચીઅન ધરમવાળાઓને મારી નાંખવાનો હોકમ કીધાથી ૨૦૦) જેઝુઇત્સ તથા તે ઉપરાંત ઘંણાંએક જેપાનીસોને પણ મરાવી નાંખ્યા હતા. જેઝુઇત્સનાં હાડકાં પાછલથી જેપાન સાથે વેહેવાર ખોલ્યા પછી રોમનાં એક પોપે મંગાવી લીધાં હતાં, જેમાંનાં ૭૦) જણને એ ચેપલમાં દરેકનું બાવળું બનાવીને તેઓનાં હાડકાં (પછી તો બીજાંનાં પણ હોય તે કોણ જાણે) કાચનાં કેશોમાં મુકીને તે ઉપર મુકયાં હતાં. તે બાવળાં લાયકનાં ગોખલાઓ દીવાલની અંદર આલટરની બે બાજુમાં કીધેલાછે તેથી જાણે દીવાલ પુતળાંઓનીજ બનાવી હોય તેવી લાગેછે.

એ દેવલ જોઇને પછી કાપેલા ડી શાન શીવેરા (Cappella di San Severo) કરીને એક પ્રીન્સ સાન શીવેરોના કુટંબનું ખાનગી ચેપલ (નાંધળું દેવલ) છે તે જોવા ગયા હતા. એ જગા એ કુટંબીઓને દાટવા સારૂં સને ૧૫૬૦ માં બંધાઇ હતી. તેનો અંદરનો ભાગ રંગીન મરમરનો અને તેમાં અતીશે પુતળાં જાણે દુકાન માંડી હોય તેમ મુકેલાંછે. તેમાં કોઇ કોઇ પુતળાં ઘણી સરસ કારીગરીથી બનાવેલાંછે, જેમાનાં એકમાં મુવેલા ક્રાઇસ્ટને ચાદર ઓધાડી સુવાડેલોછે તે ચાદર (સઘળું સંગેમરમરનું) જાણે માણસપર ખરેખર નાંખી હોય તેવી રીતની બનાવી તેની અંદરથી ક્રાઇસ્ટનું મોહોડું દીસેછે. બીજું પુતળું નમ્રતા (Modesty)છે, તેમાં એક ઓરતને મોહોડાંપર બુરખો નાંખીને ઉભી રાખીછે, તે બુરખો જાણે ઝીણાં કપડાંનો હોય તેમ તેમાંથી તે ઓરતનું મોહોડું તથા અંગપરનાં કપડાંની હેઠળનાં બદનનાં ભાગો પણ દીસેછે. એક પુતળું શાન શીવેરાનાં ખાંનદાનનાં એક ધણીનુંછે તે જાણે કે જમની જાલમાં પકડાયો હોય તેમ પાડેલોછે. તે સઘળું એકજ પથરમાંથી કોતરેલુંછે, તેમાં જાલ તેનાં બદન ઉપર કોતરીછે તે જાણે છુટી હોય તેમ દીસેછે. તે ઉપરાંત બીજાં ઘણાં દર્શણાર્થક પુતળાં જેવાંકે ખાલિસાઇ (Sincerity)માં માએ પોતાનાં દીકરાને મેવો ખવડાવેછે. બળ (Force)માં માણસે સીંહને જોર કરીને બાંધેલોછે. વૃષ્ટી (Abundance) માં માણસનાં હાથમાં મેવો તથા અનાજનું

વાસણ (Cornucopia) આપેલુંછે. ઇન્સાફ (Justice)નાં હાથમાં તોલનો કાંટો. પ્યાર (Love)માં ઓરતનાં હાથમાં દીલ આપેલુંછે. એ ખાંનદાનનો નબીરો હાલ પેરીસમાં રહેછે, અને તેને ત્યાં પોતા સારૂં જગ્યા બનાવી તેમાં અહીંયાંથી પોતાનાં વડાઓનાં મુડદાં કાહાડી લઇ જઇને દટાવ્યાંછે, પણ ખાલી ઘોરો અહીંની અસલની જગાપર રાખેલીછે, અને એ ખાંનદાનનું કોઇ મરી જાયછે તેને પેરીસમાં દાટેછે ત્યારે અમસથી તેની યાદગારીની ઘોર અહીંયાં કરેછે.

એ જોઇને પછી અતરેનું કેડીડ્રલ જોવા ગયા હતા. એ દેવલ અસલ નેપચ્યુન (દરયાનો દેવ)નું દેહેરૂં હતું. તે સને ૧૨૭૨ માં બાંધ્યું અને સને ૧૩૧૪ માં તૈયાર થયું હતું. ત્યારપછી તેમાં વારાફરતી ઘણો ફેરફાર થતો આવ્યો હતો. એનું વચલું દીવાનખાનું અંદરથી સંગેમરમરનું કીધેલુંછે, તથા ગોખલાઓ કરીને બાજુનાં દીવાનખાનામાં મોટાં પુતળાં મુકેલાં તથા વચમેનાં દીવાનખાનામાં થાંભળાઓપર અર્ધ બાવળાં કીધેલાંછે. એનો ઓલટર જે સેંટ જેન્યુવેરીઓને અરપણ કીધેલો તે ઘણો સારોછે.તેની આસપાસ ૧૦)ફીટ ઊંચા પોરીફરીનાં એકજ પથરની બનાંવેલી બે કાન્ડેલાબ્રાસ મુકેલાંછે. એ સેંટ સારૂં જુદોજ ચેપલ કીધેલોછે જે સને ૧૫૨૭ ની મરકીની વખતે માનતા કીધી હતી તેથી બાંધ્યો હતો, અને ૨૯) વરસે ૨૨,૫૦,૦૦૦) રૂપીયા ખરચીને તઇઆર કીધો હતો. એ ચેપલનો અંદરનો ભાગ ઢોળ ચઢાવેલો તથા સંગેમરમરનો બનાવેલોછે, અને તેમાં ૮) ઓલટરો, ૪૨) રંગીન પથરનાં થાંભળા અને બ્રાંઝના સરસ બારણાં ઉપરાંત ઉપર લાંબા લાંબા ઓઇલપેનટીંગસ કીધેલાંછે, અને એની હેઠળ ભોંયરૂં બનાવીને તેમાં એ સેંટનાં હાડકાં દાટી તેપર ઓલટર કીધેલોછે. એ ભોંયરૂં એક મોટાં ચોરસ દીવાનખાનાં જેવુંછે, તે તદન સફેદ સંગેમરમરનું બાંધી તે ઉપર ઘણીક નકશી કોતરેલીછે. તેની છત વટીક એ પથરની નકસીની તરાહ સાથનો બનાવેલીછે. એક કબતમાં એ સેંટનું રૂપાંનુ સોનાની ઢોળ ચહડાવેલું અર્ધ બાવળું રૂપાંનાં પેડસ્ટલ પર મુકેલુંછે. તે ઉપરાંત એ દેવલમાં બીજા ૪૫) સેન્ટસનાં એજ ધાતુનાં અર્ધ બાવળાંછે.

એ જોઇને પછી વખત હોવાથી નેપલ્સ શેહેરમાં ફરી આવ્યા હતા. એ શેહેરના રસ્તા તથા મોહોલાઓ વીશે અમને લોકે કહ્યું હતું કે ઘણાંજ ખરાબ અને નજીસછે, પણ જોઇને અમે અજબ થાઇયેછે કે તેવું કાંઇ દીસતું નથી, (અલબતે ઘણાં નાધળા મોહોલાઓમાં વખતે તેવું કાંઇ હોય) પણ હમે જે ઘણાંક રસતાઓપર ફરયા તે ઘણાં સરસ મોટી લાદીઓથી ફરસ કીધેલા અને સફાઇદાર છે. વળી સાંભળયું હતું કે કચરાનાં ઢગળા રસતામાં કરેછે પણ તેવું કાંઇ જોયું નહીં, ફકત ઘેરમાંનો કચરો બાહાર બાજુપર ઢગલા કરીને મુકેલો સરકારી માણસોને ઊંચકી જતાં અમે જોયા હતા. આજે બે ત્રણ દીવસ થયા વરસાદ આવ્યા કરેછે પણ લાદીઓનાં રસતા હોવાથી કીચલ મુદલ થતો નથી. હમણાં નવા રસતાઓ દરીયે કીનારે બંધાયલાછે તથા હજુ બંધાયછે તે કોઇબી મોટા યુરોપનાં શેહેરને ટકર મારે તેવાછે, તથા તે ઉપરથી નેપલ્સ શેહેરની તથા દરીયાની રંગભુમી એટલી સરસ દીસેછે કે જાણે આપણને ત્યાંથી ખીસવા ગમતું નથી. એ શેહેર ભુમધ્ય સમુદ્રના એક બાંચા ઇયાને Bay ઉપર આવેલુંછે, અને જમીન અરધા ચાંદનાં આકારની આવ્યાથી તેમાં દેખઇતા વીસ્તાર કરતાં ઘણાં ઘર માઇલનાં

માઇલ સુધી આવેલાં, તથા તેઓની પાછલ નાધળાં ફળવંત ડુંગરો તથા એક ગમથી બલતો વીસુવીયસ પાહાડ તથા મોટા એતરો આવેલાંછે. તે ઘણુંજ સરસ દેખાવનું લાગેછે, અને અંગ્રેજો એટલોતો પસંદ કરેછે કે તેઓમાં કેહેવત રહી થઈછે કે See Naples and die એટલે કે નેપલ્સ જોઇને પછી મરજો, એનો ડુંગર ઉપર આવેલો રસ્તો Corso Victor Emanuallo પણ ઘણો સરસછે; ત્યાંથી દેખાવ નીચેનાં દરીયા કીનારેનાં રસ્તા કરતાં ઘણો સરસછે. નેપલ્સનાં ઘેરો મજાનાં મોટાં કદનાં બાંધેલાં અને તેમાં મોટા ભાગની દરેક બારીની બાહાર નાધળી અગાશીઓ કીધેલીછે, તે ઘણી સોભાવા ઉપરાંત તેમાં રેહેનારાઓને તે ઉપરથી મોહોલાનો દેખાવ ઘણી સરસ રીતે જોવાને બની આવેછે. એક મોટી અડચણ અહીંયાં રસતાઓપર છુટક વેચનારાઓને દુકાન માંડવા દેછે તેથી છે, અને તેમાં તેઓ જે ખાવાની ચીજો વેચેછે તેનો કચરો આસપાસ ઘણો પડી રહેછે. નાધળા રસતાપર ગાડીઓનાં કારખાનાં હોયછે ત્યાં તે લોકો રસતામાં આતસ સલગાવી તેપર પઇડાંનો વાતો ચડાવેછે. એવી એવી છુટથી જરાક કઢંગું લાગેછે, તથા એક મોહોલામાં ચામડાં તેન (Tan) કરવાનાં કારખાનાં હોવાથી તેમાંથી ઘણોજ ખરાબ વાસ આસપાસ ફેલાયછે. જો અતરેની સરકાર આવા બીગાડ બંધ કરાવે તો નેપલ્સ વીશે કોઇને પણ ફરીયાદ કરવાનું બને નહીં. હમારૂં હૉટેલ દરીયા કીનારે આવેલુંછે ત્યાંથી શેહેરનો દેખાવ ઘણો સરસ દીસેછે.

**તા૦ ૨૭ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં દશ વાગેને હમે હૉટલમાંથી પોમ્પીઆઇ (Pompei) જવા સારૂં નીકળ્યા અને ઘોડાની ગાડીમાં કલાક ૧૨—૩૫ મીનીટે પુગ્યા હતા. એના રસતાનો મોટો ભાગ અમે ગઇ પરમદીને જે વાટે માઉન્ટ વીઝુવીયસ જોવા ગયા હતા તેથીજ પોમપીઆઇ સુધી ગાડી જઇ શકેછે. પોમપીઆઈ અસલ ૩૦,૦૦૦) માણસોની વસતીવાળું શેહેર હતું, અને માઉન્ટ વીઝુવીયસનાં ફાટવાથી તેની રાખ તથા પમીસસ્ટોન કરીને હલકા બલી ગયલા પથરોથી ડટાઇ ગયું હતું. માઉન્ટ વીઝુવીયસ ઘણી સદી સુધી ફાટયા વગર રેહેવા પછી ઇ. સ. ૬૩ નાં શાલમાં પેહેલવેહેલો ફાટયો હતો. તે વખતે ધરતીકંપથી પોમપીઆઇ શેહેર ઘણું તારાજ થયું હતું, પણ પાછું નવેસરથી તેનાં રસતાઓ સરખા કરીને તેનાં રેહેવાસીઓએ બાંધવા માંડયું તે છેક સને ૭૯ નાં શાલમાં બાંધીને તઇયાર થવા આવ્યું, તેવામાં તા૦ ૨૪ મી આગસ્ટે વીઝુવીયસ પાછો ઘણો જોરમાં ફાટયાથી એ શેહેર ગરક થઇ ગયું હતું. પેહેલાં તો રાખ ઊડતી આવીને એ શેહેરમાં ત્રણ ફીટ સુધી ઉડી પડી, જે વખતે લોકોને નાસી જવાની તક મલી હતી, પણ તેમાંનાં ઘણાં લોકો પાછાં પોતાનો સામન કાહાડી લેઇ જવાને આવ્યાં અને કેટલાંકોને નાસવાની સુઝ નહીં પડવાથી અને રાખની પાછળ ગરમ આતશનાં પથરો તથા પમીસસ્ટોનનો વરસાદ વરસવાથી ૭) થી ૮) ફીટ સુધીનાં ઢગળા ભરાઇને ગામ પુરાઇ ગયું હતું. આ વખતે આસરે ૨,૦૦૦) માણસો ગુંગલાઇને મરી ગયાં, જેનાં મુડદાં શેહેર પાછું ખણી કાહાડતાં હાથ લાગેથી એક મ્યુઝીયમ કરીને રાખેલાંછે, તે જાણે તાનં થઈને હાથ પગ તથા બદન એંચાઇ ગયાં હોય તેમ માલમ પડેછે. હમણાં એ શેહેર ૨૦) ફીટ અંદર દટાયલુંછે, પણ તેનો મોટો ભાગ પાછલથી પુરાયલો લાગેછે. એક બીજું ગામડું એનો પાસેજ એનાં બચેલા રેહેવાસીઓએ વ-

સાબ્યું તેને એનું નામ આપયું હતું. પેહેલાં આફત પછી તેજ વખતે લોકોએ પોતાના બચી ગયલા સામન સારૂં એને ખણેલું માલમ પડેછે જે વખતે ઘણો ભાગ સામન કાહાડી શકયા હતા, અને બાકી કાંઇ નહીં રહયાથી પડતર નાખ્યું હતું. ત્યારપછી એની ઇમારતોમાંથી સંગેમરમર અને કીમતી પથરા કાહાડી લેવાને લોકોએ વારાફરતી લુટયું હતું, અને તેખી ખુટયા એટલે પછી કોઇએ દરકાર લીધી નહીં અને ૧,૫૦૦) વરસ સુધી લોકોની જાણ વગર પડી રહયું. દસમી સદીમાં પોમપીઆઇનું નામ વટીક કોઇ જાણતું ન હતું એટલું તેને વીસારી મુકયું હતું. સને ૧૭૪૮ માં એક ખેડુતને જમીનમાંથી થોડાંક વાસણો તથા પુતળાં મળવાથી તે વખતનાં નેપલસનાં પાદશાહ ત્રીજા ચાલર્સને તે ખબર પડી, જેથી તેણે ત્યાં ખોદવાનું કામ પેહેલવેહેલું શરૂ કીધું હતું, અને પોમપીઆઇ શેહેર ૧૭૦૦) વરસ ડટાયા પછી પાછું ખોલું થવા માંડયું. ત્યારપછી બુર્બો ખાનદાનની પાદશાહી તળે ખોદી કાહાડવાનું કામ બેદરકારીથી ચાલવાથી ઘણી ખણી કાહાડેલી ઇમારતોને પાછા ટેકા નહીં આપવાથી પડી જતી હતી, પણ મુરાની નાયબ હાકમી થતાં પાછું તપાસથી કામ ચાલ્યું અને પડી જાય તેવી ઇમારતોને ઇંટ ચુનાનો પાછો ટેકો આપીને ટેકવી રાખવાથી હમણાં એ બધી અંદરથી નીકળેલી ઇમારતો જાણે ભાગી ગયલું શેહેર ગરક ગયા વગર પડેલું હોય તેવું દીસેછે. સને ૧૮૬૦ માં નેપલસ વીકટર ઇમેન્યુએલનાં હાથમાં આવ્યું ત્યારથી એ કામ ઘણું સારી રીતે ચાલેછે, અને એમાંથી નીકળતી ચીજોનું મોટું સંગ્રહસ્થાન કીધેલું છે. એ કામપર હાલ ૮૦) થી ૧૦૦) માણસો રોજનાં કામે લાગેછે, અને હજુ બાકી ⅔ ભાગ ડટાયલોછે તે ખણી કાહાડતાં બીજાં ૭૦) વરસ લાગશે, અને તેપર પાંચ મીલીઅન ફ્રાંક (યાને વીસ લાખ રૂપીયા) ખરચ બેસશે. તે જોવા જનારાઓ પાસથી જે બે ફ્રાંક ફી લેછે, તેથી વરસ દીને તીસથી ચાલીસ હજાર ફ્રાંક જમા થાયછે. હમો ત્યાં પુગ્યા અને ડાએમીડ રેસ્ટોરાંમાંથી તરત રીફ્રેશમેનટ લઇને જોવા નીકળયા હતા. પેહેલાં એ રેસ્ટોરાંમાં થઇનેજ(Via Marina)વીયા મરીના કરીને મોહોલો હમોએ પસાર કીધો. એ મોહોલાની આસપાસ બધી દુકાનોછે, જેની દીવાલો સલામત હતી બાકીનાં છાપરાં તથા લાકડકામ સઘળું તારાજ થઇ ગયુંછે. એ જગ્યામાં પોમપીઆઇમાંથી ખણી કાહાડતાં મળેલી ચીજોનો નાનો જેવો સંગ્રહ કીધોછે. એમાં કાચનાં કેસોમાં માણસનાં આઠ તથા કુતરાનું એક મળી નવ મુડદાંછે, અને જાણે પથરાનું થડ બંધાઇ ગયું હોય તેમ તેની ઉપર રાખ બંધાઇ ગઇછે તેથી કોઇનાં મોહોડાના આકાર દીસેછે અને કોઇનો દીસતો નથી. એક બે મુડદાં તો સાથે વળગી ગયલાંછે. કોઇનાં હાથ પગ ખેંચાઇ ગયલા, કોઇ ઊંધે મસ્તકે મોહોડાં ઉપર હાથ ઢાંકીને પડેલું, એવી હાલતમાં મરણ પામેલાં દીસતાં હતાં. તેમાં કુતરાનું બદન ઘણુંજ વલખાઇ ગયલું દીસેછે. એ ઉપરાંત કબાટોમાં વાઝીસ, બ્રાંઝના વાસણોમા બળી ગયલા ખોરાક જેવું કે પાંઉ, ઇંડાં, ઇત્યાદી, માણસોની ખોપરીઓ, પાણીનાં વાસણો વગરે ખણી કાહાડેલાં રાખેલાંછે.

તે જોઇને પોંમપીઆઇના મોહોલાઓમાં ફરવા નીકળયા હતા. જે મોહોલાઓ ખણયાછે તેનાં અસલનાંજ નામો આપવાની વેતરણ કરીછે, અને ગલીઓને નાંકે તેનાં પાટીયાં મારેલાં તથા ઘેરાની ઉપર નંબરો પણ પાડેલાંછે, તેમજ જાણીતા ધણીઓનાં નામ તથા તે-

મના ધંધા લખેલાંછે. સૌથી મોટા મોહોલાઓ ભાગ્યે ૨૦) ફીટથી પોહોળા હોય અને બાકીનાં બીજાં નાધળાં તો ૧૦) ફીટની પણ અંદર હશે. દરેક મોહોલાની બાજુઓપર પગથીયાં બેહુ બાજુ પર રાખેલાંછે. મોહોલાઓની વચમાં રસતાઓપર મોટા મોટા વગર ઘડેલા પથરાઓ જડી લીધેલાછે, તથા ગલીઓને નાંકે રસતામાં વચમે મોટા બે ફીટ ઊંચાંઇનાં પથરા ગોઠવેલાછે, જે ધારયા મેલે વરસાદમાં મોહોલાની એક બાજુથી બીજી બાજુપર ચાલી જવા રાખેલા હશે; પણ એ પથરોને લીધે એક ઘોડાની ગાડી કદી ત્યાં ચાલી શકી ન હશે, પણ બે ઘોડા ઇયા બીજાં જાનવરોની ગાડીનો આવ જાવ સારી હોવી જોઇયે કારણકે રસતામાં બધે ગધેરા પઇડાંથી પડી ગયલી દીસેછે. હમો પેહેલાં સ્ત્રોટ ડેલા આબુન્દાંત્સા (Str. della Abundanza) માંથી ફરવા નીકળેલા બીજા પરચુરણ મોહોલાઓ તથા તેમાંની જોવા લાયક ઇમારતો જોતા સ્ત્રીટ ડેલા ફારચ્યુના (Str. della Fortuna) ને રસતે પાછા ઉપલા મોહોલામાં આવીને બાહાર નીકળયા હતા. એ બે મોહોલા જાણે મુખ્ય રસતા હોય તેમ દીસેછે, જેમાંથી બીજા આડકટરા રસતાઓ નીકળેલાછે. તે બધા ઘણાંખરા સીધા અને બંને બાજુપર ઘેરો સરખાં દીસેછે. કોઇ કોઇ ઇમારતો જેવી કે એકસચેંજ, કોર્ટ, દેહેરાં, હમામ તથા પઇસાદાર લોકોનાં ખાનગી મેહેલો ઘણાં મોટાં દીસેછે. તે ઉપરાંત બે ત્રણ નાટકશાળા ફારમ તથા એવી ગમતની ઇમારતો હમણાંની માફકની બાંધેલી દીસેછે. એ સઘળી ઇમારતોમાં કોઇનાં છાપડાં દીસતાં નથી, પણ જેની ઉપરચ્ચુનાનાં ઢાબાં આકારનાં છાપડાં કોઇ કોઇ તેની ઉપર ૨૦) ફીટનું જાડું થડ થવા છતાં હજુ સલામત રેહેલાંછે. મોહોલાઓમાં રસતાની બાજુપર ટપે ટપે પાણીની ટાંકીઓ તથા ફુંવારા કીધેલા દીસેછે, જેમાં પાણી પડવાને સારૂં માણસોનાં મોહોડાના આકારો કીધેલાંછે. ઘરોની અંદર અસલનાં દીવાલોપર પડાવેલાં ચીત્રો હજુ કોઇ કોઇ જગે દીસેછે, તથા કેડે પુતળાં મુકેલાં પણ રાખેલાછે. મોટાં ઘરોની અંદર બધે ચોક રાખી તેમાં પાણીનાં ફુંવારા લીધેલાછે. પોતાનો ધંધો દેખાડવા સારૂં દુકાંનવાલાઓએ પોતે જે ચીજો વેચતા હોય તે ચીજનો નમુનો દીવાલોપર પડાવેલો કોઇ કોઇ ઠેકાંણે દીસેછે. ભઠીયારાની દુકાનમાં તેની ભઠી તથા ડલવાની ઘંટી, દારૂવેચનારની દુકાનપર નાધળો પલેટફારમ કરીને તેમાં દારૂ રાખવા બરણીઓ મુકેલી, સાબુ બનાવનારનાં ઘરમાં સાબુ ઉકાળવાની કહડાઇ ચુલાપર મુકેલી, એવું એવું સઘળું જેમનું તેમ રહી ગયલું હજુ દીસેછે. એક ઘરમાં બબરચીખાનામાં રાંધતાં રાંધતાં એક ઓરત મરી ગઇ હશે તેનું મુડદું અરધું ઓલું કરીને દેખાઇતું રેહેવા દીધેલુંછે કે કેવી હાલતમાં મુડદાં મલેછે તે માલમ પડે. મોટી ઇમારતો ઘણી કાહાડીછે તેમાં Bascilica કરીને એક ૨૨૦ થી ૮૨ ફીટનીછે, જેનાં ઇંટનાં બાંધેલા ૨૮) થાંભળાઓનાં થોડા ભાગો રહી ગયાછે. એ જગ્યા કોર્ટ દાખલ આગલ વપરાતી હતી, તેનાં મેજીસ્ટ્રેટને બેસવા સારૂં ઊંચી બેઠક બનાવેલીછે, તથા હેઠળ ભોંયરાંછે જેમાં બંદીવાનોને રાખતા હશે એમ ધારેછે. જોયા મેલે એ ઇમારત જયારે ગરક ગઇ ત્યારે બંધાતી ઇયા સમરાતી હશે, કારણકે અધુરૂં કામ કીધું હોય તેવી હાલતમાં મલીછે. બીજી મોટી ઇમારત વીનસનું દેહેરૂંછે. એ એક ઊંચો પલાટફારમ કરીને તેપર બાંધેલું અને તે ૬૫ થી ૩૯ ફીટનુંછે, તથા તે ઉપર ચહડવાને ૧૩) સીડીછે. એની સાંમેનાં ઘેરી લીધેલા ચોકમાં પીડેસ્ટલો તથા ઓલટરો-

નો ઉપર વીનસ તથા સરસ બનાવટનાં બીજાં પુતળાં મુકેલાં હતાં, જે ઉચકી લઇ ગયાછે. એનાં મોખરાપર પોરટીકો ૪૮) થાંભળાઓપર બાંધેલોછે. બીજી ઇમારત ફોરમનીછે જે બન્ની મલીને ૫૧૫ થી ૧૦૭ ફીટની જગ્યા રોકેછે, જેમાં જ્યુપીટર (ભરેસ્પતી) નું દેહેરૂં પણ આવેલુંછે. એ જગ્યાઓમાંથી છ મોહોલા નીકળેછે. એકશચેંજની ઇમારતબી ઘણી મોટીછે અને ત્યાં હમણાં એ જગ્યાઓમાંથી મલેલાં પુતળાં તથા વાસણો એકઠાં કરેછે. એક મોટો ડીયેટર ત્રીકોણ આકારનો ફોરમની નજદીકમાંછે જે હમણાંનાં ઠીયેટરનાં જેવો ત્રણ બાજુ ગોળ અને એક બાજુ નાટક તથા સારૂં ચોરસ બાંધેલોછે. તેમાં જોવા આવનારાઓ સારૂં મોટાડીનાં ટેકડા કરી તેપર સંગેમરમરની ફરી લીધેલી બેઠકોછે. એમાં ૫,૦૦૦) માણસો બેશી શકે તથા બેઠકો એવીછે કે હેઠે બેસનારને ઉપરના બેસનારનાં પગો લાગે નહીં. એનાં મથાલાંપરથી પોમ્પીઆઇનો દેખાવ ઘણો સરસ દીસેછે. જયાં નજર કરીયે ત્યાં આસપાસ તારાજ થયલાં ઘરો દીસેછે. એ શેહેર જોયા બેલે ટેકડી ઉપર આવેલુંછે, અને એની આસપાસની જગ્યા બેઠી લાગેછે તથા જે ભાગ ખોદાઇ રહયો નથી તે જાણે ઉંચી સપાટ જમીન હોય તેમ દીસેછે, તથા તે પર ખેતીવાડી ચાલેછે. એક ભાગપર ખણવાનું કામ ચાલતું હતું તે હમોએ જોયુ હતું. એ ખણવાની મેહેનત ઘણી પડતી નથી; કારણ કે પુરાઇ ગયલો જમીનનો ભાગ છુટા કાંકરા તથા રાખ અને પમીસસ્ટોનનો નીકલેછે, જે પાવડાથીજ ખોદી કાહાડી એક આગગાડી ત્યાં રાખીછે તેમાં ભરી લઇ જાયછે. ખણતી વખતે ઘણું સંભાળીને ખણેછે. દીવાલ માલમ પડી કે તેની આસપાસથી ખણેછે, અને દીવાલને અલબલ આવવા દેતા નથી, તથા પડી જાય તેવી હોયછે તો તેને ચુના ઇંટનાં કામથી ટેકવી રાખેછે. એ મુજબ બધે ખણવાથી અસલનું શેહેર પાસ્કું જેવી હાલતમાં ડટાઇ ગયું હતું તેવું નીકળેછે. કોઇ કોઇ ઘેરો તથા હમામખાનામાં સીસાંના નળ તેની કુચી સુધાં દીસેછે, જે આબાદ હમણાંના નળને મલતો આવેછે. જમીન ખણેછે તેમાંથી સફેદ પમીસસ્ટોન તથા કાળા લાવાનાં હલકા પથરો તથા બંધાઇ ગયલી રાખનાં ચોસલાં નીકળેછે. દીવાલો ઘણીખરી લાલ તથા પીલા ઘેરા રંગની રંગેલી દીસેછે. એ પ્રમાણે જાણે હમણાંજ એ શેહેર પડતું મુકીને લોકો નાસી ગયા હોય તેમ લાગેછે, જોકે એને દટાઇ ગયાંને ૧૮૦૦) વરસ થઇ ગયાંછે. એ સઘળું જોઇને પાછા ત્યાંથી કલાક ૩—૩૦ મીનીટનાં નીકલેલા કલાક ૫—૩૦ મીનીટે નેપલ્સમાં આવી પુગ્યા, અને રાતનાં નાટકશાળામાં ખેલ તથા બેલેટ નાચ હતો તે જોઇ આવ્યા હતા.

**તા૦ ૨૮ મી અકટોબર ૧૮૮૧—** આજે સવારનાં ઘોડાની ગાડીમાં બેસીને અંતરેથી ૧૬)મૈલ દુર અંહીનો વખણાયલો કાર્ઝટા પાલેસ (Caserta Palace) જોવા સારૂ કલાક ૮—૪૫ મીનીટે ઘોડાની ગાડીમાં નીકલેલા ત્યાં કલાક ૧૧—૩૦ મીનીટે જઇ પુગ્યા હતા. શેહેર મુકયા પછી આખે રસ્તે ઘણી સરસ તરકારીનાં ખેતરો અને તેમાં મોટાં ઝાડો રોપી તે પર દરાખનાં માદવા ચહડાવેલા હતા, એથી જાણે એ ખેતરો "પાર્કસ" હોય તેવાં દીસતાં હતાં. એ મેહેલ કાર્ઝટા કરીને આસરે ૧૯૦૦૦) માણસોની વસતીવાલા પરાંમાં આવેલોછે, અને જેમ પેરીસમાં વર્સાઇલસ તેમ નેપલ્સમાં કાર્ઝટા ગણાયછે. એ મેહેલ ઘણોજ મોટોછે, તે ૮૩૦) ફીટ લાંબો અને પોહોળાઇમાં પણ ઘણો મોટો તથા તેનાં ત્રણ માળ સુધાં ૧૩૪) ફીટ ઉચોછે. એમાં ૧૦૮૮) ઓરડા તથા વચમાં

ચાર મોટા ચોકી રાખેલાછે. મેહેલમાં જવા સારૂં એનીજ હેઠળ મોટા કોલોનેડ આઠ ત્રીકોણ થાંભળાઓનો કીધેલોછે, જયાંથી માળપર જવાની ઘણીજ મોટી સીડી તદન સફેદ સંગેમરમરનાં પથ્થરની બાંધેલીછે. એ સીડી પેહેલાં એક અને પછી બે ભાગમાં આસપાસ વેહેંચાઇ જાયછે. બે બાજુપરની ૧૫) અને વચમાની ૨૦) ફીટ પોહોળાછે. તેની આસપાસની તથા મથાળાંપરની દીવાલ રંગીન સંગેમરમરનીછે, તેથી ઘણીજ ભપકાદાર લાગેછે. એની ઉપરની ચાલ હેઠળનાં કોલોનેડનાં જેવીછે જે સંગેમરમરનાં મોટા ત્રણ ખુણાં વાળા આઠ થામળાઓની કરી તેની આસપાસ ફરતી ચાલ રાખેલીછે, જેમાંથી બધા આસપાસનાં ઓરડા તથા દીવાનખાનામાં જવાયછે. દીવાનખાનાં કાંઇ ઘણાં શીણગારેલા નથી તથા ફરનીચર પણ માફકસરનુંછે. દીવાલોપર સારા ચીતારાઓની મોટી ઓઇલપેનટીંગસ મુકેલીછે તથા છુટાં છવાયાં મોટાં નાંધળાં પુતળાંઓ ઓરડાઓમાં દીસેછે. એલેકઝાનડર ફારનીશનું પુતળું ઘણું સરસછે. તેને ઉભો રાખીને તેની પાછલ ફરેસતાને ઉભો રાખેલો તથા એક પુતળું તેની આગલ સુવાડેલું તથા એક બેસાડેલુંછે. એ સઘળું આદમ કદનું અને તે એકજ પથરમાંથી કોતરેલુંછે. કેટલાએક ઓરડાની જમીનપર રંગીન સંગેમરમર જેવા પથરની તરાંહ તથા કેટલીક જમીન પાટીયાંની ઉપર ઓઇલપેનટીંગની તરાંહ ગલીચા રોકી પાડેલીછે, જે ઘણી સડકણી લાગેછે. પોશાક પેહેરવાનાં ઓરડામાં ટાઇલેટ ટેબલ એક કરારા સંગેમરમરનો કીધેલીછે, જે નવ નાધળા થાંભળાઓપર ઉભી રાખેલીછે, અને તે પરની આરસી તથા બધો ટાઇલેટને લગતો સામન કરારા મારબલનો કીધેલોછે. એક ગોળ ટેબલ પેટરીફાઇડ(પથર થઇ ગયલા)લાકડાંની એકજ કટકાનીછે, તખતવાળો ઓરડો ઘણોજ મોટો અને ત્યાંનું સઘળું ફરનીચર લાલ મખમલનુંછે. મેહેલને લગતો એક નાટકગ્રહ રાખેલોછે, જે મજાનો શીણગારેલોછે. તેનાં થાંભળા નેપલસથી દશ મૈલ દુર સીરાપીસનું દેહેરૂં હતું ત્યાંથી લાવેલાછે, તે આખા એકેકા પથરનાં બનાવેલાછે અને તેવા બાર નંગછે. એ મેહેલનો ચેપલ તદન રંગીન સંગેમરમરના પથરનો શીણગારેલો અને ઘણો જોવા લાયકછે. એ મેહેલમાં બધા મલીને ૨૬) મોટા દરવાજા તથા ૩૬) માળ ઉપર જવાની સીડીછે. એ મેહેલ સને ૧૭૫૨ માં અહીંનાં બુર્બોં વંશના રાજાઓએ બંધાવ્યો હતો અને ઘણો જોવા લાયકછે, પણ એનો બાગ તેથી ઘણોજ સરસછે. મેહેલથી એક માઇલ દુર એક ટેકડી આવેલીછે ત્યાંસુધી સીધોને સીધો એક બાગ બનાવેલોછે, અને તેમાં વચમે ૧૦૦) થી ૧૫૦) વારનાં લાંબા લાંબા ફુંવારા કીધેલાછે, જેનાં તદન જુદાજ તપા કરીને તેઓને નાંકે ઊંચાણ જગ્યાપર પુતળાં તથા પાણીનાં ધોધ પડતા, અને તેઓની વચમાં વળી પાછી ઘાસની રોપેલી જમીન ૧૦૦) થી ૧૫૦) વાર રાખેલીછે. એ પ્રમાણે ત્રણ તપા ચહડયા પછી એક ઘણો મોટો ફુંવારો અથવા તળાવ આવેછે જેમાં બે નાધળા ટાપુઓ બનાવી એક ઉપર ઓરતોનાં નવ પુતળાં સંગેમરમરનાં કોઇ બેસેલાં કોઇ પાણીમાં ઉભેલાં એવી રીતે ગોઠવેલાંછે, તથા બીજાં ટાપુમાં હરણનાં ડોકાંનું એક માણસ બનાવી તેની આસપાસ શીકારી ૧૦) કુતરાં ઉભાં રાખેલાંછે, તથા એ તળાવને મથાળે પેલો ડુંગર આવેલોછે, જેનાં મથાળાંથી હેઠાણ સુધી સીડી જેવડા લાંબા તપા કરી તે પરથી પાણીનાં ધોધો દોડી આવી એ તળાવમાં પડેછે, તેથી દેખાવ ઘણો સરસ લાગેછે. એ ફુંવારા તથા કેઆરાઓની

આજુબાજુ મોટાં ઝાહાડોને સરખાં કાપી જાણે લીલોતરીની દીવાલો ભરી લીધીછે, તથા તેની પાછળ ઘણો મોટો પારક ઘેરી લેઇ તેમાં જાતજાતનાં મોટાં ઝાડો રોપેલાંછે જે સઘળી ગોઠવણી ઘણી મન પસંદ અને જોવા લાયકછે.

એ જોઇને પાછા બે વાગે ત્યાંજ પાર્ક-માં "પીકનીક" કરીને નીકળેલા નેપલ્સમાં પાંચ વાગે આવી પુગ્યા અને બજાર તથા થોડીક દુકાનોમાં ફરયા હતા. રાતનાં ખાઇને અગાશી ઉપર ઉભેલા હતા ત્યાંથી માઉંટ વીઝુવીયસનાં બળતાં દુરથી હમોને દીસ્યાં હતાં, જે એકદમ મોટાં થઇને પાછાં ઝાંખાં થઇ જતાં હતાં, અને જાણે દીવા-દાંડીની રોસ્ની દીસે અને ગેપ થઇ જાય તેમ લાગતું હતું, જે દેખાવ ઘણોજ ભભકદાર લાગતો હતો.

**તા૦ ૨૯ મી અકટોબર ૧૮૮૧**— આજે સવારનાં અતરેનું મ્યુઝીયમ (Musee Nazionale) જોવા ગયા હતા. એ ઇમારત ઘણી મોટીછે, અને સને ૧૫૮૬ માં ઘોડેસ્વારની બરાખ દાખલ બાંધી હતી. ત્યારપછી ૧૬૧૫ માં એમાં યુની-વરશીટી કીધી હતી, તે ત્યાંથી બીજી જ-ગાપર લઇ જઇને અહીંયાં પેહેલાં મયુ-ઝીયમ સને ૧૭૯૦ માં ઉભું કીધું હતું, અને તેમાં પછી બીજાં ઇટલીનાં ગામો-માંથી સંગ્રહ લાવીને ઉમેરયા ગયા હતા. પોમપીઆઇ, હરક્યુલેન્યમ, ઇસ્ટાબી અને ક્યુમી કરીને ગરક ગયલાં ગામોમાંથી મ-લતી ચીજો એમાં ઉમેરવાથી એ મયુ-ઝીયમ યુરોપનાં બીજાં મોટાં મયુઝીયમોની બરોબરી કરી શકેછે. તેમાં જુનાં કા-ળની ચીજો (Antiquities) માં એની બરોબરી કોઇ કરી શકતું નથી. એમાં મોટો ભાગ ખણી કાહાડેલાં પુતળાં, ફ્રેસ્કોઝ, પેનટીંગસ તથા બ્રાંઝ તથા બીજી ધાતુનાં વાસણો વગેરે ઓઇલપેનટીંગસ પણ સારા ઉસતાદોને હાથનાં એકઠાં કીધેલાંછે. ખણી કાહાડેલાં પુતળાંઓમાં બ્રાંઝ ધાતુનો ઘોડો તથા ઘોડાપર બેસાડેલું નીરો શેહેનશાહનું બ્રાંઝનું પુતળું, કાળા પથરનાં મોહોડાં તથા રંગીન પથરનાં પોશાક સાથે ગુલાંમોનાં પુતલાં, ગંજાવર કદના મરમરનાં બશેટા તથા પુતળાં, ડેનશીંગ ફોરમમાંથી મલેલા મોઝેક વર્કની જમીનપરની તરાહો જેવીને તેવીજ રીતે લાવીને અહીંયાં ગોઠવેલીછે. ખણી કાહાડેલા દીવાલોનાં મોટા ભાગ તેની ઉપરનાં ફ્રેસ્કો પેનટીંગશો સાથનાં ફરેમોમાં મુકેલાં, સંગેમરમરનાં પુતળાં દીવાલોમાં ઉભાં કીધેલાં, બાગમાંના મોટાં વાઝીઝ ઉપરાંત અનાજ, પાંઉ, ગોશ્ત, અકરોટ, સુકો મેવો, ઇંડાં, રાંધવાનાં વાસણો તેમાં રંધાતું ગોસ સુધાં, વા-ઇનની બાટલીઓ તેમાં બંધાઇ ગયલા વાઇન સુધાં, તેલની બાટલીઓ, દોરડાં, ઘાસની ગુંડેલી સપાતનાં ટલીયાં, બતન્સ, માણસોનાં મુડદાં બાલી તેની રાખેલી રાખ, ડાઓમીડાનાં ઘેરમાંથી મલેલાં માણસોનાં હાડકાં, (એને વાસતે કહેછે કે જયારે વી-ઝુવીયસ ફાટયો અને તેની રાખથી પોમ-પીઆઇ શેહેર ડટાવા માંડયું ત્યારે આસરે ૩૦ જણાં એ ધણીનાં ઘેરનાં ભોયરામાં આસરો લીધો હશે, જેઓથી પાછલથી બાહાર નીકળાયું નહીં તેથી ત્યાંજ ગુંગ-લાઇને મરી ગયા હતા, તથા એ ઘેરનાં બાગનાં દરવાજા આગલથી ધારવામેલ એ ઘેરનો ધણી તથા તેનો સાથનો ગુલામ જેનાં હાથમાં નાણાંની કોઠળી હતી તેમનાં મુડદાં મળ્યાં હતા) હાથનાં લખેલાં કાગજો તદન ફાટી ગયલાંને વળગાવી મુકેલાંછે.. પેટીઓ, ઘોળીયા, સ્ટાંડો ચામડાની ગા-દીઓ સુધાં, સોનાં તથા રૂપાનાં વાસણો, નામ નીશાણ કોતરેલી પથરની વીટીઓ, એરીંગો, હાથની સાંપ રીઝી પોંહોંચીઓ, કનદોરા જેવાં ઘરેણાં; ફુલનાં સોનાનાં હારો, પથરનાં તથા કોરાનાં કેમીઓઝ, ચુલાઓ, ટેબલો, લોખંડની તીજોરીઓ, માણસોનાં

પગમાં નાખવાનાં ઓડાં, તોલવાનાં કાંટા, વગાડવાની વાંસલી (Flutes) વગેરે બીજાં ઓજાર, પથરની કોશીનોમાં બચ્ચાંનાં હાડકાં ઇત્યાદી ઘણી ચીજો એ ગરક ગયલા પોમપીઆઈ તથા બીજાં શેહરોમાંથી લાવીને અહીયાં મુકેલીછે. એ ઉપરાંત સીક્કાઓનો સંગ્રહ પણ પાંચ ઓરડાઓમાં ઘણોજછે જેની સંખ્યા આસરે એક લાખની ઉપર કહેછે. પીકચરોનો પણ ઘણો મોટો સંગ્રહ કીધેલોછે તથા ગ્રીસનાં અસલી વાસણો તથા પુતળાં તથા રોમન્સનાં હમામ, થાંભળા, પુતળાંઓ ઇત્યાદી એવી એવી ચીજોનો બેહદ મોટો સંગ્રહ કીધેલો ઘણો જોવા લાયકછે.

એ જોઇને પછી બુર્બો વંશનો બાંધેલો મેહેલ કાપોડીમોટે (Palazzo di Capodimonte) જે એક ટેકડી ઉપર આવેલોછે તે જોવા ગયા હતા. એ મેહેલ પેહેલો સને ૧૭૩૮ માં ત્રીજા ચાર્લ્સે બંધાવ્યો હતો અને તેમાં પાછલથી બીજા રાજાઓ વધારતા ગયા હતા તે છેક સને ૧૮૩૯ સુધીમાં તૈયાર થયો હતો. એ મેહેલ ઘણોજ મોટોછે અને તેમાં એક જાતનું નાધવું જેવું મયુઝીયમ કીધેલુંછે. તેમાં છુટા છુટા ઓરડાઓમાં થોડાંક પીકચર તથા પુતળાં ગોઠવેલાંછે, અને એક મોટાં દીવાનખાનાંમાં બખતરો તથા લડાઇનાં હથીયારોનો સંગ્રહ સારો કીધેલો તથા ઓરડાઓ અફકસર સણગારેલાછે. તેમાં બાલરૂમ ઘણો સરસછે. એક ઓરડો જેને કોરીકામનો ઓરડો કરી નામ આપેલુંછે તે મેહેલમાં સૌથી જોવા લાયકછે. તેની દીવાલ તથા છત બંને પોર્સલેન (કોરીકામ) નાં પુતળાંઓ તથા ફુલોનાં વેલા અને જાનવરો ઇત્યાદીથી મઢી લીધીછે, તેમાં આસરે ૧૦૦૦૦) છુટાં નંગ સ્કુરૂથી જડી લીધેલાંછે એવું ત્યાંનાં રખેવાળથી હમે સાંભળયું હતું. ત્યાંનાં જુમરો તથા આરશીઓ (મોંહોડાં જોવાની)ની ફરેમો વટીક કોરીની બનાવેલી છે. એ સઘળું કામ એજ કાપોડીમોંટનાં પોરસલેન વરકસમાં બનાવ્યાં હતાં. એ મેહેલનો બાગ ઘણો મોટો અને સારી ગોઠવણીનોછે. તેમાં મોટા રસતાઓની આસપાસ ઝાડો રોપી તેઓને ઉપરથી મેળવી લઇને "એવીનીઉઝ" કીધેલીછે તેથી ઘણો શોભેછે. એ બાગમાં બેસુમાર ફેસનટસો તથા બીજાં જાનવરો શીકાર સારૂં રાખેલાંછે તથા થોડાંક પીજરાંઓમાં એવી જાતનાં પંખેરાં એકઠાં કીધેલાંછે.

એ સઘળું જોઇને પાછા હોટલમાં આવ્યા હતા. આજે ઘણે દીવસે પેહેલવેહેલાજ માઊંટ વીસુવીયસને તદન ઓલો જોયો હતો; કેમકે તેનું શીખર હમેશ વાદળાંથી ઢંકાઇ રેહેલું હતું, પણ આજે આસમાન ઊઘડી ગયાથી એમાંથી મોટાં વાદળાંઓની માફક નીકળતો ધુંમાડો તથા બપોરનાં અને રાતનાં એમાંથી મોટાં બલતાં નીકળતાં હમે જોયાં. એ નેપલ્સ શેહેર આખા ઇટલી દેશમાં સૌથી મોટી વસતીવાલું ગણાયછે. એની વસતી સને ૧૮૭૬ ની ગણત્રી મુજબ ૪,૫૦,૮૦૦) માણસોની કહેવાયછે. નેપલ્સ ઇટલીનાં બીજાં શેહેરોની માફક પ્રજાસત્તાક કોઇ દીને થયું હતું નહીં, તે અસલ રોમન શેહેનશાહોને હસ્તક હતું, અને ત્યારપછી ઉગમણુ તરફની એ શેહેનશાહતને હસતકથી નોરમન્સનાં પેહેલા ડીઉક રોજરે જીતી લીધું હતું. તે તેઓને હસ્તક બે સદી રેહેવા પછી સ્પેનનાં રાજ હેઠળ ગયું, જેનાં બુર્બો વંશનો પાદશાહ ચોથા ફીલીપનો છોકરો ડોનકારલોશ સને ૧૭૩૪ માં એનો પાદશાહ થયો હતો. તે ફ્રેન્ચ રીપબલીકની વખતે ૧૭૯૯ માં બોનાપાર્ટવાલાઓને હસતક ગયું અને તેઓ પછી પાછા અસલી બુર્બોને હસ્તક થયું, જેને રઇયતે હુલડ કરી ગેરીબાલડીની મદદથી તખ્ત પરથી ઉઠાડી મુકી શારડીનીઆનાં રાજા

વીકટર ઇમાન્યુઅલને સોંપી દીધું જે આ-સતે આસતે બીજાં શેહેરો તાબે કરીને આખાં ઇટલીનો રાજા થયો હતો, અને નેપલ્સમાં પોતાની ગાદી સ્થાપી. પણ પા-છલથી ૧૮૭૦ માં રોમ શેહેર પોપસો પાસથી લઇ મુકયા પછી તેણે રોમને પા-યતખ્ત શેહેર કીધુંછે. તોપણ નેપલ્સનું બંદર દુન્યાનાં સૌથી મોટામાનું એક ગણાયછે. ત્યાં મોટો વેપાર ચાલવાથી એની વસતી રાજની ગાદી ઉઠી ગયા પછી કાંઇ ઓછી થઇ નથી.

તા૦ ૩૦ મી અકટોબર ૧૮૮૧— આજે સવારનાં પોહોરમાં કલાક પાંચ વાગે નેપલ્સ શેહેર છોડયું તે સાંજનાં કલાક ૬—૩૦ મીનીટે બ્રીનડીસી પુગ્યા હતા. સાં-જનાં ચાર વાગે વાદળ અત્તીઘણું ઘેરાઈ આવ્યું અને જાણે રાત પડી હોય તેવું અંધારૂં થઇ ગયું હતું અને વીજ-લી તથા ગગડાટ સાથે વરસાદ જોરમાં છેક રાતનાં આઠ વાગા સુધી આવ્યો હતો. હમો બ્રીનડીસી પુગા તેવા હોટલ ડી ઇ-નડીશ ઓરીયંટાલીશમાં ડીનર લઇને તે-ની સાંમે ઉભેલી પી. અને ઓ. નો સ્ટી-મર માલવા (Malwa) જે પાછલી રા-તનાં એલેકઝાંડ્રીઆ હંકારવાની હતી તે ઉપર જઇને રાતનાં સુતા, અને આજ દીને યુરોપખંડને છેલી સલાંમ કીધી હતી.

તા૦ ૩૧ મી અકટોબર ૧૮૮૧— આજે સવારનાં લંડનથી મેલનાં પેશેન-જરો પાંચ વાગે આવ્યા પછી હમારી સ્ટીમર માલવાએ કલાક છ વાગેને લંગર ઊંચકયું હતું. બારાંની બાહાર નીકળ્યા કે પવન ઘણો જોરમાં ફુંકતો માલમ પડયો અને નવ વાગામાં તો સ્ટીમર મોટી હોવા છતાં ડોલાં ખાવા લાગી હતી. આખો દીવસ તે મુજબ ચાલયા કીધા પછી સાંજનાં કલાક છ વાગે પવન અત્તી ઘણો જોશમાં ફુંકવા માંડયો, અને દરી-યાનાં મોજા સ્ટીમરનાં તુટકની ઉપર થઇને કોઇ કોઇ વખતે પસાર થતા હતા. આખી રાત એ મુજબ ચાલીઆ કીધું હતું.

તા૦ ૧ લી નવેમબર ૧૮૮૧— આજે પણ આખો દીવસ પવનનું તોફાન ચાલુજ હતું, જેથી હમો તદન કેબીનમાં-થી બાહાર નોકળી શકયા હતા નહીં, અને ત્યાંથી સ્ટીમર ઘણાં ડોળાં ખાવાથી તે ઉપરનાં સામનની ભાગ તુટનાં અવાજો વારા ફરતી સાંભળતા હતા તથા જેમ વ-ખત જતો ગયો તેમ દરીયાનું જોર ઘ-ણુંજ વધવા લાગ્યું અને બધા "પોર્ટ હોલ્સ" બંધ કરવા પડયા હતા. સ્ટીમર પરથી હવે તો મોજા ઘણાંજ પસાર થતા હતા, અને તે એટલી તો ડોલાં ખાતી હતી કે કોઇથી પણ પકડયા વગર ઉભું રેહેવાઇ શકાતું ન હતું, અને સ્ટીમર ભા-પગે કલાકનાં ૪) નોટશ (Knots) ચાલી શકી હોય તથા ખાવા બેસવાની ટેબલોપર લાકડાંની પટીઓ બાસીને રકેબીઓ મા-ડતા હતા, અને તે ઉપર પાશીનજરોમાં-થી ભાગ્યે અરધો ભાગ બેસી શકતા હતા. બાકીનો મોટો ભાગ બીમાર પડવાથી કે-બીનોમાં પડી રહયો હતો. આજે પાછલી રાતનાં તોફાન એટલું તો વધ્યું કે સ્ટી-મરની હમારી કેબીનવાલી બારીઓ સ્ટી-મર ડોલાં ખાવાથી પાણીની અંદર ગરક જતી, અને કોઇ કોઇ વખત તો તુ-ટકપરની ટાંગેલી લાઇફ બોટો વઠીક પા-ણીમાં જતી હતી, જેથી સ્ટીમર હમણાં ઊંધીવલી જશે એવી રીતની હમને ધાસતી લાગ્યા કીધી, અને આખો દીવસ જરાક સેરવો શીવાય બીજું કસું ખાવાનું ચાલયું ન હતું, અને આખો વખત બીછાણામાં પડયા પડયા કેબીનની સાઇડને પકડી રેહેવું પડયું હતું, નહીં તો કે ઉપરથી ઉકળાઇ જતા હતા. આખરે કપતાને રસતો બદલવાને

કેડાવ કરીને આડકટરો રસતો લીધો કે જેથી સાંમા મલતા મોજાનું જોર ઓછું થાય.

તા૦ ૨ જી નવેમબર ૧૮૮૧— આજનો આખો દીવસ પણ ગયા બે દીવસનાં જેપોજ તોફાની ગયો અને રાતનાં સ્ટીમર અતીસે ડોલાં ખાતી હતી, જેથી હમે કેબીનમાંજ કેદ પડી રહયા.

તા૦ ૩ જી નવેમબર ૧૮૮૧— આજે સવાર પછી દરીયો જરાક નરમ પડતો ગયો તેથી રસતાથી આડકટરા નીકળી ગયલા પાછા સીધા રસતા ઉપર સ્ટીમર ચલાવી હતી. એ હમારી સ્ટીમર ગઇ કાલે રાતનાં એલેકઝાનડરીઆ પુગવાની વકી હતી તે ચકર પડયાથી તથા કલાંકનાં ૪) નોટ ચાલવાથી ત્યાં આજે પણ પુગી શકયા નહીં હતા. જો કે તોફાન નરમ પડયા પછી કલાકનાં ૧૩) નોટને હીસાબે સ્ટીમર સર અહડાવીને તથા સ્ટીમ પાવર વધારીને ફાશટ ચાલતી હતી, અને દરીયો જો કે ઘણોજ નરમ બીજા દીવશો કરતાં લાગતો હતો તોપણ સ્ટીમર ઘણાં ડોલાં ખાતી હતી અને દરીયાનાં મોજાઓ નાધળા ડુંગરોનો માફક ઉછળતા હતા. આજે હમો પેહેલવેહેલા સ્ટીમરનાં તુટક ઉપર બપોરનાં ખાહાર નીકાલ્યા હતા. ખબર કાહાડતાં માલમ પડેછે કે એ મહીનામાં ગ્યે ભુમધ્ય સંમુદ્ર કોઇ કોઇ વખતે જોશમાં આવેછે પણ આવો લાગત ત્રણ ચાર દીવસો સુધી તોફાની રેહેતો નથી. રાત પડતાં દરીયો ઘણો નરમ પડવા માંડયો અને આજે ચેનમાં ઊંઘ આવી હતી.

તા૦ ૪ થી નવેમબર ૧૮૮૧— આજે દરીસો ઘણોજ થંડો અને દીવસ ઘણોજ 'મજેનો ગુજારયો હતો. છેક સાંજનાં કલાક ૩–૩૦ મીનીટે એલેકઝાનડરીઆ શેહેરનો કીનારો દીસવા લાગ્યો અને કલાક ૪—૧૦ મીનીટે સ્ટીમરે લંગર કીધું, તથા હમો કલાક ૫–૩૦ એ કીનારાપર ઉતરીને હૉટલ ડી યુરોપમાં ઉતારો લીધો. વખત હોવાથી શેહેરમાં ફરી આવ્યા હતા. આજે મુસલમાન લોકોની બકરી ઇડ હોવાથી અહીંનાં બારાંનાં વાહાણો ઉપર વાવટાઓનો શીણગાર કીધેલો હતો તથા હમો ઉતરયા તે વખતે એ ઇંડની ખુશાલીની તોપોનાં અવાજો આવતા હતા. એ મુજબ આજે ત્રણ દીવસ થયા ધામધુમ ચાલેછે અને નીમાજ કરવાનાં પાંચો વખતપર ૨૪) તોપોની સલામતી ફુટેછે. આજે ચઉદશ હોવાથી ચાદરણું ઘણું સરસ પડતું હતું તેથી હમો શેહેરમાં રાતનાં આઠ વાગા સુધી ફરયા હતા. એ શેહેર જો કે તરકી સરકારને તાબે હીંયાંનાં એડીવની હાકમી હેઠળછે, તોપણ કાન્સ્ટાનટીનોપલ કરતાં અહીં સઘળું સરસ યુરોપીયન ઢપમાં દીસેછે. એનાં કોઇ કોઇ મોહોલાઓ તો ઘણાં સરસ અને તેની ઇમારતો વખાણવા લાયકછે. તેમાં શેરીફ પાશાનો મોહોલો તથા બીજા નવા મોહોલાઓ ઘણાં જોવા તથા ફરવા લાયકનાં તથા રસતાઓ મોટી ચોરસ લાદીઓથી ફરસ કીધેલાછે. એનાં બારાંપરનો દેખાવ પણ ઘણો સરસછે, અને જોયા મેલે અહીંયાંનો વેપાર ઘણો મોટો ચાલતો હશે કારણકે બારામાં વાહાણો તથા સ્ટીમરો બેસુમાર ઉભેલાં હતાં. હમો ઉતરયાછે તે હૉટલ ગ્રાંડ સ્કુવેર (Grand Square) માં આવેલુ છે, તે સ્કુવેર અહીં સૌથી મોટો ગણાયછે, જયાં ઘણી મોટી અને સારી યુરોપીયન દુકાનો તથા કાફેઓ આવેલાંછે. એ શેહેર હાલ આગલનાં જેવી જાહોજલાલી ભોગવતું નથી, તોપણ એની વસતી સને ૧૮૭૭ નો ગણત્રી મુજબ ૧,૬૫,૭૫૫) માણસની કેહેવાયછે, અને આખા ઇજીપ્ર દેશનો વેપાર એ શેહેરને રસતે થાયછે, તેમાં રૂનો પાક વધા-

રવાથી હમણાં એ જીણસોનો મોટો વેપાર ઇંગ્લંડ સાથે ચાલેછે. દરીયામાં મોટી દીવાલો બાંધીને એનું બારૂં ઘેરી લીધેલું છે તેથી વાહાણો તથા સ્ટીમરો વગર નુકશાણીએ ત્યાં ઉભી રહી શકેછે. એ શેહેર પેહેલવેહેલું એલેકઝાંડર ધી ગ્રેટ (શીકંદર રૂમી પાદશાહે) ક્રાઇસ્ટની ૩૩૩) વરસ આગમજ વસાવી તેને પોતાનુ નામ આપયું હતું. યુરોપ, એશીઆ અને આફ્રીકાની વચમાં એ બારૂં આવ્યાથી એ ત્રણડે ખંડો સાથે મોટો વેપાર ચલાવતું હતું, અને તે વખતે એની બરોબરનું શેહેર બીજું કોઇપણ ગણાતું ન હતું. એનો ઘેરાવો તે વખતે નવ મૈલનો હતો અને તેમાં આઠ મોટા રસતા બાંધી તેમાંથી બીજા સરખા રસતા કાહાડેલા હતા. તેમાંની વચેવચમાંનો એક રસતો ૨,૦૦૦) ફીટ પોહોળો હતો, અને તેની આડકટરો બીજો તેટલોજ રસતો પસાર થતો હતો અને તે મૈલો સુધી લાંબો જતો હતો. એ મોહોલા સંગેમરમરની મોટી હવેલોઓ તથા કીમતી જીણસો વેચવાની દુકાનોથી ભરેલા હતા, તથા તેની વચમાં સોભાઇતા ઓબેલીસ્કો તથા એવી બીજી ચીજો મુકેલી હતી. એ મોહોલા આટલા પોહોળા હોવાથી ત્યાંથી એક નાંકેથી બીજાં નાકાં સુધીની સઘળી ચીજો દેખાતી હતી, અને દરીઆનો બેહુ તરફથી આવતાં વાહાણો પણ એ મોહોલાઓમાંથી જોઇ શકાતાં હતાં. એ વાહાણો સારૂં દીવાદાંડી બંધાવી હતી, જે એટલી તો વખણાતી હતી કે દુન્યાની નવાઇઓમાંની તે એક (one of the wonders of the world) ગણાતી હતી. એ દીવાદાંડી (Watch Tower) એલેકઝાંડર ધી ગ્રેટની પછીનાં એનાં જનરલોમાંનો એક જણ રાજા થઇ બેઠો તેણે બંધાવી હતી, અને તેને પોતે બંધાવીને સફરીઓનાં બંચાવ સારૂં ખુદાનાં નામપર અર્પણ કરેલી એમ તકતી મારવાનો હોકમ કીધો, પણ તેનો બાંધનાર કારીગર પોતાનું નામ કાયમ રાખવા સારૂં લુચ્ચાઇથી પોતાનાં નામની તકતી મારીને તે ઉપર ચુનાનુ પડ કરી લઇને પેલા રાજા ટાલેમી (Ptolomy) નાં નામની તેપર તકતી મુકી હતી, જે ઘણાં વરસો થયે ચુનો ખડી જઇને નાબુદ થઇને કારીગરનાંજ નામની તકતી બાહાર દેખાતી રહી ગઇ હતી. એ શેહેરની વખણાયલી લાઇબ્રેરીમાં સાત લાખ પુસ્તક એકઠાં કરેલાં હતાં, અને તે સારૂં જેબી ધણી અહીંયાં આવે તેની પાસે કોઇપણ નવી જાતની ચોપડી જોઇ કે તે મંગાવી તેની ઘણી ભપકાબંધ નકલ કરાવી તે નકલ તેને આપી પેલી અસલી ચોપડી લાઇબ્રેરીમાં મુકતા હતા, અને કોઇ વખતે તો પેલી નકલની સાથે મોટી નાણાંની રકમ ભેટ આપતા હતા. તેનાં દાખલા દાખલ સાફોકલીશ (Sophocles), યુરીપીડીસ (Eurypedes), અને એશકીઅશ (Eskius) ની બનાવેલી ચોપડીઓ યુનાની લોકો પાસથી ઉછીની મંગાવી તેમની નકલો બની તેવી ભપકાબંધ કરાવીને તે નકલોની સાથે ત્રણ લાખ રૂપીયા તે જુની ચોંપડીઓનાં બદલામાં આપયા હતા. એવી એવી કીમતો એ કદર બુજનારાઓ કીતાબોની આપતા હતા, અને એ લાઇબ્રેરી તે વખતે દુન્યામાં સૌથી મોટી ગણાતી હતી; પણ પાછલથી જયારે મુસલમાનોનાં હાથમાં એ શેહેર ગયું, ત્યારે તેને જીતનાર જનરલોએ ખલીફનાં હુકમથી તે ચોપડીઓને અહીંનાં હમામખાનામાં પાણી ગરમ કરવાનાં કારણસર લાકડાને બદલે બાલી હતી કે કોરાન જે છે તેજ ખરી ચોપડીછે, વાસતે તેને મળતી જે બીજી ચોપડી નહીં હોય તે ખોટી હોવી જોઇયે, અને મળતી આવે તો આપણી પાસે કો-

શાનછે તો બીજી ચોપડીની જરૂર નથી. એમ ફતવો આપી સઘળી બાલી નાખી. એ પ્રમાંણે એક વરસ સુધી આવી બેમુલી ચોપડીઓ હમામખાનામાં લાકડાંને બદલે બાલીને તારાજ કીધી હતી. અમરૂ કે જેણે ખલીફની વટી એ શેહેર જીત્યું હતું તેને ખલીફ ઉપર લખી મોકલેલી વીગતો પરથી એ શેહેરની મોટાઇ માલમ પડેછે. જો કે તે વખતે એ શેહેરનો મોટો ભાગ આગલની બીજી લડાઇમાં તારાજ થઇ ગયો હતો. તોપણ અમરૂ લખેછે કે "મેં આથમણ તરફનું શેહેર લીધુંછે તે ઘણુંજ ગંજાવરછે અને તેમાં કેટલાં ઘરોછે તે હું કહી શકતો નથી. એમાં ૪,૦૦૦) મોટા મેહેલો, ૪,૦૦૦) હમામખાનાં, ૧૨,૦૦૦) બાગો, ૧૨,૦૦૦) તાજુ તેલ વેચનારાઓની દુકાનો, અને ૪૦,૦૦૦) યાહુદીઓ જેઓ મોટો કર આપેછે તે તથા ૪૦૦) નાટકશાળાછે" એવું ગંજાવર શેહેર તે વખતે (સને ૬૪૦ માં) હતું.

તા૦ ૫ મી નવેમબર ૧૮૮૧— આજે અતરેનો આમદઅલી પાદશાહવાલો મેહેલ જોવા ગયા હતા. એ મેહેલ ઘણો મોટો બાંધેલોછે પણ બાહારથી કાંઈ ઘણો ભપકાદાર લાગતો નથી. એમાં પેસ્તાં સંગેમરમરનાં આખા પથરોનાં થાંભળા તથા સીડીઓ પણ એજ સફેદ પથરની બનાવેલાછે. અંદરનો ઘણોખરો ભાગ યુરોપીયન રીત પ્રમાંણે શીણગારેલો છે, તેમાં મુલાકાત લેવાના ઓરડા બે તરાંહનાં ઘણાં સારા સણગારેલાછે. એકમાં ઇજીપ્તનો ખેદીવ પોતે બેસાને બીજાઓની મુલાકાતો મોટા દીવાનખાનામાં ત્રણ બાજુપર ફરતી પલાંઠી મારીને બેસી શકાય તેવી વગર હાથાની બેઠકો મજાની ઉંચી સાટીનોની ગાદીનો તથા તકીયાનો કીધેલીછે, અને તેમાં મથાળાંની બાજુપર એક ખુણામાં એની પોતાની બેઠક તેજ મુજબની શણગારેલીછે. અહીંયાં બીજાં દેશોનાં એલચીઓ તથા બીજા ઇજીપ્તના હોદ્દેદારોની મુલાકાત લેવાની જગ્યાછે. બીજું તેવું દીવાનખાનું જ્યારે મોટાં ખાણાં થાયછે તે વખતને સારૂં યુરોપીયન ઢપપર સણગારેલી તેમાં ઘણી મોટી કોચો (જાણે બે ખુરશી આસપાસ અને વચમાં કોચ હોય તેવી રીતની બનાવેલી) મુકેલીછે, અને ફરનીચર સઘળું ગીલીટનું અને દીવાલોપર સાટીનો જડેલી તથા જમીન અબનુસનાં લાકડાંની અને તેમાં શીપની તરાંહની બનાવેલીછે. એમાં એક ટેબલ રોમનાં મોઝાઇક વર્કની બનાવેલી ઘણી સરસ મુકેલીછે જેની ઉપર હીરાનાં મોટાં નંગો અસલ જડેલાં હતાં જે પાછલથી કાહાડી લીધેલાં દીશેછે. તેની કીમત એ ઝવેરાત સુધાં ત્રણ મીલીઅન ફ્રાંક ઇયાને બાર લાખ રૂપીયાની હતી એમ તેનો રખેવાળ કેહેતો હતો. એ મેહેલ દરીયે કીનારે આવેલોછે, ત્યાંથી બારાંનો દેખાવ તથા એ જગ્યાપરનો બરેક વોટર (Break water) સઘળો બરોબર દીસેછે. બરેક વોટર બધો મલીને ૩,૨૦૦) વાર લંબાઇમાંછે, તેનાં એક છેડાપર દીવાદાંડી કીધેલીછે, જે કીનારેથી ૧,૦૦૦) વાર દુર પાણીમાં ૩૦) ફીટની ઉંચાઇએ આવેલીછે. એ બરેક વાટર સને ૧૮૭૧ માં શરૂ કીધો અને ૧૮૭૩ માં બાંધીને તૈયાર કીધો હતો. એ બાંધવામાં બનાવતનાં પથરનાં વીસ વીસ ટણનાં ૨૭,૦૦૦) બ્લોકસ દરીયાની બાજુપર વાપરયાછે જે દરીયાનુ મોજાનું જોર તોડી નાંખેછે, અને તેની અંદરનાં ભાગમાં પાણી થંભ રહેછે. એના અંદરનાં ઢોળાવમાં ૮૫,૦૦૦) ટણ રબલ પથર અને ૮૫,૦૦૦) ટણ મજબુત પથરનાં મોટા બેથી ત્રણ ટણ સુધીનાં બલોકશોથી કવર કરી લીધેલુંછે. એ બરેક વાટરની

દરીયાથી ૧૦) ફીટ ઉંચી અને મથાળેથી ૨૦) ફીટ પોહોળી દીવાલ કીધેલીછે. એ બાંધ્યાથી આગલ જે ઘણાં મોટાં તોફા નોમાં વાહાણો તથા સ્ટીમરો ભાગતી હતી તેનો બચાવ થયોછે.

એ જોઇને પછી મેહેલમાંથી નીકળેલા પામપીઝ પીલર (Pompey's Pillar) કરીને એક થંભ અતરેની ઘોરસ્થાન આગલથી છે તે જોવા ગયા હતા. એનો આકાર ઘણોખરો પેરોનાં મોટા થાંભ- ળાઓ ઉપર નકશીનાં મથાળાં આવેછે તેને મલતો આવેછે. એ બધો મલીને ૯૮॥ ફીટ ઉંચાઇમાછે, તેમાં એનું ટળી- યું તથા મથાળાંવાલા ભાગો છુટાછે. બા- કીના એકજ મોટા પથરનો એ થંભ ૭૩) ફીટ લાંબો અને ૩૦ ફીટ ઘેરાવાનો બ- નાવેલો, એનાં મથાળાંનો ભાગ ચોરસ છે અને તે ૧૬॥ ફીટ વ્યાસછે. એ થંભ સાફ કરેલા લાલ ગ્રાનીટનાં પથરનો બ- નાવેલો, અને આશરે ૧૫૮૦ વરસનો જુનો અહીંજ ઉભો કીધેલોછે, અને તે વખતે પોમપીઅસ કરીને સરદાર હતો તેની દેખરેખ હેઠળ ઉભો થવાથી એનું નામ પોમપીઝ પીલર કરી આપેલું ધાર- વામાં આવેછે. એની પાસે મુસલમાન લોકોનું ઘોરસ્થાન આવેલુંછે, જયાં આજે બકરી ઇદનો તેહેવાર હોવાથી ઘણી ભીંડ હતી, અને જેમ મુંબઇમાં ઓરસ ભરાય છે તેમ દુકાંનો, ચકરીઓ, તથા બીજો મેલાવડો સારો થયલો હતો. તેમાં એ મેલામાં ઘણો મોટો ભાગ ઓરતોનો હતો જેઓ આજે હમો આખો દીવસ જયાંબી ફરતા હતા ત્યાંથી ખુલ્લા મોટાં ગાડાંમાં વીસથી પચીસ જંણી બેસીને જતી મલતી હતી, એ અહીંની ઓરતો કાન્સ્ટાંટીનોપલની ઓરતોની માફક મો- હોડાંપર નાક આગલથી પડદો રાખેછે, અને તે પડદાને ગમે તેમ ઉપર હેઠળ ચહડાવવા સારૂં એક જાતની નલી તેની ઉપર ત્રણ ઉપસેલા ખાંચા રાખી નાકની ઉપરથી કપાલ સુધી એક દોરીમાં ભેરવી તે દોરી માથાંપરથી પાછલ ચોટલા સાથે બાંધી રાખેછે અને પેલો બુરખો તે ખાં- ચા ઉપર ટેકવી ગરદન આગલ પાછળથી બાંધી રાખેછે, એ નલી ગરીબ લોકો પીત્તલની અને તાલેવંત સોનાની રાખેછે, અને એ નલી પેહેરનારાં કાળો જાડો બુરખો નાંખેછે જેઓ ઘણાંખરાં આરબ યા શીરીઆની ઓરત હોયછે. પણ ખ- રી ઇજીપ્તની ઓરતો મોહોડાં ઉપર નલી રાખતા નથી, પણ ફકત ઝીણી મલમલનાં બુરખા નાક ઉપરથી ઢાંકી રાખેછે. જે ઘણીજ ગરીબ અને મજુરી કરનારી ઓરત હોયછે તેઓજ (અને તેબી વળી કોઇજ) ઉઘાડે મોહોડે ફરેછે, બાકીનાં સઘળાં પરદેપોશ ફરેછે.

એ પોમપીઝ પીલર જોઇને પછી અં- તરેની વખણાયલી માહામુદીઆ કેનાલ (Mahamoodeeyeh Canal) તેને એક કીનારેથી પસાર થઇને જોઇ હતી. એ નેહેર મહમદઅલી પાદશાહ, જેણે ઇ- જીપ્તનાં પેહેલા એદીવ દાખલ હોદ્દો ભો- ગવ્યો હતો તેણે સને ૧૮૧૯ માં બાંધ- વાને શરૂ કીધી હતી, અને અત્તીઘણી ઝડપ કરાવીને તે સને ૧૮૨૦ ની જાને- વારીમાં ખુલી મુકી હતી. એટલી ઝડપથી એ ૫૦) મૈલ લાંબી અને સરાસરી ૧૦૦) ફીટ પોહોળાઇની નહેર તૈયાર કરાવવા સારૂં એ ઉપર દરરોજ હડી લાખ માણસ એક વરસ સુધી કામે લગાડયાં હતાં, જેમાંથી ભુખમરો મરકી અને અકસ્માતોનાં સ- બબે વીસ હજાર માણસો મરણ પામ્યાં હતાં. આવાં માહાભારત કામપર હડી લાખ માણસો રોજનાં વરસ દીન સુધી કામે લગાડવાપર ફકત ૭૦) લાખ રૂપીયા ખરચ બેઠો હતો. તે હીસાબે વરસ દીને એક માણસને ૧૨) રૂપીયા મળવા જેટલો (બીજું કાંઇ પણ નહીં ગણતાં)

ખરચ થવાથી આટલું માણસ મરી ગયું હોય તેમાં નવાઇ જેવું નથી. પણ આવું કામ કીધાં છતાં એ નેહેરથી એટલી તો અનાજપાણીની સુખાકારી અહીંની તથા આસપાસની વસતીને થઇછે કે તે તદ્દન તેની આગલ ભુલી જવાયછે. એ નહેરની સાથે બીજી જુની નહેરો મલ્યાથી આખાં ઇજીપ્ત દેશમાં એ મારફતે માલની આવજાવ થઈ શકેછે. એ નહેરના મથાળે એક મોટો રસતો બાંધેલોછે જયાં હીંયાંનું લોક રોજ સાંજનાં ફરવા આવેછે, તથા તેનો બાજુપર ખેદીવની તથા બીજા ઉમરાવોની હવેલીઓ તથા બાગો આવેલાછે, જેમાંનો એક ખાંનગી ગ્રીક સોદાગરનો બાગ હમો જોવા ગયા હતા જયાં અત્તીઘણાં પુતળાં ગોઠવેલાં હતાં, બાગમાં પાણી વરાળનાં બુંબાથી લાવેછે તથા તલાવો રસતા તથા એકંદર સઘળું સારી રીતે ગોઠવેલુંછે. એ જોઇને પછી અતરે બીજું કાંઇ ઘણું જોવા લાયક ન હોવાથી શેહેરમાં થોડા ઘણાં ફરીને સાંજનાં છ વાગે એલેકઝાનડરીઆ શેહેર છોડી કેરો (Cairo) શેહેરમાં રાતનાં ૧૦—૨૦ મીનીટે જઇ પુગ્યા હતા. એ કેરો શેહેર ઇજીપ્ત દેશનું પાયતખ્ત કેહેવાયછે અને તેમાં એનો વાઇસરોય જેને ખેદીવ કરીને કહેછે તે રહેછે. હમોએ શેપર્ડસ હોટલમાં ઉતારો લીધો હતો.

તા૦ ૬ થી નવેમબર ૧૮૮૧— આજે પેહેલાં અતરેનું વખણાયલું જુની ચીજોનું સંગ્રહસ્થાંન જોવા ગયા હતા. એમાં ઇજીપ્તશીઅન જુની ચીજોનો જેટલો સંગ્રહ કીધેલોછે તેની બરોબર બીજે કેડે નથી. શીવાય હીસ્ટોરીકલ પેરીઓડ કે જેનો મોટો જોડો ઇંગ્લાંડનાં સંગ્રહસ્થાનમાં કીધેલાછે તેટલાં અહીયાં નથી. સને ૧૮૬૩ નાં શાલમાં છેલો ખેદીવ ઇસ્માએલ તખ્ત ઉપર આવ્યો ત્યારથી ઇજીપ્તને લગતી જુની ચીજો એ સંગ્રહસ્થાનમાં એકઠી કરવાને શરૂ કીધું હતું, અને ત્યારથી બીજાં દેશનાં લોકો જે બાબુને પોતાને દેશ ચીજો લઇ જતા હતા તેનો અટકાવ કરીને હમણાં એને લગતો સંગ્રહ ઘણો એકઠો થયોછે. એ મ્યુઝીયમની ચીજોનાં પાંચ ભાગ કીધાછે તેમાં ધરમ, મરણ, Civil Monuments, ઇત્યાદીને લગતી ચીજોનાંછે, એમાંનો મોટો ભાગ અસલની ઘોરોમાંથી મલેલાછે, તેમાં મોટાં તથા નાથળાં સારી બનાવટનાં પુતળાંઓ, માણસોને આપેલા જાનવરોનાં આકારો, જેમ કે એક ઓરતને ગાયનું મોહોડું, મરદને બલીરનું મોહોડું, (એવા પુતલાંવોને તેઓ દેવતા દાખલ આગલ માનતા હતા) તે ઉપરાંત બીજાં જાનવરોનાં પુતળાં જેમાં જાશપરનાં પથરની એક ગાય, એક કુતરો, એક જાતનો દરીયાઇ ઘોડો, અને તેજ મુજબનાં વાંદરા, માછલી, દેડકાં હંસ ઇત્યાદી બનાવેલાં, તખતીઓ, મમીઝ ઘણી જાતની, તેમાં કેટલીકો તો હમણાં થોડું થયુંજ બાણી કાહાડેલાછે, જેઓનાં લાકડાંનાં કેસોપરનો રંગ તથા ઢોલ એવાં તો સરસ અને ચલકતાછે કે ૩૦૦૦) વરસની મુદત ગુજરી છતાં જાણે આજેજ નવા બનાવેલા હોય તેવા દીસેછે. એ મમીઝને આતરડાં કાહાડીને પેટમાં કાંઈ ખુસબો ભરેછે, તથા બાહેરથી બીજી જાતની કાંઈ મેળવણી ચોપડી તેને સુકાવીને તેની ઉપર કપડાંનાં પાટા ઘણાંજ મજબુત વીટાલી લીધેલાં હોયછે, જે પછી તે મુડદાંને તેનાં જેવાંજ આકારની લાકડાંની પેઠીમાં મુકેછે. એ પેઠીની ઉપર રંગીન તરાંહો તથા તે મરનાર ધણીની આબી સબી જેમ અંદર સુવાડેલી હોય તેમ પાડેછે, જેનાં મોહોડાં પર સોનાનો વરખ ચહડાવી લીધેલો હોયછે, તથા બદનના ભાગ હોયછે ત્યાં તેપર ગુજારેલા બનાવો હાએરોગલીફીક અક્ષરોથી પાડેલા હોયછે, અને તે લાકડાંની પેટીને એક ઘણીજ જાડી પથરની પેટી જેને સારકોફેગસ કહેછે તેની

માંહે મુકી તેની ઉપર જાડું પથરનું ઢાંકણ "હરમેટીકલી શીલ" કરેછે. એ પથરની પેટી કોઇ કોઇતો એક ફુટ જાડા પથરની અને તે પણ આખા પથરામાંથી કોતરી કાહાડેલી હોયછે. પેટી ઉપર પણ તે મરનાર ધણીની જીંદગીની વીગતો હાએરોગલીફીકમાં કોતરેલી હોયછે. એ હાએરોગલીફીક અક્ષરો આપણી હાલની ચાલુ બોલીઓ જેવા હોતા નથી પણ તેઓ પર ચીજોનાં આકારો, જેવાંકે ચકલાં, ચાંદ, સુરજ, જુદાં જુદાં ઝાડો એવા આકારોનાં તે અક્ષરો હોયકે જેને હાલનાં જુની ઝબાન જાણનાર ઉસ્તાદો ઉકળાવી શકેછે. એ પ્રમાણે મુડદાંને તજવીજથી રાખી તેની પેટી સારૂં મોટા ઓરડા તદન પથરનાં બાંધી લઇ તેમાં પેટીઓ છુટી મુકવાથી હજારો વરસ થયાં છતાં મુડદાં તથા તેની સાથે મુકેલો સામન તથા અનાજ વઘીક જેવોને તેવો નીકળેછે. એ ઉપરાંત સોનાનાં પત્રાંની બોટ, હાથોડી, ખંજર તથા કોડાલી, "નેકલેસ" "એરીંગો" તથા બીજી એવીજ સોનાની જીણસો, વાઝીઝ, નાંધળાં નાંધળાં પુતળાં (એઓનાં દેવતાનાં આકારોછે. એ લોકોમાં દરેક ઘરનો ધણી ખાંનદાનનો વડો કોઇબી એક જાનવરને પોતાનો દેવતા ઠોકી બેસાડી તે જીવતાં જાનવરને તેઓ ઘણું માન આપતા હતા તથા તેનાં મુઆ બાદ તેને પણ મમીઝ બનાવીને ડાટતા હતા, એ મમીઝ પણ ખાણી કાહાડતી વખતે હાલમાં ઘણી મલેછે) ઘોરામાંથી લએલાં પેપીરસનાં કાગજો જે ઘણાંખરાં ફાટી ગએલી હાલતમાંછે, ટોપલીઓ ઇત્યાદી, ઇત્યાદી એટલી ઘણી ચીજો એકઠી કીધેલીછે કે તેની વીગત હમો આપી શકતા નથી. ઇજીપ્તની જુની ચીજો ઉપરાંત રોમ તથા ગ્રીસથી પણ એવી જુની ચીજો, જેવાં કે પુતળાંઓ, વેઝીઝ, તખતીઓ ઇત્યાદીનો પણ થોડો સંગ્રહ અહીંયાં કીધેલોછે, જે સઘળું ઘણું જોવા લાયકછે.

એ જોઇને પછી અતરેની વખાણાયલી સુલતાન હસનની મસજીદ જોવા ગયા હતા. એ મસજીદ અતરેનાં કીલાની હેઠળ આવેલીછે, અને એ કેરોની મસજીદોમાં સૌથી સરસ તથા મુસલમાંનો બાંધકાંમની કારીગીરીમાં પણ સરસ કેહેવાયછે. એ મસજીદ સુલતાન હસને સને ૧૩૬૦ માં બંધાવી હતી તે એટલી સરસ બંધાઇ કે સુલતાને તેનાં બાંધનાર કારીગરનાં બેહું હાથ કપાવી નાંખ્યા કે રખેને એનાં બરોબરની બીજી મસજીદ કોઈ બીજાને બાંધી આપે! એ ઇમારત ૧૧૩) ફીટ ઊંચી દીવાલની તેમાં ૯૦) ફીટ ઊંચા અને ૬૯॥ ફીટ પોહોળાં આરકાંનોછે, અને ૯૦) ફીટ ઊંડી અને ૬૯) ફીટ પોહોળીછે. તેની આગલ એક મોટો ચોક ૧૧૭ થી ૧૦૫ ફીટનો રાખી તેની આજુબાજુ એનેજ લગતી બીજી ગંજાવર ઇમારતો બાંધેલીછે. એ મસજીદ બાંધવા સારૂં મોટા પથરા અતરેનાં પીરેમીડસમાંથી કાહાડી લાવ્યા હતા, અને તે એટલી મજબુત બાંધી હતી કે કોઇ વખતે મામલુકસ સાથની લડાઇમાં તેને કીલા દાખલ પણ વાપરી હતી. એનાં પેહેલા દરવાજાનું આરકું ઘણુંજ ઊંચુછે. એનો બંદગી કરવાની જગ્યા ચોકની ઉગમણ બાજુપરછે. તેની પાછલ એને બંધાવનાર સુલતાંન હસનની ઘોર બાંધેલીછે, જેનો ઓરડો ઘણાંજ ઊંચા ગુંબજનો બનાવેલો તથા દીવાલપરની "કોરનીસ" દાખલ કોરાનનાં ત્રણ ફીટ મોટા અક્ષરો લાકડાંનાં બનાવીને મુકેલાંછે; પણ હાલ એ સઘળું ઘણીજ ખરાબ હાલતમાં આવી ગયુંછે, અને ગુંબજની અંદર ખુણાંમાંથી કીધેલી નકશીઓ સઘલી તુટી પડી તેની અંદરનું વનજી કામ દીસી આવેછે.

એ મસજીદ જોઇને પછી મહમદઅલી જે પેહેલો ખેદીવ થઇ ગયો તેની બંધાવેલી મસજીદ જે કીલાની અંદર આવેલીછે, તે જોવા ગયા હતા. એ મસજીદ

આસરે ૫૦) વરસપર બંધાવલીછે અને તે ઘણી ખરી આલાબાસ્ટર પથરની બનાવેલીછે. તેની બાહાર તથા અંદરની દીવાલો, થાંભળાઓ, જમીન, સઘળું એ કીમતી પથરાનું બનાવેલુંછે, અને એવી આખી આલાબાસ્ટરની બાંધેલી ઇમારત હમોએ પેહેલવેહેલીજ જોઇ હતી. એની અંદર એ પથર વાપરવા ઉપરાંત એનાં ગુંબજોની ઉપર ઘણો સરસ સોનેરી ઘોળથી કોરાનની વીગતો ચીતારેલીછે, તેથી જાણે રમકડુંજ બનાવેલું હોય તેવી એ મસજીદ અંદરથી લાગેછે, તથા મંદપમાં વગર ગણતરીની હાંદીઓ કારીગીરીથી ટાંગેલીછે તેથી ઘણું સોભેછે, અને કહેછે કે જયારે બધી બટી સળગાવેછે ત્યારે એવી તો અંદરથી સોભેછે કે તેની તારીફ થતી નથી. એની બાહાર એક મોટા ચોક ઘેરી લીધોછે જે તદન સફેદ સંગેમરમરની ચોરસ ૫ થી ૫ ફીટની લાદીઓનો બનાવી તેની આસપાસ થાંભળા તથા આરકાંનો ઓટલો કરી લીધેલોછે જે ઓટલાનાં મથાળાં ઉપર નાઘળા નાઘળા ગુંબજો કીધેલાછે. એ ચોકની વચમાં સંગેમરમરની મજાની હોઝ બાંધેલી છે તથા બાજુપર બાહારથી એક ઘડીયાળનો મીનારો કીધેલોછે. એ મુજબનો મસજીદને લગતો ઘડીયાળનો મીનારો પણ હમોએ પેહેલવેહેલો જોયો હતો. એ મસજીદના બાહારનાં ભાગનો આલાબાસ્ટરનો પથર વરસાદ તથા પવનથી ખરાબ થતો જાયછે. તેમાં ઘણાં ઝીણાં ઝીણાં આંધળાં પડેલાંછે તે ઉપરથી માલમ પડી આવેછે કે એ પથર સંગેમરમર જેવો મજબુત નહીં હશે. એ મસજીદ બાહાર દક્ષીણ બાજુપર એ કીલાવાલા ડુંગરપર આવ્યાથી ત્યાંથી કેરો શેહેરનો દેખાવ તેમજ તેમાં આવેલી ૨૬૪) મોટી અને ૨૨૫) નાઘળી મસજીદોના મીનારા ઘણાં સરસ દીસેછે. એની પાસે એક ઘણો ઊંડો કુવો, જેને જોસફનો કુવો કહેછે, તે જોયો હતો. એ કુવો બે ટપે બાંધેલાછે, તેમાં પહેલો તપો ૨૬૦) ફીટ ઊંડો અને તેની હેઠળ બીજો ૧૩૦) ફીટ ઊંડો મલીને ૩૯૦) ફીટ ઊંડોછે, તેમાંથી પાણી કાહાડવા સારૂં તેની એક બાજુપરથી રસતો છેક હેઠળ સુધી જવાય તેવો કીધેલોછે.

એ જોઇને પછી ખુશકે દીલ કરીને મેહેલછે તે જોવા ગયા હતા. એને મહમદઅલીનો મેહેલ કરીને પણ કહેછે. એ મેહેલ કાંઇ ઘણો મોટો નથી પણ માફકસરનો અને તેમાંનું ફરનીચર સઘળું સોનેરી ઢોલ તથા શાટીનનું બનાવેલુંછે. અને દીવાનખાનાઓમાં કોચને બદલે તકીયાની મોટી બેઠકો કરેલીછે. સરવેમાં નાહાવાનો ઓરડો જે સઘળો આલાબાસ્ટર પથરાનો બનાવેલોછે તે જોવા લાયકછે. એ મેહેલ જે કીલામાં આવેલોછે તે પરથી કેરો શેહેરનો દેખાવ ઘણો સારો દીસેછે. તેની પાસે એક બાજુપર ચોકછે જયાં મેહેલનાં બંધાવનાર ધણી મહમદ અલીએ મામલુકસ ટોલાના લોકો જે એને ઘણો હેરાન કરી તોફાંન કરતા હતા તેઓને દગાથી તેડી એ કીલામાં ઘેરી તા० ૧ લી મારચ ૧૮૧૧ ને દીને સઘળાને બંધ કરી મારી નખાવ્યા હતા; ત્યારે એકજ ધણી પોતાનાં ઘોડા સુધાં કીલાની ઉપરથી હેઠળ કુદાવી પડયો, તે કોઇ ચમત્કાર રીતેજ બચી ગયો હતો. જયાંથી પેલો બચી ગયલો મામલુક કુદયો તે જગ્યા હજુ ત્યાંનાં રખેવાલો બતાવેછે.

એ જોઇને પછી અતરેનાં લોકોને ફરવા જવા સારૂં રસતો જેને શુબ્રા (Shoobra) કહેછે ત્યાં ફરવા ગયા હતા. એ રસતો મજેનો સીધો બનાવેલોછે, અને આસપાસ મોટાં ઝાડો રોપેલાં હોવાથી ઘણાં સોભેછે તથા "એવીનીયુ" હોય તેમ લાગેછે. એ રસતો ચાર મેલ લાંબો અને તેની બાજુપર છુટા છુટા બંગ-

ભા તથા મેહેલો આવેલાછે. આજે પવન તથા ધુળાડ઼ં ઘણું હોવાથી (અહીંયાં આતવાર તથા શુકરવારે મલી અઠવાડીયાંમાં બે દીવસ લોકો ફરવા આવેછે.) સહેલાણીઓ ઘણા જોવામાં નહીં આવ્યા હતા.

હમો ત્યાંથી નીકળેલા અતરેની પબલીક ગારડન જે હમારા હોટલની નજદીકમાં આવેલોછે ત્યાં ગયા, જ્યાં એદીવની રીજમીટનું એક વાજું યુરોપીયન રાગ વજાડતું હતું અને ઘણું લોક ત્યાં ફરવા આવ્યું હતું. એ બાગમાં ઝાડો કાંઇ સારાં નથી, ફક્ત સાદાં છાયડાનાં રસ્તાઓ બનાવેલાછે તથા એક ગમ એક મોટો તલાવ કીધોછે, તેમાં નાંધળી બોટો તથા પાણીમાં ચાલતી "વીલોશીપીડો" રાખેલીછે, જે લોકોને ભાડે ફેરવેછે. પાણીની વીલોશીપીડ પેહેલવેહેલીજ હમોએ આએ જગ્યામાં જોઈ હતી. એ નાંધળો બોટા જેવાં લાકડાંનાં આકારની કરી તેની અંદરથી ચકરો વાટર વીલ (Water Wheel) જેવાં રાખેલાંછે, જે માણસ તેની ઉંચી બેઠક ઉપર બેસીને વીલોશીપીડની માફક પગે હીલવેછે, જેથી બોટ આગલ પાછલ વધેછે. એ જોઇને અતરે જલદી અંધારૂં પડેછે તેથી સાડા પાંચ વાગામાં હોટલમાં પાછા ફરયા હતા.

**તા૦ ૭ મી નવેમબર ૧૮૮૧—** આજે સવારનાં કલાક ૬—૩૦ મીનીટે નીકલી અતરેનાં દુન્યામાં વખાણાયલા પીરમોડસ જોવા ગયા હતા, ત્યાં કલાક આઠ વાગે ઘોડાની ગાડીઓમાં જઇ પુગા હતા. એ પીરમોડસ કેરોથી આસરે ૮) મેલ દુરછે અને તાંહાંથી જો હવા ખુલ્લો હોયછે તો તેઓ દીસેછે. રસતામાં જતાં નેલ નદી ઉપર મોટો લોખંડનો પુલ સરસ બાંધેલો તથા બીજો એક પુલ અસલનો બાંધેલોછે, પણ તે હાલમાં ભાગી ગયલો હોવાથી એને બદલે અમથો કામ ચલાઉ કરયોછે. એ છેલા પુલની હેઠળથી તથા બીજા એકુ બે રસતાની હેઠળનાં બાંધાઓમાંથી નેલ નદીનું પાણી અતરેનાં ખેતરોમાં એકદમ ભરેછે, જે મુજબનું બે મહીનાંપરનું ભરેલું પાણી હજુ બે ત્રણ ફીટ ઉંડું મોટા ભાગ ઉપર દીસતું હતું. એ પાણી હુનાળામાં સુકાઇ જાયછે, ત્યારે જમીન તર રહેલી હોવાથી ત્યાં વરસાદ વગર ખેતીવાડી થઇ શકેછે, તેથી ઇજીપ્તની જમીન વરસમાં બેથી ચાર પાક આપેછે. પીરમીડસ જે હમો જોવા ગયા તે જાણે દુરથી સફેદ ચુનાનાં બાંધેલા ઢાબાં હોય તેમ દીસેછે, પણ જેમ નજદીક જતા ગયા તેમ તેની બાંધણીનાં પથરો દીસતા હતા. હમો ત્યાં પુગા પછી દરેક જણની સાથે ચાર અરબો આપયા, જેઓમાનાં બે આગલથી હમારા બેહુ હાથ પકડીને એ પીરેમીડનાં પથરનાં તપાઓ જેમાંનાં કોઇ કોઇતો ચાર ફીટ ઉંચાછે તે પર હમોને ખેંચતા, અને તેજ વખતે પાછલથી ત્રીજો આરબ હમોને ઉંચકી આપતો તથા ચોથો ઘણી બીજાઓને મદદ કરતો હતો. એ મુજબ ચાર માણસોની મદદ લઇને હમોએ ઉપર ચહડવાનું શરૂ કીધું હતું. મોટો પીરેમીડ (The Great Pyramid) કરીને કહેછે તે ઉપર હમો ચહડયા હતા. તે ૪૮૦॥ ફીટ ઉંચો અને પડા રોકા આકારનો પથરનાં થડની ઉપર થડો કરીને બાંધેલોછે, તથા દરેક થડ એકેકથી બે ફીટ અંદરથી ચારે બાજુપર બાંધેલોછે, તેથી બધી ગમથી જાણે ચહડવાની સીડી હોય તેવું લાગેછે, અને તે મુજબ એક ખુણાથી ગંજાવર સીડી જેનાં તપાઓ ઉપર લખવા મુજબ બેથી ચાર ફીટ ઉંચા હતા તે ઉપર હમે ચહડયા, તેમાં હમોને ઉપર લખેલા આરબોની મદદ ઘણી સારી મલી હતી નહીં તો કે એકલા હમોથી ચહડાઈ શકા-

તે નહીં. જેમ ઉપર ચહડતા ગયા તેમ દેખાવ ઘણો સારો દીસવા લાગ્યો અને વચમાં બે ત્રણ ગમ થાક લેવાને પણ બેઠા હતા. તે વખતે રંગભુમી સ્થાનમાં લેવાને ઘણું સરસ બનતું હતું. ઉભા રહીને જોવાનું ઘણી ધાસતી ભરેલું હતું, કારણકે નીચે જોતાં વખતે ચકર પણ આવી જાયછે. એ પ્રમાણે આસરે અરધા કલાકે મથાળે જઇ પુગ્યા હતા, જયાંથી જોતા સામેની બાજુપરથી બધી ફળવંત જમીન તથા તેમાં વચમાં નૈલનું "ઇરીગેશન" સારૂ લીધેલું પાણીનાં છુટા છુટા દરીયા, તથા કેરો શેહેર દુરથી તેનાં મીનારા સાથે, તથા વચમેથી નૈલ નદી પસાર થતી એ સઘળું ઘણું સરસ લાગતું હતું. પરવરદેગારનાં હોકમથી ગઇ રાતનાં વરસાદનું ઝાપતું પડવાથી સઘળી રેતી બેસી ગયલી હોવાથી બધું ખુલી રીતે દીસતું હતું, અને પવન જો કે ઘણોજ જોરમાં હતો તોપણ હમુને રેતીથી થોડીકજ હેરાનગતી ભોગવવી પડી હતી. અગરજો વરસાદ ન આવેલો હતે અને આવો જોશમાં પવન હતે તો હમે રેતી ઉડવાના સબબથી કાંઇ પણ જોઇ શકતે નહીં. હવે એક બાજુપર આવી રળીયામણી રંગભુમી હતી પણ બીજી બાજુપર ફરીને જોઇયેછે તો રેતીનાં મોટાં જંગલો જયાં નજર પુગે ત્યાં તુલીક દીસતાં, અને એ પીરેમીડ જાણે રેતીનાં જંગલની હદ હોય તેમ દીસતો હતો. એ એક નાનવલી જેવી ખડકની ટેકડીવાલી જગ્યાપર બાંધેલાછે, અને એ મુજબના ૨૬ જગ્યાઓપર અસલનાં ઇજીપશીઅન લોકો આવી ઇ-ઘાંનીઓ તથા શેહેરો તથા દેહેરાંઓ બાંધતા હતા, અને ફળવંત જગ્યાઓને ખુલી રાખતા હતા કે તે ખેતીવાડીજ કરવાને કામ લાગે. અહીંથી લીબીઅન ડેઝર્ટ (Libyan Desert) નું વેરાણ શરૂ થાયછે. પીરેમીડની ટોચ પર મજેની આસરે ૩૦) ફીટ સમ ચોરસ જગ્યા આવેલીછે, જયાંથી વગર ધાસતીએ ઉભું રહીને આસપાસ જોવાયછે. હમોએ ઉપર ચહડવા માંડયું ત્યારથી હમારી સાથવાલા આરબોએ હમારી સાથે એટલું તો તાહેલું કરવા માંડયું કે અત્તીઘણો કંટાળો આવતો હતો. પેહેલાં તો હમોને હમારા ચાર આરબોએ પોતાનામાંથી એક જરા બુઢો હતો તેને ડાકટર દાખલ ઓલખાવ્યો. પેહેલી થાક લેવાની જગ્યાપર બોલ્યા કે "તમને સંતોષ મળ્યો? મારૂ નામ કાદરછે" બીજો કહે "મારૂ નામ ખલીફાછે, મને યાદ રાખજો" ત્રીજો કહે "મેં તમને મદદ ઘણી કીધીછે, મને બક્ષેસ આપજો" અને ચોથો જુના સીકાઓ તથા ઘોરોમાંથી મળેલી ચીજો કાહાડીને વેચવા ઉભો, તથા વળી પાંચમો એક છોકરો જેની સાથે હમોને કસું લાગતું વલગતું ન હતું તે પાણીનો કુંજો લાવી પાણી પીશો કરી માથું ખાઇ જતો હતો. હમોએ બધાઓને પેહેલાં તો હા ના નો જવાબ આપ્યો, પણ તેથી તેઓ ધરાયા નહીં, અને તેની તેજ બાબદ આગળ પ્રમાણે બોલવા લાગા, તથા એક ઘણી પાસેથી કાંઇ વેચાતું લીધું કે બીજા બધા જણાંઓ પોતાની પાસેથી સામન કાહાડી વેચવા સારૂ બધી ગમથી ફરી વલી હમોને હાથનાં ધકાઓથી આએ જુઓ ને પેલું જુઓ કરીને કંટાળો આપવા લાગ્યા. હમોએ આખરે જયારે ધમકાવ્યા ત્યારે ચુપ રહયા અને હમે ઉપર વધવા માડયું. બીજી ગમ થાક લેવા બેઠા ત્યાં વળી કંટાળો આપવા લાગ્યા કે તેં પેલા પાસથી લીધું અને મારા પાસથી લેનો નથી હું તો ખલીફા છેઊં, મેં તુંને મદદ કીધી! વળી ડાકટર સાહેબ બેસીને પગ ચાંપવા લાગ્યા, અને કહે કે "હું તો ડાકટર છું મને ભુલતો ના" તથા બી-

જાઓ પેલા પાણીવાલા છોકરા સુધાં એટલો તો ઘોગાટ કરી મેલ્યો કે જીવ કંટાળી જતો હતો, અને તેમાં હમો ઉપર ચહડતાં હાંફી ગયલા તેથી ઘણુંજ કચવાટ ભરેલું લાગતું. વળી તેઓને મુગા રાખીને આગલ વધવા કે આખે રસતે તેજ મુજબની ટીક ટીક કરવા કીધી, અને મથાળે પુગ્યા કે કશું જોવા દેવ નહીં, તથા આસપાસ જાણે હમો એજ લોકોને વાસતે ઉપર ગયા હોય તેમ પાછા ફરી વળીને કંટાળો આપવા લાગ્યા. આખરે હમોને મીજાજ આવો પડયો ત્યારે જરા ખાસ્યા હતા. એ મુજબ થવા પછી હમોને તેઓમાંનાં એક જણે એ મોટા પીરેમીડ પરથી નીચે ઉતારીને તેની સાંમે બીજો પીરેમીડ જરાક તેનેથી ઉતરતો હતો તે ઉપર બાર મીનીટમાં પોતે પહોચી જવા કહયું, જેને વાસતે મોટી બક્ષેસ માંગવાથી હમોએ ના પાડી તેથી વળી પાછી ટીકટીક ચાલી અને પા કલાકે તેનો છેડો આવ્યો. પેલો જનાર ઘણી ઝડપથી એ પીરેમીડ ઉપરથી કુદતો કુદતો ઉતરી ૧૦૦) વારનો છેટો દોડીને સાંમેનાં બીજા પીરેમીડનાં મથાળાંપર, (જે ઘણો અઘડો ચહડવાનો હતો તોપણ) બાર મીનીટમાં ઉપર જઇને ઉભો, જે જોઇને હમો અજાયબ થયા હતા કે માણસ જાત આડત પડવાથી શું કરી શકેછે. એ પીરેમીડ ચહડવું તથા ઉતરવું કાંઇ સેહેલું કામ નથી, તોપણ બાર મીનીટમાં એક પચાસ વરસની ઉમરનાં માણસે એ કામ કીધું હતું. હમોએ સઘળું જોઇને બીજી બાજુનાં ખુણાંપરથી હેઠળ ઉતરવા માડયું, પણ હવે કાંઇ માણસો ખેંચી શકે તેવું હતું નહીં તેથી તેઓનાં ખભાં ઉપર ટેકા દઇને તથા ઘણું નીચાણ આવે ત્યાં ભોંયપર બેસીને પાછા ઉતરી ઉભું થવું પડતું હતું. એ મુજબ છેક હેઠળ સુધી ઉતરયા કે એ પીરેમીડ જે એક પાદશાહની ઘોરછે તેની અંદર વચોવચમાં તેનો સાર્કોફેગસ મુકવાનું દીવાનખાનુ જોવા ગયા હતા. એમાં જવા સારૂં ત્રણ ફીટ ઉચો તથા સમચોરસ રસતો ઇયા ખાચો છે તેમાંથી વાંકું વલી જવું પડયું હતું. એ ખાંચો ચાર મોટા પથરોનો બનાવેલોછે તેની અંદર થોડેક સુધી સીધું જવું પડેછે અને પછી જમણા હાથપર વળયે છીયે. એ રસતો આસરે ત્રણ ફીટ પોહોળો અને પાંચ ફીટ ઉચોછે. આસરે ૨૦૦) તથા ૩૦૦) ફીટ અંદર ગયા કે એક બાજુપર મોટો ખાંચો આવેછે જેની અંદર ઘણો ઉડો એક કુવો કીધેલોછે. એમાં એક આરબ એક ફાંક સારૂં હાથમાં બતી લઇને છેક હેઠળ સુધી ગયો હતો અને હમોને વાંકા વળીને તેની બતીની રોશનીએ તેમાંનું પાણી દીસસે કરીને કહયું, પણ તે કુવાને દીવાલ કસું નહીં હોવાથી હમો તેની નીચાણમાં કસું જોઇ શકયા ન હતા. હમોએ પેહેલી વળાંણ લીધી ત્યારથી તદન અંધારૂં મલ્યું હતું અને જો કે હમો દરેક જણની સાથે મીણબતીઓ લીધેલી હતી તોપણ એટલું તો અંધારૂં હતું કે બરાબર જોઇ શકયા નહીં. આખો રસતો એ મુજબનો અને વળી કોઇ ગમ તો ત્રણ ફીટ ઉચો હતો તેથી વાકું વળીને તથા રસતો ઘણોજ ઢળાવનો તથા અતીઘણાં પાલીશ થઇ ગયલા પથરોનો હોવાથી સડકણો ઘણો હતો, તેથી ઘણું તપાસીને તથા હમારી સાથે આવેલા આરબોની મદદથી ચાલવું પડતું હતું. હમો અંદર ગયા કે સઘળો ઉચો ચહડાણનો રસતો હતો અને કુવો મુકયા પછી તો ઘણીજ ચહડાણ તથા સડકણું મલ્યું તેથી પગ સડી જતા હતા, અને આરબોનાં ટેકા આગલથી અને પાછલથી નહીં હોય તો કદી પણ ચાલી શકાય નહીં તેવુ બીકટ હતું. એ મુજબ લાંબો તપો આસરે ૩૦૦)થી

૪૦૦) ફીટનો પસાર કીધા પછી પેલો ઓરડો આવ્યો હતો. એ ઓરડો પાદશાહી ઓરડા (The King's Chamber) ને નામે ઓળખાયછે, અને બીજા એવા ઓરડાઓ એજ પીરેમીડનાં બીજા ભાગોમાં ઉપર હેઠળ આવેલાછે પણ તેનાં રસ્તા તદન જુદાજ કીધેલાછે. આ પાદશાહી ઓરડો સૌથી મોટો ગણાયછે. તે ૩૪) ફીટ ૩) ઇંચ લાંબો, ૧૭) ફીટ ૧) ઇંચ પોહોળો, અને ૧૯) ફીટ ૧) ઇંચ ઉંચોછે. એની જમીન પીરેમીડનાં તળીયાંથી ૧૩૮) ફીટ ઉંચાણમાં આવેલીછે. એનું છાપરૂં ઇયા છત મોટા આખ્ખા પથરોની કીધેલીછે, અને તેનાં છેડા બાજુની દીવાલપર પોહોળાઇએં કીધેલાછે. એ ઓરડાનું કામ એવું. તો સરસછે કે તેને ૬,૦૦૦) વરસ થયા છતાં તેની સાંધોમાં છુરી વટીક જઈ શકતી નથી, એ ઓરડાની એક બાજુપર વચમાંથી એક સારકોફેગસ મુકેલીછે જેનું ઢાંકણું ત્યાં દીસતું નથી અને તદન ખાલીછે. તેની ઉપરનો થોડો ભાગ ભાગી ગયલોછે તે તદન એકજ પથરછે, અને તેની ઉપર કાંઇ પણ લખેલું ઇયા કોતરેલું નથી. તે બાહારથી ૯૦) ઇંચ અને અંદરથી ૭૮) ઇંચ લંબાઇમાં, ૩૯) ઇંચ પોહોળાઇમાં, અને ૪૧) ઇંચ ઉંચાઇમાંછે, અને એપર કાંઇબી ઠોકવાથી ધાતુનાં જેવો અવાજ તેમાંથી નીકળેછે. જોવા આવનારાઓએ એ પ્રમાંણે ઠોકીને તપાસ કરવાથી હમોએ ઉપર લખવા મુજબ તેની ઉપરનો થોડો ભાગ ભાગી ગયોછે. એ ઓરડામાં હમારી બતીઓ છતાં ઘણું અંધારૂં હોવાથી હમારી સાથવાળા આરબો પાસથી મેગનેશીઅમનો તાર લઇ સળગાવીને બરોબર જોઇ શકયા હતા. એ ઓરડો ઘણો વચેવચમાં પીરેમીડની અંદર આવવાથી ત્યાં હવા બરોબર આવી શકતી નથી તેથી હમોને ગરમી ઘણી માલમ પડી હતી, અને થોડા વખતમાં પરસેવાથી ગડકાવ થઇ ગયા હતા. હમો પાછા જે મુજબ અંદર ગયા હતા તેજ રસતે ઉતરાણ હોવાથી જરાક વધતી મેહેનતે બાહાર આવ્યા અને પીરેમીડસની નજદીકમાં એક નાનો બંગલોછે ત્યાં થાક તથા રીફ્રેશમેંટ લીધું. એ પીરેમીડસો વાસતે લખનારા જુદાં જુદાં મત આપી ગયાછે, પણ ઘણાં જણનું કહેવું એમછે કે પીરેમીડસ ઇજીપશીયન પાદશાહોની ગોરો હતી તથા તેમાંથી સારકોફેગસ મલ્યાંછે તે તેનીથી પુરવારી થઇછે. એ બાંધવા સારૂં પેહેલાં એક ટેકડીને આસપાસથી કોતરી કાહાડી તેની વચમાં ઊંચો પ્લેટફાર્મ આસરે ૧૦ થી ૨૦ ફીટનો રાખી તેની અંદર ઓરડા જેવુ બાંધેલુંછે, અને તેની ઉપર પડા રોકી નાખલી બાંધની પેહેલાં પથરની બનાવી તેમાં સીડી જેવા ચહડ ઉતરનાં તપા રાખ્યાછે તથા પછી ઉપરથી બાંધતાં બાંધતાં પાછા હેઠળ આવી તપા વધારયા ગયાછે. તે પાછળ કેટલો ખરચ તથા મેહેનત થઇ હશે તેનો વીચાર હીરોડોટસ જે ૨૩૦૦) વરસ ઉપર થઇ ગયોછે તેનાં નીચલા લખાંણ પરથી મલેછે "ચીઓપ્સ (પાદશાહનું નામ) હવે તખ્તપર આવ્યો તેને દેહેરાં વગેરે બાંધકાંમ બંધ કરાવ્યું, અને પોતાને વાસતે રઇયતને મેહેનત કરાવવા પડયો. અરેબીઆ દેશની ટેકરીઓમાંથી પથરો કાહાડી તેને બરાબર કપાવી નદી સુધી મંગાવી બોટમાં મુકી બીજે પાર લઇજતા, જયાં બીજાં માણસો તૈયાર રેહેતાં, તેઓપાસે તે પથરો લીબીઆની વેરાન જગાપર ઘસડાવી લઇ જતા હતા. એટલાં કામ પર ૧,૦૦,૦૦૦) માણસો ખપતાં, અને દર ત્રણ મહીને તેઓની બદલી એટલાંજ બીજાં નવાં માણસો લાવીને કરતા હતા. આવાં કામ પાછળ અને તે પથરાઓ લાવવા સારૂં

મજેનાં લાદીનાં રસ્તાઓ એક નાકાંથી બીજાંનાકાં સુધી બનાવ્યા હતા, તે ઉપર ૧૦) વરસ લાગેલાં કહેછે તથા પીરેમીડને બાંધીને તૈયાર કરતાં બીજાં વીસ વરસ લાગ્યાં હતાં. એ પીરેમીડ આઠ પલીઠીરા (૮૦૦ ફીટ) લાંબો અને તેટલોજ ઉંચોછે, અને તેનાં પથરા સઘળા સફા કરીને ઘણી તજવીજથી ગોઠવેલાછે. જેમાંનો એકુ પણ પથરો ૩૦) ફીટની અંદર લાંબો નથી. એ પીરેમીડ તપા રોકો બાંધેલોછે, અને તે પથરા ચહડવા સારૂં લાકડાંનાં સંચાઓ બનાવ્યા હતા, જે એક તપાપર સંચો જેવો પેલા પથરને લાવીને મુકેછે કે તે તપાનાં બીજા સંચાથી તેને તેની ઉપરનાં તપાપર લઇ જાયછે. એ મુજબ દરેક તપે એકેકો સંચો રાખી પીરેમીડ બાંધ્યો હતો. એ પ્રમાંણે બંધાઇ રહયોકે મથાળાંપરથી તેને બંધ પલાસ્ટરની માફક કરતા આવ્યા હતા અને તેની ઉપર ઇજીપશીઅન અક્ષરો કોતરયા હતા, તેપર કેટલાં માણસો ખપ્યાં તથા ખરચ શું થયો તે લખેલું છે, અને જેઓ એ વાંચી શકયા તેઓથી સાંભળ્યું કે માણસોને કાંદા, લસણ, અને એક જાતનાં ઝાડની જડ ખાવા સારૂં આપતા હતા. તેમ કરતાં ખરચ ફકત ૧૬૦૦) ટેલેંટ (વીસ લાખ રૂપીયા) લાગ્યા હતા. ત્યારે જો એ પ્રમાંણે ખરૂં હોય તો એનાં બાંધવાનાં હથીયારો સંચા તથા માણસોને કપડાં તથા બીજી ખોરાકીપર કેટલો ખરચ થયો જોઇયે" એ મુજબ હીરોડોટસ જેણે એ પીરેમીડ આગલ જોયો હશે તે લખી ગયોછે. એક બીજા ધણીનાં કેહેવા મુજબ એ પીરેમીડ બાંધવા પાછલં ૩,૬૦,૦૦૦ માણસો ૨૦) વરસ સુધી લાગ્યાં હતાં ત્રીજો લખનાર પલીની કહેછે કે "એ મોટા પીરેમીડપર વીસ વરસ સુધી ૩.૬૬,૦૦૦) માણસો કામે લાગ્યાં હતાં, અને એની પાસે બીજા બે પીરેમીડસ એથી થોડા ઉતરતાછે તે સૌ મળીને એ ત્રણ પીરેમીડસ બાંધતાં ૬૮) વરસ અને ૪) મહીનાં લાગ્યા હતા" એ પ્રમાણે આગલનાં લખનારાઓ જોવા ગયા હશે તેઓ ૨,૦૦૦) વરસની વાત ઉપર લખી ગયાછે. હમણાંની શોધ મુજબ એ ચીઓપ્સ પાદશાહ ચોથા વંશનો બીજા પાદશાહ શુફીશ માનીઠાનો હતો તેજ હશે એમ ધારેછે, અને તે ૪૨૩૫) વરસ ઉપર ઇપા ૨૪૫૦) ઇશવી સનેની આગમજ થઇ ગયોછે એવું કરોનોલોજીસ્ટોથી માલમ પડેછે. એક બારગી એ છેલું શાલખી લઇયે તોખી એ પીરેમીડ આજે ૪૩૩૦) વરસનો જુનો હોવો જોઇયે. અસલમાં બાહારથી તદન સફાઇભરેલો બાંધેલો હતો, પણ પાછલથી આરબ લોકો એમાંથી ભાંગીને પથરાઓ કાહાડી પોતાનાં પાદશાહોનાં મેહેલો તથા મસજીદો બાંધતા હતા, તેથી ઉપરનાં પરનાં સફાઇ પાલીશ કરેલા પથરો કાહાડી લઇ જવાથી બાહારનો દેખાવ ખડબચડો લાગેછે, અને પેલા અસલનાં બાંધેલા તપાઓ નીકળી આવેલાછે. પથરો કાહાડી લઇ જવા છતાં પણ હમણાં એ મોટા પીરેમીડ ૭૩૨) ફીટ ચોરસ અને ૪૬૦) ફીટ ઉંચો અને તે ૧૨) એકર ઉપરની જગ્યા રોકેછે તથા તેની અંદર સાડા આઠ ક્રોડ (૮,૫૦,૦૦,૦૦૦) કયુબીક ફીટ માલ લાગેલોછે. આજે દુન્યાંમાં જે ઉંચા મીનારાઓછે તે પીરેમીડ સાથે નીચે મુજબ સરખાયછે. એ પીરેમીદ ૪૬૦) ફીટ ઉંચો છે; સ્ત્રાસબુર્ગના દેવલનો મીનારો ૪૬૧) ફીટ, રોમ શેહેરનાં સેંટ પીટરનાં દેવલનો ૪૨૯) ફીટ, અને લંડનનાં સેંટ પોલનાં દેવલનો મીનારો ૪૦૪) ફીટ ઉંચોછે. એ પીરેમીડસને પેહેલાં એક હજાર વરસની વાત ઉપર ઇજીપ્તનાં પાદશાહ કાલીફ એલ મામુન જે અરેબીઅન નાઇટ્સની વાતમાં હારૂનલરશીદના નામથી વખણાઇ ગયલો

કે તેના છોકરાએ એમાં ખજાનો ડાટેલોછે કરી સાંભળવાથી તેને જે ઓરડામાં ખજાણોછે તે વચોવચમાં હશે સમજીને વચમાંથી ખણવા માંડયો હતો; પણ એ પીરેમીડ (આરબ તવારીખ લખનારાઓના. કેહેવા મુજબ) એટલો તો મજબુત બાંધેલો હતો કે તે ખણવાપર અતીસ્ય મેહેનત પડતી હતી. હવે અસલનાં ઇજીપશીઅનોએ અગમચેતી રાખીજ હશે કે કોઇબી તેને ઉખેડશે તે વચમેથી રસતો હશે ધારીને ખોદશે તેથી તેઓએ પેહેલાં ઓરડામાં જવાનો રસતો વચમાંથી અને જમીનની સપાટીથી કરવાને બદલે એક બાજુપરથી અને ઊંચાણમાંથી કીધેલો હતો, તેથી આરબોને હેઠાણમાં બચી ગમથી ઉખેડતાં તે રસતો હાથ લાગ્યો નહીં, તોપણ વગર હઠવે બીજાં માણસો કામે લગાડીને નવોજ રસતો પોતે અંદર કાહાડવા લાગ્યા. એમ નકાસુ ખોદતાં રૈયત સઘળી કંટાળી ગઇ, અને બલવો કરવા માંડયો ત્યારે પેહેલાં કાલીફે કહયું કે એમાંથી ખજાણો ઘણો મોટો નીકળશે એવું સમજાવીને ચાલુ રાખ્યું, અને ૧૦૦) ફીટ સુધી જયારે અંદર ખોદયું ત્યારે પેલા ઓરડાને લગતો રસ્તો હાથ લાગો, પણ પેલા ઓરડામાં જતાં તે જેમ હાલછે તેમ ખાલી નીકાળ્યો, અને તેમાથી કાંઇ ખજાણો નીકાળ્યો નહીં તથા માંહેલી ઘોર પણ ઉખેડેલી મલી તે ઉપરથી ધારવામાં આવેછેકે આરબોની આગમજ કોઇ બીજાઓ પણ ખોદીને અંદર ગયા હશે. હવે ખજાનો નહીં મલ્યો તેથી કાલીફની રઇયત ઘણી ઉસ્કેરાઇ કે હમોને અમથા ખરચમાં તથા હેરાનગતીમાં નાખ્યા તેથી કાલીફે પોતાની પાસનો ઘણો ખજાનો તથા એક ઝવેરાતનો બનાવેલો મુરધો તે ઓરડામાં છુપો મુકાવી એ ખજાંનો હાથ લાગો બતાવીને રઇયતને થંડી પાડી, અને સઘળું પાછું પોતેજ લઇ બેઠા, તથા રૈયતે ધાર્યું કે ખરચ થયો તેટલુંજ પાછું કાલીફને મલયુંછે તેથી સંતોષ પાંમી હતી. અબદુલ હકીમ જે એ વીગત લખી ગયોછે તેનાં કેહેવા મુજબ પેલી પથરની પેટીમાંથી એક મુડદું તેનાં બદનપર સોનાનાં પત્રાં જડી લીધેલાં તથા મમીનાં કેસ સાથનું મલ્યું હતું અને તેની ઉપર એવા અક્ષરો લખેલા હતા કે તે કોઇ ઉકલાવી શકયું હતું નહીં. એ પછી એ લોકો પાછા એનાં અસલને રસતે બાહાર નીકળ્યા, અને પોતાનો ખણી કાહાડેલો નવો રસતો કઢંગો હોવાથી રદ કીધો હતો. એ મોટા પીરેમીડસ તથા નાધળાં બીજાં ઘણાંછે. એ મુજબ એથી ઘણે દુર શકારાનાં પીરેમીડસ પણ ઘણાં દીસતાં હતાં. મોટા નાંધળાં બધામલીને હમણાં ૭૦) પીરેમીડસ મલ્યાંછે તેમાં ઉપર લખેલો સૌથી મોટોછે.

એ જોઇને એનીજ પાસે થોડે દુરથી સ્ફીંક્ષ (The sphinx) ઘણુંજ ગંજાવર માણસનું પુતળુંછે તે જોવા ગયા હતા. એને વાસતે ધારેછે કે પીરેમીડસ કરતાં પણ એ જુનુંછે કારણકે પીરેમીડસની નજદીકમાં એક તખતી મલીછે તેમાં લખેછે કે એ પીરેમીડ સ્ફીંક્ષની પાસે બાંધેલોછે, તેથી એ નજદીક ૫૦૦૦) વરસનું જુનું હોવું જોઇયે. એને અસલનાં ઇજીપશીઅન લોકો એક દેવતા દાખલ માનતા હતા. એનો જે ભાગ હાલમાં દેખાયછે તે તેનાં ખભાં પીઠ અને ડોકાંનોછે, બાકીનો બીજો ભાગ રેતીમાં ડટાઇ ગયલોછે. એનો દેખાવ જાણે જાનવરનાં દીલ ઉપર માણસનું ડોકું હોય, અને તે પોતાનાં આગલા હાથ ઉપર ટેકી પાછલો ભાગ ભોંયપર સુતેલી રીતનો રાખેલો હોય તેવો લાગેછે. હમણાં જે ભાગ ખુલેલોછે તેમાં તેનું બદન ૧૪૦) ફીટ લાંબું સુતેલી આકરતીએ

અને તે એકજ પથરનું બનાવેલું લાગેછે. ફકત તેની અંદરનાં ખાંચાઓ ચુનાથી પુરી તેનો ઘટમ બરોબર લાવેલાછે. તેનું ડોકું પણ એકજ પથરનું બનાવેલું અને માથાંનાં મથાળાંથી તે ઠુંડડી સુધી ૩૦) ફીટ અને ૧૪) ફીટ પોહોળાઇમાંછે. એનો દેખાવ ઓરતનાં જેવો લાગેછે અને મોડાંપર દીધેલો લાલ રંગ હજુ દીસેછે. હમણાં તેનું નાક તથા આંખ અને હોઠનાં થોડા ભાગ ભાગી ગયલાંછે. એની આસપાસ ફરી ગયલી રેતી કેવીલીઆ નામના સખસે ૧૮૧૭ માં ખણાવી ખુલ્લું કીધું હતું, તે વખતે એની હેઠળ ૧૩૫) ફીટનો ઢળાવ ટેકડાની અંદર કાપી કાહાડેલો માલમ પડયો હતો, જે ઉપરથી ૧૩) તપાની સીડીએ એક પલાટફારમ ઉપર જવાતું હતું, અને તે પલેટફારમથી બીજી ૩૦) સીડીથી નીચે જતાં ત્યારે સ્ફીંક્ષનાં આગલા હાથ ( જે પંજાની માફકછે ) ની અંદર આવેલો એક પલાટફારમ નાખેલો દીસયો હતો. એટલું ઊંડું એ સ્ફીંક્ષનું પુતળું ડટાઇ ગયલુંછે. એટલી જગ્યા ખણતાં રેતીને લીધે ઘણી મેહેનત પડી હતી કારણ કે એક ગમથી ખણે કે બીજી ગમથી પાછી પવનનાં જોરથી તે પુરાઇ જતી હતી. આગળ એ પુતળાંને ખુલ્લું રાખવા સારૂં ફરતી મોટી દીવાલ બાંધેલી હતી, તે ભાગેલી હાલતમાં એ ખણતી વખતે મલી હતી. એનાં બે હાથની વચમાંથી એક ઓલતર, ત્રણ તકતી રોકા પથર, એક સીંહનું પુતળું, અને કાંઇ ભાગેલા પથરનાં કટકા મલ્યા હતા, અને એ ઓલટરની તથા પુતળાંની છાતીની વચમાં ઘણો મોટો ખાંચો રાખેલો હતો, જેથી પેલા ઓલટરની આસપાસ પુજારાઓને ફરી વળવાની જગ્યા મળતી હતી, અને તેનો છાતીની સાંમે ત્રણ પથરની એક તકતીનો ભાગ બનાવેલો ૧૪) ફીટ ઊંચાઇમાં હતો. એટલું મોટું એ પુતળું બનાવેલુંછે.

એ જોઇને હમો પાછા ત્યાંથી ૧૧)વાગે નીકળેલા કેરોનાં હોટલમાં કલાક ૧૨-૩૦ મીનટે જઇ પુગ્યા હતા. સાંજનાં પાછા શોબ્રાના રસતાપર થઇને ત્યાંનો આવેલો એદીવનો મેહેલ તથા બાગ જોવા ગયા હતા. એ મેહેલ મહમદ અલી પેહેલા એદીવે બંધાવ્યો હતો. એ જગયા જાણે ફરવા જવા સારૂં બાંધી હોય તેમ લાગેછે, કારણકે વચમાં એક મોટો ચોક રાખી તેની આસપાસ ચાર મોટા ઓટલા બાંધી લીધાછે અને ફકત તેને ચાર ખુણે ચાર નાખળા ઓરડા શીવાય બીજા ઓરડા ઇચા દીવાનખાનું દીસતું નથી. અંદરનો ચોક તથા ફરતા ઓટલા સંગેમરમરનાં બાંધેલાછે અને ચોકની વચમાં એક ઘણો મોટો તલાવ બાંધ્યોછે.તેમાં ફરવા સારૂં એક નાખળી બોટ રાખેલીછે, તથા તલાવની વચમા પાછી એક નાંખળી જેવી બેઠક સંગેમરમરની બાંધી તેની વચમાં પાછો ફુંવારો કીધેલોછે તેથી જાણે એક નાખળું ટાપુ હોય તેમ લાગેછે. ઓટલાને ફરતા અંદરની બાજુથી નાખળા કટેરા કીધેલાછે, અને બાહારની બાજુ પર દીવાલ તથા બારી બારણાં કીધેલાંછે તેથી બાહારથી જાણે ઘેર અને અંદરથી જાણે ઓટલો હોય તેવું દીસેછે. એ ઓટલાની ફરતી પાણી દોડવાની સંગેમરમરની બેઠી પરનાળછે, જેની અંદર માછલીઓનાં આકારો કોતરેલાછે, તેથી પાણીમાં જાણે માછલીઓ તરતી હોય તેવું લાગેછે. એનાં ચાર ખુણાંપર ઓરડાછે, તેમાં એકમાં દીવાનખાંનું બનાવેલુંછે તેનું ફરનીચર સોનેરી ઘોળ તથા સાટીનનું યુરોપીયન રીતનું, અને વચમાં એક ઝુંમર કીધુંછે તેમાં ફરતાં હરણનાં શીંગડાં સાથનાં ડોકાં ધાતુનાં બનાવી શીંગડાંઓમાં બતીઓ આશવાની ભુંગલીઓ રાખેલીછે, તેથી નવાઈ જેવું લાગેછે. એ છત બધી સારી ઘોળ તથા નકશીકામની બનાવેલીછે. બીજે ખુણે હુકો

વીવાનો, ત્રીજે ખુણે બીલીઆરડ રમવાનો, અને ચોથે ખુણે બખ્તર બાંધવાનાં ઓરડા સારા શીણગારેલાછે.

એ જોઇને તેજ બાગમાં બીજો નાઘળો જેવા બંગલોછે તે જોવા ગયા. એને "એલ જબલ ઇયાને" ટેકડી કરી કહેછે. તે એક નાઘળો ટેકડી ઉપર બાંધેલોછે અને જાણે એકજ દીવાનખાંનું હોય તેમ કીધેલો તથા તેની વચમાં આલાબસ્ટરનો ફુંવારો બનાવેલોછે. એ આખા બંગલાની જમીન આલાબાસ્ટર પથરની બનાવેલીછે. ધારવા માફ એ બંગલામાં જનાંની ઓરતો જયારે એદીવ મોટા બંગલામાં આવતો હશે ત્યારે આવતી હશે, તેથી તે અલાહેદો બાંધેલોછે. એ જોઇને બાગમાં ફરયા હતા, જે ઘણો મોટોછે, પણ તેમાં લીમ્બુનાં તથા બીજાં પરચુટણ ફુલોનાં ઝાડ શીવાય જોવા લાયક કાંઇ નથી.

**તા૦ ૮ મી નવેમબર ૧૮૮૧—** આજે અતરેની પબલીક લાઇબરેરી જોવા ગયા હતા. તે મીનીશટરી ઓફ રીલીજીઅન એંડ પબ્લીક ઇનસ્ટ્રકશનને લગતી ઇમારતમાં આવેલીછે, જેયાં આસરે૪૦,૦૦૦ કીતાબો આરબી ભાષામાં અને ૨૦,૦૦૦) કીતાબો યુરોપીયન ભાષામાં લખેલી તથા છાપેલીનો સંગ્રહ કીધેલોછે, તેમાં મોટો ભાગ એ લોકોની કોરાનને લગતી બીનાઓની ચોપડીઓનોછે. અશલ મસજીદોમાજ ચોપડીઓ રાખતા હતા, તે બધી અહીંયાં લાવીને એકઠી કીધેલીછે; તેમાં સૌથી જુની કીતાબ મહમદ પેગંમબરની છોકરીનાં છોકરા હુસેનની પોતાની કોરાન કુફી બોલીમાં લખેલીછે. તે આસરે ૧૨૦૦) વરસની જુનીછે, તથા બીજી ગંજાવર કોરાનો જુદા જુદા ઇજીપ્તનાં પાદશાહો તથા એદીવોની વાપરેલી મુકેલીછે. તે ૫ થી ૫ ફીટનાં કદની અને ભપકાદાર સોનેરી અક્ષરોથી લખેલીછે.

તે જોઇને પછી એદીવનાં તબેલા જોવા ગયા હતા, જયાં આસરે ૧૦૦) આરબી, અંગ્રેજી, નોરમનડી, એબીશીનીઅન, રશીઅન અને ઇજીપ્તનાં "બ્રીદ" (તુખ્મ) ના ઘોડા જોયા હતા, પણ તેમાં ઘણાંજ થોડા દેખામણાં હતા. આગલનાં એદીવને વાસતે તેનાં ગાડી ઘોડાની ઘણી તારીફ સંભળાયછે, પણ તે પોતે જયારે તખ્ત છોડીને નેપલ્સ શેહેર ગયો ત્યારે સાથે લેતો ગયોછે. ગાડીઓ થોડીક રાજદરબારી કારણસર લાલ રંગ તથા સોનેરી ઘોળની માફકસરનાં ભપકાનો તથા બીજી સાધારણ ગાડીઓ રાખેલીછે. એનાં તબેલાની દેખરેખ ફ્રેંચ લોક કરેછે, તેથી તે ઘણો સફાઇભરેલો રાખેલો અને સઘળી ગોઠવણી પસંદ કરવા લાયકછે.

એ જોઇને પછી અલ હસનની મસજીદ જોવા ગયા હતા. એ મસજીદમાં એદીવ પોતે દર શુકરવારે બંદગી કરવા જાયછે અને એમાં મહમદ પેગમ્બરની છોકરી ફાતીમા અને જમાઇ અલીના છોકરા હુસેન અને હોસેનના ડોકાં તથા હાથ ડાટેલાછે, તેથી તે ઘણી પાક ગણાયછે. એ જોવા જવા સારૂં ઘણી મેહેનતે રજા મલેછે. એનો બાહારનો દેખાવ કાંઇ ઘણો સારો નથી અને અંદરથી પણ કાંઇ ઘણું જોવા લાયક નથી. ફકત એક ઘણું મોટું દીવાનખાનું બનાવેલુંછે અને તેમાં સંગેમરમરનાં ૫૪) થાંભળા મુકેલાછે તથા બધે ઉંચા ગલીચા બીછાવેલાછે. હુસેન તથા હોસેનવાલી ઘોરની જગ્યા હમોએ ઘણુંબી કીધું પણ બતાવી નહીં; કારણ કે વરસમાં એકજ વખત તેને ખોલી મુકેછે. એ હુસેનનું ડોકું અહીંયાં લાવવા વીશે કહેછે કે જયારે ઇજીપ્તનાં આગલા પાદશાહોનો અમીર એલ-ગીઉશ•શીરીઆ જીત્યું ત્યારે તેણે સાંભળયું કે આસ્કેલોનમાં હુસેનનું ડોકું

દાટેલું છે, તેથી તેને ત્યાં એક મોટી દરગાહ સને ૪૯૧ માં બંધાવી હતી, પણ સને ૫૪૮ નાં શાલમાં ફાતીમાઇત કાલીફનાં વજીર શાલે ઇબ્ન રેઝાકે ધાર્યું કે રએને ક્રીસ્ચીઅનો એને અડચણ કરે, તેથી તે ડાકું ત્યાંથી કહડાવી મંગાવીને પોતાની કેરોની મસ્જીદમાં મુકવાનો ઠેડાવ કીધો, પણ કાલીફે તે સારૂં વાંધો લીધો અને પોતાના મેહુલનાં એક ભાગપર એને સારૂં એક જુદી જગા બાંધીને તેમાં તેને ડાટયું હતું અને એપર પાછલથી મસજીદ બાંધી. તેને વાસતે તેને તથા તેની પછીનાં કાલીફોએ મોટી જાગીરો આપી હતી.

એ મસજીદ જોઇને પછી અતરેનાં એદીવનાં ખાંનદાનને દાટવાની જગ્યા જોવા ગયા હતા. એ જગા ગામની બાહારથી રેતીનું મોટું જંગલ આવેલું છે ત્યાં અતીઘણી મોટી જગ્યા નજર પુગાડયે ત્યાં સુધીની સઘળી ઘોરસ્થાન દાખલની વપરાતી જગામાં આવેલીછે. અહીંયાંનાં અમીરી કુટંબ પોતાને સારૂં જગ્યા દીવાલોથી ઘેરી લઇને તેમાં દટાયછે, તેથી જાણે વગર છાપડાંનાં ઘરોનું એક નાધણું જેવું શેહેર હોય તેવું આ ઘોરસ્થાન લાગેછે. એદીવનાં ખાંનદાનને લગતી ઇમારત ગુંબજોની બાંધેલી અને તેમાં એક મોટું દીવાનખાનું કરી બાજી બાજુપર ઓરડાઓ કીધેલાછે તેમાં એ એદીવો એક જણ શીવાય બધા ડટાયલાછે. તેઓની ઘોરો તદન સંગેમરમરની અને તે ઉપર ઘણી નકશી તથા રંગ અને સોનેરી કામ કીધેલુંછે. તેમાં ઇબ્રાહીમ પાશા જે અહીંયાં પેહેલો ડટાયલોછે તેની ઘોર ઘણીજ સરસછે. તે જાણે એકની ઉપર એક ઘોરો ગોઠવી હોય તેમ ત્રણ પથરની બનાવેલી અને તેની ઉપર બેસુમાર નકશીકામ તથા તેનો અહેવાલ કોતરેલોછે. એનો આસપાસ બીજા એનાં ખાંનદાનીઓની ઘોરો ઘણી આવેલીછે.

હમણાંનાં એદીવનાં ખાંનદાનનો વડો મહમદઅલી પાદશાહ હતો, જેને ફ્રેંચની લડાઇ પછી (એ ઇજીપ્તનું દેશ નેપોલીયને લઇ મુકયું હતું તે અંગ્રેજોએ પાછું તેની પાસથી જીતી લઇને તરકીને પાછું સ્વાધીન કીધું હતું) તરકીનાં સુલતાને ઇજીપ્તનો વાઇસરાય ઇયાને હાકમ ઠેડવ્યો હતો. તે વખતે અહીંના બીજા સરદારો જેઓ મામલુકસને નામે ઓલખાતા હતા તેઓ ઘણાં જોરાવર હોવાથી હમેશાં ગવરનરોને હેરાન કરતા હતા. તેઓને એ ધણીએ દાગાથી કીલામાં તેડી હમોએ આગલ લખવા મુજબ મારી નાંખી પોતે એકલો હકુમત ચલાવા લાગો, અને આગલ ચાલતાં એનું જોર એટલું તો વધી ગયું કે તરકીની સરકારની સાંમે થઇ તેની સાથે લડાઇ ચલાવી તે ઘણી વખતે હરાવી તેઓનાં શીરીઆ તથા બીજા મુલકો લઇ મુકયાં, અને તેનાં પાયતખ્ત કોન્સ્ટાંનટીનોપલપર લડાઇ લઇ જતો હતો તેવામાં બીજા યુરોપીયન રાજયો વચમાં પડી તેને શીરીઆ પાછું છોડીને હટવાનો ફરજ પાડી અને સુલતાન અબદુલ મજીદને પોતાનો હાંકેમ કબુલ કરવાની ફરજ નાંખી. ત્યારથી (સને ૧૮૪૧) સુલતાને એ મહમદઅલીનાં કુટંબમાંજ ઇજીપ્ત દેશની વાઇસરોયશીપ રહે એવું ફરમાન સહી કરી આપયું હતું તે વખતથી એ ખાંનદાનનાં લોકો અતરેની સરદારી કરતા આવેલાછે, પણ તેઓ પાશા ઓફ ઇજીપ્તને નામે ઓલખાતા હતા, તે છેક છેલો ધણી જે હમણાં દેશનીકાળ થયલોછે તેણે તખ્તપર આવ્યા પછી તરકીની સરકાર સારૂં મોટી મોટી ભેટ મોકલી, તથા ચોથાઇ વધારીને વરસ દીને રૂપીયા સીતેર લાખ સુધીની કરી, તથા એનાં માગવા મુજબ એને એદીવનો એતાબ મલવા ઉપરાંત તરકીની રસમ પ્રમાંણે ખાંનદાનમાં જે વડો હોય તેને ગાદી મલતી હતી તે

રદ કરી પોતાનાંજ છોકરાને મલે એવી સનદ લખાવી લીધી હતી. એ ઇસ્માઇલ પાશા ઘણોજ ખરચાલુ હતો, અને પોતાનાં દેશમાં સુધારો કરવા અતીસે રૂપીઆ ખરચી રેલવે, કેનાલો, વીજલીના તારો ઇત્યાદી એકદમ બાંધવા માંડયું તથા સુએઝ કેનાલને મદદ આપી તેમજ મોટી રકમ ( નજદીક ૩ કરોડ રૂપીયા ) આપી પોતાની રૈયતનાં માણસોને વેઠમાં પકડી કામ કરાવવાનો ચાલી હતી તેમાંથી છોડવ્યા, તથા બીજો ઘણો ખરચ કરવાથી ઇજીપ્તની આવક તેનાં ખરચને પુરી નહી પડી, તેથી નજદીક ૫૦) કરોડનું કરજ થઇ ગયું, જેનાં માગનારાઓ ફરેંચ તથા અંગ્રેજો. એની ઉપર ઘણો તકાદો કીધાથી તેણે પોતાની જાગીરો તથા બીજું વેચીને બન્યું તેટલું કરજું ભરયું, અને હવેથી રીતસર ખરચ કરવાની બોલી કીધી, પણ તે મુજબ એનાં માગનારાઓનાં ધારવા પ્રમાણે તે નહી ચાલવાથી તરકીની સરકારને સમજાવીને એને તખ્ત ઉપરથી ઉઠાડી મુકાવી એનાં છોકરા તેફીક પાશાને હમણાંનો ખેદીવ સને ૧૮૭૯માં કીધો અને ઇસ્માઇલ પાશાને કાંઇ વરશાણ આપતું કરી નેપલ્સમાં રાખેલોછે. ત્યારપછી એ માંગનારાઓનાં કેહેવા મુજબ હમણાંનાં ખેદીવે રીઆજ પાશા કરી કોઇ ગરીબ ખાંનદાનના પણ ઘણાં હુશીયાર ધણીને પોતાનો દીવાન કીધો હતો, જેથી જુના કુટંબોનાં લોકો ઉપર તે હાકમી ભોગવવાથી તે લોકોએ અતરેનાં આરબ સીપાઇઓને ઉશકેરીને હમણાં આસરે બે મહીનાંપર મોટું ઉલડ કીધું, અને ખેદીવનાં મેહેલપર હલ્લો લઇ જવાથી તેઓનાં માગવા મુજબ રીઆજ પાદશાહને કાહાડી મુકવાનો ફરજ પડી હાલની રઇયત હજુબી બીજાં દેશનાં લોકો અતરેનાં રાજનાં કામની વચમાં પડેછે તેથી ઉશ્કેરાયલી દીસેછે અને એક મોટું હુલડ થવાની ધાસ્તીછે.

હમો એ ઉપલી દાટવાની જગા જોઇને પછી કેરો શેહેરમાં ફરી આવ્યા હતા. એ શેહેરનાં મોહોલા ઘણાં સાંકડાછે અને રસતા ઘણાં સારા નથી. થોડોક ભાગ જયાં હમારૂં હોટલ તથા બીજા યુરોપીયનોનાં લતાછે, તે જરા સારાછે તથા બીજા રસતા નવા બાંધીને હમણાં તૈયાર થાયછે. ત્યાં થોડીક નવી ઇમારતો સારી બંધાયછે. ગામમાં તો કોઇ ગમ મોહોલાઓ એટલા સાંકડાછે કે ત્યાં એક ગાડી ભાગ્યે જઇ શકેછે તેથી અહીંયાંની વસતીનો મોટો ભાગ ગધેરાં ઇયા ખચરોપર બેસીને આવજાવ કરેછે. વસતીનો મોટો ભાગ આરબ લોકોનો દીસેછે અને સીદીઓ પણ ઘણાંછે. હમણાં એ શેહેરની વસતી આસરે ૩,૭૦,૦૦૦) ની કહેવાયછે તેમાં ૨૦,૦૦૦) યુરોપીયન અને ૩૦,૦૦૦) યાહુદીછે.

**તા૦ ૯ મી નવેમબર ૧૮૮૧**— આજે સવારનાં હમો કલાક ૧૧—૩૦ મીનીટે ટરેનમાં બેસીને કેરો શેહેર છોડયું તે રાતનાં કલાક ૭—૩૦ મીનીટે સુએઝમાં આવી પુગ્યા હતા, અને અહીંનાં ધી સુએઝ હોટલમાં હજુ સુધી બ્રોનડાશીથી મેલ આવી ન પોંહોચવાથી ઉતારો લીધો હતો. હમો બેઠા ત્યારથી તે છેક ઝાગાઝીગ કરીને ગાડી બદલવાની જગ્યા આવેછે ત્યાંસુધી ( બપોરનાં એક વાગતા સુધી) ફલવંત જમીન મલી હતી, પણ ઝાગાઝીગથી પાછું રેતીનું જંગલ મલયું જેમાં છુટાં છવાયાં નાધળાં ગામડાંઓ કોઇ કોઇ ગમ દીસતાં અને ખેતીવાડી કંઇ દીસતી હતી નહીં તથા ગાડીનાં કાચો ચહડાવવાં છતાં એટલી ઝીણી રેતી ઉડેછે કે તેથી હમે બધા અંદર ભરાઇ ગયા હતા.

**તા૦ ૧૦ મી નવેમબર ૧૮૮૧**— આજે સવારનાં સુએઝ ગામમાં ફરી આવ્યા હતા, જયાં નાધળાં ઝુપડાં તથા થોડાંક ઘેરો શીવાય બીજું કસું જોવા લા-

થક નથી. રસતાઓ ઘણીજ ખરાબ હાલતમાંછે અને ધુળનો તો. કાંઇ પારજ મલે નહી. એની વસતી આસરે ૧૧,૦૦૦) માણસના કેહેવાયછે. એ ગામથી ત્રણ માઇલ દુરને છેટે સુએઝ કેનાલને લીધે એક બીજું નાનું જેવું ગામ વસ્યું છે, જયાં વખારો તથા હાકીમોની ઇમારત સારી બાંધેલીછે. હજુ સુધી હમારી સાથે જતા મેલવાલી સ્ટીમર એલેકઝાંડીઆ પુગી નથી તેથી હમોએ સુએઝ કેનાલમાં થોડેક સુધી બપોરનાં ફરી આવવાનો ઠરાવ કીધોછે. તેથી એ કેનાલને લગતી થોડીક ખીનાં લખ્યે છીએ. આગલ ભુમધ્ય સમુદ્રમાંથી હીંદુસ્થાન તથા ચીન જતાં વહાણો તથા સ્ટીમરોને શુએજનીસંયોગી ભુમી નડવાથી છેક કેપ ઓફ ગુડ હોપ (જે આફ્રીકાખંડની દક્ષીણ બાજુપર આવેલુંછે) ને રસતે જતાં દીવસો ઘણાં લાગતા હતા. તેથી બેરન ડ લેસેપે સને ૧૮૫૪ માં એ સંયોગીભુમી ખણીને ભુમધ્ય અને રાતા સમુદ્રોને જોડી નાંખવાનો વીચાર કીધો તથા તે યુરોપનાં બીજાં રાજવાલાઓની મદદથી (જો કે અંગ્રેજ સરકારે પેહેલાં અટકાવાની ઘણી તજવીજ કીધાં તોબી) સને ૧૮૫૬ માં એ બાબેનાં પ્લાનો તૈયાર કરીને ખેદીવની સાથે બંદોબસત કીધો, અને સને ૧૮૫૮ માં એ ખણવા સારૂં આઠ કરોડ રૂપીયાની કંપની ઉભી કોધી, જેનો અરધો ભાગ યુરોપમાં ભરાયા પછી બીજી થાપણ નહીં ભરાવાથી ઇજીપ્તનાં ખેદીવે બાકીનાં ચાર કરોડ રૂપીયાનાં શેરો પોતે ખરીડયા હતા. સને ૧૮૫૯ નો તા૦ ૨૫ મી એપ્રેલને દીને એનું પેહેલું કામ ખણવાનું શરૂં થયું હતું. હવે એ કંપની તથા ખેદીવ વચે એવી કબુલાત હતી કે જેટલાં માણસો એ કામપર ખપે તેનાં પાંચમાંનાં ચાર ભાગ માંણસો ખેદીવ પોતાની રૈયતમાંથી પુરાં પાડે, જેમને પગાર મલવાની પણ બોલી કીધી હતી, અને તે મુજબ દર મહીને ૨૦,૦૦૦) નવાં માણસો એ સરકાર પોતાની રૈયતમાંથી વેઠે પકડીને આપવાથી રૈયત ઘણી હેરાંન થવા ઉપરાંત દેશને એટલો અવગુણ થાવા લાગો કે તેનો બદલો બીજી કસી રીતે બની શકતો ન હતો. તે ખેદીવ (શઇએદ પાશા) મરી જવા પછી તેનો પાછલ જે હમણાં દેશનીકાળ થયલો ખેદીવ ઇસ્માએલ પાશા સને ૧૮૬૩ માં ગાદીપર થયો તેણે એમ માણસો આપવાને ના પાડી તેથી કામ સઘળું અટકી પડવાનો નજદીકીમાં આવી પડયું હતું. તે ઉપરાંત આગલા ખેદીવે મોટી જગ્યાઓ એ કંપનીને આપી દીધી હતી તે બાબે અને મીઠાં પાણીનો કેનાલ જે રાશએલવાદીથી સુએઝ સુધી બંધાઇ હતી તે બાબે પણ વાંધો પડવાથી તેનો ફડચો કરવા ફ્રેંચનો છેલો શેહેનશાહ ત્રીજા લુઇ નેપોલ્યનને લવાદી આપી હતી. તેણે એવો ફડચો કીધો કે માણસો નહીં આપે તો તેનાં બદલામાં ખેદીવે એ કેનાલ કંમપનીને રૂપીયા ૧,૫૨,૦૦,૦૦૦) તથા જે જમીન આપી દીધેલીછે તે કેનાલની આસપાસ થોડી રાખીને બાકીની પાછી લે તેની કીમતનાં રૂપીયા ૧,૨૦,૦૦,૦૦૦) તથા મીઠાં પાણીપર ખેદીવનો કર નાંખવાનો હક રહે તેનાં રૂપીયા ૬૪,૦૦,૦૦૦) મલીને જુમલે રૂપીયા ૩,૩૬,૦૦,૦૦૦) સોળ વરસમાં હફતાથી ખેદીવે એ કંપનીને આપવા. હવે એ કંપનીને માણસો નહીં મલવાથી તેઓએ એ કેનાલ ખણવાનાં નવા સંચાઓ બનાવ્યા, જેપર તેઓને રૂપીયા ૨,૪૦,૦૦,૦૦૦) ખરચ લાગ્યો અને તે ચલાવવા સારૂં દર મહીને રૂપીઆ ૪,૦૦,૦૦૦) નો કોલસો ખપવા લાગો, તેથી થાપણ હતી તે ખપી જવાથી બીજા ચાર ક્રોડ રૂપીયાનાં નવા શેરો કાહાડયા અને તેનાં પોંડ ૨૦) નાં શેરો પોંડ ૧૨)

એજ બજારમાં આપતા કીધા છતાં તે ઉપડાયા નહીં, તેથી જેમ હમણાં પેરીસની મ્યુનીશીપાલ લોનની સોરતીઓ નીકળેછે તેમ સોરતીની લાલચ આપવાથી તે બધા ઉપડાઇ ગયા, તથા પાછળથી વળી કાંઇ જુદા વાંધા કાહાડીને બીચારા એદીવને બીજી મોટી રકમ ચીરી હતી, જે સારૂં મીઠાં પણીની કેનાલમાં એ કંપનીનાં પોતાનાં વાહાણો તથા માલ ભાવ લઇ જા કરવાનો વગર નોળે છુટ હતી તે હક રૂપીયા ૮૦,૦૦,૦૦૦) તથા તેમની ઇસ્પીતાલો તથા કારખાનાં એલેકઝાંડ્રીઆ તથા સુએઝની સંયોગીજુમીનાં બીજા ભાગોમાં હતાં તે સઘળું એદીવને આપો બીજા રૂપીઆ ૪૦,૦૦,૦૦૦) લીધા. પણ એદીવ સાહેબ ઘણાં ખરચાલુ હોવાથી એ સવા ક્રોડની રકમ રોકડી આપી શકયા નહીં તેથી તેનાં બદલામાં જે પોતાના ચાર ક્રોડનાં શેરો હતા તેનું વ્યાજ ૨૫) વરસ સુધી લેવું નહીં એવી બોલી તેનાં બદલામાં કીધી, અને તે બોલીને લીધે કંપનીએ સવા ક્રોડનાં નવાં બાન્ડસ બીજાં કાહડવાથી તે ખપ્યા અને સઘળું કામ એ પ્રમાંણે પરચુટણ રકમ કહડાવીને પુરૂં કરી નવેમ્બર ૧૮૬૯ માં કેનાલ ઉઘાડી હતી, જે ઉપર જુમલો ખરચ નજદીક રૂ ૧૭) ક્રોડનો થયલો કહેછે. એ કેનાલની બધી લંબાઇ ૧૦૦) મૈલની કહેવાયછે, પણ તેમાં વચમાં ત્રણ ચાર મોટા સરોવર (બીટર લેકસનાં ૨૫ માઇલ, લેક નીમસનાં ૫ અને બીજા બે લેકસનાં ૩૮ મૈલ મલી આસરે ૬૮ મૈલનાં) મલવા છતાં એ કેનાલ કરવા પાછલ આટલો ખરચ લાગ્યો હતો. એ કેનાલ ખોદેલીની વધતામાં વધતી પોહોળાઇ ૩૨૮) ફીટ, અને ઓછામાં ઓછી ૧૯૦) ફીટ તથા ઉંડાઇ ઓછામાં ઓછી ૨૬) ફીટછે. એ કેનાલ બંધાયાથી કેપને રસતે વાહાણો જતાં હતાં તેઓને નીચે મુજબ માઇલનો બંચાવ થયોછે.

| | કેપનો રસતો. | કનાલનો રસતો. | બચ્યા. |
|---|---|---|---|
| ઇંગ્લાંડથી મુંબઇ | ૧૦,૮૦૦ | ૬,૦૨૦ | ૪,૭૮૦ |
| ન્યુયોર્કથી મુંબઇ | ૧૧,૫૨૦ | ૭,૯૨૦ | ૩,૬૦૦ |
| સેંટ પીટર્સબર્ગથી મુંબઇ | ૧૧,૬૧૦ | ૬,૭૭૦ | ૪,૮૪૦ |
| મારસેલીસથી મુંબઇ | ૧૦,૫૬૦ | ૪,૬૨૦ | ૫,૯૪૦ |

ઉપલો ઘણો મોટા ઘેરાવાનો બંચાવ થવાથી અંગ્રેજ સરકારે જે પેહેલાં રાજપ્રકરણી કારણસર વાંધો લીધો હતો તેજ હમણાં પોતાનાં વાહાણો તથા સ્ટીમરોનો મોટા ભાગ એજ કેનાલને રસતે મોકલેછે, અને હમણાં જે કેનાલમાંથી હજારો વાહાણો દરશાલ પસાર થાયછે તેનો પોણો ભાગ અંગ્રેજી વાવટાનાં હોયછે. એ કેનાલમાં પેહેલે શાલ સને ૧૮૭૦માં ૪૯૧) વાહાણો ૪,૩૬,૬૧૮) ટણનાં પસાર થયાં હતાં, અને તેઓએ પૌંડ ૨,૦૬,૩૭૨) જગાત દાખલ ભરયા હતા, તે વધીને સને ૧૮૭૮ માં ૧૫૯૩) વાહાણો ૩૨,૯૧,૫૨૫ ટણનાં પસાર થયાં અને તેઓએ પૌંડ ૧૨,૪૬,૧૨૯) ભરયા હતા. એ છેલાં વરસમા નકી આવક એ કંપનીને પૌંડ ૧૨,૭૨,૪૩૫)અને ખરચ પૌંડ૬,૭૫,૯૧૬) થયો હતો. એ કેનાલ બંધાઇ તેથી બીચારા ઇજીપ્તનાં એદીવને બધો મલીને સાડા આઠ ક્રોડનો અવગુણ વારાફરતી ડંડ ભરતાં તથા શેરો લીધા તેથી થયો હતો, જે ૧,૭૬,૬૦૨) શેરો તેને ઇં-

ગ્લંડની સરકારને સને ૧૮૭૫ માં ચાર ક્રોડ રૂપીયે વેચ્યા હતા, અને તેનું વ્યાજ જે એને ૨૫) વરસ સુધી લેવું નહીં કરીને કબુલાત પેલા સવા ક્રોડ રૂપીયા આપવાને બદલે કીધી હતી તેથી તે મુદત સને ૧૮૯૪ માં પુરી થાય ત્યાંસુધી ઉપલા ચાર ક્રોડ નું વ્યાજ ટકા ૭) લેખે અંગ્રેજ સરકારને ભરવા સારૂં કબુલ થયલોછે, જે જોવાથી આપણને ઇજીપ્તનાં લોકો સારૂં દયા ઉપજેછે કે એ લોકોની જમીન મફત લેવા છતાં એ શેહેરને ચાર ક્રોડ રૂપીયાનો અવગુણ અને દરશાલ ૨૮) લાખ રૂપીયા વ્યાજનાં આપવા પડેછે. હમો શુએજનાં ગામમાંથી સાંજનાં ૪) વાગે હોટલની સાંમેથી બોટમાં બેસીને નીકળેલા કેનાલ તરફ ફરવા ગયા હતા. એ કેનાલમાં જવા સારૂં બોહીયાં બે બાજુપરથી હારબંધ ગોઠવેલાંછે, જેની વચમાં ઉંડું પાણી આવેલુંછે, તેમાંથીજ કેનાલમા જવાયછે, પણ જો બોહીયાંની આસપાસ બાહાર પાણીમાં જો ભુલથી જાયતો રેતીમાં ખુંટી બેસેછે. દરીયામાંથી એ પ્રમાંણે બોહીયાં મુકેલાંછે તે છેક કેનાલની અંદર એજ મુજબછે, જેની વચમાંથીજ વાહાણો તથા સ્ટીમરો આવજાવ કરેછે. હમોને વખત નહીં હોવાથો કેનાલની અંદર ગયા હતા નહીં, પણ તેનું મોહોડું જ જોઇને પછી હમારાવાલી સ્ટીમર "માલવા" પી. એનડ ઓ. કુંપનીની ગોદીમાં હતી તેપર ગયા અને રાતનાં દશ વાગે એલેકઝાંનડ્રીયાથી પાશીનજરોની મેલ ટ્રેન આવી ત્યારપછી કલાક ૧૧—૩૦ મીનીટે હમારી સ્ટીમરે લંગર ઉંચકયું હતું.

**તા૦ ૧૧મીથી ૧૪મી નવેમબર ૧૮૮૧** ત્રણ દીવસો સુએઝથી એદન સુધીનો રેડસી પસાર કરવામાં ગયા હતા. આખો વખત દરીયો ઘણોજ સ્થીર તળાવનાં જેવો હતો, પણ બે દીવસ સુધી ગરમી તથા તાપ ઘણો લાગો હતો. છેલા દીવસથી જરા જરા પવન આવવાથી ગરમી નરમ લાગતી હતી.

**તા૦ ૧૫ મી નવેમબર ૧૮૮૧—** આજે રાતનાં કલાક ૬—૩૦ થી એદનનાં દીવા દીસવા લાગા હતા, અને રાતનાં આઠ વાગે સ્ટીમરે લંગર નાંખ્યું. હમોને કીનારેથી અહીંયાંનાં જરથોસ્તી સાહેબો લેવાને આવ્યા હતા તેઓ સાથે કીનારે ગયા. હમો જેમ જતી વખતે રાતનાં આવ્યા હતા તેમ પાછાં ફરતાં પણ રાતનાંજ આવ્યા તેથી નાસીપાસી લાગી હતી કે એડન બરોબર જોવાયું નથી, તોપણ હમો કીનારે સ્ટીમર પોઇનટ ઉપર ઉતરી ત્યાંનાં શેઠો કાવશજી દીનશાજી, તથા મનચેરજી એદલજી કોલાબેવાલાનાં મકાંનોમાં થઇને એદનનું ગામ જે પાંચ મઇલ દુરછે ત્યાં ફરવા ગયા હતા. રસતો ઘણોખરો દરીયા કીનારેથી હતો અને બીજી ગમ ડુંગરો આવેલા હતા, જે તદન વગર વનસ્પતીથી ખાલીછે. ગામમાં જવા સારૂં ડુંગરનો થોડો ભાગ ચહડવો પડેછે, પછી બાકીનો ભાગ વચમેથી કાપી કાહાડેલોછે, જેનાં બેહુ બાજુનાં ભાગો ઘણાં ઉંચા આવેલાછે, અને મથાળે પાછા તેને જોડી નાખવા સારૂં એક પુલ બાંધેલોછે. એ પાસમાંથી પસાર થવા આગમચ ગામની ભાગળ આવેછે, જેનાં દરવાજા રાતનાં બંધ રહેછે, પણ જેઓ પાસે પરવાનો હોય તેઓને આવજાવ કરવા સારૂં ઉંઘાડેછે. એ ભાગ પસાર કીધો કે ગામ આવેછે, જેની આસપાસ ફરતી ત્રણ બાજુપર ડુંગરો આવેલાછે, તેથી એક ગમથી હમો ગયા તે રસતો ડુંગર કાપીને કાહાડેલો અને બીજો દરીયે કીનારેથી બે ટનલો કરીને કીધેલોછે. જે બાજુપર ડુંગર નથી તે બાજુએ જવા સારૂં ઘણો મોટો પેરાવો લેવો પડેછે, તેથી આએ ડુંગરની અંદરથી રસતો બનાવેલોછે. એ-

દનનાં ગામમાં ઘર નાધળાં પણ પાકી બાંધણીનાં અને સરખી હારમાં બાંધેલાછે, પણ રાતને લીધે હમો બરાબર જોઈ શકયા ન હતા. હમો અતરેની વખણાયલી પાણી ભરવાની ટાંકીઓ જોવા ગયા હતા, એ ટાંકીઓ ઘણી મોટી તથા ઊંડી રાખેલીછે અને તેઓને ડુંગરની હેઠળથી અધવચ સુધીમાં એકની ઉપર એક એમ બાંધી લીધેલીછે. હવે જયારે વરસાદ આવેછે ત્યારે ડુંગરોપરનું પાણી સઘળું એકઠું કરીને મોટી ગટરોની મારફતે ઉપરની ટાંકીમાં ભરેછે, જે ભરાઇને ઉભાયછે ત્યારે તે ઉભાયલું પાણી તેની નીચેની ટાંકીમાં પડેછે અને તે ભરાઇ કે તેમાંથી નીચેની ટાંકીમાં, એમ બધી ટાંકીઓ ભરાઇ રહેછે, ત્યારે છેલી ટાંકીમાંનું પાણી દરીયામાં કાહાડી નાંખેછે. પણ એવો જોરાવર વરસાદ કોઇજ વખત એદનમાં પડેછે કે એ બધી ટાંકીઓ ભરાઇ શકેછે. કોઇ વખત તો આઠ વરસ સુધી એકુ ટીપું પણ વરસાદ પડતો નથી. એવી વખતે આગલ પાણીની તાંણ ઘણી પડતી હતી અને અંદરનાં ગામોમાંનુ પાણી દુરથી મશકો ભરીને ઊંટ તથા ગધેરાં ઉપર લાવતા હતા, તે વખતે પાણી એટલું તો મોઘું વેચાતુ હતું કે રૂપીયાનું બે ગ્યાલન મલતું. હમણાં દરીયાનાં પાણીને "કનડેન્સ્ડ" કરીને મીઠું કરવાનો સંચો અતરેનાં શેઠ કાવશજી દીનશાજીની કુંપનીવાલાઓએ ઉભો કીધેલાછે, જેઓ દર ૧૦૦) ગ્યાલને રૂપીયા ત્રણ લેછે, અને તે મુજબ સ્ટીમરોમાં તથા સ્ટીમર પોઇંટ ઉપર રેહેનારાઓને વેચેછે. ટાંકીઓ સરકારનીછે, જે દર ૧૦૦) ગ્યાલનનો રૂપીયો ૧) લેછે. બીજાં ગામોમાં જેમ દારૂની દુકાનો હોયછે તેમ અહીંનાં ગામમાં હમોએ પાણીની દુકાંનો જોઇ હતી, જયાં કુંજાઓમાં પાણી ભરીને ટાંગેલા હતા, જે લોકોને પીવા સારૂં છુટક વેચવા કામ લાગેછે. એ સરકારી ટાંકીઓની હેઠળથી છુટી એક મોટી ટાંકી શેઠ કાવશજી દીનશાવાલાઓનીછે, જેઓએ બીજી ટેકડી પરથી ગટરો કરીને પાણી એકઠું કરેછે અને તેઓ પણ સરકારી ટાંકીઓમાં કોઇ વખતે ઘટ પડેછે ત્યારે વેચેછે. એ ટાંકીઓ મુકી કે તેને થોડેક દુર આપણાં અહીંયાંનાં જરથોસ્તીઓને વાપરવાની ધરમ ખાતાંની વાડી તથા જગ્યા આવેલીછે, જેમાં એક નાધળી દાદગાહ બાંધેલીછે, અને એનેજ મથાળે આવેલાં ડુંગર ઉપર એક દોખમું પણ બાંધેલું છે. અહીંયાં આસરે ૨૦૦) જરથોસ્તીઓ બચ્ચાં છોકરાં સાથે રહેછે. આખાં એદનની વસતી છેલી ગણત્રી પ્રમાંણે ૩૩,૦૦૦)માણસનીછે, તેમાં ૨૭,૦૦૦) મુસલમાનો, ૩,૦૦૦) યાહુદીઓ અને બાકીનાં બીજાં ગામનાં રેહેનાર પરચુરણ જાતનાં લોકોછે.

એ જોઇને પાછા હમો સ્ટીમર પોઇનટનાં બંદરપરથી બોટમાં બેસીને સ્ટીમર ઉપર કલાક ૧૧—૩૦ માનીટે આવી પુગા, અને હમારી સ્ટીમર પાછલી રાતનાં ત્રણ વાગે ઉપડી હતી.

**તા૦ ૧૬ મી નવેમબરથી તા૦ ૨૧ મી નવેમબર ૧૮૮૧**—એ બધા દીવસો સ્ટીમરમાંજ ગુજારયા, જેમાં કસું લખવા જોગ બન્યું હતું નહીં. છેલે દીવસે રાતનાં દરીયામાં જયાં નજર કરીયે ત્યાં પાણીમાં જાણે ચાંદણાંનો ઉજાસ છુટો છવાયો પડતો હોય એમ દીસતું હતું, તથા સ્ટીમરની નજદીકમાં આસપાસ તો જાણે સ્ટીમરમાં ભરપુર રોસ્ણી કીધી હોય અને તેનો એજબ દરીયાનાં પાણીપર પડતો હોય તેવો ઉજાસ દીસતો હતો. એ સઘળું એક જાતનાં ઘણાંજ ઝીણાં દરીયાઇ જાનવરો (Animalcules) ફોશફોરેસેંટ આવેછે તેઓનાં ઉભાઇ જવાથી થતો હતો એવું માલમ પડયું હતું. રાતનાં સુવા જતી વખતે હ-

મારી કેબીનમાં ધારા મુજબ બતી બુઝાવ્યા પછી પણ અંદર એ જાનવરોની ફોસફરેસેંટ લાઇટનો ઉજાસ વારાફરતી એટલો તો આવતો હતો કે અંધારામાં જો કે એક બીજાનું મોહોડું જોઇ શકતા હતા નહીં તે આમ્હે જાનવરોનાં ઉજાસથી બરાબર જોઇ શકયા.

તા૦ ૨૨ મી નવેમબર ૧૮૮૧—આજે બપોરનાં એક વાગાથી દુરથી મુંબઇની આસપાસનાં બારાંમાનાં ડુંગરો દીસવા લાગ્યા, અને આસરે બે વાગેથી મુંબઇ શેહેરનો બેકબે તરફનો કોનારો દીસતો હતો. પેહેલાં જાણે એક નાહનું ગામ હોય તેવું આપણું બુલંદ શેહેર દુરથી લાગેછે, પણ જેમ નજદીક આવતા ગયા તેમ બેકબેવાળા વાંકથી જાણે વાલકેશવર અને કોટ જુદું હોય તેમ લાગતું, અને વાલકેશવરનાં ગવરમેંટ હાઉસની બાજુપરનાં બંગલાઓ તથા કોટમાંની મેદાનમાંની સરકારી નવી હવેલીઓ દીસવા લાગી. જેમ નજદીક આવતા ગયા તેમ બારાંની બાજુપરની રંગભુમી ખીલવા લાગી, અને કોલાબા તરફની મીલો તથા પ્રેસની ચીમનીઓ તથા ઇમારતો વારાફરતી દીસતી હતી, તથા બારાંનો દેખાવ જ્યારે તેનાં મથાળાંપર આવ્યા ત્યારે ઘણોજ ભભકદાર દીસ્યો હતો. હમારી સ્ટીમરે કલાક ત્રણ વાગે પાલવા બંદરની સાંમે લંગર નાંખ્યું હતું, અને હમો તે પરથી કીનારે આસરે સાડા ચાર વાગતે ઉતરયા હતા.